મોટું બળ, જેમ ઘાસની મોટી ગંજી નાની સરખી દીવાસળીની ચણુગારી આગળ બળીને થોડી વારમાં રાખ થઇ જાય છે તેમ નાશ પામ્યા સરખું થઇ જાય. શરીરના મોટા બળને દબાવી દેનાર આ બળ, તે માનસિક બળ છે. માનસિક બળ એટલે મનનું બળ. જેમ શરીર સર્વને હોય છે, પણ સર્વના શરીરનું બળ કાંઇ સરખું હોતું નથી—કોઇ છેક મુડદાલ જેવા હોય છે, કોઇ સાધારણ હરે ફરે એવા શરીરવાળા હોય છે, કોઇ ભીમની પેઠે હાથીને પણ પૂંછડું પકડીને ઉભો રાખે એવા શરીરબળવાળા હોય છે–તેમ મન પણ સર્વને હોય છે, તોપણ સર્વના મનનું બળ કાંઇ સરખું હોતું નથી. કોઇનું મન છેક ગધેડાના જેવું અક્કલવિનાનું હોય છે, કોઇનું મન પોતાનો સંસારવ્યવહાર ચલાવી શકે એવા સાધારણ જ્ઞાનવાળું હોય છે, કોઇનું મન પોતાનો વ્યવહાર સારી રીતે ચલાવી શકવા જેટલા જ્ઞાનઉપરાંત બીજા પુષ્કળ સંસારના વિષયોના જ્ઞાનવાળું હોય છે, અને કાળિદાસ, બાણ, મિલ્ટન કે એડિસન જેવા કોઇ વિરલ પુરુષોનું મન એટલા બધા અગાધ સામર્થ્યવાળું હોય છે કે આખું જગત્ તેના અસાધારણ જ્ઞાનબળથી ચકિત થઇ જાય છે. ગમે એટલું શરીરબળ હોય, પણ મનનું બળ નથી હોતું, તો તે અપાર શરીરના બળવાળો, ઓછા શરીરબળવાળા પણ મનના અધિક બળવાળા આગળ દીનસરખો થઇ જાય છે. સિંહ, વાઘ વગેરે શરીરના અધિક બળવાળા પ્રાણિઓ, પોતાનાથી ઓછા બળવાળા મનુષ્યને આધીન થઇ રહે છે, તેનું કારણ મનુષ્યમાં રહેલું મનનું અધિક બળ એ જ છે. જનાવરોઉપર જંગલી માણસ, જંગલી માણસઉપર કેળવાયલું માણસ, ગામડીયાઉપર શહેરનો માણસ, અને આપણા દેશના લોકોઉપર અંગ્રેજ લોકો જે શ્રેષ્ઠતા ભોગવે છે, તેનું કારણ પૂર્વ પૂર્વ પ્રાણીકરતાં ઉત્તર ઉત્તર પ્રાણીનું મનનું અધિક બળ છે, એ જ છે. એક ગુરખા કે એક શીખકરતાં, એક પૂર્બીઆ કે એક વાઘેરકરતાં, એક અંગ્રેજ શરીરબળમાં કાંઇ બહુ ચઢીયાતો હોતો નથી, પરંતુ એકનું મન જ્યારે પોતે

રહેતો હોય છે ત્યાંથી વીશ પચીશ કોશની મર્યાદામાં બનતી વાતોથી અજાણ્યું હોય છે, ત્યારે બીજો દુનિયાના દરેક ખુણાની બાબતોવિષે જાણીતો હોય છે, પહેલાને જ્યારે પોતાની સહી કરી જાણવાનાં પણ ઘણે પ્રસંગે ફાંફાં હોય છે ત્યારે બીજો પોતાના દેશની ભાષા ઉત્તમ પ્રકારે જાણતો હોય છે, એટલું જ નહિ, પણ બીજા દેશની ભાષાઓ, અને આફ્રિકા જેવા જંગલી દેશની ભાષામાં પણ કુશળ હોય છે, તાત્પર્ય કે મનનું બળ જેમ ઓછું હોય છે, એટલે કે મનના જ્ઞાનની મર્યાદા જેમ સાંકડી હોય છે તેમ મનુષ્ય શરીરબળ છતાં ઓછી શક્તિવાળું હોય છે; અને શરીરબળ ઓછું હોય તથાપિ જેમ મનનું બળ વધારે હોય છે, અર્થાત્ મનનાં જ્ઞાનની મર્યાદા જેમ વિસ્તારવાળી હોય છે, તેમ મનુષ્ય અધિક શક્તિવાળું હોય છે. કોઈ પણ પ્રકારના બળવિનાના માણસકરતાં એકલા શરીરના બળવાળો માણસ જય પામે છે. એકલા શરીરના બળકરતાં, એકલા મનના બળવાળો માણસ વિજય મેળવે છે. અને એકલા મનના બળવાળા માણસકરતાં શરીરનું અને મનનું બંને બળ જેનામાં હોય છે તે અધિક વિજય પામે છે.

શરીરનું અને મનનું બળ એ બેથી વળી એક ત્રીજું બળ છે, જે હૃદયનું બળ એ નામથી ઓળખાય છે. જેમ મનના બળઆગળ શરીરબળ દુર્બળ ગણાય છે તેમ હૃદયબળ આગળ શરીરબળ તથા મનબળ, એ બંને દુર્બળ ગણાય છે. શરીરબળવાળો માણસ જ્યારે પાંચ સાત અથવા અનેક ભમળાં માણસપર અધિપતિપણું ભોગવે છે, અને મનબળવાળો માણસ જ્યારે લાખો માણસપર અધિપતિપણું ભોગવે છે, ત્યારે હૃદયબળવાળો પુરુષ સર્વ ઉપર અધિપતિપણું ભોગવે છે. મનબળવાળા માણસની સત્તા સંસારના જે વિષયોમાં ચાલે છે, ત્યારે હૃદયબળવાળા મહાપુરુષોની સત્તા સંસારમાં અને સંસારની બહાર પણ ચાલે છે. હૃદયબળ એટલે આ અંતઃકરણમાં ઉઠતા અસંખ્ય વિકારોને વશ કરવાનું બળ. ક્રોધ થવાનો પ્રસંગ ઉઠે, અને ક્રોધવડે સામાને નુકસાન

કરવાનું બળ હોય, છતાં ક્રોધને હૃદયમાં ન થવા દેવો; મોહ થાય એવા પ્રાણીપદાર્થો જોવામાં આવે, અને તેમને મેળવવાનું તથા ઉપભોગ કરવાનું સામર્થ્ય હોય, છતાં તેમને જોઈને મનમાં મોહના અંકુરને ઉગવા ન દેવા; પ્રાણસમાન પ્રિય પુત્ર અથવા પત્નીના મરણ જેવો શોક થવાનો બનાવ બન્યો હોય, છતાં હૃદયમાં શોકથી જરા પણ વ્યાકુળતા ન થવા દેવી;–આવા આવા આસંખ્ય પ્રસંગોથી હૃદયમાં થતા વિકારો જે બળવડે મનુષ્ય દબાવી શકે છે, તથા હૃદયમાં તેમને ઠરવા જ દેતો નથી, એ બળ તે હૃદયબળ કહેવાય છે. વેપારમાં કે ધંધામાં ભારે નુકસાન થયું હોય, શરીરને મોટો રોગ થયો હોય, પોતાના પ્રિય પદાર્થોનો નાશ થયો હોય અને તેથી અત્યંત દિલગીરી થવાનો સંભવ હોય, છતાં મુખઉપર પણ શોકની ઉદાસી ન આવવા દેવી; સત્ય બોલવાથી પોતાના શરીરનો, ધનનો, અને વહાલા પદાર્થોનો નાશ થતો હોય, છતાં સત્યથી જરા પણ ન ચળવું; નીતિના કે સ્વધર્મના નિશ્ચય કરેલા માર્ગમાં વહેવાથી સુખને બદલે દુઃખ જ આવ્યા કરતું હોય અને સારી સ્થિતિને બદલે ઉતરતી સ્થિતિ જ ઉપરાઉપરિ આવ્યા કરતી હોય, છતાં તે માર્ગથી એક ડગલું પણ જે બળવડે મનુષ્ય ચળતો નથી તે બળ તે હૃદયબળ છે. આ હૃદયબળ, તે સર્વોત્કૃષ્ટ બળ છે. જેમ હાથીના પગલામાં ઉંટ, ગાય, બકરી વગેરે સર્વ પ્રાણીનાં પગલાં શમાઈ જાય છે, તેમ યથાર્થ હૃદયબળમાં શરીરનાં તથા મનનાં સર્વ બળ શમાઈ જાય છે. યથાર્થ હૃદયબળવાળા મહાપુરુષઆગળ શરીરના પ્રચંડ બળવાળો ભીમજેવો પહેલવાન, કે મનના અગાધ બળવાળો કાળિદાસ કે બાણ જેવો કવિ, કે ધન અને સત્તાના મહાબળવાળો ચક્રવર્તી રાજાપણ નિર્બળ દીનસરખો હોય છે. સનત્કુમાર કે વસિષ્ઠસરખા, યાજ્ઞવલ્ક્ય કે દધીચિસરખા અગાધ હૃદયબળવાળા મહાપુરુષોઆગળ પૃથ્વીના અલંકારજેવા પૃથ્વીપતિઓ દીનસરખા થઈ હસ્ત જોડી ઉભા રહ્યાના દૃષ્ટાંતો શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

આ સર્વેથી સ્પષ્ટ થાય છે કે આ જગતમાં શરીરબળ સહુથી ઉતરતું બળ છે, મનોબળ તેથી ચઢીયાતું છે, અને હૃદયબળ સહુથી ચઢીયાતું છે.

એકલું મનોબળ હોય પરંતુ શરીરબળ ઓછું હોય તેના કરતાં, શરીરબળ અને મનોબળ બન્ને હોય તે ચઢીયાતાં છે; અને શરીરબળ, મનોબળ તથા હૃદયબળ એ ત્રણેની સંપૂર્ણ સ્થિતિ હોવી, એ સર્વથી શ્રેષ્ઠ છે.

આથી સિદ્ધ થાય છે કે શરીરબળ મેળવવું, એ આ જગતમાં મનુષ્યનું પહેલું કર્તવ્ય છે, મનોબળ મેળવવું એ બીજું કર્તવ્ય છે અને હૃદયબળ મેળવવું એ ત્રીજું અને સર્વોત્કૃષ્ટ કર્તવ્ય છે.

જે દેશની પ્રજા આ ત્રણે બળને સારી રીતે મેળવે છે, તે પ્રજા ઉદયની સહુથી ચઢતી સ્થિતિ ભોગવે છે. આપણા પ્રાચીનકાળના આર્યોએ આ ત્રણે બળને સારી રીતે મેળવ્યાં હતાં, અને તેઓ સર્વોત્કૃષ્ટ ઉદયને પામ્યા હતા. જે દેશની પ્રજા શરીરબળ તથા મનોબળ બન્નેને સંપાદન કરે છે, પરંતુ હૃદયબળ મેળવવાઉપર ઘણું ઓછું લક્ષ આપે છે; તે ઉદયની મધ્યમ સ્થિતિમાં હોય છે. યૂરોપ તથા અમેરિકાની પ્રજાઓ આ બે બળ મેળવવા ઉપર વધારે પ્રયત્ન કરે છે, અને તેથી તેઓ ઉદયની મધ્યમ સ્થિતિમાં ગણી શકાય એમ છે. કારણ કે જો કે તેઓ ઉદયની પરિસીમાએ પહોંચેલી આપણને દેખાય છે, તોપણ હૃદયનું બળ જે હૃદયમાં સુખનું ભાન, તથા ગમે તેવા પ્રસંગોમાં પણ ન ચળે એવી હૃદયની નિર્મળ શાંતિ, તે તેઓમાં નથી, એ છેલ્લાં ત્રીશ ચાળીશ વર્ષના ઇતિહાસથી તથા હાલની તેમની સ્થિતિઉપરથી વિચારવાનોને સ્પષ્ટ હોવાથી; તેઓ ઉદયની ઉંચામાં ઉંચી કળાએ હોય તેમ કહી શકાતું નથી. જે દેશની પ્રજા એકલા શરીરબળવાળી હોય છે, પણ મનોબળ તથા હૃદયબળથી રહિત હોય છે, તે સામાન્ય સ્થિતિમાં હોય છે. તેમનો હલકા પ્રકારનો ઉદય છે, એમ પણ કહી શકાતું નથી તેમ તેઓ પડતીમાં છે, એમ પણ કહેવાય તેમ નથી. અફઘાનીસ્તાનની પ્રજા શરીરબળમાં બહુ ચઢીયાતી છે. તથાપિ મનોબળ અને હૃદયબળની ખામીને લીધે તે જંગલીજેવી જ લેખાય છે. જે દેશની પ્રજા શરીરબળ, મનોબળ તથા હૃદયબળ એ ત્રણેમાં છેક ઉતરતી પંક્તિની હોય છે. તે પ્રજા પડતીમાં જ હોય છે. એના દૃષ્ટાંતરૂપે આપણો

કરવાનું બળ હોય, છતાં ક્રોધને હૃદયમાં ન થવા દેવો; મોહ થાય એવા પ્રાણીપદાર્થો જોવામાં આવે, અને તેમને મેળવવાનું તથા ઉપભોગ કરવાનું સામર્થ્ય હોય, છતાં તેમને જોઇને મનમાં મોહના અંકુરને ઉગવા ન દેવા; પ્રાણસમાન પ્રિય પુત્ર અથવા પત્નીના મરણ જેવો શોક થવાનો બનાવ બન્યો હોય, છતાં હૃદયમાં શોકથી જરા પણ વ્યાકુળતા ન થવા દેવી-આવા આવા અસંખ્ય પ્રસંગોથી હૃદયમાં થતા વિકારો જે બળવડે મનુષ્ય દબાવી શકે છે, તથા હૃદયમાં તેમને ઉઠવા જ દેતો નથી, એ બળ તે હૃદયબળ કહેવાય છે. વેપારમાં કે ધંધામાં ભારે નુકસાન થયું હોય, શરીરને મોટો રોગ થયો હોય, પોતાના પ્રિય પદાર્થોનો નાશ થયો હોય અને તેથી અત્યંત દિલગીરી થવાનો સંભવ હોય, છતાં મુખઉપર પણ શોકની ઉદાસી ન આવવા દેવી; સત્ય બોલવાથી પોતાના શરીરનો, ધનનો અને વહાલા પદાર્થોનો નાશ થતો હોય, છતાં સત્યથી જરા પણ ન ચળવું; નીતિના કે સ્વધર્મના નિશ્ચય કરેલા માર્ગમાં વહેવાથી સુખને બદલે દુઃખ જ આવ્યા કરતું હોય અને સારી સ્થિતિને બદલે ઉલટી સ્થિતિ જ ઉપરાઉપરિ આવ્યા કરતી હોય, છતાં તે માર્ગથી એક ડગલું પણ જે બળવડે મનુષ્ય ચળતો નથી તે બળ તે હૃદયબળ છે. આ હૃદયબળ, તે સર્વોત્કૃષ્ટ બળ છે. જેમ હાથીના પગલાંમાં ઉંટ, ગાય, બકરી વગેરે સર્વ પ્રાણીનાં પગલાં સમાઇ જાય છે, તેમ યથાર્થ હૃદયબળમાં શરીરનાં તથા મનનાં સર્વ બળ સમાઇ જાય છે. યથાર્થ હૃદયબળવાળા મહાપુરુષઆગળ શરીરમાં પ્રચંડ બળવાળો ભીમજેવો પહેલવાન, કે મનના "અગાધ" બળવાળો "કાલિદાસ" કે બાણ જેવો કવિ, કે ધન અને સત્તાના મહાબળવાળો ચક્રવર્તી રાજાપણ નિર્બળ દીનસરખો હોય છે. સનત્કુમાર કે વસિષ્ઠસરખા, યાજ્ઞવલ્ક્ય કે દધીચિસરખા અગાધ હૃદયબળવાળા મહાપુરુષોઆગળ "પૃથ્વીના અલંકારજેવા" પૃથ્વીપતિઓ દીનસરખા થઇ હરત જોડી ઉભા રહ્યાના દૃષ્ટાંતો શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

આ સર્વેથી સ્પષ્ટ થાય છે કે આ જગતમાં શરીરબળ સઉથી ઉતરતું બળ છે, મનોબળ તેથી ચઢીયાતું છે, અને હૃદયબળ સઉથી ચઢીયાતું છે.

ઓછું મનોબળ હોય પરંતુ શરીરબળ ઓછું હોય તેનાં કરતાં, શરીરબળ અને મનોબળ બંને હોય તે ચઢીયાતાં છે; અને શરીરબળ, મનોબળ તથા હૃદયબળ એ ત્રણેની સંપૂર્ણ સ્થિતિ હોવી, એ સર્વથી શ્રેષ્ઠ છે.

આથી સિદ્ધ થાય છે કે શરીરબળ મેળવવું, એ આ જગત્‌માં મનુષ્યનું પહેલું કર્તવ્ય છે, મનોબળ મેળવવું એ બીજું કર્તવ્ય છે અને હૃદયબળ મેળવવું એ ત્રીજું અને સર્વોત્કૃષ્ટ કર્તવ્ય છે.

જે દેશની પ્રજા આ ત્રણે બળને સારી રીતે મેળવે છે, તે પ્રજા ઉદયની સૌથી ચડતી સ્થિતિ ભોગવે છે. આપણા પ્રાચીનકાળના આર્યો આ ત્રણે બળને સારી રીતે મેળવ્યાં હતાં, અને તેઓ સર્વોત્કૃષ્ટ ઉદયને પામ્યા હતા. જે દેશની પ્રજા શરીરબળ તથા મનોબળ બંનેને સંપાદન કરે છે, પરંતુ હૃદયબળ મેળવવાઉપર ઘણું ઓછું લક્ષ આપે છે; તે ઉદયની મધ્યમ સ્થિતિમાં હોય છે. યૂરોપ તથા અમેરિકાની પ્રજાઓ આ બે બળ મેળવવા ઉપર વધારે પ્રયત્ન કરે છે, અને તેથી તેઓ ઉદયની મધ્યમ સ્થિતિમાં ગણી શકાય એમ છે; કારણ કે જો કે તેઓ ઉદયની પરિસીમાએ પહોંચેલી આપણને દેખાય છે, તોપણ ઉદયનું ફળ જે હૃદયમાં સુખનું ભાન, તથા ગમે તેવા પ્રસંગોમાં પણ ન ચળે એવી હૃદયની નિર્મળ શાંતિ, તે તેઓમાં નથી, એ છેલ્લાં ત્રીશ, ચાળીશ વર્ષના ઇતિહાસથી તથા હાલની તેમની સ્થિતિઉપરથી વિચારવાનોને સ્પષ્ટ હોવાથી, તેઓ ઉદયની ઉંચામાં ઉંચી કળાએ હોય તેમ કહી શકાતું નથી. જે દેશની પ્રજા એકલા શરીરબળવાળી હોય છે, પણ મનોબળ તથા હૃદયબળથી રહિત હોય છે, તે સામાન્ય સ્થિતિમાં હોય છે, તેમનો હલકા પ્રકારનો ઉદય છે; એમ પણ કહી શકાતું નથી તેમ તેઓ પડતીમાં છે, એમ પણ કહેવાય તેમ નથી. અફઘાનીસ્તાનની પ્રજા શરીરબળમાં બહુ ચઢીયાતી છે. તથાપિ મનોબળ અને હૃદયબળની ખામીને લીધે તે જંગલીજેવી જ લેખાય છે. જે દેશની પ્રજા શરીરબળ, મનોબળ તથા હૃદયબળ એ ત્રણેમાં છેક ઉતરતી પંક્તિની હોય છે તે પ્રજા પડતીમાં જ હોય છે. એના દષ્ટાંતરૂપે આપણે

પ્રિય હિંદુસ્તાન દેશ છે. આપણા દેશમાં શરીરબળવાળા, મનોબળવાળા અને હૃદયબળવાળા મનુષ્યોનો કેવળ જ અભાવ છે, એમ કહેવાનું તાત્પર્ય નથી; એક બળવાળા, બે બળવાળા કે ત્રણે બળવાળાની સંખ્યા મળી આવે એમ છે. પરંતુ ત્રીશ કરોડની વસતિ સાથે સરખામણીમાં તેમની સંખ્યા, કાળીચૌદશના અંધારાથી ભયંકર લાગતા કોઈ જંગલમાં બે ચાર કોડીયામાં બળતા દીવા જેટલી છે. એમ તો યુરોપ અને અમેરિકામાં પણ હૃદયબળવાળા મહાપુરુષો હશે, પણ સમુદ્રના ખારા પાણીમાં જેમ થોડા ઘડા મીઠું પાણી પડ્યું હોય તો તેથી કંઇ સમુદ્ર મોળો લેખાતો નથી, અને તે પીવાથી આપણી તૃષા મટતી નથી તેમ દેશમાં અત્યંત અલ્પસંખ્યાવાળા શરીરબળવાળા કે મનોબળવાળા પુરુષો હોવાથી કંઇ દેશ ચડતીમાં ગણાતો નથી.

આ પ્રમાણે શરીરબળ, મનોબળ તથા હૃદયબળ એ ત્રણેની અત્યંત દુર્બળતા આપણી પ્રજામાં ઘણે દરજ્જે હોવાથી આપણો દેશ અને આપણે પડતીમાં છીએ, એ નિશ્ચય થાય છે. તેથી આ ત્રણે બળ જે ઉપાયોવડે વધતાં હોય તે ઉપાયો કરવા, એ પોતાની તથા પોતાના દેશની ચડતી ઇચ્છનાર દરેક મનુષ્યનું કર્તવ્ય છે. આ ત્રણ બળ આપણી પ્રજામાં વધારવાના ઉપાય આપણા દેશહિતચિંતકો તથા અન્ય પરોપકારી વિદ્વાન મહાપુરુષોએ આજ સુધી કર્યા છે, તથા કરે છે, પરંતુ જે કાર્ય સિદ્ધ કરવાનું છે, તે એટલું બધું મોટું છે કે આખો દેશીવર્ગ જ્યાં સુધી પોતાનું શરીરબળ, મનોબળ તથા હૃદયબળ વધારવાનો એક સરખો પ્રયત્ન કમર કસીને ન કરે ત્યાં સુધી ઉપર કહેલા અલ્પ સંખ્યાવાળા પરોપકારી સજ્જનોનો પ્રયત્ન સત્વર સફળ થવાની થોડી આશા રહે છે. અને આ પ્રયત્ન સત્વર સફળ ન થવામાં મુખ્ય હેતુ પ્રજાનો ઘણો ભાગ અજ્ઞાન છે એ જ છે. આપણા દેશમાં વિદ્યાની વૃદ્ધિ આશ્ચર્યકારક રીતે થતી જાય છે, એ વાત સાચી છે, તથાપિ પ્રજાના બહુ મર્યાદાવાળા ભાગને જ કેળવણી મળે છે. પ્રજાનો મોટો ભાગ—સામાન્ય જનસમુદાય—નિરક્ષર

એ; પશુનું જીવન ગાળે છે. જે, તે માર્ગે પોતાનું તથા પોતાના કુટુંબનું પોષણ કરવું, ન્યાયથી કે અન્યાયથી મળતા વિષયોને ભોગવવા, મોટા થવું, પોતાની બાંધેલી નાની સરખી મર્યાદામાં દુઃખસુખ ભોગવતાં આયુષ્ય ગાળવું, અને મરણ આવ્યે મરી જવું,—આથી અધિક કંઇ કર્તવ્ય સામાન્ય જનસમુદાય જાણતો નથી. કેળવણી પામેલા તથા કેળવણી પામતા મનુષ્યોમાંથી પણ ઘણાને એવા પ્રકારની કેળવણી મળી હોય છે કે તેઓ પણ સામાન્ય જનસમુદાયે માનેલા કર્તવ્યને કાંઇક અધિક સુધરેલી રીતે સિદ્ધ કરવાસિવાય, અર્થાત્ ઘરમાં બેસવાને દેશી ગાદીને બદલે ટેબલ, ખુરશી કે કોચ રાખવાં, કોડીયાને બદલે લેમ્પ રાખવા, અંગરખાને બદલે કોટપાટલુન પહેરવાં, પાણી કે દુધ જેવાં સ્વાભાવિક પદાર્થો પીવાને બદલે ચાહા, કોફી કે દારૂ પીવાં, દાળભાત રોટલી વગેરે જેવો દેશી ખોરાક ખાવાને બદલે પાંઉ બિસ્કીટ કે વિવિધ માંસમિશ્ર પદાર્થો ખાવા—આવી આવી અનેક બાબતોવડે વિષયોને સુધરેલી રીતે ભોગવવાં સિવાય કશું વધારે કરતા નથી. આ કરવામાં જ તેઓ પોતાનું કર્તવ્ય પૂર્ણ થયેલું માને છે. જે થોડા સમજુ છે તે દેશની દુર્બલ દશા જાણે છે, સ્વદેશાભિમાનની લાગણીવાળા હોવાથી દેશના દુઃખથી નિરંતર હૃદયમાં સંતપ્ત રહ્યા કરે છે, પોતે માનેલા ઉપાયો કરતાં છતાં પણ ઘણી વખતે સવળા પાસા ન પડતાં, આવી દશા થવામાં રાજનીતિને કારણરૂપ માને છે, અને રાજનીતિમાં સુધારો કરાવવાના અનેક પ્રયત્નો કરે છે. આ લોકો દેશની કેટલેક અંશે ઉપયોગી સેવા બજાવે છે, એમાં સંશય નથી. પરંતુ આપણી દુર્બળ દશામાં રાજનીતિ જ એકલું કારણ હોય તેના કરતાં આપણા શરીરબળની, આપણા મનોબળની, તથા આપણા હૃદયબળની અત્યંત ન્યૂનતા એ પ્રથમ અને મુખ્ય કારણ છે, એ આપણે વિસરી જવું જોઇતું નથી. યોગ્યતાવાળાને તેની યોગ્યતાના પ્રમાણની, સર્વ વસ્તુઓ મળે જ છે, અને તેથી આપણી યોગ્યતા પ્રમાણે રાજનીતિમાં પણ ઘટતો સુધારો થયા વિના રહેશે જ નહિ. જેથી આપણી અને આપણા જનસમુદાયની યોગ્યતા વધારવાનો અર્થાત્ આપણાં

શરીરબળ, મનોબળ તથા હૃદયબળને વધારવાનો પ્રયત્ન જેમ જેમ અધિક થાય તેમ તેમ આપણા દેશની ચઢતી કરવામાં આપણે યોગ્ય પગલું ભરેલું ગણાય એમાં કશો સંશય નથી.

આપણા સમગ્ર વિદ્વાન્ દેશહિતચિંતકો આપણા પ્રજાવર્ગનાં શરીર, મન તથા હૃદય કેળવાય એવો પ્રયત્ન આજસુધી કરતા આવ્યા છે અને કરે છે. આ 'લોકપ્રિય લેખમાલા' પ્રકટ કરનાર 'શ્રેયસ્સાધક અધિકારિવર્ગે' પણ આ ત્રણ બલની વૃદ્ધિ કરવા અર્થે આજસુધી અનેક ગ્રંથો પ્રકટ કરી તથા બને ત્યાં ત્યાં સાક્ષાત્ બોધ આપી, પ્રજાજનોની ઉંચી સ્થિતિ કરવામાટે આપણા દેશહિતચિંતકોએ આદરેલા આ ભગીરથ પ્રયત્નમાં પોતાનાથી બનતી મદદ આપી છે તથા હજી આપે છે. પરંતુ આ વર્ગના આજ સુધી થયેલા પ્રયત્નનો લાભ માત્ર કેળવાયલો વર્ગ જ વિશેષે કરીને લઇ શક્યો છે. પ્રજાનો ઘણો મોટો ભાગ સામાન્ય જનસમુદાયનો બનેલો છે. એ સામાન્ય વર્ગનાં શરીર, મન, તથા હૃદયને કેળવવાનો અત્યંત મોટો પ્રયત્ન જ્યાં સુધી ન થાય ત્યાં સુધી દેશના ઉદયવૃક્ષનાં બીજકો ચારે બાજુએ ઉગી નીકળવાનો ઓછો સંભવ છે એમ જાણી આ 'લોકપ્રિય લેખમાળા' સાધારણ કેળવણી લીધેલા સામાન્ય જનસમુદાયમાં જ્ઞાન પ્રસારવાના હેતુથી પ્રકટ કરવાનો શુભ પ્રયત્ન ઈશ્વરકૃપાથી આજે આદર્યો છે. અન્ય દેશહિતચિંતકોમાંથી કેટલાકનો આવો પ્રયત્ન છે જ. તેથી 'શ્રેયસ્સાધક અધિકારિવર્ગ' કંઇ નવો આરંભ કરે છે, એમ નથી જ; પરંતુ જે જે મહાપુરુષોએ આ દેશોદયના કાર્યનો પુણ્ય આરંભ કર્યો છે, તે પરોપકારી સજ્જનોને તેમાં કંઇક અધિક મદદ મળે, એ હેતુથી જ નવીન સરખા ભાસતા આ પ્રયત્નને 'શ્રેયસ્સાધક અધિકારિવર્ગ' આદર આપે છે.

જનસમુદાયનું શરીરબળ વધે એવા અનેક ઉપયોગી વિષયોનું જ્ઞાન અર્થાત્ આરોગ્યસંરક્ષણવિદ્યા તથા તેને લગતી સર્વ વિદ્યાઓનું જ્ઞાન, સામાન્ય કેળવણી લીધેલાને પણ સમજાય, એવી સરળ રીતે આપવાનો

આ 'લોકપ્રિય લેખમાળા' માં પ્રયત્ન થશે.

તે જ પ્રકારે મનોબળ વધવામાં જરૂરની અનેક વિદ્યા તથા કલાઓનું જ્ઞાન આપવાનો તેમ જ હૃદયબલ વધવા માટે જે જે જાણવાની તથા ધારણ કરવાની જરૂર છે, એવાં સદ્‌ગુણોનાં સ્વરૂપને, નીતિને તથા સર્વ સામાન્ય ધર્મને, અનેક યુક્તિઓવડે આ 'લોકપ્રિય લેખમાળા' માં લખવામાં આવશે.

શરીરબળ, મનોબળ, તથા હૃદયબળ વધવાના અસંખ્ય પ્રકારો હોવાથી, એવી એક પણ વિદ્યા, એક પણ શાસ્ત્ર કે એક પણ કળા નથી કે જે આ 'લોકપ્રિય લેખમાળા' નો વિષય ન થઈ શકે; અર્થાત્ ધર્મ, અર્થ, ન્યાયદ્વારાએ મળતાં વિષયસુખો, અને મોક્ષ એ ચારે પુરુષાર્થને આપનારા સર્વ વિષયો આ 'લેખમાળા' માં આવી શકે એમ હોવાથી, દેશના સર્વ પ્રકારના સર્વ વિદ્વાન્ સજ્જનોને આ પરોપકારી કાર્યમાં લેખ લખવાને સવિનય નિમંત્રણ કરવામાં આવે છે.

આ 'લેખમાળા' વિશેષે કરીને સાધારણ વર્ગના મનુષ્યોમાં જાણવાયોગ્ય, સાધવાયોગ્ય તથા મેળવવાયોગ્ય વિષયોનું જ્ઞાન પ્રસારવા માટે પ્રકટ કરવાનો હેતુ હોવાથી, એની ભાષા સહજ અભ્યાસ કરેલાં સ્ત્રીપુરુષોથી સમજી શકાય, એવી બનતા સુધી રાખવામાં આવશે. એમ છતાં ઉંચા પ્રકારની ભાષા, એ પણ મનોબળ વધવામાં એક સાધન હોવાથી, સમય જતાં અને જે વર્ગને માટે આ 'લેખમાલા' પ્રકટ થાય છે, તે વર્ગની યોગ્યતા વધતાં ઉચ્ચ ભાષાવડે, તેનું મનોબળ વધારવાના ઉપાયને વિસરી જવામાં નહિ આવે.

ઇંગ્લાંડઆદિ દેશોમાં શ્રીમંત પરોપકારી પુરુષો આવા સામાન્ય વર્ગને લાભ કરનારા લઘુ લેખોની હજારો અને લાખો પ્રતો બહુ જ અલ્પ મૂલ્યે અથવા વગર મૂલ્યે પ્રજામાં વહેંચે છે; અને એ જ પ્રકારે આ 'લેખમાળા' ને પણ વગર મૂલ્યે સર્વત્ર પ્રસારવાની 'શ્રેયસ્સાધક અધિકારિવર્ગ' ની પ્રબળ ઇચ્છા છતાં, સાધનના અભાવે તેનું ય પ૨

મૂલ્ય નિરુપાયે તેને રાખવું પડ્યું છે. અને પરોપકારી શ્રીમંત પુરુષોથી આ કાર્યને આદર મળશે તો આથી પણ અધિક અલ્પ મૂલ્ય રાખવા અથવા વગર મૂલ્યે પણ તેને વહેંચવા શ્રેયસ્સાધક અધિકારિવર્ગ આશા રાખે છે.

પ્રાણિમાત્રનું હિતકરનાર પરમકૃપાળુ પરમાત્મા આ જનહિતકર કાર્યમાં આવશ્યક મતિનું બળ તથા અન્ય અનુકૂળતાઓ અર્પો, તથા જે જનસમૂહને માટે આ પ્રયત્ન આરંભાય છે, તે સમૂહને તેનો યથેચ્છ લાભ મળો, એવી પ્રાર્થના વદી કર્તવ્યમાં જોડાઇએ છીએ.

# આપણી ચઢતીનું પહેલું પગથિયું

ખેતરમાં બાજરી વાવનાર ખેડુત બાજરીને માટે ખેતરમાં બાજરી વાવે છે. જો કે બાજરીની સાથે કડબ વગેરે ઘાસ પણ થાય છે, તોપણ કાંઇ ઘાસને માટે ખેડુને ખેતર ખેડીને બાજરી વાવી હોતી નથી. બાજરીથી પોતાના અન્નનો કોઠાર ભરવો, એ બાજરી વાવવામાં ખેડુતનો મુખ્ય હેતુ હોય છે. એમ છતાં બાજરી વાવ્યા પછી જ્યારે બીજમાંથી પહેલા અંકુરો ફુટી નીકળે છે, ત્યારે જો કે અંકુરોને મેળવવાનો તેનો હેતુ નથી તોપણ તે અંકુરોનું તે પ્રીતિથી રક્ષણ કરે છે. અંકુરો જેમ જેમ મોટા થતા જાય છે, તેમ તેમ જો કે બાજરી હજી દેખાઇ નથી, તોપણ નાના છોડવા જ જાણે બાજરી હોય એમ ગણી દરેક છોડવાને તે સંભાળથી ઉછેરે છે. ખેડુત સારી પેઠે સમજે છે કે છોડવાની પુષ્ટિ ઉપર બાજરી વધારે ઓછી થવાનો આધાર રહેલો છે, અને તેથી તે છોડવાના કોઇ પણ ભાગની બેદરકારી કરતો નથી, પણ દરેક ભાગની મુળથી તે ટોચસુધી તે સંભાળ રાખે છે. છોડના મૂળકરતાં તેના સાંઠા ખેડુતને વધારે કિમતી હોય છે. અને સાંઠાકરતાં તેનાં ડુંડાં, જેમાં બાજરીના કણ થાય છે, તેને તે વધારે કિમતી ગણે છે, છતાં તે મૂળની તેમ જ સાંઠાની સરખી જ સંભાળ રાખે છે. આ જ પ્રમાણે આ લેખમાળાની પ્રસ્તાવનામાં દર્શાવ્યા પ્રમાણે શરીરબળ કરતાં મનોબળ ચઢીઆતું છે, અને તેના કરતાં હૃદયબળ ચઢીઆતું છે, એવો નિશ્ચય કરીને ઉત્તમ જે હૃદયબળ, તેને એકલાને મેળવવા જો કોઇ પ્રયત્ન કરે તો તે જેમ મૂળની અને સાંઠાની બેદરકારી કરનાર ખેડુત બાજરીને લણી શકતો નથી, અને કદાચ લણે છે તો તે અત્યંત હલકી જાતની લણે છે, તેમ ઉંચા હૃદયબળને કદી પણ મેળવી શકતો નથી.

અન્નવડે શરીર પોષાય છે, અને છોડનાં મૂળ, ડાળાં, પાંદડાંવડે

પેષાતું નથી, પરંતુ જેમ મૂળ, ડાળાં, પાંદડાંને ન ઉછેરનાર મનુષ્ય કદી પણ અન્નને મેળવી શરીરને પોષી શકતો નથી, તેમ હૃદયબળ સર્વ પ્રકારની ચઢતીનું શિખર છે, અને તે મેળવ્યા પછી જગતમાં મનુષ્યને મેળવવાયોગ્ય કશું જ બાકી રહેતું નથી, એ વાત સાચી છે, તોપણ શરીરને અને મનને ઉત્તમ પ્રકારે ઉછેર્યા વિના, ઉત્તમ પ્રકારના હૃદયબળને મેળવવા કદી પણ લાયક થવાતું નથી, અને જેમ શરીરને અને મનને સારી રીતે ઉછેર્યા વિના ઉત્તમ પ્રકારનું હૃદયબળ કદી પણ મળતું નથી, તે જ પ્રમાણે શરીરને ઉત્તમ પ્રકારે ઉછેર્યા વિના ઉત્તમ પ્રકારે મન કદી પણ ઉછરતું નથી. મૂળ સારી રીતે નંખાયું હોય છે તો જ થડ, ડાળાં અને પાંદડાં ઉત્તમ પ્રકારનાં થાય છે, અને થડ, ડાળાં અને પાદડાં ઉત્તમ પ્રકારનાં થયાં હોય છે તો જ ફળ પણ ઉત્તમ પ્રકારનાં આવે છે.

વડોદરેથી કે અમદાવાદથી અંબાજી જવામાટે, જેના પેટમાં બે બે હાથના ખાડા પડયા છે એવા, દુકાળના દુબળા બળદ જોડેલા ગાડામાં કોઇ વિચારવાન્ પુરુષ કદી બેઠેલો સાંભળ્યો છે? અને જોગજોગે ભૂલથી કદી બેસે તો સાંજને છેડે અર્ધો ગાઉ પણ ન કપાતાં શું તે નવું ગાડું નથી કરતો? સાત માળ ઉંચી ગગનને અડે એવી હવેલી બાંધવાની ઇચ્છા રાખનારે તે હવેલીના પાયાની ભીંતો એકલી માટીથી કે ધૂળથી બાંધેલી કદી સાંભળી છે? લાકડાની તરવારોને બાંધીને શસ્ત્ર અને અસ્ત્રવાળા શત્રુના સૈન્યનો પરાજય કોઇએ કરેલો કદી સાંભળ્યો છે? મૂર્ખ માણસો જ આવી ન સિદ્ધ થાય એવી આશાઓ બાંધે, અને તેનો પ્રયત્ન કરે, એવો આપણે આ પ્રશ્નોનો ઉત્તર આપીશું; છતાં આપણે જે આવું નિત્ય કરીએ છીએ. આપણે જ અંબાજીએ પહોંચવાની આશા બાંધી, મુડદાલ બળદના ગાડામાં બેસીએ છીએ! સાત માળવાળા મહેલમાં રહેવાની ઇચ્છા બાંધી, તે હવેલીના પાયા ધૂળથી ચણીએ છીએ, અને લાકડાની તરવારો બાંધી જર્મનીના કે રુશીયાના મહા બળવાન સૈન્યને હરાવવા ઇચ્છીએ છીએ! શું તમને આ કહેવું અતિશયોક્તિભરેલું લાગે છે? શહેરે શહેર અને ગામેગામે ફરો;

પોળે પોળે અને મહેલ્લે-મહેલ્લે જુઓ, ઘેરે ઘેર ફરી વળો, અને તમારી ખાતરી થશે કે આમાં અતિશયોક્તિ સરખું કશું જ નથી. નિશાળોમાં જાઓ, પાઠશાળાઓમાં જુઓ, જ્યાં જ્યાં બાળકો એકઠાં થતાં હોય તે તે સઘળાં ઠેકાણાં જુઓ, અને શું નજરે પડે છે? કોઈ પણ પ્રકારના મનોબળને કેળવવાનો જ્યાં ત્યાં પ્રયત્ન થતો જોવામાં આવે છે. ત્રણ ચાર વર્ષનું બાળક થયું નથી હોતું એટલામાં તો તેને નિશાળે મૂકેલું જોવામાં આવે છે. તેર ચાૈદ વર્ષની ઉમર થતામાં તે મેટ્રિક્યુલેશનમાં પાસ થાય, સોળ સત્તર વર્ષની વયે બી. એ. થાય, ઓગણીસ વીસ વર્ષમાં એલ. એલ. બી. થાય, એમ. એ. થાય, એમ ડી. થાય કે શીવીલીયન થાય, એવી ઈચ્છા સમજુ માબાપોની હોવાથી, બાળકોનાં મનને કેળવવાનો પ્રયત્ન આપપીને કરવામાં આવે છે. વહાણું વાયું નથી હોતું એટલામાં તો મા કે બાપ કે વડિલ બુમ પાડે છે કે 'અલ્યા! ઉઠ, પરીક્ષા પાસે આવી. કંઇ મહેનત લેખને વાંચ કે ઉપલા વર્ગમાં આવે.' જરા આડાઅવળો ફરતો જોવામાં આવતાં જ બુમ પડે છે કે 'આમ રખડયા કરે છે, તે પરીક્ષામાં શું ઉકાળીશ?' નિશાળોમાં પણ બાળકોને ઉંધું માથું ઘલાવી અગીયારથી પાંચ સુધી મનોબળ વધારવાનો પ્રયત્ન, પ્રયત્ન અને પ્રયત્ન જ કરાવ્યા કરવામાં આવે છે. બળદ અંબાડી પહોંચે એમ છે કે કેમ, તેનો વિચાર કર્યાવિના જ ગાડું હંકારાય છે. પાયાઉપર સાત માળ ટકી શકે એમ છે કે કેમ, તે વિચાર્યાવિના માળ ઉપર માળ બાંધવાની સામગ્રીઓ તડામાર ચાલતી રહે છે. લાકડાની તરવાર એક કોહોળાને કાપવાને સમર્થ છે કે નહિ, તે જોયાવિના લશ્કરને શત્રુના સામું દામજલ કુચ કરાવવામાં આવે છે. અને પરિણામ શો આવે છે? વીસ વર્ષની ઉમરે આવતાં પહેલાં જન્મેલાં છોકરાંમાંથી અર્ધી સંખ્યા ગરી જાય છે, અને જીવતાં રહેલાં અર્ધાં મોટાં થઈને ભરજુવાનીમાં આવતાં, પહાડને - પણ પાડું મારે એવાં હોવાને બદલે મુડદીફરસ સીકલનાં, દાઢામાંથી સાઠ વરસની ડોસી જેવાં આખાં લચી ગએલાં, ખાવા ન મળવાથી સૂકાં મળી ગએલાં દુકાળીયાં જેવાં, અને હાડકાં અને પાંસળાં

જુદાં જુદાં ગણી શકાય એવાં છ મહિનાને ખાટલેથી ઉઠેલાં માંદીવાં સરખાં થઇ ગયાં હોય છે. આપણા દેશના ઉદ્ધારની આશા જેમના ઉપર આપણે બાંધી છે એવા આ જવાંમરદોથી ટટાર ગરદન અને ચોકકસ સીનાવાળી છાતીથી ચલાતું નથી. આગગાડીથી દશ શેરનું પોટલું હાથમાં લઇ ઘરસુધી ચાલતા આવવું હોય તો ગાડીવિના મહામુશીબત થઇ પડે છે, ગાડી બેસવાની મઝે છે તો તેમાં પણ આખું શરીર ગાડીના ખુણામાં મુડદાલની પેઠે ઢગલાની પેઠે નાંખી દીધા વિના સીધા બેસાતું નથી, ખુરસીપર બેસવું હોય તો ટેબલપર લાંબા પગ નાંખીને, ગરદનને ખુરસીની પીઠે અઢેલીને પેટ અને વાંસાની, કામઠાના જેવી કમાન કર્યાવિના લાંબો વખત ટટાર બેસાતું નથી અને જરા પણ મનની કે તનની મહેનત કર્યા પછી તકીયાપર કે ખાટલાપર આડા થયા વિના ચાલતું નથી. આપણી હાલની વિદ્યાભ્યાસ કરતી પ્રજા, જેના ઉપર આપણી ચડતીનો ભવિષ્યમાં આધાર રહ્યો છે તેમાંથી સેંકડે ૯૫ ટકાની શું લગભગ આવી સ્થિતિ થયેલી જોવામાં નથી આવતી? કેળવણી લીધેલા સો જુવાનો એકઠા કરો, અને બરડાની કરોડ વાંકી વળી ગયા વિનાના, પહોળી છાતી અને ભરાવદાર મુખવાળા, જબરા ભુજદંડવાળા, અને બતકના જેવી પાતળી ગરદન વિનાના પાંચ જુવાનો પણ તમે બતાવી શકશો ? નિશાળોમાં અભ્યાસ કરતાં સો છોકરાંને જુઓ અને તેજસ્વી પ્રફુલ્લ મુખ અને ચળકતાં પાણીદાર નેત્રવાળાં, હરણની પેઠે દોડવામાં ચપળતાવાળાં, ભરેલી શીંગની પેઠે પુષ્ટ અને ઘાટીલા સર્વે અવયવવાળાં, અને માથું દુઃખવાની, દુર્બળતાની, સ્મરણશક્તિ નબળી હોવાની અને એવી જ સેંકડો બાબતોની ફરીયાદો ન કરતાં માત્ર પાંચ છોકરાંને પણ તમે બતાવી શકશો ? સો તો શું પણ હજારમાં પણ આવા પાંચ જુવાન કે પાંચ છોકરાઓ તમને નહિ મળે. અને એમ નહિ હોવામાં કારણ- શું દેશનાં હવાપાણી ખરાબ છે ? કે શું આ જુવાનોને અને છોકરાઓને પેટ ભરીને ખાવાનું નથી મળતું ? અથવા મળે છે તો જેમ કેટલાક કહે છે તેમ તેમને દેશની દરિદ્રતાને લીધે થોડુંઘણું જોઇતા પૌષ્ટિક

પૂરાંયે ખાવાને નથી મળતા ? એમ તો કહેવાય જ કેમ ? કારણ કે એ જ ત્રાપાણીવાળા દેશમાં રહેનાર આ ખીસકોલીઓ, આ ચકલીઓ, આ કબુતરો, આ કાગડા, આ ઘોડા, અને જગતનાં બીજા હજારો પ્રાણીઓ ક્યાં દુર્બલ થઇ ગયાં છે ?-પેલા ઝાડપર બેઠેલા સેંકડો પોપટમાં, ઉડી ન શકે એવાં, મુડદાલ શરીરવાળા, અને હાડકાં પાંસળાં દેખાય એવા ચાર પાંચ પોપટ પણ નજરે પડે છે કે ? દરરોજ આપણે છાપરે કુદતાં વાંદરાંમાં આપણા કાગદી જુવાનો જેવું એક પણ વાંદરૂં જોયું છે ? શું કાગડાં, પોપટ, વાંદરા, ઘોડા રોજ પાશેર પાશેર ઘી ખાય છે ? શું તેઓ સાંજ સવાર શેર શેર દુધ પીએ છે ? શું તેઓ રોજ સાકરના કે બદામના શીરા કરી ખાય છે ? નહિ જ. રોટલીઓને ઘીમાં બોળી બોળીને ખાતાં પૈસાદારનાં છોકરાં, જરા પણ લોહી લેતાં નથી, અને સુકો પાકો રોટલો ખાનાર ગરીબનું છોકરૂં દહાડે દહાડે જબરૂં થતું જાય છે. ઘરમાં સારૂં સારૂં ખાવા પામતો લાડકવાયો છોકરો દુબળો પડતો જાય છે, અને સારૂં ખાવા ના પામતી, હાડમાર વેઠતી ગાળખાયેલી છોકરી દહાડે ન વધે તેટલી રાત્રે વધે છે, અને રાત્રે ન વધે તેટલી દિવસે વધે છે. તાત્પર્ય કે આપણાં બાળકો અને જુવાનો, સારૂં સારૂં ખાવાનું નથી મળતું માટે જ દુબળા પડતા જાય છે, એ કહેવું વજનદાર નથી. ઉલટું આપણી કેળવાયલી તથા કેળવણી લેતી પ્રજાના મોટા ભાગને ભરપુર ખાવાનું મળતાં છતાં તે સુકાતો જાય છે. ખરી યુવાવસ્થામાં આપણાં તરૂણો વૃદ્ધાવસ્થામાં આવ્યા છે, અને ખરી વૃદ્ધાવસ્થા આવતાં પહેલાં તો-પોતાના જ્ઞાનનો, પોતાના અનુભવનો, પોતાની પાકી બુદ્ધિનો, પોતાને તથા પોતાના સ્વદેશી બંધુઓને લાભ મળવાના યોગ્ય સમયે—દુનિયામાં હતા, ન હતા થઇ જાય છે. ૪૦ વર્ષની ઉમરે જ્યારે બીજા દેશોમાં જુવાનીની શરૂઆત ગણાય છે, ત્યારે આપણે ત્યાં ઘડપણ આવ્યું ગણાય છે. જ્યારે બીજા દેશોમાં ૨૮ કે ૨૯ વર્ષના આયુષે જેઓ હજી વ્યવહારમાં ભળવા આવે છે, ત્યારે આપણા દેશમાં (સાધુઓ વિના)

૧૦૦ વર્ષનો કે ૮૦ વર્ષનો માણસ પણ મુશ્કેલીથી શોધ્યો જડે છે. અને આપણા હાલના જુવાનોમાંથી તો કોઇ સાઠ વર્ષનો થવાની પણ આશા બાંધી શકાતી નથી. નવી પ્રજાના આયુષ્યની મર્યાદા, ૪૦ કે ૫૦ વર્ષમ આવીને અટકશે, એ નક્કી જેવું છે. અને ગાડું આમને આમ ગબડ્યાં કરશે, આપણા લોકો આયુષ્યની ક્ષીણતા થવાનાં, અને આપણાં શરીર અને મનની દુર્બળતા થવાનાં કારણોનો વિચાર કરીને, તેને ટાળવાના ઉપાયો ઉતાવળા નહિ કરે તો એક વખતે આખા ભૂમંડલમાં અને ઠેઠ સ્વર્ગ વગેરે ઉંચા ઉંચા લોકોમાં પણ યશનો ડંકો વગાડનારી આપણી આર્યપ્રજા—અત્યંત ખેદસાથે કહેવું પડે છે કે—વહેંતીયાં માણસોની સ્થિતિમાં આવી, આખરે નામનિશાન રહેશે કે કેમ, એ પણ સંશય જેવું છે. અને આમ થાય તેમાં નવાઇ સરખું શું છે! સડેલા મૂળવાળું ઝાડ શું ઉગીને મોટું બળવાન્ વૃક્ષ થયું સાંભળ્યું છે! અને ટાકોટેકો મૂકીને કદાચ ઉછેર્યું તો શું તેનાપર શરીરને લાભ કરનારાં રસવાળાં સુંદર ફળો આવે છે! મૂળનો સડો ધીરે ધીરે થડને, ડાળને અને પાદડાંને લાગે છે, અને ઝાડ અકાળે મરે છે. આર્યપ્રજાનાં પણ મનોબળ અને હૃદયબળનો આધાર જે શરીર તેની જ્યાંસુધી આ પ્રકારની દુર્દશા છે, જ્યાં સુધી આપણા લોકોનાં શરીર, ભુખથી મરી જતા મારવાડના મઉ જેવા સત્વવિનાનાં રહેવાનાં, ત્યાં સુધી મોટી મોટી પાઠશાળામાં ભણીને ભલે આપણા જુવાનો બી. એ. અને એમ. એ. થાય અને વિવિધ પદવીઓ મેળવે, પરંતુ સડેલા ઝાડનાં ફળને ખાવાથી શરીરને જેટલો લાભ થવાની આશા રહે છે, તેટલી આશા આ જુવાનોવડે દેશના ઉદયની રહે છે. કારણ કે જો કે મનોબળ શરીરબળથી ચઢીયાતું છે તોપણ શરીર સુદૃઢ હોઇને જેવું ઉત્તમ મનોબળ રચાય છે, તેવું મનોબળ દુર્બળ શરીરમાં કદી જ રચાતું નથી, અને સુદૃઢ શરીરમાં રચાયલું ઉત્તમ મનોબળ જેટલા ફાયદા પોતાને અને પોતાના દેશને કરે છે, તેટલા ફાયદા દુર્બળ શરીરમાં થયેલું ઉત્તમ મનોબળ કદી કરી શકતું નથી, અને જે

ઘોડા પણા કરે છે, તે ઉત્તમ શરીરબળમાં રચાયલા ઉત્તમ મનોબળઆગળ કશા જ વિશાતના હોતા નથી.

આપણે શરીરબળ શું રૂશીયા કે કાબુલીઓ સાથે લડવા માટે જોઇએ છે ? શું શરીરબળ વધારીને આપણા લોકોનું એક લશ્કર ઉભું કરવાની ઇચ્છા છે ? જો આવો ઉંધો અર્થ આ લખાણમાંથી તમે કાઢ્યો હોય તો ઉત્તરમાં સ્પષ્ટ કહેવાનું કે શરીરબળનો બીજાના પ્રાણ લેવામાં ઉપયોગ કરવો, એના જેવો શરીરબળ જેવી ઈશ્વરી ઉત્તમ બક્ષિસનો બીજો એકે દુરુપયોગ નથી. આખું જગત પરમેશ્વરનાં બાળકો છે, અને જેમ એક ભાઇ બીજા ભાઇસાથે લડે, એ પિતાને જરા પણ ગમતું નથી, તેમ એક પ્રજા બીજી પ્રજાસાથે યુદ્ધમાં ઉતરે, એ પરમેશ્વરની નજરમાં દોષ ગણાવો જ જોઇએ. ખરૂં છે કે કોઇ દુષ્ટ પ્રજાથી બીજી પ્રજાને ત્રાસ થતો હોય ત્યારે યુદ્ધ કરવાની અગત્ય પડેલી જોવામાં આવે છે, પરંતુ તેવા પ્રસંગોમાં પણ લડાઇનો આરંભ કરવામાં સમગ્ર પ્રજાને બહુ જ સંકોચ થવો જોઇએ. કોઇ કોઇ વખતે આત્મરક્ષણને માટે લડાઇના પ્રસંગો આવે છે, પરંતુ આમાંનો કોઇ પ્રસંગ હાલ તરત આપણે આવે એવો સંભવ નથી. દુષ્ટ જનોની પીડાથી આપણને ઉગારનાર ક્ષત્રિય સ્વભાવવાળી શૂરવીર અંગ્રેજ પ્રજા આપણે શિરે રક્ષકરૂપે છે, જેથી અન્ય દુર્જનોથી આપણું રક્ષણ કરવા માટે યુદ્ધમાં ઉતરવાની દુઃખદાયક ફરજથી પરમેશ્વરની અપાર કૃપાથી આપણે મોકળા છીએ. તેમ જ આપણું રક્ષણ કરનાર એ અંગ્રેજ પ્રજાસાથે વિરોધમાં ઉતરવાનો પ્રસંગ આપણે ઉભો કરીએ તો આપણા જેવું મૂર્ખ અન્ય કોઇ જ ન ગણાય. અંગ્રેજ પ્રજાવડે આપણને અગણિત લાભ થયા છે. આપણી અજ્ઞાન દશામાંથી એમણે આપણો ઉદ્ધાર કર્યો છે. આપણું મનોબળ વધારવાના અસંખ્ય માર્ગો એમણે આપણેમાટે કૃપા કરી ઉઘાડી આપ્યા છે. ભરતખંડની જુદી જુદી પ્રજાઓ જેમને એક એક સાથે કશો જ સંબંધ અગાઉ ન હતો, તે આજે એમના પ્રતાપી છત્રતળે નિકટનો સંબંધ ધરાવતી થઇ

છે. બંગાળી અને પંજાબી, દક્ષિણી અને ગુજરાતી, પારસી અને મુસલમાન વગેરે સર્વ જુદી જુદી પ્રજાઓ તેમના જ રક્ષણતળે હવે એક જ પ્રજા હોય એમ સર્વને સમજાવા લાગ્યું છે. આખા ભારતખંડની પ્રજા આર્ય પ્રજારૂપે એક જ પ્રજા થવાનો સંભવ, એમના વડે જ આપણે આવે એમ છે. એમના રક્ષણતળે આપણું શરીરબળ તથા મનોબળ જેવું અને જેટલું ઉત્તમ પ્રકારે આપણે વધારી શકીએ એમ છે, તેવું અન્ય રીતે વધારી શકીશું કે કેમ એ સંશય છે. તેઓ વડે આપણને કેટલીક હાનિઓ થયેલી ગણાવવામાં આવે છે, એ વાત સાચી છે, પણ તેવી હાનિઓ થવામાં મુખ્ય દોષ આપણો જ છે. આપણે પણ તેમના જેવી જ અન્ય પ્રજાને જિતનારી પ્રજા હોઇએ તો સત્તાના મદમાં તેમના કરતાં પણ હજાર ગણા વધારે દોષો કરી બેસીએ. તેમની આપણાપ્રતિની વર્તણુક ઓછી ઉદારતાવાળી આપણને જણાતી હોય તો તે વધારે ઉદારતાવાળી થાય એવી યોગ્યતા આપણે મેળવવી એ જ આપણું કર્તવ્ય છે. વર્ગમાં શિક્ષકની વધારે સખ્તી, વિદ્યાર્થીઓ અધિક વિનયસંપન્ન ઉદ્યોગી, નિયમિત અને સદાચરણી થઇને જેટલી સહેલાઇથી ટાળી શકે છે, તેટલી સહેલાઇથી તેના સામા થઇને ટાળી શકતા જ નથી. ઉલટું સામા થવામાં શિક્ષક અને વિદ્યાર્થીમધ્યે જે પ્રીતિભાવ હોવો જોઇએ તેવા પ્રીતિભાવનો વિનાશ થાય છે. જેમના આશ્રયથી આપણે આપણો ઉદ્ધાર કરવાનો છે; પૂર્વે કહેલાં ત્રણે બળ વધારવાનાં છે, તેમની મધ્યે અને આપણી મધ્યે અત્યંત પ્રીતિભાવ રહે એવું જ આપણું વર્તન આપણે કરવાનું છે. અનુપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરવાના સ્વભાવમાટે આપણે પ્રાચીન કાળથી પંકાઇએ છીએ; તો આપણા ઉપર અગણિત ઉપકાર કરનાર અંગ્રેજ પ્રજા સાથે આપણે દ્વેષ કરીએ એ તો સંભવે જ શી રીતે? આપણે આર્ય છીએ. પ્રાચીન ઋષિમુનિઓનું રુધિર આપણી નસોમાં વહે છે. આરબાડથી ભળનારાં તામસી સુખો કરતાં શાન્તિથી ભળનારાં ઉચ્ચ સાત્વિક સુખોમાં આપણે સ્વભાવથી જ પ્રીતિવાળા છીએ. હૃદયબળથી

મળનારાં ઉંચામાં ઉંચાં સુખો મેળવવાનું આપણું નિશાન છે; અને તેથી જેમને શાંતિનું ઉંચું સુખ જોઇતું નથી, હૃદયબળથી મળનારાં અવિનાશી સુખની જેમને સ્પૃહા નથી, પ્રાચીન આર્ય રુધિર જેમની રગોમાં વહેતું નથી, તેવી પ્રજાઓ ભલે એક એકના પ્રાણ લેવામાટે, પોતાના શરીરબળને વધારે, પરંતુ આપણે તો આપણું મનોબળ અને હૃદયબળ અત્યંત ઉંચા પ્રકારનું થઇ શકે, એ જ હેતુને માટે આપણા શરીરને કેળવવાનું છે. જગતમાંથી લડાઇઓ ઓછી થાય, કાળા અને ગોરા લોકો, એશીઆ અને યુરોપ અમેરિકાના લોકો, ટુંકામાં આખા જગતના લોકો, એકએકને પોતાના ભાઇસરખા ગણે, શરીરના એક અવયવને થયેલું નુકસાન આખા શરીરને થયેલું ગણાય છે; અને એક અવયવ પુષ્ટ થઇને બીજો દુર્બળ રહેલો હોય તો શરીરની જ કદરૂપતા ગણાય છે, તેમ આખા જગતને એક કુટુંબ ગણી એક પ્રજાની દુર્બળતા તે આખા જગતરૂપી કુટુંબની દુર્બળતા છે એમ સર્વે પ્રજાઓ ગણતી થાય, એ જ આપણી ઇચ્છા છે. આપણું શરીરબળ વધારીને, આપણું મનોબળ વધારીને, અને આપણું હૃદયબળ વધારીને એ જ આપણે કરવાનું છે, તો પછી આ શરીરબળ વધારવામાં વિરોધો કરવાનો કે કરાવવાનો આપણો હેતુ છે, એ સંભવે જ શી રીતે ? બીજાઓના પ્રાણ લેવામાં, દુર્બળને નાહક પીડવામાં, અને આખું જગત્ પરમેશ્વરની પ્રજા છતાં, બીજા ઓછા બળવાળી પ્રજાનું અકલ્યાણ કરવામાં; જે જે પ્રજાઓએ શરીરબળનો ઉપયોગ કર્યો છે, તેઓ મોડી વહેલી પડતીમાં આવ્યાવિના રહી નથી. તે જ શરીરબળ મેળવેલું સાર્થક છે કે જે બળથી આપણું તથા સર્વેનું કલ્યાણ કરાય, મનોબળ વધારાય, અને પરિણામે હૃદયબળ વધારી આખા જગતમાં સર્વત્ર શાંતિ પ્રસારી શકાય.

આ પ્રમાણે આપણા પોતાના, આપણા કુટુંબના, આપણા દેશના તથા આખા જગતના કલ્યાણમાટે શરીરબળ વધારવાનો આપણા આર્ય સ્વભાવને ઘટે એવો નિશ્ચય આપણે કરીને, હવે આ શા ઉપાયોવડે આપણે આપણા શરીરબળને વધારવું, એ વિચાર કરીશું.

આપણા આર્યલોકો પૂર્વે અપાર શરીરબળવાળા હતા, એવું મહાભારત, પુરાણ વગેરે ઇતિહાસના ગ્રંથોથી આપણે જાણીએ છીએ. એકલા ભીમમાં દશ હજાર હાથીનું બળ હતું એમ કહેલું છે. અર્જુન, કર્ણ, અભિમન્યુ, જરાસંધ, દુર્યોધન, વગેરેનાં બળનાં વર્ણન વાંચી આપણે ચકિત થઇ જઇએ છીએ. આવું અપાર શરીરબળ હોવું, એ શરીરની મોટામાં મોટી ચઢતી છે. આવું અપાર શરીરબળ એકે કાળે આપણે મેળવી શકીએ એમ નથી. આર્યપ્રજાનું એ અપાર શરીરબળ, અનેક દુરાચરણોથી ઓછું થતાં થતાં, આજના જેવું જનાનખાની બળ થવામાં જેમ પાંચહજાર વર્ષ વહી ગયાં છે, તેમ આપણી રહેણી કરણી સુધારતાં, વધતાં વધતાં તેનું પૂર્ણ બળ થવામાં તેટલાં જ વર્ષ જવાની જરૂર છે. આપણે આપણાં શરીર સુધારીએ તો આપણી હવે પછીની પ્રજા આપણા કરતાં વધારે બળવાળી થાય; તે પ્રજા પાછી પોતાનાં શરીર સુધારે તો તેની પ્રજા તેથી પણ અધિક બળવાળી થાય, એમ વધતાં શિખરે ચઢાય. તેથી પૂર્ણ બળ મેળવવામાં અત્યંત ધીરજ અને પ્રયત્નની જરૂર છે.

જે ઉપાયોવડે આપણા પ્રાચીન આર્યોએ શરીરનું પૂર્ણ બળ મેળવ્યું હતું, તે ઉપાયોનું જો આપણે પણ સેવન કરીએ તો આપણું શરીરબળ વધવાનો સંભવ આવે, માટે તે ઉપાયો કયા કયા હતા, તે વિષે હવે આપણે વિચાર કરીએ.

આપણું શરીર સાત ધાતુઓનું બનેલું છે. તે સાત ધાતુઓ આ છેઃ—૧ રસ, ૨ રુધિર, ૩ માંસ, ૪ મજ્જા, ૫ મેદ, ૬ અસ્થિ, અને ૭ વીર્ય. આ સાત ધાતુઓમાં આપણી ઓગણત્રિશ વર્ષની ઉમર સુધી વધારો થતો રહે છે; અને તે વયે શરીર પૂરે પૂરૂં બંધાઇ રહે છે. ત્યાર પછી ૬૦ વર્ષની ઉમરસુધી, શરીરસંરક્ષણના બધા નિયમો પાળ્યા હોય તો, તે બંધાયલું શરીર તેવું ને તેવું જ કાયમ રહે છે, અને પછી તેમાં ક્ષીણતા થવા માંડે છે, જે ધીરે ધીરે વધતાં સો વર્ષે આ શરીરનો નાશ થાય છે.

ઓગણત્રિશ વર્ષની ઉમરસુધી શરીરમાં બે જાતની ક્રિયાઓ ચાલતી

રહે છે. એક શરીરમાં પડતા ઘસારાની ખોટ પૂરી પાડવાની, અને બીજી દરેક અવયવને પૂરેપૂરો ખીલવવાને માટે તેને વધારાનું પોષણ આપતા જવાની. આ કારણથી જ બાળકોમાં અને જુવાનોમાં પુષ્કળ ચાલાકી હોય છે. ત્રીશ વર્ષની ઉમર પછી શરીરમાં પડતા ઘસારા જેટલું જ નવું પોષણ ઉત્પન્ન થતું રહે છે. અવયવો પૂરેપૂરા બંધાઇ ગયેલા હોવાથી નવું વધારાનું પોષણ શરીરમાં ઉત્પન્ન થતું નથી; અને પોષણને ઉત્પન્ન કરનાર જઠર વગેરે યંત્રોની શક્તિ, નિત્ય કામ કરવાથી ઓછી થઇ જવાથી સાઠ વર્ષ પછી ઘસારાની ખોટ પૂરી પાડવા જેટલું પોષણ શરીરમાં ઉત્પન્ન થતું ન રહેતું હોવાથી શરીર ધીરે ધીરે ક્ષીણ થતું જાય છે.

૨૯ વર્ષની ઉમર સુધી, શરીરનું બંધારણ થવાની ક્રિયા શરીરમાં ધમધોકાર ચાલતી હોય છે, એ શરીરશાસ્ત્રના નિયમના જ્ઞાનથી જ આપણા પ્રાચીન આર્યોએ પોતાના શરીરને અત્યંત બળવાન્ કર્યું હતું. આ જ્ઞાનવડે જ તેઓ ૨૯ વર્ષ સુધી શરીરને વધારવાના કુદરતના આ પ્રયત્નને મદદ કરી શરીરબળની ઉંચામાં ઉંચી સ્થિતિ મેળવતા હતા. જેમ નદીનો પ્રવાહ વહેતો હોય તે દિશામાં નાવ હાંકનાર ઓછા બળે ઘણે દૂર નાવ હાંકી જાય છે, અને સામે પ્રવાહે નાવ ખેડનાર ઘણું બળ વાપરતાં પણ બહુ જ ઓછો માર્ગ કાપે છે, તેમ કુદરતના નિયમ પ્રમાણે ચાલનાર માણસ થોડી મહેનતે શરીરને બળવાન્ કરી શકે છે, અને કુદરતની સામે થઇ શરીરને બળવાન્ કરવા ઇચ્છનાર ઘણી મહેનતે પણ શરીરને બળવાન્ કરી શકતો નથી.

કુદરતના નિયમથી શરીરનું બંધારણ બંધાતું હોય તે વખતે જ તેનો નાશ થાય એવા ઉપાય કરવામાં આવે તો તે કુદરતની સામે થવાનો પ્રયત્ન કર્યો ગણાય છે, અને તેવો પ્રયત્ન કરનારનું શરીર કોઇ દિવસ પણ જોઇએ તેવું બંધાતું નથી. એક બાજુએથી તળાવમાં પાણી ભરવાનો માર્ગ ખુલ્લો મૂકી બીજી બાજુએથી પાણી કાઢી નાંખવાનો બીજો રસ્તો ઉઘાડો મૂકનાર માણસ તળાવને કોઇ દિવસ ભરી શકતો નથી. આ

નિયમને જાણનાર આપણા પૂર્વ ઋષિમુનિઓએ શરીરનું બંધારણ બંધા-
વાના સમયમાં તે પૂરેપૂરૂં બંધાઇ રહે માટે બ્રહ્મચર્ય આશ્રમ ઠરાવ્યો હતો.
પરંતુ આજે આપણે આ આશ્રમને છેક જ વિસારી દીધો છે. આપણાં
બાળકોનો, ઘણે સ્થળે ૧૪ કે ૧૫ વર્ષની ઉમરથી બ્રહ્મચર્યનો ભંગ થાય
એવા ઉપાય આપણે, આપણે હાથે યોજી દીધા છે. આપણાં બાળકોના
કુમળા શરીરરૂપ ઝાડ ઉપર કુહાડાના ઘા મારવા આપણે શરૂ કરી દીધા
છે. શરીરમાં હજી તો વીર્યનું બંધારણ બંધાવાનું શરૂ થયું નથી હોતું,
એટલામાં તો આપણે તેના ક્ષયનો રસ્તો મોકળો કરી આપીએ છીએ.
તળાવમાં પહેલા વરસાદનું પાણી હજી આવ્યું નથી એટલામાં તો પાણીને
ગેબ થઇ જવાના પાતાળી ભુવાઓ આપણે રચી મૂકીએ છીએ. કીડી
સરખીને પણ ઇજા ન કરવાનો ફાંકો રાખનાર, અને અહિંસા પાળવાનું
મિથ્યા અભિમાન ધરનાર આપણે, આપણાં જ બાળકોનાં કોમળ ગળાં ઉપર
છરી મૂકીએ છીએ. ગોહત્યા કરનાર ઘાતકી મનુષ્યોને જોઇ આપણને
કંપારી વછૂટે છે, પણ આપણાં ગાયથી પણ અધિક નિર્દોષ બાળકોની આપણે
હાથે જ હત્યા કરતાં, નથી આપણને કંપારી છૂટતી, કે નથી આપણને
સજા છૂટતી. ઉલટી તેની હત્યા કરવામાં આનંદ માની, આપણે મોટા
વરઘોડા કાઢીએ છીએ, અને ન્યાતો જમાડીએ છીએ. બીજાઓના જીવ
લેનારી રાક્ષસી સ્વભાવની જંગલી પ્રજાઓ જગત્માં હશે, પરંતુ પોતાનાં
જ બાળકો રીબાઇ રીબાઇને મરે એવાં સાધનો રચી આપનારી, નિર્દયતામાં
રાક્ષસોને પણ ટક્કર મારે એવી, છેક હલકી દશામાં આવી ગયેલી આપણી
હાલની આર્યપ્રજા જેવી પ્રજા જનાવરોની સૃષ્ટિમાં પણ મળવા સંભવ નથી.
કુદરતના કાયદાને તોડનાર કોણ સુખી થાય છે? દેવતામાં હાથ નાંખતાં જ
હાથ ઉપર ફોલ્લા ઉઠવાની કુદરતની ચેતવણીને ન ગાંઠીને દેવતામાં ઝંપ-
લાવનાર કોણ રાખ થયા વિના રહે છે? ૨૫ વર્ષની ઉમરે પાકું શરીર બંધાયા
વિના ગૃહસ્થાશ્રમનો આરંભ કરવાથી, અનેક જાતના રોગો થવા છતાં,
હાડપાંસળાં દેખાય એવાં હાડપિંજરોના સંગ્રહસ્થાન જેવી આપણી પ્રજા

થતા છતાં, અને આખી દુનિયાંની પ્રજાઓમાં નપુંસક વર્ગમાં ગણાતા છતાં પણ હજી આપણી આંખ ઉઘડતી નથી. આપણાં બાળકોના કલ્યાણનો આપણે વિચાર કરતા નથી, તો પછી આગળ ઉપર આપણી આર્યપ્રજાનું નામનિશાન પણ ન રહે, એવો સંભવ આવે, એમાં શું નવાઇ ?

રાજકીય જાગૃતિ આણવાનો યત્ન કરવાનું જ્યાં ત્યાં વિદ્વાનો તરફથી કહેવામાં આવે છે: દરવર્ષે રાષ્ટ્રીય સભાઓ ભરાઇ લાખો રૂપૈયા ખર્ચવામાં આવે છે. સેંકડો વર્તમાનપત્રો દેશની સુસ્તી ઉડાડવાને પોતાનાં પાનાં દર અઠવાડીએ ભરે છે. મોટા મોટા વક્તાઓ મોટાં મોટાં ભાષણો કરી આપણામાં દેશાભિમાન ઉપજાવવા પોતાના અપાર બુદ્ધિબળનો ઉપયોગ કરે છે. પરંતુ સાત દહાડાની અખંડ હેલીમાં પલળેલા લાકડાના મોટા ઢગલાને એક ચણુગારી દેવતાથી સળગાવવાનો પ્રયત્ન જેમ નિષ્ફળ જાય છે, તેમ વીર્યના ક્ષયથી સત્ત્વવિનાની થઇ ગયેલી આપણી મુડદાલ પ્રજા ઉપર કશી અસર થતી નથી. વીર્યવિનાના શરીરમાં મન પણ વીર્યવિનાનું રોગવાળું જ થઇ જતું હોવાથી આપણી રોગી મનવાળી પ્રજાને જે જે યોગ્ય નિશ્ચયો સમજાવવા આપણા દેશહિતેચ્છુઓ પ્રયત્ન કરે છે, તે તે સર્વે નિષ્ફળ જાય છે. દેશના હિતમાટે, તનનો ભોગ આપવા, હૃદયને વીંધી નાંખે એવી વાણીમાં બોધ આપવામાં આવે છે, આર્ય પ્રજા તે સાંભળે છે, પોતાની દુઃખી અવસ્થા જોઇ દુઃખી થાય છે, પણ તે ટાળવાના ઉપાયો કરવા. તેનામાં ઉત્સાહ પ્રકટતો નથી. શી રીતે ઉત્સાહ પ્રકટે ? બાર બાર મહિનાથી ખાટલે પડેલા, પક્ષાઘાતથી રહી ગયેલા રોગીને, તમે પક્ષાઘાત ટાળવા, શરીરમાં વેગથી લોહી ફરતું કરવા માટે કસરતનો ઉપદેશ આપો, અને તે તેને ખરો લાગતો હોય, પણ ખાટલામાંથી ઉભા જ થવતું ન હોય, અને ખાટલામાં પડ્યા પડ્યા પણ હાથ પગ હલાવી શકાતા ન હોય તો તે બિચારો રોગી કસરત શું એની કરમની કરે ? રોગ ટાળો, તેના સાંધા હાલીચાલી શકે એવું કરો અને પછી તમારા ઉપદેશની અસર તેના ઉપર થયાવિના નહિ જ રહે. ઉત્સાહવિના કોઇપણ કામ સારૂં

થતું જ નથી, અને ઉત્સાહ શરીરના બળવિના આવતો જ નથી. આપણી પ્રજાનું શરીરબળ વધે એવો ઉપાય કરો. શરીરબળ વધવાથી મન બળવાન્ થશે; મન બળવાન્ થવાથી ઉદ્યોગ, ઉત્સાહ, વાસ્તવ સ્વદેશ-પ્રીતિ વગેરે અસંખ્ય ગુણો એની મેળે જ ઉત્પન્ન થશે; અને જેમ સુકાં લાકડાંમાં એક ચણગારી પડતાં જ ભડકો થાય છે તેમ બળવાન્ થયેલી આર્યપ્રજાનાં અંતઃકરણરૂપી સુકાં લાકડાંમાં સહજ બોધરૂપી ચણગારી પડતાં જ અગ્નિ પ્રકટ થઇ સઘળા દુર્ગુણોનો નાશ થશે અને આ દેશની પડતીરૂપ ઘણું અંધકાર ટળી જશે.

અકાળે બ્રહ્મચર્યનો ભંગ, એટલે ૨૫ વર્ષની ઉમર થતા પહેલાં, પોતે જ બાળકમાં ગણાતાં છતાં, બાળકના પિતા થવાનો અસંત અઘટિત ઉદ્યમ આરંભવો, એ આપણાં શરીરના વિનાશનું પ્રથમ કારણ છે. ૧૪–૧૫ વર્ષની ઉમરમાં બાળકોને ગૃહસ્થો બનાવી, હાલમાં ભજવાતાં નાટકોમાં વેશ લઇને આવતા ૧૦–૧૨ વર્ષનાં બાળકોને ૩૦–૪૦ વર્ષના હરિશ્ચંદ્ર ને તારામતિ, કે જગદેવ ને વીરમતી બનાવીને, શરીરમાં વીર્ય બંધાવાનું ચિહ્ન જે મૂછનું ફુટવું તેની રૂવાંટી સરખી પણ દેખાયા પહેલાં, આપણે આપણાં બાળકોને, રોગની શાળામાં બેસાડીએ છીએ, માણસની ઓળમાંથી કાઢીને પશુની ઓળમાં દાખલ થવાનો પહેલો જનોઇનો સંસ્કાર કરીએ છીએ, અને શરીર, મન તથા હૃદયરૂપી બળવાન્ કિલ્લાને તોડીને ચુરેચુરા કરી સંકાર્ય એવી સુરંગ ભરવાની કળાને શીખવીએ છીએ; અને આ પ્રમાણે કરી આપણે આપણી ફરજ બજાવી જાણી રાજી થઇ, આપણા મનથી આપણને મોટા બુદ્ધિશાળી માનીએ છીએ.

પાડાને રોગ અને પખાલીને ડામ દેવા જેવા, દેશની પડતીના ઓષધ-ઉપાયો શા માટે કરવામાં આવે છે તે સમજાતું નથી. બીજા સર્વે ઉપાય કામના છે, પણ તે પછી કરવાના છે; કુવો ખોદ્યા પહેલાં, પાણી કાઢવાનું દોરડું અને ઘડો મેળવવાની મહેનત કરવાજેવા છે. દોરડું અને આ ઘડો મહેનત કરીને આણ્યાં, પણ કુવો ખોદાયાવિના તેનો શો

ભાગ્યોગ ! અધીળ અનાજ પણ ન ખવાતું હોય એવા નબળા જઠરને બળવાન કર્યા વિના ખાવા માટે જાતજાતનાં અનાજના દોદાર ભરવા કમર કસીને મંડવું એના જેવી અણસમજણ બીજી કયી છે !

પ્રાણથી પણ વહાલાં ગણાતાં છતાં પણ તમારાં નિર્દોષ બાળકનું નિત્ય લોહી ચુસે એવા આ અયોગ્ય સમયના ગૃહસ્થાશ્રમરૂપ પિશાચના હાથમાં જો તમે તમારા બાળકને સોંપ્યું હોય તો તે બાળકનું રક્ષણ કરવાની એક પળ પણ ખોશો નહિ. આવા વિષય ઊપર તમારા પુત્ર સાથે વાત ન કરવાની તમારી ખોટી સભ્યતાને બાજુએ મૂકો. તમારા પોતાના ખોટા દૃષ્ટાંતથી, આજુબાજુના રીવાજેથી, તેના મનમાં બંધાઇ ગયેલા ભૂલ ભરેલા વિચારથી, બ્રહ્મચર્યના ભંગની જે તેને ટેવ પડી ગઇ છે, અને જે ટેવ તેના પ્રાણ હરનારી છતાં જેને તે સુખને આપનારી માને છે, તે ટેવથી નીપજતાં દારુણ દુઃખો તેને બરાબર સમજાવો. તેને સ્પષ્ટ કહો કે ભાઇ ! ૨૯ વર્ષની વયે જ આપણું શરીર પૂરેપૂરૂં બંધાઇ રહે છે. તે પહેલાં બ્રહ્મચર્યનો ભંગ કરવાથી શરીરનો વહેલો નાશ થાય છે; અને જેમ અફીણ કે સોમલ ખાઇને એ કલાકમાં મરી જનાર માણસ આત્મઘાતી ગણાય છે, તેમ બ્રહ્મચર્ય પાળીને સો વર્ષે મરવાને બદલે, બ્રહ્મચર્યનો ભંગ કરી શરીરમાં નબળાઇ આણી, જાતજાતના રોગના ભોગ થઇ પડી ૪૦ કે ૪૫ વર્ષની ઉમરે મરી જવું, એ આત્મઘાત જ છે; અને અફીણ ખાઇને કે ગોળી ખાઇને કરેલો આત્મઘાત મહાપાપ ગણાય છે, તેમ બ્રહ્મચર્યના ભંગથી શરીરનો આણેલો વહેલો અંત, એ પણ આત્મઘાત હોવાથી મહાપાપ જ છે. વળી હે ભાઇ ! આ બ્રહ્મચર્યના ભંગથી આપણે આપણી એકલાની જ આત્મહત્યા કરીએ છીએ, એમ નથી; પણ જેમ પાકો ગોટલો બંધાયા વિના રોપેલા આંબાનું ઉત્તમ ઝાડ કદી થતું નથી, તેમ કાચા વીર્યથી ઉત્પન્ન થયેલાં બાળક પણ કદી ઉત્તમ બળવાળાં થતાં નથી, તેથી તે ઓછા બળવાળા બાળકનું આયુષ્ય ઓછું થવાથી, આપણે જેમ આપણી પોતાની હત્યા કરીએ છીએ તેમ આપણા બાળકને પણ

પણ પૂરૂં આયુષ્ ભોગવ્યાવિના નાની ઉમરમાં મરણ પામવાને લાયક કરીએ છીએ. તેથી આડકતરી રીતે તેની પણ હત્યા કરીએ છીએ અને તે બાળકમાં પણ 'બાપ તેવા બેટા' એ કહેવત પ્રમાણે આપણા જેવા જ ગુણો ઉતરી આવવાથી તે પણ અકાળે બ્રહ્મચર્યને ભંગ કરવાની ટેવવાળો થાય છે, જેથી તેનાં છોકરાં વળી તેનાથી વધારે દુર્બળ થાય છે. અને તે છોકરાંનાં છોકરાં વળી તેથી પણ વધારે દુર્બળ થાય છે, અને આ બધું દુબળાનું ધાડું, મૂળથી જ પહાડી કાઢનું હોવાથી ૩૦ કે ૪૦ વર્ષની ઉમર થતાં તો મરી જ જવાનું; જેથી મૂળ બ્રહ્મચર્યનો ભંગ કરનાર આપણે આ પ્રમાણે વધતાં વધતાં કેટલાં બધાં બાળકોની હત્યા કરનાર થઇએ છીએ, તેની ગણત્રી કરવી પણ કઠણ પ એમ છે. તેથી અણસમજણમાં જો કે અમે તમારૂં લગ્ન કર્યું છે તોપણ હવે તમે આજથી જ તમારા વીર્યનું રક્ષણ કરતાં શીખો. અને શરીરમાં વીર્યની પૂરેપૂરી જમાવટ થયાવિના તેનો ઉપયોગ કરશો તો તેવા કાચા વીર્યથી ઉત્પન્ન થયેલાં બાળકો તમને અને આ દુનિયાંને નકામી વેઠરૂપ જ થઇ પડશે. વડાણા જેવડી, આંબે થયેલી કેરીઓને તોડી લાવી, તેને ઘેર પકવી, રસરોટલી જમવાની આશા રાખવી એ જેમ અક્કલનું બારદાનપણું બતાવે છે, તેમ નબળા વીર્યથી ઉત્પન્ન થયેલાં બાળકો, ઘરનાં, કુળના અને દેશના શણગાર થશે એવી આશા રાખવી, એ પણ મૂર્ખાઇ બતાવે છે. માટે આ બ્રહ્મચર્યના ભંગની ધિક્કારવા લાયક ટેવ, જેને તમે અણસમજણથી નિત્ય સેવો છો, તેને એકદમ બંધ કરો. તમારી પડેલી ટેવ તરત તમને નહિ છૂટે, માટે હાલ તો માત્ર મહિને મહિને જ આ તમારી દુષ્ટ ટેવને તમે વશ થતા રહો, અને પછી ૭ ૭ મહિને કે વર્ષે વર્ષે જ આ આયુષ્યનો નાશ કરનારી ટેવને વશ થજો. ૨૫ વર્ષસુધી બ્રહ્મચર્ય પાળનાર માણસો પણ જો વર્ષે વર્ષે આ ટેવને સેવે છે તો શરીરશાસ્ત્ર જાણનારાઓ તેને નુકસાન કરનારી ગણે છે તો આ હાલની તમારી નિત્ય સેવાતી ટેવથી તમને કેટલું નુકસાન થતું હશે તેનો વિચાર

તમારે જ કરી લેવો." આ વગેરે તેમને બોધ કરી પછી ત્રણ ત્રણ વર્ષને અંતરે જ સેવાતી આ રેત નિદોષ ગણાય છે અને ઉત્તમ ફળ આપનાર નીવડે છે, એ વિષે ઉત્તમ શરીરશાસ્ત્રીઓનાં પુસ્તકો તેમને સમજાવજો. આટલું સમજાવીને જ બેશી રહેશો નહિ, પણ માબાપરૂપે ગણાતાં તમે પોતે પણ તમારૂં પશુપણું દૂર કરી, બ્રહ્મચર્યના આ ઉત્તમ નિયમને પાળી, તમારાં શુદ્ધ દૃષ્ટાંતના નિર્મળ વાતાવરણવાળું તમારૂં ઘર કરજો.

તમારે પુત્રી હોય તો તેને તેની માતાપાસે એ પ્રકારનો બોધ અપાવજો કે હે બ્હેન! આ સંસારમાં પતિ એ જ તારૂં ખરૂં દૈવત છે. તેના શરીરની સુખાકારી ઉપર જ તારા બધા સુખનો આધાર રહેલો છે. તે રોગી હોય અથવા તેનું શરીર ન હોય તો આ સંસારમાં તારૂં જીવતર નકામું છે. માટે તારા પતિનું શરીર રોગવિનાનું રહે તથા લાંબા આયુષ્યવાળું થાય, એને માટે તું હંમેશાં કાળજીવાળી રહેજે. બ્હેન! અયોગ્ય સમયે બ્રહ્મચર્યના ભંગથી તારા પતિના શરીરને અને તને જેટલું નુકસાન થાય છે, એટલું બીજા કશાથી થતું નથી. કોગળીયાનો રોગ થવાથી, કે માંદીયા તાવથી બાશ થઇ ગયેલું શરીર ઉપાયો કરવાથી પાછું સુધરે છે, અને તે માણસ લાંબો કાળ જીવે છે, પણ અકાળે બ્રહ્મચર્યના ભંગથી ત્રુટી ગયેલું શરીર લાખો ઉપાયથી પણ સુધરી શકતું નથી, અને તેનું ટુંકું મળેલું આવરદા વધતું નથી. માટે પળવાર ટકે એવા ભ્રાંતિથી જણાતા સુખની ખોટી લાલચથી તારા પગમાં જ તું કદી કુહાડો મારીશ નહિ. સ્ત્રીઓને આડ ગણો કામ હોય છે, એવું આપણી જાત ઉપર ચોટેલું આળ, હે બ્હેન! તું તારા સદાચરણથી ટાળજે. વીર્યનું રક્ષણ ન કરીને ભુંડણની પેઠે કોડીબંધ નમાલાં હાડમાંસનાં પુતળાંઓને જન્મ આપવાને બદલે તારા અને પતિના વીર્યનું રક્ષણ કરીને યોગ્ય ઉમરે જ, હે બ્હેન! તું સિંહણની પેઠે, તારી કુખને, તારી જ્ઞાતિને, અને તારા દેશને દીપાવનાર વીરપુત્રની જનેતા થજે.' આ વગેરે અનેક પ્રકારનો બોધ તમારી પુત્રીને અપાવીને તમે તેના અંતઃકરણમાં બ્રહ્મચર્યના પાલનના ફાયદા સારી

રીતે દસાવજો.

તમારાં ન પરણાવેલાં બાળકોને મોટી ઉમરે પરણાવવાની તમારામાં હિંમત હોય તો તે હિંમત ખરી કરી આપજો. પુરુષની ૨૦ અને કન્યાની ૧૧ વર્ષની ઉમર એ જ આપણી ભવિષ્યની પ્રજાનાં શરીરબળને સુધારનાર હોવાથી તેવી ઉમર તમારાથી રખાય તો રાખવા યત્ન કરજો. આપણા લોકોના વિચિત્ર સંસારના બંધારણથી તેમ ન બને તો ચિંતા કરશો નહિ. પણ એ તમારા પુત્રને તમે, અને પુત્રીને તેની માતા, આ બ્રહ્મચર્ય પાળવાના અપાર લાભને તથા તેને ત્રોડવાનાં અપાર દુઃખને સમજાવવા થાય તેટલો યત્ન કરજો; અને તેઓ પોતાનું કદાચ પૂર્ણ રીતે રક્ષણ નહિ કરી શકે તો પણ પોતાની પ્રજાનું તો અવશ્ય રક્ષણ કરશે જ.

આપણા પૂર્વજોએ આપણું કલ્યાણ વિચારીને સ્થાપેલા આ બ્રહ્મચર્ય આશ્રમને જો આપણે બરાબર સેવીશું તો આપણું શરીરબળ વધવાથી આપણે આપણી અર્ધી ચડતી કરી ચુક્યા, એમ નક્કી માનજો. પણ આપણું શરીરબળ સારી પેઠે વધારવાને માટે આપણે બ્રહ્મચર્ય પાળવા સાથે બીજા કેટલાક નિયમો પાળવાની પણ જરૂર છે. આપણા ઘરમાં મહિને સો રૂપૈયાની આવક હોય તેને બદલે બસેંની આવક થાય તો પૈસાની ઘરમાં રેલછેલ થાય છે તેમ બ્રહ્મચર્યના પાલનથી શરીરબળ આવવાનું એ નક્કી જ છે, તોપણ તેમાં મદદ કરનાર જો બીજાં સાધનો આપણે કરતા હોઇએ તો તો શરીરના બળમાં બહુ જ ઉત્તમ પ્રકારનો વધારો થાય છે માટે બ્રહ્મચર્યના પાલનની સાથે તે ઉપાયોને પણ આપણે સાથે સાથે કરતા રહેવું જોઇએ.

આપણા શરીરની સાતે ધાતુઓ ઉત્તમ પ્રકારની થવામાં અન્ન, જલ, વાયુ, અજવાળું, સ્વચ્છતા, કસરત, તથા શરીરની, મનની, અને વાણીની નિર્દોષ ક્રિયાઓ કારણ છે. જેમ ઉંચી જાતની ઇંટો, ઉંચી જાતનો ચુનો, તથા ઉંચી જાતનાં લાકડાં વગેરે સાહિત્યોથી ઘર બંધાયું હોય તો તે ઉત્તમ પ્રકારનું થાય છે અને કાદવથી, કોહી ગયેલાં લાકડાંથી, અને એવા જ

બીજા હલકી જાતના સામાનથી બાંધેલું ઘર છેક ઉતરતી જાતનું થાય છે; તેમ ઉત્તમ પ્રકારનું અન્ન, ઉત્તમ પ્રકારનું સ્વચ્છ જલ, અત્યંત શુદ્ધ હવા, જોઇએ એટલા પ્રમાણમાં અજવાળું, આપણાં શરીરની, આપણાં વસ્ત્રની, આપણાં રહેવાનાં ઘરની અને આપણાં શહેરોની ઘટતી સ્વચ્છતા, અનુભવી પુરૂષોએ વિચારવડે નક્કી કરેલી યોગ્ય કસરત, તથા ઉંચી જાતના લાભ આપે એવી શરીરની, મનની અને વાણીની ક્રિયાઓથી શરીર ઉત્તમ જાતનું થાય છે. અને એ બધાં દોષવાળાં હોય છે તો શરીર દોષવાળું થઇ દુર્બળ થાય છે; તેથી કેવી જાતનું અન્ન, કેવી જાતનું જળ, કેવી જાતની હવા, કેવા પ્રકારની કસરત વગેરે આપણાં શરીરને બળવાન્ કરવાને આપણે સેવવાની જરૂર છે, એ આપણે જાણવું જોઇએ. એ સઘળું હાલ જ આ જગોએ લખતાં બહુ લંબાણ થાય એમ છે માટે આ 'લોકપ્રિયલેખમાળા' ના હવે પછી નીકળતા અંકોમાં, ઇશ્વરેચ્છા તો તે સર્વે યોગ્ય સમયે લખવામાં આવશે.

આ અંકમાં આવેલા લખાણથી ગ્રહણ કરવા સરખું તાત્પર્ય આપણે માટે આ છે:—આપણાં બાળકોનું મનોબળ વધારવાને જેમ આપણે રાતદિવસ મહેનત કરીએ છીએ, તેની જ સાથે અને તે અગાઉ પણ તેમનું શરીરબળ વધારવાના ઉપાય પણ તત્ લઇને કરવા જોઇએ. બાળકોને ચોપડીમાં ઉધું ઘાલીને આખો દહાડો બેસાડી મૂકવાને બદલે, તેનું શરીર ખીલે એવા જે ઉપાયો, હવે પછીના અંકોમાં લખવામાં આવે, તે કરવા ઉપર અત્યંત ધ્યાન આપવા નિશ્ચય કરવો, અને તે પ્રમાણે આચરવું. શરીરબળ વિના આપણી કે દેશની ચઢતી કરનાર મનોબળ તથા હૃદયબળ જોઇએ તેવાં કદી થઇ શકતાં નથી, માટે શરીરબળ વધારવાનો મુખ્ય ઉપાય જે બ્રહ્મચર્યનું પાલન, તેના લાભ બાળકોને સમજાવવા, અને તેમને આગ્રહથી બ્રહ્મચર્ય પળાવવું: આપણા અજ્ઞાનથી તે ભંગ થવાના પ્રસંગો આપણે આપ્યા હોય, તો તે પ્રસંગોને બોધથી અને યુક્તિથી ઓછા કરવાનો યત્ન કરવો. બ્રહ્મચર્યના અકાળે ભંગથી પોતાને તથા આખા જગતને

કેટલાં મહાભારત દુઃખો આવે છે, તે સર્વે તેમને બરાબર સમજાય માટે શરીરશાસ્ત્રનાં તેમનાથી સમજાય એવાં પુસ્તકો તેમને શીખવવાં. આપણે પોતે પણ આપણી હવે પછીની પ્રજા બળવાન્ થાય માટે પશુપણું છોડી દેઇ છ છ માસ અથવા વર્ષ વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય પાળવામાં પ્રીતિવાળા થવું. આ વર્ગથી પ્રકટ થયેલા, તથા હવે પછી પ્રકટ થનાર, તેમ જ બીજા વિદ્વાનોએ પ્રસિદ્ધ કરેલા આરોગ્યવિદ્યાના તથા શરીરવિદ્યાના ગ્રંથો આપણે પણ વાંચવા, અને તેમાં રહેલાં ઉત્તમ સત્યો, નિશ્ચય કરી તે પ્રમાણે આપણે વર્તવું, તથા આપણા બાળકોને વર્તાવવાં. આ પાળી શકાય એવું નથી, એ ન બની શકે એવું છે આપણે એકલા આગા શું કરી શકીએ, એવાં એવાં સ્ત્રીઓએ પણ ન બોલવા જેવાં વાક્યો બોલશો નહિ, અને એવાં વાક્યો બોલીને, તમારા વીર્યહીનપણાથી તમારા મનની થયેલી દુર્બળતાનો, સૂર્યના અજવાળા જેવો પૂરાવો જાતે જ રજુ કરશો નહિ. તમારી તથા તમારા દેશની ચડતીનો રસ્તો તમારા આગળ ખુલ્લો દેખાડવા યત્ન કર્યો છે. એ જોઇએ તેવો સ્પષ્ટ ન થયો હોય તો તમે તેને વધારે સ્પષ્ટ અને સરળ કરવા યત્ન કરો. રસ્તામાં ખાડાખાઇયા હોય તો તેમાં માટી પૂરો. પણ ખાડાખાઇયાવાળો છે, માટે એ રસ્તે કોણ જાય, એમ કહી, બહાર નીકળવાનો આવો યોગ્ય સમય છોડી દઇ હજાર હાથના ઉંડા અંધારા વાળા નરકના કૂવામા મરવા કરવારૂપ આળસને મનુષ્યના જેવી આકૃતિ છતાં, ધારણ ન કરો આ કડક સરખા લાગતાં પણ તમારા કલ્યાણની ખરી લાગણીથી વદેલાં વચનોથી ન દુભાતાં, પ્રતાપી ભરતભૂમિના પ્રતાપી નીપજવાની યોગ્યતાવાળા આર્ય બંધુઓ ! જાગ્રત્ થાઓ પરમાત્મા તમને સદ્બુદ્ધિ અને સન્માર્ગ દર્શાવો ઇતિ

(છોટાલાલ જીવનલાલ.)

---

धर्म
नीति

# लोकप्रिय लेखमाला.

विद्या
कला

# विलायती.

માર્ગશીર્ષ ૧૯૫૭ | અંક ૨ | ડીસેમ્બર ૧૯૦૦

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખની વ્યવસ્થા રાખનાર મંડલઃ—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.
કૈશિકરામ વિધ્નહરરામ મહેતા, બી. એ.
લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.
( ઇન્ડિયન ટ્રેડ યુનિયન )

છૂટક કીમત રૂ. ૦-૦-૯ (ત્રણ પૈસા.)

અમદાવાદ
શ્રી "મુદ્રણકલામંદિર" લિમિટેડ.



ઉદ્યોગ
સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષજેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી ?

વાર્તા,
કથા, ૪૦

# विलायती

પ્રિય વાચકવર્ગ !

સવારના પહોરમાં, દરરોજ, પાંચ વાગે ઉઠી સઉથી પહેલું કામ હું એ કરૂં છું કે વિલાયતી દેવદારના લાકડાના ખોખામાંથી એક વિલાયતી દીવાસળી બહાર કાઢી તેને ઘસી દીવો પ્રકટાવું છું. દીવો પ્રકટાવ્યા પછી, મારી આંખ નબળી હોવાથી, વિલાયતી પત્થરનાં, વિલાયતી કમાનવાળાં તથા વિલાયતી દાંડીવાળાં વિલાયતી ચશ્માં જે પોતાના વિલાયતી ઘરમાં મારી પેઠે રાતે સુઇ રહે છે તેમને જગાડી બહાર કાઢી ધારણ કરૂં છું. ત્યાર પછી હેઠે ઉતરી દાંત સાફ કરવાની ક્રિયામાં હું રોકાઉં છું. એ ક્રિયામાં દાતણ કરવા ઉપરાંત હું દંતમંજન પણ વાપરૂં છું કે જેથી દાંતોની બખોલમાં રહેલા નુકસાનકારક ઝીણા જંતુઓ મારા શરીરને હાનિ કરી શકે નહિ. એ દંતમંજનમાં વિલાયતી કપૂરની ચકતીનો સુવાસ સ્પષ્ટ રીતે ઓળખાઇ આવે છે. એ દંતમંજનને હું એક સુંદર ડબ્બીમાં રાખી મૂકું છું; એ ડબ્બી વિલાયતી છે, અને દંતમંજન સાચવી રાખવાનું પોતાનું કામ તે એવી રીતે બજાવે છે કે મને સંતોષ થયા વિના રહે નહિ.

દંતમંજન ઘસ્યા પછી કોગળા કરવાની તથા મારૂં મુખ સાફ કરવાની હું તૈયારી કરૂં છું. તે માટે મારા ઘરમાં મેં જે નળ લીધો છે તેની પાસે હું જાઉં છું. એ વિલાયતી નળની વિલાયતી ચકલી ફેરવ્યાથી જોસબંધ પાણી આવવાથી મારા અંતઃકરણને ઘણોજ આનંદ થાય છે. નળમાં મેલું, ગંદું તથા તબિયતને નુકસાનકારક પાણી આવે નહિ તે માટે, એ પાણી જે મહોટા તળાવમાંથી આવે છે તેમાં, એક કેટલાએક વિલાયતી પદાર્થો પાણી સાથે ભેળવવામાં આવે છે, જેના પ્રતાપથી મને તેમ જ બીજા લોકોને એકલું શુદ્ધ નહિ, પરંતુ કાચ જેવું નિ-

—મેલ પાણી મળે છે.

દાતણ કરી રહ્યા પછી મલશુદ્ધિને માટે મને જવાની ટેવ છે. ત્યાં પણ જે વિલાયતી જુલાબ ભભરાવવામાં આવે છે તે પોતાની ફરજ એવી ઉત્તમ રીતે અદા કરે છે કે દુર્ગન્ધ મારા બિચારા નિરપરાધી નાકનું અપમાન કરી શકતો નથી.

મલશુદ્ધિથી પરવારી હું ન્હાવાની તૈયારી કરૂં છું. ત્યાં જે કુંડીમાં હું ન્હાઉં છું તે વિલાયતી તાંબાના પતરાની બનેલી છે, અને જે લોટા-વડે હું મારા શરીર ઉપર પાણી રેડું છું તે વિલાયતી પિત્તળના પતરાનો બનેલો છે. એ કુંડી તથા લોટો પોતાનું કામ એવી વખાણવાલાયક રીતથી બજાવે છે કે આજ સુધી મારે એમની સાથે એક પણ અણબનાવનો પ્રસંગ આવ્યો નથી. આ ઠેકાણે એટલું મારે વિશેષમાં જણાવવું જોઇએ કે મને પાટલા ઉપર બેસીને ન્હાવાની ટેવ છે, અને મારા પાટલા ઉપર શોભાને માટે જે પિત્તળની સુંદર ફુદડીઓ બેસાડેલી છે તે પણ વિલાયતી યંત્રની મદદથી વિલાયતી પતરામાંથી કાપી કાઢવામાં આવી છે. સ્નાન કરી રહ્યા પછી વિલાયતી ટુવાલની મદદથી હું મારૂં ડીલ લુછી નાંખું છું અને પહેરેલું વિલાયતી બીનુ ધોતિયું બદલી બીજું વિલાયતી સુકાયલું ધોતિયું ધારણ કરૂં છું. એ ધોતિયું પણ મારી નબળી કેડને વધારે ભાર પહોંચવા દેતું નથી તેથી મારે તેનો થોડો ઉપકાર માનવાનો નથી. ત્યાર પછી મારા સંધ્યાદિક નિત્ય કર્મથી પરવારી લઉં છું અને વ્યવહારમાં જોડાઉં છું.

ઉપરે માળે ચડ્યા પછી સવારની આનંદજનક હવા લેવા માટે તથા સવારનો રમણીય કુદરતી દેખાવ વખાણવા માટે થોડો વાર બારીએ ઉભા રહેવાની ટેવ મને કેટલીક મુદતથી પડી છે. આ વખત જે બારીએ હું ઉભો છું તેની સામે મારા એક મિત્રની બારી પડે છે; ત્યાં તેઓ પણ ઉભા છે. એ મારા મિત્રની ઓળખાણ આપને કરાવવાની રજા મને આપશો એ મારી વિનંતિ છે. તેમનો ઇતિહાસ સારી રીતે સમજાય તે અર્થે પ્રસ્તાવના રૂપે હું કાંઇક કહેવા માંગું છું. તેમના બાપને માટે એમ

કહેવાય છે કે એક રાત્રિએ શ્રીરણછોડજી મહારાજે સ્વપ્નમાં એમને દર્શન દીધાં ત્યારે વાતચિતના પ્રસંગમાં એમણે શ્રીરણછોડજીને કહ્યું: આ ઘોર કળજુગમાં મહારાજ! આપને કોઇક જ ભજે છે. મારા જેવાને એજન્ટ રાખી ૨૫ ટકા "કમિશન" (મહેનતાણું) આપો, અને પછી જુઓ આપનું ભકતમંડળ કેટલું વધે છે! આ સ્વપ્નાની વાત મારા મિત્રના બાપે ભોગજોગે કોઇ આગળ કહી ત્યારથી તેમનું નામ "કમિશનકાકા" છપાઇ ગયું. તેઓ હાલ પોતાનું કમિશન લેવા શ્રીરણછોડજીના લોકમાં પધારી ગયા છે, પરંતુ પોતાના એકના એક ચિરંજીવીને પંચાવન લાખની પુંજીનો, તથા ઓછામાં ઓછા પાંચ હજાર રૂપિયા માઇ શકે એવી મહોટી હુંડનો વારસો મૂકી ગયા છે. એ વારસાના મદમાં મારા મિત્રના ચિત્તની સ્થિતિ એવી થઇ ગઇ છે કે જેથી તેઓ પોતાના દેહને જ આત્મા માની રહ્યા છે. તેઓ માને છે કે દેહને શણગારવો, દેહનું લાલનપાલન તથા પોષણ કરવું, સ્વચ્છ રહેવું, સુંદર વસ્ત્રો પહેરવાં, ભભકો મારવો, સારાં સારાં મિષ્ટાન્નો જમી રબરના દડાની પેઠે પથારીમાં આળોટી તેને પચાવી ફાંદી શરીરનું વજન વધારવું, મોજશોખ મારી દિવસ પૂરો કરવો–એ કંઇ માણસની હલકી ફરજ નથી. તેમને માણસ, ગાય, બળદ તથા ઘોડાની ખોટ નથી, જુદી જુદી અનેક ફેશનની ગાડીઓ છે, ઘરમાં પારવિનાના ઓરડા છે, અને મૂલ્ય ન થઈ શકે એટલો સામાન છે. મહોટા સમુદ્ર જેવા કમિશનકાકાના ગંભીર નગ સરખા ચિરંજીવીએ આ બધો વૈભવ જાતે જ વસાવ્યો છે. તેમને વળી થોડું ઘણું અંગ્રેજી ભાષાનું જ્ઞાન છે. આ વિગેરે કારણોથી મારા મહોલ્લાના લોકો એ ભાઇ સાહેબને "મિસ્તર ઘરકીટકુ" એ નામથી બોલાવે છે, પરંતુ મારા મિત્રનો સ્વભાવ બહુ ભોળો હોવાથી આ નામથી જ્યારે તેમને બોલાવવામાં આવે છે ત્યારે, તેમના ગાલ ઉપર હાસ્યની જે કરચલીઓ પડે છે તે ઉપરથી અમે સર્વ સમજીએ છીએ કે એમનાંમાં ક્રોધનો તો અંશ નથી, અને ખોટું લગાડવાના સ્વભાવનું તો ઠીક નથી.

મારા ધાર્યા પ્રમાણે આપને માટે મારા મિત્રની ઓળખાણ આટલા

પુરતી બસ છે. હું મારી બારીએ ઉભો છું અને એઓ પોતાના બારીએ ઉભા છે. એમની નજર મારી નજર સાથે મળતાં જ એઓએ એકદમ પોતાનો જમણો હાથ વિલાયતી રીતે પોતાના કપાલ ઉપર મુકયો મેં પણ તેમ કરી તેમને તથા વિલાયતી સલામ કરવાના રિવાજને માન આપ્યું. હું બારીએ ઉભો સવારની ઠંડી હવાનો લાભ લઉં છું ત્યારે મિસ્તર ઇશ્કીટટ્ટુ પોતાના શરીરના શણગારમાં ગુંથાયલા હોય એમ મને ભાસે છે. એમણે વિલાયતી બટનથી શોભતું વિલાયતી ખમીસ પહેર્યું છે અને તેના ઉપર બટન બેરખાવિનાનું ખુલ્લું વિલાયતી જાકીટ હાથીના બચ્ચાના કાનની પેઠે ફડફડાટ કરી રહ્યું છે. મારા મિત્રના હાથમાં વિલાયતી ફ્રેમમાં બેસાડેલો વિલાયતી કાચ છે, જેને આપણે આરસી કહીએ છીએ. એ આરસીમાં તેઓ પોતાના વિલાયતી ચહેરાનું પ્રતિબિંબ જોઇ અસંત આનંદ પામતા જણાય છે. પછી વિલાયતી શીશીમાંથી સુગંધિ વિલાયતી તેલને પોતાના માથામાં રેડી, વીલાયતી આરસી સામી ધરી, વિલાયતી કાંસકાવડે તેઓ પોતાના વાળની વચ્ચે આબેહુબ વિલાયતી સેંથો પાડે છે, તે સેંથાની બંને બાજુએ વિલાયતી બ્રશ ભભકાબંધ ફેરવી જાય છે, અને કહે છેઃ ગઇ કાલે બ્રશ ફેરવવું રહી ગયું ગયું હતું તેથી હરામખોર વાળોએ રસ્તાવચ્ચે જનો ફાન કર્યું અને સેંથો વિખેરી નાંખ્યો આજે તો બ્રશ ફેરવ્યું છે એટલે રાત સુધી નિરાંત.

મિસ્તર ઇશ્કીટટ્ટુ પોતાના વાળની મરામતમાં આ પ્રમાણે ગુંથાયલા છે એટલામાં તેમનો એક ચાકર તેમની પાસે આવી તેમને કહે છેઃ 'શેઠ સાહેબ,' શેઠાણી કહે છે કે પાણી ખખળી રહ્યું છે તેથી 'આજે' શું 'વિશાક ચાહ, કાફી કે કોકો ? મિસ્તર ઇશ્કીટટ્ટુ પોતાના ચાકરને કહે છે; બીસુકા, તારી શેઠાણીને કહે કે આજે તો 'ચાહ' કાફી તથા 'કોકો ત્રણેનો 'એકેક' પ્યાલો 'પિશું.' શરીરમાં જે વાયુનો કોપ છે 'તેને' ચાહનો પ્યાલો તોડી નાંખશે, કફના 'બંધને કાફીનો' પ્યાલો નાબુદ કરશે, 'અને પિત્તના પ્રકોપને કોકોનો પ્યાલો બેસાડી દેશે. આ બંધમેસનો 'અદ્ભુત જવાબ સાંભળી મને હસવું આવ્યા વિના રહ્યું નહિ. 'મારા મિત્રના ગાભડિયા બીસુકાએ પણ

એકદમ પોતાનું મોં ફેરવી લીધું, તે ઉપરથી હું સમજી ગયો કે એની દશા પણ મારા જેવી જ થઇ હશે. આખરે હોઠે ઉતરી શકેલો સંદેશો શેઠાણીને કહ્યો. શેઠાણી પણ, હું સાંભળી શકું તેટલા મ્હોટા ઘાંટાથી બોલ્યાં; ઠીક થયું. મને પણ આજે ત્રિદોષ જેવું જણાય છે. મારા મનમાં વિચાર આવ્યો કે મિસ્તર ઇસ્કીટહુ શેઠને મિસિસ ઇસ્કીટહૈણ શેઠાણી પણ ઠીક મળ્યાં છે.

શેઠની વિચિત્ર મરજીના ભોગરૂપ થઇ પડેલા ચિચાગ ત્રણ વિલાયતી પ્યાલા, ચાહ, કાફી તથા કોકોના વિલાયતી ઉના ઉના રસથી ભરેલા, અને વિલાયતી રકાબીની વચમાં સારી રીતે ગોઠવાયેલા, શેઠની પાસે આવ્યા. ત્રિદોષના પ્રકોપને લીધે ભારે તરસથી પીડાયલા શેઠ, વિલાયતી ચમચાઓનું 'અપમાન' કરતાં ન અંચાતાં, ચાહ કાફી તથા કોકો વારાફરતી એકદમ ગટગટાવી ગયા. ત્રીજો પ્યાલો શેઠ પી રહ્યા ને તેમના ચહેરામાં જે ફેરફાર મને માલમ પડ્યો તે ઉપરથી મને સમજાયું કે પિત્ત, કફ અને વાયુ એ ત્રણે દુશ્મનો સાથે ન લડતાં એ ત્રણ રસોએ શેઠના પેટરૂપી રણક્ષેત્રમાં માંહોમાંહ જ જંગ મચાવ્યો હશે. એ બંડ શમાવવાની ઉતાવળમાં શેઠે એકદમ પોતાના ચાકરપાસે એક ડઝન ગોરાં બિસકુટનું લશ્કર મગાવ્યું.

મારા મિત્ર પોતાના શરીરમાહેલો ગડબડાટ શમાવવામાં રોકાયા છે એટલામાં ટપાલવાળા સિપાઇનો પ્રિય અવાજ સૂચવે છે કે મારી ટપાલ આવી પહોંચી છે, તેથી શેઠની રજા લઇ હું તે વાંચવા તત્પર થાઉં છું. વિવિધ શહેરના, વિવિધ દેશના, તથા વિવિધ ભાષાના અનેક છાપાઓ હું મંગાવું છું તેથી, તેમ જ મારૂં મિત્રમંડલ દુનિયાના બધા ભાગોમાં અતિશય બહોળું વિસ્તરી રહેલું હોવાથી, ઘણું ખરૂં મારી ટપાલ વજનમાં આસરે અઢી શેર થાય છે, અને બેસતા વર્ષ જેવા ભારે દિવસે તો તેનું વજન મણ સવામણ સુધી ચઢી જાય છે. આ વખત જે છાપા ટપાલમાં આવ્યા છે તે માંહેલા નવીન તાર સમાચાર ઉપર ઝટ નજર ફેરવ્યા પછી મારા મિત્રો તથા સગાંવહાલાંના કાગળો હું નિરાંતે વાંચું છું. આમાંના કેટલાક કાગળોનો જવાબ તરત લખવા જેવો હોવાથી મારી અભ્યાસશાળામાં જઇ હું એકદમ, વિલાયતી

પાટલી ખુરશી ઉપર બેસું છું. એ ખુરશીની નેતરનું ચોકઠું વિલાયતી કેસકરની મદદથી બંધબેસતું કરવામાં આવ્યું છે અને તેના ઉપર એવું સુંદર વિલાયતી વારનિશ લગાવેલું છે કે તેથી સર્વે કોઇની આંખ અંજાયાવિના રહે નહિ. એ ખુરશી ઉપર, છાતી બહાર કાઢી, સળગતા પેગે, વિલાયતી રીત પ્રમાણે, હું ટટાર બેસું છું. મારી સામા વિલાયતી પેન્સિલથી શોભતી જે ટેબલ છે તેના ખાનાને વિલાયતી કળ બેસાડેલી છે તેને વિલાયતી કુંચીથી હું ઉઘાડું છું, અને વિલાયતી કાચનો ડટ્ટો ઝાલી ખાનાને બહાર કાઢું છું: એટલે તેની અંદર વિલાયતી કાગળો, વિલાયતી કાર્ડો, વિલાયતી નોટપેપર, વિલાયતી પાકીટો વગેરે, લખવાની સામગ્રી મારી નજરે પડે છે. ટેબલમાં મારી સામા વિલાયતી બાટલી-માંની વિલાયતી શાહીથી ભરેલો વિલાયતી ખડિયો છે. તેના ઉપર જે સુંદર વિલાયતી બુચ મારેલો છે તે દ્વારપાલની પેઠે શાહીનું રક્ષણ કરે છે. એ બુચ ઉઘાડી, વિલાયતી હોલ્ડરની વિલાયતી ખોલીમાં બેસાડેલી વિલાયતી સ્ટીલપેનથી હું વિલાયતી કાગળઉપર વિલાયતી અક્ષર કાઢું છું એક બાજુએ કાગળ લખી રહ્યા પછી, શાહી સુકાઇ જાય તેઅર્થે ફુંક મારવાની અથવા ધૂળ કે રેતી ભભરાવવાની મને જરૂર પડતી નથી, કારણ કે શાહી ચૂસી લેનાર 'બ્લોટિંગ પેપર' નામનો વિશ્વાસ-પાત્ર વિલાયતી કાગળ મારી પાસે પડ્યો છે. પવનના જોરથી કાગળ ઉડી ન જાય તે માટે વિલાયતી 'પેપરવેટ' એટલે કાગળને દબાવી રાખનાર સુંદર વજન મારી સામા પોતાની ચળકતી આંખ ફરકાવી રહ્યું છે. વિલાયતી શાહીથી તેમ જ વિલાયતી પેનસિલથી પડેલા ડાઘા અથવા લખાયલા નિરુપયોગી અક્ષરને પોતાના બે છેડાથી ચહેરી નાંખે એવું વિલાયતી રબર મારી સેવામાં તત્પર રહેલું, પોતાનું ડોકિયું મારી સામા કરી જ રહ્યું છે. જરૂરિયાત કાગળની નક્કલ લઇ લેવી ઠીક પડે તે માટે ખાસ જુદી વિલાયતી શાહીનો વિલાયતી ખડિયો તથા ઝીણા વિલાયતી કાગળોની વિલાયતી ચોપડી મારી હજુરમાં તૈયાર જ છે. લખાયલા આખરના કાગળો વિલાયતી કવરમાં પેસે છે કે તરત તે

કવરની ફડકની અંદરના ચીકણા પરને વિલાયતી વાદળીમાંનું પાણી પલાળે છે એટલે કવર બીડી દેવામાં આવે છે; બીડયા પછી તેની આસપાસ વિલાયતી દોરી ફરી વળે છે. તેના છેડા વિલાયતી ચપ્પુ અથવા વિલાયતી કાતરથી કપાતાં વારંને વિલાયતી લાખના રસથી કાગળોને સીલ કરવામાં આવે છે. જે કાગળો બાંધીને ઘેર જવાલાયક હોય છે તેને પોતાના પેટમાં ગ્રહણ કરનાર વિલાયતી સુંદર ટોપલી ઘરની પાળેલી બિલાડી પેઠે એક બાજુએ બેસી રહી છે.

અનેક વિલાયતી કાર્ડ તથા કવર લખી ચોંકેલો હું હવાફેરને માટે થોડીવાર પાછો બારીએ સ્થાનાંતર કરૂં છું. આ વખતે રસ્તે જતો એક ઉજળા વેષનો માણસ મારી નજરે પડે છે. તેના હાથમાં ઉજળા કપડામાં લપેટેલી પેટી જેવું કંઈ દેખાય છે. મારી સામું લગભગ એક વિલાયતી મિનિટ સુધી ટગર ટગર જોઇ રહ્યા પછી તે મને પૂછે છે; બાય સાહેબ, ગરજ છે? તેના બોલવાનો અર્થ મને નહિ સમજવાથી હું તેને પૂછું છું; શેની? આના ઉત્તરમાં તે માણસ પોતાની દાઢી ઉપર પોતાનો હાથ ફેરવે છે, તે ઉપરથી તેનો સઘળો ગુઢાર્થ હું સમજી જાઉં છું. સુથારનું મન બાવળિયે હોય છે. દરજી લોકોનાં લુગડાં સામું જોયાં કરે છે અને મોચી લોકોના પગ સામું તાકી તાકીને જુએ છે; તે પ્રમાણે મારા ચહેરા તરફ આંખ માંડીને જોનાર અને પોતાની દાઢી ઉપર હાથ ફેરવનાર આ ઉજ્જવલવેષધારીને હજામ તરીકે ઓળખતાં મને વાર લાગી નહિ. મારે હજામત કરાવવાની જ હતી તેથી 'હા' કહી હું સત્વર નીચે ઉતરી પડું છું, અને હજામ મારા ઘરમાં પ્રવેશ કરે છે. હું પાટલા ઉપર બેસું છું અને મારા સામું હજામ આસન માંડી પોતાની સામગ્રી છોડવાનો આરંભ કરે છે. વિલાયતી ચામડાની બનાવેલી વિલાયતી કોથળીમાંથી વિલાયતી વાડકી બહાર કાઢી સાફ કરી તેમાં મારી પાસથી પાણી લે છે. વાળ ઝીલવા માટે તેણે મારા ખોળામાં તથા ખભા ઉપર ઉજળો વિલાયતી રૂમાલ પાથર્યો છે. મારૂં મુખ જોવાને માટે મારા હાથમાં વિલાયતી આરસી તેણે આપી છે. વિલાયતી પીંછીવડે વિલાયતી સાબુનો

જોડો ચર મારા ચહેરા ઉપર પાથરી, વિલાયતી અસ્તરાને વિલાયતી ટપટપી-ઉપર ઘસી તે અસ્તરા વડે મારા વાળનું, તથા ત્યાર પછી વિચિત્ર વિલાયતી નરેણીવડે મારા નખનું, વિલાયતી ફેશ નંબરનું છેદન કરે છે. પછી વાળ કાતરવાના વિલાયતી યંત્રવડે મારા વાળ કાતરી, વિલાયતી સુગંધિ તેમાં ભભરાવી, વિલાયતી કાંસકાથી વાળને બરાબર ઓળી, મારી દુબળી ડોકી મચકડ્યા વિના, પોતાનો સામાન વિલાયતી શૈલીથી પેક કરી પોતાની 'વન આનાઝ' ની ફી મારી પાસે વિલાયતી ભભકાથી માગે છે. આ બધાથી હું એટલો અંજાઈ જાઉં છું કે 'વન આનાઝ' ને બદલે 'ટુ આનાઝ' તત્કાલછોડી દઉં છું, જે લઈ તે સદ્‌ગૃહસ્થ મને વિલાયતી સલામ્ કરી વિદાય થાય છે.

ત્યારપછી પાછું સ્નાન કરી મારી ભૂખ મટાડવાનો ઉપાય હું સાધું છું. ભોજનસામગ્રીમાં પણ વપરાતાં કેટલાંક વાસણો વિલાયતી ધાતુનાં પતેરાનાં બનાવેલાં છે; મનોહર ઝકઝકાટ કરી રહેલા લોટા તથા પ્યાલા વિલાયતી "જરમન સિલવર"ના બનાવેલા છે; અને કેટલાંક વાસણો ભરતનાં એટલે ધાતુનો રસ કરી બીબાંમાં ઉતારી બનાવવામાં આવેલાં છે. એ રસ પણ મજબુત વિલાયતી મૂસમાં ( એટલે ધાતુનો રસ કરવાની કુલ્લીમાં ) કરવામાં આવ્યો છે, ભોજનસંબંધમાં હું એટલું કહું તો અયોગ્ય નહિ ગણાય કે ખારો, ખાટો તીખોવગેરે જે છ રસો કહેવાય છે તેમાં મને તો ગળ્યા રસ ઉપર બહુ પ્રીતિ છે એ ગળ્યા રસના આધારરૂપ વિલાયતી ખાંડ, હું જમવા બેઠો છું ત્યારે દાળ વગેરે વસ્તુઓમાં યોગ્ય પ્રમાણમાં મળેલી હોવાથી મને ઘણી તૃપ્તિ થાય છે.

જમી રહ્યા પછી બરાબર એક વિલાયતી કલાક જેટલો વખત હું નિવૃત્તિમાં ગાળું છું. ત્યાર પછી કેટલોક વખત અમે સર્વે કુટુંબનાં માણસો ઘરના મુખ્ય ઓરડામાં પરસ્પર આનંદની વાતો કરવામાં વીતાવીએ છીએ. આ વખત મારી નાની સરખી ભત્રીજી કે જે પોતાના કાલા કાલા ભાષણથી આખા ઘરમાં આનંદની હેલી વર્ષાવી રહી છે તે, વિલાયતી મડમ, વિલાયતી ડોસો, વિલાયતી બિલાડી, વિલાયતી કૂતરોવગેરે તરેહ તરેહનાં વિલાયતી રમણીય રમકડાં સાથે રમવામાં ગુંથાઈ રહેલી છે. મારાં

અત્યંત પ્રેમાળ માતુશ્રી જે વ્યવહારમાં અત્યંત કુશળ હોવાઉપરાંત ઈશ્વરશક્તિને લીધે અસંત શુદ્ધ હૃદયવાળાં છે તે આ વખતે, એમને હાથે ચપસા ખરચનો હિસાબ મેળવવા માટે વિલાયતી કુંચીથી પોતાની ટૂંક (પેટીએ) દીધેલું નાનું વિલાયતી તાળું ઉઘાડે છે. એ ટૂંક બનાવવામાં વિલાયતી પતરાં, વિલાયતી સાંકળ, વિલાયતી કડાં, વિલાયતી જડવો, વિલાયતી ઈસકર, વિલાયતી ચપડા, વિલાયતી ડામર, વિલાયતી રંગ વગેરે વિવિધ જાતનો વિલાયતી સામાનનો ઉપયોગ થયેલો જોવામાં આવે છે. દુકાળને લીધે ચોરોની બહુ ધાસ્તી હોવાથી, રોજ ઓછામાં ઓછા શેર સવાશેર પરસેવાથી મેળવેલી મોરી પુંજીનું દરણ ન થઈ જાય તે માટે, મારાથી ઉતરતો નાનો ભાઈ જે યંત્રરચનાઆદિક અનેક કળાઓમાં બહુ વિચક્ષણ છે તે એક મજબુત વિલાયતી તીજોરી લાવ્યો છે. તે તીજોરીની રચના ઘરનાં માણસોને સમજાવવામાં એ રોકાયલો છે. વિલાયતી યંત્રોની મદદથી આપણી સરકારે કાપી કાઢેલા તથા છાપેલા, મૂળાની કાતરી જેવા, રૂપાના ટકડા, જેને આપણે રુપિયા કહીએ છીએ તેની સ્થાપના આ નવી તીજોરીમાં આજે કરવામાં આવે છે. મારો બીજો નાનો ભાઈ, બુદ્ધી વાચાળ ડોસીની પેઠે ટકટક કરી રહેલી ઘરની મ્હોટી વિલાયતી ઘડિયાળને વિલાયતી કુંચી આપી રહ્યા પછી, વિલાયતી અછોડાથી અને વિલાયતી લોકેટથી શોભતી પોતાની નાની ઘડિયાળને કુંચી આપે છે. મારો ત્રીજો ભાઈ, અમારા કુટુંબના માણસોની વિલાયતી યંત્રથી પાડેલી છબિઓને સુંદર વિલાયતી ફ્રેમમાં મઢાવી લાવી તેને વિલાયતી હુક તથા વિલાયતી ખીલાની સહાયતાથી ભીંતે ટાંગે છે. મારો ચોથો ભાઈ જે રહેજ આળસુ છે તે, પાવલોપા નામની છોકરાંઓની રમતમાં શરીરનો જે આકાર કરવામાં આવે છે તે, કથંચિત્ તકિયે પડ્યો પડ્યો, વિલાયતી પંખો ખાતો વિલાયતી વાર્તાની ચોપડી વાંચવામાં તલ્લીન થઈ ગયો છે. મારી સ્ત્રી જે ભરવા તથા ગુંથવાની કલામાં બહુ પ્રવીણ છે, તે મારી એક નાની બહેનને, વિલાયતી દોરા, વિલાયતી ઉન, વિલાયતી રેશમ, વિલાયતી મખમલ, વિલાયતી કસબ, વિલાયતી સોય, વિલાયતી કાતર, વિલાયતી ભરવાના સોયા,

વિલાયતી કેનવાસ વગેરે અનેક સાહિત્યોની મદદથી પોતાની કલા શીખવવામાં રોકાયલી છે. મારી બીજી નાની બ્હેન બહુ શોખીલી છે, પણ તે સાથે અતિશય ભરતાની હોવાથી, વિલાયતી હલકી ધાતુઓનાં, વિલાયતી ગીલીટ દીધેલાં, વિલાયતી ફેશનનાં જે ઘરેણાં તેને પહેરાવવામાં આવે છે, તે સાંમું તે જોઈ રહી છે. મારી મ્હોટી બહેનનો એક છોકરો જે રમત ગમતમાં બહુ હોશિયાર છે તે વિલાયતી રમવાનાં પાનાંનો, સાત બાળનો, ઉંચો વિચિત્ર વિલાયતી બંગલો બનાવે છે; બીજો છોકરો બારીથી, વિલાયતી કાગળનો બનાવેલો પતંગ વિલાયતી દોરીની મદદથી ઉડાવવામાં એકતાન થઇ ગયલો હોવાથી કશાઉપર લક્ષ આપતો નથી. બીજાના પતંગો સાથે પોતાનો પતંગ લડાવવા અર્થે તેની પાસે વિલાયતી કાચની ભુગદી પાયલું વિલાયતી દોરીના માંજાનું પીલલું પડેલું છે. અને ત્રીજો નાનો છોકરો વિલાયતી પીપરમીટની ગોળીઓને વારાફરતી પોતાના મોંમાં આંગળનો, તથા તેમને થોડી થોડી વારે બહાર કાઢી, તેમના બદલાતા ચિત્ર વિચિત્ર રંગોથી ખુશ થતો બેઠો છે. આ છોકરા ઉપર મને વિશેષ પ્રેમ હોવાથી હું તેને એક પૈસો આપું છું, તે લઇ તે અમીરો છોકરો પોતાની માના વિલાયતી પાકીટમાં તે પૈસો મૂકાવે છે ત્યારે જ જંપે છે.

કુટુંબના માણસોસાથે વિનોદવાર્તા કર્યાપછી ન્યુસપેપરો વાંચવામાં, પત્રો લખવામાં તથા હિતકર અને ઉપયોગી જ્ઞાન સંપાદન કરવામાં, મારો વિશેષ કાળક્ષેપ થાય છે. સાંજ પહોરના વખતે એ કાર્યોથી હું પરવારી રહું છું કે મારા મિત્ર ગિરધર રકફીટકુ મને બહુ સ્નેહપૂર્વક મ્હોટાં ધાંટા પાડી બોલાવે છે. હું મારીએ જઇ શેઠને પૂછું છું; આપની તબિયત તો સારી છે?

શેઠ કહે છેઃ તબિયતને માટે તમને બોલાવતો નથી. તબિયત તો સવારમાં સ્હેજ બગડી હતી. ત્યારપછી પાચનશક્તિની બે વિલાયતી ગોળી લીધાથી હવે ઠીક છે. ચાલો, ફરવા આવવાની ઇચ્છા છે? ગાડી જોડાઇને રેડી (તૈયાર) થઇ ગઇ છે.

હું કહું છુંઃ ફરવા આવવાની ગરજ કોને ન હોય? પણ આ વખત તમારી સાથે એક શરત કરવાની છે.

મારા મિત્ર પૂછે છે: તે શરત શી છે !

દોસ્તીનો સંપૂર્ણ દાવો કરી હું કહું છું; તે શરત એ, કે દરરોજ તમે ગાડીમાં બેસીને ફરવા જાઓ છો, અને ગાડીમાંથી બિલકુલ ઉતર્યા વિના અને ડગલું ચાલ્યા વિના પાછા ઘેર આવો છો એ શું વ્યાજબી છે ! તમારી પ્રચંડ ફુંડ ઓસરીને તમારા મગજનું વજન વધવાની અને તમારી વિચારશકિત ખીલવાની જરૂર શું તમને જણાતી નથી ! તેથી આજે તમારી પાસે માગી લેવાનું કે શહેર બહાર સ્વચ્છ ઠંડી ખુલ્લી હવામાં તમારે મારી સાથે ઓછામાં ઓછા એકંદર ચાર વિલાયતી માઇલ ચાલવું. પછી જુઓ તમારી તબિયત કેવી બહાલ થઇ જાય છે. તમારું શરીર બગડે તો તેનું જોખમ મારે માથે.

મારા મિત્ર ગભરાતાં કહે છે: અધધધ ! ચાર વિલાયતી માઇલ ! ! ગાડીમાંથી ઉતરી ચાર વિલાયતી ફુટ કે ચાર વિલાયતી ઇંચ પણ ન ચાલેલા મારે માટે ! ! ! ચાર વિલાયતી માઇલના તો, હિસાબ કરતાં, બરાબર બે લાખ ત્રેપન હજાર ચારસો ચાળીસ વિલાયતી ઇંચ થયા !

હું કહું છું: હિસાબમાં તમારી ચતુરતા ખરે વખાણવા લાયક છે. પંચાવન લાખથી ન ગભરાયા અને બે લાખથી છેક આમ કેમ ગભરાઓ છો, શેઠ ? તમારી હિસાબશકિતનો ઉપયોગ આપણે ફરવામાં કરીશું, એટલે તેથી તમને આનંદ થશે. વળી તમારા શરીરનું જોખમ મારે માથે છે કેની.

શેઠ હસતાં હસતાં કહે છે: જોખમને માટે તો ઠીકજ છે. મારે બદલે તમે મરણપથારીએ સુઓ તેવા નથી, તેમજ હું તમને તેમ કરવા કહું એવો નથી. બહુમાં બહુ તો તમે એટલું કરી શકો કે હું માંદો પડું તો તમે ગભરાઓ, દોડધામ કરી મૂકી બીજાને ગભરાવો અને ડોકટરને પૂછ્યાં કરો કે હવે શેઠ કેટલી પડી છે. તેનું ભારે જોખમ તમારે હાથે નાંખવા હું રાજી નથી. પરંતુ હિસાબની મનોરંજક વાત જો ચાલશે તો બહુમાં બહુ હું પોણોસો સો વિલાયતી ફુટ ચાલી શકીશ. એથી વધારે હું ખાતરી આપી શકતો નથી.

હું કહું છું: પોણોસો તો પોણોસો, અને સો તો સો. ચાલો, હું

તૈયાર થઇને આવું છું.

એમ કહી ફરવા જવાનાં વસ્ત્ર ધારણ કરી હું નીચે ઉતરૂં છું. શેઠ પોતાની તૈયાર થઇ રહેલી અત્યંત ભભકાદાર વિલાયતી ફેશનની ગાડી પાસે મારે માટે રાહ જોતા ઉભા છે. એ ગાડીમાં અમે બંને જણા સાથે બેસીએ છીએ. નિસ્તર ધરકીટદુને પૂછતાં જણાય છે કે એ ગાડીના બંને તેજંદાર ઘોડા શેઠે વિલાયતથી, પચાસ હજાર રૂપિયા ખરચી મંગાવ્યા છે. તે ઘોડા ઉપર વિલાયતી સામાન બહુ ઝકઝકાટ કરી રહ્યો છે. ગાડીનાં પૈડાંની વાટ વિલાયતી રબરની બનાવેલી છે, જેથી ગાડી ચાલતી વખતે સાધારણ રીતે થતો ખડખડાટ શેઠના નાજુક કાનને પીડી શકતો નથી. ગાડીની છત્રી ઉપર વિલાયતી રોગાનનો ચળકાટ આંખનું આકર્ષણ કરી રહ્યો છે. તે શિવાય અનેક પ્રકારનો વિલાયતી મોંઘો સામાન એમાં વપરાયલો જણાય છે.

શેઠનો ભભકો પણ ગાડી ઘોડાના પ્રમાણમાંજ છે. માથે સુંદર વિલાયતી ટોપી, ગળાથી ઘુંટણ સુધીના ભાગ ઉપર વિલાયતી પાંચ ફટનો ઉંચી વિલાયતી બનાતનો કોટ, કોટના ઉપરના ભાગમાં ડોકિયાં કરી રહેલા વિલાયતી "કોલર" ઉપર લગાડેલી વિલાયતી "નેકટાઇ," કોટની ડાબી બાજુએ ફરફર કરી રહેલો વિલાયતી સુગંધવાળો સુંદર વિલાયતી રેશમી રૂમાલ, પગના ભાગ ઉપર વિચિત્ર વિલાયતી ફટની વિલાયતી પાટલુન, વિલાયતી "ગેટર" થી બાંધેલાં વિલાયતી મોજાં, વિલાયતી દોરી-વાળાં વિલાયતી ચામડાનાં વિલાયતી ચમચમ કરતાં વિલાયતી બૂટ, હાથમાં નાજુક વિલાયતી લાકડી આ રીતનો શેઠનો દેખાવ છે.મારે માથે પણ જે પાઘડી છે તેના, પેચને વ્યવસ્થાસર રાખવાનું કામ વિલાયતી હાંકણીને સોંપવામાં આવ્યું છે. મારો બીજો દેખાવ ભભકામાં શેઠથી બહુ ઉતરતો છે, પરંતુ તેમાં પણ ઠેકાણે ઠેકાણે વિલાયતી અંશ જોવામાં આવે છે. ગાડીમાં અમે બેસી રહીએ છીએ કે તરત ગાડી ઉપર ઠાઠબંધ બેઠેલો વિલાયતી દમામવાળો શેઠનો કો-ચમીન વિલાયતી ચાબુકનો ફટકારો કરે છે. તેથી ઉત્તેજિત થયલા વિલાયતી ઘોડા ચાલવા માંડે છે.

મારા મિત્ર પુછે છેઃ તે શરત શી છે !

દોસ્તીનો સંપૂર્ણ દાવો કરી હું કહું છું; તે શરત એ કે દરરોજ તમે ગાડીમાં બેસીને ફરવા જાઓ છો અને ગાડીમાંથી બિલકુલ ઉતર્યા વિના અને ડગલું ચાલ્યા વિના પાછા ઘેર આવો છો એ શું વ્યાજબી છે ! તમારી પ્રચંડ ફુંદ ઓસરીને તમારા મગજનું વજન વધવાની અને તમારી વિચારશકિત ખીલવાની જરૂર શું તમને જણાતી નથી ! તેથી આજે તમારી પાસે માગી લેવાનું કે શહેર બહાર સ્વચ્છ ઠંડી ખુલ્લી હવામાં તમારે મારી સાથે ઓછામાં ઓછા એકંદર ચાર વિલાયતી માઇલ ચાલવું. પછી જુઓ તમારી તબિયત કેવી ખુશાલ થઇ જાય છે. તમારું શરીર બગડે તો તેનું જોખમ મારે માથે.

મારા મિત્ર ગભરાતાં કહે છેઃ અધધધ ! ચાર વિલાયતી માઇલ ! ! ગાડીમાંથી ઉતરી ચાર વિલાયતી ફુટ કે ચાર વિલાયતી ઇંચ પણ ન ચાલેલા મારે માટે ! ! ! ચાર વિલાયતી માઇલના તો, હિસાબ કરતાં, બરાબર બે લાખ ત્રેપન હજાર ચારસો ચાળીસ વિલાયતી ઇંચ થયા !

હું કહું છુંઃ હિસાબમાં તમારી ચતુરતા ખરે વખાણવા લાયક છે. પંચાવન લાખથી ન ગભરાયા અને બે લાખથી છેક આમ કેમ ગભરાઓ છો, શેઠ ? તમારી હિસાબશકિતનો ઉપયોગ આપણે ફરવામાં કરીશું, એટલે તેથી તમને આનંદ થશે. વળી તમારા શરીરનું જોખમ મારે માથે છે કેની.

શેઠ હસતાં હસતાં કહે છેઃ જોખમને માટે તો ઠીકજ છે. મારે બદલે તમે મરણપથારીએ સુઓ તેવા નથી, તેમજ હું તમને તેમ કરવા કહું એવો નથી. બહુમાં બહુ તો તમે એટલું કરી શકો કે હું માંદો પડું તો તમે ગભરાઓ, દોડધામ કરી મુકી બીજાને ગભરાવો અને ડાકટરને પુછ્યાં કરો કે હવે શેઠ કેટલી ઘડી છે. તેનું મારે જોખમ તમારે હાથે નાંખવા હું રાજી નથી. પરંતુ હિસાબની મનોરંજક વાત જો ચાલશે તો બહુમાં બહુ હું પોણોસો સો વિલાયતી ફુટ ચાલી શકીશ. એથી વધારે હું ખાતરી આપી શકતો નથી.

હું કહું છુંઃ પોણોસો તો પોણોસો, અને સો તો સો. ચાલો, હું

તૈયાર થઇને આવું છું.

એમ કહી ફરવા જવાનાં વસ્ત્ર ધારણ કરી હું નીચે ઉતરૂં છું. શેઠ પોતાની તૈયાર થઇ રહેલી અત્યંત ભભકાદાર વિલાયતી ફેશનની ગાડી પાસે મારે માટે રાહ જોતા ઉભા છે. એ ગાડીમાં અમે બંને જણા સાથે બેસીએ છીએ. મિસ્તર ધરકીટદ્દને પૂછતાં જણાય છે કે એ ગાડીના બંને તેજીદાર ઘોડા શેઠે વિલાયતથી, પચાસ હજાર રૂપિયા ખરચી મંગાવ્યા છે. તે ઘોડા ઉપર વિલાયતી સામાન બહુ ઝકઝકાટ કરી રહ્યા છે. ગાડીનાં પૈડાંની વાટ વિલાયતી રબરની બનાવેલી છે, જેથી ગાડી ચાલતી વખતે સાધારણ રીતે થતો ખડખડાટ શેઠના નાજુક કાનને પીડી શકતો નથી. ગાડીની છત્રી ઉપર વિલાયતી રોગાનનો ચળકાટ આંખનું આકર્ષણ કરી રહ્યો છે. તે શિવાય અનેક પ્રકારનો વિલાયતી લોખંડી સામાન એમાં વપરાયલો જણાય છે.

શેઠનો ભભકો પણ ગાડી ઘોડાના પ્રમાણમાંજ છે. માથે સુંદર વિલાયતી ટોપી, ગળાથી ઘુંટણ સુધીના ભાગ ઉપર વિલાયતની પાંચ કટનો ઉંચી વિલાયતી બનાતનો કોટ, કોટના ઉપરના ભાગમાં ડોકિયાં કરી રહેલા વિલાયતી "કોલર" ઉપર લગાડેલી વિલાયતી "નેકટાઇ," કોટની ડાબી બાજુએ ફરફર કરી રહેલો વિલાયતી સુગંધવાળો સુંદર વિલાયતી રેશમી રૂમાલ, પગના ભાગ ઉપર વિચિત્ર વિલાયતી કટની વિલાયતી પાટલુન, વિલાયતી "ગેટર" થી બાંધેલાં વિલાયતી મોજાં, વિલાયતી દોરીવાળાં વિલાયતી ચામડાનાં વિલાયતી ચમચમ કરતાં વિલાયતી બૂટ, હાથમાં નાજુક વિલાયતી લાકડી આ રીતનો શેઠનો દેખાવ છે.મારે માથે પણ જે પાઘડી છે તેના પેચને વ્યવસ્થાસર રાખવાનું કામ વિલાયતી ટાંકણીને સોંપવામાં આવ્યું છે. મારો બીજો દેખાવ ભભકામાં શેઠથી બહુ ઉતરતો છે, પરંતુ તેમાં પણ ઠેકાણે ઠેકાણે વિલાયતી અંશ જોવામાં આવે છે. ગાડીમાં અમે બેસી રહીએ છીએ કે તરત ગાડી ઉપર ફાંકડો ઓઢેલો વિલાયતી દમામવાળો શેઠનો કોચમેન વિલાયતી ચાબુકનો ફટકારો કરે છે. તેથી ઉત્તેજિત થયેલા વિલાયતી ઘોડા ચાલવા માંડે છે.

હવે ગાડીની બંને બાજુએ જે દેખાવ અમારી નજરે પડે છે તે પ્રિય વાચકો! આગળ નિવેદન કરવાની રજા લઉં છું. વિલાયતી ગવન તથા સુંદર વિલાયતી બંગડીઓ ધારણ કરી રસ્તે જતી અનેક સ્ત્રીઓ, તથા વિલાયતી છત્ર ધારણ કરતા અનેક પુરુષો આગળ ગાલમ પડે છે. વેપાર કરવામાં અત્યંત પ્રવીણ વ્હોરાઓની, વિલાયતી માલથી ખીચોખીચ ભરેલી, અનેક દુકાનો અમારાં નેત્રનું હરણ કરે છે. દુર્ભાગ્યથી શહેરમાં કોઇ ઠેકાણે આગ લાગે તો તેને ઓલવનારી રાહ જોતી વિલાયતી સુંદર વિલાયતી બંબાઉપર નજર પડી છે. પોતાની આંગળીએ પિત્તળની વિલાયતી ખોલી જેણે પહેરી છે એવો પેલો દરજી પણ વિલાયતી સીવવાના સાંચાની મદદથી પોતાની દુકાન ધમધોકાર ચલાવી રહેલો જણાય છે. ઘરાકોથી વીંટળાઇ રહેલો પેલો મુસલમાન, કેટલાંકના બુટને વિલાયતી બ્રશથી વિલાયતી "બ્લાકિંગ" મારી આરસી જેવાં ચકચકિત કરે છે, કેટલાંકનાં બુટની એડીએ વિલાયતી એરણ તથા વિલાયતી હથોડીની મદદથી વિલાયતી નાળ બેસાડે છે, અને કેટલાકનાં બુટનાં ઘસાઇ ગયલાં તળિયાંએ વિલાયતી સોખંડના મલમપટ્ટા મારે છે. તેની પાસે દુકાન માંડી રહેલો તેલો જનુભાઇ, વિલાયતી તેજાનાની મદદથી વિલાયતી પતરાંના વાસણોને ઓળણું દે છે. તેની સામે થોડે આઘે એક લુહાર બરી કરેલા ધાતુના સામાનને વિલાયતી શેગડઉપર વિલાયતી કાનસથી ઘસતો નીચી ડોકિયે બેઠો છે; બીજો લુહાર ઉભો ઉભો વિલાયતી, સાંધાઉપર કેટલોક સામાન ઉતારે છે; ત્રીજો લુહાર વિલાયતી પેચપાટીની મદદથી વિલાયતી ઇસકર જેવા પેચ પાડે છે; ચોથો લુહાર વહેરકાપ કરવાના કામમાં વિલાયતી કરવતીનો વાદ મૂકવામાં રોકાયલો છે.

આગળ જતાં વિલાયતી પૈડાંની ગાડી ખેડતો ચાલતો એક ભૈયો અમારી નજરે પડે છે. એ ગાડીમાં એક વિલાયતી લાકડાના પીપની અંદર, વિલાયતી જસદના પતરાનો બનાવેલો દુધભરેલો વિલાયતી સંચો ગાલમ પડે છે. એ વિલાયતી સંચાની આસપાસ વિલાયતી યંત્રની મદદથી કરેલા અતિશય ઠંડા પાણીનાં વિલાયતી ગઠ્ઠા જેને આપણે "આઇસ" ( બરફ ) કહીએ છીએ તે છે. એ સર્વ સામગ્રીના તથા વિલાયતી ખાંડની મદદથી વિલાયતી "આઇસક્રીમ" બનાવવામાં ને

ગુંથાયલો છે. સાંચાની પાસે બીજી પેટીમાં વિલાયતી પ્યાલા, વિલાયતી રકાબીઓ, તથા વિલાયતી ચમચાઓ પડેલા છે. સાર પછી અમારી નજરે છાપખાનું પડે છે, જેમાં વિલાયતી બીબાં વિલાયતી "રોલ" તથા વિલાયતી શાહી વગેરે સામગ્રીવડે, વિલાયતી છાપવાના યંત્રની મદદથી છપાતા વિલાયતી કાગળોની હજારો નકલો કાઢવામાં આવે છે, તથા છાપેલાં પુસ્તકોને વિલાયતી બાંધણીથી શણગારવામાં આવે છે. તેનાથી થોડે દૂર વિલાયતી દવાખાની ગંજાવર ઘંટી વિલાયતી વેગથી દરરોજ ખાંડીબંધ ઘઉં દળી નાંખે છે. કાપડબજારમાં કાપડના ઘરાકો વિલાયતી ચિઠ્ઠી ચોઢેલા વિલાયતી કાપડનો વિલાયતી વારપ્રમાણે ભાવ ઠરાવે છે. વિલાયતી "હાસ્પિટાલ"માં વિલાયતી વૈદ્યવિદ્યા શીખેલા વિલાયતી ડાકટરો વિલાયતી દવાઓ તથા વાઢકાપનાં વિલાયતી ઓજારોની મદદથી દરદીઓના અનેક જાતના વ્યાધિઓને મટાડવા અર્થે કમર કસી રહેલા છે. વિલાયતી કાગળ ઉપર તેઓ વિલાયતી અક્ષરનું "પ્રીસ્ક્રીપ્શન" લખે છે કે તે લઇ દરદી "કોમ્પાઉન્ડર" ની વિલાયતી સંજ્ઞાથી ઓળખાતા માણસ પાસે જાય છે જે, દરદીની વિલાયતી બુચવાળી વિલાયતી કાચની શીશીમાં, વિલાયતી માપપ્રમાણે વિલાયતી દવાઓ રેડી, દવાને વાપરવાની વિગત જણાવનારો વિલાયતી કાગળ શીશી ઉપર ચોંટાડી શીશી દરદીને પાછી આપી તેને રવાના કરે છે.

હાસ્પિટાલથી કેટલેક અંતરે પારસી વેપારીઓની ભભકાબંધ દુકાનોની હાર આવે છે. એ દુકાનોમાં કેટલાક સદ્‌ગૃહસ્થો વિલાયતી બાટલીમાંથી વિલાયતી "સોડાવાટર" તથા વિલાયતી "લેમોનેડ" પિતા બેઠા છે; કેટલાક પોતાના બે હોઠની વચ્ચે જાડી વિલાયતી "સિગાર" (બીડી) રાખી વિલાયતી ફેશનથી માડો કાઢી રહ્યા છે; અને લોકલાજવાળાં કેટલાક તો, પોતાના પ્રાણ કરતાં અધિક પ્રિય મિત્ર જે વિવિધ જાતનો વિલાયતી દારૂ તેનની મુલાકાત લેવા અર્થે પાછલ બારણેથી દુકાનમાં પેઠેલા જણાય છે. આગળ જતાં "હાઇસ્કોલ" (પાઠશાળા) તથા "કાલેજ" (મહાપાઠશાળા)નાં ભવ્ય મકાન અમારી દૃષ્ટિએ પડે છે, જ્યાંથી આપણા દેશને પવિત્ર કરનાર, વિલાયતી પુસ્તકોના થોથા ભરેલા તથા વિલાયતી વિચારોથી ગડબેલાં ભગજવાળાં સેંકડો વિદ્યાર્થીઓનો રેલો

નિરંતર વધે છે. મનના બળ ઉપરાંત શરીરના બળને વધારવામાટે, * વિલાયતી કસરતોની વિલાયતી સાધનસામગ્રી પાઠશાળાને લગતા ખુ મેદાનમાં જોવામાં આવે છે, તેથી થોડેક દૂર પોસ્ટ આફીસ તથા લગતી તાર આફીસ આવે છે, જે મારફતે કાગળો, બેંગીઓ, નાણાં,તા વિગેરે નજીવા ખરચથી ધારેલા માણસોને વિલાયતી રીત પ્રમાણે તાબડતો પહોંચાડવામાં આવે છે. પોસ્ટ આફીસની પાડોશમાં, વિચિત્ર વિલાયત કાળા રંગથી રંગેલું, જાડા મજબુત વિલાયતી સળીયા બેસાડેલી ઉં બારીવાળું જે મકાન દેખાય છે તે જેલ છે. એ જેલની અંદર વિલાયત જડજોએ વિલાયતી ટીપ મારેલા અનેક કેદીઓ, વિલાયતી હાથકડી તથ બેડીરૂપી પોતાના મકૃતિયા શણગારનો ખણખણાટ કરી રહ્યા છે. જેલના દરવાજા પાસે એક સિપાઇ વિલાયતી સંગીનવાળી વિલાયતી બંદુક હાથમાં રાખી, વિલાયતી દબદબાથી પહેરો ભરે છે. તેની કમરે બાંધેલું વિલાયતી ચામડાનું જે પાકીટ દેખાય છે તેમાં રૂપાનાણાંને બદલે વિલાયતી ગોળીઓ ભરેલી છે; બીજો સીપાઇ પોતાની કમરે બાંધેલા વિલાયતી મ્યાનમાંથી તીક્ષ્ણ વિલાયતી તલવાર બહાર કાઢે છે. જેલને લગતો જે નવો ભાગ બંધાય છે ત્યાં વિલાયતી રંદા, વિલાયતી ફરસી, વિલાયતી સીમીટ, વિલાયતી નળીયાં વિગેરે અનેક જાતનો વિલાયતી સામાન પડેલો જોવામાં આવે છે. ત્યાંથી આગળ ચાલતાં અનેક વિલાયતી વનસ્પતિઓ, વૃક્ષો તથા પક્ષીવાળો, વિવિધ વિલાયતી વાજાંના મધુર ધ્વનિથી ગાજી રહેલો, તથા સેંકડો વિલાયતી વસ્તુઓના સંગ્રહસ્થાનથી દીપતો બાગ આવે છે, જેની એક બાજુએ આપે રૂ કાંતવાની તથા વણવાની વિલાયતી મિલો તથા બીજી બાજુએ વિલાયતી કોયલાની મદદથી વિલાયતી પાટા ઉપર ચાલનાર વિલાયતી એન્જિન જોવામાં આવે છે. બાગમાં અમે પહોંચ્યા કે વિલાયતી રોશનીના જે પ્રકાશે તથા મારા પરમપ્રિય મિત્ર મિસ્તર ધરફોડુ સાથે ચાલેલી જે અતિમનોરંજક અને બોધદાયક વાતે અમારાં અંતઃકરણને આનંદિત કર્યાં તેનું વર્ણન, પ્રિય વાચકવર્ગ ! "પંચાવન લાખ" નામના અંકમાં આગળ આપને નિવેદન કરીશ.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

ધર્મ નીતિ

# लोकप्रिय लेखमाला.

માસિક.

વિદ્યા કલા

વર્ષ ૧ — અંક ૩.

# સતી સીતા.

( ખાસ તરુણ સ્ત્રીઓને માટે )

સં. ૧૯૫૭ પૌષ વદિ ૧૪ | ( સ. ૧૯૦૧ જાન્યુઆરી )

પ્રસિદ્ધ કરનાર

श्रेयःसाधक अधिकारिवर्ग.

---

લેખના વ્યવસ્થાપકોઃ—

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાળ.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ. ૧—૦—૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષ આખરે પુસ્તક વગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦—૧૨—૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીમત રૂ. ૦—૦—૯ ( ત્રણ પૈસા ).

વડોદરા

" વીરક્ષેત્ર મુદ્રાલય " પ્રેસમાં છાપ્યું.

ઉદ્યોગ સંસાર — વાર્તા, કથા, &

किं किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષજેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી !

## સૂચના.

આ અંકથી "લોકપ્રિય લેખમાલા" ને માસિકનું રૂપ આપવામાં આવ્યું છે, એટલે હવે દરેક માસની વદિ ૧૪એ અંકો નિયમિત પ્રકટ થતા રહેશે.

જે સદ્‌ગૃહસ્થોએ વેલ્યુપેએબલથી અંક સ્વીકાર્યો છે, અને પોતાના મિત્રમંડળમાં લેખમાલાનો પ્રસાર કર્યો છે, તેનો અમે આભાર માનીએ છીએ. ગ્રાહકો પોતાના ઠેકાણામાં કંઇ ફેરફાર થાય તો જણાવવા કૃપા કરશે.

અમારી વિજ્ઞપ્તિ ગ્રાહકોપ્રતિ એકજ છે–તે એ કે તેઓ એકજ કુટુંબમાં લેખમાળાને દાખલ કરવા શ્રમ લઈ અમારો હેતુ સિદ્ધ કરવામાં મદદ કરશે.

નિશાળ તથા ન્યાતવગેરેમાં લેખમાલાના અંકો મફત વહેંચવા ઇચ્છનાર શેઠિયાઓ તથા સદ્‌ગૃહસ્થોને લગભગ પડતર કીંમતે અંકો આપવામાં આવશે. પત્રવ્યવહાર કરવાથી તેમને વિગત જણાવવામાં આવશે.

આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

---

### લવાજમ મોકલનાર સદ્‌ગૃહસ્થોની નામાવલિ.

(નામના પહેલા અક્ષરના ક્રમ પ્રમાણે, × એ નિશાની બીજો વર્ગ સૂચવે છે)

**મુરબ્બી લેખવ્યવસ્થાપકો**

મોટાળદાસ દરગોવિંદદાસ જંબુસરિયા B.A.LL.B.
રાવસાહેબ અનંતપ્રસાદ ત્રિકમલાલ
×રા. અનંતરાય ગિરધરરાય દેસાઈ, B.A.
રા. અમથાલાલ મોહનલાલ
×રા. અમૃતલાલ ગિરધરલાલ મહેતા

રા. અંબારામ ગણપતરામ ભટ્ટ
રા. અંબાલાલ ગણુરાંદાસ ગાંધી
×મિ અરદેશર માણેકજી મેડીવાળા
આનંદભવન ક્લબના સેક્રેટરી
રાવસાહેબ કપુરરામ મન્મથરામ
રા. કસનદાસ પીતાંબર
રા. કાલીદાસ વજેરામ મિસ્ત્રી
રા. કુબેરસિંહ અભેસિંહ પરમાર
રા. કૃષ્ણરામ અવંતરામ

(ઉથલા પાના ઉપર ચાલુ)

॥ ॐ श्रीहरिः॥

# સતી સીતા.

બ્હેનો ! આર્યસંસારની ગૃહદેવીઓ !

તમે સૌ સમજો છો કે ધર્મ એ મનુષ્ય માત્રનું જીવન છે, અને પવિત્ર ધર્મ આ લોક તથા પરલોકમાં સુખદાતા છે. તેથી દરેક માણસે પોતાનો ધર્મ-કર્તવ્ય શું છે તે જાણવું જોઈએ; એટલા માટે મને એમ ઇચ્છા થાય છે કે તમને તમારો સ્ત્રીધર્મ શો છે તે જણાવવો. પણ લૂખું વ્યાખ્યાન આપવા કરતાં કોઈ પવિત્ર પ્રમદાનું દ્રષ્ટાંત લઈ તેના શુભ ચરિત્રમાંથી સારરૂપ ઉપદેશ લેવા યોગ્ય ભાગ દેખાડવો એ મને ઠીક લાગે છે; તેથી આજે હું તમારા સ્ત્રીમંડળમાંનીજ એક પરમ પવિત્ર નારીનું ચરિત્ર કહી બતાવીશ, કે જે તમને ઘણું બોધરૂપ થઇ પડશે એમ હું ધારું છું. એ સ્ત્રી તે બીજી કોઇજ નહિ, પણ ભરતખંડનો શણગાર, પતિવ્રતાઓમાં સૌથી શ્રેષ્ઠ, અનન્ય પતિભક્તિની મૂર્તિ, રઘુવંશની કુલવધૂ, જનકવંશને દીપાવનાર, ભગવાન્ રામચંદ્રજીની ધર્મપત્ની, લક્ષ્મીનો અવતાર, શ્રીમતી સીતાજી છે. જેના નામનું સ્મરણ, સુખરૂપ દિવસ જવાને, પ્રાતઃકાળમાં લોકો કરે છે; તથા જેનું સતીપણું સંભારી આર્યમહિલાઓ પોતાની સ્ત્રીજાતિનો ગર્વ લાવે છે.

સીતાનો જન્મ સંસારની ઘટમાળની પેઠે માતાના ઉદરમાંથી થયો નથી, તેથી તે અયોનિજા ( એટલે ગર્ભમાંથી નહિ જન્મેલાં ) કહેવાય છે. જ્યારે મહારાજા જનક વિદેહી યજ્ઞ કરવાને માટે સોનાના હળથી જમીન ખણવા લાગ્યા, ત્યારે પૃથ્વીની અંદરના ભાગમાંથી કૌતક સાથે એક દશબાર વરસની ઘણી

સુંદર કન્યા બહાર નીકળી આવી. જનક રાજાને તે વખત કંઇ સંતાન નહોતું તેથી ઇશ્વરઇચ્છાથી અચાનક પોતાને કન્યારત્ન પ્રાપ્ત થયું જાણી તેને પોતાની પુત્રી કરીને ઘેર લઇ જઇ પોતાની પટરાણીને ઉછેરવા આપી; અને પુત્રજન્મ વખતે જેવો ઉત્સવ થાય તેવો ઉત્સવ આખા નગરમાં કરાવ્યો; અને તે કન્યાનું નામ સીતા પાડ્યું.

પછી ક્રમે ક્રમે એ કન્યા મોટી થઇ. પોતે રાજાની કન્યા છતાં સીતાજી બિલકુલ અભિમાન વગરનાં, સરલમનનાં, લજ્જા, શીલ, વિનય, સૌજન્ય- આદિ સદ્‌ગુણોથી ભરેલાં હતાં. પોતાથી બને એટલું ઘરનું કામકાજ પણ કરતાં. કદિ આળસ કે પ્રમાદ રાખતાં નહિ, અને પોતાના હસમુખા ચહેરાથી હમેશાં સર્વને પ્રસન્ન રાખતાં. પોતે કન્યારૂપે હતાં, છતાં એમનામાં ડહાપણ અને ચતુરાઇનો તો પાર જ નહોતો.

જનક રાજાના ઘરમાં શિવનું આપેલું એક ત્ર્યંબક નામનું ધનુષ્ય (કામઠું) એવું જબરૂં હતું કે જેને ખસેડવાને પાંચ હજાર જોદ્ધા કામે લગાડવા પડતા. તે ધનુષ્ય સીતાજી કોઇ વખત રમતમાં આઘું પાછું ફેરવતાં, તે જોઇને જનકરાજાને આશ્ચર્ય ઉત્પન્ન થયું; અને પછી પોતે પ્રતિજ્ઞા કરી કે "જે કોઇ ક્ષત્રિયપુત્ર આ ધનુષ્યને સજ્જ કરીને તે ઉપર શરસંધાન (બાણ ચઢાવવાની ક્રિયા) કરે, તેને મારી પુત્રી સીતા પરણાવવી." આવો નિશ્ચય કરીને પોતાની પુત્રી પરણાવવા યોગ્ય થએલી જોઇ જનક રાજાએ સ્વયંવર આરંભ્યો; અને દેશદેશના રાજાઓને નોતર્યા. પછી સ્વયંવરમંડપમાં પોતાની પ્રતિજ્ઞા બધા રાજાઓની સમક્ષ જાહેર કરી, પણ કોઇ રાજાની હિંમત ધનુષ્ય સજ્જ કરવાની ચાલી નહિ; તેથી જનક રાજા બહુ નિરાશ થયા. પરંતુ એક વખત જ્યારે વિશ્વામિત્ર ઋષિના યજ્ઞનું રક્ષણ કરવાને અયોધ્યાપુરીના પ્રતાપી રાજા દશરથના પુત્રો રામ તથા લક્ષ્મણ, વિશ્વામિત્ર સાથે જનકપુર આવ્યા, ત્યારે પાછો જનકરાજાએ ફરી સ્વયંવર રચ્યો; અને દેશદેશના રાજાઓને બોલાવ્યા. સર્વે રાજા રાણાઓ, અને વિશ્વામિત્ર સાથે રામલક્ષ્મણ, તથા લંકાનો રાજા રાવણ વગેરે સ્વયંવરમંડપમાં ભેગા થયા. જનક રાજાએ સર્વની સમક્ષ પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી, પરંતુ ધનુષ્ય સજ્જ

કરવાની તો શું, પણ તેને ઉઠાવવા સરખી કોઇની હિંમત ચાલી નહિ. રાવણ બળ કરી ઉઠાવવા ગયો, પણ ધનુષ્યના ભારથી જમીનપર પટકાઈ પડ્યો અને ધનુષ્ય તળે ચગદાયો, તેથી લોહીલોહાણ થઈ મદદ માગવા લાગ્યો. આવી સ્થિતિ જોઇ જનક રાજાએ અફસોસ પામી મંડપમાં બેઠેલા રાજાઓને ઘણાં કઠોર વચનો કહ્યાં કે " ખરેખર પૃથ્વી નિર્વીર્ય થઈ છે. કોઇ ખરો ક્ષત્રિયપુત્ર આજ જગતમાં હયાત નથી.. મારી રત્નજેવી કન્યા કુંવારી જ રહેવાની". લક્ષ્મણથી આ વચન સહન થઇ શક્યાં નહિ. સૂર્યવંશના કુલદીપક દેખતાં જનકરાજાએ અમર્યાદ વચનો બોલ્યા તેનો તેઉત્તર આપવા જતા હતા, પણ ગુરુએ ઇશારતથી વાર્યા. રામચંદ્રજીને તે ધનુષ્ય ધારણ કરવાની અભિલાષા હતી, પણ ગુરુઆજ્ઞાની વાટ જોતા હતા. તેથી વિશ્વામિત્રે જનકને કહ્યું કે ' તમારૂં ધનુષ્ય જોવાની અમારા રામને ઇચ્છા છે. ' જનકે હર્ષપૂર્વક ધનુષ્ય બતાવ્યું. અને રામચંદ્રજી તે ઉપર બાણ ચઢાવવા ઉઠયા.

એક વખત જનકપુરના બાગમાં રામલક્ષ્મણ ફરવા ગયા હતા, તે વખતે સીતાજી પણ ત્યાં સખીઓ સાથે દુર્ગાને મંદિરે દર્શન કરવા આવેલાં હતાં. એ પ્રસંગે રામસીતાનો દૃષ્ટિમેલાપ થયલો, અને પરસ્પરનું ચિત્ત હરણ થયલું; તે સમયે સીતાજીએ દેવી પાસે એ જ વર મળવાનું વરદાન માગી લીધું હતું. રામ વિષ્ણુનો અવતાર હતા. અને સીતાજી લક્ષ્મીનો અવતાર હતાં તેથી એ જ જોડું મુકરર હતું-પણ જ્યારે રામચંદ્ર ધનુષ્ય ચઢાવવા ઉઠયા ત્યારે સીતાજીને મનુષ્યભાવથી શંકા થઇ કે ' મારા પિતાએ આવું કાણુ પણ તે ક્યાં લીધું. કિશોર વયના સુકોમળ રામ કદાચ નિષ્ફળ થયા, અને બીજો કોઇ બળવાન વીર ધનુષ્ય ચઢાવશે તો મારી શી ગતિ થશે ? ' એમ કહીને અંબિકાસ્તુતિ કરવા લાગ્યાં. પણ રામ કંઇ સાધારણ મનુષ્ય જેવા મનુષ્ય નહોતા. એ રઘુવંશતિલક લીલામાત્રમાં ધનુષ્ય ઉઠાવી રાવણને છુટો કર્યો; તે શરમીંદો થઇ લંકામાં નાશી ગયો. પછી રામે પણછ ચઢાવી અંદર બાણ યોજવા ધનુષ્ય ખેંચી તેના કકડા કરી જમીનપર ફેંકી દીધું. સઘળે જયજયકાર થઇ રહ્યો; જનક અને વિશ્વામિત્રના હર્ષનો પાર રહ્યો નહિ, સીતાજી હર્ષઘેલાં થઇ ગયાં; અને દેવોએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી.

પોતાને કુળવાન્ અને મહાપરાક્રમી જમાઇ મળ્યા જાણી જનકરાજા પોતાને ધન્ય માનવા લાગ્યા. તરત વિશ્વામિત્ર સાથે મસલત કરી લગ્નમુહૂર્ત નક્કી કરી જાન લઈ આવવા તેમણે દશરથ રાજાપ્રતિ ગોરસાથે અયોધ્યા કંકોત્રી મોકલી. દશરથ રાજા ધામધુમથી જાન લઇને આવ્યા; અને ઘણા હાંકમાકથી જનકરાજાએ લગ્નનો ઉત્સવ કર્યો. પોતાને એકનીએક પુત્રી હતી તેથી આ વખત છુટે હાથે ધન ખરચવામાં જનકે કંઈ મણા રાખી નહિ. સામા પક્ષના સર્વને મોંમાગી પહેરામણી આપી. વરકન્યાને હજારો ગામ, હાથી, ઘોડા, પાલખી, રત્ન, ઘરેણાં, સોનું, ચાંદી, વગેરે આપી સૌને સંતોષ પમાડયો. દશરથ જેવા ઉત્તમ વેવાઇ સાથે સંબંધ જોડી જનકરાજા સુખી થયા. લગ્નક્રિયાથી પરવારી જનકે જાનસાથે સીતાજીને સાસરે વિદાય કીધાં.

સાસરે મોકલતી વખત માતાએ આશિષ્ દઇ સારી શીખામણ આપી કે "બ્હેન, સાસરામાં સૌસાથે હળીમળીને ચાલજે, બધાંની પ્રીતિ સંપાદન કરજે, ધણીનાં પ્રીતિપાત્ર બનજે, અને બંને કુળનું નામ દીપાવજે." પોતાની આંસુવાળી આંખ સાથે માની આંસુવાળી આંખ જોતાં સીતાજી સાસરે ગયાં; અને અયોધ્યામાં વહુતરીકેની જીંદગી ગુજારવા લાગ્યાં.

બ્હેનો ! સીતાજી મોટા રાજાની કુંવરી હતાં, અને મોટા રાજકુંવરની રાણી હતાં; પણ સાસરામાં તો તે એક વહૂજ હતાં. એટલે પીયેરમાં લીધેલી છૂટ અને માબાપનાં લાડ સૌ ભૂલી ગયાં. પોતાના સ્ત્રી ધર્મથી રહિત અને ખરેખરી કેળવણી લીધા વિનાની આ કાળની કેટલીક સ્ત્રીઓ પુરુષસમાન છૂટ અને હક માગવામાં મોટાઇ માને છે તેમ સીતાજી માનતાં નહોતાં. વળી આજની ઘણી સ્ત્રીઓ ઘરકામ અને પતિસેવા કરવાની પડતી મૂકી દુનિયાના લ્હાવા લેવા અને મલિનબુદ્ધિથી દેવદર્શન કરવા દોડતી ફરેછે, તેમ સીતાજી કરતાં નહિ; પણ અહર્નિશ સાસુસસરાની આજ્ઞા ઉઠાવવી અને પતિની સેવા કરી તેમને પ્રસન્ન રાખવા એજ નિત્ય કર્મ કરતાં. કુટુંબમાં કંકાસનું મૂળ સ્ત્રીઓ કહેવાય છેઃ સાસરાપીયેરની વાત કહાડે, અને સારા નરસા અભિપ્રાય આપે, એટલે કલેશ ઉભો થાય. સીતાજીના પ્રસંગમાં એવું કદિ બનતું નહિ. આજ તો મંદમતિવાળી સ્ત્રીઓ નવરી પડે

એટલે વાતોના તડાકા મારવા એક બીજીને ઘેર જાય, અને પોતાનાં છિદ્રને બહુ સંભાળથી ઢાંકી રાખી આખા ગામનાં છિદ્ર ઉઘાડે, પણ આપણાં સીતાજી નવરાં પડતાં ત્યારે ધર્મપુસ્તક વાંચતાં કે પતિનું શુભ ઇચ્છવા ઈશ્વરસ્મરણ કરતાં. ઘણી સ્ત્રીઓને સાસરૂં કંટાળાભરેલું લાગેછે, સાસરે આવવું ગમતું નથી, અને સાસરાની નિંદા તથા પીયેરનાં વખાણ કરવાની ટેવ હોય છે; પણ તેમને ખબર નથી કે પીયેરમાં તો પરોણાં છિયે, અને સાસરૂં તો જીવનપર્યન્તનું સ્થાન છે. સીતાજીએ સાસરે આવી કદિ જનકપુર જવાની વાત પણ સંભારી નથી, કેમ કે પતિ એજ સ્ત્રીનું સર્વસ્વ છે; જ્યાં પતિ છે ત્યાંજ સર્વ સુખ છે; પતિથી દૂર વસેલી અથવા પતિની અપ્રીતિપાત્ર સ્ત્રી હજારો અપવાદયુક્ત છે.

રામચંદ્રજી સર્વગુણસંપન્ન હતા, સારી કેળવણી પામેલા હતા, ઉમરે આવેલા હતા, અને પોતાના બીજા ભાઇઓમાં વડા હતા, તેથી રાજા દશરથને એવી ઇચ્છા થઇ કે રામને યુવરાજપદ આપવું, અને રાજકારભાર તેમને સોંપીને પોતે ઈશ્વરધ્યાનમાં બાકીનો કાળ કાઢવો. આ વિચારથી પોતાના કુલગોર વશિષ્ઠઋષિની સલાહ લઇ યૌવરાજ્યાભિષેકનું મુહૂર્ત જોવડાવ્યું. શહેરમાં વાત ફેલાઇ, અને તમામ પ્રજા રામના સદ્ગુણોથી સંતોષ પામેલી હતી, તેથી રાજી થઇ. દરબારમાં પણ બધે આનંદ વર્ત્યો કૌશલ્યા માતાજી ઘણો હરખ પામ્યાં, અને સીતાજી પોતાના ભવિષ્ય સુખના વિચારના હિંડોળે ઝુલવા લાગ્યાં. પણ દૈવની ઇચ્છા કંઇ ઓરજ હતી. આ વાત સૌને ગમી પણ કૈકેયીની એક મથરા નામની દાસી હતી તેને ગમી નહિ. કેમકે રામ યુવરાજ થાય, તો કૌશલ્યાનું માન વધે અને તેમની દાસીઓનું ચલણ થાય; અને કૈકેયીનું માન ઓછું થવાથી તેમની દાસીઓનું વજન ઘટે. જોકે રામ જેવા સદ્ગુણી મહાત્માના સમયમાં આમ પક્ષપાત થવાનો સંભવ નહોતો, તોપણ પોતાના નીચ સ્વભાવને લીધે તેણે કૈકેયીને ખુબ ભંભેરી મુકી કે, " દુઃખનું વાદળ ચઢીને માથા ઉપર આવ્યું છે, ત્યાંસુધી ચેતતી કાં નથી? જડ થઇને બેશી શું રહી છે? ઉઠ અને ઉપાય કર. " કૈકેયીએ કહ્યું, " શું છે તે મને કહે તો ખરી. " મંથરા કહે, " કાલે સવારે કૌશલ્યાના પુત્ર રામનો

યુવરાજપદપર અભિષેક થશે, અને પહેલાં તારાં અને પછી મારાં માનપાન ઉતરશે. કોઇ આપણો ભાવ પણ નહિ પૂછે અને કૌશલ્યાનું આખું ચલણ થશે. માટે તેમ ન થતાં તારા ભરતને યુવરાજપદ પ્રાપ્ત થાય એવો કંઇ ઉપાય કર." કૈકેયી કહે, "રામનો સર્વ પ્રકારે એ હક છે, અને મંત્રિવર્ગની તથા પ્રજાવર્ગની એમાં સંમતિ છે, એટલે તે શી રીતે બને?" મંથરાએ કહ્યું "હજુ તું સમજતી નથી. રાજાની ઇચ્છા એજ હક ગણાયછે; અને મહારાજ રામને મૂકી ભરતને અભિષેક કરે તો કોણ આડે આવે એમ છે? તારાથી એટલી મહારાજની ઇચ્છા નહિ ફેરવી શકાય? સર્વ રાણીઓમાં તને વધારે વહાલી ગણે છે, તારૂં એટલું કહ્યું નહિ કરે? સ્ત્રીચરિત્રથી શું નથી થઇ શકતું? કૈકેયી કહે, "મહારાજ ન્યાયમાર્ગમા દૃઢ આગ્રહવાળા છે તેથી મારા કહેવાથી અન્યાય કરે એમ મને તો નથી લાગતું." મંથરા કહે, "તો બીજો ઉપાય બતાવું. એટલા બધા તારે વશ ન હોય, અને તારૂં કહ્યું ન કરે તો દેવો તથા અસુરોના સંગ્રામ વખતે તને બે વચન આપીને બંધાયલા તો છે ને? તે વચનો હજુ તેં માગ્યાં નથી, તો તેનો હવે ઉપયોગ કર. તું એક ઓરડામાં રિસાઇને પડી રહે, અને મહારાજ મનાવવા આવે તે વખતે તે બે વચન માગી લે. એક વચનથી ભરતને યુવરાજપદ આપવાનું માગ, અને બીજાથી રામને હાલથી ચૌદ વરસ વનવાસ મોકલવાનું માગી લે એટલે કોઇ તરફના પણ ઉપદ્રવ વગર ભરત નિષ્કંટક રાજ્ય કરશે. ચૌદ વરસ પછી કોણે દીઠી કાલ, ત્યાં સુધી તો આપણા પોબાર અને કૌશલ્યાનું તેજ મંદ, માટે એમ જલદી કર, ને સમય સાધી લે."

મંથરાની આ દુષ્ટ શીખામણથી કૈકેયીએ તેમ કર્યું, અને તેના કહેવા પ્રમાણે દશરથ રાજા પાસે વચન માગી લીધાં. દશરથ રાજાએ ઘણું સમજાવી, ધાક બતાવી, કલ્પાંત કર્યું; પણ દૈવને એમ ગમતુંજ હશે. તેથી કૈકેયીએ માન્યુંજ નહિ. વસિષ્ઠઆદિએ બોધ આપ્યો, પણ કંઇની બે ન ચઇ. એટલે જે દિવસે રામને યૌવરાજ્યાભિષેકનું મુહૂર્ત તેજ દિવસે ચૌદ વરસના મોટા વનવાસ જવાની તૈયારીઓ થવા લાગી.

મુહૂર્તને દિવસે સવારમાં રામ પિતાના તરફના તેડાની વાટ જોતા

હતા, પણ ઘણી વાર સુધી કોઇ ન આવ્યું ત્યારે પોતે પિતાને મંદિરે ગયા. ત્યાં તો દુઃખમાં ડૂબેલા, પોતાને જોઇને અધિક દુઃખ પામતા, અને આંસુથી ભરેલી આંખવાળા પોતાના પિતાને તેમણે જોયા. કારણ પૂછતાં દશરથરાજા બોલી શકયા નહિ. છેવટે કૈકેયીએ કહ્યું કે, "રામ! તારા ઉપરના સ્નેહને લીધે એ તારી સાથે બોલી શકતા નથી. પણ તારે એમનું દુઃખ મટાડવું હોય, એમનું પણ રાખવું હોય; ને એમની આજ્ઞા માનવી હોય, તો આજથીજ ચૌદ વર્ષસુધી વનવાસ જા; અને ભરતને યૌવરાજ્યાભિષેક થવા દે. મારી સાથે એન કરવા વચનથી એ બંધાયલા છે, ને તને આજ્ઞા આપતાં એમની જીભ ઉપડતી નથી; પણ એમની એજ આજ્ઞા છે, એમ તું માન." કૈકેયીનાં આ વચનો રાજા દશરથને વજ્રઘાત જેવા લાગ્યાં, અને તેઓ વિશેષ કલ્પાંત કરી કૈકેયીને તિરસ્કાર કરવા લાગ્યા પણ રામે કહ્યું, "પિતાજીની એ આજ્ઞા હું સર્વ રીતે માન્ય કરું છું. આપે કહ્યું તે પિતાજીએ કહ્યા બરાબર છે. પિતાજીનું વચન હું સત્ય કરી આપીશ. કદાચ પિતાજીનું વચન ન હોત, અને આપે કહ્યું હોત, તો આપ માતુશ્રી છો તેથી આપની આજ્ઞા પણ હું માથે ચઢાવત." આ પ્રમાણે કહી પિતાને આશ્વાસન આપી વનવાસ જવાની ખબર કહેવા રામચંદ્ર કૌશલ્યાને મંદિરે આવ્યા. કૌશલ્યા તે વખત યજ્ઞશાળામાં હતા, અને પોતાના પુત્રના કલ્યાણને માટે દેવની પ્રાર્થના કરતાં હતાં. તેમણે રામને જોઇને હર્ષમાં અભિષેકની ખબર પૂછી, પણ રામે જ્યારે શોકાકુલ ચહેરે પિતાની આજ્ઞા કહી બતાવી ત્યારે તેમના દુઃખનો પાર રહ્યો નહિ. તે મૂર્છા ખાઇ નીચે પડયાં, અને વિલાપ કરવા લાગ્યાં. તેમને આશ્વાસન આપી રામે વન જવાની રજા માગી. માતાએ તે નિરુપાયે આપી. અને સ્વસ્તિવાચન કરી રક્ષા બાંધી. ત્યાંથી રામ પોતાના અંતઃપુરમાં ગયા. સીતાજી તો શણગાર સજી હર્ષમાં અભિષેકની તૈયારીમાં બેઠાં હતાં, પણ રામચંદ્રને ઉદાસ ચહેરે આવતા જોઇ તેમનું મન વ્યાકુલ થવા લાગ્યું રામ પાસે આવ્યા ત્યારે પૂછતાં વનવાસ જવાની વાત કહી, ત્યારે તો વીજળીના ઝપાટાથી જેમ કોઇ નાજુક વેલ તૂટી પડે તેમ સીતાજી પોતાના પતિ ઉપર આવી પડેલું સંકટ જોઈ જમીન પર મૂર્છા ખાઇ પડયાં.

તેમને શુદ્ધિમાં આણીને રામચંદ્રજીએ તેમનું સાન્ત્વન કરી કહ્યું કે, "પ્રિયે ! પિતાજીની આજ્ઞા માન્ય કરી મારે વનમાં જવુંજ પડશે. તમારે કશી ફિકર કરવી નહિ. તમે માતાજીની સેવા કરતાં અહિંજ રહેજો, અને ભરતનું સર્વદા સંમાન રાખી તેના કહ્યા પ્રમાણે વર્તજો. ભરત ધર્માત્મા છે, તેથી તમને કોઇ વાતે દુઃખ પડવા દેશે નહિ. ભરત આજથી આપણા કુલનો તથા આ દેશનો રાજા થયો છે, અને તે મને ઘણો પ્રિય છે, માટે તમારે હંમેશાં તેને અનુસરવું. તેનું કદિ અહિત કરવું નહિ, કેમકે અહિત કરનાર પોતાના પુત્રને પણ રાજા સજા કરે છે. તેમ તેના સાંભળતાં કે તેનાં પરિજન સાંભળતાં મારા રૂપગુણનું વર્ણન કદિ કરવું નહિ, કેમકે સમૃદ્ધિવાળા પુરુષો બીજાનાં વખાણ સહન કરી શકતા નથી. હે પ્રિયે ! હું આજ વનમાં જઇશ અને તમે અહિંજ રહો. જેમ હમેશાં મારી આજ્ઞા પાળો છો તેમ આજ પણ પાળો."

આ વચનો સીતાજીને રુચે તેવાં હતાં ? સીતાજીએ સાંભળીને કંઇક ગુસ્સાથી, કંઇક વિનયથી, ને કંઇક પ્રેમથી બોલ્યાં–"હે સ્વામિન્ ! આ વચનો સાંભળવા કરતાં મને મરણપ્રસંગ આવ્યો હોત તો ઠીક હતું. આપનું રાજ્યસુખ નષ્ટ થયાના અને વનવાસગમનના દુઃખમાં હું બળી રહી છું, તેમાં ઘી હોમવા આપ આવાં નિર્દય વચનો કાં બોલોછો ? શું હું આપની સુખદુઃખની ભાગિયણ થવાને યોગ્ય નથી ? કે આપ વનવાસ ભોગવો અને હું રાજ્યસુખ લેવા અહિં પડી રહું ! સ્ત્રીને પતિસમાગમ સિવાય બીજું કંઇ સુખ સાંભળ્યું છે ! આપ એટલી બધી મને હલકી કેમ ધારોછો! મારું કેટલું દુર્ભાગ્ય, કે મારા પતિનો મારેમાટે આવો અભિપ્રાય થયો. પ્રિય ! આપ સમજો કે દુનિયામાં સૌ માણસ પોતાનાજ ભાગ્યથી ભાગ્યશાળી છે, પણ સ્ત્રી તો તેના પતિના ભાગ્ય વડે ભાગ્યવંતી છે. હું આપની અર્ધાંગના છું; એટલે આપના પિતાએ આપને વનવાસ જવાની આજ્ઞા આપી તેની સાથે મને પણ મળીજ ચૂકી. માટે હું આપની સાથે વનમાં આવવાનીજ. સતી સ્ત્રીઓ પરપુરુષ તરફ દૃષ્ટિ પણ કરતી નથી, તો આપ મને ભરતને અનુસરવાનું કહેતાં લજવાતા કેમ નથી ! ભરત અયોધ્યાનો તો શું, પણ ત્રિલોકનો

શક્ત હોય, અને ઇંદ્ર, વરૂણ કે કામદેવ જેવો સુંદર હોય, તો પણ મારે તે શું કામનો ? મારે તો આપજ સુખદાતાછો, અને સર્વ સ્થિતિમાં આપની સાથેજ મારે અનુપમ સુખ છે. હે પ્રભો ! સ્ત્રીને મોટા મહેલોમાં વસવું, વિમાનમાં બેસીને આકાશમાં ફરવું, વનઉપવનમાં વિહાર કરવા, અને વિવિધ વૈભવનો અનુભવ લેવો તેના કરતાં નિરંતર પતિની સેવા કરવી એજ શ્રેયસ્કર છે. વળી શ્રુતિસ્મૃતિના ધર્મ પાળવા કરતાં પણ પતિસેવા અધિક છે. આ હું આપને ઉપદેશ કરવાનો ડોળ કરતી નથી; પણ નાનપણથીજ મારાં માતાપિતાતરફથી મને એવી શિક્ષા મળેલી છે કે, 'તારો પતિ હરકોઇ અવસ્થામાં હોય તોપણ તારે તેનો આશ્રય કરીને રહેવું ' તો તે પ્રમાણે મારે વર્તવું જોઇએ. માટે હે નાથ ! ઘોર અરણ્યમાં હું આપની સાથે નિશ્ચય આવીશ. આપના વિયોગનું નામ સાંભળીનેજ મને યમદ્વારનાં દર્શન થાયછે, તો આપથી વિખુટી પડેલી હું મારૂં જીવન કેમ ધારણ કરી શકીશ ? આપ માનો કે હું આપને દુઃખકર્તા નહિ થઈ પડું. આપ ત્રિલોકનું પાલન કરવા સમર્થ છો, તો મારૂં કેમ નહિ કરી શકો ? જંગલ મને પ્રિય છે. જંગલમાં તરેહવાર વૃક્ષો, પુષ્પભારથી લચી ગયલી વેલીઓ, હંસ, બક, કારંડવ આદિપક્ષીઓથી સુશોભિત જલાશયો, સ્વતંત્ર વિહાર કરતા મૃગો, વનગજો અને તરૂકુંજોમાં કલ્લોલ કરતાં પક્ષીઓ જોઇ આપના સહવાસમાં મને આનંદ થશે, માટે આ દાસીની સાચના ધ્યાનમાં લઇ, જેનું ચિત્ત આપમાંજ પ્રીતિવાળું છે તેને સાથે લો. "

રામચંદ્રજીએ કહ્યું, " હે જનકનંદિનિ ! જ્યાં સુધી વનનાં દુઃખ વેઠ્યાં નથી ત્યાં સુધી વન સારૂં લાગશે, પણ જ્યારે અનુભવ થશે ત્યારે ખબર સાંભરશે. વનમાં ભયંકર ઝાડીમાં ચાલવું પડશે, પગે કાંટા વાગશે, શરીરે ઝાંખરાંના ઉઝરડા થશે, મોટાં કોતર અને ડુંગરા ઓળંગવા પડશે એ કંઇ ઓછું દુઃખ નથી. વળી ત્યાં વિકરાળ સિંહ, વાઘ, વરૂવગેરે ફાડી ખાનારાં જનાવરોનો ભય હોય છે; અને ઉપદ્રવ કરતા રાક્ષસો ફરતા ફરેછે, જેમના તરફથી સદા ભયભીત રહેવું પડેછે. જંગલમાં ઘાસપાંદડાંની પથારીમાં સુવું પડશે, અને ત્યાં સાપ, વિંછી, કાનખજૂરા વગેરે પ્રાણીઓના ડંખ સહન

કરવાનો પ્રસંગ આવશે. કંદમૂળ અને ફ્લાહાર કરીને કે વખતે ઉપવાસ કરીને દિવસ ગુજારવા પડશે. માટે હે સ્ત્રીને ! તમારા જેવી સુકોમળ સ્ત્રીને માટે જંગલ યોગ્ય નથી; માટે હઠ ન કરો, ને અહિંજ રહી, મારા વિયોગથી દુઃખી થયેલાં તમારાં સાસુ તથા સસરાની સેવા કરી તેમનો દુઃખભાર ઓછો કરો."

રામચંદ્રજીનો આ પ્રત્યેક શબ્દ સીતાજીને તીક્ષ્ણ બાણ જેવો લાગતો હતો. વિયોગનો વિચાર આવતાંજ તેમને કંપારી આવતી હતી. તેથી રડતી આંખે ડસકાં ભરતાં સીતાજી બોલ્યાઃ-" સ્વામિનાથ ! હૃદયવલ્લભ ! મારા કયા અપરાધથી આપ મારો ત્યાગ કરવા તૈયાર થયા છો ? આપની છાયા જેવા હું કદાપિ આપનાથી અન્યભાવે વર્તી નથી. મેં જન્માંતરે પણ આપના દર્શનસુખ સિવાય બીજી ઇચ્છા કરી નથી. હે નાથ ! જરૂર માનો કે હું આપના સિવાય વૈભવની કે સુખની લાલસાવાળી અધમ સ્ત્રીમાંની નથી. અરેરે ! આપ જંગલમાં વસી તપસ્વી થઇ દુઃખ અને ભૂખ સહન કરતા વનચરની પેઠે ભટકો; અને હું, જે આપનુંજ બીજું અંગ, તે રાજમંદિરમાં આરામમાં દિવસ ગુજારૂં એ શું બનવા જોગ છે ! પતિનાં સુખદુઃખની દરકાર રાખ્યા સિવાય ફક્ત પોતાનાજ સુખમાં મગ્ન રહેવું, અને પતિસેવાથી વિમુખ વસવુ એ શું ઉત્તમ સ્ત્રીનું લક્ષણ છે ? એમ થાય તો પછી કુલટામાં ને સતીમાં ફેર શો ? મને તો આપના સમાગમમાંજ સર્વ સુખ છે. જંગલમાં મધુર વચનથી આપનો વનવાસનો ક્લેશ ઓછો કરીશ. શ્રમથી થાકી ગયનાં આપનાં ચરણકમળ દાબીને આપની પ્રસન્નતા સંપાદન કરી, જલાશયમાંનું નિર્મળ ઠંડું પાણી ભરી લાવી તૃપાસમયે પાઇ, અનંત સુખનો લ્હાવો લઇશ. હે પ્રભુ ! આપની સાથે ઘાસની પથારીમાં સૂવું તેને હું રાજ્યમહાલયના છત્રપલંગપર સૂવાથી પણ અધિક માનું છું. આપની સાથે તપસ્વીનો કે જંગલી મનુષ્યનો વેષ તે મને ઇંદ્રાણીના વેશ કરતાં પણ વધારે ગમેછે. જંગલમાં મારે પગે જે કાંટા ભોંકાશે તેને હું રૂ તથા હરણના ચામડા જેવાં નરમ ગણીશ, અને આપની સાથે ફળમૂળના આહારને હું અમૃતતુલ્ય માનીશ. મારો આપની સાથે આ જન્મનોજ સંબંધ નથી, પણ પરલોકનો પણ છે કેમકે " इह लोके च पितृभिर्या स्त्री यस्य महा-

યેહ । अद्भिर्दत्ता स्वधर्मेण प्रेत्यमावेपि तस्य सा॥ ” અર્થાત્ ‘ આ લોકમાં માતાપિતાએ જળથી સંકલ્પ કરીને જે કન્યા જે પુરુષને આપી, તે કન્યા મરણ પછી પરલોકમાં પણ પોતાના સ્વધર્મે કરી તેજ પુરુષની સ્ત્રી થાય છે. ’ તો હે પુરુષોત્તમ ! આપ મને છોડીને શી રીતે છુટા થવા માગોછો ? પુરુષ પોતાની ધર્મપત્ની સિવાય કોઇ પણ ક્રિયા કરવાને હકદાર નથી. તેથી આપ વનનાં દુઃખ અથવા સ્વર્ગનું સુખ મને સંગે રાખીનેજ ભોગવવાને બંધાયલા છો. માટે મને વનમાં સાથે તેડી જાઓ. આપ છતાં મને દેવોના સ્વામી ઇંદ્રનો કે સાક્ષાત્ કાળનો પણ ભય નથી. ”

સીતાજીના આટલા આગ્રહ છતાં હજુ વધારે કસોટી કરવા માગતા હોય, તેમ રામચંદ્રજી હજુ આનાકાની કરવા લાગ્યા. તેથી છેવટે છૂટે મ્હોડે રડી ગુસ્સામાં સીતાજી બોલ્યાં કે “જનક રાજાના જમાઇને હું આવા કાયર નહોતી જાણતી. જે પોતાની સ્ત્રીને વિના કારણ તરછોડી જાય છે, એવા જમાઇના ગુણ જાણી મારા પિતાને કેટલો ખેદ થશે ? મને સાથે લેવામાં આપને કોનો ભય લાગે છે? આપ આવા સમર્થ જણાઓછો તો એક મારૂં અબળાનું રક્ષણ આપનાથી નહિં થઇ શકે ? જે ભરતને લીધે તમારે આટલું દુઃખ સહન કરવાનો પ્રસંગ આવ્યો છે તે ભરતને અનુસરવાની આપ આજ્ઞા આપોછો, એવું કામ કયો શૂરવીર પુરુષ કબુલ કરે ? મેં બીજા કોઇ પુરુષનો વિચાર સ્વપ્નામાં પણ કીધો નથી, તે હું કદિ ભરતને તાબે રહેવાની નથી. આપ સુખેથી વન તરફ પ્રયાણ કરો, અને મારા પ્રાણ તે જ પળે પરલોક તરફ પ્રયાણ કરશે. આપ નહિ તેડી જાઓ તો હું આત્મઘાત કરીને મારો જીવ કાઢીશ. ”

છેવટે રામચંદ્ર ગદ્ગદ થયા, અને સીતાજીને સાથે લેવાનું કહી તૈયારી કરવા કહ્યું, લક્ષ્મણે પણ આજીજી કરી સાથે જવાનું કબુલ કરાવ્યું. પછી રામચંદ્રજીએ પોતાના તથા સીતાજીના તમામ વસ્ત્રાલંકાર, તથા પોતાની તમામ મિલકત ઉત્તમ બ્રાહ્મણોને અને ગરીબોને દાનમાં આપી. અને સીતા તથા લક્ષ્મણસાથે રામ વનવાસ જવા નિકળ્યા. સુમંત્ર રત્નથી જડેલો રથ

વઈ આવ્યો. રાજકુટુંબનાં માણસો અને સૌ પરિજન મળવા ભેગાં થયાં. રાજા દશરથ શોકભારથી બોલી પણ શક્યા નહિ. સૌ પ્રજા નિસ્તેજ થઇ ગઇ, ને સૌ કોઇ કૈકેયીને ફિટકાર આપવા લાગ્યું. દશરથે સીતાને માટે ચૌદ વરસ ચાલે એટલા ઉત્તમ વસ્ત્રાલંકારો મંગાવ્યા તેમાંથી રામચંદ્રજીની આજ્ઞાથી સીતાએ ફક્ત બેજ લીધા. તે પહેરી માતા કૌશલ્યાને પગે પડયાં. કૌશલ્યાએ આશિષ આપી, અને કહ્યું–"પુત્રિ! ખરેખર, તું અમારા અને જનક રાજાના કુળમાં દીવો નિવડી છે. તારા વર્તાને અનુસરવામાં તેં તારો સતીધર્મ સિદ્ધ કરી આપ્યો છે. તું દુઃખમાં મારા રામની સહભાગી થઇ છે, એ તારા કાર્યને ધન્ય છે. બધી અવસ્થામાં સ્ત્રીએ પતિને અનુસરવુંજ જોઇએ. કેમકે, 'व्रतोपवासनिरता या नारी परमोत्तमा । भर्तारं नानुवर्तेत सा च पापगतिर्भवेत् ।। એટલે વ્રત તથા ઉપવાસ કરવામાં તત્પર એવી ધાર્મિક સ્ત્રી પણ જો પોતાના પતિને અનુકૂળ થઇને ન વર્તે તો મહાઅધમ ગતિને પામે છે, તે તું સમજે છે એમ મારી ખાત્રી થાય છે. માટે કોઈ હલકી સ્ત્રીઓ જેમ સુખભોગમાં તત્પર રહે છે, અને દુઃખ કે દારિદ્રયસમયે પતિને પજવે છે ને કલેશરૂપ થઇ પડેછે તેમ કદિ તું કરીશ નહિ. એવી સ્ત્રીઓ શિયળને સમજતી નથી, પરપુરુષ સાથે વિલાસ કરવામાં સુખ માને છે, અસત્ય બોલી વારે વારે પોતાના ધણીને છેતરે છે, પતિના હિતમાંજ પોતાનું હિત છે એમ જાણતી નથી; પતિએ આપેલાં વસ્ત્રાભૂષણો તે સ્ત્રીને રાજી કરી શકતાં નથી, તેઓના બાહ્યાચાર અને અંતરના આચાર જુદા હોય છે, તે નિરંતર કલેશનું મૂળ હોય છે. એવી સ્ત્રીઓ તરફથી પુરુષને સુખની આશા ક્યાંથી હોય? ભમરીની પેઠે વધારે રસમય જગ્યાએ ઉડી જતાં તેમને વાર લાગતી નથી. તેવી તું નથી, એમ હું જાણું છું. ઉત્તમ સ્ત્રીઓ પોતાના કુળની લાજ કદિ તજતી નથી. નિરંતર પતિને વશ વર્તે છે. માટે હે સુમુખિ! મારા પુત્રને ગમે એવું સંકટ આવે, તોપણ તું તેને તજીશ નહિ. તું જાણીને સુખ છોડીને જાય છે તો હવે સુખની આશા કરીશ નહિ. તારા સદ્‌ગુણોથી ને તારા સમાગમથી મારા રામનું દુઃખ ઓછું કરજે. મારો લાડકવાયો રામ

મારી પાસેથી લાંબો કાળ છૂટો રહી હવે નિરંતર તારા સહવાસમાં રહેશે. તું નિરંતર તેને સુખ આપજે."

આમ બોલતાં બોલતાં માતાજીનું હૈયું ભરાઈ આવ્યું. તે વધારે બોલી શક્યાં નહિ. પછી સીતાજીએ કહ્યું, "પૂજ્ય સાસુજી ! મને આપ સાધારણ સ્ત્રી જેવી સ્ત્રી ધારશો નહિ. તમે આજ્ઞા કરોછો તેમજ હું વર્ત્તીશ. જેમ સારંગી તારવગર અવાજ કરવા સમર્થ નથી, રથ ચક્રવગર ગતિ કરી શકતો નથી તેમ સ્ત્રી પતિવગર કંઇ પણ કરવા સમર્થ નથી. જેમ ચાંદની ચંદ્રથી જુદી થઇ શકતી નથી તેમ સ્ત્રી પતિથી જુદી થઇ શકતીજ નથી. પિતાપુત્રાદિ સંબંધીઓ છતાં સ્ત્રીને પતિ જેટલું સુખ આપનાર કોઇ નથી, એ હું જાણું છું; માટે હું આપના પુત્ર રામ, જે મારાપતિ અને દેવરૂપ છે. તેમની સર્વદા અનન્ય ભાવે સેવા કરીશ."

આ પ્રમાણે વાતચિત કરી, મળી, સૌની આજ્ઞા લઇ, સુમંત્રે જોડેલા રથમાં બેસી, માતાપિતાને રડતાં મૂકી, સીતા તથા લક્ષ્મણસહિત રામચંદ્રજી પુરજનને પાછાં વાળી ગંગાતટે આવી પહોંચ્યા. ત્યાંથી પગે ચાલી આગળ દક્ષિણ દિશામાં ચાલવા લાગ્યા, અને ચિત્રકૂટ આવી પહોચ્યા. ત્યાંથી ભરત વગેરે પિતાના મરણની ખબર લઇ તેડવા આવેલા તેમને સમજાવી પાછા કાઢયા. અને પાછા જંગલમાં આગળ ચાલ્યા. આગળ અત્રિમુનિનો આશ્રમ આવ્યો. ત્યાં તપોમૂર્ત્તિ અત્રિઋષિને પ્રણામ કરી સૌ બેઠા. ઋષિઓએ રાજકુંવરોનું સારૂં સન્માન કર્યું. પછી રામચંદ્રજીએ અત્રિ ઋષિનાં પત્ની અનસૂયા સાથે સીતાની મુલાકાત કરાવી. સીતાજી પગે લાગ્યાં અને અનસૂયાએ આશિષ્ દઇ શીખ દીધી, "ધન્ય છે પુત્રિ ! તને, કે રાજપુત્રી છતાં સ્વામિસંગે જંગલનાં દુઃખ વેઠવા પસંદ કરે છે. પતિ નગર કિંવા ઘોર જંગલમાં વસનારો હોય તોપણ જે સ્ત્રી પ્રીતિથી તેને અનુકૂળ થઇને વર્તે છે તેને ઉભયલોકમાં સુખ છે. પતિ ગમે તેવા અવગુણવાળો કે દરિદ્રી હોય, તોપણ ઉત્તમ સ્ત્રીએ તેનો ત્યાગ ન કરવો; કેમકે પતિસિવાય તેને અન્ય કંઇ સુખનું સ્થાન નથી. જે સ્ત્રીઓ સુખ ભોગની વિલાસી હોય છે, ને પતિને હુકમ કરવામાં કે, વિષયવાસનાની તૃપ્તિ માટે સ્વતંત્ર ફરવામાં સુખ માને છે, પતિના દુઃખમાં ભાગ લેતી નથી,

તે અધમાઓ નરકનીજ અધિકારી છે. માટે તું તારા પતિને અનુસરનારી, પતિનેજ મુખ્ય ગણનારી, સમય પ્રમાણે ચાલનારી, અને પતિને પ્રીતિપાત્ર બન્જે.' આ શિક્ષા કહી ઉત્તમ વસ્ત્રાભૂષણો, કદિ ન કરમાય એવી પુષ્પમાળા, અને હંમેશ સુગંધ આપે એવો અંગરાગ અનસૂયાએ સીતાને આપ્યો.

આમ આશ્રમો જોતાં સીતાજી વનનાં દુઃખોને ન ગણતાં આગળ ચાલે છે. પણ વિઘ્ન સામેજ હતું. વિરાધ નામનો રાક્ષસ સીતાજીને હરી લઇ રામલક્ષ્મણને મારવા ધસ્યો પણ રામચંદ્રજીએ તીક્ષ્ણબાણથી તેના પ્રાણ લઇ સીતાને છોડાવ્યાં, અને એમ અનેક રાક્ષસોનો સંહાર કરતા પંચવટીમાં આવ્યા.

અહિં આવીને સીતાજી, રામલક્ષ્મણ સાથે એક પર્ણકુટીમાં રહેવા લાગ્યાં, જેની આસપાસ સુશોભિત ફૂલવાડી સીતાજીએ કરી હતી. એક દિવસ શૂર્પણખા નામની રાક્ષસી કામમોહિત થઇને રામને વરવા આવી, ને સીતાને ખાઈ જવાને તૈયાર થઇ. રામની આજ્ઞાથી તેનાં નાક કાન કાપી લક્ષ્મણે તેને કાઢી મૂકી. તેણે જઇને ખરદૂષણ વગેરે રાક્ષસોને ઉશ્કેરીને મોકલ્યા. પણ પ્રતાપી રામે તે સર્વને મારી સીતાની રક્ષા કરી. એ ખર સાથેના યુદ્ધમાંથી નાસી જઇ અકંપ નામના રાક્ષસે રાવણને સર્વ સમાચાર કહ્યા; અને સીતાનું હરણ કરવાને તેને ચઢાવ્યો. તેમ શૂર્પણખાએ આવીને પણ ખૂબ ઉશ્કેર્યો. તેથી એ કામમાં મદદ લેવા રાવણ મારિચ નામના રાક્ષસ પાસે ગયો. મારિચે ઘણુંએ સમજાવ્યો, કે "હે રાક્ષસપતિ! તને આ વિનાશની મતિ કાં સુઝી? એ જગતજનની સીતા તરફ કુદૃષ્ટિ કરીને, સર્વશક્તિમાન્ રામનું અપ્રિય કરીને, કોણ સુખે બેસે એમ છે!" પણ અભિમાની રાવણ કંઈ ન માનતાં મારિચ સાથે પંચવટી આવ્યો. મારિચ સોનાનો હરણનું રૂપ લઇ સીતા દેખે તેમ ફરવા લાગ્યો. તેને જોઇ સીતાજીએ એ મૃગ પાળવાની, અને જીવતો ન પકડાય તો મારીને લાવવાની, રામ પાસે હઠ લીધી. રામ સીતાજીને લક્ષ્મણને સોંપી મૃગ લેવા ગયા. તે જીવતો ન પકડાવાથી બાણ મારી, તેને મારી નાંખ્યો. મરતી વખતે તે માયાવી મૃગે "હે લક્ષ્મણ ધાજો" એમ બૂમ મારી. તે સાંભળી સીતાજીએ લક્ષ્મણને કહ્યું, "તમારા ભાઈ કંઇ

ભયમાં છે માટે તમેં મદદે જાઓ." પણ લક્ષ્મણે "પ્રતાપી રામને ભય ઉત્પન્ન કરે એવું ત્રિલોકમાં કોઇ નથી. કોઇ રાક્ષસનું એ કપટ હશે;" એમ કહી સીતાને એકલાં મૂકી જવાની ના પાડી. પણ સીતાએ હઠ લીધી અને લક્ષ્મણને કેટલાંક હલકાં વચન કહ્યાં ત્યારે તેમને જવું પડયું.

અરે! બિચારાં સીતાજી, પતિવિયોગે મરવા તૈયાર થયેલાં તેમને વિયોગ લખેલોજ હતો. લક્ષ્મણના ગયા પછી રાવણ બ્રાહ્મણનું રૂપ લઇ છળ કરીને સીતાજીને ઉંચકીને ચાલ્યો ગયો. આ દુષ્ટ રાવણનું કપટ છે એમ સીતાજી જાણતાં નહોતાં. રોતાં ને વિલાપ કરતાં સીતાજીને લઇ જઇને રસ્તે જટાયુ છોડાવવા આવ્યો તેને મારીને, રાવણે લંકામા મૂકયાં. ત્યાં સીતાને રાવણે બહુ બહુ સમજાવ્યાં. અનેક સુખવિલાસની, અધિકારની લાલચ આપી; પણ સતી સ્ત્રીનું મન પર પુરુષ તરફ કેમ વળે ? સીતાજીએ રાવણનો તિરસ્કાર કર્યો, ને રાવણના સામું જોયું પણ નહિ. તેથી અનેક રાક્ષસીઓને સોંપીને રાવણે સીતાને અશોકવનમાં રાખ્યા ત્યાં સીતાજી દુઃખે દિવસ ગુજારે છે, રામગુણ ગાયા કરેછે, ને રામને મળવાની કે મરણકાળની રાહ જુએછે.

હવે પંચવટીમા રામલક્ષ્મણ પાછા આવી જુએ છે. તો સીતાજી મળે નહિ. તેથી તેઓ ગભરાઇ ગયા, અને અનેક શંકાઓ કરવા લાગ્યા. પછી શોધ કરવા નિકળ્યા. રસ્તે વાલીનો વધ કરી સુગ્રીવ સાથે મૈત્રી કરી, ચારે દિશામાં શોધ કરવા વાનરો મોકલ્યા. હનુમાને દક્ષિણ દિશામાં જઇ લંકામાં સીતા છે એમ પત્તો મેળવ્યો. તે ઉપરથી રામચંદ્રે વાનરસૈન્ય લઇ, સમુદ્ર ઓળંગી લંકામાંજઇને પડાવ નાખ્યો ને યુદ્ધની તૈયારી કરી. રાવણ શત્રુસૈન્ય આવેલું જોઇ ગભરાયો.

અહિં અશોકવનમાં સીતાને રાક્ષસીઓ ઘણો ત્રાસ આપતી હતી, અને રાવણ અનેક છળ કરતો હતો, પરંતુ શરમા નામની દાસી, જે આસુરી બુદ્ધિવાળી ન હતી, તે સીતાજીને આશ્વાસન આપતી હતી. રામચંદ્રના આગમનની ખબર સીતાને મળતાં તેમને હર્ષની સીમા રહી નહિ. પછી અપાર યુદ્ધ કરી, રાવણને મારી, રામે સીતાને છોડવ્યા; પણ સતીપણાની ખાતરી કર્યા સિવાય તેમનો અંગીકાર કર્યો નહિ. તેથી સીતા અગ્નિ પ્રવેશ કરી શુદ્ધ

કઇ જાહેર આવ્યાં ત્યારે રામે આલિંગન આપી પાસે લીધાં, અને સાથે લઇ પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા આવ્યા. પછી રામને રાજ્યાભિષેક થયો, અને સીતાજી રાજાની રાણીનું સુખ ભોગવવા લાગ્યાં. પરંતુ સીતાજીના દુઃખનો હજુ અંત આવ્યો ન હતો. રાવણને ઘેર રહી આવેલાં સીતા સતી હશે નહી હોય એવો લોકોએ અપવાદ આપવા માંડ્યો. તેથી રામે સગર્ભા સીતાજીનો પાછો ત્યાગ કરી તેમને વનમાં મોકલી દીધાં. ત્યાં વાલ્મીકિના આશ્રમમાં સીતાજી રહ્યાં, અને કુશ તથા લવ નામના પુત્રોને જન્મ આપ્યો. તેમને વાલ્મીકિએ અસ્ત્રશસ્ત્રવિદ્યા, અને ઉત્તમ સંગીત સાથે રામકથા શીખવી. પછી રામચંદ્રજીએ અશ્વમેધ યજ્ઞ કર્યો. તે અશ્વ ફરતો ફરતો વનમાં આવ્યો. તેને તે બે બાળકોએ બાંધ્યો ને સાથે આવેલા સૈન્ય સાથે ઘણું યુદ્ધ કર્યું; સર્વને હરાવ્યા, પણ અશ્વ ન આપ્યો. રામ જાતે આવ્યા તે પણ હાર્યા. પણ એ બે બાળકોને જોઇને રામને વાત્સલ્યભાવ પ્રકટ્યો હતો. તેથી તેમની સાથે સભાષણ કર્યું ને તેમનું સંગીત સાંભળ્યું તો પોતાનુંજ બધું ચરિત્ર જણાયું તેથી ખાત્રી થઇ કે એ પોતાનાજ પુત્રો છે. પછી રામચંદ્રને સીતાજીનો વિરહ સાંભરી આવ્યો ને દુઃખી થવા લાગ્યા. વાલ્મીકિ પાસે સેવકો મોકલી તેમણે કહેવડાવ્યું કે સીતા પોતાની શુદ્ધિ સાબીત કરી આપે અને અને લોકાપવાદથી મુકત કરે તો હું તેનો જરૂર અંગીકાર કરીશ. આ ઉપરથી વાલ્મીકિની આજ્ઞાથી સીતાજી શપથ લેવા તૈયાર થયાં. અયોધ્યામાં સર્વ મંડળ ભેગું થયું ત્યાં સીતાએ પૃથ્વી તરફ જોઇને પગે લાગીને કહ્યું કે, " હે પૃથ્વીમાતા ! જો હું શુદ્ધ સતી હોઉં અને રામ સિવાય કોઇ પુરુષનો મેં સંકલ્પ પણ ન કર્યો હોય તો મને તારામાં માર્ગ આપ. " આમ બોલતાંજ ધરતી ફાટી, અને એક દિવ્ય સિંહાસન નિકળ્યું, તેમાં પૃથ્વીમાતા સીતાજીને ઉંચકી લઇ પાતાળમાં ઉતરી ગયાં. સૌ લોક ચકિત થઇ જોતા રહ્યા, અને દેવોએ સીતાનું સતીત્વ જોઇ ફૂલોનો વરસાદ વરસાવ્યો.

બ્હેનો ! સીતાજીનું જીવન આમ અનેક પ્રકારનાં વિકટ દુઃખો સહન કરવામાં ગયું છે. પરંતુ કોઇ પણ પ્રસંગે તેમણે પોતાનું શિયળ તજ્યું નથી, કે રામચંદ્રને વિસાર્યા નથી. જેમ સીતાજીને શિરે વિવિધ આપત્તિઓ આવી

પડી હતી તેમ જગતમાં દરેક સ્રીને માથે નાના મોટા વિઘ્નપ્રસંગો આવ્યા વિના રહેતા નથી. માટે તમે તેવાં વિઘ્નરૂપ સાગરને તરવાની તૈયારી આગળથી કરી રાખજો. તમારો પતિ આજે સુભાગ્યે લક્ષાધિપતિ હોય અને આવતી કાલે દુર્દૈવને લીધે દરિદ્રાવસ્થામાં આવે તથા પાઇવિનાનો થઇ જાય, તો તેના ઉપર પ્રેમ ન ઘટાડતાં ઉલટો બમણો વધારજો. કોઇ દુષ્ટ ધારણાવાળો મનુષ્ય તમારી આબરૂ ઉપર હુમલો કરવાને તૈયાર થાય તો તે વખતે તમારા પ્રાણરૂપ પ્રાણને વ્હાલા કરશો નહિ, પરંતુ તમારૂં અમૂલ્ય શિયળરત્ન વ્હાલું કરજો. તમારો પતિ ચીડિયા કે ગરમ સ્વભાવનો હોઇ પોતાનાં વચનથી તમને દુભવતો હોય તો તેની સામે શિંગડાં ન કરતાં તમારી નરમ વાણીથીજ તેને વશ કરી લેવાનો પ્રયત્ન કરજો. સાસરૂં તમારૂં સ્વર્ગ છે, અને ગૃહિણીપદ એ તમારા ઇન્દ્રાણીના ભોગ છે. ગૃહિણી તરીકે તમારી બધી ફરજ બજાવવામાંજ પરમ સંતોષ માનજો. તમારાં સાસુસસરા તરફ તથા દિયરજેઠ તરફ વિનયપૂર્વક વર્તજો. તમારી સભ્ય વર્તણૂકથી તમે તેમની પ્રીતિ તથા પ્રસન્નતા સંપાદન કરી તો અમર યશ રળ્યાં એમ માનજો, અને તમારા ગર્વ તથા અભિમાનવગેરે દુર્ગુણોથી તેમને અસંતોષ ઉપજાવ્યો તો તમે તમારે હાથે તમારે મ્હોડે કાજળનો ઘર ચોપડ્યો એમ નિશ્ચય પૂર્વક સમજજો. પિયેરમા પટરાણી તરીકે રહેવા કરતાં સાસરામાં દાસી તરીકે રહેવાનું પસંદ કરજો. તમારા નાજુક બાંધા તરફ લક્ષ કરી, પ્રવાસમાં તમારા પતિ સાથે જતાં ખંચાશો નહિ, પરંતુ વિકટ પ્રસંગોમાં પણ તેની છાયા તરીકે રહેવા હીંમત ભીડજો. તમારૂ બુદ્ધિબળ વધારી તમારી શાણી સલાહથી તમારા પતિને પ્રધાનરૂપ થઇ પડજો. ટુંકાણમાં તમે પતિના ગુણ જોનારી, સહનશીલ, સુખદુઃખમાં પતિપરાયણ, અને બધી રીતે સતીધર્મ સાચવનારી બનજો એ આ લેખકની શિક્ષા છે. અસ્તુ. સુહૃદ્.

આ વર્ષમાં આગળ ઉપર પ્રકટ થનાર અંકો:—

આપણી બે આંખો.
શા માટે ન્હાવું જોઈએ ?
અજબ ઉંટ.
પંચાવન લાખ, વગેરે.

Registered No. B. 333.

રાવસાહેબ ખંડુભાઇ દેસાઇ, B. A.
મિ. ખુરશેદજી નસરવાનજી
રાવસાહેબ ગણપતરામ અનુપરામ
રાવસાહેબ ગણપતરામ શાસ્ત્રી
રા. ગણપતરામ માણેકજી પંડયા
રા. ગિરજાશંકર વજેશંકર
રા. ગોકળદાસ દ્વારકાંદાસ તલાટી B.A. LL. B.
રા. ગોકળદાસ મથુરાદાસ શાહ, B.A.
રાવ સાહેબ ગોપાળદાસ વિહારીદાસ
રાવબહાદુર ગોરધનદાસ નૌતમલાલ
રા. ચુનીલાલ મોતીચંદ ગાંધી
રાવસાહેબ છબીલારામ દોલતરામ
રાવ બહાદુર જગનાથ ઇચ્છારામ
રા. જગન્નાપ્રસાદ ગોવર્ધનપ્રસાદ
રા. જયશંકર મગનલાલ ડોકટર
રા. જશવંતરાય ગિરધરરાય
રા. જીવણલાલ વ્રજલાલ દેસાઇ Barrister. at. law
*રા. જેઠાભાઇ હરિભાઇ ભાવસાર
રા. જેઠુભરામ લક્ષ્મીરામ
રા. ઝવેરભાઇ ભગવાનદાસ
રા. ડાહ્યાભા. નારણદાસ પટેલ
રાવ બહાદુર દોલતરાય સંપતરાય
રાવ બહાદુર નંદકૃષ્ણલાલ રતનલાલ
રા. નરોતમ લખમીરામ
રા. નવલશંકર નૃસિંહપ્રસાદ શુકલ, B. A, LL. B.
રા. નારણજી પુરષોતમ પંડયા
શ્રીયુત નારાયણશર્મા
રા. પુરશોતમ મોતીલાલ દેસાઇ
રા. પુરશોતમદાસ રણછોડદાસ
*રા. પોપટલાલ વેલજી દવે.
રા. પ્રાણલાલ જોઇતારામ દવે.
રાવસાહેબ ફેરસરામ કુબેરરામ ભટ I. C. E.
રા. બળવંતરાય શિવપ્રસાદ વકીલ
સરદાર બહાદુર બહેચરદાસ વિહારિદાસ
રા. બાલુભાઇ હરીભાઇ પટેલ
રા. ભવાનીશંકર મહાશંકર ભટ
રા. ભાઇલાલ લાલાજી પટેલ
રા. સા ભાઉરાય રણછોડરાય દેસાઈ
રા. ભીખાભાઇ મોહનલાલ
રા. મગનલાલ ગોકળદાસ ખાંડવાળા
રાવબહાદુર મંછારામ ભગવાનજી ભટ
રા. મણિરાય જશવંતરાય
રા. મદનલાલ જયકૃષ્ણ મજમુદાર
મિ. મનચેરજી નસરવાનજી વાડીઆ B. A.
રાવસાહેબ માજુભાઇ ભવાનીલાલ
રા. મુકુંદપ્રસાદ નંદલાલ દેસાઇ
રાવબહાદુર મૂળજીભાઇ પરશુદાસ
રા. મોતીભાઇ અમુલખરાય દેસાઇ
રાવસાહેબ મોતીભાઇ મણિભાઇ જસભાઈ
રા. મોતીરામ ઇચ્છારામ

( બીજાં નામ આવતા અંકમાં)

धर्म नीति

# लोकप्रिय लेखमाला

માસિક

વર્ષ ૨ **ભણીને શું કરવું!** અંક ૪.

સં. ૧૯૫૭ મહાવદિ ૧૪. | (સ. ૧૯૦૧ ફેબ્રુઆરી.)

પ્રસિદ્ધ કરનાર

**श्रेयःसाधक अधिकारिवर्ग.**

લેખના વ્યવસ્થાપકો:—

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલ:—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ધીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ ૧–૦–૦ પોસ્ટેજ મળીને, અગાઉ

આ વર્ગને વર્ષ આખરે પુસ્તક વગેરે ભેટનો લાભ મળશે; બી

રૂ. ૦–૧૨–૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લા

નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીંમત રૂ. ૦–૦–૯

વડોદરા.

ધી " નુતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ " કંપની લિમિટેડમાં

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

..રી
સાગ્યા
. એક
પાસ કરે
ારે સરકારને
ભ વધારે હુશિ-
નોકરી આપે એ
પરીક્ષા આપનારને
પામ્યા
ગી રીતે
વાર્તા
કથા, ઇ.
.દવી
જગા

રાવસાહેબ ખંડુભાઇ ઉદ્દજી, B. A.
મિ. ખુરશેદશાઇ નસરવાનજી
રાવસાહેબ ગણપતરામ અનુપરામ
રાવસાહેબ ગણુપતરામ શાસ્ત્રી
રા. ગણુપતરામ માણેકજી પંડયા
રા. ગિરજાશંકર વજેશંકર
રા. ગોકળદાસ દ્વારકાંદાસ તલાટી B.A. LL. B.
રા. ગોકળદાસ મથુરાદાસ શાહ, B.A.
રાવ સાહેબ ગોપાળદાસ વિહારીદાસ
રાવબહાદુર ગોરધનદાસ નેતનલાલ
રા. ચુનીલાલ મોતીચંદ ગાંધી
રાવસાહેબ છબીલારામ દોલતરામ
રાવ બહાદુર જગનાથ ઇચ્છારામ
રા. જગનાપ્રસાદ ગોવર્ધનપ્રસાદ
રા. જયશંકર મગનલાલ ઠેકટર
રા. જશવંતરાય ગિરધરરાય
રા. જીવણલાલ મનજીલાલ દેશાઇ Barrister, at. low
×રા. જેઠાભાઇ હરિભાઇ બાવસાર
રા. જેઠુણરામ લક્ષ્મીરામ
રા. ઝવેરભાઇ ભગવાનદાસ
રા. ડાહ્યાભા. નારણદાસ પટેલ
રાવ બહાદુર દોલતરાય સંપતરાય
રાવ બહાદુર નંદકૃષ્ણલાલ રેતનલાલ
રા. નરોતમ લખમીરામ
રા. નવલશંકર નૃસિંહપ્રસાદ શાહ, B. A, .LL. B.

રા. નારણજી પુરષોતમ પંડ્યા
શ્રીયુત નારાયણશર્મા
રા. પુરશોતમ મોતીલાલ દેશાઇ
રા. પુરશોતમદાસ રણછોડદાસ
×રા. પોપટલાલ વેલજી દવે.
રા. પ્રાણલાલ જેઠતારામ દવે.
રાવસાહેબ ફેરસરામ કુબેરરામ ભટ્ટ L. C. E.
રા. બળવંતરાય શિવપ્રસાદ વકીલ
સરદાર બહાદુર બહેચરદાસ વિહારિદાસ
રા. બાલ્ટભાઇ હરીભાઇ પટેલ
રા. ભવાનીશંકર મહાશંકર ભટ્ટ
રા. ભાઇલાલ લાલાજી પટેલ
રા. સા. ભાઉરાય રણછોડરાય દેસાઈ
રા. ભીખાભાઇ મોહનલાલ
રા. મગનલાલ ગોકળદાસ ખાંડવાળા
રાવબહાદુર મંછારામ ભગવાનજી ભટ
રા. મણિરાય જશવંતરાય
રા. મદનલાલ જયદૃષ્ણ મજમુદાર
મિ. મનચેરજી નસરવાનજી વાડીઆ B. A.

રાવસાહેબ માનુભાઇ ભવાનીલાલ
રા. મુકુંદપ્રસાદ નંદલાલ દેસાઇ
રાવબહાદુર મૂળજીભાઇ પરશુદાસ
રા. મોતીભાઇ અમુલખરાય દેસાઇ
રાવસાહેબ મોતીભાઈ મણિભાઇ જશભાઈ

રા. મોતીરામ ઇચ્છારામ

( બીજાં નામ આવતા અંક માં)

ધર્મ નીતિ

लोकप्रिय लेखमाला
માસિક

વર્ષ ૨

# ભણીને શું કરવું?

અંક ૪.

સં. ૧૯૫૭ મહાવદિ ૧૪. | (સ. ૧૯૦૧ ફેબ્રુઆરી.)

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકો:—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલ:—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગ
આ વર્ગને વર્ષ આખરે પુસ્તક વગેરે ભેટનો લાભ મળશે; બ
રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લ
નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીંમત રૂ. ૦-૦-૧

# सूचना.

જે સદ્‌ગૃહસ્થોએ વેલ્યુપેએબલથી અંક સ્વીકાર્યા છે, અને પોતાના મિત્રમંડળમાં **લેખમાલાનો** પ્રસાર કર્યો છે, તેનો અમે આભાર માનીએ છીએ. ગ્રાહકો પોતાના ઠેકાણામાં કંઇ ફેરફાર થાય તો જણાવવા કૃપા કરશે.

અમારી વિજ્ઞપ્તિ ગ્રાહકોપ્રતિ એકજ છે-તે એ કે તેઓ એકજ કુટુંબમાં **લેખમાલાને** દાખલ કરવા શ્રમ લઈ અમારો હેતુ સિદ્ધ કરવામાં મદદ કરશે.

નિશાળ તથા ન્યાતવગેરેમાં **લેખમાલાના** અંકો મફત વહેંચવા ઇચ્છનાર શેઠિયાઓ તથા સદ્‌ગૃહસ્થોને લગભગ પડતર કીંમતે અંકો આપવામાં આવશે. પત્રવ્યવહાર કરવાથી તેમને વિગત જણાવવામા આવશે.

**" લોકપ્રિય લેખમાલા "** ના બહાર પડેલા અંકોઃ—

રા.ભ. અંક ૧ **પહેલું પગથિયું**—આ અંકમા મનુષ્યોએ મેળવવાનાં
રા. છગણ... દેશની પડતીનાં કારણો તથા ઉન્નતિનાં સાધનો, શરીરબળ સંપાદન
આવશ્યકતા, બ્રહ્મચર્યનો મહિમા—વગેરે વિષયોનું બહુ અસરકારક
મરો. જેઠાભાઇ ...ન કરવામાં આવ્યું છે.
રા. જેઠુખરામ ૨ **વિલાયતી**—આર્યપ્રજા કેટલી બધી પુરુષાર્થહીન, તથા
રા. મનેરભાઇ લાગ ...ઉપર પરતંત્ર ગઇ છે તેનો, તથા પાશ્ચાત્ય પ્રજાના ઉદ્યોગનો
ડાહ્યાભા. નારણ... આ અંક આપે છે.
રાવ બહાદુર દોલતરાય સ.
રાવ બહાદુર નંદકુંવરલાલ ... **સીતા**—શ્રેષ્ઠ સતી શ્રીસીતાજીના પવિત્ર ચરિતના
રા. નરોતમ લખમીરામ ...નો બોધ આપનાર આ અંક પ્રો... માણેકબાઇ જમ-
રા. નવલશંકર નૃસિંહપ્રસાદ શુકલ, ...બાઈ
...રામ હરભારામ
B. A, .LL. B...

( બીજાં નામ આવતા અં... )

# ભણીને શું કરવું?

એક વખત એવો હતો કે ભણેલા શોધ્યા પણ જડતા નહતા. તે વખતે નિશાળો બહુ થોડી હતી, અને લોકને ભણવાની ઇચ્છા પણ ન્યૂન હતી. સરકારને હરેક ખાતામાં પુષ્કળ નોકરો જોઇતા હતા તેથી થોડું ઘણું ભણેલાને પણ સારા પગારની નોકરી મળતી. છત અને ખપ ઉપર વસ્તુના ભાવનો આધાર રહેછે એ નિયમ ભણતરના મૂલ્યને પણ લાગુ પડેછે.

દહાડે દહાડે નિશાળો ઘણી ઉઘડતી ગઇ, અને ભણેલાનો ભાવ સારો પૂછાતો જોઇ લોકની વૃત્તિ ભણવા તરફ બહુ દોડી. ભણેલા વધવા લાગ્યા અને નોકરીઓ પૂરાઇ જવા માંડી, એટલે ભણતરની કીંમત ઘટતી ગઇ. એક જ જાતનું અનાજ ઘણે ઠેકાણે મળતું હોય તો ખરીદનાર બધે તપાસ કરે અને જે સારૂં અને સસ્તું મળે તે જ લે. એ રીતે થોડી નોકરીઓ સારૂ સરકારને થોડા માણસ જોઇએ અને ઉમેદવાર પુષ્કળ હોય તો સરકાર જે વધારે હુશિયાર હોય ને થોડે પગારે નોકરી લેવા ખુશી હોય તેને જ નોકરી આપે એ સ્પષ્ટ છે.

ઉદ્યોગ
સંસાર

'ની સાલ સુધી મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપનારને
ધી "નૂતન વિલાસ પ્રિ|ો નદનો. એથી વધારે ભણી પછી પામ્યા
ઓછું ગુજરાતી ભણેલા પણ સારી રીતે
કિં કિં ન સાધયતિ ૫.
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું જિ ? મહાપાઠશાળામાં ભણી પછી
હાથ નીચે ૩ ૦૦૧ ની ...

આપવાનો સરકારનો ઠરાવ છે. મેટ્રિક્યુલેશનમાં પાસ થએલાને પંદર રૂપીઆનો પગાર પણ મળવો મુશ્કેલ થઇ પડયોછે. અધંચરૂં ઇંગ્રેજી શિખેલા તો નકામા અથડાય છે. વકીલ વગેરેની કેટલીક પરીક્ષાઓ ગુજરાતી ભણેલા આપી શકે નહિ. ગુજરાતીમાં પાસ થઇ સર્ટીફીકેટ મેળવ્યું હોય તો પણ તેમને પાંચ સાત રૂપીઆની જગા પણ મળી શકતી નથી.

આમાં વાંક કોનો છે ? સરકારનો કાંઇ દોષ નથી, કેમકે સરકાર કાંઇ બધાને જગા આપી શકે નહિ તેમ આપણે ઉપર કહ્યું તેમ તો જે સારૂં અને સસ્તું મળે તે ખપ પ્રમાણે જ લે ભણતરને માથે પણ દોષ મૂકી શકાતો નથી. કારણ કીંમત વધારવી તેના હાથમાં નથી. વિદ્યાર્થીઓ બિચારા મહેનત લઇને ભણે છે અને નોકરીને માટે ખુબ ધક્કા ખાયછે માટે એમનો પણ શો વાંક કહાય ? મહેનત કરતાં છતાં પણ ફળ ન મળે ત્યારે વાંક વિધાતાનો ગણવો કે કેમ કરવું ?

કોઇને સારો રસોઇઓ જોઇએ તો તે ઝટ ને થોડે પગારે મળતો નથી. ને આરપાંચ રૂપીઆનો પગાર માગે, લુગડાંલત્તાની આશા કરે ને શેઠનું ખાય એટલે આ મોંઘા વખતમાં તેને લગભગ દશ રૂપીઆનો પગાર પરવડે. વળી નાગર જેવી ઉંચી જ્ઞાતિમાં તો ખાવાપિવા ઉપરાંત ઓછામાં રૂ. ૧૫) ના— ભણેલાને પણ લોભાવે એવા—પગાર વિના સારા રસોઇઆ મળતા નથી પરંતુ છઠ્ઠી ધોરણમાં પાસ થયેલા છોકરાને પાંચ સાતનો પગાર મળવો પણ મુશ્કેલ થઇ પડયો છે. અહિં તો કલમ કરતાં કડછીની કીંમત વધી ગઈ. તમારે સારો ચાકર જોઇતો હશે તો તે પણ લગભગ રસોઇયા જેટલી માગણી કરશે. ભણેલા કરતાં મધ્યમ ચાકર વધારે કમાય ત્યારે કોની ચાકરી ચઢતી સમજવી ? એક પટાવાળાને સાત આઠનો પગાર, ને તે સાથે બે રૂપીઆ બક્ષીશ મળે, પણ એક પાસ થએલો છોકરો તેથી અડધા કે ઓછા પગારે આસિસ્ટંટની નોકરી કરતો હોય. હજામ, કુંભાર, જેવા વર્ણ વગરનાં વસવાયાં પણ ભણેલા કરતાં વધારે કમાય એ જોઇ કેટલું લાગવું જોઇએ ?

ત્યારે હવે કરવું કેમ ? શું લોકોએ ભણવાનું છોડી દેવું ? ના, ભણ-

નાર તો અતિ ઉપયોગી છે. ભણતરવડે જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનવડે માણસ પોતાને જોઇતાં સાધન મેળવી શકવાને યોગ્ય થાય છે. રખડતા ભણેલા સવાલ કરશે કે જો ભણતરથી એમ થતું હોય તો અમને જોઇતાં સાધન કેમ મળી શકતાં નથી ? શું અમે થોડું ભણ્યા છીએ. શું અમને પાસ થવાના ખોટાં સર્ટિફીકેટ મળ્યાં છે? તમે પાસ થવા જેટલું ભણ્યા છો એ વાત સાચી છે પણ તમારામાં ત્રણ ચૂક રહી છે.

**તમે ભણ્યા પણ ગણ્યા નથી. જોઇતાં સાધન મેળવી શકાય એવું તમે ભણ્યા નથી. એક ઘડામાં ભરેલું પાણી સઘળા પીવા માગો છો પણ પાણીના બીજા ઘડા માટે તમે મેહેનત કરતા નથી.**

આ વાતોનો જરા ખુલાસો કરીએ.

પ્રથમ તો તમે સમજીને ભણ્યા નહિ. વેદીઆ ઢોરની પેઠે પોપટીઆ જ્ઞાનઉપર વધારે કાળજી રાખી ભણતી વખતે આસપાસનો વિચાર ન કર્યો. સંસાર કામકાજને લગતું તમે કાંઇ ધ્યાન ન આપ્યું. પોતાના બાપદાદાનો ધંધો ગણકાર્યો નહિ તે નીચ ને હલકી જાતનો છે એમ માનીને કે બીજા કારણોથી તે તમે શીખ્યા નહિ. બીજા કોઇ ધંધામા પડવાને લાયક થવા સારૂ તેને લગતુ જ્ઞાન મેળવવાની તમે કાળજી ન રાખી. નોકરી કરવામાં પણ ભણતર શિવાય ગણતરનુ કામ પડે છે એ વાત તમે લક્ષમાં ન લીધી. તેથી કદાચ તમને નોકરી મળે છે તો પણ તમે તમારા ઉપરીને એકદમ કામથી ખુશી કરી શકતા નથી; જેથી ઘણા અધિકારીઓમાં એવો સામટો વહેમ પેસી ગયો છે કે ભણેલા કરતા અનુભવી નોકરો સારા. એ ઉપરથી ઘણી વાર તેઓ ભણેલાને પસંદ કરતાં નથી ચોપડીઓના જ્ઞાન સાથે સંસારચોપડીનું જ્ઞાન પણ મેળવવાની વિદ્યાર્થીએ કાળજી રાખવી જોઇએ. એમ નથી હોતું ત્યારે ભણેલાની મજાક થાય છે ને તે પોષાતા નથી. તમે લેખાવળીમાંના બધા લેખ સમજી ગયા હો છો પણ કોઇ ખત કે અરજી લખાવવા આવે તે તમને આવડે નહિ, ત્યારે લોક તમને હસે એમાં નવાઇ શી ? તમે નામું-

આપવાનો સરકારનો ઠરાવ છે. મેટ્રિક્યુલેશનમાં પાસ થએલાને પંદર રૂપીઆનો પગાર પણ મળવો મુશ્કેલ થઇ પડયોછે. અધકચરૂં ઇંગ્રેજી શિખેલા તો નકામા અથડાય છે. વકીલ વગેરેની કેટલીક પરીક્ષાઓ ગુજરાતી ભણેલા આપી શકે નહિ. ગુજરાતીમાં પાસ થઇ સર્ટિફીકેટ મેળવ્યું હોય તો પણ તેમને પાંચ સાત રૂપીઆની જગા પણ મળી શકતી નથી.

આમાં વાંક કોનો છે ? સરકારનો કાંઇ દોષ નથી, કેમકે સરકાર કાંઇ બધાને જગા આપી શકે નહિ તેમ આપણે ઉપર કહ્યું તેમ તો જે સારૂં અને સસ્તું મળે તે ખપ પ્રમાણે જ લે ભણતરને માથે પણ દોષ મૂકી શકાતો નથી કારણ કીંમત વધારવી તેના હાથમાં નથી. વિદ્યાર્થીઓ બિચારા મહેનત લઇને ભણે છે અને નોકરીને માટે ખૂબ ધક્કા ખાયછે માટે એમનો પણ શો વાંક કહાય ? મહેનત કરતાં છતાં પણ ફળ ન મળે ત્યારે વાંક વિધાતાનો ગણવો કે કેમ કરવું ?

કોઇને સારો રસોઇઓ જોઇએ તો તે ઝટ ને થોડે પગારે મળતો નથી. તે ચારપાંચ રૂપીઆનો પગાર માગે, લુગડાંલત્તાની આશા કરે ને શેઠનું ખાય એટલે આ મોંઘા વખતમાં તેને લગભગ દશ રૂપીઆનો પગાર પરવડે. વળી નાગર જેવી ઉંચી જ્ઞાતિમાં તો ખાવાપિવા ઉપરાંત ઓછામાં રૂ. ૧૫) ના—ભણેલાને પણ લોભાવે એવા—પગાર વિના સારા રસોઇઆ મળતા નથી પરંતુ છઠ્ઠા ધોરણમાં પાસ થયેલા છોકરાને પાંચ સાતનો પગાર મળવો પણ મુશ્કેલ થઇ પડયો છે. અહિં તો કલમ કરતાં કડછીની કીંમત વધી ગઇ. તમારે સારો ચાકર જોઇતો હશે તો તે પણ લગભગ રસોઇયા જેટલી માગણી કરશે. ભણેલા કરતાં મધ્યમ ચાકર વધારે કમાય ત્યારે કોની ચાકરી ચડતી સમજવી ? એક પટાવાળાને સાત આઠનો પગાર, ને તે સાથે બે રૂપીઆ બક્ષીસ મળે, પણ એક પાસ થએલો છોકરો તેથી અડધા કે ઓછા પગારે આ-. સિસ્ટંટની નોકરી કરતો હોય. હજામ, કુંભાર, જેવા વર્ણ વગરનાં વસવાયાં પણ ભણેલા કરતાં વધારે કમાય એ જોઇ કેટલું લાગવું જોઇએ ?

ત્યારે હવે કરવું કેમ ? શું લોકોએ ભણવાનું છોડી દેવું ? ના, ભણ-

નાર તો અતિ ઉપયોગી છે. ભણતરવડે જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને જ્ઞાનવડે માણસ પોતાને જોઇતાં સાધન મેળવી શકવાને યોગ્ય થાય છે. રખડતા ભણેલા સવાલ કરશે કે જો ભણતરથી એમ થતું હોય તો અમને જોઇતાં સાધન કેમ મળી શકતાં નથી ? શું અમે થોડું ભણ્યા છીએ. શું અમને પાસ થયાના ખોટાં સર્ટિફીકેટ મળ્યાં છે? તમે પાસ થયા જેટલું ભણ્યા છો એ વાત સાચી છે પણ તમારામાં ત્રણ ચૂક રહી છે.

**તમે ભણ્યા પણ ગણ્યા નથી. જોઇતાં સાધન મેળવી શકાય એવું તમે ભણ્યા નથી. એક ઘડામાં ભરેલું પાણી સઘળા પીવા માગો છો પણ પાણીના બીજા ઘડા માટે તમે મેહેનત કરતા નથી.**

આ વાતોનો જરા ખુલાસો કરીએ.

પ્રથમ તો તમે સમજીને ભણ્યા નહિ. વેદીઆ ઢોરની પેઠે પોપટીઆ તાનઉપર વધારે કાળજી રાખી ભણતી વખતે આસપાસનો વિચાર ન કર્યો. સંસાર કામકાજને લગતુ તમે કાંઇ ધ્યાન ન આપ્યું. પોતાના બાપદાદાનો ધંધો ગણકાર્યો નહિ. તે નીચ ને હલકી જાતનો છે એમ માનીને કે બીજા કારણોથી તે તમે શીખ્યા નહિ. બીજા કોઇ ધંધામાં પડવાને લાયક થવા સારૂ તેને લગતુ જ્ઞાન મેળવવાની તમે કાળજી ન રાખી. નોકરી કરવામા પણ ભણતર શિવાય ગણતરનુ કામ પડે છે એ વાત તમેં લક્ષમાં ન લીધી. તેથી કદાચ તમને નોકરી મળે છે તો પણ તમે તમારા ઉપરીને એકદમ કામથી ખુશી કરી શકતા નથી; જેથી ઘણા અધિકારીઓમાં એવો સાબરો વહેમ પેશી ગયો છે કે ભણેલા કરતાં અનુભવી નોકરો સારા. એ ઉપરથી ઘણી વાર તેઓ ભણેલાને પસંદ કરતાં નથી ચોપડીઓના જ્ઞાન સાથે સંસારચોપડીનું જ્ઞાન પણ મેળવવાની વિદ્યાર્થીએ કાળજી રાખવી જોઇએ. એમ નથી હોતું ત્યારે ભણેલાની મશ્કરી થાય છે ને તે પોખાતા નથી. તમે લેખાવળીમાંના બધા લેખ સમજી ગયા હો છો પણ કોઇ ખત કે અરજી લખાવવા આવે તો તમને આવડે નહિ, ત્યારે લોક તમને હસે એમાં નવાઇ શી ? તમે નામું

ઠામું રાખવાની રીત ચોપડીમાંથી શિખી ગયા હો ને તેમાં પાસ પણ
થયા હો, પરંતુ તમને ચોપડામાં એક અક્ષર પણ પાડતાં ન આવડે ત્યારે
તમને કયો સરાફ નોકર રાખે વારૂ ? તમે ચોપડી માંહેલા ઉત્તમ પ્રકાર-
ના હિસાબ સ્લેટ કે કાગળ ઉપર ગણી શકતા હો પણ બજારમાં ચીજ
લેતી વખત તેનો હિસાબ ગણી ન શકો કે સ્લેટ પેન કે કાગળ પેનસીલ
ખોળવા જાઓ કે ઘણી વાર લગાડો ત્યારે તમારૂં ભણતર તે ઠેકાણે શા
કામમાં આવે? તમે ચીપીચીપીને અક્ષર મોતીના દાણા જેવા કાઢતા હો
પરંતુ કારકુનની પેઠે ઝડપથી આડયા વગર અને વાંચી શકાય એવું લખી ન
શકતા હો તો તમને તેવી જગા કોણ આપશે?

એક બ્રાહ્મણનો છોકરો અઢાર વર્ષ સુધી કાશીમાં રહી ખૂબ ભણ્યો.
ભણી ગણીને પોથાંની પોઠ ભરી ઘેર આવવા નીકળ્યો. રસ્તે એક ગામમાં
કોઇ ગુણકાના ઘર સામે મુકામ કરી તે ખીચડી રાંધવા બેઠો હતો એવામાં
ત્યાંનો કોઈ શાહુકાર મરી ગયો. મોતની વાત દાસીઓએ શ્રૃંગારે ગણતો નથી.
બોલી, જાઓ તમે તજવીજ કરો કે એ શાહુકાર સ્વર્ગે ગયો કરે ને શેઠનું ખાવ
ત સાંભળી પેલા પંડિતને આશ્ચર્ય લગ્યું ના' દશ રૂપીઆનો પગાર પરવડે. વળી
ભણતરમાં અઢાર વર્ષ સુધી આર્મીનાપિવા ઉપરાંત ઓછામાં રૂ. ૧૫ ] ના—
સુદ્ધાં જાણે છે એ શું ? કબ્યા—પગાર વિના સારા રસોઇઆ મળતા
તપાસું." એમ કહી માં પાસ થયેલા છોકરાને પાંચ સાતનો પગાર મળવો
વિચારમાં એટલો ગર છે. અહિં તો કલમ કરતાં કડછીની કીંમત વધી ગઈ.
ભાન ન રહ્યું. ખો હશે તો તે પણ લગભગ રસોઇયા જેટલી માગણી
દાસીઓ પાછી આવી લગભમ ચાકર વધારે કમાય ત્યારે કોની ચાકરી થવી
ઓએ જઇ ગુણકાને કહ્યું ને સાત આઠનો પગાર, ને તે માથે બે રૂપીઆ
બારછ તો દિંગજ થઇ ગયા થએલો છોકરો તેથી અડધા કે ઓછા પગારે આ-
કરતાં વધારે વિદ્વાન્ હોવી ન, હજામ, કુંભાર, જેવા વર્ણ વગરનાં વસવાયાં
તેથી અજ્ઞાન રહું એ ઠીક ય એ જોઇ કેટલું લાગવું જોઇએ ?
રે શિખું." ફરી કાશી જઇ સોડોમે ભણવાનું છોડી દેવું ? ના, ભણ-

જોડી બોલ્યો, "બાઇ, તું કોઇ મહાવિદ્વાન્ સ્ત્રી જણાય છે, અને તારી દાસીઓએ પણ પંડિતાઇ મેળવી છે. હું અઢાર વરસ કાશીમાં રહ્યો તોએ અજ્ઞાન રહ્યો માટે મને કૃપા કરી કહે કે પેલો મરનાર શેઠ સ્વર્ગે ગયો એમ તારી દાસીઓએ શી રીતે જાણ્યું ?" ગુણકા મોઢે ડુચો દઇ પોપટપંડિતની મૂર્ખાઇને માટે હસવા લાગી. આખર તે બોલી "બાઇ, એવી પરીક્ષા કરવામાં કાંઇ વિદ્વત્તાની જરૂર નથી એ તો હરેક સાધારણ સમજનું માણસ કહી શકે. સ્વર્ગ નરક કાંઇ આકાશમાં નથી સૌ અહિંનું અહિં છે. કોઇ માણસ મરી ગયું, તેને દાટવા બાળવા લઇ જતી વખતે ઘણા લોક એને માટે શું બોલે છે તે જોઇને એ સ્વર્ગે ગયો કે નરકે એ નકકી થઇ શકે. લોકો જો એમ બોલે કે "હરિ ! હરિ ! શેઠ પડયા તે બહુ ખોટું થયું એ તો સવારના પહોરનું નામ હતા. મનમાં દયા, બહુ કડૂહું બોલવું નહિ, ને મરતા સુધી એમણે દાનત બગાડી નહોતી" તો જાણવું કે શેઠ સ્વર્ગે ગયા. એથી ઉલટું

કે "મુઓ તો પીડા ગઇ, બધા ગામનો ઉતાર હતો, આખો ભવ કર્યો. સંસારું ...સા ભેગા કર્યા ને હાથે આમલીના બંધ હતા તેથી એક ના બાપદાદાનો ... આપને આપી નથી,"—જેના વિષે આવું માનીને કે બીજા કારણોથી તે તમે ... બ્રાહ્મણ કાનની બુટી ઝાલીને ગુણ-
પડવાને લાયક થવા સારૂ તેને લગતુ જ્ઞાન
રાખી. નોકરી કરવામાં પણ ભણતર શિવાય
વાત તમે લક્ષમાં ન લીધી. તેથી કદાચ તમે પે
તમે તમારા ઉપરીને એકદમ કામથી ખુશી કર
ણા અધિકારીઓમાં એવો સાગટો વહેમ પેઠી
અનુભવી નોકરો સારા. એ ઉપરથી ઘણી
કરતાં નથી ચોપડાઓના જ્ઞાન સાથે સં
મેળવવાની વિદ્યાર્થીએ કાળજી રાખવી જોઇએ
ભણેલાની મશ્કરી થાય છે ને તે પોષાતા નથી.
લેખ સમજી ગયા હો છો પણ કોઇ ખત કે
તમને આવડે નહિ, ત્યારે લોક તમને હસે

ભૂમિતિમાં તો તે એકકો ગ-
કામ એકાંતમાં અંધારે
તેમના પર તેને ઘણો
કરનો હોય ત્યારે બિલા-
કાણાં પાડી રાખ્યાં
નાનું કાણું નાનીને
ત્યાં આવી ચઢયો, તેણે
ણાં કેમ પાડી મૂકયાં છે ?
મા છે તેમને આવવા સારૂ

એ કાણાં છે?. પેલાએ પૂછ્યું ' બે કાણાની શી જરૂર ?' પંડિતે કહ્યું, મોટીને સારૂં મોટું, ને નાનીને સારૂં નાનું. પેલો બોલ્યો ' પણ બે કાણાની કાંઇ જરૂર નથી, મોટા કાણામાંથી નાની બિલાડી પણ આવી શકે'. આ સાંભળી પંડિત તો વિચારમાં પડી ગયો. થોડી વારે તેને પોતાની ભૂલ સમજાઈ. ગોળના વ્યાસપરિઘનાં મોટાં મોટાં ગણિત કરનારે મોટા ગોળમાં નાનો સમાઇ શકે અથવા તેમાંથી નાની બિલાડી આવી શકે એનો વિચાર ન કરતાં નકામું વધારે ખરચ કર્યું ને વધારે અજવાળું આવવાનો રસ્તો કર્યો અને તેથી અભણના મોઢા આગળ પણ પોતાના અજ્ઞાનની હાંસી કરાવી.

હવે તમે શું ભણ્યા છો તેનો વિચાર કરીએ. તમે માનો છો કે સર્ટિફીકેટ મળ્યું એટલે ભણી ઉતર્યા, પણ ખરૂં પૂછાવો તમે કાંઇ ભણ્યા નથી. તમે જે કાંઇ ભણ્યા છો તે જોઇતાં સાધન મેળવી શકવાને માટે નથી, પણ એવાં સાધનને માટે જે ભણતર જોઇએ તેને પહેલે પગથીએ તમે હમણાં જ પગ મૂક્યો છે. એ ભણતર તો તમે સમજીને શિખ્યા હો તો તમારી બુદ્ધિને જ માત્ર ખીલાવવા માટે છે. તમે સમજ્યા વગર ગોખ્યું હશે તો તમારી બુદ્ધિ પણ એથી ખુલી નહિ હોય બુદ્ધિ ખીલ્યા પછી જોઇતાં સાધનને મેળવવાને માટે જે ભણવાનું રહ્યું તે જ ખરેખરૂં ભણતર છે. માટે તમે ભણ્યા વગર પોતાને ભણેલા માનો છો, ને જોઇતાં સાધન મળતાં નથી ત્યારે ભણતર ઉપર કે બીજા કોઇ ઉપર દોષ મૂકો છો. તમે મને કહો તમારી ભૂગોળ કે તમારો ઇતિહાસ કે તમારૂં વ્યાકરણ શિક્ષક વગર બીજી કયાં નોકરીમાં કામ લાગે છે ? એથી તમને કયો ધંધો આવડી જશે વારૂં ? તમે હરેક વિદ્યામાં ફક્ત ચંચુપ્રસાર જ કર્યો છે; તમે જે કાંઇ શિખ્યા છો તે વિદ્યાનાં મૂળતત્વોજ માત્ર છે. દરેક વિદ્યાનાં અનેક મોટાં પુસ્તકોનું અધ્યયન કર્યા વગર તે વિદ્યા તમે શિખ્યા છો — એમ માનવામાં તમારી મોટી ભૂલ છે, અને મૂળતત્વો જ ફક્ત જાણવાથી વિદ્યાવડે જરૂરનાં સાધન પ્રાપ્ત થાય એ પણ નક્કી છે. સર આઇઝાક ન્યૂટન જેવા મહાવિદ્વાને મરતી વખત નિસાસો નાંખી કહ્યું, " અરેરે ! મેં આખી જીંદગી ગાળી નાખી, પણ કંઇ જ્ઞાન મેળવ્યું નહિ. મારૂં જ્ઞાન મહા-

સાગરમાંથી એક બિંદુ લઇએ તેટલુંજ માત્ર છે. " આ ઉપરથી તમે તમારૂં મથ્યાભિમાન છોડી દો અને ઉંચી જાતનું જ્ઞાન મેળવવા હમેશ યત્ન કરો.

જગત્‌માં જે બનાવો બને છે તેની નિરીક્ષા કરીને મહાપંડિતોએ વિદ્યા બાંધી છે. એ બનાવો કેવા છે, શા રીતે બને છે, એ તમે ખોળવાનો કોઇ વખત યત્ન કરતા નથી. પ્રથમ વિદ્યાના મૂળને જઇ વળગ્યા, પણ તે જેમાંથી નીકળે છે તે તપાસ્યું નહિ અને વિદ્યાને પુરી ઓળખી નહિ ત્યારે તમારી મનકામના શા રીતે પાર પડે? એ માટે જ જેઓ બનાવોને વળગી રહ્યા છે તેઓ તમારા કરતાં સારૂં કમાય છે. અનુભવવડે સુતાર લુહારનું કામ શિખી કુશળ થયલો મિસ્તરી, વખતે ભણેલા ઇજનેર એટલે શિલ્પશાસ્ત્રી કરતાં વધારે કમાય. અનુભવથી સારી રસોઇ કરનાર વધારે કમાય ને પાકશાસ્ત્રનું પોથું ભણેલો કાંઇ ન કમાય, કેમકે રાંધવાનું કામ અનુભવ્યા વગર તેને રસોઇ આવડનાર નથી. પાકશાસ્ત્ર શિખીને અનુભવ લે તો આખરે તે સાધારણ રસોઇયા કરતાં સારો નિવડે ને વધારે કમાય. જ્યાં સોનું ને સુગંધ બંને છે ત્યાં કાંઇ બાકી ન રહે. માટે સારી વિદ્યા ભણીને તેમાં સારો અનુભવ મેળવે તોજ ભણેલાને જોઇતાં સાધન મળે એમ સમજવું.

મૂળતત્ત્વ કરતાં વધારે શિખેલા પણ જો ભણેલું પૂર્ણ કરવાને અનુભવ મેળવવા અર્થે પાછળથી યત્ન ન કરે તો તે તેને નકામું થઇ પડે છે. કોઇ મહાપાઠશાળામાં રસાયનશાસ્ત્રનો સારો અભ્યાસ કરી પાસ થાય છે. અભ્યાસ સારા જ્ઞાનમાટે નહિ પણ પરીક્ષાને માટેજ છે એમ ઘણા વિદ્યાર્થીઓ સમજે છે. રસાયનનું પુસ્તક અગ્રેજીમાં ગોખી કાઢ્યું હોય પરંતુ તેમાં જણાવેલી વસ્તુઓ વિદ્યાર્થી ઓળખતો પણ ન હોય. તેને અહિં શું કહેતા હશે ને શાની થતી હશે તે તેનાં જાણવામાં આવ્યું ન હોય, અભ્યાસ કરતી વખતે તેને અનુભવ મેળવવાનો અવકાશ મળ્યો ન હોય, અને પાછળથી તેમ કરે પણ નહિ એટલે તે વિદ્યા તેને શું કમાઇ આપે વારૂ? રસાયન તો પારસમણિ છે, પણ ક્યારે કે તેને ખરી રીતે ઓળખમાં લે ત્યારે. નોકરી મળી એટલે તેમાં ગુંથાયા ને પુસ્તકપોથાં કબાટમાં ભરી મૂક્યાં, મહામેહનતે ને ઘણે ખર્ચે જ્ઞાન મેળવ્યું

તે પાછું ચોપડીમાંજ મૂકી દીધું એમ એનો અર્થ થયો. હવે કહો કે એમ કરીએ તો વિદ્યા આપણને નિરુપયોગી થાય એમાં વાંક કોનો?

વિદ્યાર્થી અને તેના માબાપમાં એવી ખોટી સમજ બહુ કરીને પેસી ગઇ છે કે ભણવું તે નોકરીને જ માટે, પણ આ તેમની મોટી ચુક છે. આપણા શાસ્ત્રમાં નોકરીને છેક અધમ ગણી છે. ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ને કનિષ્ટ નોકરી એમ કહ્યું છે તે બરાબર છે. તેમ છતાં સૌને નોકરી ઉપર જ મોહિની લાગી રહી છે. સૌને નોકરી જોઇએ, અને સૌ બીજા ધંધા કરતાં નોકરીને શ્રેષ્ઠ ગણે છે. પાંચ રૂપિયાની સરકારી નોકરી મળે તો હા, પણ કોઇ ધંધામાં એથી બમણું મળે તો તેની ના. બધા એક જ ઘડા ઉપર આધાર રાખે તો એ ઘડો બિચારો કેટલાનું પુરૂં કરી શકે? પછી ટીપું ટીપું જેને હાથ આવ્યું તે ખરૂં. જેને હાથ ન આવ્યું તે બિલકુલ તરસે મરે ને જેને ટીપું મળે તેની પણ તરસ છીપે નહિ. માટે સ્વદેશી બંધુઓ! તમે એક જ લતે લાગવાની ટેવ છોડો. ગાડરિયા પ્રવાહના જેવું મૂર્ખત્વ ત્યજી દો. બધા પાલખીએ બેસે ત્યારે ઉંચકે કોણ?—એ કહેવત પ્રમાણે બધા નોકરી કરવા માંડશે તો, પછી બીજા ધંધા કોણ કરશે? ધંધા રોજગારમાં નાનમ નથી; લુચ્ચાઇ, ઠગાઇ ને ચોરી છીનાળીમાં હલકાઇ છે.

તમે એમ પૂછશો કે અમારે શો ધંધો કરવો? અમને કોઇ ધંધો આવડતો નથી, અમારી પાસે પૈસા નથી, આબરૂ બંધાયા વગર અમને કોઇ ધીરનાર નથી, અને અમારાથી છેક નીચો ધંધો થાય નહિ. હું તમને પ્રથમ એ કહું છું કે દરેક ભણનારે પોતાના ઘરનો ધંધો તો જરૂર શિખી લેવો જોઇએ. ઘરનો ધંધો હમેશના પ્રસંગથી થોડી મહેનતે શિખી શકાય છે નિશાળમાં ભણતા હોઇએ ત્યારે પણ વખતો વખત નજર રાખવાથી ને કદિ જોવાથી તે આવડે છે. પણ તમારામાંના ઘણાને બાપદાદાનો કિસબ ગમતો નથી. ઘણાને તે હલકો લાગે છે; ઘણા એમ સમજે છે કે આપણે ભણ્યા એટલે બાપદાદા કરતાં વિશેષ ડાહ્યા ને હુશિયાર થયા, તો પણ જો આપણે તેવું જ કામ કરીએ તો આપણું ભણતર શા કામનું? પણ હું એમ કહું છું કે તમે જો ખરેખરા વિ-

વગર કાંઈ થઈ ન શકે એમ તમે ધારો છો તે બરાબર નથી. તમે કહો છો કે નીચો ધંધો અમારાથી થાય નહિ, પણ ધંધામાં નીચાપણું નથી. હું એમ નથી કહેતો કે બ્રાહ્મણના છોકરાએ મોચીનો ધંધો કરવો, પરંતુ મોચી હોય તે નિશાળમાં ભણીને પોતાના ધંધાને નીચો ગણે એ ઠીક નથી ભણીને પોતે ઉંચ થયો એમ તે માની લે છે, પણ ખરેખરો ઉંચ થવાને જોઇએ તેટલાં સાધન જ્યાં સુધી તેણે મેળવ્યાં નથી ત્યાં સુધી તે ઉંચ થવાનો નહિ, અને પોતાનો કિસબ નીચ ગણી કરે નહિ તો તે ભ્રષ્ટનો ભ્રષ્ટ થઈને ઉલટો બાપદાદાની સ્થિતિ કરતાં પણ અધમ સ્થિતિએ પહોંચવાનો. નોકરી મેળવવા પુષ્કળ મહેનત કર્યા પછી કદાચ તેને પાંચ રૂપિયાની જગા મળી તો તેથી તે કેવી રીતે ઉંચ થશે તે સમજાતું નથી. એના ભાઇઓ કે બીજા સગાવહાલા જોડા શીવીને એના કરતાં બમણા ત્રગણા પૈસા મેળવતા હોય અને પોતે પાંચ રૂપૈડીમાં પોતાનું ગુજરાન પણ ચલાવી શકતો ન હોય ત્યારે એઓમાંથી ઉંચ કોણ અને સુખી કોણ તેનો વિચાર કરો. તમે ભણવા છો તો તમારા પોતાના કિસબમાં સુધારો કરો, લોકોને રુચે તથા મોહ પમાડે એવી નવી નોરી ચીજો ઉત્પન્ન કરો એટલે તમે વખણાશો અને સારૂં પેદા કરશો. ભણેલો મોચી ચાલુ જોડામાં સુધારો કરે, અવનવા જોડા બનાવે, બુટ કરતાં શિખે, ચામડાને વારનિશ ચઢાવે, ચામડાનાં પાકીટઆદિ રૂપાળી ચીજો વિલાયતી આવે છે તેવી પોતે બનાવે તો તે ગુજરાન જેટલું તો શું પણ શ્રીમંત થવા જેટલું પેદા કરી શકે, અને પોતાના ભણતરવડે સુધારેલી પોતાની કારીગરીને માટે પ્રખ્યાતિ પામે. એ જ રીતે હરેક કિસબને માટે સમજવું.

પણ વાણિયા બ્રાહ્મણ કહેશે કે અમારે કેમ કરવું? હાલ જે વેપાર ચાલે છે તેમાં તાલ નથી. લોકોને જોઇએ તેટલો વેપાર છે નહિ, ને તેઓ કાંઈ કમાતા નથી એમ બૂમ પાડે છે, તો અમે ભણીને તેવા વેપારમાં ભળીએ તો તે પણ એક મડાના પાણીમાં ઘણા પીવા જાય તેની બરાબર થાય, એટલું જ નહિ, પણ આ ઘડો તો અધુરો કે બિલકુલ ખાલી હોય એવું છે. એક જાતનો વેપાર ઘણા કરવા માંડે ત્યારે તેમાં સાર રહે નહિ એ ખરૂં છે.

વળી કેટલાંક કારણથી ઘણી જાતના વ્યાપારમાં મંદી થાય છે. મંદી થયા છતાં પણ તેવી જાતનો વ્યાપાર લોકો કરે તો તેમાં તે સારૂં કમાય નહિ. એવું બને ત્યારે શા કારણથી મંદી છે તે ખોળી કાઢવું જોઇએ અને તેને માટે ઇલાજ થઇ શકતા હોય તે કરવા એટલે વેપાર તેજી પકડ્યા વગર રહેશે નહિ. કદી ઇલાજ ન થઈ શકે એમ હોય તો તે વેપાર છોડી દઈ કોઇ બીજો કરવો જોઇએ, પણ આપણા લોકો એ એમાંથી કાંઇ કરતા નથી તેથી તેમને દુઃખ વેઠવું પડે છે. કારણ ખોળી કાઢવાં, નવી યુક્તિઓ શોધી કાઢવી, વેપાર મ સુધારો કરવો, કે એક જાતના વેપારમાં તાલ ન પડે એમ જ હોય તો બીજો લાભકારક વેપાર ખોળી કાઢવો એમાંજ વિદ્યાનું કામ છે.

વેપાર બદલવો એ આપણા દેશમાં દુર્દૈવે કરીને વિકટ કામ થઇ પડ્યું છે, પરંતુ હાલમાં લોકો કંઇ કંઇ કરી શકે છે. ફેર છેક નીચી જાતના જે ધંધા ગણાતા હોય તે ઉંચ વર્ણથી થઇ શકતા નથી પરંતુ બીજી જાતના કે થોડા ઉતરતા ધંધા કોઇ લેઇ બેસે તો તેને હાલમાં ઝાઝી પંચાત પડતી નથી. વળી આપણા લોકને એવી ટેવ પડી ગઇ છે કે જે રસ્તે બાપદાદા ચાલતા આવ્યા તે જ રસ્તે જવાનું વધારે ગમે. નવો રસ્તો ખોળવાની તસ્દી તેમને લેવી ગમતી નથી, પણ એવી ફાયદાકારક તસ્દી લેવાનું કામ ભણેલાએ ધીમે ધીમે કરવું જોઇએ. પૈસા વેચી ખાનાર પારેખ કોથળી લઇ બજારમાં બેસે ને આઠે દહાડે બે આના પણ મહામુશીબતથી મેળવી ન શકે એમ હોય તો પણ તે કંઇ સારી કમાણીનું કામ લઇ બેસવાની દરકાર ન કરે એ કેવું દુઃખદાયક કહેવાય ? પૈસાનો વટાવ એવી જાતનો થઇ ગયો હોય કે આખો દહાડો કોથળી લઇને બેસી રહે તોય બે રોટિયાં પણ મળે એમ ન હોય તો પણ ' આપણે પારેખ પડ્યા, નાણાની કોથળી ખભે મૂકી બહાર બજારમાં જનારા ઉજળીઆટ ધંધો કરનારા તે આપણાથી બીજો કિસબ કેમ થાય.?' તેના મનમાં બીજા બધા કિસબ નીચા જ હોય એમ લાગે છે. મજુરની પેઠે ત્રાંબાના પૈસાનો ખભે ભાર વેઠવો, પૈસાની આપલે-કરી હાથ કાળા કરવા, ને આખે દહાડે એક આનો પણ વખતે ન મળે તે ધંધો સારો શી રીતે ગણાય ? તેને

ઉત્તમ ધંધો ગણી પકડી રહેવામાં ચૂક છે.

વેપાર મંદ પડવાનું મોટું કારણ પરદેશી માલ છે. પરદેશી માલ દેખાવડો ને સસ્તો આવે છે એટલે સૌ કોઇ તે લેવા પસંદ કરે છે. પરદેશી માલની બહુ ખપત થવાથી તેવો માલ આ દેશમાં બનવાનું બંધ પડતું જાય છે એટલે તે બનાવનારા કારીગરો અને તેવડે વેપાર કરનારા વેપારીઓ રોજગાર વગરના થતા જાય છે. આવે સમયે કેમ કરવું તે વિદ્યાવડે જ ખોળી શકાય છે.

પરદેશી માલના મોટા આગળ આપણો માલ પોષાતો નથી તેનું કારણ એ છે કે તે દેખાવડો, સસ્તો અને અવનવો હોય છે. એ ત્રણ વાતો જો આપણે અહિં થતા માલમાં આવી શકે તો તે પોષાય. ભણેલાઓ આમાંની કોઇ પણ એક વાત સિદ્ધ કરવા લક્ષમાં લે ને તેમાં તે ફતેહ પામે તો જરૂર કમાણી થાય.

માલ દેખાવડો કરવામાં વધારે ખર્ચ પડે છે તેમ નથી. વખતે ઓછે ખર્ચે પણ દેખાવડો થઈ શકે. વધારે વિચારની ને વધારે સફાઇની તેમાં જરૂર છે. કેટલીક વાર તો અવનવું હોય છે તેને લોક દેખાવડું ગણી લેછે. જે કાંઇ અવનવું હોય તે જાતે ખરેખર દેખાવડું ન હોય તો પણ પ્રથમ આપણને તે પ્યારૂં લાગે છે, માટે આવા જનસ્વભાવ ઉપર લક્ષ આપીને બનાવટો કરવામાં હોશિયારી જોઇએ, અને તેવી હોશિયારી ભણવાથી વિશેષ આવી શકે છે. આપણા પીતળના ખડિયા બરાબર કામમાં આવે એવા અને ટકાઉ હોય છે. તેમાં કારીગરી પણ ઓછી નથી હોતી. તેમ છતાં વિલાયતી પીતળના

મુકી જોઇએ એમ પણ નથી. આવો ધંધો ગેરઆબરૂભરેલો પણ કહી ન શકાય. એ જ રીતે વિલાયતી જેવી દીવીઓ, ચમચા, રકાબીઓ, વગેરે બનાવાય તો નવી તરેહનો દેશમાં વેપાર જાગે ને લાભ થાય. આ કામ સોની, કંસારા, લુહાર, વગેરે કારીગરોના ભણેલા છોકરા લઇ બેસે તો તેમની લોકો કેમ નિંદા કરે તે સમજાતું નથી. સોની લોકો નવાં નવાં ઘરેણાં વખતોવખત બનાવીને બાઇડીઓને મોહ લગાડે છે તેથી બીજા બધા કારીગરો કરતાં તેઓ સારી હાલતમાં રહ્યા છે. એજ ઉપાય બધી જાતના કિસબમાં લેવો જોઇએ. તમે જુઓ કે વિલાયતથી એક વખત એક જાતના સાળુ કે ગવન ને ધોતીયાં આવ્યાં તે બીજી વાર ભાગ્યે જ આવે છે. તેમાં થોડો ઘણો ફેર થઇ બીજી વખત બીજા જ ઘાટનાં આવે છે, એટલે લોકોને તે લેવાનું મન થાય છે.

માલને સસ્તો પાડવા માટે પણ કેટલીક યુક્તિઓ થઇ શકે છે આપણા દેશમાં કેટલીક ચીજો ઇશ્વરકૃપાથી એવી જથાબંધ ઉત્પન્ન થાય છે કે તે સોંઘી ને સફરી મળી શકે છે. એ ચીજો વિલાયતમાં જાય છે ને તેના ઘાટ બની પાછા આવે છે. એવા ઘાટ અહિં બની શકે એમ છે, માટે તે બનાવવામાં રખડતા તે નજીવી નોકરી કરતા વિદ્યાર્થીઓ કામે લાગે તો તેમને જરૂર ફાયદો થાય. હું તમને થોડા દાખલા આપું એટલે તે ઉપરથી વિચાર કરશો તો તમને પુષ્કળ કામ જડી આવશે. અહિં અજમો પુષ્કળ પાકે છે. અજમો વિલાયત જાય ત્યાં તેનો અર્ક કહાડે ને તે અહિં આપણે પાંચ સાત આને તોલો લઇએ. એવો અર્ક અહિં સહજ કાઢી શકાય એમ છે અને તે વિલાયતના કરતાં અહિં કાઢે તો સસ્તો પડે એમાં પણ શક નથી. અત્તર ખેંચવાનું કામ આપણા લોકો જાણે છે. જે યંત્રથી અત્તર ખેંચાય તે યંત્રથી અર્ક તો જલદી ખેંચાય. મોટાં યંત્ર કરે તો જથાબંધ અર્ક નીકળે ને તે સસ્તો પડે. અર્ક કાઢવાનું કામ બ્રાહ્મણ વાણિયાના છોકરા લઇ બેસે તો તેને શી નાનમ લાગે તે કહો. એમાં બહુ પૈસાનું કામ પણ નથી. પણ તમે કહેશો કે અમને અર્ક ખેંચતાં કેમ આવડે ? અમે એવું કાંઇ ભણ્યા નથી. ભણ્યા નહિ તો કાંઇ હરકત નથી;

ઉત્તમ ધંધો ગણી પકડી રહેવામાં ચૂક છે.

વેપાર મંદ પડવાનું મોટું કારણ પરદેશી માલ છે. પરદેશી માલ દેખાવડો ને સસ્તો આવે છે એટલે સૌ કોઇ તે લેવા પસંદ કરે છે. પરદેશી માલની બહુ ખપત થવાથી તેવો માલ આ દેશમાં બનવાનું બંધ પડતું જાય છે એટલે તે બનાવનારા કારીગરો અને તેવડે વેપાર કરનારા વેપારીઓ રોજગાર વગરના થતા જાય છે. આવે સમયે કેમ કરવું તે વિદ્યાવડે જ ખોળી શકાય છે.

પરદેશી માલના મોઢા આગળ આપણો માલ પોષાતો નથી તેનું કારણ એ છે કે તે દેખાવડો, સસ્તો અને અવનવો હોય છે. એ ત્રણ વાતો જો આપણે અહિં થતા માલમાં આવી શકે તો તે પોષાય. ભણેલાઓ આમાંની કોઇ પણ એક વાત સિદ્ધ કરવા લક્ષમાં લે ને તેમાં તે ફતેહ પામે તો જરૂર કમાણી થાય.

માલ દેખાવડો કરવામાં વધારે ખર્ચ પડે છે તેમ નથી. વખતે ઓછે ખર્ચે પણ દેખાવડો થઈ શકે. વધારે વિચારની ને વધારે સફાઇની તેમાં જરૂર છે. કેટલીક વાર તો અવનવું હોય છે તેને લોક દેખાવડું ગણી લેછે. જે કાંઇ અવનવું હોય તે જાતે ખરેખરૂં દેખાવડું ન હોય તો પણ પ્રથમ આપણને તે પ્યારૂં લાગે છે, માટે આવા જનસ્વભાવ ઉપર લક્ષ આપીને બનાવટો કરવામાં હોશિયારી જોઇએ, અને તેવી હોશિયારી ભણવાથી વિશેષ આવી શકે છે. આપણા પીતળના ખડિયા બરાબર કામમાં આવે એવા અને ટકાઉ હોય છે; તેમાં કારીગરી પણ ઓછી નથી હોતી. તેમ છતાં વિલાયતી પીતળના ચોરસ ખડિયાને લોકો વધારે પસંદ કરે છે. તેઓ તેમને દેખાવડા માને છે. હવે જો કંસારા દેશી ધાતુના ખડિયા બનાવે છે તે સફાઇદાર પતરૂં લઇ વિલાયતી ચોરસ ખડિયા વધારે સહેલાઇથી બનાવી શકે છે, અને તે વિલાયતી કરતાં સસ્તા પણ વેચી શકે એમ છે. દેશી ખડિયાનો વેપાર જેને ત્યાં ન ચાલતો હોય તથા જેને બીજો કામધંધો ન સુઝતો હોય એવો કોઇ ભણેલો કંસારો આવી જાતનું કોઇ કામ લઇ બેસે, અથવા તો કોઇ ભણેલો વ્યાપારી બજારમાં પોષાય એવા નવીન અને ઉપયોગી પદાર્થો સારા કારીગરો પાસે તૈયાર કરાવી વેચે તો તેને કેમ કમાણી ન થાય વારૂ ! એમાં કોઇ મોટી

સુડી જોઇએ એમ પણ નથી. આવો ધંધો ગેરઆબરૂભરેલો પણ કદી ન શકાય. એ જ રીતે વિલાયતી જેવી દીવીઓ, ચમચા, રકાબીઓ, વગેરે બનાવાય તો નવી તરેહનો દેશમાં વેપાર જાગે ને લાભ થાય. આ કામ સોની, કંસારા, લુહાર, વગેરે કારીગરોના ભણેલા છોકરા લઇ બેસે તો તેમની લોકો કેમ નિંદા કરે તે સમજાતું નથી. સોની લોકો નવાં નવાં ઘરેણાં વખતોવખત બનાવીને બાઇડીઓને મોહ લગાડે છે તેથી બીજા બધા કારીગરો કરતાં તેઓ સારી હાલતમાં રહ્યા છે. એજ ઉપાય બધી જાતના કિસબમાં લેવો જોઇએ. તમે જુઓ કે વિલાયતથી એક વખત એક જાતના સાળુ કે ગવન ને ધોતીયાં આવ્યાં તે બીજી વાર ભાગ્યે જ આવે છે. તેમાં થોડો ઘણો ફેર થઇ બીજી વખત બીજા જ ઘાટનાં આવે છે, એટલે લોકોને તે લેવાનું મન થાય છે.

માલને સસ્તો પાડવા માટે પણ કેટલીક યુક્તિઓ થઇ શકે છે. આપણા દેશમાં કેટલીક ચીજો ઈશ્વરકૃપાથી એવી જથાબંધ ઉત્પન્ન થાય છે કે તે સોંઘી ને સસ્તી મળી શકે છે. એ ચીજો વિલાયતમા જાય છે ને તેના ઘાટ બની પાછા આવે છે. એવા ઘાટ અહિં બની શકે એમ છે, માટે તે બનાવવામાં રખડતા ને નજીવી નોકરી કરતા વિદ્યાર્થીઓ કામે લાગે તો તેમને જરૂર ફાયદો થાય. હું તમને થોડા દાખલા આપું એટલે તે ઉપરથી વિચાર કરશો તો તમને પુષ્કળ કામ જડી આવશે. અહિં અજમો પુષ્કળ પાકે છે. અજમો વિલાયત જાય ત્યાં તેનો અર્ક કહાડે ને તે અહિં આપણે પાંચ સાત આને તોલો લઇએ. એવો અર્ક અહિં સહજ કાઢી શકાય એમ છે અને તે વિલાયતના કરતાં અહિં કાઢે તો સસ્તો પડે એમાં પણ શક નથી. અત્તર ખેંચવાનું કામ આપણા લોકો જાણે છે. જે યંત્રથી અત્તર ખેંચાય તે યંત્રથી અર્ક તો જલદી ખેંચાય. મોટાં યંત્ર કરે તો જથાબંધ અર્ક નીકળે ને તે સસ્તો પડે. અર્ક કાઢવાનું કામ બ્રાહ્મણ વાણિયાના છોકરા લઇ બેસે તો તેને શી નાનમ લાગે તે કહો. એમાં બહુ પૈસાનું કામ પણ નથી. પણ તમે કહેશો કે અમને અર્ક ખેંચતાં કેમ આવડે ? અમે એવું કાંઇ ભણ્યા નથી. ભણ્યા નહિ તો કાંઇ હરકત નથી;

વેલા ઉપરચોટિયા, પોપટિયા જ્ઞાનને પોતાની કુલ પુંજી માની બેસવું નહિ.

૧૦ એક માણસે એક ધંધો પકડયો હોય, તેમાં તેને લાભ મળેલો જોઇ બધાએ સામટા પતંગિયાં પેઠે ચાહોમ કરી તેમાં પડવું નહિ, પરંતુ ઇશ્વરે આપણને જે બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ નવીન લાભકર ઉદ્યોગ ખોળી કાઢવામાં કરવો. ધંધાઓની ખોટ નથી; ખરા ભણેલા, ખંતીલા, ઉત્સાહી નરોની ખોટ છે.

૧૧ કોઇ પણ પ્રમાણિક ધંધો કરવામાં નાનમ નથી.

રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા,
વડોદરા રાજ્યના માજી ડિરેક્ટર.








## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

( નામના પહેલા અક્ષરના ક્રમ પ્રમાણે, * એ નિશાની બીજી વર્ગ સૂચવે છે )

રાવબહાદુર અનુપચંદ મોદી.
રા. રા. આનંદરાવ ખંડેરાવ.
રાવસાહેબ અમૃતલાલ દામોદર.
રા. ઉત્તમરામ કેશવલાલ, LL. B.
રા. ઉમિયાશંકર બિહારીલાલ.
રા. ઉમેદરામ લલ્લુભાઇ દેશાઇ, M. D., B. S.
રા. કાળીશંકર ધનેશ્વર.
રાવસાહેબ કેશવ હર્ષદ ધ્રુવ, B. A.
રા. ગંગાદાસ હરજીવનદાસ.
રા. ગિરધરલાલ હેમચંદ.
રા. ચંદુલાલ માધવલાલ.
રાવસાહેબ ચિમનરાવ મોતીભાઇ બક્ષી
રાવસાહેબ ચુનિલાલ દલપતરામ કવીશ્વર.
રા. ચુનિલાલ માણેકલાલ LL. B.
રા. ચુનિલાલ શિવલાલ.
રા. છગનલાલ ઘેલારામ.
રા. છોટાલાલ મથુરાદાસ છત્રપતિ, LL. B.
રાવસાહેબ જમનાદાસ ગંગારામ, B. A.
રાવસાહેબ જમિયતરામ ગૌરીશંકર.
રા. જમિયતરામ નાનાભાઇ હરિદાસ, LL. B., Advocate.
રા. જીવનલાલ મગનલાલ.
રા. જુગલભાઈ ગોવિંદભાઇ, B. A.
રા. જેશંકર જેઠારામ વ્યાસ.
રા. જેઠરરાય કપિલરાય.
રા. દયાળજી રામજી.
રાવસાહેબ ધીરજરામ પ્રાણશંકર.
રા. પ્રીતમલાલ ધીરજલાલ.
રા. બાબારાવ ભાઉસાહેબ મજમુદાર.
રા. ભગવાનજી ગાંડાભાઇ.
રાવસાહેબ ભગવાનજી હરિચંદ.
રા. ભવાનીશંકર મહાશંકર.
* રા. ભાઇલાલ કેશવલાલ ભટ્ટ.
રા. ભીમભાઇ હીંમતરામ.
* રા. મગનલાલ ઉમેદરામ.
* રા. મગનલાલ નાથજી.
રા. મણિલાલ મગુભાઈ, LL. B.
રા. મણિલાલ મગનલાલ.
રા. મણિલાલ મહેશ્વર.
રા. મણિલાલ રણછોડજી.
શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ.
રાવસાહેબ માણેકભાઇ જશભાઇ.
રા. માણેકલાલ ભાઇશંકર દવે ।
રા. માર્કંડ નંદશંકર, LL. B.
રા. મીઠાભાઈ ઝવેરભાઇ.
રાવબહાદુર મુકુંદરાય મણિરાય.

હવે ભણુવા માંડો.

જંગલમાં પુષ્કળ જાતનાં લાકડાં થાય છે, તેમાંથી કેટલીક જાતનાં લાકડાંની હાથમાં ઝાલવાની શોભીતી લાકડીઓ, આંકણીયો, રેતદાનિયાં, દાબડીઓ, બટન, વગેરે બની શકે. પ્રથમ અજમાશ કરવામાં કાંઇ બહુ પૈસા જોઇશું નહિ. ફક્ત મહેનત , ધીરજ ને મંડ્યા રહેવાની પ્રથમ જરૂર છે કામ સિદ્ધ થયા પછી થોડા પૈસામા એવી જાતનો વેપાર ચાલી શકે ને કમાઈ થાય. આવાં આવાં કામ કરનારની કોણ નિંદા કરશે ને તેમને કોણ નાત બહાર મૂકશે વારૂ? કદી કોઇ અણસમજ્યુ નિંદા કરે તો તેથી ડરીને દુઃખી થવું એ બરાબર નથી. આપણે અહિં સ્ત્રીઓ પહેલાના જેવું કામ કરતી નથી. પહેલાં દીવેલ તેલ વગેરેનું ખર્ચ સ્ત્રીઓ રેંટીયા પુણીમાંથી કાઢતી. રેંટીયા કાંતવાનું કામ પડી ભાગ્યું એટલે બૈરાને તડાકા મારવાનું જાગ્યું. પરંતુ તેમને માટે કાંઇ નવા ઉદ્યમ ખોળી કાઢવા જોઇએ. તેમને ઉપયોગી શીવતાં ભરતાં શિખવ્યું હોય તો તેથી લાભ થાય. દોરાનાં બટન તેઓ કરે તો તેમાંથી સહજ કમાઇ થાય. બીજાં પણ અનેક ઘેર બેઠાં બેઠાં કામ થઇ શકે એવાં છે તે હલકા નોકરો ઘેર કરી શકે અને તેમાં ઘરનાં બૈરાં છોકરાં પણ મદદમાં આવી શકે.

સંચાવડે કામ જલદી થાય છે અને તેથી તે સસ્તું પડે છે. મોટા સંચા લાવવાનું ગરીબ લોકોથી બને નહિ પણ કેટલાક હાથે ચલાવવાના નાના સંચા થાય છે તે થોડા રૂપિઆમાં મળે, કે અહિં તૈયાર કરી શકાય અને સાધારણ અક્કલથી ચલાવી શકાય. મોજાં વણવાનો હાથસંચો અમદાવાદ ને બીજામાં છે તેવા મગાવી કે બનાવી કામ કરે તો લાભ થાય. વધારે કામ થાય એવી સાલો મળે છે. લાકડાં, શિંગડાં, વગેરેનાં બટન કરવાનાં, ફીત બનાવવાના, તાર ચપડવાના, કપડાં ધોવાના, કોતરણ કામ કરવાના, પરબીડાં બનાવવાના, દોરા થરડવાના, બ્રશ બનાવવાના, કઠણ વસ્તુઓ દળવાના, પંચ કરવાના, સ્ટીલપેન બનાવવાના,* અર્કો કાઢવાના વગેરે અનેક તરેહના સંચા થોડી મુડીમાં આવી

* શ્રીમંત ગાયકવાડ સરકારે સ્થાપેલા કલાભવનમાં બ્રશ તથા સ્ટીલપેન બનાવવાનો હાલ જે પ્રયાસ ચાલે છે તે બહુ સ્તુત્ય છે.

શકે એમ છે અને તે વડે કામ કરાય તો દેશમાં ઉદ્યોગ વધે અને સારો લાભ પણ થાય. આવી જાતનું કામ કરવામાં કોઇ નિંદા કરે નહિ. એવું કામ કાંઇ હલકું પણ ગણાય નહિ.

છેવટે મારે તમને કહેવાનું એટલું જ છે કે ઉપર કહેલી સઘળી વાતો વાંચીને ખૂબ વિચાર કરો. કેટલાએક બોલ તમને કડવા તો લાગશે, પણ તે રોગ-સમયે ઓસડ સમાન છે એમ માનજો, અને નીચેના સિદ્ધાંતો કાળજામાં કોતરી રાખજોઃ—

૧ આપણે ભણી ઉતર્યા એમ કદી માનવું નહિ.
૨ આખી જીંદગી વિદ્યાર્થી અવસ્થામાં ગાળવી.
૩ ભણેલું ભૂલવું નહિ, ને નવું નવું ઉપયોગી શિખ્યા કરવું.
૪ સંસારનું અનુભવસહિત જ્ઞાન મેળવી 'ભણ્યા પણ ગણ્યા નહિ' એ દોષ ટાળવો.
૫ ભણવું નોકરીને જ માટે છે એમ નથી.
૬ નવા નવા લાભદાયક હુન્નરો શિખવા અને દેશની સમૃદ્ધિ વધારવી.
૭ આવશ્યક, ઉપયોગી, નવીન અને મોહક બનાવટોમાટે જોઇતી કુદરતી વસ્તુઓ પરમેશ્વરે આપણા દેશમાં પુષ્કળ જથામાં પેદા કરી છે.
૮ વિદ્યા પ્રાપ્ત કરી પોતાના તથા પોતાના કુટુંબના નિર્વાહ જેટલું દ્રવ્ય મેળવવું એનું નામ જ ભણવું નથી, પરંતુ તે સાથે લોકહિતકર કામો કરવાં અથવા તે સંબંધી વિચાર તથા પ્રયાસ કર્યાં કરવા.
૯ કૂવામાં રહેલો દેડકો કૂવાને આખું જગત્ માને છે, તેમ પાઠશાળામાં પરીક્ષાઓ પસાર કરવાના મુખ્ય હેતુથી મેળ-

વેલા ઉપરચોટિયા, પોપટિયા જ્ઞાનને પોતાની કુલ પુંજી માની બેસવું નહિ.

૧૦ એક માણસે એક ધંધો પકડ્યો હોય, તેમાં તેને લાભ મળેલો જોઇ બધાએ સામટા પતંગિયાં પેઠે યાહોમ કરી તેમાં પડવું નહિ, પરંતુ ઇશ્વરે આપણને જે બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ નવીન લાભકર ઉદ્યોગ ખોળી કાઢવામાં કરવો. ધંધાઓની ખોટ નથી; ખરા ભણેલા, ખંતીલા, ઉત્સાહી નરોની ખોટ છે.

૧૧ કોઇ પણ પ્રમાણિક ધંધો કરવામાં નાનમ નથી.

રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા,
વડોદરા રાજ્યના માજી ડિરેક્ટર.

## લવાજમ મોકલનાર સદ્‌ગૃહસ્થોની નામાવલિ.

( નામના પહેલા અક્ષરના ક્રમ પ્રમાણે, * એ નિશાની બીજો વર્ગ સૂચવે છે )

રાવબહાદુર અનુપચંદ મોદી.
રા. રા. અનંદરાવ ખંડેરાવ.
રાવસાહેબ અમૃતલાલ દામોદર.
રા. ઉત્તમરામ કેશવલાલ, LL. B.
રા. ઉમિયાશંકર બિહારીલાલ.
રા. ઉમેદરામ લલ્લુભાઇ દેશાઇ, M. D., B. S.
રા. કાળીશંકર ધનેશ્વર.
રાવસાહેબ કેશવ હર્ષદ ધ્રુવ, B. A.
રા. ગંગાદાસ હરજીવનદાસ.
રા. ગિરધરલાલ હેમચંદ.
રા. ચંદુલાલ માધવલાલ.
રાવસાહેબ ચિમનરાય મોતીભાઇ બક્ષી
રાવસાહેબ ચુનિલાલ દલપતરામ કવીશ્વર.
રા. ચુનિલાલ માણેકલાલ LL. B.
રા. ચુનિલાલ શિવલાલ.
રા. છગનલાલ ઘેલારામ,
રા. છોટાલાલ મથુરાદાસ છત્રપતિ, LL. B.
રાવસાહેબ જમનાદાસ ગંગારામ, B. A.
રાવસાહેબ જમિયતરામ ગૌરીશંકર.
રા. જમિયતરામ નાનાભાઇ હરિદાસ, LL. B., Advocate.
રા. જીવનલાલ મગનલાલ.
રા. જુગલભાઇ ગોવિંદભાઇ, B. A.
રા. જેશંકર જેઠારામ વ્યાસ.
રા. જેહરરાય કપિલરાય.
રા. દયાળજી રામજી.
રાવસાહેબ ધીરજરામ પ્રાણશંકર.
રા. પ્રીતમલાલ ધીરજલાલ.
રા. બાબારાવ ભાઉસાહેબ મજમુદાર.
રા. ભગવાનજી ગાંડાભાઇ.
રાવસાહેબ ભગવાનજી હરિનંદ.
રા. ભવાનીશંકર મહાશંકર.
* રા. ભાઇલાલ કેશવલાલ ભટ્ટ.
રા. ભીમભાઇ હીંમતરામ.
* રા. મગનલાલ ઉમેદરામ.
* રા. મગનલાલ નાયજી.
રા. મણિલાલ ભગુભાઈ. LL B.
રા. મણિલાલ મગનલાલ.
રા. મણિલાલ મહેશ્વર.
રા. મણિલાલ રણછોડજી.
શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ.
રાવસાહેબ માણેકભાઇ જશભાઇ.
રા. માણેકલાલ ભાઇશંકર દવે !
રા. માર્કંડ નદશંકર, LL. B.
રા. મીઠાભાઇ ઝવેરભાઇ.
રાવબહાદુર મુકુંદરાય મણિરાય.

રા. મૂળશંકર અમથારામ.
રાવસાહેબ મૂળશંકર દયારામ દવે.
રા. મોતીલાલ માણેકલાલ.
રાવસાહેબ મોતીશંકર લાલશંકર.
રા. મોરારજી આનંદજી, LL. B.
* રા. મોહનલાલ ઉમિયાશંકર.
રા. રંગીલદાસ જગન્નાથ.
રાવસાહેબ રણછોડદાસ નરોતમદાસ.
રા. રણછોડજી નાગરજી.
રા. રણછોડદાસ નારણદાસ, M. A.
રા. રણછોડભાઈ પુરૂષોત્તમ.
રા. રણછોડલાલ ભોગીલાલ.
રા. રામચંદ્ર ગણેશ ગુપ્તે.
રાવસાહેબ રામચંદ્ર નારાયણ આંબે-
ગાવકર.
રા. રામરાવ નારાયણ,
રા. રામસંગ હરિભાઇ.
રા. રેવાશંકર નરસિંહલાલ.
Mr. L. K. Jhaveri.
રા. લલ્લુભાઇ આશારામ,
M. A. LL. B.
રા. લલ્લુભાઇ કુંવરજી.
રાવબહાદુર લલ્લુભાઇ દલપતરામ
કવીશ્વર.
રા. વનમાળીદાસ નાગરદાસ.
* રા. વસનજી દયાળજી.

રાવસાહેબ વાઘજીભાઇ દેસાઇભાઇ.
B. A.
રા. વાઘજીભાઈ ત્રિકમભાઇ.
રા. વાડીલાલ લલ્લુરામ.
ધિ ઓનરબલ શેઠ શ્રી વિજભુખ-
ણદાસ આત્મારામ.
રા. વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ.
રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ.
રાવસાહેબ વિઠ્ઠલદાસ ધનજીભાઇ.
રા. વિદ્યાશંકર કરૂણાશંકર.
રા. વિનોદરાય જેસુખરાય LL. B.
* રા. વ્રજલાલ શિવલાલ.
રા. શંકરલાલ તાપીદાસ.
રા. શાવકશા રૂસ્તમજી.
રા. સોમચંદ હાથીચંદ.
વકીલ હરકીસનદાસ જગજીવનદાસ.
રા. હરજીવન પાચચંદ શાહ.
રા. હરિકૃષ્ણ ફોરચંદ.
રા. હરિલાલ કેશવલાલ.
રા. હરિલાલ નાનાભાઇ.
રા. હરિલાલ મોહનલાલ વકીલ.
રાવસાહેબ હરિશંકર કૃપાશંકર.
રાવસાહેબ હરિસુખરામ માણેકરામ.
રા. હાથીરામ કાનજી.
રા. હીંમતરામ દામોદર.
રા. હીરાલાલ રણછોડદાસ.

धर्म नीति | # लोकप्रिय लेखमाला. | विद्या कला

માસિક

વર્ષ ૧ | # धर्म | અંક ૫.

સં. ૧૯૫૭ ફાલ્ગુન વદિ ૧૪. | (સ. ૧૯૦૧ માર્ચ.)


પ્રસિદ્ધ કરનાર
**श्रेयःसाधक अधिकारिवर्ग.**

લેખના વ્યવસ્થાપકો:—

**છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.**

**કૈલાસકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.**

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

**આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.**

વાર્ષિક લવાજમ–પ્રથમ વર્ગ રૂ ૧–૦–૦ પોસ્ટેજ સાથે, અગાઉથીજ. આ વર્ગને વર્ષ આખરે પુસ્તક વગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦–૧૨–૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીમત રૂ. ૦–૦–૫

વડોદરા.

**ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.**


ઉદ્યોગ સંસાર | **किं किं न साधयति कल्पलतेव विद्या ।** | વાર્તા કથા, ૯૦

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

# ધર્મ.



**ધર્મ** શબ્દ એક કરતાં વધારે અર્થમાં વપરાય છે. 'માબાપની આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે'; 'સંન્યાસીના ધર્મ બહુ કઠિન છે;' 'અમે વેદધર્મને માનીએ છીએ;' 'પ્રકાશ અને ઉષ્ણતા એ અગ્નિના ધર્મ છે'—એ આદિ વાક્યોમાં **ધર્મ** શબ્દ એક જ અર્થમાં વપરાયો નથી હરતાં ફરતાં દેવધર્મના સમ ખાવામાં તો આચકો આવતો જ નથી. અર્થાત્ હાલના વખતમાં જેમ દીવાસળી અને સોયદોરા સોંઘા થઇ ગયા છે તેમ **ધર્મ** શબ્દ પણ સોંઘો થઇ ગયો છે. એ તો ખુલ્લું છે કે દુનિયાનો મોટો ભાગ અજ્ઞાન લોકોનો છે, અને સમજીને વિચાર કરીને શબ્દનો ઉપયોગ કરનારા થોડા હોય છે. તેથી જેમને અજ્ઞાન લોકોના મોટા ભાગમાથી નીકળીને જ્ઞાનવાન્‌ના નાના ભાગમાં ભળવાની ઇચ્છા હોય તેમણે આ આખી ભાષામાં સર્વથી વધારે ઉપયોગી શબ્દના વિવિધ અર્થ લક્ષમાં રાખવા યોગ્ય છે.

૧. **ધર્મ**=ગુણ અથવા સ્વભાવ. ઉદાહરણઃ—પ્રસરવું અને વહેવું એ પાણીનો ધર્મ છે; પોતાની મેળે હાલવું ચાલવું નહિ એ જડ પદાર્થનો ધર્મ છે; આદાના રસમાં શરીરમાં ગરમાટો ઉત્પન્ન કરવાનો ધર્મ છે; માને છોકરા માટે શોક થાય એ જીવનો ધર્મ છે; ક્ષમા કરવી એ મહાત્માનો ધર્મ છે; ભૂખતરસ એ દેહના ધર્મ છે. આ સર્વ પ્રસંગે ધર્મ શબ્દ ગુણ, સ્વભાવ અથવા સ્વાભાવિક લક્ષણના અર્થમાં વપરાયો છે.

૨. **ધર્મ**=દાન; સખાવત; દયાથી અથવા મોટાઇના ડોળમાં આબરૂ ગવડાવવાના હેતુથી, અથવા પુણ્યસંચય કરવાના હેતુથી જે આપવામાં આવે છે તે આપવાની ક્રિયા. ઉદાહરણઃ—એની પાછળ ઘણો ધર્મ થયો,- એટલે

ઘણા રૂપીઆ, અથવા ઘણું અનાજ, અથવા વસ્ત્ર વગેરે દાન પુણ્યમાં અપાયાં; ધર્મની ગાયના દાંત જોવા નહિ; ધર્મના દાણા એટલે નિરાશ્રિત લોકોને જીવનના આધાર તરીકે જે દાણો ઉદાર ગૃહસ્થો આપે છે તે.

૩. **ધર્મ**=ન્યાય, નીતિ. અધર્મ=અન્યાય. ઉદાહરણઃ—આ કામમાં રાજાએ બહુ અધર્મ કર્યો છે એટલે અન્યાય કર્યો છે; અધર્મથી ચાલે છે એટલે અનીતિથી ચાલે છે, ધર્મનો કાંટો એટલે જે કાંટે કોઇનો પક્ષપાત કર્યા વિના અથવા કોઇ લાલચ રાખ્યા વિના સોનારૂપાના દાગીના બરાબર તોળીને તે તોલની ચીઠ્ઠી કરી આપવામાં આવે છે તે; ધર્માધ્યક્ષ=ન્યાયાધીશ અથવા જજ્જ; ધર્મશાસ્ત્ર એટલે કાયદા એવો પણ અર્થ થાય છે. સહજ સહજ ફેર સાથે **ધર્મ** શબ્દના ચાર અર્થ આ ભાગમાં થઈ શકે એમ છેઃ—( ૧ ) ન્યાય. ( ૨ ) નીતિ. ( ૩ ) પુણ્ય. ( ૪ ) પવિત્રતા અધર્મી=પાપી તેમ જ અપવિત્ર. આ પુરુષ બહુ ધર્માત્મા છે; આ સ્ત્રી ધર્માત્મા છે એટલે તેઓ પવિત્ર છે.

૪. **ધર્મ**=અવશ્ય કર્તવ્ય ક્રિયા, ફરજ (Duty). આ અર્થમાં આ શબ્દ દુનિયાના બહુ મોટા ભાગમાં વપરાય છે. ઉદાહરણઃ—માબાપની આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે; લોકોની ફરજ છે કે પોલીસને ગુન્હો પકડવામાં મદદ કરવી; ભૂખે મરતાઓને અન્ન આપવું એ પૈસાવાળાઓની ફરજ છે.

આ અવશ્ય કર્તવ્યરૂપ ધર્મ સંસારમાં વિવિધ સંબંધોને લઇને હોય છે; જેમકેઃ—

**કુટુંબમાં**, પિતાનો પુત્રપ્રતિધર્મ અને પુત્રનો માતાપિતાપ્રતિ ધર્મ.

**શાળામાં**, ગુરુનો શિષ્યપ્રતિ ધર્મ, ગુરુનો લોકોપ્રતિ ધર્મ, શિષ્યોનો ગુરુઓપ્રતિ ધર્મ.

**ધંધામાં**, એક વ્યાપારીનો બીજા વ્યાપારીપ્રતિ, અને એક વકીલ અથવા ડૉક્ટરનો બીજા દરેક વકીલ કે ડૉક્ટરપ્રતિ પરસ્પર ધર્મ.

**જ્ઞાતિમાં**, જ્ઞાતિજનમાં પરસ્પર અમુક રીતે મદદ આપવાનો અથવા વર્તવાનો ધર્મ.

આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું, વ્યભિચાર ન કરવો—આ પ્રકારના નિયમોમાં દેશપરત્વે થોડો ફેર પણ હશે. ખુલ્લી ન્યાયની કોર્ટમાં ગુન્હો સાબિત થયા વિના કોઇ પણ માણસને કેદ કરવો નહિ, અથવા કર ભરનારાઓની સંમતિ વિના લોકોના પૈસાનો ખર્ચ થઈ શકે નહિ—એ વગેરે સુધરેલા દેશના રાજાઓની જે ફરજ મનાયલી છે તે સર્વત્ર અમલમાં હોતી નથી.

તેમ જ આપણા દેશમાં સ્ત્રી પતિને વિષે જે પૂજ્યબુદ્ધિ રાખે છે તેટલી રાખવાને અન્ય સર્વ દેશોની સ્ત્રીની ફરજ મનાયલી નથી.

તેથી આપણે એમ કહી શકીશું કે સર્વ દેશમાં ધર્મ અથવા ફરજના અથવા અવશ્ય પાલન કરવા યોગ્ય નીતિનાં મૂલતત્ત્વો એક સરખાં સર્વમાન્ય હશે, અને તે મૂલતત્ત્વો ઉપરથી દેશકાલાનુસાર જે પ્રકારભેદ પડી ગયલા તે જુદા જુદા હશે.

તેથી નીતિશાસ્ત્રકારો સર્વ દેશના આ નિયમોનું અવલોકન કરીને, તેમાંના ભેદના અંશ ટાળી કાઢીને, સર્વમાં સામાન્ય અંશને શોધી કાઢે છે અને પછી તેમને નીતિના નિયમો તરીકે સ્થાપે છે તથા ગ્રંથોમાં પ્રસિદ્ધ કરે છે. એ પ્રમાણે બંધાયલાં નીતિશાસ્ત્ર પછી સર્વ સદ્‌વિચારવંતોને માન્યરૂપ અણાય છે, અને તે નિયમો પ્રમાણે વર્તન એ ધર્મ અથવા ફરજરૂપ ગણાય છે.

નાસ્તિક ગણાતા કેટલાએક લોકો એવા હોય છે કે તેઓ અમુક લોકપ્રસિદ્ધ હિંદુવગેરે ધર્મને માનતા નથી, પરંતુ આ ભાગમાં જણાવેલાં કેટલાંએક અવશ્ય કર્તવ્યને તેઓ માને છે. તેઓ આ અવશ્ય કર્તવ્યરૂપ ધર્મ અથવા ફરજને મુખ્ય ગણે છે. વળી ઘણા લોકો એવા પણ છે કે પોતાના દેશ, કુલમાં ચાલતા આવેલા ધર્મ ઉપર તેમને શ્રદ્ધા હોતી નથી તે છતાં રૂઢિને માન આપીને પોતાને તે ધર્મના કહેવરાવવા દે છે. એવા લોકો હિંદુ, ખ્રિસ્તિવગેરે ધર્મના કહેવાતા છતાં તે ધર્મને અંતરથી માનતા નથી અને તેથી તેને ગૌણ ગણે છે અને આ ફરજરૂપ ધર્મને પ્રધાન ગણે છે.

૫. **ધર્મ**=આપ્તવાક્યના અનુસરણરૂપ ક્રિયા. જે પુરુષો જ્ઞાનવંત વિદ્વાન, નીતિમંત, અનુભવી ગણાતા હોય. જેમનાવડે પ્રકટ થતા વિચારો

યથાર્થ જ છે એવો નિશ્ચય હોય, જેઓ નિષ્પક્ષપાત ગણાતા હોય, એટલે જેઓ કોઈ પણ કારણથી દોરાઈ જઈને અસત્ય ભાષણ કરે એમ ન હોય, અથવા અસત્ય વિચાર પ્રકટ કરે એમ ન હોય તેઓ આપ્ત કહેવાય છે. આપણી સ્મૃતિના રચનારા ઋષિઓને આપ્ત ગણવામાં આવે છે. તે સર્વને આજના વિચારના સર્વ પુરુષો આપ્ત તરીકે સ્વીકારતા નથી એ જુદી વાત છે. પરંતુ ઉપરનાં લક્ષણો જેમનામાં હોય તે આપ્ત ગણાય છે. તેવા આપ્ત પુરુષોએ બાંધેલા નિયમો તથા તે નિયમાનુસાર વર્તનરૂપ ક્રિયા એ પણ ધર્મ કહેવાય છે.

વર્તમાન કાળે કોઇ પણ પુરુષને સર્વ પ્રસંગે આપ્ત ગણવાનો રિવાજ જ નથી. પણ જે પુરુષના વિચાર જેટલે અંશે યોગ્ય જેને લાગે, તે પુરુષને તેટલે અંશે બીજા પુરુષો આપ્ત ગણે. જેથી એક જ પુરુષના વિચાર એક પ્રસંગે સ્વીકારાય અને બીજે પ્રસંગે ન સ્વીકારાય એવું આજે સર્વત્ર બને છે. કોઈ પણ પુરુષ સર્વજ્ઞ આપ્ત એટલે સર્વ બાબતોમાં આપ્ત મનાતો નથી. વળી વિશેષ વિચાર કરતાં એમ પણ જણાય છે કે પૂર્વે પણ કોઇ પણ કાળે કોઇ પણ એક પુરુષને અપવાદશિવાય સર્વ દેશની પ્રજાએ સર્વજ્ઞઆપ્ત તરીકે સ્વીકાર્યા હોય એમ બન્યું નહિ હોય અને ભાવીમાં પણ બનવાનો સંભવ જણાતો નથી. જેથી સર્વજ્ઞઆપ્તનો અર્થ એટલો જ લેવો પડશે કે જે પુરુષને જે જનસમૂહ તે પ્રમાણે સ્વીકારે તે સમૂહની દૃષ્ટિથી તે પુરુષ આપ્ત ગણાય. એ વિના બીજો માર્ગ નથી અને તેથી જે પુરુષને જે જનસમૂહ આપ્ત તરીકે સ્વીકારતા હોય તે પુરુષના વિચારો તથા નિયમો તે સમૂહને માટે ધર્મરૂપ ગણાય; અને આજે છે પણ તેમ. મનુયાજ્ઞવલ્કયનું ગૌરવ જેઓ સ્વીકારે છે તેમને માટે તેમનાં વચનો ધર્મરૂપ છે. બીજા ઈંગ્રેજઆદિ લોકો તથા આપણા હિંદુમાં પણ જેઓ તેમનું ગૌરવ સ્વીકારતા નથી તેમના વિચારથી મનુયાજ્ઞવલ્કયના નિયમો ધર્મરૂપ નથી. મુસલમાન લોકો એમના પેગંબરને આપ્ત તરીકે ગણીને તેમના સ્થાપેલા વર્તનના નિયમોને ધર્મરૂપ સમજે છે. ખ્રિસ્તી લોકો બાઇબલના શબ્દોને ધર્મરૂપ ગણે છે. એ ન્યાયથી આપણા આર્યધર્મના આસ્તિક ગણાતા લોકો શ્રુતિસ્મૃતિઆદિની રચનાઓને

આપ્ત તરીકે ગણીને તેમના નિયમોને ધર્મરૂપ ગણે છે. સ્મૃતિઓ જે બ્રાહ્મણ–ક્ષત્રિયના ધર્મો, તથા બ્રહ્મચારીગૃહસ્થના ધર્મો વર્ણે છે તે આ પ્રકારના છે. તે જ પ્રમાણે સ્ત્રીના ધર્મ, રાજાના ધર્મ, એ વગેરે અનેક પ્રકારના ધર્મ આ સ્મૃતિઓ વર્ણે છે.

સ્મૃતિઓ જોતાં તેમાં જેને આપણે હાલ કાયદા કહીએ છીએ તેવા કાયદા અથવા પૂર્વોક્ત ત્રીજા પ્રકારના ધર્મો તથા અવશ્યકર્તવ્યરૂપ ફરજો તથા નીતિશાસ્ત્રના નિયમો એટલે પૂર્વોક્ત ચોથા પ્રકારના ધર્મો પણ તેમાં વર્ણેલા હોય છે. અને વધારે જોતાં તો આ વિષયમાં વર્ણેલા સર્વ પ્રકારના ધર્મો પણ વર્ણેલા હોય છે. જેથી એક પક્ષથી જોતાં તો સ્મૃતિમાં વર્ણન કરેલા સર્વ પ્રકારના ધર્મોનો એક જ પ્રકારમાં અંતર્ભાવ થાય એમ છે. પરંતુ ત્યારે આપણે એમ સમજવું કે સ્મૃતિમાં જે અનેક પ્રકારના ધર્મ વર્ણ્યા છે તેના જ વિભાગ આપણે અત્ર સ્પષ્ટ કરીએ છીએ. તેના ચાર વિભાગ પ્રથમ વર્ણ્યા છે, પાંચમાનું વર્ણન ચાલે છે અને હવે પછી જે પ્રકાર રહે છે તે આગળ આવે છે. તો તેમાંના આ પાંચમા પ્રકારમાં સ્મૃતિઓ વર્ણાશ્રમધર્મો વર્ણે છે.

આ સ્મૃતિઓ તથા ધર્મશાસ્ત્રના ગ્રંથો ઘણા છે. તથા એક જ વિષય ઉપર ઘણે પ્રસંગે તેમનામાં પરસ્પર વિરોધ પણ ઘણા જોવામાં છે. આપણી સ્મૃતિઓના વિચાર કેટલેએક પ્રસંગે લોકો કબુલ રાખતા નથી તેનું એક મોટું કારણ આ વિરોધ પણ છે. વળી એ સ્મૃતિઓ જે દેશસ્થિતિ તથા કાલમાં રચાયલી છે તે સ્થિતિ તથા કાલમાં આજે મોટો અંતર થઇ ગયલો હોવાથી તે પ્રાચીન કાલના વિધિપ્રમાણે આજે વર્તન કરવું પણ લગભગ અશક્ય જેવું અથવા બહુ અગવડભરેલું થઇ પડવાથી પણ આજે એ સ્મૃતિઓનું જોઇએ તેવું અનુસરણ કરવામાં આવતું નથી. પ્રજાનું વર્તન રાજ્યકર્તૃવર્ગના વર્તનના પણ અનુકરણરૂપ હોય છે. તે વર્તન પણ આજે કેવલ જુદા જ પ્રકારનું હોવાથી પ્રજાની રીતભાતમાં બહુ મોટો ફેરફાર અવશ્ય પ્રાપ્ત થયો છે. આ આદિ કારણોને લીધે સ્મૃતિપ્રતિપાદિત ધર્મની સત્તા પ્રાચીનકાલના જેટલી આજે નથી. એ સત્તા વ્યવહારમાં એટલે ક્રિયામાં બહુ નથી, તોપણ હજુ માનવામાં

અને શ્રદ્ધામાં તે સત્તા ઘણી છે. સ્મૃતિઅનુસાર વર્તન કરવું એ ધર્મરૂપ છે એમ હજુ ઘણો ભાગ સમજે છે તથા તદનુસાર વર્તન ન થઇ શકે તો તે દોષરૂપ છે એમ પણ ઘણા સમજે છે. તોપણ આ સંબંધમાં જેટલી શ્રદ્ધા છે તે કરતાં યથાર્થ જ્ઞાન બહુ ઓછું છે અને અજ્ઞાનપણું વધારે છે. એમાં દોષ વર્તમાન કાલની પ્રજાના સ્વધર્મના અજ્ઞાનનો છે, પૂર્વ પુરુષોનો નથી.

સ્મૃતિ અને ધર્મશાસ્ત્રના ગ્રંથોનો દેશ, કાલ તથા રાજ્યસ્થિતિઅનુસાર વિવેક કરવો, એ આજના વખતના બુદ્ધિમંતોને માટે એક મોટું વિકટ કામ આવી પડેલું છે. તે ન થઈ શકવાથી જ આજે મોટે ભાગે અશ્રદ્ધા જેવું દેખાય છે. આ વિષય અધિક વિસ્તારથી ચર્ચવા યોગ્ય છે. પરંતુ એ વિવેક કયા ધોરણ પર આજે થઇ શકે એટલું માત્ર અત્ર જણાવવું બસ થશે. તે એ કે આજના વખતમાં જે વિદ્યાકલાઓ પ્રસિદ્ધ થઇ છે, જેમના સત્યત્વ વિષે બહુધા વિવાદનો અવકાશ ન હોય, તેમના જ્ઞાન ઉપરથી આ સમયમાં સુખપ્રાપ્તિ અને દુઃખનિવૃત્તિમાટે સ્મૃતિના જે જે નિયમો અવશ્ય પાલન કરવા યોગ્ય અને હિતકર જણાય તેઓનું પ્રથમ અનુસરણ કરવું, અર્થાત્ ધર્મશાસ્ત્રનાં જે જે વિધાનો પૂર્વોક્ત ચોથા પ્રકારના ધર્મ તરીકે પણ સિદ્ધ કરી શકાય એમ હોય તે વિધાનોનું તો અવશ્ય ફરજ તરીકે પાલન કરવું એ હિતકર છે.

હવે વિશેષમાં એટલું જ જણાવવું બસ થશે કે પૂર્વના શાસ્ત્રકારોએ આરોગ્યસંબંધમાં તથા અલૌકિક સુખસિદ્ધિસંબંધમાં જે જે વિધાનો કર્યાં છે તે સર્વ આજની વિદ્યાકલાથી પણ સાર્થક સિદ્ધ થઈ શકે એમ છે, અથવા કોઈ કોઈ માટે હજુ યોગ્ય પ્રમાણ મળવાં બાકી હશે તો આવતાં વીશ, પચીશ, પચાશ વર્ષમાં એ જ કાર્ય થવાનું છે એમ નક્કી સમજી લેવું. અર્થાત્ આપણા ધર્મશાસ્ત્રકારો એ સંબંધમાં ખોટા પડે એમ નથી. અને જે સાંસારિક નિયમો સ્થાપ્યા છે તે તો દેશકાલરૂઢિ ફરી જવાથી ફરી જ જશે, અર્થાત્ સ્મૃતિધર્મશાસ્ત્રમાંનાં જે વિધાનો આજે પણ રૂઢિને જ અધીન થઈ ગયાં છે, જે કામમાં આજે શાસ્ત્ર કરતાં રૂઢિ જ બલવતી છે તે કામમાં તો રૂઢિનું જ પ્રાધાન્ય રહેશે. સ્મૃતિના જે નિયમો સષ્ટિશાસ્ત્રના નિયમોના આધારપર બંધા-

યલા છે તેમાં રૂઢિનું કંઇ ચાલે એમ નથી. અને જે નિયમો મૂલ જ રૂઢિ ઉપરથી બંધાયલા છે તે તો ફરશે જ. આજના વખતમાં જુવાનીઆઓ અને રૂપજીભાઈ પીલુભાઈના દીકરાએ આંખો મીચીને જે શાસ્ત્રવિરુદ્ધ આચરણો કોડયા જાય છે અને બિચારાં ઘરડાંઓ તથા શાસ્ત્રીપુરાણીઓ બૂમો પાડતા થાકે છે તેનું કારણ આ રૂઢિદેવીનું સામ્રાજ્ય છે. એ સામ્રાજ્યને હવે પ્રાચીન શાસ્ત્રો અટકાવી શકે એમ રહ્યું નથી.

જે તે સમયે રૂઢિના આચાર્યો તે સમયના બુદ્ધિમંત અને ધનવંત લોકનાયકો છે. તેમનામાં જ માત્ર રૂઢિનું નિયમન કરવાની સત્તા છે. તેમનું કર્તવ્ય છે કે જ્યાં જ્યાં પ્રાચીન શાસ્ત્ર અથવા રૂઢિ અને વર્તમાન પ્રસંગસાથે વિરોધનો ભય હોય ત્યાં ત્યાં એવો તોડ કાઢવો જોઇએ કે જેથી છેવટે પરિણામઅહિતકર ન થાય. પ્રજાની ઈશ્વરપતિ, શાસ્ત્રપ્રતિ, સ્વધર્મપ્રતિની પ્રીતિ—શ્રદ્ધામાં ભંગ ન થાય, તેમ જ પ્રજાના શરીરોને તથા જનમંડલની સુખશાન્તિને હાનિ ન થાય, પ્રજાને નિરર્થક દુ:ખ વેઠવું ન પડે, તેની જ સાથે પ્રજા તથા રૂઢિનું વળણ ખોટે માર્ગે ન ચઢી જાય એ નિરંતર જોતા રહેવું અને વખતોવખત યોગ્ય ફેરફારો રૂઢિમાં કરતા રહેવું એ કુલ, બુદ્ધિ, ધનઆદિ કારણોને લીધે લોકનાયકમાં ગણાતા રૂઢિના આચાર્યોનું કર્તવ્ય છે.

૬. **ધર્મ**—વેદધર્મ, જૈનધર્મ, બૌદ્ધધર્મ, એઆદિ શબ્દસમૂહમાં **ધર્મ** શબ્દ જે અર્થમાં વપરાય છે તે પ્રકારના અર્થનો અત્ર વિચાર કરીએ છીએ. **ધર્મ** શબ્દના આ અર્થમાં નીચે પ્રમાણે નિર્ણયોનો સમાવેશ થાય છે, અથવા **ધર્મ** શબ્દના અર્થનાં નીચે પ્રમાણે પાંચ અંગ છે:—

( ૧ ) વિશ્વના પરમ કારણનો નિર્ણય.

( ૨ ) વિશ્વમાં સર્વોત્તમ અથવા પરમ સત્તાનો નિર્ણય.

( ૩ ) જીવના સ્વરૂપવિષે નિર્ણય.

( ૪ ) પૂર્વોક્ત નિર્ણયો ઉપરથી જીવને માટે આ વિશ્વમાં સર્વોત્તમ સુખનો નિર્ણય; જીવથી સિદ્ધ કરાવા યોગ્ય ઉંચામાં ઉંચા સુખનું સ્વરૂપ; મુક્તત્વ સ્વીકારેલું હોય તો બંધમોક્ષના નિર્ણયો.

( ५ ) તે ઉંચામાં ઉંચા સુખ અથવા મોક્ષને સધાવનાર સાધનો અથવા ક્રિયાના નિર્ણયો.

નિર્ણય એટલે નિશ્ચય અથવા બુદ્ધિમાં માનવું તે. ઈશ્વર સર્વત્ર વ્યાપક છે એમ માનવું એ એક અંતઃકરણ અથવા મન અથવા બુદ્ધિની એક પ્રકારની માનવારૂપ સ્થિતિ છે.

( १ ) વિશ્વના પરમ કારણનો નિશ્ચય અથવા વિશ્વના પરમ સ્વરૂપનો નિશ્ચય એટલે શું ? પૃથ્વી ઉપર ઝાડો તો જમીનમાંથી થાય છે. પૃથ્વીની સપાટી ઉપર જે જે છે તે સર્વ તો જમીનમાંથી થયેલું છે એમ કહી શકાય. પરંતુ પૃથ્વી શેમાંથી થઈ, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, આખું ગગનમંડળ, તથા આ જગતમાં જે જે છે એમ માનીએ છીએ તે શેમાંથી અને ક્યાંથી ઉત્પન્ન થયાં તથા આવ્યાં એ સંબંધી નિશ્ચય, એ સર્વનું કારણ શું, તે કારણનું પણ કારણ શું,—એમ ખોળતાં ખોળતાં ખોળનારના વિચારથી જે સર્વનું કારણ નક્કી ઠરે, જેનું પાછું કારણ માનેલું ન હોય અથવા ન જડી શકે એમ હોય તે વિશ્વનું પરમ કારણ કહેવાય છે. તથા આ વિશ્વમાં જે જે વસ્તુઓ જોઇએ અથવા અનુભવીએ છીએ તેમનું મૂલ સ્વરૂપ શોધતાં શોધતાં છેવટે તે શું છે એ સંબંધી જે નિર્ણય તે વિશ્વના પરમ સ્વરૂપસંબંધી નિર્ણય છે. આપણે ખાવાની રોટલી છે, તેનું કારણ ઘઉંનો લોટ છે, તેનું કારણ ઘઉં, તેનું કારણ ઘઉંનો છોડ છે, તેનું કારણ બી છે. તે બી અમુક તત્ત્વોનો સમૂહ છે; જેથી રોટલીનું મૂલ કારણ રસાયનનિયમથી એમાં રહેલા અમુક તત્ત્વો છે. એ પ્રકારનો નિર્ણય એ રોટલીના મૂલ કારણ અથવ. મૂલ સ્વરૂપનો નિર્ણય છે. એ જ પ્રમાણે આખા જગતના તમામ પદાર્થોનાં કારણોનો વિચાર કરતાં અમુક તત્ત્વો અને અમુક સત્તાઓ અથવા અમુક દ્રવ્ય અને અમુક ક્રિયાહેતુઓ એ ઠરશે. તેનાં પણ કારણોનો શોધ કરતાં છેવટે જે એવાં તત્ત્વો ઠરે કે જેમનાં કારણો ન જડે, પણ જેમાંથી આ જગત્ થયું છે એમ બતાવી શકાય. તે તત્ત્વ અથવા તત્ત્વો તે વિશ્વનાં પરમ કારણ અથવા પરમ સ્વરૂપ કહેવાય. જો એવા કારણરૂપ વસ્તુ એક ઠરે તો તે પરમતત્ત્વ, અથવા પરમ કારણ અથવા વિશ્વનું પરમ

સ્વરૂપ કહેવાય. આ પ્રમાણે વિશ્વના કારણનો અથવા તેના સ્વરૂપનો નિર્ણય અથવા તેને વિષે માણસના અંતઃકરણમાં જે નિશ્ચય અથવા અભિપ્રાય તે, તે માણસના ધર્મના સ્વરૂપનો એક ભાગ છે.

( ૨ ) "વિશ્વમાં સર્વોત્તમ સત્તાનો નિર્ણય એટલે શું ? આપણામાં કહેવત છે કે " માર ભાગું ભૂત નાસે ". એ ન્યાયથી આ જગતમાં સર્વ દેશમાં સર્વ પ્રકારના લોકો પોતાના કરતાં કોઇ પણ વધારે સત્તાથી ડરે છે. રાજસત્તાથી, પોલીસથી, અને લશ્કરથી તો બધા ડરે જ છે વાઘ, સિંહ, સાપવગેરે જનાવરથી પણ ડરનારા ડરે છે. પરંતુ રાજાઓવગેરે કરતાં પણ અગ્નિવાયુઆદિની સત્તા વધારે ગણાય છે. મોટાં શેહેરનાં શેહેરો ધરતીકંપ થવાથી જમીનમાં દટાઈ જાય છે અને રાજાઓવગેરે લૌકિક સત્તાનું કંઇ ચાલતું નથી વર્ષાદ ન આવવાથી દુષ્કાલ પડે છે અને રોગનો વાયુ વાવાથી મરકી ચાલે છે તેમાં મનુષ્યની લૌકિક સત્તા કંઇ કામ કરતી નથી. તેથી મનુષ્યની સર્વ પ્રકારની સત્તા કરતાં આ સૂર્ય, અગ્નિ, વાયુઆદિની સત્તા વધારે ગણવી પડે છે અને તેનાથી બધા ડરે છે.

હવે અજ્ઞાન તેમ જ જ્ઞાનવાળા ગણાતા પણ લોકોનો ઘણે ભાગે સ્વભાવ એવો છે કે પોતાના કરતાં વધારે સત્તા જો પ્રત્યક્ષ જોઈ શકાય એવી હોય છે તો તો તે જો માણસ હોય છે તો તેને પ્રસન્ન કરવાને જે કરવું ઘટે તે કરે છે, અથવા તે સત્તાથી પોતાને ભય ન થાય તેને માટે જે ઉપાય લેવા ઘટે તે લે છે. એ સત્તા જ્યારે અદૃષ્ટ હોય છે ત્યારે શું કરવું તે સુઝતું નથી. એવી પોતાના કરતાં વધારે અને અદૃષ્ટ સત્તાને દેવ તરીકે માનવાનો ઘણે ભાગે રિવાજ છે. આ અગ્નિ, વાયુઆદિ એક પક્ષથી દેખાય છે ખરા, પરંતુ તેમની ક્રિયા ખરું જોતાં જોઇ શકાતી નથી, તેથી તેમનું ખરું સ્વરૂપ અદૃષ્ટ જ છે, માટે તેમને ઘણા ધર્મમાં દેવ તરીકે સ્વીકારેલા છે. જે લોકો તેમને દેવતરીકે નથી સ્વીકારતા તેમને પણ તેમની મનુષ્ય કરતાં અધિક સત્તા સ્વીકાર્યા વિના તો ચાલે એમ નથી જ. જોથી આખા વિશ્વમાં એવી અનેક સત્તાઓ વ્યાપક છે કે જેમના આગળ મનુષ્યની સત્તા કંઇ જ નથી. અને મનુષ્યે જો સુખી થવું હોય તો એ સત્તા-

એને તાબે રહીને તેમના કાયદાને માન આપીને ચાલવું જ જો જોઈએ, એમ મનાયલું છે. આ પ્રમાણે મનુષ્યના કરતાં જે સત્તાઓ વધારે છે તેમાં પણ પુનઃ ચઢતો ઉતરતો ક્રમ બાંધી શકાય છે. એમ શોધ કરતાં કરતાં જે એક અથવા અનેક સત્તાઓ એવી ઠરે કે જેમના કરતાં કોઈની સત્તા અધિક ન હોય અને જેમના કરતાં બીજી બધી સત્તા ઉતરતી હોય તે સત્તા અથવા સત્તાઓ તે વિશ્વમાં સર્વોત્તમ સત્તા કહેવાય. આ પ્રમાણે વિશ્વમાં સર્વોત્તમ સત્તાના સ્વરૂપ-વિષે જે નિર્ણય તે પણ મનુષ્યના અંતઃકરણમાં ધર્મસંબંધી નિર્ણયનો એક ભાગ છે.

( ૩ ) ધર્મ શબ્દના અર્થમાં ત્રીજો ભાગ જીવના સ્વરૂપવિષેના નિર્ણયો છે. તેમાં જીવ એ કોણ છે? આ જગતમાં જે વસ્તુઓ જોવામાં આવે છે તેમાંની કેટલીએક સજીવ અને કેટલીએક નિર્જીવ કહેવાય છે તે શું છે? તથા એ સજીવનિર્જીવ ભેદ ખરા છે કે નહિ? ખરા હોય તો સજીવ કોને કહેવા? કેવા પ્રકારની સત્તા ન હોય તેને નિર્જીવ કહેવાય? સજીવ ગણાતા પદાર્થો નિર્જીવ કયારે થાય છે? માણસ મરી જાય છે ત્યારે તે શરીરમાંનો જીવ પોતપોતાના તત્ત્વમાં ભળી જાય છે કે રહીને કોઇ અન્ય સ્થળે જાય છે? જીવ એ સંયુક્ત પદાર્થ છે કે અસંયુક્ત પદાર્થ છે? એટલે એ જીવ એક કરતાં વધારે વસ્તુ ભેગી થવાથી બનેલો છે કે માત્ર એકજ વસ્તુરૂપ છે? એ જીવ બીજાં શરીરો ધારણ કરી શકે છે કે કેમ? જીવની સત્તા કેટલી છે? કયાં કામો જીવ નહિ કરી શકે એમ છે? જીવ અને ઈશ્વરને શો સંબંધ છે?–એ આદિ જીવસંબંધી ઉઠતા સર્વ પ્રશ્નોના નિર્ણયો આપવા એ પણ ધર્મસંબંધી નિર્ણયનો એક ભાગ છે.

( ૪ ) જીવના સ્વરૂપનો નિર્ણય થયા પછી જીવનાં સુખદુઃખનો નિર્ણય કરવાનો હોય છે. સુખ કોને કહેવું, દુઃખ કોને કહેવું, સુખનો ભોક્તા કોણ છે?, હું સુખી છું, હું દુઃખી છું, એમ કોણ માને છે? અને "હું સુખી છું" એમ જ્યારે મનાય છે ત્યારે જીવની સ્થિતિ કેવા પ્રકારની હોય છે? દુઃખ-રૂપ મનાયલી સ્થિતિ કેવા પ્રકારની હોય છે? સુખો જાતજાતનાં હોય છે તો

સર્વથી ઉત્તમ સુખ કયું ? સુખ અમુક પ્રકારની સ્થિતિ છે એમ જો કહેવામાં આવે તો કયી સ્થિતિમાં ઉંચામાં ઉંચું સુખ છે ? સુખ જો અમુક દેશ અથવા લોકમાં છે એમ કહેવામાં આવે તો કયા દેશમાં અને કયા લોકમાં સર્વોત્તમ સુખ મળી શકે છે ? પરમ સુખ એટલે મોક્ષ એમ જો કોઇ કહે તો મોક્ષ ક્યાં અને ક્યારે મળે છે ? મોક્ષ એટલે શું ? બંધ એટલે શું ? આ પ્રમાણે દુઃખ તથા પરમ સુખ અને બંધમોક્ષના સ્વરૂપનો નિર્ણય એ પણ ધર્મના નિશ્ચયનો એક ભાગ છે.

(૫) બંધમોક્ષનિર્ણય અથવા તે ન માનતા હોય તો દુઃખ અને ઉત્તમ સુખનો નિર્ણય કર્યા પછી, કેવી ક્રિયાથી દુઃખ થાય છે, કેવી ક્રિયાથી સુખ થાય છે, તથા ઉત્તમ સુખ જે માનેલું હોય તે કેવી ક્રિયાથી સધાય છે એ પ્રશ્નોનો વિચાર આવે છે; અથવા બંધમોક્ષ માનતા હોય તો કેવી ક્રિયા બંધનનો હેતુ છે અને કેવી ક્રિયા અથવા કેવાં સાધનો મોક્ષનાં સાધક છે; પાપપુણ્ય કોને કહેવાં, અથવા સારાંનરસાં નીતિઅનીતિનાં કામો કોને કહેવાં એ નિર્ણય કરવાનો હોય છે. તથા કરેલાં કર્મોનાં ફલો તત્કાલ મળે છે કે વિલંબે મળે છે ? બધાં શુભાશુભ કર્મોનાં ફલો આ શરીરમાં જ ભોગવી શકાય કે નહિ ? બીજા જન્મોમાં પણ આ જન્મનાં કર્મનાં ફલ મળે કે કેમ ? આ જન્મમાં પૂર્વ જન્મનાં કર્મનાં ફલ ભોગવાય છે કે નહિ ? એ વગેરે કર્મસિદ્ધાન્ત સંબંધી ઉઠતા સર્વ પ્રશ્નના વિચાર આ ભાગમાં આવે છે.

ધર્મના આ છેલ્લા પ્રકારના સ્વરૂપના પાંચ પેટા ભાગ પાડયા છે. તેથી કોઇ કહેશે કે પહેલા ભાગમાં જ નીચેના બધા પેટા ભાગનો સમાવેશ થાય એમ છે; અથવા ત્રીજા ભાગમાં જ ચોથા પાંચમાનો સમાવેશ થાય એમ છે તો તેની કંઇ ના નથી. તે જ પ્રમાણે આ આખા વિષયમાં **ધર્મ** શબ્દના જે છ અર્થ કર્યા છે તેને બદલે પહેલા અર્થમાં, અથવા ચોથા અર્થમાં અન્ય સર્વનો સમાવેશ થઇ શકેએમ છે, એમ જો કોઇ વાદ કરે તો તે કેવલ ખોટો નથી. પરંતુ આપણે જે વિવરણ કરેલું છે, તે પાંડિત્યમાટે નહિ, પરંતુ જેઓ શાસ્ત્રીય રીતે બહુ ગહન વિચારમાં ઉતરી શકે એમ નથી તેમને **ધર્મ** શબ્દના

અર્થનાં વિવિધ સ્વરૂપો ઓછી મેહેનતે સમજાય, તથા લોકોમાં **ધર્મ** શબ્દ કેવા કેવા અર્થમાં વપરાય છે એ તેમના જાણવામાં આવે, એ હેતુથી કરેલું છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મ એટલે ફરજના વિચારતું, પશ્ચિમ તરફના સુધરેલા ગણાતા દેશોમાં સ્પષ્ટ પ્રાધાન્ય વધારે છે. યદ્યપિ આપણા દેશમાં જુદા સ્વરૂપે અસ્પષ્ટ પ્રાધાન્ય કંઇ ઓછું નથી. " છોકરી થઈ તેને કંઇ પરણાવ્યા વિના ચાલે ? " " ભૂખે મરતું બારણે આવે તેને ખાવાનું આપ્યા વિના કંઇ ચાલે ? " એવગેરે વિચારમાં અવશ્ય કર્તવ્ય ફરજનું બલ કંઇ ઓછું નથી. પરંતુ કેટલાએક બુદ્ધિપૂર્વક કારણો ઉપરથી ફરજ સમજે છે અને કેટલાએક ચાલતા આવેલા વહીવટ ઉપરથી કારણ સમજ્યા વિના પણ ફરજ કબુલ કરે છે.

વળી કેટલાએક સુધરેલા ગણાતા દેશના લોકો તેમજ વિદ્વાનો છકા પ્રકારના એટલે બૌદ્ધઆદિ ધર્મોને ન સ્વીકારતાં આ લોકસંસારમાં સર્વત્ર વ્યાપક ફરજરૂપ ધર્મને જ માત્ર પ્રધાન ધર્મતરીકે માને છે. વળી એ ચોથા પ્રકારનો ધર્મ એટલે ફરજ એનાં પણ સ્વરૂપ જુદાં જુદાં વિદ્વાનો તથા અજ્ઞાન લોકો જુદાં જુદાં બાંધીને તેને અનુસરે છે. વળી કેટલોએક અથવા ઘણો ભાગ હાલમાં એવો પણ છે કે જેઓ હિંદુ, બૌદ્ધ, ક્રિસ્તીઆદિ પ્રસિદ્ધ ધર્મોના નિર્ણયોને ન સ્વીકારતાં પોતાને યોગ્ય જણાય તેવા નિર્ણયોવાળી વિચારયોજનારૂપ પોતે માનેલા નવીન ધર્મને જ અનુસરે છે. અને તપાસ કરતાં એમ જણાય છે કે જેમ લોકો વધારે અજ્ઞાન તેમ પોતાની બુદ્ધિનો વ્યાપાર ન કરતાં પૂર્વે પરંપરાથી ચાલતા આવેલા ધર્મને વધારે માને છે, તથા જેમ લોકો હાલના રિવાજ પ્રમાણે કેળવાયલા તથા વિચારસ્વાતંત્ર્ય શીખેલા તેમ તેઓ પરંપરાથી પ્રાપ્ત ધર્મને ન સ્વીકારતાં પોતાની વૃત્તિઅનુસાર કોઇ વિચારશ્રેણિને અનુસરે છે તેમાં પુનઃ બે મોટા ભાગ પડે છે. કેટલાએક કેળવાયલાઓ તો ઉપર પ્રમાણે પ્રાચીન મતોને બાજુપર મુકીને અથવા તેમનાં ખંડન જેવાં કરીને પોતે નવીન નિર્ણયોજ કરે છે અને કેટલાએક પોતાના વિચારસ્વાતંત્ર્યનો ઉપયોગ કરીને પુનઃ સંપ્રદાયપ્રાપ્ત પ્રાચીન ધર્મને જ સ્વીકારે છે તથા તેનું પોતાના નવા વિચારથી સમર્થન કરે છે.

શ્રી.

# लोकप्रिय लेखमाला.

માસિક

વિદ્યા કલા

# પ્રહ્લાદ

અંક ૬.

સં. ૧૯૫૭ ચૈત્ર વદિ ૧૪. | (સ. ૧૯૦૧ એપ્રિલ.)


પ્રસિદ્ધ કરનાર

**श्रेयःसाधक अधिकारिवर्ग.**

લેખના વ્યવસ્થાપકો:—

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.

કેશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ–પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષ આખરે પુસ્તક વગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન

છુટક કીમત રૂ. ૦-૦-૯

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.


ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ઇo

# સૂચના.

લોકપ્રિય લેખમાલાનું અભિનન્દનપૂર્વક અવલોકન તા ૧૪-૪-૧૯૦૧ ના "ગુજરાતી"ના અંકમાં કરી તે પ્રતિષ્ઠિત પત્રના સુજ્ઞ વિદ્વાન્ અધિપતિએ લેખમાલાના પ્રસારમાં જે મદદ કરી છે તે માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

વેલ્યુપેએબલથી મોકલાતા અંકો સ્વીકારનાર તથા પોતાના મિત્રમંડળમાં લેખમાલાને દાખલ કરનાર સજ્જનોનાં અમે બહુ આભારી છીએ.

ટીકીટો ટપાલમાં કદાચ ગેરવલ્લે પડવાનો સંભવ છે, અને મનીઓરડર કરતાં ગ્રાહકને જાતે શ્રમ લેવો પડે છે, તેથી વેલ્યુપેએબલની પદ્ધતિ ઉત્તમ જાણી અમે તે સ્વીકારી છે અને એકંદરે તે સફલ નીવડી છે એથી સંતોષ પામવા સરખું છે.

અનેક શુભ હેતુઓને તથા હિતકર પ્રવૃત્તિઓને પાયમાલ કરનાર ઉઘરાણીથી બચવા અમે બનતો પ્રયત્ન કરીએ છીએ, પરંતુ અમારા કેટલાક સજ્જન ગ્રાહકોની ઇચ્છાથી કેટલેક સ્થલે લવાજમની માગણી કર્યા વિના અંકો મોકલીએ છીએ. લેખમાલા પ્રકટ થવાને લગભગ છ માસ થયા, તેથી પોસ્ટેજ તથા બેઉના પુસ્તકસાથે લવાજમનો રૂ. ૧ જેટલી જુજ રકમ જેમના તરફથી અમને અદ્યાપિ મળી નથી તે લોકોતરરથી તે વિલંબ વિના મળશે એવી આશા છે. પત્રથી તેઓ પોતાની ઇચ્છા જણાવશે તો આવતો અંક તેમને વી. પી. થી મોકલવામાં આવશે.

નિશાળ, જ્ઞાતિ, મહાજનમંડળ વગેરે જનસમુદાયમાં લેખમાલાના અંકો મફત વહેંચવા ઇચ્છનાર સદ્ગૃહસ્થોને તે લગભગ પડતર કીમતે આપવામાં આવશે. પત્રવ્યવહાર કરવાથી તેમને વિગત મળશે.

ઓછામાં ઓછા દશ વિદ્યાર્થીઓ એકઠા થઇ લેખમાલાના ગ્રાહક થશે તો તેમની પાસેથી ઓછો ભાવ લેવામાં આવશે. આ સંબંધી તેમણે પત્રવ્યવહાર કરવો.

તે જ પ્રમાણે દશ ગ્રાહકોને વધારી આપનાર પુરુષને સ્થાયી લાભ આપવામાં આવશે; પત્રદ્વારા તેમણે વિગત મગાવવી.

લેખમાલાને પ્રસિદ્ધ કરવાનું કામ કમિશનથી કરવા ઇચ્છનાર એજંટો જોઇએ છે.

આર્ય-ઉદ્યોગ-મંડલ, ધીકાંટા, વડોદરા.

# પ્રહ્લાદ.

## ઉપોદ્ઘાત

ગર્ભજ્ઞાની શુકમુનિ પરીક્ષિત રાજાને ભાગવતની પવિત્ર કથા કહેતા હતા તે પ્રસંગે સ્વર્ગમાંથી દેવોએ પૃથ્વી ઉપર આવી અમૃતના સાટામાં તેમની પાસે હરિકથા માગી, અને ' ક્યાં હરિકથા અને ક્યાં અમૃત ? ક્યાં ચિન્તામણિ અને ક્યાં કાચ ? " એમ કહી તે મુનિએ દેવોને હસી કાઢ્યા એ વૃત્તાન્ત એ બોધ આપે છે કે કોઈ પણ લૌકિક અથવા અલૌકિક પદાર્થ સાથે પરમેશ્વરની કથાની તુલના થઈ શકતી નથી. મહાત્માઓના તપોબલથી જ્યારે પરમેશ્વર તેમના ઉપર પ્રસન્ન થાય છે ત્યારે તેઓ તેમની પાસે એમ નથી માગતા કે " અમને નંદનવન, અપ્સરાઓ, તથા વિમાન વગેરે અનેક દિવ્ય ભોગોથી શોભતા સ્વર્ગનું સુખ આપો, " તેઓ એમ નથી યાચતા કે " અમને ચક્રવર્તી નરેન્દ્રના વૈભવ પ્રાપ્ત થાઓ, " તેઓ એમ નથી પ્રાર્થતા કે "અમને સઘળી યોગસિદ્ધિઓ મળો " પરંતુ તેઓ દીનપણે માગે છે કે " હે અન્તઃકરણના અધ્યક્ષ ! આપનું સ્મરણ તથા ચિન્તન સદૈવ અમારા હૃદયમાં આરૂઢ રહેજો, અને જેમાં આપનું કીર્તન ન સુકાય એવી વિપત્તિઓ પણ ભલે અમારા શિરઉપર નિરંતર પડજો. "

પરમેશ્વરની કથારૂપ શીતલ નદીમાં સ્નાન કરનારને સંસારના અનેક દુઃસહ ક્લેશોનો તાપ લાગતો નથી. પરમેશ્વરની કથારૂપ ચાંદની મનુષ્યની બુદ્ધિરૂપ દૃષ્ટિનો મોટામાં મોટો ઉત્સવ છે. પરમેશ્વરની કથા એક પક્ષે સદ્વિ-
ચારરૂપ ધાન્યનાં ખેતરમાં વૃષ્ટિરૂપ છે તો બીજે પક્ષે હૃદયના દુષ્ટ વિકારરૂપ કુ-

વૃક્ષોને કાપવામાં કરુણારહિત કુહાડી છે. પરમેશ્વરની કથા ઘોર અજ્ઞાન-રાત્રિનો અંત આણનાર સૂર્યપ્રભા છે. પરમેશ્વરની કથા અનેક શુભ સંસ્કારો વિના શ્રવણ કરી શકાતી નથી, અને શ્રવણ કરાઇ તો અનુપમ, શુદ્ધ-નિર્મલ આનંદના ભોગથી અંતઃકરણ પ્રફુલ્લ થયાવિના રહેતું નથી.

આવા અલૌકિક મહિમાવાળી હરિકથાનાં વિવિધ અંગો છે. પરમેશ્વરનું સ્વરૂપ તથા લક્ષણો કેવાં પ્રકારનાં છે? પરમેશ્વરના સંકલ્પથી જગત્ ઉત્પન્ન થાય છે, ટકે છે તથા લય પામે છે તે કેવી રીતે અને કેવા ક્રમમાં? સર્વ જીવોથી અનુભવાતું અજ્ઞાન શું છે, પરમેશ્વર અને તે અજ્ઞાનનો શો સંબંધ છે, અને એ અજ્ઞાનની નિવૃત્તિ કેવી રીતે થાય છે? વિચાર, વાણી અને વર્તન કેવાં રાખવાથી પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય છે? પરમેશ્વરના સ્વરૂપના અનુભવવાળા મહાત્માઓનાં લક્ષણો કેવા હોય છે અને સંસારબંધથી મુક્ત થવા ઇચ્છનારે કેવા વિધિથી એવા પુરુષોને શરણ થવું? પરમેશ્વરના ભક્તોની ઉત્તમતા, મધ્યમતા તથા કનિષ્ઠતા શેનાઉપર આધાર રાખે છે, અને તે ભક્તો કેવી રીતે પરમેશ્વરના પદને પામે છે?—આ સર્વ વિષયસંબંધી વિચાર, ચિન્તન, શ્રવણ તથા કથન એ સર્વ હરિકથા છે.

પરમેશ્વરના પવિત્ર ભક્તના આખ્યાનરૂપ સ્થૂલ દૃષ્ટાન્ત અંતઃકરણમાં દિવ્ય ગુણો પ્રકટ કરવામાં એક મુખ્ય સાધન છે. ઈશ્વરભક્તે કેવા સંતત પ્રયત્નથી ઈશ્વરનો અનુગ્રહ સંપાદન કર્યો—એ જાણવાથી આપણે પ્રમાદ તથા આલસ્યને ત્યજીને પુરુષાર્થપરાયણ થઇએ છીએ; ઈશ્વરભક્તની શુદ્ધ નિષ્ઠાની પરીક્ષા કરવાઅર્થે કેવાં કેવાં સંકટો તથા વિષમ પ્રસંગો તેનાઉપર આવી પડ્યા—એ જાણવાથી આપણે સુખદુઃખમાં અંતઃકરણની સમાન સ્થિતિ રાખવા પ્રેરાઇએ છીએ; અને પરમેશ્વરે આખરે પોતાના ભક્તને કેવી રીતે કૃતાર્થ કર્યો—એ જાણવાથી આપણે અચલ શ્રદ્ધાથી સંપન્ન થવા ઉત્સાહ ધરીએ છીએ. શ્રેષ્ઠ સતી સીતાનું ચરિત્ર જેમ હૃદયમાં નિર્મલતા તથા પવિત્રતાના સંસ્કાર પાડનાર ઉત્તમ સાધન છે તેમ શ્રેષ્ઠ ઈશ્વરભક્ત પ્રહ્લાદનું આખ્યાન પણ અંતઃકરણને ઉંચા અધિકારઉપર સ્થાપનાર હોવાથી તે

આખ્યાન આ અંકનો વિષય છે. બહુ વારથી રજા કરતા પોતાના હઠીલા બાલકને, જેમ સ્નેહાળ માતા દરાખ, ખજૂર, કેરી, કેળાંવગેરે સ્વાદિષ્ટ પદાર્થો આપીને રીઝવે છે, તેમ સત્શાસ્ત્ર પણ અસંખ્ય જન્મોથી અજ્ઞાનને વશ થવાથી વિહ્વલ બનેલા મનુષ્યને આ પ્રહ્લાદાખ્યાનમાં આવતા વિવિધ કોમલ બોધથી અવશ્ય શાંતિસુખનો ભોગી કરે છે

હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ.

એક સમયે સનક, સનંદ આદિક બ્રહ્માના પુત્રો ત્રિભુવનમાં વિચરતાં વિચરતાં વિષ્ણુલોકમાં જઈ પહોંચ્યા. અત્યંત વૃદ્ધ છતાં પાંચ છ વર્ષના દેખાતા અને દિશાઓરૂપી વસ્ત્ર ધારણ કરી રહેલા તે મહાત્માઓને બાલક માનીને શ્રીવિષ્ણુના બે દ્વારપાલોએ તેમને પ્રવેશ કરતાં રોકયા તે ઉપરથી સનકાદિક કુમારોએ તેમને શાપ આપ્યો કે "શ્રીવિષ્ણુનાં પવિત્ર ચરણકમલમાં રહેવાને તમે યોગ્ય નથી, માટે મૂઢ બુદ્ધિવાળા તમે બંને પાપિષ્ઠ અસુરજાતિમાં અવતાર લો." આ પ્રમાણે શાપ પામેલા તે બંને દિતિને પેટે હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષરૂપે દૈત્યકુલમાં જન્મ્યા. આમાંના નાના હિરણ્યાક્ષનો શ્રીવિષ્ણુએ પૃથ્વીનો ઉદ્ધાર કરવાના પ્રસંગે વરાહાવતાર ધારણ કરી નાશ કર્યો.

પોતાના નાના બંધુ હિરણ્યાક્ષના નાશથી હિરણ્યકશિપુના રોષ તથા શોકની સીમા રહી નહિ. દાંતવડે પિસેલા પોતાના ઓઠથી, બળતાં ધૂમાતાં પોતાના નેત્રથી, તથા ભયંકર ભવા, દાઢ, મુખવિગેરે અવયવોથી ક્રોધનું અત્યંત પ્રાબલ્ય સૂચવનાર હિરણ્યકશિપુએ દાનવોની સભા ભરી તે વચ્ચે શ્રીવિષ્ણુનો સંહાર કરવાની વિકરાલ પ્રતિજ્ઞા લીધી, અને દૈત્યોને પૃથ્વીઉપર જઈ વેદાધ્યયન, યજ્ઞ, દાન, વ્રત, તપશ્ચર્યા–આદિક ધર્મકર્મ કરનાર લોકોનો સંહાર કરવા, વેદ, બ્રાહ્મણ, ગાય તથા વર્ણાશ્રમવ્યવસ્થાવાળા દેશોને બાળી મૂકવા, તથા યજ્ઞોપયોગી વૃક્ષોને કાપી નાખવા આજ્ઞા કરી.

તે આજ્ઞાને માથે ચઢાવી હિરણ્યકશિપુના અનુચરો ગામો, નગરો, વાડીઓ, ખેતરો, રાજધાનીઓ, આશ્રમોવગેરેને અગ્નિ લગાડવાઅર્થે નીકળી પડ્યા, અને હિરણ્યકશિપુએ હિરણ્યાક્ષના મરણની વ્યથાથી પીડાતી તેની

બીનું તથા પોતાની માતાનું અનેક યુક્તિવડે સાંત્વન કર્યું.

### હિરણ્યકશિપુની તપશ્ચર્યા અને બ્રહ્માનો અનુગ્રહ.

પછી પોતાના દેહને જરામરણરહિત કરવાની તથા દેવદાનવોઉપર ચક્રવર્તિ રાજ્ય કરવાની ઇચ્છાથી પ્રેરાયલા હિરણ્યકશિપુએ ઉગ્ર તપશ્ચર્યા કરવાનો આરંભ કર્યો. શાસ્ત્રમાં કહ્યું છે કે વિદ્યાર્થીએ એવી રીતે અધ્યયન કરવું, શ્રીમાન્ પુરુષે એવી રીતે દાન કરવું, વીર પુરુષે એવી રીતે યુદ્ધ કરવું, અને ઈશ્વરને પ્રસન્ન કરવા ઇચ્છનારે એવી રીતે તપશ્ચર્યા કરવી કે પોતાનાં તથા બીજાનાં રૂંવાડાં ઉભાં થાય. હિરણ્યકશિપુની તપશ્ચર્યા આ પ્રકારની હતી. મંદરપર્વતની ગુફામાં ઉંચા બાહુ રાખી, અને આકાશસામું સ્થિર દૃષ્ટિ સ્થાપી, પગના અંગુઠાવડે જમીન ઉપર ઉભા રહેલા તે દૈત્યનું તામસ તપ જ્યારે પૂર્ણ દશાએ પહોંચ્યું ત્યારે તેના મસ્તકમાંથી વિલક્ષણ પ્રકાશ અને સામર્થ્યવાળો તપોમયસ્વરૂપ અગ્નિ નીકળ્યો, જેનાથી પૃથ્વી થરથર કંપી, આકાશમાંથી ગ્રહ તથા તારાઓ ખર્યા, સર્વ દિશાઓમાં દાહ પ્રકટ થયો, અને અત્યંત ત્રાસ પામેલા દેવો બ્રહ્મદેવને શરણે ગયા.

દેવોએ, બ્રહ્માની આગળ, હિરણ્યકશિપુએ વર્તાવેલા ત્રાસનું સ્તુતિસહ વર્ણન કર્યું, અને તે ત્રાસથી રક્ષણની યાચના કરી. તે ઉપરથી બ્રહ્મા જાતે તે દૈત્યની તપશ્ચર્યા જોવા તેની તપોભૂમિમાં ગયા. રાફડાઓથી, ઘાસથી તથા વાંસની ઝાડીઓથી ઢંકાઇ ગયલા, અને કીડીઓના ડંખથી ખવાઇ ગયલી ચામડી, ચરબી, લોહી તથા માંસવાળા તે અસુરરાજને જોઇ આશ્ચર્ય પામેલા તથા દયાથી આર્દ્ર થયલા અંતઃકરણવાળા બ્રહ્મા બોલ્યાઃ હે દિતિના પુત્ર! અત્યંત દૃઢ નિશ્ચયવાળાથી પણ ન બની શકે એવી તારી તપશ્ચર્યાવડે તેં મને વશ કરી લીધો છે, માટે હું તને સમગ્ર વરો દાનમાં આપું છું. મારૂં દર્શન તને નિષ્ફલ જવું ન જોઇએ. એમ કહી બ્રહ્માએ તે દૈત્યના શરીરનું દિવ્ય જલથી પ્રોક્ષણ કર્યું, જેના મહિમાથી હિરણ્યકશિપુ વજ્ર જેવા દૃઢ શરીરનો, તરુણ અવસ્થાવાળો, તથા સુવર્ણજેવી કાંતિથી યુક્ત થઇ પોતાની તપોભૂમિમાંથી બહાર નિકળ્યો પછી બ્રહ્મદેવને પ્રણામ કરી તથા યોગ્ય શબ્દોમાં

તેમનું સ્તવન કરી હિરણ્યકશિપુએ વર માગતાં કહ્યું: હે વરદાતાઓમાં ઉત્તમ! હે પ્રભો! આપે ઉત્પન્ન કરેલાં પ્રાણીઓથી મારું મરણ ન થાય, ઘરની બહાર કે ઘરની અંદર, દિવસે કે રાત્રિએ, પ્રાણીઓથી કે જડ પદાર્થથી, દેવોથી કે દૈત્યોથી હું નાશ ન પામું, યુદ્ધમાં મને સર્વદા જય મળે, અને આપના જેટલા ઐશ્વર્યવાળો તથા સર્વ યોગસિદ્ધિવાળો હું સર્વલોકપતિ થાઉં—એ મારી ઇચ્છાનો વિષય મને આપો. તથાસ્તુ એમ કહી શ્રીબ્રહ્મદેવ અંતર્હિત થયા.

અસહ્ય ત્રાસ પામેલા લોકપાલોએ લીધેલું વિષ્ણુશરણ.

બ્રહ્માના અનુગ્રહથી અભિમાનના શિખરે ચઢેલો હિરણ્યકશિપુ પોતાના ભાઇનો વધ સંભારીને વિષ્ણુનો અધિક દ્વેષ કરવા લાગ્યો; મનુષ્યોને, ગંધર્વોને, સિદ્ધોને, યક્ષોને, ચારણોને, દેવોને તથા દૈત્યોને—એમ સર્વ લોકોને તેણે પોતાના દાસવત્ કરી મૂકયા; વિશ્વકર્માએ રચેલી સાક્ષાત્ ઇંદ્રપુરી અમરાવતીમાં તેણે રાજદંડનો પ્રયોગ કરવા માંડ્યો; તેનાથી ત્રાસ પામેલી પૃથ્વી તેને ખેડયાવિના ફલ આપવા લાગી; પોતાના તરંગરૂપ હાથવડે સમુદ્રો તેના ખોળામાં રત્નોની વૃષ્ટિ કરવા લાગ્યા; અને પર્વતો તેને રમણીય ફરવાનાં સ્થાનો આપવા લાગ્યા.

ન સહન થઇ શકે એવા આ હિરણ્યકશિપુના ત્રાસથી પરિતપ્ત થયેલા ઇંદ્રવરુણકુબેરાદિ લોકપાલોએ જ્યારે શ્રીવિષ્ણુનું એક ચિત્તથી શરણ પામ્યું ત્યારે મેઘગર્જનાજેવી ગંભીર આકાશવાણીએ તેમને આશ્વાસન આપ્યું: હે શ્રેષ્ઠ દેવો! તમારું કલ્યાણ થાઓ. સાધુ પુરુષો તથા પવિત્ર પ્રાણિપદાર્થોનો દ્વેષ કરનાર વિપરીત બુદ્ધિ વિનાશને જ સૂચવે છે. મદથી ફાટી ગયલો એ દૈત્ય જ્યારે પોતાના શાંત અને વૈરબુદ્ધિરહિત પુત્રનો દ્રોહ કરે ત્યારે તેનો અંતકાલ આવેલો સમજવો. દેવોનાં કરમાઇ ગયલાં મુખકમલો આ પ્રકારે આશ્વાસન આપનાર દિવ્ય વાણીથી પ્રફુલ્લ થયાં.

પ્રહ્લાદ: તેમના અંતઃકરણની ઉંચી સ્થિતિ.

હિરણ્યકશિપુને ચાર પુત્રો હતા, તેમાં સર્વથી મોટા પ્રહ્લાદની વૃત્તિ તથા તેમના ગુણો આશ્ચર્યકારક હતા. તે પ્રહ્લાદ તત્ત્વજ્ઞાનસંપન્ન મહાત્માઓ-

ના પવિત્ર સમાગમમાં રહેતા, પોતાની ઇન્દ્રિયોનું દાસત્વ ન કરતાં તેને પોતાને અધીન રાખતા, સત્યનું અડગપણે પાલન કરતા, પોતાથી શ્રેષ્ઠજનોપ્રતિ સંમાનબુદ્ધિ રાખતા, પોતાના સમાન જનોસાથે ભ્રાતૃભાવે વર્તતા, પોતાથી નિકૃષ્ટ જનો ઉપર કરુણાદૃષ્ટિથી જોતા—એમ કોઇપણ પ્રાણિપ્રતિ દ્વેષભાવના કરતા નહિ, વિદ્યાધનરૂપઆદિ સંપત્તિનો મદનો તેમને સ્પર્શ ન હતો, સુખસમયે તે હર્ષઘેલા થતા નહિ, તેમજ દુઃખના પ્રસંગે તેમનું અંતઃકરણ વ્યાકુલ કે વિહ્વલ થવા પામતું નહિ. સામાન્ય દૂધને એક બે દિવસ રાખવાથી તે ખાટું થઇ જાય છે , પરંતુ ક્ષીરસાગરનું દૂધ લાખો વર્ષ થયાં તોપણ અદ્યાપિ વિકારને પામ્યું નથી, તે પ્રમાણે સામાન્ય મતિને વિકારવશ કરનાર આશાતૃષ્ણાઆદિનું પ્રબલપણું પ્રહ્‌લાદની અલૌકિક મતિઉપર ચાલતું નહિ. અસુરજાતિમાં અવતર્યા છતાં તેમનામાં લેશ પણ આસુરી અંશ હતો નહિ.

પ્રહ્‌લાદને શ્રીવિષ્ણુઉપર જાણે સ્વાભાવિક પ્રીતિ હતી. બાલ્યાવસ્થામાં પણ લૌકિક રમકડાંથી વિમુખ થયલું તેમનું ચિત્ત પરમેશ્વરરૂપ દિવ્ય રમકડા વિના ક્યાંહિ ચોંટતું ન હતું. શ્રીવિષ્ણુને જેમનું અંતઃકરણ વશ થઇ ગયું હતું એવા પ્રહ્‌લાદને જગતનું પણ વિસ્મરણ થઇ જતું. બેસતાં ઉઠતાં, હરતાંફરતાં, ખાતાંપિતાં, વાત કરતા તથા સુતાં તેમની વૃત્તિ જગતના તુચ્છ વિષયોથી આકર્ષાતી નહિ. પરમેશ્વરના પ્રેમમય ધ્યાનમાં કોઇ સમયે તે હસતા તો કોઇ સમયે તે રડતા, કોઇ સમયે ઉંચા સ્વરથી ગાતા તો કોઇ સમયે લજ્જા મૂકી ભક્તિના આવેશમાં નૃત્ય કરતા, કોઇ સમયે ખુલ્લા કંઠથી ગર્જના કરતા તો કોઇ સમયે આંખો મીચી મૌન ધરી રહેતા. આવી પ્રેમલક્ષણાભક્તિથી તેઓ પોતે વર્ણન ન કરી શકાય એવું શાંતિસુખ ભોગવતા એટલું જ નહિ, પણ દુષ્ટોના સંગથી દીન તથા દુઃખી બની ગયેલા બીજાઓને પણ શાંત તથા પ્રસન્ન કરતા. ટુંકાણમા કહીએ તો તેમની ઇન્દ્રિયો, તેમનું આખું શરીર, તેમના પ્રાણ, તેમનું મન, તથા તેમની બુદ્ધિ—એ સર્વ જાણે પરમેશ્વરને અર્પાઇ ગયાં હતાં.

પ્રહ્લાદનું શિક્ષણ: પિતાપુત્રવિરોધ.

અસુરોના પુરોહિત શુક્રાચાર્યને શંડ તથા અમર્ક નામના બે પુત્રો હતા, તેમને હિરણ્યકશિપુએ કુમાર પ્રહ્લાદને તથા બીજા અસુર વિદ્યાર્થીઓને રાજનીતિવગેરે વિદ્યા ભણાવવાઅર્થે રાખ્યા હતા. પોતાના ગુરુ જે વિદ્યા ભણાવતા તે પ્રહ્લાદ પ્રીતિ તથા ઉત્સાહથી ભણતા, પણ 'પોતાનું' અને 'પારકું' એવો મિથ્યાભેદ તેમને કિંચિત્ પણ રુચતો નહિ.

એક સમયે હિરણ્યકશિપુએ પ્રહ્લાદને ખોળામાં બેસાડી પૂછ્યું: તને જે વાત સારી લાગતી હોય તે કહે. તેના ઉત્તરમાં કુમાર પ્રહ્લાદ બોલ્યા: 'હું' તથા 'મારૂં' એવા જે મિથ્યાભેદરૂપ અંધારા કૂવામાં પડીને માણસો અધોગતિના જ અધિકારી થાય છે તેને તજીને એકાંત સ્થાનમાં શ્રીહરિનો આશ્રય લેવો એ વાત મને સારી લાગે છે. શ્રીવિષ્ણુનો પક્ષ કરતા પોતાના સુકુમાર બાલકની બુદ્ધિને હસી કાઢી હિરણ્યકશિપુએ પ્રહ્લાદના ગુરુઓને તેના ઉપર એવી રીતે જાપતો કરવા કહ્યું કે વિષ્ણુના પક્ષના બ્રાહ્મણો છૂપી રીતે પણ એની મતિને બગાડી શકે નહિ. આ ઉપરથી શંડ તથા અમર્ક પ્રહ્લાદને પોતાને ઘેર લાવી તેના ચાતુર્યની પ્રશંસા કરી બોલ્યા: વત્સ પ્રહ્લાદ! તું ખરેખરૂં કહે, તારી બુદ્ધિમાં આવો ફેરફાર ક્યાંથી થઇ ગયો? એ ફેરફાર કોઇ બીજાએ કર્યો છે કે સ્વાભાવિક રીતે થયો છે? પ્રહ્લાદે કહ્યું: જેમની માયાના પ્રભાવથી મોહ પામેલાઓની મતિમાં 'પોતાનો' અને 'પારકો' એવો મિથ્યાભેદ ઉત્પન્ન થાય છે તે પરમેશ્વરને હું પ્રણામ કરૂં છું. એ પરમેશ્વર જ્યારે અનુગ્રહ કરે છે ત્યારે એ ભેદરૂપ પશુબુદ્ધિનો લય થઇ જાય છે. હે ગુરુઓ! જેવી રીતે લોઢું લોહચુંબકની સંનિધિમાં ફર્યા કરે છે તે પ્રમાણે સ્વાભાવિક રીતે મારૂં ચિત્ત પરમેશ્વરમાં ચોંટેલું રહે છે.

પ્રહ્લાદના આવા ઉત્તરથી કોપાયમાન થયેલા તેના ગુરુઓ તેનો તિરસ્કાર કરતાં બોલ્યા: હે કુલના અંગારા! ચંદનવનસમાન દૈત્યકુલમાં પાકેલા હે કાંટાના ઝાડ જેવા છોકરા! અસુરોને જડમૂલથી ઉખેડી નાંખવામાં તું વિષ્ણુની કુહાડીનો હાથો બન્યો છે, તેથી હવે ચોથા ઉપાય દંડને જ પાત્ર રહ્યો છે. આ પ્રમાણે વિવિધ યુક્તિથી પ્રહ્લાદને બીવરાવવાનો પ્રયત્ન કરતા તે બ્રાહ્મણો તેને ધર્મ,

અર્થ, તથા કામ—એ ત્રણ પુરુષાર્થસંબંધી શિક્ષણ આપવા લાગ્યા. કેટલાક દિવસ વીત્યે પ્રહ્‌લાદને રાજનીતિકુશલ થયેલા સમજીને તેઓ તેને અલંકાર પહેરાવી હિરણ્યકશિપુપાસે લઇ ગયા. પુત્રે પિતાને પ્રણામ કર્યાં; પિતાએ પુત્રને આશીર્વાદ આપી સસ્નેહ આલિંગનસુખ લીધું, તેને ખોળામાં બેસાડ્યો, તેનું મસ્તક સુંઘ્યું, અને તેના ઉપર હર્ષનાં આંસુની વૃષ્ટિ કરતાં પૂછ્યું: આયુષ્મન્ પ્રહ્‌લાદ! તું આટલા દિવસોમાં શી શી ઉત્તમ વિદ્યાઓ ભણ્યો તથા તારા ગુરુએ તને શું શીખવ્યું તે મને કહે. પ્રહ્‌લાદ બોલ્યો: શ્રીવિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવા, પૂજન, નમસ્કાર, તેમના પ્રતિ દાસભાવ, મિત્રભાવ તથા સ્વસમર્પણ—એ પ્રમાણે શ્રીવિષ્ણુની નવ પ્રકારની ભક્તિ કરવી એ પુરુષનું ઉત્તમ ભણતર છે એમ હું માનું છું.

આ પ્રકારનો ઉત્તર સાંભળી હિરણ્યકશિપુએ મહાક્રોધથી પ્રહ્‌લાદના ગુરુને કહ્યું: હે દુષ્ટમતિવાળા બ્રાહ્મણો! મારા શત્રુના પક્ષમાં રહીને તથા મારો અનાદર કરીને આવી નિઃસાર વિદ્યા તમે મારા પુત્રને કેમ શીખવી? ગુરુ બોલ્યા: અમારું શીખવેલું કે બીજાનું શીખવેલું એ બાલક બોલતો નથી, પણ એની સ્વાભાવિક બુદ્ધિ જ એવી છે, માટે હે ઇન્દ્રના શત્રુ! તારા ક્રોધને અંકુશમાં રાખ. ગુરુના આવા ભાષણથી હિરણ્યકશિપુએ પોતાના પુત્રને ફરીથી પૂછ્યું: હે કુમાર! તારી આવી અશુભ મતિ ગુરુના શિક્ષણથી નહિ તો ક્યાંથી થઇ? પ્રહ્‌લાદે કહ્યું : સંસારની ચિંતામાં પડેલા, ચાવેલું ચાવનારા (એટલે ભોગવેલા વિષયોને વારંવાર ભોગવનારા), અને ઇંદ્રિયોઉપર સત્તા ન ચાલવાથી જન્મમરણરૂપ અંધારામાં પેઠેલા પુરુષોની મતિ પોતાની મેળે, અથવા તો બીજાના શિક્ષણથી, અથવા તો પરસ્પર વિચારથી વિષ્ણુવિષે વળતી નથી. આંધળાની ટોળી પેઠે સુખનો માર્ગ ભૂલી દુઃખના ખાડામાં સડનારા એવા પુરુષો જ્યાંસુધી નિસ્પૃહ મહાત્માઓનો આશ્રય લેતા નથી ત્યાં સુધી તેઓ ભગવાનને ઓળખી શકતા નથી, અને તેમના સંસારક્લેશોનો અંત આવતો નથી.

પ્રહ્‌લાદનાં આવાં વચન સાંભળી ક્રોધાંધ બની ગયેલા હિરણ્યકશિપુએ

તેને પોતાના ખોળામાંથી ભોંયઉપર પછાડ્યો અને કહ્યુંઃ અરે દૈત્યો ! આ બાલકને અહિંથી લઇ જઈ ઝટ મારી નાંખો. એ દુષ્ટે જ મારા ભાઇ હિરણ્યાક્ષને મારી નાખ્યો છે, કારણ કે પોતાના કાકાનો વધ કરનાર વિષ્ણુનું દાસની પેઠે પૂજન કરે છે. પાંચ વર્ષની વયમાં જ જે દુષ્ટ છોકરો પોતાના માતાપિતાના સ્નેહને ખોઇ બેઠો છે તેનાથી વિષ્ણુનું પણ શું ભલું થશે ? પારકો છતાં ઔષધની પેઠે આપણું હિત કરનાર હોય તેને પુત્ર જાણવો, અને પોતાનો છતાં અહિત કરનાર હોય તેને રોગસમાન જાણવો; શરીરના રોગી અંગને તો અવશ્ય કાપી નાખવું કે જેથી બીજાં અંગો સુખપૂર્વક રહે. માટે આ શત્રુતુલ્ય પુત્રનો સર્વ પ્રકારથી સંહાર કરી નાંખો. હિરણ્યકશિપુની આજ્ઞાને વશ વર્તનારા તીક્ષ્ણ દાઢવાળા રાક્ષસો ભયંકર ગર્જના કરી પ્રહ્‌લાદનાં સર્વ અંગોને શૂલવડે વિંધી નાખવા લાગ્યા, પરંતુ ભગવાનથી રક્ષા કરાયલા તે કુમારઉપર તેમનો બધો પ્રયાસ વ્યર્થ ગયો. તેથી શંકા પામેલો હિરણ્યકશિપુ તેનો નાશ કરવાઅર્થે ચાંપતા ઉપાયો લેવા લાગ્યો. પ્રચંડ હાથીઓના પ્રહારથી, વિકરાલ સર્પોના ડંખથી, મંત્રોના પ્રયોગથી, ઉંચા પર્વત ઉપરથી ગબડાવવાથી, અનેક કપટોથી, ખાડામાં નાખવાથી, ઝેર આપવાથી, ઉપવાસ કરાવવાથી, હિમ, પવન, અગ્નિ તથા જલની સત્તાથી, તેમજ શિલાઓઉપર પછાડવાથી—આવી રીતે અનેક પ્રયોગોથી પણ જ્યારે હિરણ્યકશિપુ કુમાર પ્રહ્‌લાદનો નાશ કરી શક્યો નહિ ત્યારે તે ભારે ચિન્તામાં પડ્યો. તે વિચારવા લાગ્યો : કશાથી ભય ન પામનાર અને જાણે અમર કાયાવાળા ભાસતા આ અલૌકિક બાલકસાથે વિરોધ કરવાથી મારું મરણ તો નહિ થાય ?

ચિન્તાને લીધે કરમાઇ ગયલા મુખવાળા દૈત્યપતિને જોઈ શંડ તથા અમર્ક બોલ્યાઃ હે ત્રિલોકપતે ! તમારે ચિન્તા કરવાનું કશું પ્રયોજન નથી. બાલકનાં આચરણઉપર લક્ષ દેવું નહિ. અમારા પિતા શુક્રાચાર્યના સમાગમથી કુમાર પ્રહ્‌લાદની મતિ સુધરી જશે, માટે તેમના આવતાસુધી એને વરુણના પાશથી બાંધી રાખો કે જેથી ભય પામીને એ નાશી જાય નહિ. તેમનું વચન સ્વીકારી હિરણ્યકશિપુએ તેમને કહ્યુંઃ ગૃહસ્થાશ્રમી રાજાઓના ધર્મો-

નો એ બાલકને તમે બોધ કરો.

દૈત્યનાં બાલકોને પ્રહ્લાદે આપેલો ઉપદેશ.

ત્યાર પછી શંડ તથા અમર્કે પ્રહ્લાદને તે પ્રકારનું શિક્ષણ આપવા માંડ્યું, પરંતુ માત્ર પરમેશ્વરમાં ચોટેલા ચિત્તવાળા તેને તે શિક્ષણ રુચ્યું નહિ. જ્યારે ગુરુઓ ઘરના કામને લીધે બહાર જતા ત્યારે પ્રહ્લાદને બીજા દૈત્યબાલકોસાથે સ્નેહસંભાષણ કરવાનો અવકાશ મળતો. તે બાલકોનાં અન્તઃકરણ દુષ્ટોના સમાગમથી મલિન થયાં ન હતાં તેથી તેઓ પ્રહ્લાદના માહાત્મ્યથી આકર્ષાઇને, રમતગમત છોડી દઇને, તેના મલકાતા મુખઉપર સ્થિર દૃષ્ટિ સ્થાપીને, તેનાં વચન કાન માંડી સાંભળતા. આ પ્રમાણે દયાળુ સ્વભાવના, અને સર્વ પ્રાણીઓઉપર મિત્રભાવ રાખનાર પ્રહ્લાદ દૈત્યકુમારોને વારંવાર ઉપદેશ કરતા.

હવે આ ઠેકાણે ઘણા મનુષ્યોને સ્વાભાવિક રીતે શંકા થવાનો સંભવ છે કે ધર્મ જેવા ગંભીર વિષયને માટે શું કુમારાવસ્થા યોગ્ય છે ? બાલ્યાવસ્થાનું તો ક્રીડામાટે નિર્માણ છે, યુવાવસ્થાનું સંસારભોગમાટે, અને જેમાં ઇન્દ્રિયો શિથિલ થઇ જાય છે એવી વૃદ્ધાવસ્થાનું જ ધર્મચિન્તનમાટે. આવી શંકા આજ કાલ સેંકડો મનુષ્યોને થાય છે એ બતાવી આપે છે કે હાલની આર્ય પ્રજાનું ધર્મબલ કેટલું બધું હણાઇ ગયું છે. પ્રાચીન કાલમાં કુમારાવસ્થાનો રમવામાં તથા ખેલવામાં જ દુરુપયોગ કરવામાં આવતો નહિ, પરંતુ શરીરના નીરોગ બંધારણસાથે અન્તઃકરણના નિર્વિકાર બંધારણઉપર પણ ઓછું લક્ષ આપવામાં આવતું નહિ. ઉપનયનસંસ્કાર પામ્યા પછી ગુરુકુલમાં નિવાસ કરવાનો તે સમયનો સંપ્રદાય હતો, જેથી શિષ્યની બુદ્ધિ મહાત્મા ગુરુના સંગથી તેમનાપાસે ધર્મના પવિત્ર સંસ્કારોનો શણગાર ધારણ કરતી, શાસ્ત્રમાં પ્રવીણતા સંપાદન કરતી, અને કરોડો ગ્રંથો ગોખ્યાથી ન આવડે એવા શુદ્ધ વર્તનના નિયમોમાં જાણે સ્વાભાવિક રીતે પ્રવર્તતી. બ્રહ્મચર્યદશા પૂરી થતાં અને યુવાવસ્થામાં પ્રવેશ થતાં શિષ્યને વેરાગીબાવા બની જઇ જંગલમાં ... કરવામાં આવતું ન હતું, પણ સંસારમાં રહી ગૃહસ્થાશ્રમનો

ભાર ઉપાડવાનો જ ઉપદેશ કરવામાં આવતો હતો. અનેક કલેશોને ઉપજાવનાર પ્રવૃત્તિઓથી ભરેલો જે ગૃહસ્થાશ્રમ ધર્મઅસક્તિનાના મનુષ્યને લોઢાની બેડીજેવો લાગે છે, તે જ ગૃહસ્થાશ્રમ આવા પવિત્ર સંસ્કારોને ધારણ કરી રહેલી મતિને હીરાના હારજેવો લાગે એમાં શું આશ્ચર્ય છે? રૂપ, શરીરબલ, લક્ષ્મી તથા યશઆદિનું અભિમાન, સ્વાભાવિક લોહીનો જુસ્સો, સાહસિકપણું, જુદી જુદી પ્રકૃતિના અનેક મનુષ્યોસાથે સંગ, સ્ત્રી-વગેરે અનેક મોહક પદાર્થોનો સંબંધ, સંતતિનું યોગ્ય પ્રકારે રક્ષણ તથા શિક્ષણ, પારેલું કાર્ય કરવા જતાં લોકોથી કરાતી નિન્દા, પ્રિય પ્રાણિપદાર્થનો વિયોગ—એ વગેરે અનેક લાલચો, વિકારો, કસોટીઓ, ઉપાધિઓ તથા કર્તવ્યોના જે વિકટ વનમાંથી પુરુષને યુવાવસ્થામાં પસાર થવાનું આવે છે તેમાં ધર્મબલરૂપ ભોમિયો સાથે રાખવાની અગત્ય તેને જણાય એમાં વિસ્મય પામી શંકા કરવા સરખું કશું નથી; અને ભોમિયો જો સેરો હોય તો એ વિકટ વનમાં પ્રવેશ કરવા પહેલાં જ સેજ્જે, નહિ તો અભિમાનરૂપ પર્વતઉપરથી ગબડી પડી હાડકાંપાંસળાંના ચૂરેચૂરા થયા પછી, અથવા તો કામક્રોધાદિ ચોરોના હાથમાં પુંજીની પોટલી પોલ થઈ ગયા પછી, અથવા તો દુષ્ટ વાસનારૂપ વાઘેણના પ્રજળતા જઠરાગ્નિમાં શરીરનો હોમ અપાઇ ગયા પછી કશું વળવાનું નથી—એમ શાસ્ત્ર તથા સત્પુરુષો જે ચેતવણી આપે છે તેમાં અયોગ્ય સરખું શું છે?

**યોગવાસિષ્ઠ**માં કહ્યું છે કે: અનેક કલ્પિત રમતોને લીધે ચંચળ બાલ્યાવસ્થાનો અંત આવે અને બાહુબલથી શોભતી યુવાવસ્થામાં મનુષ્યનો પ્રવેશ થાય ત્યારથી જ તેણે મહાત્માનો સંગ કરી, શાસ્ત્રાભ્યાસથી પોતાની બુદ્ધિને શુદ્ધ કરી, પોતાના ગુણદોષનો વિચાર કરવો.

શ્રીમત્ **શંકરાચાર્ય** કહે છે કે: બાલ્યાવસ્થામાં જીવ ક્રીડાઓમાં આસક્તિવાળો હોય છે, યુવાવસ્થામાં સ્ત્રીવગેરે પદાર્થોમા અનુરાગી હોય છે, અને વૃદ્ધાવસ્થામાં ચિન્તામાં મગ્ન હોય છે; આ પ્રમાણે યોગ્ય કાલે પુરુષાર્થ ન કરવાથી પરમેશ્વરના પદને પ્રાપ્ત પામતો નથી...વૃદ્ધાવસ્થામાં ગાત્ર ઢીલાં

થઇ જાય છે, માથાઉપર પળિયાં આવે છે, મોંમાંથી દાંત પડી જાય છે; લાકડીના ટેકાથી ચાલવું પડે છે— આટલું છતાં યુવાવસ્થામાં ધર્મબલનું સંપાદન ન થવાથી આશાતૃષ્ણા તેનો કેડો છોડતી નથી.

રાજર્ષિ ભર્તૃહરિ કહે છેઃ જ્યાંસુધી આ શરીર સુદૃઢ અને નીરોગ છે, જ્યાંસુધી વૃદ્ધાવસ્થા આવી પહોંચી નથી, જ્યાંસુધી ઇન્દ્રિયોનું બલ હણાયું નથી, અને જ્યાંસુધી આયુષ્યનો ક્ષય થયો નથી, ત્યાંસુધીમાં જ બુદ્ધિમાન્ પુરુષે પોતાના કલ્યાણનેમાટે ભારે પ્રયત્ન કરી લેવો; ઘરમાં આગ લાગ્યા પછી કૂવો ખોદવાનો ઉદ્યમ કેવો નિરર્થક અને હાસ્યપાત્ર છે!

હિતોપદેશમાં કહ્યું છેઃ લૌકિક વિદ્યા તથા ધન સંપાદન કરતી વેળાએ માણસે વિચાર કરવો કે 'હું ઘણું એ જીવવાનો છું', તેથી વિદ્યા અને ધન મેળવવાને ઘણો સમય મને મળશે, પરંતુ ધર્મબલ સંપાદન કરતી વેળાએ તેણે વિચાર કરવો કે 'મરણે મારા કેશ પકડ્યા છે, તેથી ધર્મબલ પ્રાપ્ત કરવાનો આ જ સમય છે'.

વળી યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે: પવનને વીંટી શકાય, આકાશને ખાંડી શકાય, અને સમુદ્રના તરંગોને ગુંથી શકાય, પરંતુ આયુષ્યનો વિશ્વાસ કરી શકાય નહિ.

આમ હોવાથી માણસને વૃદ્ધાવસ્થા ભોગવવાનો વારો આવશે એ જ અનિશ્ચિત છે.

તે જ પ્રમાણે એક સમયે દૈત્યબાલકોને ઉપદેશ કરતાં પ્રહ્લાદ કહે છેઃ મનુષ્યદેહ જે ધારેલું ફળ આપનાર છે તે ક્ષણભંગુર અને દુર્લભ હોવાથી ડાહ્યા માણસે ધર્મવિષયોસંબંધી વિચાર કુમારાવસ્થામાં જ કરવો. હે દૈત્યો! જેમ દુઃખ સર્વ પ્રાણીને ઇચ્છાઉપરાંત પણ આવી પડે છે તેમ આ દેહ ધર્યાના કારણથી જ સર્વ અવસ્થામાં સંસારના પદાર્થોને ભોગવવાથી મળતું સુખ મનુષ્યને અનાયાસે પ્રાપ્ત થાય છે. માટે એ સાંસારિક સુખને મેળવવામાં જ જો મનુષ્ય પોતાના આયુષ્યનો ઉપયોગ કરે તો પરમેશ્વરના પદને શી રીતે પામે? માણસનું આયુષ્ ઘણામાં ઘણું સો વર્ષનું હોય છે, તેમાંનું અર્ધું

ઉંઘવામાં નિરર્થક જાય છે, બાલ્યાવસ્થા તથા કુમારાવસ્થાનાં વીસ વર્ષ અજ્ઞાન તથા ક્રીડાવિનોદ-આદિમાં વહ્યાં જાય છે, વીશ વર્ષ વૃદ્ધાવસ્થાથી સપડાયેલો માણસ ચિંતામાં ગાળે છે, અને બાકીનાં વર્ષ વિષયાસક્ત જીવ પ્રબલ મોહમાં તથા આશાતૃષ્ણામાં ઉડાવી દે છે. શરીર તથા મનને મૂર્છા પમાડનાર સ્ત્રી, કાલું કાલું બાલનું કરનાર પુત્રો તથા પુત્રીઓ, માતાપિતા, ભાઇબહેન વગેરે સ્નેહાધીન કુટુંબીજનો, પ્રાણ કરતાં વહાલું ધન, ભાતભાતના સામાનથી ભરેલાં ઘર, શરીરને પુષ્ટ તથા મનને પ્રસન્ન કરનાર મિષ્ટ રસ આપનાર ગાયભેંસવગેરે પશુઓ, આજ્ઞા ઉઠાવનાર સેવકજનો, ખાવાપિવાના અને ભોગવવાના અનેક પદાર્થો-એ સર્વની જાળમાં, ઇંદ્રિયને વશ રહેનારો જીવ કેમ ફસાયા વિના રહે? હે દૈત્યો! આ સંસારના વિષયો જે રાક્ષસો જેવા છે તે ઉપરથી આસક્તિ ઉઠાવીને આદિદેવ નારાયણને શરણ થાઓ.

હે દૈત્યકુમારો! તમે એમ નહિ ધારશો કે ભગવાન્ નારાયણને પ્રસન્ન કરવામાં પુરુષને બહુ શ્રમ પડે છે, કારણ કે પરમેશ્વર સર્વ પ્રાણિપદાર્થના અંતરમાં રહેલા છે. વૃક્ષજેવા સ્થાવર પદાર્થથી માંડી છેક બ્રહ્મદેવપર્યંત ઈશ્વર વ્યાપી રહ્યા છે. આમ હોવાથી હે અસુરપુત્રો! આસુર સ્વભાવને સજીને તમે સર્વ પ્રાણીઓવિષે દયાભાવ તથા મિત્રભાવ રાખો, કારણ કે તેમ કરવાથી ઈશ્વર પ્રસન્ન થાય છે અને જો ઈશ્વર પ્રસન્ન થયા તો કઇ વસ્તુ દુર્લભ રહે છે? તોપણ આપણે ભગવાનના ભક્તોએ સંસારના ક્ષણિક પદાર્થોમાં શામાટે લુબ્ધ થવું જોઇએ!

પરમેશ્વર એક છે, નિત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે, અને આનંદમય છે. જન્માવાપણું, બીજા પદાર્થોથી ભિન્ન ગણાવાપણું, વધવાપણું, રૂપાંતર પામવાપણું, ઓછા થવાપણું અને નાશ પામવાપણું-આ છ વિકારો જે શરીરવિષે જોવામાં આવે છે તે સર્વાત્મા પરમેશ્વરને લાગુ પડતા નથી. (૧) આત્મા નિત્ય છે, ત્યારે દેહ ક્ષણિક છે, (૨) આત્માનો ક્ષય થતો નથી, ત્યારે દેહનો ક્ષય થાય છે, (૩) આત્મા શુદ્ધ છે, ત્યારે દેહ મલમૂત્રાદિના કારણથી અપવિત્ર છે, (૪) આત્મા એક છે, ત્યારે દેહો અનેક છે, (૫) આત્મા

દેહને જાણનાર ચેતન છે, ત્યારે દેહ જ્ઞાનરહિત જડ છે, (૬) આત્મા દેહનો આધાર છે, ત્યારે દેહ આત્માનો આધાર લઇ ટકે છે, (૭) આત્મા ૭ વિકારોથી રહિત છે, ત્યારે દેહ ૭ વિકારોને અધીન છે, (૮) આત્મા પોતે પ્રકાશસ્વરૂપ છે, ત્યારે દેહ આત્માના પ્રકાશથી ભાસે છે, (૯) આત્મા પરમ કારણરૂપ છે, ત્યારે દેહકાર્ય રૂપ છે,(૧૦) આત્મા સર્વત્ર વ્યાપક છે, ત્યારે દેહ અમુક સ્થાનમાં જ રહે છે, (૧૧) આત્મા સંગરહિત છે, ત્યારે દેહ સંગવાળો છે, (૧૨) આત્માનું આવરણ થઇ શકતું નથી, ત્યારે દેહનું આવરણ વસ્ત્રાદિથી થઇ શકે છે—આ બાર લક્ષણથી મતિમાન્ મનુષ્યે દેહાદિવિષે ‘હું તથા મારૂં ’ એવી બુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ. જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ (સ્વપ્નરહિત ગાઢ નિદ્રા) એ ત્રણ અવસ્થાઓ બુદ્ધિની જ છે, અને તેનો જેની સત્તાને લીધે અનુભવ થઇ શકે છે તે અંતઃકરણનો નિયંતા સાક્ષી આત્મા સર્વથી શ્રેષ્ઠ છે.

હે દૈત્યો ! જે બુદ્ધિ પોતામાં રહેલાં ગુણકર્મોના કારણથી આ સંસારને જણાવે છે તેનો પરમેશ્વરમાં લય કરવો એ તમારૂં કર્તવ્ય છે. બ્રહ્મજ્ઞાન આપનાર મહાત્માની સેવાથી, સંસારના પદાર્થો ઉપરનું અભિમાન ઉઠાવી લેવાથી, સાધુ પુરુષોના સંગથી, પરમેશ્વરના ગુણકીર્તનથી તથા ધ્યાનથી, ‘પરમેશ્વર સર્વ પ્રાણિપદાર્થોમાં રહેલા છે’ એવી ભાવનાથી, તથા ઇંદ્રિયસંયમથી આત્મસ્વરૂપનું જ્ઞાન થાય છે. પરમેશ્વર જે અંતઃકરણમાં આત્મસ્વરૂપે પ્રકટ થાય છે, અને સર્વ પ્રાણીઓના મિત્ર છે તેમની ઉપાસના કરવામાં શો ભારે શ્રમ છે? ધન, સ્ત્રી, પશુઓ, પુત્રાદિક સંતતિ, ઘર, પૃથ્વી, હાથી, ભંડાર, વૈભવો—એ સર્વ કે જે ક્ષણમાં અળપાઇ જવાના સ્વભાવવાળા છે તે પુરુષનું કેટલું હિત કરી શકે એમ છે ? તે જ પ્રમાણે યજ્ઞાદિથી મેળવેલા સ્વર્ગાદિ લોકો પણ નાશવાન્ હોવાથી તેમના વિષે આસક્તિ ધરવી ઉચિત નથી. માટે પરમેશ્વર જેમાં એક દોષ જોવામાં તથા સાંભળવામાં આવતો નથી તેમની ભક્તિ કરી આત્માનો સાક્ષાત્કાર કરો. પુરુષ બ્રાહ્મણ હોય, દેવ હોય કે ઋષિ હોય, સદાચારી હોય કે શાસ્ત્રજ્ઞાની હોય, દાતા હોય કે તપસ્વી હોય, યજ્ઞાદિક ધર્મકર્મ કરનાર હોય

કે ચાંદ્રાયણાદિ વ્રત પાળનાર હોય, પણ જો ઈશ્વરભક્તિથી રહિત...હોય તો તે સઘળું વ્યર્થ જ સમજવું. માટે હે દૈત્યબાલકો ! પરમેશ્વરની ભક્તિ કરો.

સ્તંભમાં પરમેશ્વર ; હિરણ્યકશિપુવધ ને પ્રહ્લાદસ્તુતિ.

પ્રહ્લાદના આવા નિર્દોષ શિક્ષણે જેમનાં અંતઃકરણઉપર સારી અસર કરી હતી એવા દૈત્યકુમારોના ગુરુશિક્ષણઉપર સ્વાભાવિક અનાદર થયો. તે જોઈ ખેદ પામેલા શંડ તથા અમર્કે સઘળો વૃત્તાંત હિરણ્યકશિપુને નિવેદન કર્યો. પોતાના પુત્રનું અયોગ્ય આચરણ સાંભળવાથી હિરણ્યકશિપુનાં ગાત્ર મહાક્રોધના આવેશમાં કંપવા લાગ્યાં. તેણે પ્રહ્લાદનો નાશ કરવાની ધારણાથી તેને પોતાની પાસે બોલાવ્યો. નમ્ર પ્રહ્લાદ હાથ જોડી સામા ઉભા રહ્યા; આસુરી મતિવાળા પિતાએ દિવ્ય બુદ્ધિવાળા પુત્રનો તિરસ્કાર કરતાં કહ્યું: હે ઉદ્ધત, મૂર્ખ, અધમ છોકરા હું આજે તને યમરાજાને ત્યાં પહોંચાડી દઉંછું. જેના ક્રોધથી ત્રણે ભુવનો કંપે છે તેની આજ્ઞાનું તું કયા બલથી ઉલ્લંઘન કરે છે ?

પ્રહ્લાદ બોલ્યા: જે સત્તા ચરાચર વિશ્વને નિયમમાં રાખે છે તેને લીધે એકલા મારું કે તમારું બલ નથી, પરંતુ અન્ય સર્વ બલવાનનું બલ છે. તમે તમારા આસુર સ્વભાવને છોડી દો, અને મનના ઉપર અંકુશ રાખો; ન જિતાયલા અને અવળે માર્ગે ચાલનાર મનવિના બીજો કોઈ પણ શત્રુ નથી, અને મનને વશમાં રાખવું એ જ પરમેશ્વરની પરમ સેવા છે. કામક્રોધાદિ છ શત્રુઓને જિત્યા વિના જ પોતાને દશ દિશાના પતિ માનનાર કેટલાક ઇન્દ્રિયદાસ અજ્ઞાન જીવો હોય છે, પરંતુ ખરા વીરો તો તે જ સાધુ પુરુષો છે કે જે પોતાના અંતઃકરણને શાસનમાં રાખી, અને સર્વ પ્રાણીઓઉપર સમભાવ ધારણ કરી, કામાદિ શત્રુઓને નિરન્તર કંપાવે છે.

હિરણ્યકશિપુએ કહ્યું: હે મંદ બુદ્ધિવાળા ! તું બહુ બકે છે તેથી તું ખરે મરવાને ઇચ્છતો હોય એમ જણાય છે, કારણ કે જેઓ મરણની તૈયારીઉપર હોય છે તેનું બાબણ ઠેકાણાવિનાનું હોય છે. હે મંદ ભાગ્યવાળા ! મારા વિના બીજો જે જગતનો ઈશ્વર તેં કહ્યો તે ક્યાં છે ? તે જો સર્વવ્યાપક હોય

તો આ થાંભલામાં કેમ જણાતો નથી ? પ્રહ્લાદે કહ્યું: થાંભલામાં પણ મને જણાય છે. હિરણ્યકશિપુ બોલ્યો: તને જણાતો હોય તો લે આ તારું માથું ધડથી ઉડાવી દઉં છું, તે વેળા તે તારું રક્ષણ કરશે. એમ કહી ક્રોધથી વ્યાપ્ત તે પ્રચંડ અસુરે ખડ્ગને ઉગામી થાંભલાઉપર પોતાની મુષ્ઠિનો પ્રહાર કર્યો. તે જ ક્ષણે તે થાંભલામાંથી, અતિ ભયંકર નાદપૂર્વક, અડધી સિંહની તથા અડધી પુરુષની આકૃતિરૂપે, પરમેશ્વરનું અલૌકિક આશ્ચર્યજનક રૂપ પ્રકટ થયું. શ્રીનૃસિંહના અસહ્ય તેજમાં જેનું તેજ અસ્ત પામ્યું હતું એવો હિરણ્યકશિપુ તર્કવિતર્ક કરવા લાગ્યો કે 'આ તે કયું સ્વરૂપ હશે ?' ગરુડ સર્પને જેમ પકડી પાડે તેમ આ પ્રકારે સંશયમાં પડેલા દૈત્યને નૃસિંહે પકડી પાડયો, અને થોડીવાર તેની સાથે લીલાયુદ્ધ કર્યું. પછી ઘરની બહાર નહિ તેમ ઘરની અંદર નહિ એવી રીતે સભાના ઉમરાગાં, દિવસે નહિ અને રાતે પણ નહિ એવી રીતે સાયંસંધ્યાકાળે, પૃથ્વીઉપર નહિ તેમ આકાશમાં નહિ એવી રીતે સાથળઉપર, મનુષ્ય નહિ તેમ જ ઇતર પ્રાણી નહિ એવા નૃસિંહના રૂપમાં પ્રકટ થયલા વિષ્ણુભગવાનના નખથી, હિરણ્યકશિપુની છાતી, જેની ચામડીને કાપવા ઇંદ્રનું વિકરાલ વજ્ર પણ સમર્થ થયું ન હતું તે રમતમાં ને રમતમાં ચીરાઇ ગઇ. સર્વને ત્રાસ આપનાર હિરણ્યકશિપુનો નાશ થતાં, આનંદના ઉભરાથી પ્રફુલ્લ મુખવાળી દેવાંગનાઓએ શ્રીનૃસિંહઉપર પુષ્પવૃષ્ટિ કરી, અને મહાદેવ, ઇન્દ્રાદિ દેવો, ઋષિઓ, પિતરો, વિદ્યાધરો, પ્રજાપતિઓ, ગન્ધર્વો, યક્ષો, કિંનરો–આદિ સર્વે એકઠા થઇ પૃથક્ પૃથક્ યોગ્ય શબ્દોમાં તેમની સ્તુતિ કરવા લાગ્યા.

પરંતુ, શ્રીનૃસિંહનું અત્યંત ઉગ્ર સ્વરૂપ જોઇને જ્યારે દેવાદિ તેમની પાસે જવાની હામ બીડી શક્યા નહિ ત્યારે બ્રહ્મદેવે પરમેશ્વરના પરમ ભક્ત પ્રહ્લાદને તેમની પાસે મોકલ્યા પ્રહ્લાદે પાસે જઈ, હાથ જોડી પૃથ્વીઉપર પડી, શ્રીવિષ્ણુને નમ્ર ભાવે પ્રણામ કર્યા. અને નૃસિંહે પોતાનો અભયવર આપનાર હસ્ત તેના મસ્તક ઉપર મૂક્યો. તેથી પ્રહ્લાદ સ્વરૂપજ્ઞાન પામી કૃતાર્થ થયા. ભક્તિના આવેશને લીધે ગદ્‌ગદ થયલી વાણીવડે તેમણે પરમેશ્વરની

તો આ થાંભલામાં કેમ જણાતો નથી ? પ્રહ્‌લાદે કહ્યું: થાંભલામાં પણ મને જણાય છે. હિરણ્યકશિપુ બોલ્યો: તને જણાતો હોય તો લે આ તારું માથું ધડથી ઉડાવી દઉં છું, તે વેળા તે તારું રક્ષણ કરશે. એમ કહી ક્રોધથી વ્યાપ્ત તે પ્રચંડ અસુરે ખડ્‌ગને ઉગામી થાંભલાઉપર પોતાની મુઠ્ઠિનો પ્રહાર કર્યો. તે જ ક્ષણે તે થાંભલામાંથી, અતિ ભયંકર નાદપૂર્વક, અડધી સિંહની તથા અડધી પુરુષની આકૃતિરૂપે, પરમેશ્વરનું અલૌકિક આશ્ચર્યજનક રૂપ પ્રકટ થયું. શ્રીનૃસિંહના અસહ્ય તેજમાં જેનું તેજ અસ્ત પામ્યું હતું એવો હિરણ્યકશિપુ તર્કવિતર્ક કરવા લાગ્યો કે 'આ તે કયું સ્વરૂપ હશે ?' ગરુડ સર્પને જેમ પકડી પાડે તેમ આ પ્રકારે સંશયમાં પડેલા દૈત્યને નૃસિંહે પકડી પાડ્યો, અને થોડીવાર તેની સાથે લીલાયુદ્ધ કર્યું. પછી ઘરની બહાર નહિ તેમ ઘરની અંદર નહિ એવી રીતે સભાના ઉમરામાં, દિવસે નહિ અને રાતે પણ નહિ એવી રીતે સાયંસંધ્યાકાલે, પૃથ્વીઉપર નહિ તેમ આકાશમાં નહિ એવી રીતે સાથળઉપર, મનુષ્ય નહિ તેમ જ ઇતર પ્રાણી નહિ એવા નૃસિંહના રૂપમાં પ્રકટ થયેલા વિષ્ણુભગવાનના નખોથી, હિરણ્યકશિપુની છાતી, જેની ચામડીને કાપવા ઇંદ્રનું વિકરાલ વજ્ર પણ સમર્થ થયું ન હતું તે રમતમાં ને રમતમાં ચીરાઇ ગઇ. સર્વને ત્રાસ આપનાર હિરણ્યકશિપુનો નાશ થતાં, આનંદના ઉભરાથી પ્રફુલ્લ મુખવાળી દેવાંગનાઓએ શ્રીનૃસિંહઉપર પુષ્પવૃષ્ટિ કરી, અને બ્રહ્મદેવ, ઇન્દ્રાદિ દેવો, ઋષિઓ, પિતરો, વિદ્યાધરો, પ્રજાપતિઓ, ગન્ધર્વો, યક્ષો, કિંનરો–આદિ સર્વે એકઠા થઇ પૃથક્ પૃથક્ યોગ્ય શબ્દોમાં તેમની સ્તુતિ કરવા લાગ્યા.

પરંતુ, શ્રીનૃસિંહનું અત્યંત ઉગ્ર સ્વરૂપ જોઇને જ્યારે દેવાદિ તેમની પાસે જવાની હામ ભીડી શક્યા નહિ ત્યારે બ્રહ્મદેવે પરમેશ્વરના પરમ ભક્ત પ્રહ્‌લાદને તેમની પાસે મોકલ્યા પ્રહ્‌લાદે પાસે જઈ, હાથ જોડી પૃથ્વીઉપર પડી, શ્રીવિષ્ણુને નમ્ર ભાવે પ્રણામ કર્યા, અને નૃસિંહે પોતાનો અભયવર આપનાર હસ્ત તેના મસ્તક ઉપર ધર્યો. તેથી પ્રહ્‌લાદ સ્વરૂપજ્ઞાન પામી કૃતાર્થ થયા. ભક્તિના આવેશને લીધે ગદ્‌ગદ થયલી વાણીવડે તેમણે પરમેશ્વરની

અનેક પ્રકારે નિરભિમાનપણે સ્તુતિ કરતાં કહ્યું: હે પ્રભો ! આખા વિશ્વને આપનું જ શરણ છે. આપ જે પ્રાણીથી વિમુખ થાઓ તેને માતાપિતા રક્ષી શકતાં નથી, ઔષધિ નીરોગ કરી શકતાં નથી, અને નૌકા સમુદ્રને પાર ઉતારી શકતી નથી. પરમેશ્વરે પ્રહ્લાદને વર માગવા કહ્યું, પણ ભક્તશિરોમણિ પ્રહ્લાદ બોલ્યા: વરના લોભથી જે જીવ આપની ભક્તિ કરે તેને હું ભક્ત માનતો નથી, પણ વ્યાપારી જ માનું છું. તોપણ આપની ઇચ્છા છે તો એટલુંજ માગું છું કે મારા અંતઃકરણમાં કદાપિ આશાતૃષ્ણાનું સ્ફુરણ થાય નહિ, અને મારો અસુર પિતા પોતાના અતિઘોર પાપમાંથી મુક્ત થાય.

તથાસ્તુ એમ કહી શ્રીનૃસિંહે પ્રહ્લાદને એ વરોના દાન ઉપરાંત એક મન્વંતર ( લગભગ એકત્રીસ કરોડ વર્ષ ) પર્યંત રાજ્યવૈભવનો ભોગ આપ્યો. તેને આસક્તિરહિતપણે ભોગવી ભક્તમુકુટમણિ પ્રહ્લાદ અંતે પરમેશ્વરના સ્વરૂપમાં શમ્યા. इति ।

કૌશિકરામ વિ. મેહેતા.

श्रीः ।

# लोकप्रिय लेखमाला.

(માસિક)

ધર્મ નીતિ — વિદ્યા કલા

વર્ષ ૧. # આપણી બે આંખો. અંક ૭.

સં. ૧૯૫૭ વૈશાખ વદિ ૧૪. | (સ. ૧૯૦૧ મે.)

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકોઃ—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગે રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષ આખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન

છુટક કીમત રૂ. ૦-૦-૯

વડોદરા.

ધી " નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ " કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર — वार्ता कथा, ४०

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

श्रीः ।

धर्म નીતિ

# लोकप्रियं लेखमाला

(માસિક)

વિદ્યા કલા

વર્ષ ૧.

# આપણી બે આંખો.

અંક ૭.

સં. ૧૯૫૭ વૈશાખ વદિ ૧૪. | (સ. ૧૯૦૧ ઇ.)


પ્રસિદ્ધ કરનાર

**श्रेयःसाधक अधिकारिवर्ग.**

લેખના વ્યવસ્થાપકો:—

**છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.**

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.**

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલ:—

**આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.**

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષ આખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન

છુટક કીમત રૂ. ૦-૦-૯

વડોદરા.

**ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.**


ઉદ્યોગ સંસાર

कि किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ૪૦

# सूचना.

**લોકપ્રિય લેખમાલાનું** અભિનન્દનપૂર્વક અવલોકન તા. ૧૪-૪-૧૯૦૧ ના "**ગુજરાતી**" ના અંકમાં કરી તે પ્રતિષ્ઠિત પત્રના સુજ્ઞ વિદ્વાન્ આધિપતિએ **લેખમાલા**ના પ્રસારમાં જે મદદ કરી છે તે માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

કેટલાક ગ્રાહકો પોતાના શરનામામાં ફેરફાર થયા છતાં તેની ખબર આપતા નથી તેથી તેમને અંકો મળવામાં અવ્યવસ્થા થવાનો સંભવ રહે છે, માટે તેઓ કાળજી રાખી સ્થાનફેર સૂચવશે એવી આશા છે.

અંક ગેરવલ્લે પડવાસંબંધી ફરિયાદ ઉપર અંકની પ્રસિદ્ધિ **પછી ૧૫ દિવસ સુધી** જ લક્ષ આપવામાં આવશે.

કેટલાક સજ્જનો તરફથી એમ જણાવવામાં આવે છે કે **લેખમાલા**ના જુજ લવાજમ રૂ. ૧) ઉપર વી. પી. અથવા મનીઓરડરને લીધે બે આના જેટલું ટપાલ ખાતાનું બિલ ચડી જાય છે, તેથી સામાન્ય સ્થિતિના માણસને તેટલા વધારે ખરચમાં ઉતરવું પસંદ પડતું નથી. આ તેમનું કહેવું યોગ્ય છે. આ સંબંધે તેમને સૂચવવાનું કે સર્વોત્તમ રીત નો એ જ છે કે બનતા સુધી દરેક સ્થલના ગ્રાહકોએ બે, ચાર કે તેથી વધારે સંખ્યામાં એકઠા થઇ અંકો મંગાવવા જેથી રૂપિયા ઉપરનો ખરચ અત્યંત કમી થઇ જશે. ગ્રાહક થવા ઇચ્છનાર પુરુષ સ્હેજ શ્રમથી **લેખમાલા**ના બે ત્રણ પણ ગ્રાહકો પોતાના મિત્રમંડળમાંથી કરી શકશે જે જે સ્થલે લેખમાલા જાય છે તેમાં ક્વચિત્ જ એવું સ્થલ હશે કે જ્યાં એક જ ગ્રાહક હોય.

આર્ય-ઉદ્યોગ-મંડલ, ધીકાંટા, વડોદરા.

# આપણી બે આંખો.

"*Observation in its highest form is a methodical process. It implies a deliberate selection of an object for special consideration, a preparatory adjustment of the attention, and an orderly going to work with a view to see what takes place in the world about us. This methodical procedure is specially conspicuous in scientific observation, as that of the astronomer, or the chemist. Such observation commonly involves, further, a prolonged and patient attention to changes in an object.*" —
*Prof. Sully.*

ભાવાર્થ:—ઉંચા પ્રકારની અવલોકનશક્તિ એક નિયમસર થાલતી ક્રિયા છે. તેનાં અંગો નીચે પ્રમાણે છે—( ૧ ) ખાસ વિચારમાટે કોઇ પણ વિષયને બુદ્ધિપૂર્વક પસંદ કરવો, ( ૨ ) આગળથી જ તે વિષય ઉપર વ્યવસ્થાપૂર્વક લક્ષસ્થાપન, અને ( ૩ ) આપણી આસપાસ જગત્માં શું શું બને છે તેની નિરીક્ષા કરવાના હેતુથી કરવામાં આવતો યથાક્રમ અભ્યાસ ખગોલવિદ્યા, રસાયનવિદ્યા-આદિ શાસ્ત્રોને લગતા અવલોકનમાં આવું વ્યવસ્થિત નિરીક્ષણ મુખ્યત્વે કરીને આવે છે. તેનું ચોથું અંગ સામાન્યત: એ હોય છે કે જે વિષયની નિરીક્ષા કરવામાં આવે છે તેમાં થતા ફેરફારો ઉપર લાંબા વખત સુધી ધૈર્યપૂર્વક લક્ષને સ્થાપવું પડે છે.—પ્રોફેસર સલિ.

---

'છતી આંખે તમે આંધળા છો' એવું જો કોઇ કહે તો તમને

જરૂર ખોટું લાગ્યા વિના રહેશે નહિ, અને તમે તરત જ તેવું કહેનારને ક્રોધયુક્ત વાણીવડે સજ્જડ દબાવવા તૈયાર થશો કે જેથી તમને આવા બેઅદબીભરેલા તથા તમારૂં મન દુઃખવનાર શબ્દો ફરી કોઇ વાર તમને કહે નહિ. પરંતુ જો કારણસહિત વિવેચનપૂર્વક તમારી ખાતરી કરી આપવામાં આવે કે એ કથન તમારા અથવા તમારા જેવા કરોડો માણસના સંબંધમાં સાર્થક છે તો તેથી તમને ઘણું આશ્ચર્ય થશે એટલુંજ નહિ પણ તેથી તમારા મનપર એવી તો ઉંડી અસર થશે કે એ કથન જે કારણોથી બ્યાજબી ઠેરવવામાં આવ્યું હશે તેનો જલદી ત્યાગ કરી તેને ખોટું પાડવા માટે તમને સ્વાભાવિક ઉત્સાહ થશે.

એક દિવસ મુંબાઇથી વડોદરા સુધી મુસાફરી કરવા માટે આગગાડીના ફરસ્ટ ક્લાસમાં મેં મારી બેઠક લીધી. મ ર્ગમાં આવતાં જૂદાં જૂદાં સ્ટેશનોપર કેટલાક મિત્રોને મળવાની ઇચ્છાથી રાતની ગાડીમાં નીકળવાનો વિચાર ર ાંડી વાળી સવારમાં નીકળતી ગાડીનો મેં આશ્રય લીધો. એવું બન્યું કે તે જ ટ્રેનમાં જે ખાનામાં હું બેઠો હતો તેમાં એક ઇંગ્રેજ ગૃહસ્થ આવીને બેઠો. તેની મુખમુદ્રા ઘણી શાંત હતી અને ઇંગ્રેજ કવિઓએ વર્ણેલી વિચારશીલપણાની રેખાઓ ( lines of thought ) તેના ભવ્ય કપાળમાં ખુલ્લી જણાતી હતી. તેના હાવભાવ તથા તેનો બેસવા ઉઠવાનો ઢઢ કોઇ મોટા પુરુષને યોગ્ય હતા; તોપણ ઘણાં વર્ષથી આ દેશમાં રહેતા અને સત્તાના દોરથી આ દેશની પ્રજાને હલકી ગણવા લાગેલા કેટલાએક સાહેબો હોય છે તેવો આ નથી એમ તો એના વર્તનની નરમાશપરથી કોઇને પણ સમજાતું હતું. વળી આ દેશમાં તે તરતનો જ આવેલો હોય એમ તેની આંખોમાં અપરિચિતતાના જણાતા ભાવથી લાગતું હતું. મુંબાઇથી ટ્રેન ઉપડી કે એ શાન્ત વિચારવાન્ પુરુષ સાથે કંઇક વાત કરવા મને ઉત્કટ ઇચ્છા થઇ, પરંતુ ઓળખાણ વિના ' કેમ ભાઇ તમારૂં નામ શું ? કયે ગામ જાઓ

છો ?' વગેરે પ્રશ્નો જે આપણા લોકોમાં પૂછવાનો સામાન્ય રીવાજ છે તે ઇંગ્રેજી રીવાજના નિયમથી અસભ્ય ચાલ ગણાતો હોવાથી હું બોલ્યા ચાલ્યા વિના બેશી રહ્યો.

થોડી વાર થઇ એટલે તરત જ તે વિદેશી ગૃહસ્થે મને ઇંગ્રેજીમાં પૂછયું કે 'આગળ કયાં કયાં શહેરો જોવા જેવાં છે, તથા તેમાં ખાસ નવાઇ જેવી કે પરદેશીઓને રમુજ આપે એવી શી શી વસ્તુઓ છે, તેમજ તે દરેક શહેરોમાં શી શી ચીજો બને છે તે કૃપા કરી મને કહો, કારણ કે દેશે દેશ ફરી તેમાં શું જોવા જાણવા જેવું છે તેની તપાસ કરવા માટે મારો આ પ્રવાસ છે.' એના પ્રશ્નના ઉત્તરમાં મેં તેને કહેવા યોગ્ય સર્વ ઇંગ્રેજીમાં અને તે સમજી શકે એવી ઢબમાં કહ્યું. તેની સાથે વિવિધ વિષયપર વાતો કર્યા પછી પૂછતા જણાયું કે પશ્ચિમ તરફના દેશોમાં–જેને આપણા લોકો સામાન્ય રીતે વિલાયત કહે છે તેમાં–હાલમાં બેશાતી જૂદી જૂદી વિદ્યાઓમાં જે મનુષ્યોના ખત અને અપાર પરિશ્રમથી પ્રતિદિવસ નવા નવા લોકોપયોગી શોધો કરવામાં આવે છે, અને જે શોધોવડે કુદરતપર માણસનો કાબુ દિનપરદિન વધતો જાય છે તે શોધો કરનારાઓમાંનો તે પણ એક હતો. તેનું વય બહુ નહિ લાગવાથી મેં તેને પૂછયું કે 'આટલા થોડા વખતમાં આટલો બધો અભ્યાસ અને નવા શોધો તમે શી રીતે કરી શકયા ?' તેણે ઉત્તર આપ્યું કે 'માત્ર મારી બે આંખોના ઉપયોગથી જ.' એનું આ ઉત્તર સાંભળી હું તો સ્તબ્ધ જ થઇ ગયો, અને વિચારવા લાગ્યો કે આપણા જેવી જ આંખો એને છે તેમ આપણને બે અને એને કાંઇ ત્રણ કે ચાર આંખ હોય એવું પણ જણાતું નથી. વળી દિવસ અને રાત્રિ મળીને થતા ચોવીસ કલાકમાંથી ઉંઘને માટે સાત આઠ કલાક જતાં બાકીનો સર્વ વખત આપણે તેને ઉઘાડી જ રાખીએ છીએ, કાંઇ મીંચી રાખતા નથી કે આંખે પાટા બાંધીને બેસતા નથી, તો પછી આપણે શું આંખોનો ઉપયોગ નથી કરતા ? કરીએ તો છીએ. ત્યારે એ આંખોનો કેવી રીતે ઉપયો-

ગ કરે છે તે અવશ્ય જાણવું જોઇએ.

આથી એ વિદેશી ગૃહસ્થ સાથે ઇગ્રેજીમાં મારે કેટલીક વાતચિત થઈ તેમાં તેણે પોતાના ઉત્તરનો ખુલાસો નીચે મુજબ આપ્યોઃ—

"જુઓ, દરેક ચીજની માત્ર પ્રાપ્તિમાં જ લાભ નથી; પરંતુ તેના વાસ્તવ ઉપયોગથી જ લાભ મળે છે મોટો ધનાઢય પુરૂષ હોય અને પોતાના કુબેરભંડારમાંથી એક પાઇ પણ ખરચે નહિ કે સત્પાત્રે દાન કરે નહિ તો એવા કૃપણના ધનથી શો લાભ? કંઇ જ નહિ. તેમજ બીજી કોઇ પણ પ્રકારની સંપત્તિ ધરાવનારો માણસ આળસથી કે બેકાળજીપણાથી પોતાના સામર્થ્યનો સારો ઉપયોગ પોતાના કે બીજાના હિતને માટે કરતો ન હોય તો તમે શું તેનો તિરસ્કાર નહિ કરો? બેશક કરશો જ. ત્યારે તમે વિચારો કે પરમેશ્વર તરફથી તમને જે આંખો મળેલી છે તેનો ખરો ઉપયોગ કરી જે લાભ મેળવી શકાય એમ છે તે જો ન મેળવવામાં આવે તો એ આંખો તમને મળી તો એ શું ને ન મળી તોએ શું? અને તેમ થયું તો પછી તેવા આંખોવાળા અને આંધળા માણસોમાં શો ફેર? અમારા દેશમાં તો અમે એવા માણસોને 'છતી આંખે આંધળા'નો જ ઇલકાબ આપીએ.

તમે કહેશો કે અમે પણ આંખોનો ઉપયોગ કરીએ છીએ. આંખો ઉઘાડી રાખીને ચાલીએ છીએ અને તેથી ખાડામાં પડતાં કે આખડતાં બચીએ છીએ. ખાવા પિવાના જૂદા જૂદા પદાર્થોને આંખોવડે જોઇ તેમાંના જે ભક્ષ કરવા જેવા હોય છે તેને જ મ્હોમાં મૂકીએ છીએ અને બીજા જે અભક્ષ્ય કે ઝેરી કે રોગને ઉત્પન્ન કરે એવા હોય છે તેને જોઇને તેથી દૂર રહીએ છીએ ને મ્હોમાં મૂકતા નથી. નિદ્રા લઇએ છીએ ત્યારે આંખો મિંચીએ છીએ, અને ક્રૂર હિંસક પશુઓ કે દુષ્ટ સ્વભાવના મનુષ્યોને સામે આવતા બે આંખો વડે જોઈ તેમના વડે થનારા ભયનું અનુમાન કરી તેથી

દૂર રહેવા યત્ન કરીએ છીએ. તેમ જ પ્રીતિના પાત્ર સ્ત્રી, પુત્ર, ધનાદિ પદાર્થોને આંખો વડે જોઇ તેમનો યથોચિત ઉપયોગ કરીએ છીએ,-વગેરે વ્યવહારમાં ઘણેભાગે બે આંખોનો જ ઉપયોગ કરીએ છીએ. મારા કહેવામાં તમને આવી શંકા કદાચ થશે, પણ તે યોગ્ય નથી, કારણ કે આ પ્રકારનો ઉપયોગ તો દેહનિર્વાહપૂરતો ઉપયોગ છે, અને એવો ઉપયોગ તો પશુ, પક્ષીવગેરે નાના મોટા જીવજંતુઓ, જેઓને આંખોરૂપ સાધન પ્રાપ્ત છે તેઓ પણ કરે છે. ત્યારે તમારામાં અને જીવજંતુઓમાં શો ફેર? માણસ તો બુદ્ધિમાન્ પ્રાણી કહેવાય છે માટે તેણે જે પોતાની બે આંખોનો ઉપયોગ કરવાનો છે તે આ પશુ, પક્ષીવગેરેના જેવો અતિસામાન્ય ઉપયોગ કરવાનો નથી, પરંતુ બુદ્ધિયુક્ત અથવા જેને આપણે હવે પછી વિશેષ ઉપયોગ કહીશું તેવો ઉપયોગ કરવાનો છે.

એ વિશેષ ઉપયોગનું બરાબર સ્વરૂપ તમને કહેતા પહેલાં આ અતિસામાન્ય ઉપયોગસંબંધમાં બે બોલ કહેવા જરૂરના છે. તે એ છે કે આંખોનો આ અતિસામાન્ય ઉપયોગ જે એક મૂર્ખમાં મૂર્ખ મનુષ્યથી તે મહાવિદ્વાન્ સુધીના સર્વે મનુષ્યો કરે છે તે પણ એટલો બધો અગત્યનો છે કે તેના અભાવે આંધળા માણસો બિચારા બહુ રાંક સરખા થઇ ગયેલા લાગે છે. આંખો વડે આપણને શરીરથી બહારના નાના મોટા સર્વ પદાર્થનું જ્ઞાન થઇ શકે છે. એ પદાર્થોનાં સ્વરૂપ, આકૃતિ અને વિકૃતિઓને પણ આંખો વડે જ આપણે જોઇ જાણી શકીએ છીએ. બિચારા આંધળા માણસોને આ આંખોના અભાવથી બહારના પદાર્થનું જ્ઞાન થઇ શકતું નથી. કાનથી સાંભળીને, જીભથી ચાખીને, નાકથી સુંઘીને અને સ્પર્શથી અડકીને-એ રીતે આ ચાર ઇન્દ્રિયથી જે જ્ઞાન આપણને કે આંધળા માણસોને મળે છે તે જ્ઞાન એટલું તો નિર્બળ અને ક્ષુલ્લક છે કે આંખો વડે મેળવાતા જ્ઞાન સાથે તે એક ક્ષણભર પણ સરખાવી શકાશે નહિ.

આંધળા પુરુષો વા સ્ત્રિયોમાં કેટલાક ક્વચિત્ વિલક્ષણ સંસ્કારી જોવામાં આવે છે. તેઓ તેગતી આ મહાવિપત્તિમાં પણ અન્ય ઇન્દ્રિયોના આશ્રયથી બીજાઓનાં રોમાંચ ઉભાં કરે એવું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે। પરંતુ એવા દાખલા બહુ થોડા નીકળશે. ઘણાખરા અંધ મનુષ્યો તો બિચારા અજ્ઞાન જ રહી જાય છે. હાલમાં ઉન્નતિ માટે કરવામાં આવતી યોજનાઓમાં આવા મનુષ્યોને શીખવવા માટે ઘણી યુક્તિઓ શોધવામાં આવી છે, પરંતુ તેથી આંખોરૂપ સ્વાભાવિક ઇશ્વરી બક્ષીસની ગરજ સરતી નથી. આંખોના અભાવથી તેમને જે મુશ્કેલીઓ નડે છે અને જે વિપત્તિઓ વેઠવી પડે છે તેનું સ્હેજ પણ ભાન આપણને આંખોવાળાને થવું મુશ્કેલ છે. તમારી આંખો મીચેલી રાખી એક દિવસ પણ તમે વ્યવહાર ચલાવી શકશો ? એક દિવસ તો શું પણ એક ઘડી તમારાથી તેમ થઇ શકશે નહિ. જો તમે તમારી આંખો બંધ રાખવા પ્રયત્ન કરશો તો બે ત્રણ મિનિટમાંજ તમને એવી મુશ્કેલી જણાશે કે અકળાઇને તમે તરત આંખો ઉઘાડી નાંખશો.

આ પ્રમાણે આંખો કેટલી બધી ઉપયોગી છે તે સ્હેજમાં સમજાય છે. અને આપણા મનમાં એમ થાય છે કે આંખોની બક્ષીસ ઇશ્વરે આપણને આપીને ખરા ભાગ્યશાળી કીધા છે. પરંતુ આપણા અહોભાગ્યની સ્તુતિ કરીને આપણે બેશી રહીએ તો આપણાથી બીજું મૂર્ખ કોણ ? આગળ જણાવી ગયા છીએ તે પ્રમાણે વસ્તુની પ્રાપ્તિમાત્રથી જ લાભ નથી, પરંતુ તે વડે પોતાનું કે બીજાનું હિત સાધવાથી જ લાભ થાય છે. તેમાં આ આંખોનો અતિસામાન્ય દેહનિર્વાહપૂરતો ઉપયોગ પણ જ્યારે આપણને આટલો બધો ઉપકારક નીવડે છે, તેના અભાવે આપણો વ્યવહાર ક્ષણવાર પણ સરલતાથી ચાલી શકતો નથી, ત્યારે એ આંખોના ઉપયોગથી જે વિશેષ જ્ઞાન આપણે મેળવી શકીએ તે કેટલાગણું ઉપકારક અને કેટલાગણું લાભકારક હોવાનો સંભવ છે તેનો વિચાર કરો. આથીજ દરેક વિચારવાન્ માણસ

આંખોનો માત્ર સામાન્ય ઉપયોગ કરી બેસી ન રહેતાં વિશેષ ઉપયોગ કરવાની જરૂર સ્વીકારે છે.

હવે આ વિશેષ ઉપયોગ કોને કહેવો તે જણાવું છું. વિશેષ ઉપયોગ તો તે જ કે પોતાની પાસે આવતા જતા પદાર્થોનાં સ્વરૂપ જાણવાને તથા આજુબાજુ બનતા બનાવો શા કારણથી અને કેવી રીતે બને છે તે જાણવાને હમેશાં તે પદાર્થો અને બનાવોને વારે વારે લક્ષપૂર્વક જોયા કરવા, અને તે તે સંબંધી જે જે બાબત જાણવામાં આવે તેનાપર વિચાર ચલાવી તે સંબંધી ખરા નિશ્ચયપર આવવા પ્રયત્નવાન્ થવું. આ પ્રમાણે વિશેષ ઉપયોગ ન થવામાં જિજ્ઞાસા એટલે જાણવાની ઇચ્છાનો અભાવ એ ઘણે પ્રસંગે કારણરૂપ હોય છે તેથી સર્વ મનુષ્યોએ નવું જાણવાની ઇચ્છા તો હમેશાં પોતાનામાં જાગ્રત્ રાખવી. વળી પોતાની નજર આગળ વારે વારે બનતા પદાર્થોમાં, સહવાસને લીધે,તેમાં કંઇ જાણવા જેવું હોય છે તો પણ તે તરફ આપણું ધ્યાન ખેંચાતું નથી. પરંતુ કોઇ પૂછે છે ત્યારે આપણે તેનું કારણસહિત વિવેચન આપી શકતા નથી. આથી એ જ નિશ્ચયપર અવાય છે કે ગમે તેવી સાધારણ વસ્તુ કે બનાવપર તમારૂં ધ્યાન પડે કે તરત જ તમારી આંખોવડે જોયલા તે પદાર્થ કે બનાવનું યથાવત્ સકારણ જ્ઞાન મેળવવા ચૂકશો નહિ. એક પ્રસંગમાં કદાચ બધું જાણી ન શકાય તો તેથી નિરાશ ન થશો પણ પાછી જ્યારે તેવી તક મળે ત્યારે તે જ્ઞાન મેળવશો. આવા આંખના ઉપયોગને જ ખરો કે વિશેષ ઉપયોગ કહી શકાય. કેટલાકો એને **'અવલોકન કરવાની ટેવ'** પણ કહે છે.

આ અવલોકન કરવાની ટેવથી જ ટાઇકો બ્રેહે પૃથ્વી પોતાની કક્ષામાં કેવી રીતે ફરે છે અને ધૂમકેતુઓ તથા ગ્રહોની કેવી સ્થિતિ છે તે શોધી કાઢ્યું. એ ટેવના બળવડે જ કેપ્લરે ગ્રહોની ગતિના નિયમો શોધી કાઢ્યા અને હરસલને યુરેનસ નામનો નવો ગ્રહ હાથ લાગ્યો.

આ અવલોકન કરવાની ટેવથી જ ગેલિલિયોને દુરબીન બનાવવાનું સૂઝયું; અને એના શિષ્ય ટોરીસેલીને વાતાવરણનું દબાણ કેટલું છે તે જાણવાનો વિચાર આવ્યો.

આ અવલોકન કરવાની શક્તિથી જ સર ઐસેક ન્યૂટન, ઝાડપરથી ફળને પડતું દેખી, પૃથ્વીના ગુરુત્વાકર્ષણને લીધે જ એમ બન્યું એ નિર્ણયપર આવવા પ્રેરાયો; અને એથીજ બ૊ઇલને વાયુરૂપ પદાર્થોમાં સ્થિતિસ્થાપકતાનો ગુણ છે એ જાણવામાં આવ્યું.

આ અવલોકન કરવાની ટેવ જે માત્ર આંખોનો વિશેષ ઉપયોગ છે તે વડે જ ફેરેનહાઇટ અને પ્રોફેસર સેલ્સિયસે ઉષ્ણતાનું માપ કરનારાં યંત્રો બનાવ્યાં; અને ખુબ તપી ગયાથી માંહેની વરાળના બળવડે સગડીપરથી ભોંયપર કૂદી આમતેમ દોડતી પૈડાવાળી ચાહદાની જોઇને વરાળની મદદવડે આગગાડી દોડાવવાનું વૉટને સૂઝયું.

આ રીતે આંખોના ખરા ઉપયોગથી જ બેન્જામિન ફ્રેન્કલિન આકાશમાં થતી વિજળી અને કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવામાં આવતી વિજળીનું સમાનધર્મપણું * સિદ્ધ કરી શક્યો છે.

આ અવલોકન કરવાની ટેવ જેને નિરીક્ષા પણ કહેવામાં આવે છે તેની મદદથી જ લેવોઇસિયે પાણીનું પૃથક્કરણ × કરી, પાણી એક શુદ્ધ પદાર્થ નથી પણ હાઇડ્રોજન અને ઓક્સિજન નામના બે વાયુરૂપ પદાર્થોનો બનેલો સંયોગી પદાર્થ છે એમ જાહેરમાં આણ્યું.

આ નિરીક્ષાથી જ લિનિયસ પ્રાણીઓનું વર્ગીકરણ કરવા શક્તિમાન્ થયો અને એથી જ કુવિઅરે એ વર્ગીકરણ પૂર્ણ કીધું.

---

* સરખા ગુણ હોવા તે. × છૂટું પાડવું તે.

આ નિરીક્ષાના બળવડે જ **પ્રોફેસર ટિન્ડોલે** ઉષ્ણતા ( ગરમી ) ના સ્વરૂપનો નિર્ણય કર્યો અને ગેલોનીએ પ્રાણીઓનાં શરીરમાં રહેલા સ્નાયુઓમાં વિજળી છે એ પ્રસિદ્ધિમાં આણ્યું.

એ નિરીક્ષાથી જ **સર હુમ્ફ્રી ડેવીએ** ગઇ સદીમાં ઘણા ઘણા શોધો કર્યા અને તેમાંનો લાંબા વખત સુધી યાદ રહે એવો ખાણોમાં ખોદતા લાખો મજૂરોના જાન બચાવનારો રક્ષક દીપ ( સેફ્ટી લેમ્પ ) નામનો દીવો શોધી કાઢ્યો.

આ નિરીક્ષાની ટેવથી જ **મોન્ટગોલ્ફીઅરને** ધૂમાડો ઉંચે ચઢતો જોઇ બલુનો બનાવી હવામાં ઉડવાનો ખ્યાલ આવ્યો.

વિદ્યા–કલાની આજની જે સ્થિતિ છે તે સ્થિતિ આણવામાં હેતુભૂત થયલા બનાવોને આવા અસંખ્ય દાખલાઓ * આપી શકાય એમ છે,

* પ્રખ્યાત અમેરિકન તત્ત્વશોધક ટોમસ એડિસન જેને " વીજળીનો જાદુગર !" કહેવામાં આવે છે તેની અવલોકનશકિત બહુ આશ્ચર્યકારક છે રાત્રિદિવસ તે વીજળીસંબંધી નવીન પ્રયોગો કર્તોજ રહે છે. એક જ તાર ઉપર એકી વખતે વીજળીની મદદથી ૧૬ સંદેશા મૂકવા માટે હાલ તેનો ભગીરથપ્રયાસ ચાલે છે. એમ કહેવાય છે કે ૮ સંદેશા મૂકવાપર્યન્ત તેને જય મળી ચુક્યો છે. એડિસનના કેટલાક પ્રયોગો ૩૬ કે ૪૮ કલાક સુધી ચાલે છે, અને તે દરમ્યાન તેને ભૂખ, તરસ કે ઉંઘની પીડા ન થતાં તે ખડો ને ખડો જ રહે છે. તેની સાથે કામ કરતારા સહાયકોને તથા મજુરોને તે પોતાની પ્રયોગશાળામા તાળાકુંચીથી ગોંધે છે, અને પ્રયોગની સમાપ્તિએ જ છોડે છે એવા મજુરોની અવલોકનશકિત પણ અસાધારણ રીતે કેળવાય એ સ્વાભાવિક છે એક વાર કોઇ જાહેર કામને લીધે એડિસનને સરકારી અધિકારી આગળ હાજરી આપવાનો પ્રસંગ આવ્યો હતો. બીજું સરકારી કામ ચાલતું હતું તે દરમ્યાન એડિસનનું મગજ કોઇ પ્રયોગની ધૂનમાં ઘુમવા લાગ્યું. એડિસનનો વારો આવ્યાથી અધિકારીએ પૂછ્યું ' એડિસન હાજર છે કે ?'

પરંતુ તે બધાનું આ ઠેકાણે વર્ણન કરી ;કંટાળો આપવા ઇચ્છતો નથી, કારણકે આટલાથી તમારી ખાતરી થઇ હશે.

તમે એમ સમજશો નહિ કે એ બધા તો વિદ્યાના ખાસ અભ્યાસીઓ હતા તેથી જ તેઓ તેમની આંખોનો આ પ્રમાણે વિશેષ ઉપયોગ કરી નવા શોધો કરી શક્યા. તેમના વિદ્યાના જ્ઞાન કરતાં તેમની અવલોકન કરવાની ટેવ જ એ શોધોના મુખ્ય કારણરૂપ હતી.

વળી જેને આ આંખોનો વિશેષ ઉપયોગ કરવો છે તેને ખાસ મહેનત કે ખરચ કરવો પડે છે એમ પણ ધારશો નહિ. બર્નાડ પેલીસી નામનો વિદ્વાન્ હમેશાં કહેતો કે 'મારે કોઇ પણ પુસ્તકની જરૂર નથી મારે મારે બે મોટાં પુસ્તકો તૈયાર છે; તે પુસ્તકો પૃથ્વી અને આકાશ છે.' પૃથ્વી અને આકાશને એણે શા હેતુથી પુસ્તકો કહ્યાં હશે ? એવો વિચાર તરત આપણા મનમાં આવે છે. પૃથ્વી અને આકાશને પુસ્તકો કહેવાનું કારણ તો એ જ જણાય છે કે, જેમ સારાં પુસ્તકો વાંચવાથી આપણને કંઇ નવું જાણવાનું મળે છે તેમ પૃથ્વી અને આકાશ તરફ નિહાળીએ છીએ તો કંઇને કંઇ નવું નવું આપણી નજરે પડ્યા વિના રહેતું નથી. અને જો તે તરફ ધ્યાન રાખી આપણે વિચાર દોડાવીએ છીએ તો ઘણું જાણી શકીએ છીએ. તેમ જ આ પૃથ્વી અને આકાશરૂપ પુસ્તકો તો સર્વ સ્થળે ઉઘાડાંજ છે, જોનારને આશ્ચર્ય ઉપજાવે એવાં છે, તથા મફત મળી શકે એવાં છે.

પૃથ્વીપર વનસ્પતિઓમાં, તથા પ્રાણીઓમાં, અને આકાશમાં સૂર્યચંદ્રાદિ ગ્રહો ઉપગ્રહોપર નજર કરી જોનારને ઘણું જાણવાનું—સમજવાનું હોય છે. પરંતુ દૃષ્ટિનો વાસ્તવિક ઉપયોગ કરતાં થોડાને જ આવડે છે. આંખોનો બરાબર ઉપયોગ કરી વિચાર કરનાર માણસ હમેશાં જે જાણવા જેવું હોય છે તે જાણી મહા આનંદ પામે છે. સૃષ્ટિના પદાર્થોનું સૌંદર્ય, તેમાં બનતા બનાવોની ચમત્કૃતિ, આકાશમાં ફરતા ગ્રહોની ખૂબી, ટુંકામાં પરમેશ્વરની સત્તાથી ઉપજેલા સંપૂર્ણ પદાર્થો અને શક્તિઓનું ખરેખરૂં સ્વરૂપ જાણવામાં નિરીક્ષા એટલે અવલોકન કરનાર માણસ જ સૌથી વધારે ફાવે છે. પૃથ્વી અને આકાશરૂપ પુસ્તકો વાંચવાને માત્ર સર્વત્ર ફરતી નજર અને કારણસહિત બનાવો જોવાની ઇચ્છા જ બસ છે. જે બાજુએ દૃષ્ટિ નાખવામાં આવે છે ત્યાં આ બનાવોપેલીશીનાં પુસ્તકો તો ખુલ્લાં જ પડેલાં છે અને જે માણસ એનો ઉપયોગ કરવા ધારે છે તેને શ્રમ અને ખરચ વગર એ પુસ્તકોનો ઉપયોગ મળી શકે છે. ત્યારે આ જમાનામાં સામાન્ય પ્રતિની નકલકથાઓ અને તીલિસ્મરના વાર્તાના રાસડાઓ વાંચવામાં આનંદ માની પોતાના અમૂલ્ય આયુષ્યને ગુમાવનાર માણસોની મૂર્ખાઇ માટે શું કહેવું ?

આ પ્રમાણે આંખોના વિશેષ ઉપયોગથી અથવા નિરીક્ષાથી સામાન્ય અને વિશેષ શોધો થયા છે એટલુંજ નહિ પણ સર્વ વિદ્યાઓમાંની ઘણી ખરીનો આધાર જ એપર રહેલો છે ઉદાહરણતરીકે આપણે ખગોળવિદ્યા લઇએ. એ વિદ્યામાં આકાશમાં ફરતા ગ્રહોની સ્થિતિનું અને ગતિનું તથા એક બીજા સાથેના સંબંધનું વર્ણન હોય છે. આ ગ્રહો, ઉપગ્રહો કે આકાશને આપણે પહોંચી શકતા નથી એટલે તેમનું જ્ઞાન કંઇ સાક્ષાત્ ત્યાં જઇને જોવાનું કે અનુભવી શકાતું નથી તેમજ કંઇ પ્રયોગો કરી મેળવી શકાતું નથી; પરંતુ માત્ર રાતદિવસ એ ગ્રહો, ઉપગ્રહો અને તારામંડળની સ્થિતિ અને ગતિમાં થતા વિવિધ ફેરફારોને જોયાથી એટલે તેમનું હમેશાં અવલોકન કર્યા કરવાથી

પરંતુ તે બધાનું આ ઠેકાણે વર્ણન કરી કંટાળો આપવા ઇચ્છતો નથી, કારણકે આટલાથી તમારી ખાતરી થઇ હશે.

તમે એમ સમજશો નહિ કે એ બધા તો વિદ્યાના ખાસ અભ્યાસીઓ હતા તેથી જ તેઓ તેમની આંખોનો આ પ્રમાણે વિશેષ ઉપયોગ કરી નવા શોધો કરી શક્યા. તેમના વિદ્યાના જ્ઞાન કરતાં તેમની અવલોકન કરવાની ટેવ જ એ શોધોના મુખ્ય કારણરૂપ હતી.

વળી જેને આ આંખોનો વિશેષ ઉપયોગ કરવો છે તેને ખાસ મહેનત કે ખરચ કરવો પડે છે એમ પણ ધારશો નહિ. બર્નાડ પેલીસી નામનો વિદ્વાન્ હમેશાં કહેતો કે ' મારે કોઇ પણ પુસ્તકોની જરૂર નથી મારે માટે બે મોટાં પુસ્તકો તૈયાર છે; તે પુસ્તકો પૃથ્વી અને આકાશ છે. ' પૃથ્વી અને આકાશને એણે શા હેતુથી પુસ્તકો કહ્યાં હશે ! એવો વિચાર તરત આપણા મનમાં આવે છે. પૃથ્વી અને આકાશને પુસ્તકો કહેવાનું કારણ તો એ જ જણાય છે કે, જેમ સારાં પુસ્તકો વાંચવાથી આપણને કંઇ નવું જાણવાનું મળે છે તેમ પૃથ્વી અને આકાશ તરફ નિહાળીએ છીએ તો કંઇને કંઇ નવું નવું આપણી નજરે પડ્યા વિના રહેતું નથી. અને જો તે તરફ ધ્યાન રાખી આપણે વિચાર દોડાવીએ છીએ તો ઘણું જાણી શકીએ છીએ. તેમ જ આ પૃથ્વી અને આકાશરૂપ પુસ્તકો તો સર્વ સ્થળે ઉઘાડાંજ છે, જોનારને આશ્ચર્ય ઉપજાવે એવાં છે, તથા મફત મળી શકે એવાં છે.

---

એડિસનને આ વખત પોતાના નામનું પણ વિસ્મરણ થઇ ગયું હતું, તેથી તે કશું બોલ્યો નહિ, જેના પરિણામે સરકારી કાયદાની રૂએ તેને દંડ આપવો પડ્યો. વૈશેષિક દર્શનના કર્તા શ્રીકણાદમુનિની અલૌકિક અવલોકનશક્તિનો તેમ જ એડિસન વગેરે પ્રસિદ્ધ તત્ત્વશોધકોસંબંધી વૃત્તાંત "લેખમાલા" માં આગળ ઉપર આપનાર છે.—લેખવ્યવસ્થાપકો.

નહિ અને તેમ થયું તો તેથી ચપલતા પણ જરૂર આવશે.

બીજો સમાન ગુણ પોતાના વિષયમાં દૃઢ અનુરાગ (આસક્તિ વા અગાધ પ્રીતિ) છે. નિષિદ્ધ માર્ગે આંખોનો વિશેષ ઉપયોગ કરનારને જેમ પોતાના વિષયમાં અગાધ પ્રીતિ વા દૃઢ આસક્તિ હોય છે તેમ સારે માર્ગે કરનારને પણ હોવી જોઇએ. આ અનુરાગ નિષિદ્ધાચરણી મનુષ્યોમાં એટલો તો સબળ હોય છે કે તે ટાળવાની ઇચ્છા છતાં સહસા (એકદમ) ટાળી શકાતો નથી. આ દૃઢ અનુરાગને લીધે જ સામાન્ય માણસની મતિ પણ પહોંચે નહિ એવે પ્રસંગે દુષ્ટ માણસો પોતાની નિષિદ્ધ પ્રવૃત્તિ કરી લેવાની તક ઉપજવી સંતોષને માનતા જોવામાં આવે છે.

આ પ્રમાણે ચપલતા અને પોતાના ધારેલા વિષયમાં દૃઢ અનુરાગ કે પ્રીતિ સારે માર્ગે આંખોનો વિશેષ ઉપયોગ કરનારા વિદ્વાનોમાં અવશ્ય હોય છે. અને તેથી જે વિશેષ ઉપયોગ કરતાં શીખવાનું છે તેમાં આ બે ગુણો ખાસ કરીને મેળવવાના છે.

આ રીતે આ અવલોકન કરવાની ટેવથી એટલે પોતાની બે આંખોના વિશેષ ઉપયોગથી કેવા કેવા શોધો થયા છે અને એ શોધોથી જનસમાજના સુખમાં કેટલો બધો વધારો થયો છે એ જાણ્યા પછી દરેક વિચારવાન્ માણસ નિશ્ચયપૂર્વક સ્વીકારશે કે આંખોનો વિશેષ ઉપયોગ કરવાની સર્વને આવશ્યકતા છે.

આ દેશના લોકોને તો હાલ આ ટેવની ખાસ જરૂર છે. જે થોડા વખતથી આ દેશમાં હું ફરૂં છું તેટલામાં મને જણાયું છે કે આ દેશના લગભગ બધા લોકો હજી સુધી આંખોનો વિશેષ ઉપયોગ કરતાં બીલકુલ શીખ્યા નથી એમ કહીએ તો ચાલે. માત્ર પોતાનો અને

જ મળે એમ છે. વળી એ જ પ્રમાણે ઇન્દ્રિયવિજ્ઞાનવિદ્યામાં પણ નિરીક્ષાની જરૂર પડે છે, કારણ કે જીવતા પ્રાણીઓમાં થતી ક્રિયા જોવા માટે તે તે પ્રાણીઓની અમુક અમુક સ્થિતિએ નિરીક્ષા કરવી પડે છે. આ પ્રમાણે કોઇ પણ વિદ્યા અવલોકન વગર જન્મ પામી શકતી નથી.

આંખોનો આ વિશેષ ઉપયોગ બે પ્રકારનો હોઇ શકે છે; (૧) વિહિત એટલે સારે માર્ગે થતો ઉપયોગ અને (૨) નિષિદ્ધ એટલે નઠારે માર્ગે થતો ઉપયોગ. તેમાં આપણે જે કંઇ કહી ગયા છીએ તે માત્ર પહેલા પ્રકારના ઉપયોગને લાગુ પાડવાનું છે. બીજા પ્રકારના નિષિદ્ધ ઉપયોગસંબંધે ખરૂં જોતાં કંઇ કહેવા જેવું નથી. પરંતુ તેથી બચવા માટે એટલું જ કહેવું બસ થશે. દુષ્ટ માણસો પોતાનાં કુકર્મોમાં આ આંખોનો જે વિશેષ ઉપયોગ કરી પોતાનો દુષ્ટ આશય સાધનારી ક્રિયાઓ કરે છે તે નિષિદ્ધ ઉપયોગતરીકે અત્ર ગણ્યો છે.

વળી એ પણ જણાવવું જરૂરનું છે કે આ નિષિદ્ધ ઉપયોગને વિશેષ ઉપયોગના એક પ્રકારતરીકે વર્ણવવાનું કારણ એટલું જ છે કે તેમાં તેમના વિહિત વિશેષ ઉપયોગમાં કેટલાક સમાન ગુણો હોય છે. તેમાં પ્રથમ તો ચપલતાનો ગુણ આ આંખોના નિષિદ્ધ ઉપયોગમાં ખાસ કરીને જોવામાં આવે છે. એવો ઉપયોગ કરનારા દુષ્ટ માણસો એવી તો ચપલતા રાખે છે કે તેવી ચપલતા બીજાઓમાં કવચિત્ જ જોવામાં આવે છે. એ ચપલતાને લીધે ચોરો સામા માણસને ખબર ન પડે એવી રીતે ચોરી કરી શકે છે. એ ચપલતાથી દુરાચારી મનુષ્યો પોતાની દુરાશાને ગુપ્તપણે સાધી લે છે. આ ચપલતાનો આધાર બુદ્ધિની ચતુરાઇપર છે; પરંતુ જો તમે આંખોનો વિશેષ ઉપયોગ કરવાની ખાસ ઇચ્છા રાખી તે પ્રમાણે કરવા પ્રયત્ન કરશો તો ધીમે ધીમે તમારી બુદ્ધિની ચતુરાઇ ઓછી હશે તો પણ તે જરૂર વધ્યા વિના રહેશે

નહિ અને તેમ થયું તો તેથી ચપલતા પણ જરૂર આવશે.

બીજો સમાન ગુણ પોતાના વિષયમાં દૃઢ અનુરાગ (આસક્તિ વા અગાધ પ્રીતિ) છે. નિષિદ્ધ માર્ગે આંખોનો વિશેષ ઉપયોગ કરનારને જેમ પોતાના વિષયમાં અગાધ પ્રીતિ વા દૃઢ આસક્તિ હોય છે તેમ સારે માર્ગે કરનારને પણ હોવી જોઇએ. આ અનુરાગ નિષિદ્ધાચરણી મનુષ્યોમાં એટલો તો સબળ હોય છે કે તે ટાળવાની ઇચ્છા છતાં સહસા (એકદમ) ટાળી શકાતો નથી. આ દૃઢ અનુરાગને લીધે જ સામાન્ય માણસની ગતિ પણ પહોંચે નહિ એવે પ્રસંગે દુષ્ટ માણસો પોતાની નિષિદ્ધ પ્રવૃત્તિ કરી લેવાની તક ઉપજાવી સંતોષને માનતા જોવામાં આવે છે.

આ પ્રમાણે ચપલતા અને પોતાના ધારેલા વિષયમાં દૃઢ અનુરાગ કે પ્રીતિ સારે માર્ગે આંખોનો વિશેષ ઉપયોગ કરનારા વિદ્વાનોમાં અવશ્ય હોય છે. અને તેથી જે વિશેષ ઉપયોગ કરતાં શીખવાનું છે તેમાં આ બે ગુણો ખાસ કરીને મેળવવાના છે.

આ રીતે આ અવલોકન કરવાની ટેવથી એટલે પોતાની બે આંખોના વિશેષ ઉપયોગથી કેવા કેવા શોધો થયા છે અને એ શોધોથી જનસમાજના સુખમાં કેટલો બધો વધારો થયો છે એ જાણ્યા પછી દરેક વિચારવાન્ માણસ નિશ્ચયપૂર્વક સ્વીકારશે કે આંખોનો વિશેષ ઉપયોગ કરવાની સર્વને આવશ્યકતા છે.

આ દેશના લોકોને તો હાલ આ ટેવની ખાસ જરૂર છે. જે થોડા વખતથી આ દેશમાં હું ફરૂં છું તેટલામાં મને જણાયું છે કે આ દેશના લગભગ બધા લોકો હજી સુધી આંખોનો વિશેષ ઉપયોગ કરતાં બીલકુલ શીખ્યા નથી એમ કહીએ તો ચાલે. માત્ર પોતાનો અને

તેમાં પ્રથમ તો તે જ બાબતપર નિરીક્ષા કરવાનો અભ્યાસ શરૂ કરવો કે જે પોતાને દૃઢ પ્રેમ કે અનુરાગ હોય. તેમ કરવાથી તમારા વર્ણનમાંનો દૃઢ અનુરાગનો ગુણ તો એની મેળે આવી જાય, અને તેને માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર ન રહે તો માત્ર ચપલતાનો ગુણ જ મેળવવાનો રહે અને તે ધીમે ધીમે મેળવી શકાય. અને તેથી આંખોનો વિશેષ ઉપયોગ કરવાનું કાર્ય સહેલું લાગે એટલું જ નહિ પણ તેમાં વધારે ને વધારે ઉત્સાહ આવતો જાય. જેને પોતાની ખાસ પ્રીતિનો કોઇ વિષય ન હોય તેણે ગમે તે એક પસંદ કરવાથી ધીમે ધીમે તેમાં સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થશે.

વળી આ ઉપરથી એમ પણ સમજાય છે કે 'અમુક ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે માટે તે માનવું,' અથવા 'અમુક માણસે કહ્યું માટે તે પ્રમાણ ગણવું' એવું સમજનારા આ દેશમાં ઘણા માણસો છે. તમારા દેશમાં એમ નથી. તમારે ત્યાં દરેક માણસ એમ સમજે છે કે કંઇ પણ માનવું તે પોતાની બુદ્ધિમાં યોગ્ય લાગે તે જ માનવું, પરંતુ કેવળ અમુક ગ્રંથ કે અમુક પુરુષ તરફથી આવ્યું માટે માનવું એમ નહિ. આ દેશમાં આવો અંધ શ્રદ્ધાનો પ્રયોગ વધારે થવામાં પ્રથમ આળસ અને બીજું આંખોનો વિશેષ ઉપયોગ કરવાની આવડત નહિ એ બે જ ખરાં કારણ છે. અને તેથી દેશકાલાનુસાર શું ખરૂં અને શું ખોટું ગણવું તે આંખોનો વિશેષ ઉપયોગ કરીને જ નક્કી કરવું જોઇએ. અલબત આથી એમ સમજવાનું નથી કે શ્રદ્ધા કેવળ કરવી જ નહિ. જો જેમાં શ્રદ્ધા મૂકવામાં આવે તે ભૂલ ન કરે એમ હોય ત્યારે તો હાનિનો પ્રસંગ જ નથી પણ એવા શ્રદ્ધેય ઘણા ઓછા હોય છે તેથી શ્રદ્ધાનાં પાત્રને નક્કી કરતાં પહેલાં વિચાર કરવાનો છે. તેમજ પોતાની બુદ્ધિ જે વિષયમાં સ્પર્શ કરી શકતી ન હોય તેમાં મિથ્યા ફાંફાં મારી એ વિષયમાં વિદ્વાન્ ગણાયલા પુરુષોના વચનપર ભરોસો ન મૂકવો એ પણ મૂર્ખાઇ છે. તમારો પ્રખ્યાત વક્તા બર્ક પણ કહે છે કે બધાએ બધા વિષયમાં ડહાપણ ડોળવાનો

## લવાજમ મોકલનાર સદ્‌ગૃહસ્થોની નામાવલિ.

રા. અમૃતલાલ ત્રિભોવન.
* રા. અંબાલાલ વિશ્વનાથ.
રા. ઉમેદભાઇ લલ્લુભાઇ.
ખાન બહાદુર એદલજી ડોસાભાઇ.
* રા. કલ્યાણજી કાશીરામ દવે.
* વૈદ્ય કાળીદાસ દયાળજી.
રા. કાળીદાસ ભગવાનદાસ બરૂચી.
પ્રિન્સ કીર્તિસિંહજી.
રા. કુબેરરામ મહાશંકર.
રા. કુશળજી કાળીદાસ.
* સૌ. કૃષ્ણાગૌરી હીરાલાલ રાવળ.
* રા. કેશવલાલ જીવણલાલ.
રા. કેશવલાલ હીરાલાલ.
* રા. ખુશાલશંકર પ્રાણજીવન દવે.
રા. ગાંડાભાઇ પ્રાગજી દેશાઇ.
રા. ગિરધરલાલ કેશવલાલ.
ઓનરબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ, B. A., LL. B.
* રા. ગોવિંદજી પ્રાણજીવન ભટ્ટ.
રા. ગોવિંદરાવ બાપુરાવ.
* શાસ્ત્રી ઘેલાશંકર પુંજાભાઇ.
રા. સા. છગનલાલ હરિલાલ, B. A.
રા. રાણા છેલશંકર દુલેરાય.
* રા. છોટાલાલ ઝવેરીલાલ

## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અમૃતલાલ ત્રિભોવન.
* રા. અંબાલાલ વિશ્વનાથ.
રા. ઉમેદભાઇ લલ્લુભાઇ.
ખાન બહાદૂર એદલજી ડોસાભાઇ.
* રા. કલ્યાણજી કાશીરામ દવે.
* વૈદ્ય કાળીદાસ દયાળજી.
રા. કાળીદાસ ભગવાનદાસ ભરૂચી.
પ્રિન્સ કીર્તિસિંહજી.
રા. કુબેરરામ મહાશંકર.
રા. કુશળજી કાળીદાસ.
* સૌ. કૃષ્ણગૌરી હીરાલાલ રાવળ.
* રા. કેશવલાલ જીવણલાલ.
રા. કેશવલાલ હીરાલાલ.
* રા. ખુશાલશંકર પ્રાણજીવન દવે.
રા. ગાંડાભાઇ પ્રાગજી દેશાઇ.
રા. ગિરધરલાલ કેશવલાલ.
ઓનરબલ મિ. ગોકળદાસ કહાનદાસ પારેખ, B. A., LL. B.
* રા. ગોવિંદજી પ્રાણજીવન ભટ્ટ.
રા. ગોવિંદરાવ બાપુરાવ.
* શાસ્ત્રી ઘેલાશંકર પુંજાભાઇ.
રા. સા. છગનલાલ હરિલાલ, B. A.
રા. રાણા છેલશંકર દુલેરાય.
* રા. છોટાલાલ ઝવેરીલાલ.

શ્રી: ।

धर्म
नीति

# लोकप्रिय लेखमाला

( માસિક )

विद्या
कला

वर्ष २. # પ્રાથમિક કેળવણી. અંક ૮.

સં. ૧૯૫૭ જ્યેષ્ઠ વદિ ૧૪. | (ઇ. ૧૯૦૧ જુન.)

પ્રસિદ્ધ કરનાર
શ્રેયઃસાધક અધિકારિવર્ગ.

લેખના વ્યવસ્થાપકો:—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલ:—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.



વડોદરા.
ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ
સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા
કથા, ઇ૦

* રા' છોટાલાલ લલ્લુભાઇ.
વકીલ જગજીવન પોપટ.
રા. જટાશંકર પુરુષોત્તમ રાવળ.
રા. જેઠીસનદાસ પ્રાણજીવનદાસ.
રા. જેઠાલાલ પ્રેમાનંદ પરીખ.
રા. ઝવેરચંદ હરજીવનદાસ.
Mr. T. M. Kothári.
ભાટિયા ઠાકરશી શંકરદાસ.
* રા. દલપતરામ દલસુખરામ ત્રવાડી.
રા. દયારામ પ્રેમજી દવે.
* વકીલ નંદલાલ.
રા. નરસિંહપ્રસાદ અનંતરાય અવાશ્યા.
રા. નવલશંકર મોતીરામ.
રા. નાનુભાઇ રતનજી દેશાઇ.
રા. નારણદાસ પુરુષોત્તમદાસ.
રા. પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.
રા. પ્રાગજી લલ્લુભાઇ દેશાઇ.
રા. પ્રાણવલ્લભદાસ લક્ષ્મીદાસ.
રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, B. A.
રા. મણિલાલ ખુલાખીદાસ.
ભાટિયા મથુરદાસ માવજી.
રા. મૂળજીભાઇ આશારામ ઓઝા.
રા. મૂળજીભાઇ જેઠાભાઇ.
રા. મૂળજી હંસરાજ.
* રા. મોનીબાઇ શિવાભાઇ.
રા. મોતીરામ નરભેરામ.
રા. મોતીલાલ ત્રિભુવનદાસ, B. A., LL. B. Solicitor.
વૈદ્ય મોતીલાલ ધનવંતરામ.
રા. મોરારજી કુંવરજી.
રા. મોહનલાલ લક્ષ્મીચંદ.
રા. લલ્લુભાઇ હેમજી ઠક્કર.
કૉંટ્રાક્ટર વનમાળીદાસ પ્રેમચંદ
રા. વલ્લભજી રામજી.
* રા. વલ્લવપ્રસાદ ગોવર્ધનપ્રસાદ.
રા. વાઘજીભાઇ જેરાભાઇ.
રા. સા. વેણીશંકર રેવાશંકર શુકલ, L. L. I
રા. શામળજી નાનજી.
* રા. શિવલાલ બળદેવ.
રા. શિવલાલ ભીખાભાઇ શાહ.
* રા. સોમેશ્વર ભાઇશંકર.
રા. હરજીવન ભાણજી વકીલ.
રા. હરસુતરામ અંબારીરામ.
રા. હરિધર અંબાધર ભટ્ટ.
રા. હરિલાલ અચરતલાલ.
રા. હરિલાલ નંદલાલ.
રા. હરિશંકર માધવજી ભટ્ટ.

શ્રીઃ ।

ધર્મ નીતિ

# લોકપ્રિય લેખમાલા.

(માસિક)

વિદ્યા કલા

વર્ષ ૨.

# પ્રાથમિક કેળવણી.

અંક ૮.

સં. ૧૯૫૭ જ્યેષ્ઠ વદિ ૧૪. | (સ. ૧૯૦૧ જુન.)

પ્રસિદ્ધ કરનાર
શ્રેયઃસાધક અધિકારિવર્ગ.

લેખના વ્યવસ્થાપકોઃ–

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ધીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ-પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષ આખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન

છુટક કીમત રૂ. ૦-૧-૦

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ઇ૦

## સૂચના.

લોકપ્રિય લેખમાલાનું અભિનન્દનપૂર્વક અવલોકન તા. ૧૪-૪-૧૯૦૧ ના "**ગુજરાતી**" ના અંકમાં કરી તે પ્રતિષ્ઠિત પત્રના સુજ્ઞ વિદ્વાન્ અધિપતિએ લેખમાલાના પ્રસારમાં જે મદદ કરી છે તે માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

કેટલાક ગ્રાહકો પોતાના શરનામામાં ફેરફાર થયા છતાં તેની ખબર આપતા નથી તેથી તેમને અંકો મળવામાં અવ્યવસ્થા થવાનો સંભવ રહે છે, માટે તેઓ કાળજી રાખી સ્થાનફેર સૂચવશે એવી આશા છે.

અંક ગેરવલ્લે પડવાસંબંધી ફરિયાદ ઉપર અંકની પ્રસિદ્ધિ પછી **૧૫ દિવસસુધી** જ લક્ષ આપવામાં આવશે.

કેટલાક સજ્જનોતરફથી એમ જણાવવામાં આવે છે કે લેખમાલાના જુજ લવાજમ રૂ ૧) ઉપર વી. પી. અથવા મનીઓરડરને લીધે બે આના જેટલું ટપાલખાતાનું બિલ ચડી જાય છે, તેથી સામાન્ય સ્થિતિના માણસને તેટલા વધારે ખરચમાં ઉતરવું પસંદ પડતું નથી. આ તેમનું કહેવું યોગ્ય છે. આ સંબંધે તેમને સૂચવવાનું કે સર્વોત્તમ રીત તો એ જ છે કે બનતા સુધી દરેક સ્થલના ગ્રાહકોએ, બે, ચાર કે તેથી વધારે સંખ્યામાં એકઠા થઇ અંકો મંગાવવા જેથી રૂપિયા ઉપરનો ખરચ અત્યંત કમી થઈ જશે. ગ્રાહક થવા ઇચ્છનાર પુરુષ સ્હેજ શ્રમથી લેખમાલાના બે ત્રણ પણ ગ્રાહકો પોતાના મિત્રમંડલમાંથી કરી શકશે. જે જે સ્થલે લેખમાલા જાય છે તેમાં ક્વચિત્ જ એવું સ્થલ હશે કે જ્યાં એક જ ગ્રાહક હોય.

**આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.**

---

# પ્રાથમિક કેળવણી.



यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत् प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

ઉત્તમ વિચારશીલ પુરુષો જેવુ આચરણ કરે છે તેવું આચરણ કરવાની મતિ સામાન્ય લોકોને થાય છે, ને કંઇક અંશે તેમ તેઓ કરવા માંડે છે. શ્રેષ્ઠ ને આપ્ત માણસો જે વિચાર તથા આચારને સત્ય—હિતકારક ગણે છે, તે આચારવિચારને સાધારણ લોકો સત્ય ગણે છે, ને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરે છે.

ભગવદ્ગીતાના ઉપર લખેલા શ્લોકપર તથા તેના ભાવાર્થપર લક્ષ આપી આપણે હાલ અપાતી પ્રાથમિક કેળવણીપર થોડો વિચાર કરીએ. પ્રાથમિક કેળવણી સારી હોય—તેનો મૂલ પાયો મજબુત હોય તો તેનાપર રચાતી કેળવણીરૂપી ઈમારત સારી થાય. માટે પ્રાથમિક કેળવણીનો વિષય પ્રથમ લેવામાં આવ્યો છે.

આ જગત્માં માણસોની વર્તણુક ને રીતભાત સામાન્યતઃ કેવી રીતે બંધાય છે એનું યથાર્થ જ્ઞાન થવુ ઘણું ઉપયોગનું છે. તેનું બંધારણ સમજાય તો કેટલે અંશે મનુષ્યપ્રયત્નથી તેમાં ફેરફાર થઇ શકે એમ છે એ પણ જણાય. મનુષ્યસ્વભાવ, વર્તણુક ને રીતભાતનું બંધારણ માણસની ત્રણ અવસ્થાપર આધાર રાખે છે. એ ત્રણ અવસ્થામાં બાલપણની અવસ્થા પહેલી આવે છે. બીજી યૌવન અવસ્થા આવે છે, ને ત્રીજી પ્રૌઢ વયની અવસ્થા. પહેલી બાલપણની અવસ્થા જ્યારથી માણસ જન્મે છે ત્યારથી શરૂ થાય છે. તે પાંચ વર્ષનો થાય ત્યાં સુધી બાલક કહેવાય છે. એ અવસ્થામાં બાલક જગ-

તની વસ્તુઓ નિહાળવા માંડે છે. તે માતાની પાસે ઘણી વાર રહે છે, તેથી માતાના ગુણોની, આચારની ને કેળવવાની રીતની ઘણી અસર તેનાપર થાય છે. જેમ માતા સદ્ગુણી, સદાચારવાળી, કેળવવામાં કાબેલ, તેમ તેની અસર ઘણી સારી થાય છે. બાલકને વખતસર ધવાડે, સુવાડે, રમાડે ને તેના શરીરની માવજત રાખે તો બાલક આનન્દી ને હસમુખું નીવડે છે. જો આ બાબતમાં માતા બરોબર ધ્યાન ન આપે, ગમે તેમ ધવાડે, સુવાડવામાં કંઇ નિયમ ન પાળે, ને તેની માવજત બરોબર ન કરે, અતિશય લાડ લડાવે તો તેનું ફલ છોકરાની સ્થિતિના સંબંધમાં સારૂં થતું નથી. બાલકની સ્થિતિ સારી થાય તેને સારૂ માતાએ પોતાના ધર્મ બરોબર સમજવા જોઇએ. એ સમજવાનાં ઉત્તમ સાધન સ્ત્રીકેળવણી તથા ઘરની વડીલ સ્ત્રીઓના આચાર છે. માતાએ પોતાનું શરીર નીરોગ રહે તેવી રીતે રહેવું જોઇએ. કારણ शरीरमाद्यं खलु धर्मसाधनम् નીરોગી શરીર હોય તોજ તે ધર્મ બજાવવામાં સાધન થઇ શકે. છોકરાને દુઃખ ન થાય માટે માતાએ પોતાના ખાવાપીવામાં પરહેજી રાખવી જોઇએ. કારણ એક વર્ષ સુધી, બાલક માના દુધપર જીવે છે. માતાએ પોતે શાન્ત સ્વભાવથી વર્તવું જોઇએ. બાલકને કેમ ઉછેરવાં એ વિષેનાં સારાં પુસ્તકો વાંચવાં જોઇએ, તથા તેના મુખ્ય નિયમો ધ્યાનમાં રાખવા જોઇએ. વળી અનુભવવાળી સારી સ્ત્રીઓ પાસેથી એ બાબતનું જ્ઞાન મેળવવું પણ ઉચિત છે. સાધારણ શારીરિક રચનાનું પણ થોડું જ્ઞાન સંપાદન કરવું આવશ્યનું છે. આપણા દેશમાં ચાલતા બાલલગ્નના રિવાજમાં પણ થોડો ફેરફાર થવો જરૂરનો છે, કારણ તેમ થાય ત્યારે જ સ્ત્રીઓ પોતાના ધર્મનું ઉપયુક્ત જ્ઞાન મેળવી શકે.

વળી બાલકનો સ્વભાવ આનંદી ને શાંત થાય તે માટે કુટુંબના ભાઇભાંડુવિગેરે માણસોનાં આચરણો સારાં હોવાં જોઇએ. તે લોકોએ બાલકને યોગ્ય રીતે રમાડવાં, સારી રીતે પોતે વર્તવું, લડાઇ ટંટા ઘરમાં કરવા નહિ, અપશબ્દો બોલવા નહિ; ટુંકાણમાં પોતાના સારા ગુણોની ચેષ્ટા બાલકના જોવામાં આવે એવી રીતે ચાલવું જોઇએ. જે કુટુંબમાં આવો આચાર હોય છે ત્યાં છોકરાના મનપર સારી શાંતતાની છાપ પડે છે જ્યાં વિપરીત આ-

ચાર ને ચેષ્ટા હોય ત્યાં બાલકના તે જોવામાં આવેથી ઉલટી જાતની અસર થાયછે. માટે કુટુંબના માણસોએ આ બાબતમાં સાવચેતીથી ચાલવું જોઇએ. ઘરની વ્યવસ્થાપરથી બાલકના મનપર અસર થાય છે, માટે ઘરમાં આસપાસ વસ્તુઓ બરોબર રીતે ગોઠવવી જોઇએ. ઘરમાં કેટલીક વસ્તુઓ એવી હોવી જોઇએ કે તે જોતાં બાલકને રમુજ પડે. જો વસ્તુઓની રચના, ઘાટવિગેરે ઠીક હોય તો બાલકના મનને ગમત થાય છે.

બાલક બે ત્રણ વર્ષનું થાય છે કે પોતે વસ્તુઓ લઇ દરેક ચીજનો આકાર, ગુણ, રંગ, વજનવિગેરે જોવા મંડી જાય છે, ને તે બાબતના થોડા થોડા વિચારો બાંધતું જાય છે. એમ કરતાં જન્મથી મળેલા સંસ્કારની શક્તિઓનાં બીજોનાં અંકુરો ફૂટવા માંડે છે. જે શબ્દો સાંભળવામાં આવે છે તેની નકલ કરવાનું તેને મન થાય છે, અને તે પોતાના માબાપની ભાષા શીખતું જાય છે. તેની સ્મરણશક્તિનો વ્યાપાર શરૂ થાય છે, તેમજ તેની અનુકરણશક્તિ અને વસ્તુના વર્ગ પાડવાની શક્તિનો પણ તે ઉપયોગ કરવા માંડે છે. આવી ઈશ્વરદત્ત શક્તિઓનો ઉપયોગ કરતાં ભાષાજ્ઞાનનો બડોળ તથા જગત્માં રહેલી વસ્તુના સ્વરૂપનું થોડું સાદું જ્ઞાન થવા માંડે છે.

આવું સાદું જ્ઞાન મેળવ્યા પછી આ દેશમાં બાલક પાંચેક વર્ષનો થાય ત્યારે તેને કક્કો શીખવવામાં આવે છે, ને થોડી થોડી સંખ્યા, આંકવિગેરે શીખવવાનો ક્રમ ચાલુ કરવામાં આવે છે. હાલ કેટલેક ઠેકાણે સુધરેલા દેશોમાં આવી બાબતો માતા વાતચિત કરતાં શીખવે છે.

આસરે પચાશેક વર્ષપર આપણા ગુજરાત દેશમાં ઘરના વડીલ પુરુષો આંક ગોખાવતા હતા, અને બ્રાહ્મણને ત્યાં જે બાલકનો જન્મ થયો હોય તેને શબ્દો શુદ્ધ બોલે તેમ શીખવવામાં આવતું. પણ તે સમયે ભણતર સાધારણ લોકોસારૂ થોડું હતું. રમતગમતનું ઘણું હતું. તેથી ભણવાની બાબતમાં અતિચિન્તા રહેતી ન હતી. સાધારણ લોકો બાલકને નામું લખતાં શીખવતા, તથા વેપારના સંબંધમાં આવતા વ્યવહારી હિસાબો સારી રીતે શીખવતા. બ્રાહ્મણવર્ગ પોતાના બાલકને થોડું વ્યવહારી ભાષાસંબંધી જ્ઞાન તથા હિસાબનું જ્ઞાન આપી દશમે અગિયારમે વર્ષે સંસ્કૃત શીખવવાનું શરૂ

કરતા. બાલાઓને શીખવવાનો પ્રચાર ન હતો. ઉંચ કુલની અથવા રાજવંશી કન્યાઓ થોડું થોડું લખતાં વાંચતાં શીખતી. હાલ જમાનો બદલાયો છે. પહેલાં જેટલું સોળ સત્તરમે વર્ષે શીખવાથી લોકોનું ટટ્ટુ ચાલે એમ નથી. કારણ શીખવાના વિષયો તથા સાધનો વધ્યાં છે. રાજ્યકર્ત્તાની પદ્ધતિ, વેપાર, કલાકૌશલ્યની રીતભાત સમજવા સારૂ ઘણા પ્રકારનું સારૂં જ્ઞાન મેળવવું જરૂરનું છે. જો તેવું જ્ઞાન મેળવવું હોય તો તે મેળવતાં કાલ પણ વધારે લાગે. એવી આપણી સ્થિતિ છે ત્યારે કાલનો કેમ બચાવ થાય, શિક્ષણ બોજારૂપ ન થાય, તથા શિક્ષણપદ્ધતિમાં સરલતા આવે, અભ્યાસ થોડો પણ પાકા પાયાનો થાય એ બાબતપર અત્ર વિચાર કરવો યોગ્ય છે.

શિક્ષણ પ્રથમથી ભારરૂપ ન થાય માટે નાનાં બાલક-બાલકીને રમતગમતસાથે શીખવવાની પદ્ધતિ દાખલ કરવામાં આવે છે. એ પદ્ધતિપ્રમાણે પાંચ છ વર્ષની ઉમર સુધી ઘેર અથવા શાલામાં છોકરાંને થોડા આંક, કક્કો નાના નાના શબ્દો વાંચતાં શીખવવામાં આવે છે. રમતગમતના શિક્ષણમાં બાલકોને વસ્તુઓ જોવા આપવામાં આવે છે. પ્રથમ તે વસ્તુનો આકાર જોવાનું કહેવામાં આવે છે. ગોળ છે કે સપાટ, સપાટ હોય તો તેના કેટલા પાસા છે, તેની કેટલી બાજુ છે, ખુણો તે શું વગેરે કહેવામાં આવે છે. પછી તેના રંગવિષેની માહિતી આપે છે. સુક્ષ્મ ગુણનું થોડું વર્ણન કરવામાં આવે, તે વસ્તુ પર તેનું નામ લખી મૂકેલું હોય છે; તે નામની ચિઠ્ઠિતરફ બાલકનું લક્ષ ખેંચવામાં આવે છે. એવી રીતે એ ત્રણ વસ્તુનું થોડું જ્ઞાન-આકાર, ગુણ, તથા તેના નામના સંબંધનું-પ્રતિદિન આપવામાં આવે છે. જ્યારે ચાર પાંચ દિવસનો આવો અભ્યાસ થયો હોય ત્યારે બાલકના મનમાં કેવી જાતની છાપ પડી છે તે સાદા પ્રશ્નો પૂછી, જવાબ લઇ, જોવામાં આવે છે. છોકરાછોકરીઓને ઘર બાંધવાનાં, પેટી બનાવવાનાં, ટોપલી ગુંથવાનાં સાધનો જેવાં કે લાકડાની ચીપો, પાટિયાં વગેરે-આપવામાં આવે છે. બાલકોને શાલાની બહાર ખેતર, વાડીતરફ લઇ જવામાં આવે છે. ઝાડો, ફુલો, સાધારણ જનાવરો, જોવા લાયક વસ્તુઓ તેમને લેવા તથા નિહાળવા દેવામાં આવે છે. પછી તે બાબત સાદી વાતચિત કરવા દેવામાં આવે છે. ફરી કરીને, આવે સારપછી

બાલકની રુચિપ્રમાણે લાકડાની ચીપોવડે પેટી, ઘર, આકારવગેરે બાલકને બનાવવા દેવામાં આવે છે. તેમાં તેમને સમજણ ન પડે ત્યારે શિક્ષક તેમને જરા મદદ કરી આકાર બનાવવાનો પ્રયત્ન જારી રાખવાનું કહે છે. કેટલીક વસ્તુના નમુના ચિતરેલા હોય છે. શિક્ષક તે કેમ થાય તે કરી બતાવે છે; કાગળની હોડી, પેટી, ખડીઓ, બુટવિગેરે કરી બતાવે છે, અને બાલકોને તેમ કરવાની સૂચના કરે છે. શિક્ષકને ધીમે ધીમે નમુના બનાવતો જોઇ બાળક તે પ્રમાણે કરે છે. આથી બાલક શિક્ષકનું અનુકરણ કરે છે. એ રીતે અનુકરણ તથા અવલોકનશક્તિ વધે છે. અત્ર બાલકના નકલ કરવાના સ્વભાવનો લાભ લેવામાં આવે છે.

આપણા ગુજરાત દેશને સારૂ એ વિષયપર " બાલગ્રન્થાવલિ " રા. દેલવાડાકર તરફથી ઘણા માંડેલી છે. એ ગ્રન્થમાં મૂળાક્ષર, અંક ગોઠવવાની સળીઓ, કડીઓના આકારો, મણકાના આકારો, રંગ, દફતુ શિક્ષણ, બાંધકામ, ચિત્ર, ભરત, ગુંથણ, માટીના પદાર્થોવગેરે ચિત્રનમુનાસહિત આપવામાં આવેલાં છે. એમાં બાલપાઠો, સહેલાં અને સુંદર બાલગીતો, બાલખેલ, બાલકસરત તથા બાલકને યોગ્ય કહાણીઓ આપેલી છે. પારસી ગૃહસ્થ શેઠ ચીચગરે એ વિષય દાખલ કરવામા ઘણો શ્રમ લીધો છે. કોઇ કોઇ વખતે છોકરાઓ સાથે સાથે ગાય છે; કોઇ કોઇ વખતે સામસામી બે ત્રણ ટુકડીઓ થઈ ગાય છે; કોઇ કોઇ વખતે એક પછી એક એમ ગાય છે. થોડો ઘણો શ્રમ થયો કે છોકરાઓને પોતાની મરજીમાં આવે તેમ થોડી થોડી વાર રમવા દેવામાં આવે છે. રમતી વખતે પણ બાલકો પાસે થોડી થોડી કસરત લેવામાં આવે છે. પણ આવી કસરત બોજારૂપ થઇ ન પડે તેની સંભાળ રાખવામાં આવે છે. એ શિક્ષણ ઘણું કરી પાંચથી સાત વર્ષસુધી ચાલે, અને એ પદ્ધતિપ્રમાણે શીખવનારા હુશિયાર હોય તો બાલક તેમ જ બાલકીઓને ઘણો ફાયદો થાય છે. આ શિક્ષણપદ્ધતિથી સર્વ અવયવોને કસરત મળે છે; આંખ, કાન, હાથને રીતસર વાપરવાની ટેવ થોડી થોડી પડતી જાય છે, અને સ્મરણશક્તિ ખીલે છે. આવી જાતની કેળવણી આપવા સારૂ શાળામાં અને શ્રીમંતોનાં ઘરોમાં સાધારણ જનાવરોનાં ચિત્રો, વનસ્પતિના નમુના અથવા ચિત્રો, યંત્રશાસ્ત્રથી બનેલી

અદ્ભુત વસ્તુનાં ચિત્રો હોય તો તેવડે બાલકના ગજાપ્રમાણે તેને સારૂં સામાન્ય જ્ઞાન આપી શકાય. માટે તેવા નમુના અત્ર બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. હાલ જે શોધો થયલી છે તેને આધારે નમુના સોંઘા બનાવી શકાય એમ છે. કેટલાંક પરદેશનાં ચિત્રો હોય તો તેથી પણ બાલકને ફાયદો થાય એમ છે. જર્મનીથી કેટલીક ચિત્રોની રંગબેરંગી આકાર ગોઠવવાની પેટીઓ આવે છે. તેવી જાતની પેટીઓ આ દેશની વસ્તુઓ લઇ બનાવે તો તે લઇ ગોઠવતાં જોતાં કરતાં બાલકની બુદ્ધિ ખીલવાનો સંભવ છે.

બાલકના સાતેક વર્ષે સામાન્યતઃ શાલાનો ક્રમ શરૂ થાય છે. ત્યાં પહેલાં તો તેમને ચોપડી વાંચવા, શુદ્ધ લેખન, અંકગણિતવગેરે શીખવવામાં આવે છે. એ વિષયો શીખવતી વખતે ઘણી કાળજી રાખવાની જરૂર છે. ઘેરથી અભ્યાસ કરવા સારૂ એક બે કલાકમાં જેટલું કામ થઇ શકે તેટલું જ કામ આપવું જોઇએ. શાલામાં શીખવવાની પદ્ધતિ એવી હોવી જોઇએ કે શાલામાં જ બાલકો એક બીજાનું અનુકરણ કરી નવો અભ્યાસ કરે અને તેમ કરતાં અભ્યાસ કરવામાં તેમને રુચિ લાગે. તેવી જાતનો અભ્યાસ થાય તે સારૂ શિક્ષકની દેખરેખમાં અતિશય છોકરા ન હોવા જોઇએ. હાલમાં, વર્ગોમાં એક શિક્ષકના હાથતળે ચાળીસેક છોકરા સોંપવામાં આવે છે. પરંતુ વીસ પચીસથી વધારે સોંપવા ન જોઇએ, કારણ તેમ કરવાથી શિક્ષકની દેખરેખ સૌઉપર બરોબર રહેતી નથી. ઘણી સંખ્યા હોવાથી ઘેરથી ઘણું ખરું કામ છોકરાપાસેથી કરાવી મંગાવવું પડે છે. શાલામા તો ઘણુંખરૂં કામ કેવું કર્યું છે તેની તપાસણી ચાલે છે. શાલામાં ચાર પાંચ કલાક ગોંધાઇ રહે ને પછી ઘેર ચારેક કલાક કામ કરે તો કોમલ વયના બાલકના મગજપર કેટલો બોજો પડે તેનો ખ્યાલ કરવો કંઇ કઠિન નથી. તેમના શરીરનો બાંધો તૂટી પડે છે; તેમનાથી મોટપણે ઝાઝું કામ થતું નથી; અને શિક્ષણ ઘણી વખતે બોજા જેવું થઈ પડે છે.

સારા ગુણો બાલકો શીખીને સારૂં જ્ઞાન મેળવે તેમાટે ઉચ્ચ પ્રકારના શિક્ષકો પ્રાથમિક કેળવણીમાં હોવા જોઇએ. એવા શિક્ષકો આપણા દેશને જલદીથી મળે એ સમય ઘણો દૂર તથા કઠિન છે. કારણ એમાં પૈસાનો ઘણો

ખર્ચે છે. તેટલો બધો ખર્ચ સરકાર અથવા આપણો સમાજ કરી શકે એમ નથી. આપણા દેશની ગરીબ સ્થિતિ જોતાં તે સાધનો મળી શકે એમ લાગતું નથી. જ્યારે નિઃસ્વાર્થી ઉચ્ચ પ્રકૃતિના લોકો એ બાબતપર મનન કરે અને એ વિષયપર આયુષ્ ગાળવાને તત્પર થાય ત્યારે જ એ વાત બની શકે એમ લાગે છે. એ વિષયપર પુનાના ઉંચ લોકોએ સારું ધ્યાન આપવા માંડ્યું છે. ત્યાં આગળ જે લોકો બીજા ધંધામાં પડે તો સારું કમાય તેવા લોકો જુજ પગારે વિદ્યાપ્રસાર કરવાના કામમાં મચેલા છે. ત્યાં આગળ આવા વિચારને લીધે "દક્ષિણ એજ્યુકેશન એસોસિએશન" નામની દક્ષિણ લોકોની વિદ્યાપ્રસારક મંડળી સ્થપાઇ છે. તે પ્રાથમિક કેળવણી તેમ જ મધ્યમ ને ઉંચ પ્રકારની કેળવણીપર ઠીક લક્ષ આપે છે. તેની દેખરેખનીચે ફર્ગ્યુસન કોલેજ ચાલે છે. એ કોલેજનું કામ ઘણું સારી રીતે ચાલે છે; તે ત્યાંના ઉંચ વિચારવાળા અને થોડેથી સંતુષ્ટ રહીને નિર્વાહ કરનારા લોકોની વૃત્તિઓને લીધે છે. આપણો ગુજરાત દેશ અસલથી વિદ્યાના સંબંધમા પછાત છે. ગુજરાતી લોકોનું મુખ્ય જોર અસલ વેપારધંધાતરફ હતું, કારણ ગુજરાત પ્રદેશની ભૂમિ રસાલ હતી. પણ હાલમાં આપણા દેશમાં અનેક જાતના ફેરફારો થયા છે, અને થાય પણ છે, તેથી તેમાં પણ ઘણું ફાવાતું નથી. પહેલાં જે સાધારણ સાહસિક વૃત્તિ હતી તે વૃત્તિ કરતાં વધારે સાહસિક વૃત્તિ હાલ જોઇએ છે. તે ગુજરાતીઓમાં હજી આવી નથી. વળી વેપાર કરવામાં પણ હાલ વિધતું જ્ઞાન જોઇએ છીએ તે જ્ઞાન હજુ તેઓએ મેળવ્યું નથી; દેશપરદેશ મુસાફરી કરવી જોઇએ તે કરવા હજુ ઘણા તત્પર થયા નથી. હાલ વિદ્યાનું જોર સઘળે ઠેકાણે અપેક્ષિત છે. માટે ગુજરાતના સારા લોકોએ વિચાર કરી પ્રાથમિક કેળવણીતરફ લક્ષ આપવું જોઇએ.

એ સમય આવતાં ઘણો કાલ લાગે એમ છે. તોપણ સારી જાતના એકના એક શિક્ષકના હાથતળે બે ચાર વર્ષસુધી બાલકો અભ્યાસ કરે, તો તેથી શિક્ષકને બાલકોની વૃત્તિ, લક્ષણ, શક્તિવગેરે જાણવાની તક મળે છે. જેથી બાલકોના ગજાપ્રમાણે તે કામ લઇ શકે; શિષ્ય અને શિક્ષકવચ્ચે પ્રેમની દૃઢ ગાંઠ બંધાય; અને અભ્યાસ પણ સારો થાય. એ પદ્ધતિ અમલમાં

મૂકવાને સરકારને ઘણી અવગડ પડે એવી નથી. તેપર વિદ્યાપ્રસારક અમલદાર લક્ષ આપે તો તેથી બાલકોના મનપર આખરે કાંઇ સારી અસર થાય એમ છે.

શાલામાં શીખવાતા વિષયોસાથે શારીરિક સંપત્તિ જળવાય અને તેની વૃદ્ધિ બરોબર થતી જાય તેને સારૂ સાધારણ કસરત અથવા વ્યાયામ કરવાની રુચિ બાલકોને થતી જાય એ ઘણું જરૂરનું છે. એ વિષયપર માબાપે તેમ જ શાલાના શિક્ષકોએ યોગ્ય ધ્યાન આપવું જોઇએ. શાલામાં રમવા સારૂ છૂટી જગ્યા રાખવી જોઇએ; છોકરા રમતા હોય તેમાં શિક્ષકે થોડી દેખરેખ રાખવી જોઇએ; એ બાબતમાં બાલકોને ઉત્તેજન આપવું જોઇએ.

અસલ શારીરિક સંપત્તિની બાબતપર થોડું ઘણું લક્ષ આપવામાં આવતું હતું. કારણ તે સમયે જાણવાનું થોડું હતું, અને રમવું દોડવું, કસરત થોડી ઘણી કરવી, તથા શરીર મજબૂત રાખવું એપર વધારે ધ્યાન અપાતું. હોળીના ઉત્સવમાં ખૂબ રમતા, લૂટફાટ અને લડાઇઓ ચાલતી. તેથી શરીરમાં જોર આવતું અને પોતાની માલમિલકતનું કંઇ રક્ષણ કરી શકતા. એમ થવાથી શરીરસંપત્તિ થોડી ઘણી જાળવી રખાતી. પરંતુ હાલનો વિદ્યાક્રમ શરૂ થતાં પ્રથમ એ બાબત બિલકુલ ધ્યાન ન અપાયું. તેથી બાલકોની સ્થિતિ બગડતી જતી માલમ પડી. તેનું પરિણામ એવું આવવા માંડ્યું કે ભણેલા લોકોની સંખ્યામાં મરણ વધારે થવા માંડયાં. વિશ્વવિદ્યાલયની મોટી મોટી પરીક્ષામાં પાસ થયલા લોકોમાં અકાલ મૃત્યુ ભર જુવાનીમાં થવા લાગ્યાં. આ પરિણામ જોતાં મુંબઇ ઇલાકામાં તેમ જ હિંદુસ્તાનમાં સર્વ ઠેકાણે ખળભળાટ થયો. આપરથી સર્વેની ખાતરી થવા માંડી કે શારીરિક સંપત્તિ જાળવવા શ્રમ લેવો જોઇએ. તેને સારૂ થોડાં સાધનો સરકારે કરી આપ્યાં છે, તેમ જ લોકોના વિચાર પણ એ બાબતપર દૃઢ થવા માંડ્યા છે, જે ઉપરથી આશા રાખવામાં આવે છે કે એ વિષયપર લક્ષ આપતાં કાલાન્તરે સારૂં ફલ નીવડશે.

વિદ્યાર્થીઓની આંખો ઝીણા અક્ષરોવાળી ચોપડીઓ વાંચવાથી, તથા રાત્રે ઝાંખા અથવા કેરોસીનના અતિતેજસ્વી દીવા આગળ વાંચવાથી બગડવા

માંડે છે એ વાત હવે સિદ્ધ થઈ ચુકી છે. નાના બાળકોના આસરે સેંકડે ચાળીસ ટકા જેટલાને ચશ્માં રાખવાં પડે એવી ખેદજનક સ્થિતિ આવી ગઈ છે. સુધરેલા દેશોમાં પણ એવી સ્થિતિ થોડી થવા માંડેલી છે. ઈંગ્લાંડ, જર્મનીવગેરે પણ દેશોમાં છોકરાઓની આંખોવિષેની તપાસ ડાક્ટરોએ શાલામાં જઈ કરી તો ત્યાં આસરે વીસ ટકા જેટલા વિદ્યાર્થીઓની આંખોમાં કંઈ કોઈ જાતનો વિકાર માલમ પડ્યો. તે દેશમાં આપણા દેશના જેવી બાળકોની ખરાબ સ્થિતિ નથી. પણ નેત્રવિકાર જણાયાથી તેઓએ કારણોની તપાસ ચલાવી, અને સરકારને સૂચના કરી કે મોટા અક્ષરવાળી ચોપડીઓ બાળકોના હાથમાં મૂકવી, પુસ્તકોમાં ચિત્રો રાખવાં, નકશાવિગેરે સુંદર અને મોટા અક્ષરવાળા શાલામાં રાખવાં; મતલબ કે આંખને અતિ ખેંચવી ન પડે એવી ગોઠવણવાળાં પુસ્તકો, નકશા, ચિત્રોવગેરે રાખવાં. આ સૂચનાઉપરથી અત્રની સરકારે પણ મોટા અક્ષરવાળાં પુસ્તકો છપાવવા માંડ્યાં આ યોજનાસારૂ આપણી માયાળુ સરકારનો આભાર માનવો ઘટે છે. આશા રાખવામાં આવે છે કે જે પુસ્તકો ખાનગી લોકો બાળકોના હાથમાં મૂકવા સારૂ રચે તે પુસ્તકો પણ સારા મોટા અક્ષરવાળાં તેઓ છપાવશે, જેથી બાળકોની આંખને નુકસાન ન થાય. માબાપે પણ ઘેર છોકરાઓને ખરાબ ઝાંખા બળતા દીવા આગળ, અથવા જેથી આંખને ઘણી ગરમી લાગે એવા દીવા આગળ વાંચવા દેવું નહિ. આંખ સારી રહે એવા દીવા આગળ જ બાળકો વાંચે એવી તજવીજ રાખવી જોઈએ.

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે બાળકોના અભ્યાસ સાથે તેમની યોગ્ય શારીરિક સંપત્તિ જળવાય એવી યોજના હોવી જોઈએ, ને તેમની આંખરૂપી રત્ન ન બગડે તેને સારૂ માબાપે ઘણી કાળજી રાખવી જોઈએ.

શાલાના ક્રમમાં વાંચતાં લખતાં શીખવવામાં આવે ત્યારે બાળકો જે વાંચે અથવા લખે તે બરોબર સમજે એવું થવું જોઈએ. તે સમયે જે શબ્દો આવે તે જે વસ્તુને માટે મૂકેલા હોય તે વસ્તુનું સ્વરૂપ સાધારણ રીતે સમજાય, બનતા સુધી તેનું અવલોકન તે વસ્તુદ્વારા અથવા ચિત્રદ્વારા થાય, એમ થવું ઘણું જરૂરનું છે. શબ્દો દૃશ્યમાન પદાર્થોની અથવા કેટલીક મનકલ્પિત વૃત્તિઓની સંજ્ઞા છે. દૃશ્યમાન પદાર્થો વસ્તુદ્વારા અથવા

ચિત્રથી સમજાવાય; મનકલ્પિત વૃત્તિઓ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે ઉદાહરણો લઇ વર્ણન કરી સમજાવાય. આવી રીતે બાલકને તેના ગજા-માફક શબ્દો સમજાવવા જોઇએ. અત્યન્ત વિગત અથવા વિસ્તાર તેમાં આપવાની ઘણી જરૂર નથી કેટલીક વખતે એમ કરવામાં જે જ્ઞાત એટલે જાણીતી વસ્તુ અથવા વાત હોય તેની સાથે અજ્ઞાન વસ્તુના સમાન અથવા અસમાન ગુણોનું જરૂર જેટલું વર્ણન કરી અજ્ઞાત વસ્તુ વિષે બોધ આપવો. એ એક સુશિક્ષણનો ધોરી નિયમ છે તેને અનુસરીને ચાલવું જોઇએ. આમ થાય તો બાલકની અવલોકનશક્તિ, સ્મરણશક્તિ, સદૃશતા, અથવા અસદૃશતા જોવાની શક્તિ, સમજશક્તિ ખીલે છે. સર્વ વિદ્યાનો મૂલ સંકેત જોઇએ તો માલમ પડશે કે જે માનસિક શક્તિ અથવા સંસ્કારો ઈશ્વરે બક્ષેલા હોય તેનું સ્ફુરણ, ઉદ્ઘાટન અને વિકાસ થાય, જો કોઇ પણ વિદ્યા શીખવતાં તેમ ન બને તો ખચીત જાણવું કે તે વિદ્યા શીખવવામાં ખામી છે—ભૂલભરેલી પદ્ધતિ છે, અથવા તો જે અનુક્રમે વિષયો શીખવવા જોઇએ તે અનુક્રમ બરોબર પળાયો નથી. અનુક્રમ સાચવવો, એ અગત્યની વાત છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ.

ભાષાજ્ઞાનપર મૂલથી લક્ષ આપવામાં આવે છે તેનું કારણ એ જે બાલક વસ્તુનું સ્વરૂપ તથા તેના ગુણવિગેરે સમજે, તથા પરસ્પર તેસંબંધી પોતાના વિચારો જણાવે. વિચાર જણાવવા, તથા તેસંબંધી એક બીજાને લાભ આપવો એ બાબતમાં મનુષ્ય પ્રાણી બીજા પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે. એ શ્રેષ્ઠતાને પાયો ભાષા છે. ભાષાજ્ઞાન થવા સારૂ શબ્દોનો ભંડોળ જોઇએ છે. શબ્દો બરોબર સમજાય, તેનો ભંડોળ સારો એકઠો થાય ત્યારે વાતચિતમાં રમ પડે, અને વિચાર દર્શાવવામાં સરલતા આવે. જેમ નવા નવા શબ્દો બાલકો શીખે તેમ બોલવાચાલવામાં, વસ્તુનું અવલોકન સ્મરણશક્તિમાં નોંધી રાખવામાં શબ્દો સહાય કરે છે. શબ્દોનું ઉચ્ચારણ શુદ્ધ હોવું જોઇએ. કારણ તેમ હોય ત્યારે જેની સાથે આપણે વાતચિત કરતા હોઇએ તે સહેલથી આપણા વિચારો સમજી જાય છે. આમ થાય તેને સારૂ ઉચ્ચારણપર ધ્યાન આપવામાં આવે છે. સારી સારી કવિતા મોઢે કરાવવામાં આવે છે. તેનું કારણ

કે શબ્દજ્ઞાન વધે, શુદ્ધ ઉચ્ચારણ થાય, અને ભાષાનું બંધારણ થોડું થોડું સમજે. શબ્દો બોલવાથી માત્ર જે માણસો પાસે હોય અથવા એકત્ર થઇ શકે તેને જ વિચારો દર્શાવાય, પણ જે માણસો દૂર હોય તેને વિચારો, અનુભવ તથા જ્ઞાનનો લાભ આપી શકાતો નથી. તે લાભ અપાય માટે ઉચ્ચાર બતાવવાની સાંકેતિક સંજ્ઞા અથવા ચિહ્નો શોધી કાઢવામાં આવ્યાં. તે સાંકેતિક ચિહ્નનો સમૂહ તે આપણો કક્કો બન્યો. તે મનુષ્યસમૂહે માન્ય રાખ્યો, એટલે લેખન-કલાનો આરંભ થયો. લેખનકલા આવી રીતે ઉત્પન્ન થઈ. તેવડે જ્ઞાન અને અનુભવનો લાભ દૂર વસતા લોકોને મળે છે એવી મનુષ્યોની ખાતરી થવાથી લેખનકલા કેળવણીનો જરૂરી વિષય ગણાવા માંડયો છે. જે હેતુથી તે યોજવામાં આવેલી છે તે હેતુ પાર પડે તેસારૂ અક્ષરો—ઉચ્ચારનાં ચિહ્નો—બરોબર કદ-પ્રમાણમાં લખાવવા જોઇએ; તે સ્પષ્ટ, તરત ઓળખાય એવા ધાટના હોવા જોઇએ. અર્થાત્, શુદ્ધ, સુંદર, તરત વંચાય એવી જાતના લેખનનું માહાત્મ્ય ગણાય છે. તેમ થાય માટે પાટીપર અથવા સ્લેટપર અક્ષરો—શબ્દો થોડા થોડા લખાવવાનો મહાવરો બાલકોને કરાવવામાં આવે છે. લેખનમાં ડાઘ પડે, છેકાછેક ઘણી થાય તો લેખન બરોબર વંચાય નહિ, માટે બાલકોને ડાઘ ન-પડે અને છેકાછેક ન થાય એવી જાતનું લેખન કરવાની સૂચના કરવામાં આવે છે. શુદ્ધ લેખન વારંવાર લખ્યાથી થઈ શકે માટે બાલકોને ડિકટેશન—મોઢેથી બોલેલા ફકરાઓ—લખાવવામાં આવે છે. જો એમ ન કરે, કાના માત્રા—અક્ષર બરોબર ન લખે તો આપણામાં હાસ્યજનક વાર્તા ચાલે છે કે 'કક અજમેર ગય' તેમ અર્થનો અનર્થ થાય અને લેખનનો હેતુ સિદ્ધ ન થાય. આપરથી ખુલ્લું જણાઇ આવે છે કે પ્રાથમિક કેળવણીમાં ભાષાજ્ઞાન, તથા શુદ્ધ લેખન-પર જે મૂલથી લક્ષ આપવામાં આવે છે, તેમાં બહુ ગર્ભિત ઉંડા હેતુ છે.

આવી જાતનું પોતાની ભાષાનું થોડું જ્ઞાન મેળવતા બાલકોને બે ત્રણ વરસ લાગે છે. યોગ્ય રીતે એવું જ્ઞાન અપાય તો બાલકને આ વિષયપર રુચિ થાય છે; ને જો રુચિ થાય તો પછી તેનો અભ્યાસ વધતો જાય છે. ભાષાજ્ઞાન આપતી વખતે આંક, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકારવગેરે શીખ-વવામાં આવે છે. આથી સંખ્યાસંબંધી સામાન્ય ઉપયોગી વ્યવહારનું જ્ઞાન થાય

છે. તેની સામે સમજશક્તિ પણ ખીલે છે. વ્યવહારમાં આપલે કરતાં ગણતરી હમેશ કરવી પડે છે. કેટલીક વસ્તુ બનાવતાં, વેપાર કરતાં હિસાબ કરવા પડે છે; ત્યારે જ પ્રમાણ, ઘાટવિગેરે સુંદર અને દેખાવડા થાય છે. હિસાબ ગણવામાં અસલની રીતિ પ્રમાણે સ્મરણશક્તિપર ઘણો બોજો લાધવામાં આવતો હતો: આંક ખુબ ગોખાવતા હતા, ને તે સાધારણ હિસાબમાં ખુબ વાપરતા. એથી મોઢાના હિસાબ તેઓ ઘણી ઝડપથી કરતા, પણ કંઇ અટપટિયો હિસાબ આવે ત્યારે ગુંચવાતા. સામાન્ય લોકોમાં થોડા જ લોકો હિસાબની કુંચીનાં કારણો સમજતા. એવી રીતની પદ્ધતિ હાલના સમયને અનુકૂલ નથી. તે સમયે બીજા વિષયોનો બોજો ઘણો થોડો હતો, તેથી સ્મરણશક્તિ તે ભાર ઝીલી શકતી હતી. પણ હાલ એ વિષય શીખવવાનાં સાધનો વધ્યાં છે, તેથી અસલની રીતિપ્રમાણે આંક ગોખાવ્યાં કરવાની પદ્ધતિને વળગી રહેવાની ઘણી જરૂર નથી. હાલ હિસાબ ગણવાનાં અંકગણિતો નીકળ્યાં છે. સરવાળા, બાદબાકી- વગેરે શીખવવામાં, મણકામાળાનાં ચોકઠાંનો ઉપયોગ કરવામાં આવેછે. એથી સરવાળા, બાદબાકી જલદીથી શીખવી શકાય છે. હિસાબ શીખવતાં રીતિનાં કારણોની સમજ આપવામાં આવે છે. એથી કરીને વિચારશક્તિ ખીલે એવી કોશિશ સારા મેહેતાજી કરે છે. એ વિષયની ખૂબી એ છે કે હિસાબના અમુક જ જવાબ હોવાથી તે આવે ત્યાં સુધી ચિત્ત સ્થિર રાખવું જ પડે છે; ચિત્તની એકાગ્રતા કંઇક અંશે થતી જાય છે; ચિત્ત એક વસ્તુપર ચોંટવાથી તે વસ્તુનું સ્વરૂપ સારી રીતે જોવાની ટેવ પડે છે. કોષ્ટકવગેરે શીખવતાં તેમાં આવતા શબ્દો વસ્તુદ્વારા સમજાવવા જોઇએ. જો ઇંચ લંબાઇનું માપ લઇએ તો તે વસ્તુદ્વારા સમજાવવો જોઇએ. ત્રણ ઇંચની લંબાઇ તે કેટલી તેનો ખ્યાલ બાલકના મનમાં ચોકસ આવવો જોઇએ. એ ખ્યાલ આવેથી વધારે લંબાઇનો વિચાર બાલક બાંધે તેમ કરવું; અને તેનો વિચાર બરોબર રીતે છોકરાના મનમાં ઉતરે ત્યાર પછી વધારે લંબાઇપર જવું. પોતાનું પગલું કેટલા ફુટનું છે તે જોવું; બે હાથ લંબાવે તો કેટલી લંબાઇ થાય તે બાલકને બતાવવું-જોઇએ. એવી રીતે લંબાઇનો ખ્યાલ મનમાં ઉતર્યા પછી ચોરસ માપપર ઉતરવું. ચોરસ માપનું બંધારણ કેવી રીતનું હોય છે તે સમજાવવું.

આ પ્રમાણે સર્વે જાતના કોષ્ટકવિષે કરતા રહેવું જોઇએ. એમ જ્યારે કોષ્ટકો સમજાય ત્યારે જ બાલકોને વ્યવહારમાં આવતા હિસાબોનું સ્વરૂપ સમજાય. માપનશાસ્ત્રનાં સાદા તત્વો ચોરસપરથી સમજાવવાં જોઇએ, કારણ વ્યવહારમાં સાદી આકૃતિનું માપ ઘણું ઉપયોગનું છે. તે બાબતનું થોડું થોડું સાધારણ જ્ઞાન આપવામાં આવે છે. ગણિતથી ચોકસાઇવાળું જ્ઞાન થાય છે; ભમતું ચિત્ત સ્થિર થાય છે; વ્યવહાર ચલાવવામાં મદદ મળે છે. માટે એનું જ્ઞાન પ્રથમથી આપવાનો પ્રચાર ચાલુ રહેલો છે.

આવી રીતે દશ વર્ષની ઉમરે સાધારણ ભાષાજ્ઞાન, લેખનકલા, અંકગણિતનું જ્ઞાન બાલક મેળવે છે. એવું જ્ઞાન મેળવતી વખતે બાલકોની નીતિ સુધરે તથા સારી ટેવ પડે એનાપર પણ લક્ષ આપવાની જરૂર છે. નીતિનો પાયો મજબુત ઘાલવો જોઇએ છીએ, કારણ નીતિવગર છોકરાનું ભવિષ્ય સારૂં થવાનું નથી, અને સમાજ પણ ઉચ્ચ સ્થિતિને પામવાનો સંભવ નથી. બાલકની નીતિનો પાયો ઘરના આચારપર બહુ આધાર રાખે છે. નીતિના નિયમોપ્રમાણે ઘેર માબાપ, વડીલ પુરૂષો, ભાઇબહેનો ચાલે તો તેનો આચાર જોઇ બાલકને તેમ કરવાનું મન થાય છે. માટે ઘરના માણસોએ નીતિનો આચાર સારા પ્રકારનો રાખવો જોઇએ. ગુરૂ અથવા શિક્ષકના હાથતળે બાલક પાંચ કલાક રહે છે. તે સમયે શિક્ષકની રીતભાત, વર્તણૂક, દાબ રાખવાની તથા બાલકના મનમાં પ્રેમ ઉત્પન્ન કરવાની શક્તિ એ સર્વપર બાલકની નીતિના આચારનો પાયો પણ રચાય છે. શિક્ષકે ઉચ્ચ પ્રકારની વર્તણૂક તથા રીતભાત રાખવી જોઇએ; તેણે યોગ્ય દાબ રાખવો જોઇએ. બાલકોની સાથે બોલવા ચાલવામાં, તેમને સમજ પાડવામાં એવી યોજના કરવી જોઇએ કે બાલકો એમ સમજે કે અમારૂં હિત કરવામાં જ શિક્ષકનું મન છે. એમ જ્યારે બાલકના મનપર છાપ પડે ત્યારે તે નીતિને માર્ગે દોરવાય. નીતિના સંબંધમાં આપણે યાદ રાખવું જોઇએ કે બાલકના સોબતી–મિત્રમંડલ પણ તેના ગુણોપર ગુપ્ત રીતે અસર કર્યા કરે છે. માટે બાલકો કેવા મિત્રો બાંધે છે, તેની સાથે રમનારા ગોઠિયા કેવા છે તેનાપર પણ માબાપે લક્ષ આપવું. 'સોબત તેવી અસર', 'તુખમ તેવી તાસીર' એ કહેવત સર્વના જાણમાં છે. માટે એ

બાબતપર પૂર્ણ સાવધાનતા રાખવી જોઇએ.

ઉપલા પ્રકારના જ્ઞાનની સાથે, જે પૃથ્વીપર આપણે રહીએ છીએ તેના પર રહેલા પર્વતો, ડુંગરો, નદી, તળાવો, બેટવગેરેનું પણ જ્ઞાન આપવામાં આવે છે. એ જ્ઞાન આપતી વખતે પોતાના ઘરથી એવી બાબતની શરૂઆત કરવી. બાલકે પોતાના ઘરનો, અથવા ચોગાનો અથવા શાલાના વર્ગનો નકશો કાઢી બતાવવો જોઇએ. તે કેમ થાય છે તે ધીમેધીમે બાલકને સ્લેટપર પ્રથમ શીખવવું જોઇએ. આમ કરવાથી બાલકોને દિશાઓનું જ્ઞાન થાય છે. વળી અંતરનું પણ જ્ઞાન થાય છે. પ્રમાણપટ્ટીનું થોડું જ્ઞાન થાય છે, કારણ સાધારણ માપ લીધા શિવાય નકશો થાય જ નહિ. બાલકના ગામના અથવા શહેરના મોહલ્લા, પોળો કયાં કયા છે, તે એક બીજાથી કેવી રીતે આવેલાં છે તેનું જ્ઞાન કરીને સંપાદન કરવું પડે છે. પોતાના ગામનાં અથવા શહેરનાં જાણવાલાયક મકાનો કયાં કયાં છે, તે બાલક આ પ્રમાણે જાણી શકે છે; પોતાના ગામની જમીન કેવા આકારની છે, કેવા રંગની છે તે જોતાં શીખે છે. એમ થયા પછી પોતાના તાલુકાની, પછી પ્રાંતની, પછી દેશની એમ ક્રમે ક્રમે ભૂગોલ શીખતાં બાલકને એ વિષયપર રુચિ લાગે છે. એમ અનુક્રમે જતાં પૃથ્વીપરના જાણવા લાયક દેશો, નદીઓવિગેરેનાં નામ શીખે છે; તેમનો સંબંધ આપણી સાથે કેવો છે તેની સમજ પડે છે. પરીક્ષાસારૂ તાલુકા, નદીઓવિગેરેનાં નામો ગોખાવી મારવાં, તથા નકશાંમાં સમજ્યાવિના બતાવ્યાં જવાં એનું નામ ભૂગોળના વિષયનું શિક્ષણ નથી. ઉપર કહેલી બાબતપર યોગ્ય લક્ષ આપી ભૂગોળ શીખવાય તો તેથી પૃથ્વીવિષેની કંઇ સાદી માહિતી છોકરાઓને મળે, તથા તેમાં રસ લાગે. સાધારણ રીતે પોતાના ગામની તથા પ્રાન્તની રાજકીય વ્યવસ્થા પણ બાલકોને જણાવવી જરૂરની છે, કારણ વ્યવહારમાં એ વિષયનું જ્ઞાન જરૂરનું છે.

કવચિત પાઠશાલાનો વિષય પણ રમત ગમત સાથે થોડેક અંશે ચલાવવામાં આવે છે. એ વિષય પ્રશ્ન અને ઉત્તરદ્વારા યોગ્ય રીતે ચલાવાય તો, બાળકની અવલોકનશક્તિ વધે છે; ભાષાજ્ઞાન તથા વસ્તુજ્ઞાન ચોકસ જાતનું થાય છે. બાલકોને એ વિષય યોગ્ય રીતે શીખવાય છે ત્યારે તેમને તેમાં બહુ

રમુજ પડે છે.

આવા પ્રકારનું સામાન્ય જ્ઞાન થયા પછી, બાલકની બુદ્ધિ કયા વિષય-પર દોડે છે, કયો ધંધો કરવા તરફ તેનું વલણ છે એ જોવું ઘણું જરૂરનું છે. બાલકને લાંબો અભ્યાસ કરવાની સામગ્રી ન હોય, તો સામાન્ય ભાષા-જ્ઞાન પછી પોતાના બાપદાદાના ધંધાને મદદ કરે એવું જ્ઞાન તેને મળે એવી યોજના કરવી જોઇએ. ખેતીવાડી કરનારા ગામના લોકોને ખેતીસંબંધી પુસ્તકોદ્વારા જ્ઞાન મળવું જોઇએ. બને તો તેમને પ્રયોગસિદ્ધ જ્ઞાન આપવું. છોકરા પોતાના બાપને તેમના ધંધામાં મદદ કરે, હળ હાંકવામાં, બી ઓરવામાં વરાપ દેવામાં, તરફેણ ફેરવવામાં સહાય કરે એવી ગોઠવણ કરી આપવી. શાલાપાસે જમીન રાખવી, ને છોકરા પાસે તેવું કામ કરાવવાની ટેવ પાડવી. શાલાને લગતી એવી ગોઠવણ થાય તે માટે સરકારને ગામના લોકોએ અરજી કરવી કે જોઇતાં સાધનો મળે. હમણાના સુધરેલા દેશમાં જે સાધનો વપરાતાં હોય તેમાંનાં કયાં કયાં દાખલ કરી શકાય એવાં છે તે જોવું જોઇએ તથા જુજ ખર્ચે થઇ શકે એવાં છે કે સામાજિક ખર્ચે દાખલ કરતાં નફો વધારે થાય એવાં છે તે તપાસવું જોઇએ.

કારીગરવર્ગ એટલે સુથાર, કડિયા, લુહારવિગેરેને તેમ જ ખેતીવાડી કરનારા લોકોને કેટલાક વિષયો સામાન્ય રીતે ઉપયોગી થાય એવા છે. રસા-યનશાસ્ત્રનાં મૂલતત્ત્વો, યંત્રશાસ્ત્રનાં મૂલતત્ત્વો, સામાન્ય ચિત્રકલા, નામું લખવાની રીત, એ સર્વ વર્ગને ઘણે અંશે ખપનાં છે. ઇમારતી લાકડું તપા-સવામાં તથા રંગ દેવામાં રસાયનશાસ્ત્ર કંઇક અંશે સુથારને ઉપયોગી છે; કડિયાને છોનું બંધારણ તપાસવામાં તથા તેમાં મસાલોવગેરે નાંખવામાં એ શાસ્ત્ર કામમાં આવે એવું છે. જમીનનું બંધારણજ જોવામાં તથા ખાતર બનાવવામાં ખેતી કરનારને એ શાસ્ત્રનું જ્ઞાન મદદ કરે એમ છે. યંત્રશાસ્ત્ર ઓજારો કેવી રીતે બને છે, તે કેવી જાતનાં હોય તો ધંધામાં ઘણી મદદ આપે એ સમજવામાં થોડી ઘણી સહાય કરે છે. ચિત્રકલાથી જે ઘાટ રચવો હોય તે ઘાટનો નમુનો કાઢવામાં મદદ મળે છે. જમીનવગેરેનો નકશો કરવો હોય તો તે કયાથી જોઇએ તેવો નીકળે; ધંધાના સંબંધમાં જે યંત્રનાં ચિત્રો

તે તે પણ સમજી શકાય. નાનું લખવાથી જે વ્યવહાર એક બીજાસાથે ફ…
સારૂં ટીપણ થાય, ખરચ આવકના પ્રમાણમાં કરાય. આ વિષયો સામાં-
લોકોને કેવી રીતે ઉપયોગી થાય છે, તેનું આ દિગ્દર્શન કર્યું છે. તેપરથી
…ત્રી થશે કે એ વિષયોનું જ્ઞાન સર્વને લાભકારક છે.

એ વિષયો શીખવતી વખતે બાળકોને સમજ પડે એવી રીતે જ્ઞાન
…આપવું જોઈએ. જેમ પ્રયોગસાથે એ વિષયોનું જ્ઞાન અપાય તેમ એ
વિષયો સારી પેઠે સમજાશે. સાધારણ વસ્તુઓ જે જોવામાં આવે તે સારી
રીતે પ્રયોગો કરી જોવા સારૂ બાળકો અવલોકશે, ને પછી તેનાપર ક્રિયા કરશે.
એમ જોવાથી અને પ્રયોગો કરવાથી નિયમો સમજાશે, અને ધોરી નિયમોની
છાપ તેમના મનપર બેસશે. તેમને એમાંના કોઇક વિષયપર રસ લાગશે
તો તેઓ પોતાની જીંદગીના ફુરસદના વખતે પોતાને ઉપયોગી પડતા
એ વિષયોમાંના કોઇવિષે વાંચશે, અને પ્રયોગો પણ કોઇ કોઇ બાળકો
પોતાની મોટી ઉમરે કરશે એ વિષયો શીખવવામાં દરરોજ જો કલાક રાખ-
વામાં આવે તો બે વર્ષે સારો અભ્યાસ થશે. એ વિષયોના શાસ્ત્રીય અભ્યાસમાં
એક કલાક રાખવો, અને એક કલાક એ સંબંધી પ્રયોગોમાં ગાળવો. પ્રયોગો
કરતાં બાળકોની ચક્ષુરિંદ્રિય તથા હસ્તકળા પણ સુધરશે. એ વિષયો ચાલે
ત્યારે ભાષાજ્ઞાન પણ જારી રાખવું, ને તેને સારૂ એક કલાક રાખવો, કે
શુદ્ધ લેખન, તથા શુદ્ધ વાતચિત બાળકો કરી શકે. વ્યવહારજ્ઞાનસારૂ
અંકગણિતનો અભ્યાસ પણ જારી રાખવો, ને બને તો માપનશાસ્ત્ર અથવા
બીજગણિત ચલાવવું આ વિષયો શીખવવા સારૂ સારાં પુસ્તકોની
ખોટ છે. તે ખોટ પૂરી પાડવાને જે ગૃહસ્થોએ એ વિષયો સંબંધી પ્રયોગસિદ્ધ
જ્ઞાન મેળવ્યું હોય તેમની પાસે તેવાં પુસ્તકો રચાવવાં તેવા ગૃહસ્થોને ગામની
નિશાળોમાં મોકલવા. ત્યાં તેઓએ ભાષણો આપી, પ્રયોગો કરી, બાળકોને એ
બાબત સારૂં જ્ઞાન અપાય એવી સૂચના તેમની પાસે કરાવવી. આવું જ્યારે
ત્યારે જ આપણા દેશની સ્થિતિ થોડી ઘણી સુધરે.

આત્મવૃત્તિ પરીક્ષાની ટેવ.—રસાયનશાસ્ત્રઆદિ વિષયો શીખ-
…ની સાથે શારીરિક ધર્મ તથા નીતિનિયમો જે બાળકો શીખ્યા હોય તે

પ્રમાણે આચરણ થાય છે કે નહિ તેની તપાસ જારી રાખવી જોઇએ. બાળકોને સાધારણ જ્ઞાન થાય ત્યારથી પોતાનાં આચરણ, વર્તણૂક, વૃત્તિઓની થોડી થોડી તપાસ કરતાં રહેવાની ટેવ પાડવી જોઇએ. કારણ જેમ વૃત્તિઓ તપાસવાની ટેવ પડે તેમ સદ્ગુણી થવાનો સંભવ છે.

**પરીક્ષા.**—શાળામાં અગાઉથી પરીક્ષા લે છે અને તેના પરિણામપરથી નીચલા ધોરણમાંથી ઉપલા ધોરણમાં છોકરાઓને ચઢાવવાનો રીવાજ ચાલે છે તેમાં સુધારો થવો જરૂરનો છે. પરીક્ષામાં જે પ્રશ્નો પૂછવામાં આવે તે બાળકોની શક્તિના પ્રમાણમાં હોવા જોઇએ. અતિશય આડાઅવળા સવાલો પૂછવા ન જોઇએ. બાળકોને પરીક્ષાની ઘણી હાયવરાળ થાય એમ થવું ઘટતું નથી. મેહેતાજી અથવા શિક્ષક જે બાળકોની વૃત્તિઓ અને જ્ઞાન તપાસતા રહેતા હોય છે તેના અભિપ્રાયને પણ કાંઇ અંશે માન આપવું જોઇએ. જે બાળકોને મહેતાજીના અભિપ્રાયપરથી ચઢાવવામાં આવે તેમનો અભ્યાસ ઉપલા ધોરણમાં બીજી પરીક્ષા વખતે કેવો નીવડે છે તેનાપર લક્ષ રાખવું. ગોખી ગોખીને પરીક્ષામાં પાસ થવું એ સારા અભ્યાસનો આશય નથી. પરીક્ષા એ તો અભ્યાસ વધારવાનું અને કેટલો અભ્યાસ થયો છે એ જોવાનું સાધન છે. પરીક્ષામાં જીવનનું સર્વસ્વ આવી રહે છે એ સમજ ખોટી છે. પોતાની શક્તિ કેટલી ખીલી છે તે બાળકો બરોબર સમજે એ પરીક્ષાનો હેતુ છે.

**સાદી રીતભાત, કરકસરથી રહેવાની ખાસિયત.**—આપણા દેશના લોકની રીતભાત ઘણી સાદી છે. ટુંકા ખરચમાં સામાન્ય લોકો પોતાનો નિર્વાહ ચલાવે છે. કરકસર કરી રહેવાની ટેવ વિશેષે કરીને ગુજરાતી લોકમાં છે. એ ટેવ ઘણી ઉપયોગી છે. બરોબર રીતે કરકસરથી રેહેવું એથી જીવનમાં સુખશાન્તિ મળે છે. એ ગુણને બાળકો પકડી રહે એવું તેમને શિક્ષણ મળવું જોઇએ. તેઓ ખોટાખર્ચાળુ બને તો તેમને પોતાની જીંદગીમાં ઘણું વેઠવું પડે એમ છે. કારણ કમાઇનાં સાધન થોડાં છે. કેટલાક નાતવરાના, લગ્નના ચાલતા આવેલા રીવાજોમાં પણ દેશકાલપ્રમાણે ફેરફાર કરવો જરૂરનો છે. તે યોગ્ય વિચાર કરી સારા લોકોએ કરતા રહેવો જોઇએ. મોટા લોકોએ તેમ કરવામાં પહેલ કરી દાખલો બેસાડવો જોઇએ: કેટલાએક અણસમજુ લોકો એ ગુણનો

આવે તે પણ સમજી શકાય. નામું લખવાથી જે વ્યવહાર એક બીજાસાથે થ તેનું સારૂં ટીપણ થાય, ખરચ આવકના પ્રમાણમાં કરાય. આ વિષયો સામાન્ય લોકોને કેવી રીતે ઉપયોગી થાય છે, તેનું આ દિગ્દર્શન કર્યું છે. તેપરથી ખાત્રી થશે કે એ વિષયોનું જ્ઞાન સર્વને લાભકારક છે.

એ વિષયો શીખવતી વખતે બાલકોને સમજ પડે એવી રીતે જ્ઞાન આપવું જોઇએ. જેમ પ્રયોગસાથે એ વિષયોનું જ્ઞાન અપાય તેમ એ વિષયો સારી પેઠે સમજાશે. સાધારણ વસ્તુઓ જે જોવામાં આવે તે સારી રીતે પ્રયોગો કરી જોવા સારૂ બાલકો અવલોકશે, ને પછી તેનાપર ક્રિયા કરશે. એમ જોવાથી અને પ્રયોગો કરવાથી નિયમો સમજાશે, અને ધોરી નિયમોની છાપ તેમના મનપર બેસશે. તેમને એમાંના કોઇક વિષયપર રસ લાગશે તો તેઓ પોતાની જીંદગીના ફુરસદના વખતે પોતાને ઉપયોગી પડતા એ વિષયોમાંના કોઇવિષે વાચશે, અને પ્રયોગો પણ કોઇ કોઇ બાલકો પોતાની મોટી ઉમરે કરશે એ વિષયો શીખવવામાં દરરોજ જો કલાક રાખવામાં આવે તો બે વર્ષે સારો અભ્યાસ થશે. એ વિષયોના શાસ્ત્રીય અભ્યાસમાં એક કલાક રાખવો, અને એક કલાક એ સંબંધી પ્રયોગોમાં ગાળવો. એમ કરતાં બાલકોની ચક્ષુરિંદ્રિય તથા હસ્તકલા પણ સુધરશે. એ વિષયો ચાલે ત્યારે ભાષાજ્ઞાન પણ જારી રાખવું, ને તેને સારૂ એક કલાક રાખવો, કે શુદ્ધ લેખન, તથા શુદ્ધ વાતચિત આવડી કરી શકે. વ્યવહારજ્ઞાનસાર અંકગણિતનો અભ્યાસ પણ જારી રાખવો, ને બને તો માપનશાસ્ત્ર અથવા બીજગણિત ચલાવવું આ વિષયો શીખવવા સારૂ સારાં પુસ્તકોની ખોટ છે. તે ખોટ પૂરી પાડવાને જે ગૃહસ્થોએ એ વિષયો સંબંધી પ્રયોગસિદ્ધ જ્ઞાન મેળવ્યું હોય તેમની પાસે તેવાં પુસ્તકો રચાવવાં. તેવા ગૃહસ્થોને ગામની નિશાળોમાં મોકલવા. ત્યાં તેઓએ ભાષણો આપી, પ્રયોગો કરી, બાલકોને એ બાબત સારૂં જ્ઞાન અપાય એવી સૂચના તેમની પાસે કરાવવી. આવું જ્યારે ત્યારે જ આપણા દેશની સ્થિતિ થોડી ઘણી સુધરે.

**આત્મવૃત્તિ પરીક્ષાની ટેવ.**—રસાયનશાસ્ત્રાદિ વિષયો શીખવાય તેની સાથે શારીરિક ધર્મ તથા નીતિનિયમો જે બાલકો શીખ્યા હોય તે

પ્રમાણે આચરણ થાય છે કે નહિ તેની તપાસ જારી રાખવી જોઇએ. બાલકોને સાધારણ જ્ઞાન થાય ત્યારથી પોતાનાં આચરણ, વર્તણુક, વૃત્તિઓની થોડી થોડી તપાસ કરતાં રહેવાની ટેવ પાડવી જોઇએ. કારણ જેમ વૃત્તિઓ તપાસવાની ટેવ પડે તેમ સદ્‌ગુણી થવાનો સંભવ છે.

**પરીક્ષા.**—શાળામાં અમલદાર પરીક્ષા લે છે અને તેના પરિણામપરથી નીચલા ધોરણમાંથી ઉપલા ધોરણમાં છોકરાઓને ચઢાવવાનો રીવાજ ચાલે છે તેમાં સુધારો થવો જરૂરનો છે. પરીક્ષામાં જે પ્રશ્નો પૂછવામાં આવે તે બાલકોની શકિતના પ્રમાણમાં હોવા જોઇએ. અતિશય આડાઅવળા સવાલો પૂછવા ન જોઇએ. બાલકોને પરીક્ષાની ઘણી હાયવરાળ થાય એમ થવું ઘટતું નથી. મેહેતાજી અથવા શિક્ષક જે બાલકોની વૃત્તિઓ અને જ્ઞાન તપાસતા રહેતા હોય છે તેના અભિપ્રાયને પણ કાંઇ અંશે માન આપવું જોઇએ. જે બાલકોને મહેતાજીના અભિપ્રાયપરથી ચઢાવવામાં આવે તેમનો અભ્યાસ ઉપલા ધોરણમાં બીજી પરીક્ષા વખતે કેવો નીવડે છે તેનાપર લક્ષ રાખવું. ગોખી ગોખીને પરીક્ષામાં પાસ થવું એ સારા અભ્યાસનો આશય નથી. પરીક્ષા એ તો અભ્યાસ વધારવાનું અને કેટલો અભ્યાસ થયો છે એ જોવાનું સાધન છે. પરીક્ષામાં જીવનનું સર્વસ્વ આવી રહે છે-એ સમજ ખોટી છે. પોતાની શક્તિ કેટલી ખીલી છે તે બાલકો બરોબર સમજે એ પરીક્ષાનો હેતુ છે.

**સાદી રીતભાત; કરકસરથી રહેવાની ખાસિયત.**—આપણા દેશના લોકની રીતભાત ઘણી સાદી છે. ટુંકા ખરચમાં સામાન્ય લોકો પોતાનો નિર્વાહ ચલાવે છે. કરકસર કરી રહેવાની ટેવ વિશેષે કરીને ગુજરાતી લોકમાં છે. એ ટેવ ઘણી ઉપયોગી છે. બરોબર રીતે કરકસરથી રેહેવું એથી જીવનમાં સુખશાન્તિ મળે છે. એ ગુણને બાલકો પકડી રહે એવું તેમને શિક્ષણ મળવું જોઇએ. તેઓ ખોટાખર્ચાળુ બને તો તેમને પોતાની જીંદગીમાં ઘણું વેઠવું પડે એમ છે. કારણ કમાઇનાં સાધન થોડાં છે. કેટલાક નાતવરાના, લગ્નના ચાલતા આવેલા રીવાજોમાં પણ દેશકાલપ્રમાણે ફેરફાર કરવો જરૂરનો છે. તે યોગ્ય વિચાર કરી સારા લોકોએ કરતા રહેવું જોઇએ. મોટા લોકોએ તેમ કરવામાં પહેલ કરી દાખલો બેસાડવો જોઇએ. કેટલાએક અણુસમજુ લોકો એ ગુણનો

હેતુ બરોબર ન સમજવાથી શરીરને નુકશાન થાય તેવી રીતે રહે છે. તે શેક પેટને પાટો બાંધી શરીરને સાધારણ રીતે પોષણ કરવાની બાબતમાં કાળજી રાખતા નથી એ શોચનીય વાત છે. એમ કરવાથી કરકસરરૂપ સારા ગુણનું રૂપ બદલાઇ જાય છે, ને તે અતિકંજુસાઇ થાય છે. તેમ ન થાય માટે મધ્યમ રસ્તો પકડી વર્તવું જોઇએ. હાલના સમયમાં બાલકોના મગજપર ઘણો ભાર પડે છે તેથી સાધારણ પુષ્ટિકારક ખોરાક આપવામાં કંજુસાઇ કરવી નહિ.

બાલકોના સંબંધમાં જે સૂચના ઉપર કરવામાં આવેલી છે તેમાંની ઘણીખરી દશ વરસ સુધીની છોડીઓને પણ લાગુ પડે છે. ત્યાર પછીની વયથી જુદી જાતનું શિક્ષણ હોવું જરૂરનું છે. તેમને આ દેશની કરકસરવાળી વ્યવસ્થાપ્રમાણે ઘણો ખરો કારભાર ઘરસંબંધી કરવાનો હોય છે. ઘરસંબંધી વ્યવસ્થામાં અનાજ કેમ ભરી રાખવું, સાચવી રાખવું. ઘર ચોખ્ખું રાખવું, રાખવું, આવકના પ્રમાણમા ઘરનો ખર્ચ રાખવો, છોકરાંઓને સારી રીતે ઉછેરવાં એ સર્વ આવે છે. તેમને પાકશાસ્ત્ર, શીવણ, ગૃહકર્મ, શરીરરચનાશાસ્ત્ર, અકસ્માત્ થતે યોગ્ય ઉપાયો કેવી રીતે લેવા એ ઘણું ઉપયોગનું છે. છોડીઓ ગૃહકર્મ કરવામાં કુશલ થાય માટે ઘરમાં કામ કરવાની ટેવ પડવી જોઇએ. તેવી ટેવ પડવાનો સમય તેમને મળે માટે શાલામાં જવાના વખતમાં થોડો ફેરફાર કરવો યોગ્ય જણાય છે. તેમનું ગૃહકાર્ય બાર વાગે પુરું થાય છે. માટે તે સમય પછી તેમને શાલામાં બોલાવવી જોઇએ. તેમના સબંધમા શાલાનો સમય બારથી પાચ વાગ્યા સુધીનો હોય તો તેમને સુગમ પડે. શાલાના સમયમાંની દરમ્યાનગિરિમાં તેમને એક કલાકની છુટી મળવી જોઇએ. તેઓ ચાર કલાકમા જરૂરનો અભ્યાસ કરી શકશે. શીવવાના કામમાં ભૂત તેમને સાદું શીવવું સારી રીતનું આવડવુ જોઇએ. સાધારણ પોતાનાં લુગડા તેમને શીવતાં આવડતાં હોય તો તેઓ પોતાનાં લુગડાં શીવી લેશે. પોતાના અથવા છોકરાંનાં કપડાં જરા ફાટયાં હોય અને તે તરત સાંધી લે, અથવા ઠીગડું મારી લે તો ઘરના ખર્ચમાં કંઇ બચાવ થાય. છોકરાંઓ સ્ત્રીઓના સંગમા ઘણી વાર રહે છે, તેથી અકસ્માત થતી વખતે સાધારણ ઉપાયો સ્ત્રીઓ જાણતી હોય તો અકસ્માતનાં પરિણામો જે કોઇ કોઇ વખતે દુઃખદાયી થઇ પડે તે

કેટલેક અંશે થતા અટકે. પાકશાસ્ત્ર એ રસાયનશાસ્ત્રનો એક પ્રકાર છે, તેથી તે સંબંધમાં થોડું ઘણું રસાયનશાસ્ત્રનું જ્ઞાન પણ આપી શકાય એમ છે.

આપણા દેશના જે લોકો સામાન્ય સ્થિતિમાં છે અને પોતાના બાળકોને અંગ્રેજી શીખવી શકે એવા નથી તેવા લોકોના બાળકોની કેળવણીના સંબંધમાં અત્રે બે બોલ કહ્યા છે. જે લોકોની સ્થિતિ સારી છે, અને પોતાના બાળકોને સત્તર અઢાર વરસ સુધી કેળવણી આપી શકે, તેમણે તો પોતાના બાળકોને સામાન્ય ભાષાજ્ઞાન થયા પછી તથા કેટલાક સામાન્ય વિષયો પોતાની ભાષાદ્વારા શીખવ્યા પછી અગિયારમે વર્ષે અંગ્રેજી શીખવવાનો આરંભ કરવો ઉચિત છે. કારણ તેમ જ્યારે કરે ત્યારે જ તેઓ દરેક વરસ સુધી પોતાનાં બાળકોને વધારે અભ્યાસ કરાવી શકે. આપણા રાજ્યકર્તાની ભાષા અંગ્રેજી છે, કાયદાકાનુન, નાત સંબંધમાં, તેમજ વેપાર–રોજગારમાં તેમની સાથે આપણો ગાઢ સંબંધ થયલો છે માટે અંગ્રેજી ભાષા શીખવી જરૂરની છે. અંગ્રેજી ભાષાદ્વારા અપાતી કેળવણીના વિષયપર બીજે પ્રસંગે વિચાર ચલાવીશું.

પ્રાથમિક કેળવણીના સંબંધમાં જે મુદ્દાઓ આ નિબંધમાં આવેલા છે, તે નીચે કાઢી બતાવવામાં આવ્યા છે, જેથી તે મુદ્દાઓપર મનન થાય, તથા તેમાંના કેટલામાં સત્યાંશ છે તે જણાઇ આવે. જો મુદ્દાઓ ઉંચા પ્રકારના હશે, આપ્ત તથા શ્રેષ્ઠ પુરુષોને માન્ય હશે, અને તે પ્રમાણે શ્રેષ્ઠ લોકો આચરણ કરી બીજા સામાન્ય લોકો આગળ દાખલો કરી બતાવશે તો લોકોને કંઇ ફાયદો થશે.

મુદ્દા.

(૧) બાળકોની માતા સારા ગુણવાળી, ભણેલી, અને છોકરાં ઉછેરવામાં, તથા ઘરવ્યવસ્થા રાખવામાં કુશળ હોવી જોઇએ. સારી માતાથી છોકરામાં સારા ગુણો આવે છે. માટે સ્ત્રીશિક્ષણ વધવું જોઇએ. તે જેમ ઉંચા પ્રકારનું થતું જાય તેમ બાળકોની કેળવણી ઉત્તમ પ્રકારની થાય.

(૨) માતાએ ફુરસદને વખતે બાળકોને થોડું થોડું ઘેર શીખવવું

જોઇએ; છોકરાંઓને સારી રીતે ઉછેરવાં; તથા બાલકોની શારીરિક સંપત્તિ સુધરે તેવી ગોઠવણ કરવી જોઇએ.

(૩) ભાઇબહેને તથા ઘરમાં રહેતાં સગાવહાલાઓએ હળી મળી રહેવું કે બાળકોના મનપર સારી અસર થાય. બાળકોના જે ગોઠિયા હોય તે સારી ચાલના છે કે કેમ તે તરફ માબાપોએ લક્ષ આપવું.

(૪) હાલના સમયના ચમત્કારિક સાધનો, ચિત્રો, રમતગમતસાથે શીખવવાની યુકિત જે જુજ કામને મળે છે તેનો સંગ્રહ શાલામાં તથા શ્રીમંતોએ પોતાના ઘરમાં રાખી તેવડે પ્રાયગિક શિક્ષણ આપવું.

(૫) આંક હમેશ ગોખાવ્યા કરી આંક ભણાવવાની રીત કાઢી નાંખવી. ટુંકી રીતે એ વિષય રાખવો. ભાષાજ્ઞાનની સાથે વસ્તુજ્ઞાન થાય એમ કરતાં રહેવું.

(૬) ઘેર તથા શાલામા શરીરસંપત્તિપર તથા નીતિના સંબંધમાં માબાપોએ તેમજ શિક્ષકોએ ઘણું જ લક્ષ આપવું. નીતિના અને શરીરસંપતિના નિયમો પ્રમાણે બાલકો ચાલે અને તે બાબતમાં બાલક પોતે પોતાને તપાસતો જાય એવી વૃત્તિ ઉત્પન થાય એ કરવુ અવશ્યનું છે.

(૭) જે કાંઇ બાલકને શીખવવામાં આવે તે બાલપણમાં એટલે સાત વર્ષ સુધી રમતગમત સાથે શીખવવું. ભણવું બાલકને રુચિકર થાય એવી ગોઠવણ રાખવી.

(૮) પ્રાથમિક શિક્ષણકાલમાં ઉત્તમ શિક્ષકોની જરૂર છે. માટે એ શિક્ષણસાર બનતા સુધી ઘણા ઉંચા પ્રકારના શિક્ષકો રાખવા. જ્યારે ઉત્તમ પ્રકારના દેશદાઝવાળા વિદ્વાન લોકો આ વિષયપર સારું લક્ષ આપશે, અને પોતાના ઐહિક સુખને એક કોરે મૂકી, સાદી રીતે રહી, પોતાના સ્વદેશીઓના બાલકોને યથાર્થ જ્ઞાનનો લાભ આપશે ત્યારે જ ઉંચા પ્રકારનો ભણતરનો પાયો નખાશે.

(૯) દેશી ભાષામાં કેટલાક વિષયોનાં પુસ્તકો ઘણાં થોડાં છે; તે વિષયોસંબંધમાં દેશી ભાષામાં નવાં પુસ્તકો રચાવવાં જોઇએ.
(૧૦) બાલક તથા બાલકીઓના શિક્ષણ સંબંધમાં આપણા દેશની સામાજિક સ્થિતિ જોતાં ફેર રહેવો જરૂરનો છે.

પ્રોફેસર તાપીદાસ દયારામ મેહેતા, એમ. એ.

——×✻×——

## લવાજમ મોકલી આપનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અમૃતલાલ ભીમજી.
શેઠ ઓધવજી પ્રેમજી.
રા. કાલીદાસ લાલભાઇ.
રા. કાશીભાઇ ઝવેરભાઇ અમીન.
રા. કૃષ્ણલાલ ચંદુલાલ.
રા. ગિરધરલાલ નારણદાસ.
રા. ચુનિલાલ મગનલાલ.
રા. જગનાદાસ માધવજી.
રા. જીવનલાલ હરિલાલ.
રા. જેઠાલાલ રેવિશંકર શુકલ.
જૈનજ્ઞાનવર્ધક પુસ્તકાલય, મોરબી.
રા. ઝવેરચંદ વેલજી.
રા. સા. દલપતરામ બાપુરામ.
રા. દેવજી લવજી જોશી.
રા. દેસાઇભાઇ જેસિંગભાઇ.
રા. નવનિધરાય વજેશંકર.
ફ્રી રીડિંગ રૂમ અને લાયબ્રેરી, બોરડી.
રા. બલદેવજી લાલજીભાઇ પ્ર, B. A.
રા. બાલકૃષ્ણ નારાયણ વ્યાસ
રા. બ્રિજમોહનદાસ સૂર્યરામ, B. A.
રા. સા. ભૂપતરાય માણેકલાલ.
રા. ભોગીલાલ ચકાભાઇ.
રા. ભોગીલાલ હરિલાલ.
રા. મણિશંકર કાશીરામ પંડ્યા.

રા. મણિશંકર જેતરી.
વકીલ મયારામ જીવાભાઇ.
રા. મલ્હારરાવ સ્વામજી.
માણાવદર સંસ્થાનના રાજકુમારો.
માણાવદર સંસ્થાનનું કેળવણીખાતું.
રા. માધવજી દેવચંદ ઠાકર.
રા. માવજી મદનજી.
રા. મોતીલાલ ગંગાદાસ દલાલ.
રા. રણછોડદાસ મોરારજી.
રા. રવચંદ સોમચંદ.
રા. રામનારાયણ નાનાભાઇ.
રા. રામભાઇ નરહરભાઇ.
રા. લક્ષ્મણરાવ આણંદરાવ.
રા. લાધાશંકર મૂળજી.
રા. વછરાજ મોનજી.
રા. વજેશંકર દેવચંદ દફતરી.
રા. વનમાળી વીરજી.
રા. વામન રઘુનાથ દેશપાંડે.
રા. શિવસિંહજી ચંદ્રસિંહજી.
રાજગોર સ્વામજી લધારામ.
રા. સુદનરાય ગોપાલરાવ.
રા. સુંદરલાલ માણેકલાલ.
રા. હરિલાલ અંબાશંકર.
રા. હીરાભાઇ વલ્લભભાઇ,

L. M. E.

श्रीः ।

धर्म नीति

# लोकप्रिय लेखमाला.

( માસિક )

વિદ્યા કલા,

વર્ષ ૧.

# આપણું બલ.

અંક ૯.

સં. ૧૯૫૭ આષાઢ વદિ ૧૪. | (સ. ૧૯૦૧ જુલાઈ.)

પ્રસિદ્ધ કરનાર

**श्रेयःसाधक अधिकारिवर्ग.**



લેખનાં વ્યવસ્થાપકોઃ—

**છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.**

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.**

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

**આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.**

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીમત રૂ. ૦-૧-૦.

વડોદરા.

**ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ,**

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ૪૦

# આપણું બલ.



"ભાભાનું ધુંસરૂં" એ આપણી ભાષામાં એક કહેવતરૂપ થઈ પડ્યું છે. આ કહેવતનું મૂળ આ પ્રમાણે છે. એક ગામમાં એક ખેડુત રહેતો હશે તેને એક જુવાન છોકરો હતો. એક દિવસ સવારમાં રોટલા ખાઇ ખેતરમાં જરૂરનું કામ કરવા માટે પેલો જુવાન છોકરો ધુંસરૂં ખભે મૂકીને ચાલી નીકળ્યો. થોડેક દૂર ગયો એટલે એના મનમાં એમ આવ્યું કે હું ખેતરમાં તો જાઉં છું પણ ધુંસરા વગર શું કરીશ ? આ જુવાનનું શરીર મજબુત અને ભાન ઓછું એટલે પોતાને ખભે ધુંસરૂં મૂકેલું છતાં તે ભૂલી ગયો. આથી ધુંસરૂં લેવાને માટે તે ઘેર આવ્યો અને જ્યાં ધુંસરૂં મૂકવાની હમેશની જગ્યા હશે ત્યાં જોવા લાગ્યો; પણ કંઇ ધુંસરૂં તો નજરે પડ્યું નહિ. આથી તેણે બાપને પૂછ્યું કે: ભાભા ભાભા! આપણું ધુંસરૂં ક્યાં ? બાપ પણ પોતાની બે આંખો બંધ કરીને ચાલનારો એટલે છોકરાના ખભા ઉપર નજર કરવાની તરફ નહિ લેતાં ધુંસરૂં મૂકવાની કાયમની જગ્યાએ જોવા લાગ્યો, પણ ત્યાં તેના જોવામાં પણ તે આવ્યું નહિ. આથી તે પણ ગભરાયો અને 'ધુંસરૂં ક્યાં ધુંસરૂં ક્યાં' એમ બુમો પાડી ઘરનાં બધાંને એકઠાં કર્યાં. ઘરનાં પણ બધાં, પડતીમાં આવેલા હિંદુસ્થાનની પ્રજા જેવાં એટલે, વગર જોયે કે વગર વિચાર્યે ડોસાના બુમોમાં સામેલ થઇ ગયાં. આ પ્રમાણે ધુંસરાનો ગભરાટ બે ચાર ઘડી ચાલ્યો એટલે બુમો સાંભળીને એક પાડોશી પોતાના ઘરમાંથી નીકળી આવ્યા. તેણે ગભરાટનું કારણ પૂછ્યું ત્યારે ડોસાએ કહ્યું કે, હમારૂં તો કોઇ ધુંસરૂં ઉપાડી ગયું. પાડોશીએ પૂછ્યું કે તમારા ઘરમાં તો એક જ ધુંસરૂં છે ને

ઉપાડી તે કોણ જાય ! ત્યારે તેને ખેડુતની સ્ત્રીએ દીલગીરી જણાવતાં કહ્યું કે અરે ભાઇ ! એક તેની જ પીડા તો. જો બીજું હોત તો તે લઇને જ છોકરો ખેતરમાં જાત. પણ આ તો કામ અટકી પડયું. આ સાંભળી પાડોશીએ કહ્યું કે "પણ આ છોકરાને ખભે છે તે શું ?" આ સાંભળી છોકરાનું મન અને ઘરનાં બધાંની આંખો ખભા ઉપરના ધુંસરા ઉપર ગઈ. છોકરો હસી પડયો કે, "હા અલ્યા, આ તો મ્હારૂં વહાલું મ્હારે ખભે જ છે." ઘરનાં પણ બધાં હસી પડ્યાં અને છોકરો હસતો હસતો સીમમાં ગયો. આ વખતથી કહેવત ચાલી કે "ખભે ધુંસરૂં ને મ્હારૂં ધુંસરૂં કયાં."

પ્રિય વાંચનાર ! તું, હું, અને આપણુ સર્વ આ ભાભાના ઘરનાં માણસોની મૂર્ખાઇ ઉપર હસીશું અને કહીશું કે "મ્હારાં વહાલાં ઘરનાં બધાં તે બધાંએ મૂર્ખ તો, કોઇનેએ ભાન નહિ." વળી જો આપણામાંનો કોઇ બહુ ડાહ્યો હશે તો તે એમ પણ કહેશે કે, વળી આવી વાત તે સંભવે ? આ તો કોઇએ ટાઢા પહોરની ગપ તો જોડવી છે. જો હું કદાચ આ હાસ્ય કરનારને, કે આ વાતને અસંભવિત કહેનારને કહીશ કે, "પણ આપણે બધાએ આ ભાભાના કુટુંબીઓ જેવા છીએ; આપણી પાસે જે છે તેનું આપણુને પોતાને જ ભાન નથી અને તેથી, તેને માટે કાં તો નિરાશ થઇને બેસી જઇએ છીએ કે કાં તો ગભરાટથી આમ તેમ ફાંફાં મારીએ છીએ." આવું સાંભળનાર મ્હારા તરફ કદાચ આશ્ચર્ય અને અશ્રદ્ધાની નજરથી જોશે અને "એ વળી શું ?" એમ જાણવાની ઇચ્છાથી પૂછશે. હું કહીશ કે, "**જે વસ્તુ આપણી પાસે છે અને તે છતાં જેનું આપણને ભાન નથી અને તેથી આપણે કાં તો નિરાશ થઇને બેસી જઇએ છીએ કે કાં તો ગભરાટથી આમ તેમ ફાંફાં મારીએ છીએ તે વસ્તુ તે આપણું બલ છે.**"

વાંચનારને મ્હારૂં આ કહેવું નવાઇ જેવું લાગશે. કદાચ "આપણું બલનું આપણને ભાન નથી" એ ટપકો સાંભળતાં તેનો પિત્તો

ઉછળી આવશે. પણ હું તો આગ્રહથી જ કહીશ કે આપણને આપણા બલનું ભાન નથી. કદાચ હું પૂછીશ કે "આપણામાંના કોણે એવો વિચાર કર્યો છે કે મ્હારામાં આટલી શક્તિ છે અને હું આટલું કરી શકું એમ છે" તો હું નથી ધારતો કે કોઇ છાતી ઠોકીને આગળ આવીને કહેશે કે "મેં". કદાચ કોઇ કહેશે કે "મને તો મ્હારા બલનું ભાન જ થતું નથી; અરે તે છે જ નહિ અને છે તો નહિ જેવું જ. શું હું મ્હોટા સીકંદરની પેઠે કે છત્રપતિ શીવાજી કે નેપોલીયન બોનાપાર્ટની પેઠે વિજયનો વાવટો ફરકાવતો સમુદ્રના આ કાંઠાથી પેલા કાંઠા સુધી ઘુમું એવો છું? કે શું હું બુદ્ધ, શંકર, ઇસુ કે મહંમદની પેઠે ધર્મનો ડંકો વગાડી મનુષ્યજાતિને પોતાના કર્તવ્યમાં જોડવાને સમર્થ છું? કે શું હું કપિલ, પતંજલિ, વ્યાસ, ઍરીસ્ટૉટલ, કૅન્ટ, બેકન કે હર્બર્ટ સ્પેન્સરની પેઠે વિશ્વગહાસાગરના અગાધ તળીઆમાંથી તત્ત્વસિદ્ધાન્તોનાં ઝળકતાં રત્નો બહાર લાવી શકું એમ છું? કે શું હું ન્યુટન, હક્સ્લી, એડીસન કે બોસની પેઠે પ્રકૃતિને તેના નિયમોરૂપી કેશોથી પકડી તેને મનુષ્યજાતિની સેવામાં હાજર કરવાને સમર્થ છું? કે શું હું કાલિદાસ, બાણ, ભવભૂતિ, શેક્સપીયર કે ટેનીસનની પેઠે મનુષ્યને સાહિત્યની ખુશનુમાં લહેરોવડે ક્ષણભર ઉંઘાડી દઇ તેનાં હૃદયભેદક દુઃખોની અસરથી તેને તેટલો વખત દૂર રાખવાની શક્તિ ધરાવું છું? કે શું હું ગ્લૅડસ્ટન, રિપન, મહેતા કે પારેખની પેઠે રાજાપ્રજા વચ્ચેનો સંબંધ અધિક પ્રીતિના પાયા ઉપર મૂકી શકું એવો છું? કે શું હું પ્રસિદ્ધ ઇટાલિયન ચિત્રકાર માઇકલ એન્જેલો કે રવિવર્માની પેઠે સૃષ્ટિસૌંદર્યના આશ્ચર્યોત્પાદક નમુનાઓને કાગળ, રંગ અને પીંછી વડે આબેહુબ ખડા કરી શકું એવો છું? કે શું હું .........". "અરે, બસ બસ" આટલું કહી, આમ કહેનારને હું એટલેથી જ અટકાવીશ. હું એમ પણ કહીશ કે કદાચ આપણામાં આટલા બધા મોટા થવાનું સામર્થ્ય હમણાં નહિ પણ હોય, પણ તે સાથે "મ્હારામાં કંઇ પણ બલ નથી" એમ કહેનારને હું વિનતિ કરીશ, કે "આપણામાં

કેટલું બલ છે અને આ બલને કેટલે સુધી વધારવાની આપણામાં યોગ્યતા છે " એનો વિચાર કરવામાં તે મ્હારી સાથે સામેલ થશે, અને હું પરિણામ ઉપર આવું ત્યાં સુધી તે ખામોશ અને સબુરી ધારણ કરી મ્હારી સાથે ચાલશે.

આપણામાં કેટલું બલ છે એ બાબતનો વિચાર કરવાને આપણે આ ચાર બાબતો ઉપર ધ્યાન આપવાનું છે. પ્રથમ તો, આપણે જે સ્થિતિમાં મૂકાયા છીએ તે જ સ્થિતિમાં રહીને આપણે કેટલું કરી શકીએ. બીજું, હમણાં આપણી પાસે જે સાધનો છે તે સાધનોને તેના પૂરા ઉપયોગમાં વાપરીએ તો કેટલું કરી શકીએ. ત્રીજું, આપણાં સાધનો વધારવા માગીએ તો તે કેટલે દરજ્જે વધારી શકીએ. અને ચોથું, સાધનોને વાપરવામાં આપણામાં જે બલ છે તેને વધારવા માગીએ તો તે કેટલે સુધી વધારી શકીએ. આ ઠેકાણે જે વાત ધ્યાનમાં લેવાની છે તે એ છે કે આંતર બલ અને બાહ્ય સાધનોના કેવળ અસ્તિત્વ ઉપર નજર ન રાખતાં તેના ઉપયોગ ઉપર નજર રાખવી જોઇએ છીએ. આમ હોવાથી ઉપરની ચાર બાબતોનો વિચાર હાથ ધરતાં અગાઉ બલ અને સાધનોનો ખરો ઉપયોગ શું અને તે ઉપયોગ ક્યારે થયો કહેવાય એ બાબતોનો થોડોક વિચાર કરી લેવો જોઇએ.

આપણે સારી રીતે સમજીએ છીએ અથવા ન સમજતા હોઇએ તો સમજવું જોઇએ કે આપણા સઘળાનો પ્રયત્ન આપણું દુ:ખ ઓછું કરવા તરફ અને સુખ મેળવવા તરફ થાય છે. હવે આપણે જનસમાજ સાથે એવી રીતે ગુંથાયા છીએ કે જનસમાજનું દુ:ખ તે આપણું દુ:ખ અને જનસમાજનું સુખ તે આપણું સુખ એમ ગણ્યા વગર ચાલતું નથી. આપણે સુખી હોઇએ અને આપણી આસપાસનો જનસમાજ દુ:ખી હોય તો આપણું સુખ આપણે ભોગવી શકીએ નહિ. કદાચ આપણામાંના કોઇના હૃદયની લાગણીઓ બહેર મારી ગઈ હોય અને તેથી બીજાના દુ:ખની દરકાર ન કરતાં પણ પોતાને મળેલું કે મળતું સુખ તે ભોગવવા ધારે તો તેમ પણ બનવું અશક્ય છે.

દુનીઆના ઇતિહાસ ઉપરથી અને મનુષ્યસ્વભાવનું અવલોકન કરવાથી આપણને સ્પષ્ટ જણાય છે કે એક ચીંથરેહાલ પ્રજામાં એક કપડાંવાળો, એક ભુખે મરતી પ્રજામાં એક ખાવાના પદાર્થોવાળો, એક નિર્ધન પ્રજામાં એક ધનવાળો, એક રોગી પ્રજાના મધ્યમાં એક નીરોગી, અને એક અનીતિથી ચાલનારી પ્રજામાં એક નીતિવાળો પોતાની સ્થિતિ બહુ વખત જાળવી રાખી શકે નહિ. કુદરતના નિયમ જડ વિશ્વમાં જેવા બલથી પ્રવર્તે છે તેવા જ બલથી તે ચેતન વિશ્વમાં પણ પ્રવર્તે છે. તપાવેલા લોઢાના ગોળાને ઠંડી હવામાં રાખીએ તો જેમ તે ઠંડો પડી જઇ હવાની સાથે શીતોષ્ણતામાં આવી જાય છે, અથવા જેમ ઉષ્ણ હવામાં આણવામાં આવેલો એક ઠંડો પદાર્થ થોડા વખતમાં ઉન્હો થઇ ઉષ્ણતાની બાબતમાં પોતાની આસપાસની હવાની સાથે સમાન સ્થિતિવાળો થઇ જાય છે, તે જ પ્રમાણે સુખનાં સાધનોવાળો માણસ દુઃખી જનસમાજમાં કે દુઃખી માણસ સુખના સાધનોવાળા જનસમાજમાં દુઃખી કે સુખી થયા વગર રહેતો નથી. આ નિયમથી જોતાં જનસમાજના સુખમાં આપણું સુખ રહેલું હોવાથી અને જનસમાજના દુઃખમાં આપણું દુઃખ રહેલું હોવાથી, જનસમાજનું સુખ વધે અને દુઃખ ઓછું થાય એ કામ કરવું એ આપણા બલનો અને બલને જે દ્વારા કામ કરાવવું છે તે સાધનોનો ઉપયોગ કર્યો કહેવાય. એ તો ખરૂં છે કે કદાચ આપણા બલનો અને તેનાં સાધનોનો ઉપયોગ કર્યા છતાં પણ દેખાઇ આવે એવું ફળ વખતે જોવામાં નાએ આવે. પણ તેથી શું થયું ? બલની વ્યાખ્યા જ એવી છે કે જે પરિણામ લાવે અથવા લાવવાનું વલણ ધરાવે તે બલ. કદાચ પરિણામ તુરતને તુરત ન આવ્યું તો તેથી કંઇ બલનો વ્યાપાર વ્યર્થ જતો નથી. જનસમાજની સ્થિતિ કંઇ એક દિવસને માટે નથી. જનસમાજમાં કંઇ એક જ માણસ નથી. વખત અને સમૂહને ધ્યાનમાં લેતાં જો બલના વ્યાપારનું વલણ એક કાર્ય કરવા તરફ હોય તો ગમે ત્યારે પણ પરિણામ તો સિદ્ધ થાય જ. પરિણામ તુરતાતુરત ન દેખાય માટે બલનો વ્યાપાર નહિ કરવાથી શો લાભ છે ! ફળાઉ ઝાડ વાવનાર કે ઘર બાંધનાર

પોતાના જ પિંડનો વિચાર કરીને પ્રવૃત્તિ કરતો નથી. દરેક પ્રાણીને જ્યારે પોતાની પ્રજા પ્રિય હોય છે તો માણસને તે શા માટે ન હોવી જોઇએ? જો તે છે તો તેમને અથવા તેમની પ્રજાને કે તે પ્રજાની પ્રજાને લાભ મળે એવું કાર્ય શા માટે ન કરવું જોઇએ તે કંઇ સમજાતું નથી. ત્યારે આ સર્વ વિચારનું ઉવટ એ છે કે "જનસમાજનું દુઃખ દૂર કરે અથવા દૂર કરવાનું વલણ ધરાવે, અને તેને સુખ આપે અથવા સુખ આપવાનું વલણ ધરાવે એવો બલ અને સાધનોનો વ્યાપાર તે બલ અને સાધનોનો ઉપયોગ છે."

આ પ્રકારના ઉપયોગને લક્ષમાં રાખી હવે આપણે આપણા વિચારો, ઉપર આપેલા ક્રમ પ્રમાણે, આગળ ચલાવીએ. આપણે જોઇએ કે જે સ્થિતિમાં આપણે હાલમાં છીએ તે સ્થિતિમાં આપણે કેટલું કરી શકીએ એમ છે? ત્યાં પ્રથમ આપણે આપણી સ્થિતિઓ સમજવી જોઇએ. આ કામને માટે પૃથક્કરણની પદ્ધતિ આપણને બહુ ઉપયોગી થઇ પડે એમ છે. પ્રથમ આપણે આપણી જીંદગીના જુદા જુદા તબકા લઇ વિચાર કરીએ. સમજણા થયા અર્થાત્ બાલ્યાવસ્થા ગઇ એટલે પ્રથમ આપણે વિદ્યાર્થીઅવસ્થાની સ્થિતિ અનુભવીએ છીએ. આ સ્થિતિમાં આપણે બીજી સ્થિતિ અથવા જીંદગીના બીજા તબકામાં જે કામ કરવાનું છે તેને માટેની લાયકાત મેળવીએ છીએ, અથવા કદાચ નથી મેળવતા તો ઉદ્દેશ તો એવો હોય છે જ. આ પછીના બીજા તબકામાં આપણે દુનીઆના માણસ એટલે ગૃહસ્થાશ્રમી થઇએ છીએ. આ ગૃહસ્થાશ્રમની સ્થિતિ જો કે અનેક ભેદવાળી છે તો પણ તેના બે સમૂહ કરી શકાય છે. એક સમૂહમાં આપણી કુટુંબીતરીકેની ફરજોનો સમાવેશ થાય છે, અને બીજીમાં આપણી સંસારીતરીકેની ફરજોનો સમાવેશ થાય છે. આપણાં સંસારી તરીકેનાં કામો ભિન્ન ભિન્ન માણસોને ભિન્ન ભિન્ન હોય છે; જેવાં કે વેપાર, ખેતી, કારીગરી, રાજ્યસેવા વગેરે. આમાં પણ ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકાર પડે છે. જેમ કે ઉત્તમ (મોટામાં મોટા) વેપારી, ખેડુત, કારીગર, રાજ્યસેવક, વગેરે; મધ્યમ વેપારી ખેડુત વગેરે, અને હલકા પ્રકા-

રના વેપારીવગેરે. ગૃહસ્થાશ્રમની સ્થિતિ પછી ઇંદ્રિયોની શિથિલતાથી ત્રીજી સ્થિતિ આવે છે અને તે આપણા આત્માના કલ્યાણને માટેની છે. આ પ્રમાણે આપણી સ્થિતિઓ છે, અને તે સ્થિતિઓમાં આપણે કેટલું કરી શકીએ એમ છે તે હવે અનુક્રમે વિચારવાનું છે.

હવે પ્રથમ આપણે આપણી વિદ્યાર્થીની સ્થિતિ તપાસીએ. ખરૂં જોતાં આ સ્થિતિ તે આપણા ભવિષ્યનો પાયો છે. અહિં જે તૈયારીઓ કરીએ છીએ તે આપણને આપણી આગળ ઉપરની બે સ્થિતિઓમાં ઉપયોગી થઇ પડે છે. પરદેશ જનારની જેમ ઘર આગળથી નીકળતા પહેલાંની તૈયારીઓ વધારે સારી, તેમ તેની મુસાફરી વધારે સગવડભરેલી. તેમ આ વખતે જ આપણે આપણું બલ તપાસતાં, તેનો ઉપયોગ કરતાં, અને બલ અને સાધનો વધારતાં શીખવું જોઇએ. આપણે જોઇએ છીએ કે ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાર્થીઅવસ્થામાં જ નિરાશાનાં ચિહ્નો દેખાડે છે જ્યારે તેમને ભણતાં નથી આવડતું ત્યારે તે કાં તે પોતાના શરીરની નિર્બળતાનો, કાં તો બુદ્ધિની નિર્બળતાનો, કાં તો માબાપની ગરીબ સ્થિતિને લીધે પુસ્તકાદિ સાધનોની અપૂર્ણતાનો, કાં તો શિક્ષકની આવડત કે તેની શિખવવાની વૃત્તિના અભાવનો કે ઓછાપણાનો, અને કાં તો બીજા સાથે ભણનારાઓની દ્વેષબુદ્ધિનો વાંક કાઢવાને લલચાય છે. માણસનામાં કુદરતી રીતે જ કંઇ એવું છે કે તેને દોષ બીજા ઉપર ચઢાવી દેવાનું બહુ ગમે છે. પોતાના દુઃખનું કારણ પોતાને નહિ માનતાં અન્યને માનવામાં તેની અસૂયાવૃત્તિને એક જાતનો સંતોષ મળે છે. જાણે કુદરતના કાયદાઓએ અને આસપાસના સંજોગોએ તેના હાથપગ બાંધી લીધા ન હોય, તેમ તે પોતાને માની બેસે છે. માણસજાતનો આ સ્વાભાવિક દુર્ગુણ તેની નાની વયમાં પણ હોય છે. આ દુર્ગુણને ખસેડવાનું કામ પણ યથાર્થ રીતે આ વખતે જ બની શકે છે. પોતાના બલ ઉપર આધાર રાખતાં શીખવાનું કામ આ વખતથી જ આરંભવું જોઇએ. છીએ. નિરાશ થવામાં કે બીજાના ઉપર દોષ મૂકી દેવામાં પોતાને જરા પણ લાભ નથી એ દરેક વિદ્યાર્થીએ સમજવું જરૂરનું છે. એ તો

ખરૂં છે કે સઘળા વિદ્યાર્થીઓનામાં સરખી યાદદાસ્ત કે સરખી ગ્રહણ કરવાની શક્તિ હોતી નથી. વિચિત્રતા એ તો આ સૃષ્ટિનો એક ધર્મ જ છે. આથી જો કોઇ વિદ્યાર્થીને એમ લાગે કે પોતાનામાં યાદ કરવાની કે ગ્રહણ કરવાની શકિત ઓછી છે તો તેથી નિરાશ થવાથી તે કંઇ વધવાની નથી. તેણે સારી રીતે સમજવું જોઈએ કે થોડા બલથી મોટું કામ કરવામાં જ વડાઈ છે. નિરાશ નહિ થતાં પોતાનામાં જેટલું બલ હોય તેટલાનો વધારે ને વધારે ઉપયોગ કરે તો તેને પોતાને જ પોતાનું કાર્ય સિદ્ધ થયલું લાગે. " એક વાર ફરીથી ગણો " અને " ધીમેથી પણ દૃઢતાથી આગળ ચાલો " આ બે શીખામણો દરેક વિદ્યાર્થીએ પોતાના કાળજામાં કોરી રાખવી જોઇએ. એક બ્રાહ્મણને માટે એમ કહેવાય છે કે તે કાશીએ ભણવા ગયો પણ ત્યા છ માસ કાઢવા છતાં કાંઇ આવડયુ નહિ, ત્યારે તે ઘર તરફ પાછો વળ્યો. રસ્તામાં આવતાં એક કૂવા ઉપર તરસ લાગવાથી પાણી કાઢવા બેઠો. ત્યાં તેની નજર કૂવા ઉપરના કાળા પાકા પથ્થર ઉપર પડી આ પથ્થરના ઉપર કાપા પડેલા જોઇ અને કાપાનું કારણ પાણી કાઢવાનાં દોરડાંથી પડેલા ઘસરકા છે એમ જાણી તેના મનમાં આવ્યું કે, " અભ્યાસથી શું નથી થતું ? " આવા વિચારથી તે ફરીને કાશીએ ગયો અને એક ચણાનો ભરેલો ટોપલો અને એક ખાલી ટોપલો લઇ પોતાનો પાઠ કરવા બેઠો. એક વાર પાઠ ભણે અને એક ચણાનો દાણો ખાલી ટોપલામાં નાખે. એમ કરતાં કરતાં જ્યારે ટોપલો ખાલી થયો ત્યારે તેને પાઠ આવડ્યો જણાયો. બીજે દિવસે પેલા ચણાના ટોપલામાંથી એક મૂઠી ઓછા કર્યા. અને એમ કરતાં કરતાં તેણે પોતાની સ્મરણશકિત એટલે સુધીં કેળવી કે કોઇ પણ નવો શ્લોક ત્રણ વાર સાંભળે અને તેને યાદ રહી જાય. મ્હારા કોઇ ડાહ્યા ન્હાના વાંચનારને આ વાત કદાચ જોડી કહાડેલી લાગશે પણ તેણે વાત ઉપર ધ્યાન નહિ આપતાં " અભ્યાસ ઘણું કરી શકે છે " એ સાર ઉપર જ ધ્યાન આપવું. આ તો એક યાદશક્તિની વાત કહી પણ ગ્રહણ કરવાની શક્તિ, અવલોકન કરવાની શકિત, કાંઇ-

કારણ સંબંધ જોવાની શક્તિ, એક બાબતમાં મનને લાંબો વખત પરોવી રાખવાની શક્તિ, અને એવી બીજી સર્વ શક્તિઓ, તેમનો ઉપયોગ કરતાં અને તેમને ધીમે ધીમે કેળવતાં, પુષ્કળ વધતી જાય છે.

આપણા નહાના વિદ્યાર્થીઓમાં મુખ્યત્વે કરીને જે ખામી છે તે સ્વાભાવિક શક્તિઓની ખોટ નથી પણ નિરાશ થવાની ટેવ છે. જેનાં અંગ ઈશ્વરે જ વિકળ કર્યાં છે એવા આંધળા, બહેરા, મુગા કે હાથપગ વગરના પણ જ્યારે આ જગત્‌માં પોતાનાં ભાગ્યાંતુટયાં સાધનોવડે નામ કાઢવાને સમર્થ થયા છે તો જેને ઈશ્વરે દયા કરીને આ સર્વ ઇંદ્રિયો આપી છે તે જો ધારે તો શું ન કરી શકે? પણ ખામી એ છે કે ઉત્સાહવૃત્તિનો જ ઘણે ભાગે અભાવ હોય છે. જો બલવાન્ ઇચ્છા હોય અને તે સાથે ઉત્સાહથી કાર્યમાં મંડ્યા રહેવાની ટેવ પડે તો સાધનોની ખોટ શું કરી શકવાની હતી? ઇતિહાસમાં નોંધાએલા અને નહિ નોંધાએલા પણ ખરા બનેલા એવા સેંકડો દાખલા છે કે જેમાં તદ્દન કે મહોટે ભાગે સાધન વગરના પણ ઉત્સાહવાળા પુરુષો આ જગત્‌માં તરી આવ્યા છે. સાતમી ચોપડીમાં આપેલી ડાક્ટર ચક્રવર્તીની વાત જેણે વાંચી હશે તેને યાદ હશે કે એક ગરીબ માબાપનો છોકરો, અને તે પણ આ દુનીઆંમાં બે પગ ઉપર ઉભો રહી શકે એવો થાય તે પહેલાં તો માબાપ વગરનો થયલો એવો છોકરો ખંત અને ઉત્સાહથી ઇતિહાસમાં નોંધવા જેવી સ્થિતિએ ચઢ્યો. દુનીઆમાં મોટામાં મોટા વકતા તરીકે ગણાઇ ગયલો ડીમોસ્થિનીસ બોલવાનું મુખ્ય સાધન જે જીભ તેની જ ખોડવાળો, તે ઉદ્યોગથી હોંસથી અને હીંમતથી પોતાના કાર્યમાં મંડ્યો રહ્યો તો તે એક પહેલા વર્ગનો ભાષણકર્તા થઇ ગયો. "હીંમતે મરદાં મદદે ખુદા" એ કહેવત પ્રમાણે જો આપણામાં હીંમત છે તો ઈશ્વર જ આપણને સાહાય્ય કરી શકે છે. "Where there is a will there is a way" જ્યાં ઇચ્છા છે ત્યાં માર્ગ આપોઆપ થઇ જાય છે— એ કોઇ ડાહ્યા પુરુષના અનુભવનું વાક્ય કેટલું બધું કીમતી છે? આપણે ઘણાખરા સાધનોના સંબંધમાં ફરીઆદ કરીએ છોએ, પણ જો સાધનોનો

ઉપયોગ કરનાર ન હોય તો સાધનો બિચારાં શું કરી શકે એમ છે? જેને ઉત્સાહ છે તો સાધનો આવી મળ્યા વગર રહેતાં જ નથી. આ લેખકને પોતાને તેના એક ખાસ મિત્રનો અનુભવ છે કે જ્યારે તે વડોદરામાં અંગ્રેજી ભણવા આવ્યો ત્યારે તેની પાસે માત્ર ૭ આનાના પૈસાસિવાય બીજું કંઇ જ હતું નહિ. નાનપણમાં તેના પિતાનો કાળ થએલો હોવાથી અને ઘેર કોઇ કમાનાર ન હોવાથી તેના આ ભંડોળમાં બહારથી કોઇ પણ રીતે વધારો થવાનો સંભવ નહોતો. આમ છતાં પણ તેણે પોતાના બે બાહુ ઉપર આધાર રાખી, કોઇને ભણાવી, કોઇને રસોઇ કરી આપી, કોઇને કોઇ કોઇ રીતે ઉપયોગી થઈ, પોતાની મેળે જ સાધનો મેળવ્યાં અને બી. એ. સુધી ભણી શક્યો. સાધનો તો આ દુનીઆમાં આપણી ચોતરફ ભરી મૂક્યાં છે. તે તો રાત્રિદિવસ પોકાર કરે છે કે "અમારો કોઇ ઉપયોગ કરો". પણ દોષ માત્ર આપણો જ છે કે આપણે આ પોકાર સાંભળતા નથી, અને તેમનો ઉપયોગ કરતા નથી. આ સંબંધમાં વિદ્યાર્થીઓને યાદ રાખવા જેવા કેટલાએક શ્લોક છે તે આ સ્થલે મનનને માટે આપવા ઉચિત ધારવામાં આવે છે.

विजेतव्या लंका चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमवधीद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥ १ ॥
रथस्यैकं चक्रं भुजगयमिताः सप्त तुरगा
निरालंबो मार्गश्चरणरहितः सारथिरपि ।
रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥ २ ॥
धनुः पौष्पं मौर्वी मधुकरमयी चंचलदृशां
दृशां कोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः ।

तथाप्येकोऽनंगस्त्रिभुवनमपि व्याकुलयति
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥ ३ ॥
विपक्षः श्रीकंठो जडतनुरमात्यः शशधरो
वसन्तः सामन्तः कुसुममिषवः सैन्यमबलाः ।
तथापि त्रैलोक्यं जयति मदनो देहरहितः
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥ ४ ॥
घटो जन्मस्थानं मृगपरिजनो भूर्जवसनं
वने वासः कंदैरशनमपि दुःस्थं वपुरिदम् ।
अगस्त्यः पाथोधिं यदकृत करांभोजकुहरे
क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ॥

આ પાંચ શ્લોકોનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

શ્રીરામચંદ્રને લંકા જેવું નગર કે જેને ફરતો ગજબુત સોનાનો કોટ અને સમુદ્ર જેવી ખાઇ હતી તે જીતવાનું હતું. આસપાસના સમુદ્રને ઓળંગવાનું સાધન માત્ર પગ જ હતા. સામો શત્રુ રાવણ જેવો ચૌદ ચોકડીનો રાજા કે જેણે નવ ગ્રહો પલંગને પાયે બાંધ્યા હતા અને જેના પુત્રે દેવના રાજા ઇંદ્રને પણ જીત્યો હતો. વળી શ્રીરામચંદ્રને મદદગાર જોધ્ધાએ તો માત્ર વાંદરા હતા. આમ સાધન વગરના છતાં એકલા રામચંદ્ર રાક્ષસોના આખા કુળનું નિકંદન કરવાને સમર્થ થયા. માટે મોટા પુરુષોની બાબતમાં ક્રિયાની સિદ્ધિ સાધનો ઉપર આધાર રાખતી નથી પણ કોઇ આભ્યંતર બલ-સત્ત્વ-ઉપર આધાર રાખે છે.

શ્રીસૂર્યભગવાનના રથને એક જ ચક્ર છે. આ રથને જોડેલા સાત ઘોડા નાગથી નિંટલાયલા રહે છે. તેના ફરવાનો માર્ગ અંતરાલે નિરાધાર છે. તેનો સારથિ અરુણ પગવગરનો છે. આમ છતાં પણ તે પ્રતિદિન અપાર આકાશના અંત સુધી પર્યટન કરે છે. માટે મોટા પુરુષોની બાબતમાં ક્રિયાની સિદ્ધિ સાધનો ઉપર આધાર રાખતી નથી પણ કોઇ આભ્યંતર બલ-સત્ત્વ-ઉપર આધાર રાખે છે.

કામદેવનું ધનુષ્ પુષ્પ જેવા કોમળ પદાર્થનું બનેલું છે. તે ધનુષ્યની પણછ એક બીજા સાથે સંબદ્ધ નહિ એવા ભ્રમરની બનેલી છે. તેનું બાણ કોઇ કઠણ પદાર્થનું બનેલું નથી પણ કોમળ અંગનાઓનાં અતિકોમળ નેત્રના ખૂણાનું ( કટાક્ષનું ) બનેલું છે. વળી તેનો મિત્ર જોઇએ તો તે પણ જડરૂપ અને ઠંડો ચંદ્ર છે. આ સાથે કામદેવ પોતે પણ શરીરરહિત છે. આ પ્રમાણે હોવા છતાં પણ તે ત્રણ ભુવનને આકુળ વ્યાકુળ કરી દે છે. માટે મોટા પુરુષોની બાબતમાં ક્રિયાસિદ્ધિ સાધનો ઉપર આધાર રાખતી નથી પણ કોઇ આભ્યંતર બલ–સત્ત્વ–ઉપર આધાર રાખે છે.

કામદેવનો શત્રુ જોઇએ તો શિવ જેવો હાલાહલ વિષને પી જઇ પચાવી દેનાર છે. તેનો અમાત્ય જડ ઠંડો ચંદ્ર છે. તેનો સામંત બહુ પ્રખર નહિ એવો સૌમ્ય વસંત છે. તેનાં બાણ કોમળ પુષ્પો છે, અને તેનું સૈન્ય બલરહિત સ્ત્રીઓ છે. વળી પોતે દેહરહિત છે તો પણ ત્રણ લોકનો તે જય કરે છે. માટે મોટા પુરુષની બાબતમાં ક્રિયાની સિદ્ધિ સાધનો ઉપર આધાર રાખતી નથી પણ કોઇ આભ્યંતર બલ–સત્ત્વ–ઉપર આધાર રાખે છે.

અગસ્ત્ય મુનિની ઉત્પત્તિ એક ઘડામાંથી કહેવાય છે. તેમના પરિજનમાં અરણ્યમાં રહેનારાં હરિણાદિ નિર્દોષ અને નિર્બલ પ્રાણીઓ છે. તેમનાં વસ્ત્ર ભોજપત્ર જેવા વૃક્ષની છાલનાં છે. રહેવાની જગ્યા વન, અને ખાવાનાં કંદમૂલ આદિ છે. અને તેમનું શરીર વિકલ છે. આમ છતાં પણ આ મુનિ સમુદ્રને પોતાના કરકમળની અંજલિમાં લઈ તેનું પાન કરી ગયા છે. માટે ક્રિયાસિદ્ધિ બાહ્ય સાધનો ઉપર આધાર રાખતી નથી પણ કોઇ આંતર બલઉપર રાખે છે.

આ પાંચ શ્લોકો સારા રસિક છે, તે સાથે તે વિદ્યાર્થીને આપણાં પુરાણોને લગતી કેટલીક માહીતી પણ આપે છે. પરંતુ એ સર્વની છેલ્લી લીટી क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे " એવું વિદ્યાર્થીઓએ ખાસ કરીને યાદ રાખવી જોઇએ છે; અરે એટલું જ નહિ પણ તેને એક

ઉત્સાહક અને ઉત્તેજક વાક્યતરીકે મોટા સારા અક્ષરે લખી બને તો કાચમાં મઢાવી દરેક અભ્યાસકે તેને પોતાના સુવાના ઓરડામાં અને અભ્યાસની જગ્યામાં રાખવી જરૂરની છે.

હવે આપણે આ સ્થળે અત્યારસુધી વિદ્યાર્થીને ઉદ્દેશીને કહેલી આ સર્વ બાબતોનો તેને મનન કરવાને ઉપયોગી થઇ પડે માટે ઉપસંહાર કરીએ.

માણસમાં ગ્રહણ કરવાની બુદ્ધિ કે યાદ રાખવાની સ્મરણશક્તિ ઓછી છે એમ માની વિદ્યાર્થીએ કદી પણ નિરાશ થવું જોઇતું નથી. મ્હારામાં અમુક શક્તિ નથી એવી ભાવના કરવા કરતાં મ્હારામાં તે છે એવી ભાવના કરવાથી એક માનસશાસ્ત્રના ગુપ્ત નિયમાનુસાર આપણામાં તે શક્તિ વધે છે. વિદ્યાર્થીએ નિરાશ નહિ થતાં એવો વિચાર કરવો જોઇએ કે અમુકને અમુક આવડે અને મને તે ન આવડે તો, શું તેનું મગજ તે મગજ છે અને મ્હારૂં મગજ તે નાળીએરનો ખાલી ડોડો છે ? શું તેના મગજમાં જ્ઞાનતંતુઓ છે અને મ્હારા મગજમાં કપાસીઆ ભર્યા છે ? શું તેને હાથપગ છે અને હું જગન્નાથની મૂર્તિ જેવું હાથપગવગરનું લાકડાનું પૂતળું છું ? ના હું પણ જો જોઇતો ઉદ્યોગ કરૂં તો મ્હારા કુદરતતરફથી મળેલા બલથી જ ઘણું કરી શકું. સાધનોના સંબંધમાં પણ તેણે નિરાશ થવું જોઇએ નહિ. જેટલાં સાધનો છે તેટલાંનો જ પુરતો ઉપયોગ કરવાથી હું કેટલું કરી શકું છું તે તેણે વિચારવું જોઇએ. વળી તેણે સારી રીતે ધ્યાનમાં રાખવું જોઇએ કે ચકનો આરો જેમ ગુંદાય છે તેમ તે ચીકણો થાય છે તે જ પ્રમાણે સ્મરણશક્તિ, ગ્રહણ કરવાની શક્તિ, અવલોકન કરવાની શક્તિ, ઇંદ્રિયોનો ઉપયોગ કરવાની શક્તિ, કાર્યકારણસંબંધ જોવાની શક્તિ, નિશ્ચય બાંધવાની શક્તિ, એક વિષયમાં મનને બહુ વખત રોકી રાખવાની શક્તિ, એ સર્વ શક્તિઓ જેમ કેળવાય તેમ વધારે અને વધારે બલવાન્ થાય છે. સાધનોના વિચારથી પણ વિદ્યાર્થીએ નિરાશ થવાનું નથી. સાધનો તો આપણી ચોતરફ ભરેલાં છે.

આપણે માત્ર આંખ ઉઘાડી તેમને જોવાં જોઇએ છીએ અને હાથ લંબાવી તેમને લેવાં જોઇએ છીએ. **નિરાશતાનો ત્યાગ, આત્મબલઉપર શ્રદ્ધા**, ઉત્સાહ અને ઉદ્યોગ એ ચાર સાધનયુક્ત વિદ્યાર્થી ઉત્તમ વિદ્યાર્થી અને ઉત્તમ નર નીવડે છે. વિદ્યાર્થીના સંબંધમાં આટલું કહી હવે આપણે જીંદગીની બીજી અવસ્થાનો વિચાર કરીએ.

જીંદગીની બીજી અવસ્થા–ગૃહસ્થાશ્રમ–તેમાં પ્રવેશ કરનાર અને તેમાં પ્રવેશેલા દરેક માણસે સૌથી પહેલું તો એ ધ્યાનમાં લેવું જોઇએ કે આપણે સર્વ આ જગત્‌માં મ્હોટા થવાને જન્મ્યા નથી પણ સારા થવાને જ જન્મ્યા છીએ. જો બધા પાલખીએ બેસે તો ઉંચકનાર મળે જ નહિ. મ્હોટા થવું એ આપણા હાથમાં જેટલું છે તેના કરતાં સારા થવું એ આપણા હાથમાં વધારે છે. વળી, ખરી મ્હોટાઇ લોકમાં મળતા માન ઉપર આધાર રાખતી નથી. માનના ભૂખ્યા કોઇક જ સારા નીવડે છે. કીર્તિની કલગીના જુઠા તેજથી અંજાઇ જઇ તેની પાછળ દોડવામાં ઘણી વાર આસપાસ ભાન રાખી શકાતું નથી. કીર્તિ મેળવવાના ઉદ્દેશથી જ કીર્તિની કેડે દોડવાથી તે ક્વચિત્ જ હાથમાં આવે છે. કીર્તિને કવિઓ શરમાળ સ્ત્રીની ઉપમા આપે છે. તેની કેડે દોડનારના હાથમાં તે આવતી નથી પણ તેની નિસ્પૃહા કરનારના હાથમાં તે આપોઆપ જ આવે છે. આથી આપણને મ્હોટાઇ મળવાની નથી માટે આપણે આપણું પ્રાપ્ત બલ અને પ્રાપ્ત સાધનો નકામાં જવા દેવાં એ કોઇ પણ રીતે યોગ્ય ગણાય નહિ. આપણે જે સ્થિતિમાં મૂકાયા હોઇએ તે સ્થિતિમાં જ આપણે આપણા બલ અને સાધનના ઉપયોગથી જો આપણે જનસમાજને ઉપયોગી થઇ પડીએ તો તેથી જે આંતર સંતોષ થાય તે ઝળહળતી કીર્તિના ડુંગર કરતાં પણ આપણને અધિક સુખનું ભાન કરાવે છે. તત્ત્વશોધનમાં ઉત્તમ વિજયી થયલા હર્બર્ટ સ્પેન્સરને માટે એમ કહેવાય છે કે તેને જુદા જુદા ખેતાબો આપવાની માગણીઓ સંખ્યાબંધ કરવામાં આવી હતી પણ તેણે તે સ્વીકારવાની ના પાડી હતી. તેનું માનવું અને કહેવું

એમ છે કે ખેતાબોથી સાહિત્ય અને વિદ્યાના કામમાં સરળતા થવાને બદલે ઉલટા તે વિઘ્નરૂપ થઇ પડે છે. તેનો સિદ્ધાંત એવો છે કે, "જેઓ સ્વશક્તિથી આગળ વધવાનો પ્રયત્ન કરે છે તેને ખેતાબો લાભ કરવા કરતાં હાનિ બહુ કરે છે." ગ્લૅડસ્ટનને માટે પણ એમ જ કહેવાય છે કે તેણે છેવટ સુધી મિ. ગ્લૅડસ્ટન જ રહેવાનું પસંદ કર્યું. આ પુરુષોનાં ચરિત્રો જ આપણને કહી આપે છે કે પ્રજા કે સરકાર કદર કરો કે ન કરો, પણ જે પુરુષ જનસમાજને ઉપયોગી થવાના ઉદ્દેશથી પ્રવૃત્તિ કરનાર છે તે પોતાની પાછળ અમર નામ મુકી જાય છે. અને નામ તો કાલના પ્રવાહમાં ભુમાઈ પણ જાય છે, પરંતુ સારું કામ કર્યાનો સંતોષ આત્માને જે તૃપ્તિ આપે છે તે કાયમને માટે રહે છે. આથી જે સાર ગ્રહણ કરવાનો છે તે એ છે કે, મોટાઇના ઉદ્દેશથી જ આપણે આપણા બલનો અને આપણાં સાધનોનો ઉપયોગ કરવાનો નથી પણ સ્વસંતોષને જ લક્ષમાં રાખી આપણે પ્રવર્તવાનું છે. કદાચ આપણે નેપોલીયન કે શિવાજી અથવા ગ્લૅડસ્ટન કે હર્બર્ટ સ્પેન્સર થવાને નહિ નિર્માયા હોઇએ તો તેમાં શું થયું ? આથી શું આપણે આ જગતમાં નકામા જ મુકાયા છીએ ? આપણે વગર મહોટા ગણાયે આપણા જનસમાજને ઉપયોગી થઇ પડીએ એમ છે, અને તેને માટે આપણું કર્તવ્ય એ છે કે આપણામાં જે બલ અને જે સાધનો હોય તેનો પૂર્ણ ઉપયોગ કરવો જોઇએ.

ધારો કે આપણે આપણી સંસારી દશાની છેક છેલ્લી સ્થિતિમાં મુકાયા છીએ. આપણે એક નહાના ખેડુત કે વેપારી કે એક હલકા કારીગીર અથવા નોકર છીએ. હવે આ સ્થિતિમાં આપણને એ વિચાર સ્વાભાવિક રીતે જ થાય કે આપણે કંઇ મોટા થવાના નથી. પણ આ વિચારથી આપણે નિરાશ થઇ લોચો વળીને બેસી રહીએ તો તેથી કંઇ બહુ લાભ થવાનો સંભવ છે ખરો ? બેશક જરાએ નહિ. આથી ઉલટું જો આપણે આપણી પ્રાપ્ત સ્થિતિનો ઉપયોગ કરીએ તો આપણે કેટલું કરી શકીએ ? માનો કે કદાચ આપણે આપણી સ્થિતિની આસપાસની વાડ કુદી બીજી સ્થિતિમાં એકાએક પડી

રાકીએ નહિ; પણ તેથી શું આપણી પોતાની સ્થિતિમાં જ સર્વોત્તમ થતાં આપણને કોઇ અટકાવે એવું છે? શું એક હલકા પ્રકારનો ખેડુત પોતાના પ્રાપ્ત બલ અને સાધનોનો પુરો ઉપયોગ કરે તો તે પોતાના વર્ગમાં ઉત્તમ ગણાવા જેવો ન થઇ શકે? આપણા તરફ આળસુ ખેડુતોતરફથી અનેક વાર એવી ફરીયાદ આવે છે કે કુદરતના સઘળા નિયમો તેમની વિરુદ્ધમાં જ જાય છે. પણ જો તપાસ કરીએ તો જણાશે કે તેમનો પ્રમાદ, આળસ અને નિરાશતા એ જ તેમની વિરુદ્ધમાં છે. એક ઉત્સાહી અને ઉદ્યોગી ખેડુતને જેવું ખેતર, જેવાં બી, અને જેવાં ઓજાર અને ઢોર આપીએ એવાં જ એક આળસુ પ્રમાદી નિરુત્સાહી અને નિરાશ ખેડુતને આપીએ તો પહેલો જ્યારે ૫-સલની આખરે સુખ અને સંતોષ ભોગવતો જોવામાં આવશે ત્યારે બીજો નિસાસા નાખતો જણાશે. પહેલાનું ખેતર જ્યારે સારી સ્થિતિમાં જણાશે ત્યારે બીજાનું ખેતર સુધારવું અઘરૂં પડે એવું થઇ ગયું હશે. પહેલાનાં ઓજારો જ્યારે તૈયાર સ્થિતિમાં જોવામાં આવશે ત્યારે બીજાનાં ઓજારો કટાઇ ગયલાં અને નકામાં થઇ પડેલાં જોવામાં આવશે. આ જ એક મુકાબલો ખંત અને ઉત્સાહથી પોતાનાં સાધનો અને પોતાના બલનો ઉપયોગ કરનાર, અને નિરાશતા અને આળસથી આવો ઉપયોગ નહિ કરનાર આ બેની વચ્ચેનો તફાવત સ્પષ્ટ બતાવી આપે છે. આ જે વાત ખેડુતને લાગુ પડે છે તે જ એક નહાના વેપારીને કે કારીગરને પણ લાગુ પડે છે દેશની કારીગરીની પડતી સ્થિતિનું જે મુખ્ય કારણ છે તે આપણા હલકા કારીગરોની નિરુત્સાહી વૃત્તિ છે. પડતીમાં આવી પડેલા દેશમાં અને ચઢતી સ્થિતિ ભોગવતા દેશમાં જે તફાવત છે તે આ હલકા કારીગરોઉપર આધાર રાખે છે. સુધરેલા દેશમાં જ્યારે હલકા કારીગરો પોતાના પ્રાપ્ત બલનો અને પ્રાપ્ત સાધનોનો પૂરો ઉપયોગ કરવા સાથે આ સાધનો અને બલને વધારવાના પ્રયત્નમાં મંડ્યા રહે છે ત્યારે પડતીની દશા ભોગવતા દેશમાં આ કારીગરો આગળ વધવાને બદલે પાછા ખસતા જોવામાં આવે છે. હલકા નોકરોના સંબંધમાં પણ આ જ નિયમો

એમ છે કે ખેતાઓથી સાહિત્ય અને વિદ્યાના કામમાં સરળતા થવાને બદલે ઉલટા તે વિઘ્નરૂપ થઇ પડે છે. તેનો સિદ્ધાંત એવો છે કે, "જેઓ શક્તિથી આગળ વધવાનો પ્રયત્ન કરે છે તેને ખેતાએાે લાભ કરવા કરતાં હાનિ બહુ કરે છે." ગ્લૅડસ્ટનને માટે પણ એમ જ કહેવાય છે કે તેણે છેવટ સુધી મિ. ગ્લૅડસ્ટન જ રહેવાનું પસંદ કર્યું. આ પુરુષોનાં ચરિત્રો જ આપણને કહી આપે છે કે પ્રજા કે સરકાર બુજ કરો કે ન કરો, પણ જે પુરુષ જનસમાજને ઉપયોગી થવાના ઉદ્દેશથી પ્રવૃત્તિ કરનાર છે તે પોતાની પાછળ અમર નામ મુકી જાય છે. અને નામ તો કાલના પ્રવાહમાં ભુસાઈ પણ જાય છે, પરંતુ સારું કામ કર્યાનો સંતોષ આત્માને જે તૃપ્તિ આપે છે તે કાયમને માટે રહે છે. આથી જે સાર ગ્રહણ કરવાનો છે તે એ છે કે, મોટાઇના ઉદ્દેશથી જ આપણે આપણા બલનો અને આપણાં સાધનોનો ઉપયોગ કરવાનો નથી પણ સ્વસંતોષને જ લક્ષમાં રાખી આપણે પ્રવર્તવાનું છે. કદાચ આપણે નેપોલીયન કે શિવાજી અથવા ગ્લૅડસ્ટન કે હર્બર્ટ સ્પેન્સર થવાને નહિ નિર્માયા હોઇએ તો તેમાં શું થયું ?- આથી શું આપણે આ જગત્માં નકામા જ મુકાયા છીએ ? આપણે વગર મ્હોટા ગણાયે આપણા જનસમાજને ઉપયોગી થઇ પડીએ એમ છે, અને તેને માટે આપણું કર્તવ્ય એ છે કે આપણામાં જે બલ અને જે સાધનો હોય તેનો પૂર્ણ ઉપયોગ કરવો જોઇએ.

ધારો કે આપણે આપણી સંસારી દશાની છેક છેલ્લી સ્થિતિમાં મુકાયા છીએ. આપણે એક નહાના ખેડુત કે વેપારી કે એક હલકા કારીગર અથવા નોકર છીએ. હવે આ સ્થિતિમાં આપણને એ વિચાર સ્વાભાવિક રીતે જ થાય કે આપણે કંઇ મોટા થવાના નથી. પણ આ વિચારથી આપણે નિરાશ થઈ લોચો વળીને બેસી રહીએ તો તેથી કંઇ બહુ લાભ થવાનો સંભવ છે ખરો ? બેશક જરાએ નહિ. આથી ઉલટું જો આપણે આપણી પ્રાપ્ત સ્થિતિનો ઉપયોગ કરીએ તો આપણે કેટલું કરી શકીએ ? માનો કે કદાચ આપણે આપણી સ્થિતિની આસપાસની વાડ કુદી બીજી સ્થિતિમાં એકાએક પડી

શકીએ નહિ; પણ તેથી શું આપણી પોતાની સ્થિતિમાં જ મનોરંજન થતાં આપણને કોઇ અટકાવે એવું છે? શું એક હલકા પ્રકારનો ખેડુત પોતાના પ્રાપ્ત બલ અને સાધનોનો પુરો ઉપયોગ કરે તો તે પોતાના વર્ગમાં ઉત્તમ ગણાવા જેવો ન થઇ શકે? આપણા તરફ આળસુ ખેડુતોતરફથી અનેક વાર એવી ફરીયાદ આવે છે કે કુદરતના સઘળા નિયમો તેમની વિરુદ્ધમાં જ જાય છે. પણ જો તપાસ કરીએ તો જણાશે કે તેમનો પ્રમાદ, આળસ અને નિરાશતા એ જ તેમની વિરુદ્ધમાં છે. એક ઉત્સાહી અને ઉદ્યોગી ખેડુતને જેવું ખેતર, જેવાં બી, અને જેવાં ઓજાર અને ઢોર આપીએ એવાં જ એક આળસુ પ્રમાદી નિરુત્સાહી અને નિરાશ ખેડુતને આપીએ તો પહેલો જ્યારે ૪-સલની આખરે સુખ અને સંતોષ ભોગવતો જોવામાં આવશે ત્યારે બીજો નિસાસા નાખતો જણાશે. પહેલાનું ખેતર જ્યારે સારી સ્થિતિમાં જણાશે ત્યારે બીજાનું ખેતર સુધારવું અઘરૂં પડે એવું થઇ ગયું હશે. પહેલાનાં ઓજારો જ્યારે તૈયાર સ્થિતિમાં જોવામાં આવશે ત્યારે બીજાનાં ઓજારો કટાઇ ગયલાં અને નકામાં થઇ પડેલાં જોવામાં આવશે. આ જ એક મુકાબલો ખંત અને ઉત્સાહથી પોતાનાં સાધનો અને પોતાના બલનો ઉપયોગ કરનાર, અને નિરાશતા અને આળસથી આવો ઉપયોગ નહિ કરનાર આ બેની વચ્ચેનો તફાવત સ્પષ્ટ બતાવી આપે છે. આ જે વાત ખેડુતને લાગુ પડે છે તે જ એક નહાના વેપારીને કે કારીગરને પણ લાગુ પડે છે. દેશની કારીગરીની પડતી સ્થિતિનું જે મુખ્ય કારણ છે તે આપણા હલકા કારીગરોની નિરુત્સાહી વૃત્તિ છે. પડતીમાં આવી પડેલા દેશમાં અને ચઢતી સ્થિતિ ભોગવતા દેશમાં જે તફાવત છે તે આ હલકા કારીગરોઉપર આધાર રાખે છે. સુધરેલા દેશમાં જ્યારે હલકા કારીગરો પોતાના પ્રાપ્ત બલનો અને પ્રાપ્ત સાધનોનો પૂરો ઉપયોગ કરવા સાથે આ સાધનો અને બલને વધારવાના પ્રયત્નમાં મંડ્યા રહે છે ત્યારે પડતીની દશા ભોગવતા દેશમાં આ કારીગરો આગળ વધવાને બદલે પાછા ખસતા જોવામાં આવે છે. હલકા નોકરોના સંબંધમાં પણ આ જ નિયમો

સસ્ત છે. એક તમારી કે એક કારકુન કે એક મહેતાજી જો પોતાના બળનો અને પોતાનાં સાધનોનો પુરો ઉપયોગ કરે તો તે પોતાને તેમ જ દેશને કેટલો લાભ કરી શકે ! હાથમાં બીડી લઇ આમ તેમ ભમતા, લખી કરવાને નામે કસાકના કસાક કાઢી નાખતા, અને અધિકારીની ખામ દેખરેખ ન હોય ત્યારે ગપ્પાં અને તડાકા મારતા કે તમાકુ ચાવી ઑફીસની ભીંતો બગાડતા કારકુનો પોતાને તેમ જ દેશને જેટલું નુકસાન કરે છે તેટલું એક દુકાળ કે મરકીથી પણ થતું નહિ હોય. શિક્ષણ આપવાનું કામ કરનાર મહેતાજીએ તો આ વાત ખાસ ધ્યાનમાં લેવાની છે. તે જો આળસ્યાદિ દૂર મૂકી પોતાનામાં જેટલી શક્તિ હોય તેટલી વાપરે તો ઘણો જ લાભ કરી શકે. જો કદાચ આ હલકી સ્થિતિમાં મુકાયલા કારીગરો, ખેડુતો, વેપારીઓ કે નોકરો પોતાનું બળ અને સાધનોનો પુરો ઉપયોગ નહિ કરવાથી પોતાની જાતને જ નુકસાન કરતા હોય તો તો આપણે એમ ગણી લઇએ કે "ખેર, ભેંસનાં શીંગડાં ભેંસને ભારે" પણ ખરું જોતાં તો આ લોકો સીધી રીતે આખા દેશને અને આડકતરી રીતે આખા જનમંડલને નુકસાન કરે છે. આ નુકસાન કેવી રીતે થાય છે તે ટુંકામાં તપાસી જઇએ.

કોઇ પણ દેશની ચઢતી જરૂરિયાત અને સુખના પદાર્થો મળવાની સગવડ ઉપર આધાર રાખે છે. જેવા રૂપમાં કુદરતમાં પદાર્થો ઉત્પન્ન થાય છે, તેવા જ રૂપમાં તે કામ આવતા નથી. તેમ જ એક જ જગ્યાએ સઘળા પદાર્થો ઉત્પન્ન પણ થતા નથી. આ પ્રમાણે કાચા પદાર્થો ઉત્પન્ન કરવાનું, તેમને ઉપયોગમાં આવે એવું રૂપ આપવાનું, અને એક જગ્યાએથી અને તેમને બીજી જગ્યાએ લઇ જવા લાવવાનું કામ વહેંચી આપવામાં આવે છે. ખેડુતો, ખાણ ખોદનારાઓ, લાકડાં કાપનારાઓ એ વગેરે કાચા પદાર્થો ઉપજાવે છે. અને તેમને એકઠા કરે છે. કારીગરો તેમને ઉપયોગી થાય એવું રૂપ આપે છે. વેપારીઓ તેમને જ્યાં તેમની છત હોય ત્યાંથી ત્યાં તેમની અછત હોય ત્યાં લાવવા લઇ જવાનું કામ કરે છે; અને આ સર્વ

વ્યવસ્થા બરાબર રાખે તે જોવાનું કામ સરકારી નોકરોનું છે. આ કામ જેમ સારી રીતે કરાય તેમ દેશની સગવડો વધારે સચવાય. આથી જો ખેડુતોવગેરે કાચા પદાર્થો સાથે કામ લેનારા તેમ જ કારીગરો અને વેપારીઓ તેમ જ સરકારી નોકરો પોતાનું કામ ખંતથી અને કાળજીથી ન કરે તો દેશની સગવડ સારી રીતે સચવાય નહિ. હવે દરેક દેશમાં આ સર્વ કાર્યોના સંબંધમાં હલકા પ્રકારનું કામ કરનારની સંખ્યા મ્હોટી હોય છે. જો આ લોકો જ પ્રમાદ આળસ અને નિરાશાના ભરેલા હોય તો સ્પષ્ટ છે કે, તેથી દેશને જ નુકસાન થાય. વળી જનસમાજ દેશોનો બનેલો છે. શરીરનો એક ભાગ નિર્બલ કે અયોગ્ય હોય તો જેમ આખા શરીરને બેચેની ઉપજે છે તેમ જો એક દેશ ખરાબ હોય તો આખા જનસમાજને તેથી ભોગવવું પડે છે. આ પ્રમાણે જેને સંસારી અવસ્થામાં હેલ્લી પંક્તિનું કામ કરવાનું છે તે જો ઉત્સાહી ખંતી ઉમંગી ઉદ્યોગી અને પોતાના બલને અને સાધનોને તેમના પુરા ઉપયોગમાં વાપરનારા હોય તો તેથી દેશને અને જગતને લાભ જ થાય છે. આથી દરેક માણસની એક ફરજ તો એ છે કે, આ લોકોને પોતાની ફરજ વધારે સારી બજાવે એવા કરવા. કેળવણી આ કામને માટે ઉપયોગી છે. હલકી સ્થિતિમાં મુકાયલો કેળવણી આપવાનું કામ કરનારો વર્ગ જો ધારે તો આ લોકને સુધારી શકે.

હવે સંસારી અવસ્થાની હેલ્લી સ્થિતિમાં મુકાયલો વર્ગ પોતાનું બલ અને પોતાનાં સાધનો પૂરેપૂરાં વાપરે તો ઘણું કરી શકે એ સમજાવ્યા પછી તેમનાથી પોતાના બલમાં અને સાધનો-ાં વૃદ્ધિ કરી શકાય કે નહિ તે જોવાનું છે. દરેક માણસ કબુલ કરશે કે આપણે જે સ્થિતિમાં મૂકાયા છીએ તેમાં આપણા હાથ અને પગ કોઇએ સીકડી લીધા નથી. આ સ્થિતિમાંથી ચઢતી સ્થિતિમાં જવાનું આપણા હાથમાં છે. ઇતિહાસના જથાબંધ દાખલા આપણા આગળ છે કે જેમાં ઉત્સાહી પુરુષો હલકી સ્થિતિમાંથી ઉંચી સ્થિતિમાં આવ્યા છે. વિદ્યુતના સંબંધમાં મોટી શોધો કરનાર ફ્રેંકલીન અને આ શોધોનો ઉપયોગ

કરનાર એડીસન એ બંને હલકી સ્થિતિમાંથી ઉંચી સ્થિતિએ આવેલા છે. આ લોકોએ જેમ જેમ પોતાનું બલ તપાસવા માંડ્યું તેમ તેમ તે તેમને અધિક અને અધિક જણાયું છે. તેઓને જેમ જેમ સાધનોની જરૂર જણાઈ છે તેમ તેમ સાધનો તેમના આગળ આવીને ખડાં થયાં છે. આ લોકોના દાખલા જ આપણને કહી આપે છે કે હલકી સ્થિતિમાંથી જો ધારે તો માણસ ચઢતી સ્થિતિમાં આવી શકે એમ છે.

હું ધારૂં છું કે મ્હારો કોઈ વાંચનાર આ વખતે મને પેલી ઈસપની બળદ અને દેડકીની વાત યાદ અણાવી કહેશે કે મ્હોટા થવાના પ્રયત્નમાં જેમ દેડકીનો પ્રાણ ગયો તેમ કદાચ આપણને પણ થાય તો? આમ કહેનારને હું માત્ર એટલું જ કહીશ કે તે એ વાતનો ખરો ભેદ સમજતો નથી. દેડકીનો મ્હોટા થવાના પ્રયત્નમાં પ્રાણ નથી ગયો પણ મ્હોટાનું ડોળ ઘાલવામાં પ્રાણ ગયો છે. મ્હોટા થવાનો ધીમેથી અને સ્થિરતાથી પ્રયત્ન કરવો, અને આજથી કાલ વધારો કરવો એમાં, અને એકદમ મોટા થઈ જવામાં કે મોટાના જેવું ડોળ ઘાલવામાં બહુ ફેર છે. ઉચ્ચતર સ્થિતિમાં જવાની ઇચ્છા કરનારે યાદ રાખવું કે—

ધીમે ધીમે રાવતા, ધીમે સબ કુછ હોય,
માળી સીંચે સો ઘડા, ઋતુ આયે ફલ હોય.

માટે મ્હોટા થવાનું ડોળ નહિ ઘાલતાં તેમ જ મ્હોટા થવામાં ઉતાવળ નહિ કરતાં ધીમે ધીમે આગળ ચાલીએ તો

ચાર ચાર ગાઉ ચાલતા, લાખો પંથ કપાય.

આ ઉપરથી આપણા સર્વના જોવામાં આવશે કે હલકી સ્થિતિમાં મુકાયલો મનુષ્ય પણ ઉત્સાહ વગેરે ગુણોથી જનસમાજની અગત્યની સેવા બજાવી શકે છે એટલું જ નહિ પણ મંડ્યા રહેવાથી પોતાની સ્થિતિ પણ સુધારી શકે છે.

હવે આપણે બીજી અને ત્રીજી સ્થિતિના ગૃહસ્થાશ્રમીઓની વાત કરી-

એ આ લોકોએ યાદ રાખવું જોઇએ કે તે જે ચઢતું પદ ભોગવે છે તે તેમના
પૂર્વજોના પ્રયત્નનું ફળ છે. જો તે ફુગામાં અંગારો ઉડે અને આળસ અને
મોજમજાહમાં પડી પોતાનું પદ ટકાવી શકે નહિ તો તે પોતે જ દુઃખનો અનુ-
ભવ કરશે અને પોતાની પ્રજાની ગાળો ખાશે. ઉપર જણાવેલી હલકી સ્થિ-
તિમાં મુકાયલા એહુનો કારીગરો વેપારીઓ વગેરે જેમ નિરાશતાથી આળસુ
થાય છે તેમ આ મધ્યમ અને ઉત્તમ સ્થિતિના સંસારીઓ મોજશોખમાં
પડીને અને દુરાચારી થઇ જઇને આળસુ થઇ જાય છે. આ લોકોનામાં બલ
અને સાધનો વધારે હોય છે અને તેથી તે જનસમાજને વધારે ઉપયોગી થઇ
પડે એમ છે પણ ખેદ કરવા જેવું એ છે કે મોજશોખના મોહરૂપી અંધ-
કારમાં તેઓ પોતાનું બલ અને સાધનો દેખી શકતા નથી. બલ અને સાધ-
નોથી યુક્ત માણસ તેમનો પુરો ઉપયોગ કરીને જનસમાજને અને પોતાને
ઉપયોગી થઇ પડવામાં જેટલું કરી શકે તે કરતાં જેને બલ અને સાધનો સં-
પાદન કરવાના કામ સાથે તેનો ઉપયોગ કરવાનો છે તે તો બેશક ઓછું જ
કરી શકે. આથી સ્પષ્ટ જણાશે કે આ વર્ગ જો આળસુ થઇ જાય અને પો-
તાના બલનું અને સાધનોનું અવલોકન કરી તેમનો ઉપયોગ ન કરે
તો તેથી દેશને અને જનસમાજને મોટી હાનિ થાય. રોમન રાજ્ય-
ની અને મુગલાઈ બાદશાહીની પડતીનું કારણ એ છે કે ઉત્તમ સ્થિતિમા મુકા-
યલાઓ પોતાની ફરજ કોરે મૂકીને બેઠા. થોડા વખત ઉપર ઇંગ્લાંડમાં પણ
એક વિદ્વાન્ ગૃહસ્થે ત્યાંની આગળ વધેલી પ્રજાને સમજાવ્યું હતું કે આપણે
જેમ મોજશોખ અને ઉપભોગની બાબતમાં આગળ વધતા જઇએ છીએ
તેમ મનુષ્યતરીકે પાછા પડતા જઇએ છીએ. સાધનો અને બલ હાથમાં
ન હોય અને તેથી તેનો ઉપયોગ ન થાય તેના કરતાં તે મ્હોટા સંગ્રહમાં હોય
અને તેનો ઉપયોગ ન થાય તો તેથી મનુષ્યજાતિને વધારે નુકસાન છે. ધાણ-
તો મ્હોટો ઢગલો કરી મૂકવામાં આવે અને તેનો ઉપયોગ કરવામાં ન આવે
તો તે ગંધાઇ ઉઠી અનેક રોગોને જન્મ આપે. આ પ્રમાણે જેતાં મધ્યમ

અને ઉત્તમ સ્થિતિ કે જેનો અર્થ વધારે બલ અને વધારે સાધનોનું હોવાપણું છે તેમાં મૂકાયલો વર્ગ પોતાનાં બલ અને સાધનોનો ઉપયોગ ન કરે તો તેના જેવો એક પણ દેશનો અને જનસમાજનો મોટો શત્રુ સમજવો નથી. વળી એમ કહેવામાં આવે કે ઉત્તમ સ્થિતિમાં ગયા પછી બીજી કંઇ ઉત્તમ સ્થિતિ છે કે જેમાં જવાનો પ્રયત્ન કરવાની જરૂર રહે, તો તેને માત્ર એટલું જ કહેવાનું છે કે ઉત્તમતાની કંઇ અમુક બિંદુએ હદ આવી જતી નથી. છાજનાં છાપરાંવાળા ગામડામાં ઈંટનું બાંધેલું ઘર ઉત્તમ ગણાય, પણ શહેરમાં તો તે વખતે કનિષ્ઠ પંક્તિમાં પણ આવે. આ જ પ્રમાણે સ્થિતિના સંબંધમાં પણ ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠપણું એક બીજાની અપેક્ષાએ ગણાય. આથી કંઇ ઉત્તમપણું સીમાવાળું થઇ જતું નથી માટે ચઢતી સ્થિતિમાં જવાનું તો ઉત્તમ સ્થિતિવાળાને પણ રહે છે જ. ખોટો સંતોષ કે જે જડતાનું બીજું રૂપ છે તેને માની લઇ એક દેશમાં અને એક વખતમાં ઉત્તમ સ્થિતિમાં ગણાતા લોકો જ્યારે ખાબોચીઆના પાણીની પેઠે ગંધાતા પડયા રહે ત્યારે દેશ અને કાળ બદલાતાં તેઓ પોતાને કનિષ્ઠ સ્થિતિમાં આવી પડેલા ધારે એ બનવું કોણ અસંભવિત માને એમ છે? આ પ્રમાણે સાંસારિક દશા ભોગવતા દરેક સ્થિતિના માણસને પોતાના બલનો અને પોતાનાં સાધનોનો કંઇ કંઇ ને કંઇ ઉપયોગ કરવાનો છેજ; એટલુંજ નહિ પણ આ બલ અને આ સાધનો ગમે તેટલી હદ સુધી વધારવાની પણ તેનામાં યોગ્યતા છે. ઘરમાં મીઠા પાણીનું ટાંકું ભરેલું હોય પણ તૃષાની પીડાની બુમ પાડે તો તેને જેમ લોકો મૂર્ખ કહેવાના તેમ પોતાનામા યોગ્ય હોવા છતાં જે પોતાના બલમાં અને સાધનોમાં વધારો ન કરે તે મૂર્ખ જ સમજવો.

મનુષ્યજીંદગીના ત્રીજા તબક્કામાં માણસે પોતાના બલનો અને સાધનોનો ઉપયોગ પોતાના અમર આત્માના નિરવધિ અને નિત્ય આનંદને માટે અને પોતાની ભવિષ્યની જીંદગી સુખરૂપ થાય તેને માટે કરવાનો છે. 'સિંધમાલા'ના વાચકોને આ બાબત હાલમાં બહુ ઉપયોગી નહિ ગણી તે

સંબંધી વિવેચન કરવું બીજા પ્રસંગ ઉપર મુલતવી રાખવામાં આવે છે.

અંતમાં શ્રીજગન્નિયંતા પરમાત્માને પ્રાર્થના કરવામાં આવે છે કે, હે પ્રભો ! પડતીમાં આવેલી આ દેશની પ્રજાને પોતાના બલનું અને સાધનોનું ભાન કરાવો; તેમની નિરાશતાની વૃત્તિ દૂર કરી આપનામાં વિશ્વાસ અને કામમાં ઉત્સાહ પ્રકટાવો; અને આ દેશની ઉછરતી પ્રજાને પોતાની ફરજો સમજવાને પ્રયત્ન કરતી અને તે સમજતી કરો. *ॐ शान्तिः*

મણિશંકર હરગોવિંદ ભટ્ટ, બી એ.,
" सर्वदर्शनसंग्रह " ના ભાષાંતરકાર.

---

સ્ત્રીપુરુષ વચ્ચે નિર્મલ પ્રેમનું વર્ણન કરનાર, ગૃહસ્થાશ્રમના દુઃખરૂપ શિખરને દૂર કરનાર, અનેક બોધક તથા મનોરંજક આખ્યાનોવડે સુશોભિત, સ્વભાવનાં જીવનમય ચિત્ર આપનાર, દરેક કુટુંબના શણગારરૂપ, અને સ્ત્રીઓને વિશેષ કરીને અનિવાર્ય ઉપયોગના પાંચ અમૂલ્ય ગ્રન્થોઃ—

| | | |
|---|---|---|
| **શ્રીભામિનીભૂષણ** ( અલંકાર ૧ ) | ... | ...રૂ. ૦–૧૨–૦ |
| **શ્રીભામિનીભૂષણ** ( અલંકાર ૨ ) | ... | ... ૧–૦–૦ |
| **શ્રીભામિનીભૂષણ** ( અલંકાર ૩ ) | ... | ... ૧–૦–૦ |
| **શ્રીભામિનીભૂષણ** ( અલંકાર ૪ ) | ... | ... ૧–૦–૦ |
| **શ્રીભામિનીભૂષણ** ( અલંકાર ૫ ) | ... | ... ૧–૪–૦ |

આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

### લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અમૃતલાલ મહાશંકર.
રા. આત્મારામ બાપુભાઈ.
રા. ઈશ્વરભાઈ છોટાભાઈ.
રા. ઉમિયાશંકર સુરજરામ.
રા. ઉમિયાશંકર હરિભાઈ.
રા. ઉમેદભાઈ જીવાભાઈ.
શેઠ કલ્યાણજી ખેતશી.
રા. કલ્યાણજી વાલજી.
શેઠ કસ્તુરદાસ ભગવાનદાસ.
શેઠ કાળીદાસ કપુરચંદ.
રા. કાળીદાસ કલ્યાણજી.
રા. કેશવલાલ હીરાચંદ.
રા. ગિરજાશંકર નાગજી.
શેઠ ચતુર્ભુજ કમનદાસ.
રા. ચતુર્ભુજ માધવરામ.
રા. ચંદુલાલ અચરતલાલ.
રા. ચંદુલાલ મોતીલાલ.
રા. ચિમનલાલ મોહનલાલ.
રા. સા. છગનલાલ હરિલાલ પંડ્યા, B. A.
રા. જશવંતરાય સુખમણુજી.
રા. જાદવજી ભોળાજી
રા. ત્રિકમલાલ ઘેલાભાઈ.
Mrs. Dhanmai H. Patel.
Mr. N. P. Mehta.
રા. નગીનદાસ ભાઈદાસ.
રા. નંદલાલ ચુનિલાલ.

રા. નરભેરામ કરમચંદ.
રા. નરોત્તમ દોલતરામ વ્યાડી.
રા. આ. નાથજીભાઈ જેઠાભાઈ.
રા. સા. પોપટ નથુરામ.
રા. પ્રતાપરાય વિજયશંકર.
રા. બહેચરલાલ બાપુભાઈ.
રા. ભાઈલાલ વ્રજલાલ.
શેઠ માલશી માઈજી.
શેઠ મેઘજી પ્રેમજી.
શેઠ મેઘજી શિવજી.
રા. મોહનલાલ ભાઈશંકર.
Mr. R. N. Kapadia.
રા. રતનચંદ ઘેલાભાઈ.
પારેખ રવજી ત્રિભોવન.
ઠાકોર, શ્રી લક્ષ્મણસિંહજી જાલમસિંહજી.
રા. લક્ષ્મીચંદ હેમશી,
રા. લક્ષ્મીશંકર મૂળજી.
રા. શિવલાલ ગણપતરામ.
રા. શિવશંકર મોરારજી.
રા. સખારામ નારાયણ કર્વે.
રા. ઠાકોરલાલ હરિલાલ.
રા. હરકીસનદાસ પ્રાણજીવનદાસ.
રા. હરિલાલ ગોવિંદદાસ.
રા. હીરજી ઘેલાભાઈ.
રા. હીરાલાલ તાપીશંકર.
શેઠ હેમરાજ અમરચંદ.

REGISTERED NO. B. 333.

श्रीः ।

धर्म
नीति

# लोकप्रिय लेखमाला.

(માસિક)

વિદ્યા
કલા

મનોરંજક બોધદાયક

વર્ષ ૨.

# વાર્તાઓ.

અંક ૧૦.

સં. ૧૯૫૭ શ્રાવણ વદિ ૧૪. | સ. ૧૯૦૧ ઓગસ્ટ-સપ્ટેંબર

પ્રસિદ્ધ કરનાર
શ્રેયઃસાધક અધિકારિવર્ગ.

લેખના વ્યવસ્થાપકોઃ—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ–પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીમત રૂ. ૦-૧-૦.

વડોદરા.
ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ
સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા
કથા, ઈ૦

# सूचना.

**આ પછીનો અંક ભાદ્રપદમાસ વદિ ૧૪ એ પ્રકટ થશે.**

કેટલાક ગ્રાહકો પોતાના સરનામામાં ફેર થાય છે તે તરત જણાવતા નથી, અને બે ત્રણ માસે જણાવી પાછલા અંકો સંબંધે ફરિયાદ કરે છે એ અયોગ્ય છે. આવે પ્રસંગે પાછલા અંકો કીમત લીધા વિના આપવામાં આવશે નહિ એ વાત ઉપર સર્વનું લક્ષ દોરવામાં આવે છે.

લખાણ શિવાયનો સર્વ પત્રવ્યવહાર કોઇનું પણ નામ ન લખતાં "આર્ય—ઉદ્યોગ-મંડલ, વડોદરા" એ સરનામે જ કરવો. આમ ન કરવાથી અનેક માણસોને શ્રમ પડે છે એટલું જ નહિ, પણ ઘણી વખતે કાગળ મોડા પહોંચે છે, તેમ જ ગેરવલ્લે પડવાનો સંભવ રહે છે કાગળ મોડા પહોંચવાથી અંકો મોકલવામાં તથા ઉત્તર લખવામાં સ્વાભાવિક રીતે વિલંબ થાય છે.

જે સદ્‌ગૃહસ્થોએ પોતે જાતે શ્રમ લઇ, અથવા એજન્સીઓ સ્થાપી "લેખમાળા" ના પ્રસારમાં કીમતી મદદ કરી છે તેમના અમે આભારી છીએ.

**આર્ય—ઉદ્યોગ—મંડલ, વડોદરા.**

---

**લવાજમની પહોંચ આવતા અંકમાં સામટી આપવામાં આવશે.**

# સુવેશ રાજા.



ઘણાં વર્ષ પૂર્વે સુવેશ નામનો રાજા દક્ષિણમાં રાજ્ય કરતો હતો. તે રાજાને નવાં વસ્ત્રો ઉપર એટલો બધો પ્રેમ હતો કે, તે પ્રતિમાસે હજારો રૂપિયા નવાં વસ્ત્રોમાં ખર્ચતો. પોતાનાં વસ્ત્રના ભંડારના તેણે અનેક વિશાળ ઓરડા કર્યા હતા. એક ઓરડામાં હજારો પ્રકારના ધોતીજોડા રાખ્યા હતા. એકમાં ભાતભાતના રંગનાં અસંખ્ય પહેરણ, કબજાવગેરે ભર્યા હતાં. કોઈમાં સેંકડો સુરવાળ, પાઘડીઓ, ફેંટા અને ટોપીઓ રાખી હતી. કોઇમાં હજારો ચિત્રવિચિત્ર રંગના અત્યંત શોભાયમાન ડગલા, અંગરખાં, જામાવગેરે ભરી રાખ્યા હતા. શાલો, દુપટ્ટા વગેરે ઉપવસ્ત્રો માટે પણ એક સ્વતંત્ર ઓરડો હતો. આ વિના બીજા પણ ચિત્રવિચિત્ર વસ્ત્રોના મોટા મોટા ઓરડા ભરી રાખ્યા હતા, અને તેમાં વસ્ત્રો એવા પ્રકારે ગોઠવ્યાં હતાં કે, જે વસ્ત્ર જે ક્ષણે જોઇએ તે ક્ષણે તરત મળે. રાજા આ ઓરડામાં જઇને પ્રત્યેક કલાકે નવીન વસ્ત્રો ધારણ કરતો.

વસ્ત્રઉપરનો રાજાનો આવો અપાર પ્રેમ દેશવિદેશ ચર્ચાતાં, હજારો વ્યાપારીઓ નવી નવી જાતનાં અત્યંત શોભિતાં વસ્ત્રો લઇને ત્યાં આવતા, અને રાજા તે વસ્ત્રો ખરીદતો હોવાથી, વસ્ત્રોનું આ સંગ્રહસ્થાન પ્રતિદિન વધ્યાં જતું હતું.

એક દિવસે બે ઠગ તે રાજ્યમાં આવ્યા, અને રાજાને જણાવ્યું કે, અમે કાશ્મીર દેશથી આવ્યા છીએ. અમે એવાં તો ઉત્તમ પ્રકારનાં અલૌકિક વસ્ત્રો વણીએ છીએ કે તેવાં આ દુનિયામાં કોઇએ કદી જોયાં પણ નહિ હોય. ડગલા, અંગરખાં, પહેરણવગેરે સર્વ વસ્ત્ર શાળ ઉપર જ તૈયાર થાય છે. તેમને દરજી પાસે શીવડાવવાની અગત્ય રહેતી નથી. અમારી શાળઉપર વસ્ત્ર

એટલાં બધાં સુંદર થાય છે કે, તે પહેરવાથી કદરૂપો માણસ પણ ઘણો સ્વરૂપવાન્ દેખાય છે, એટલુંજ નહિ, પણ વસ્ત્રોની સઉથી મોટામાં મોટી ખુબી તો એ છે કે, જે મનુષ્યો કેવળ મૂર્ખ હોય છે, અથવા તો પોતાની પદવીને નાલાયક હોય છે, તેમને તે વસ્ત્ર નજરે પડતાં નથી, એવો દૈવી પ્રભાવ એ વસ્ત્રમાં રહેલો હોય છે.

આ સાંભળી રાજા અત્યંત પ્રસન્ન થયો, અને વિચાર કરવા લાગ્યો કે 'અહો! આવાં વસ્ત્ર જો હું તૈયાર કરાવીને પહેરૂં તો બે લાભ થશે. એક તો મારા રાજ્યના નોકરોમાં કોણ પોતાનું કામ કરી શકવાને લાયક છે, અને કોણ નાલાયક છે, તેની સહજ પરીક્ષા થઇ જશે એટલુંજ નહિ, પણ મૂર્ખ અને ડાહ્યા માણસો વગરમહેનતે ઓળખાઈ આવશે; અને બીજો લાભ એ થશે કે, હું અત્યંત સ્વરૂપવાન્ દેખાઇશ.'

આમ વિચારી તેણે પેલા ઠગોને કહ્યું કે 'મારે માટે જેમ બને તેમ ઉતાવળે તમે કહો છો તેવાં વસ્ત્ર તૈયાર કરી આપો.' અને પછી કામનો આરંભ કરવા માટે તેણે તે ઠગોને દશહજાર રૂપિયા અપાવ્યા.

પેલા ઠગોએ એક મકાન ભાડે લઇને પોતાની શાળો ગોઠવી. પછી સઉથી ઉંચા પ્રકારનું રેશમ તથા કસબ તે ઠગોએ રાજા પાસે મંગાવ્યાં. તે આવ્યે તે સામાન તથા રૂપિયા ઠેકાણે કરી દઇ પછી શાળો ચલાવવાનો ઢોંગ કર્યો, અને જેમ ખરાં લુગડાં વણતાં હોય તેમ ખાલી શાળો ઉપર આખો દહાડો કામ કરવા લાગ્યા.

ચાર પાંચ દિવસ પછી રાજાને ઇચ્છા થઈ કે વસ્ત્ર વણવાનું કામ કેવું ચાલે છે તે હું જાતે જઇને જોઇ આવું. પણ કમઅકલનાં માણસને તથા પોતાની પદવીમાટે નાલાયક માણસને તે વસ્ત્રો દેખાતાં નથી, એ વાત સ્મરણ આવતાં તેને જોવા જતાં સંકોચ થયો. તેથી તેણે વિચાર કર્યો કે મારા પ્રધાનના જેવો ડાહ્યો તથા પોતાનો સ્વધર્મ બહુ ઉત્તમ રીતે પાળનાર બીજો કોઇ મારા રાજ્યમાં નથી. માટે લાવ તેને જ જોવા મોકલું. એમ વિચારી પ્રધાનને પેલા વણકરોના કામની તપાસ કાઢવા આજ્ઞા કરી.

તે ભલો વૃદ્ધ પ્રધાન વણકરોને ત્યાં આવ્યો. ત્યારે તે બંને ઠગોને ખાલી શાળો ઉપર ખુબ ઝપાટાબંધ મહેનત કરતા તેણે જોયા. પરસેવાના રેલે-રેલ જેમને છૂટી રહ્યા છે, એવા તે વણકરો શાળોને ખુબ મહેનતથી ચલાવતા હતા. પ્રધાને જોઇને તે બંને ઠગો ' પધારો :પધારો ' એમ બોલતા સામા ગયા, અને શાળ પાસે તેને તેડી લાવ્યા. શાળતરફ નજર નાંખતાં પ્રધાનને ખાલી શાળો વિના બીજું કાંઇ નજરે પડ્યું નહિ. પરંતુ મૂર્ખ માણસને તથા પોતાની પદવી માટે અયોગ્ય માણસને વસ્ત્ર દેખાતાં નથી, એવું સાંભળેલું હોવાથી તે ચુપ રહી શાળો તરફ ટગર ટગર જોઇ રહ્યો. પેલા ઠગોએ પ્રધાનને પૂછ્યું, ' કેમ આપ સાહેબને આ વસ્ત્ર કેવાં લાગે છે? આવા સુશોભિત રંગો, આવી જાતે, આવી સુંદર કુમાશ આપે પૂર્વે કદી જોઇ હતી? ' આ સાંભળી પ્રધાન મુંઝાયો, અને વિચારવા લાગ્યો, ' અરે! હું શું મૂર્ખ હઇશ, અથવા શું પ્રધાનના પદને યોગ્ય નહિ હોઉં ? પણ હવે આ વાત કોઇને જણાવવામાં સાર નથી. ' એમ વિચારી પોતાનાં ચશ્માં નાકપર બરાબર ગોઠવી તથા વસ્ત્રો જોઇને અત્યંત પ્રસન્ન થતો હોય તેવો ડોળ કરીને તે બોલ્યો, ' અહો! ધન્ય છે. આ વસ્ત્રો અત્યંત સુંદર છે. દેવલોકમાં પણ આવાં વસ્ત્રો નહિ હોય! હું અવશ્ય મહારાજાને કહીશ કે મેં મારા જન્મમાં આવાં દિવ્ય વસ્ત્ર કદી જોયાં નહોતાં. ' ઠગો બોલ્યા; ' આપ સરખા કદરદાનવિના અમારા કામની કદર કોણ પીછાની શકે એમ છે ! આપ મહારાજાને કહેશો કે આપે મોકલાવેલો સઘળો સામાન ખપી જવા આવ્યો છે, માટે થોડોકજી સામાન તથા આથી પણ બીજા ઉત્તમ જાતના રંગો તૈયાર કરવા માટે થોડું દ્રવ્ય મોકલવા કૃપા કરશો. ' . -

પ્રધાને સર્વ હકીકત રાજાને કહી, અને વળી ઠગોને કેટલોક ભારે મૂલ્યવાન્ સામાન તથા દ્રવ્ય મળ્યું. તે સર્વને ઠેકાણે કરી દઇને પાછા ખાલી શાળો આગળ નિત્યની પેઠે ધમધોકાર હાથ હલાવવા લાગ્યા.

ત્યારપછી ઘણા માણસો આવીઆવીને આ નવાં વણાતાં અલૌકિક વસ્ત્રો જોઇ ગયા, અને જો કે કોઇને કશું જણાતું નહોતું, તોપણ તેમ કહે-

વાથી મને બધા મૂર્ખ કહેશે, તથા મારી જગાને માટે હું નાલાયક ગણાઇશ, એવી ધાસ્તીથી પ્રત્યેક જોવા આવનાર, વણાતાં વસ્ત્રનાં પુષ્કળ વખાણ કરતો. આ પ્રમાણે લોકોમાં ઘેરઘેર વસ્ત્રની અલૌકિક સુંદરતાની વાતો થવા લાગી.

હવે રાજાને પોતાને જોવા જવાની ઇચ્છા થઇ, અને તેથી રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારીઓસહિત રાજાની સ્વારી, પેલા ઠગો કે જેઓ ખાલી શાળો ઉપર, કસબ કે રેશમવિના, ધમપોકાર વણવાનું કામ કરતા હોય તેમ હાથ હલાવતા હતા, ત્યાં આવી.

રાજાને શાળ પાસે તેડી જઈ, ખાલી શાળ તરફ આંગળી કરી ઠગો બોલ્યા; 'મહારાજા! આ વણાતા વસ્ત્ર તરફ દૃષ્ટિ કરો. અમારી ખાતરી છે કે આપનો આત્મા એથી પ્રસન્ન થયા વિના નહિ જ રહે. અમે કાશ્મીરના મહારાજામાટે વસ્ત્રો તૈયાર કર્યાં હતાં, તે ઘણાં જ સુંદર થયાં હતાં, પણ આ વસ્ત્રો આગળ તે પાણી ભરે છે! આપ પ્રારબ્ધી પુરુષના પ્રારબ્ધથી આ વખતનો બંગ એવો ઉતર્યો છે કે ન ભૂતો, ન ભવિષ્યતિ'.

રાજાએ ટીકીટીકીને શાળો તરફ જોયું, પણ તેને કશું ન જણાયું, તો મનમાં વિચારવા લાગ્યો; 'અરે આ શું! મને તો કશું જ જણાતું નથી. શું હું મૂર્ખ હોઇશ? શું હું રાજા થવાને અયોગ્ય હોઇશ? અરે આ વાત બધા જાણશે તો મારું હાસ્ય થશે તથા લોકમાં મારી અપકીર્તિ થશે. આવો વિચાર કરી વસ્ત્રથી બહુ જ પ્રસન્નતા તથા આશ્ચર્ય ઉપજ્યું હોય તેવું મુખ કરી રાજા બોલ્યો: 'આહાહા! કેવું અલૌકિક કામ થયું છે!' (પ્રધાન તરફ જોઇને) 'અવશ્ય આ કારીગરો ઘણા જ બુદ્ધિમાન્ છે. એમને આ કાર્ય પૂરું થયે સારો સિરપાવ કરીશું.'

પ્રધાનવગેરે સર્વે અમલદારોએ શાળો પાસે અનુક્રમે આવીઆવીને વસ્ત્રો જોયાં, તથા કશું જ ન જણાતાં છતાં ખરાં વસ્ત્ર જોયાં હોય તેમ વસ્ત્રનાં પુષ્કળ વખાણ કર્યાં. એક ખુશામતીયો અમલદાર રાજાની પ્રસન્નતા મેળવવા બોલી ઉઠ્યો: 'પરમ દિવસે દશરાની સ્વારીમાં આપ મહારાજાએ આ દિવ્ય વસ્ત્રો ધારણ કરીને જ હાથી ઉપર આરૂઢ થવું. આહાહા! તે પ્રસંગે આપનું

સ્વરૂપ આ દિવ્ય વસ્ત્રોથી કેટલું અદ્ભુત શોભશે !' સર્વે બોલી ઉઠયાઃ 'ઘણું જ યોગ્ય કહ્યું, ઘણું જ યોગ્ય કહ્યું.'

પછી તે ઠગોએ અધુરૂં રહેલું કામ સ્વારીને દિવસે પૂરૂં કરી આપવાનું માથે લીધું, અને સર્વે દેખતાં તેઓ ખાલી શાળો ઉપર પાછા બારે ધાક્ધમેલ કરતા હાથ હલાવવા લાગ્યા.

સ્વારીની આગલી રાત્રે ખુબ મહેનત લઈ કામ કરતા હોય તેવો ડોળ તે બે ઠગોએ કર્યો. રોજ ચાર પાંચ દીવા કરતા હતા, પણ આ રાત્રે વીશેક દીવા કરી દીધા. કોટ, પહેરણ વગેરે શાળ ઉપરથી તૈયાર ઉતર્યાં હોય તેમ ખાલી શાળો પરથી લેતા. સ્વચ્છ બિછાવેલી શેતરંજી ઉપર તેમને બરાબર પાથરી ગડી વાળતા હોય તેવો ડોળ કરતા. આ પ્રમાણે સ્વારીને દિવસે ત્રણેક વાગતાં સર્વ વસ્ત્ર તૈયાર કરી રાજાને વરધી કહાવી કે 'વસ્ત્રો તૈયાર થઇ ગયાં છે, માટે આપ મહારાજાએ અત્ર પધારી વસ્ત્રો ધારણ કરી જવા ઘટિત હોય તેમ કરવું.'

પાંચ વાગે સ્વારી નીકળનાર હોવાથી સ્વારીની સઘળી તૈયારીઓ થવા માંડી, અને સાડાચારને સુમારે રાજા પોતાના અમલદારો સાથે પેલા વણકરોને ત્યાં વસ્ત્રપરિધાન કરવા આવ્યો. તેને આવતો જોઇ પેલા ઠગો સામા ગયા, અને રાજાને અંદર આણી કેટલીક ખાલી ખીંટીઓ, તથા પેલી શેતરંજીતરફ લાંબા હાથ કરી બોલ્યાઃ 'મહારાજ ! આ ખીંટીઓ ઉપર લટકાવેલાં તથા આ શેતરંજીઉપર ગડીઓ વાળી મૂકેલાં આ દિવ્ય અતિસુંદર વસ્ત્રો જુઓ.' શેતરંજી ઉપરથી જાણે કોઇ ગડી કરેલું વસ્ત્ર ઉંચકતો હોય તેવું ડોળ કરી એક ઠગ બોલ્યોઃ 'આ દિવ્ય પીતાંબર જુઓ. એનું પોત એટલું તો બારીક છે, અને એટલું તો હલકું છે કે શરીરઉપર ધારણ કર્યા પછી જાણે શરીરપર કશું જ પહેર્યું ન હોય એવું લાગે છે. એને ગડી વાળીને દાબીને એક નાની સરખી તપખીરની દાબડીમાં મૂક્યું હોય તોપણ તે તેમાં માઈ રહે છે; અને એમ છતાં એનો પનો ખુંટ સવાબે ગજ છે, અને તે અગિયાર હાથ લાંબું છે. બીજા આ કસબી ધોતીજોડા જુઓ. એ પણ પો-

તમાં, કુમાસમાં અને શોભામાં એકએકને ટક્કર મારે એવા છે. આ વિવિધ રંગની સુંદર શાળો જુઓ. એમના રંગ જાણે ઉડીને હમણાં આંખે બાઝશે એમ આપ મહારાજાને નથી લાગતું ? આ દુપટ્ટાઓ જોઇને તો આપ મહારાજાનો આત્મા ખુશખુશ થઈ જશે. આપ એમને હાથમાં લઇને જોશો તો જણાશે કે એકેકનું વજન બે બે આની ભાર પણ નથી. આ અગિયાર બીંડીઓએ આપના દિવ્ય ડગલા, પહેરણ, કબજા તથા જામા લટકાવી દીધા છે, તે પ્રતિ પણ દૃષ્ટિ નાંખવા આપ મહારાજા કૃપા કરશો. આ મસ્તકે બાંધવાનાં પાંચ કસબી મોળિયાંની શોભાનું વર્ણન થઇ શકે એમ નથી. જેમ દેહેરાઉપર સુવર્ણના કળશથી આખા દેવાલયની શોભા વધે છે, તેમ આ મોળિયાં આ બધાં વસ્ત્રરૂપ દેવાલયના કળશરૂપ છે. એ વિનાનાં બીજાં પરચુરણ વસ્ત્રો પણ આ શેતરંજી ઉપર આપના જોવામાં આવશે. આપ ધણીની ખાતરી થશે કે આ તૈયાર કરવામાં અમે દહાડો કે રાત જોયું નથી, અને ઉંઘને તથા ખાવાને પણ વિસારી મૂકીને શરીરની કે કશાની દરકાર રાખ્યાવિના માત્ર આપને પ્રસન્ન કરવા ઉપર જ ધ્યાન આપ્યું છે. આપ નામદારનો જીવ રાજી થશે તો અમને નવે નિધ તથા અષ્ટમાસિધ મળી સમજીશું.'

રાજા તથા તેના અમલદારો આ લાંબું ભાષણ સાંભળતાં સાંભળતાં વસ્ત્રોને જાણે જોતા હોય તથા આશ્ચર્ય પામતા હોય તેવું ડોળ કરતા હતા. તે બેસા ઠગો બોલી રહ્યા કે પોતાની અત્યંત પ્રસન્નતા જણાવવા લાગ્યા. પ્રધાન તથા બીજા અધિકારીઓ જેઓને કશું જ જણાતું નહોતું, તેઓ બોલવા લાગ્યા: 'ઓહો ! આ કારીગરોને ધન્ય છે, ધન્ય છે.'

પછી ઠગો બોલ્યા, 'મહારાજ ! આપ આ પહેરેલાં વસ્ત્ર કૃપા કરી ઉતારો તો આ નવાં વસ્ત્ર અમે આપને યથાવિધિ ધારણ કરાવીએ. વસ્ત્ર ધારણ કરતી વખતે આ સુંદર મોટા આરસા સામે આપ ઉભા રહેશો, તો આપની સુંદર મનોહર મૂર્તિ આ દિવ્ય વસ્ત્રો પહેરવાથી કેવી ત્રિભુવનમોહક બને છે, તે જોઇને આપના આનંદનો પાર નહિ રહે.'

પછી રાજાએ માત્ર એક કચ્છવિના પોતાનાં પહેરેલાં સર્વે વસ્ત્ર એક પછી એક ઉતાર્યાં. 'આ કસબી ધોતીઓમાંથી કઇ ધોતી રાજા સાહેબને પહેરાવીશું' એમ પેલા બે ઠગો માંહોમાંહી વિચારવા લાગ્યા. આખરે એક નિશ્ચય કરી જાણે તેની ગડી ઉકેલતા હોય તેવો ડોળ કરી કલી કરી રાજાને તે પહેરવા આપી. રાજાએ પણ પહેરતો હોય એમ ચાળા કરી તે પહેરી. આ પ્રમાણે એક પછી એક વિવિધ વસ્ત્રો ધારણ કર્યાં. જોકે કોઇને કશુંજ દેખાતું નહોતું, તોપણ અધ્ધે અધ્ધે પોતે બુદ્ધિમાન છે એવું દેખાડવાને માટે ખુશામતીઆ અમલદારો બોલી ઉઠતાઃ 'આહાહા! મહારાજની આકૃતિ કેવી મનોહર દેખાય છે! મુખ ઉપર કેટલું તેજ ભાસે છે!' રાજા પણ આરસા આગળ ઘડીકમાં શરીરને આમ નમાવતો અને તેમ નમાવતો તથા મુખ પ્રસન્ન થતો જણાતો. સર્વ વસ્ત્ર ધારણ થઇ રહ્યા પછી મોળિયું પણ મસ્તક ઉપર ખાલી આકાશમાં હાથના ચાળા કરી કરી બાંધી લીધું.

એકલા કચ્છવિના બીજું કોઇ પણ વસ્ત્ર જેના શરીરપર નહોતું એવા નગ્નસમ રાજાને જોઇને સર્વે બોલ્યા, 'ઓહોહો! મહારાજનું સ્વરૂપ કેટલું અલૈકિક લાગે છે. આ વસ્ત્રોના સુંદર રંગ અને તેથી ખીલી નીકળેલું મહારાજનું દેવસમાન મનોહર રૂપ જોઇને આંખ પલકારા મારવાનું પણ ભૂલી જાય છે.'

એટલામાં 'બહાર સ્વારીની સર્વે તૈયારી થઇ ચુકી છે' એવી છડીદારે વરધી આપતાં રાજાએ કહ્યુંઃ 'હા ચાલો, હું તો તૈયાર જ છું.' વળી આરસામાં એક વાર દૃષ્ટિ નાંખીને પાસે ઉભેલા પ્રધાન વગેરેને પૂછ્યુંઃ 'કેમ, આ વસ્ત્ર મને બરાબર શોભે છે કેની?' અને ચારે બાજુથી વળી એકવાર ફરીને, 'સર્વોત્કૃષ્ટ, અતિઉત્તમ, અતિઉત્તમ' એવા ઘોષ થઇ રહ્યા.

દ્વારઆગળ ઉભા રાખેલા હાથી ઉપર રાજા આરૂઢ થયો, અને તેને જોઇને પ્રજાજનો બોલવા લાગ્યાઃ 'આહાહા! રાજાએ આજ તો કાંઇ અલૈકિક પોશાક ધારણ કર્યો છે ને શું? વસ્ત્ર આવાં દેવતાઇ હશે એવું આપણે તો સ્વપ્ને પણ ધાર્યું નહોતું.' માણિમાનને-રાજાનું મોડું 'માથું' અને ઉઘાડું

શરીર જ જણાતું હતું તોપણ રખેને સાચી વાત કહેવાથી આપણે મૂર્ખમાં ગણાઈશું એવા ભયથી, તેઓ ડાહ્યામાં ખપવા માટે પોતાની બુદ્ધિપ્રમાણે જે જે ઉત્તમ શબ્દો સુઝયા તે તે શબ્દોવડે રાજાનાં વસ્ત્રની સ્તુતિ કરવા લાગ્યા. ટુંકામાં, આખું જગત એકે અત્યારે કોઇને વખાણતું નથી એવું સામાન્ય રીતે કહેવાય છે, છતાં આ રાજાનાં વસ્ત્રને સર્વે વખાણ્યાં.

એટલામાં સ્વારી જોવા મળેલી ઠઠમાં એક નાનો સાત વરસનો છોકરો બોલી ઉઠયો: ' પણ બાપા ! રાજાનું માથું તો ઉઘાડું છે, અને એના શરીર-ઉપર પહેરણ કે અંગરખું એ નથી જણાતું, તે એનાં લુગડાં પણ આપણી પેઠે શું ધોબી ધોઇને વેળાસર નહિ આપી જતો હોય ? '

પાસે ઉભેલો માણસ બીજાને કહેવા લાગ્યો; ' અલ્યા સાંભળ્યું કે ? આ છોકરો શું કહે છે ? ' બીજો બોલ્યો: ' શું ખોટું કહે છે ! જરા આંખો ફાડીને જો તો ખરો ! ખાખીમાં ને રાજામાં શો ફેર છે ? ' ત્રીજો બોલ્યો; ' છો બધા અને મૂરખ કહેતા; સાળા બ્હીકણ બિલાડીઓ ! દેખવું તેવું કહેતાં ડર શો ! છોકરો બિચારો ખરૂં જ કહે છે કે રાજાએ કશું જ પહેર્યું નથી. ' અને આમ ધીરે ધીરે સર્વ માંહોમાંહે બોલવા લાગ્યા કે ' રાજાએ કશું જ પહેર્યું નથી; રાજા વસ્ત્રરહિત છે. ' આપસગુપસ ચાલતી વાત રાજાને પણ સમજાઇ અને તે ચમકયો, પણ હવે તેરીબી ચુપ અને મેરીબી ચુપ કર્યાવગર છૂટકો નહોતો. જાણે કશું જ જાણતો ન હોય તેમ ઠંડે પેટે તે હાથી ઉપર બેસી રહ્યો, અને સ્વારી નિયમ પ્રમાણે વહેવા લાગી.

બીજે દિવસે તપાસ કરતાં જણાયું કે ઠગો રાતોરાત નાશી ગયા હતા.

:વાર્તાનો બોધ.

આ વાર્તા ઉપરથી ગ્રહણ કરવા યોગ્ય બોધ એ છે કે:—

(૧). શરીરના શણગાર કરતાં મનનો શણગાર શ્રેષ્ઠ છે.

(૨). વસ્ત્રવગેરે પદાર્થોમાં અત્યંત આસક્તિ રાખવી એ મૂર્ખનું ચિહ્ન છે.

(૩). गुणं पृच्छस्व मा रूपम् । કોઇ માણસ વિષે આપણે જાણવું

માગતા હોઈએ તો 'તેનામાં શા શા ગુણો છે ?' એવો પ્રશ્ન કરવો, 'તે કેવો રૂપવાન્ છે ?' એવો પ્રશ્ન કરવો નહિ.

(૪). પોતાની બુદ્ધિનો પ્રયોગ કર્યા વિના અન્યનું અનુસરણ કરવું એ મતિની મંદતા સૂચવે છે.

(૫). आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य ।
आशा येषां दासी तेषां दासायते लोकः ॥

જે માણસ આશાના દાસ છે તે સર્વ જગતના દાસ છે; જે પુરુષોની આશા દાસી છે તેમને આખું જગત્ સેવે છે.

(૬). સદોષ ચરિત્રવાળા પુરુષનું છિદ્ર કોઈ દુર્જન તેનો લાભ લે છે. આપણામાં કહેવત છે કે 'જે ગામમાં લોભિયા વસતા હોય તે ગામમાં ધૂતારા ભૂખે મરે નહિ.'

(૭). बालादपि गृहीतव्यं युक्तियुक्तं मनीषिभिः ।
रवेरविषये किं न प्रदीपस्य प्रकाशनम् ॥

યુક્તિસર વાત બાલકે કહી હોય તોપણ ડાહ્યા માણસે તે સ્વીકારવી; જ્યાં સૂર્યનો પ્રકાશ પડતો ન હોય ત્યાં શું દીવો ન બાળવો ?

उपद्रष्टा.



# અજગ ઉંટ,

અથવા

# અદ્ભુત રસની અદ્ભુત વાર્તા.

મહી નદીને કાંઠે ઉપર ટાદાપોર કરીને ગામ છે ત્યાં પહેલાં ભાભોરામ નામે પટેલ રહેતો હતો. ભાભારામનાં માબાપ તેને નાનો મૂકીને મરી ગયાં હતાં. એક દૂરની સગીએ તેને ઉછેરીને મોટો કર્યો હતો. પણ જ્યારે ભાભારામ સોળ સત્તર વરસનો થયો ત્યારે તે બાઇ પણ આ લોક છોડીને પરલોકમાં રહેવા ગઇ હતી. એકલા પડેલા ભાભારામને ગામના રામદાસ બાવાની ભાઇબંધી થઇ હતી. આથી એને ઉભી ટોપી પહેરતાં, કાંસીજોડા વગાડતાં અને ભજન ગાતાં આવડયાં. આ પછી ભાભોરામ 'ભગત' કહેવાવા માંડયા.' બાપદાદાની મીલકતમાં તેને એક ખોખરૂં ઘર અને કોતરાં ઉપરનું પાંચ વીઘાંનું ભાટીયું ખેતર એટલું મળ્યું હતું. ભાભારામ મોટો થયો પણ પોતે ભગતવાજામાં ભળેલો એટલે પરણવા કરવાનું મળ્યું નહિ. ભાભારામને તેની દરકાર પણ નહોતી. પોતાનું ખેતર ખેડવું, પોતાના ઘરમાં અને મંદિરે પડયા રહેવું અને દિવસ કાઢવા એ ભાભારામે પોતાના જીવતરનું કર્તવ્ય ઠરાવી મૂક્યું હતું. આ પ્રમાણે કરતાં કેટલાંએક વર્ષ નીકળી ગયાં અને ભાભારામ 'ભાભો ડાકો' કહેવાવા જોગ ઘરડા થયા.

ભાભારામને એક ભેંસ અને એક બળદ હતાં. ભેંસ અને બળદ પણ આ લોક અને પરલોકની સરહદ વચ્ચે ઉભાં રહેવા જેટલી ઉમરે પહોંચ્યાં હતાં તોપણ ભાભારામની તેમના ઉપર એટલી બધી પ્રીતિ હતી કે તે ભેંસને 'પાડો' અને બળદને 'વાછરડો' કહીને વાત કરતા. એક વાર ભાભારામ પોતાની પાડી અને વાછરડો ચારવાને સીમમાં ગયા. ત્યાં જોગજોગે પાડીનો પગ એક કહ્યાતી કીડી ઉપર પડ્યો. ભેંસને ભાન નહિ કે કીડી પૂરે દિવસે પહોં-

ચોંટી છે. પગ પડતાં જ બિચારી કીડીનું પેટ ફાટી ગયું, અને તેમાંથી એક ઉંટ નીકળી પડયું. બપોર નમવાથી અજવાળું ઓછું થયલું, અને ભાભારામ જરા ઉમરે પહોંચેલા એટલે ઉંટ જેવી ઝીણી ચીજ તેમને દેખાય નહિ એ ખુલ્લુંજ હતું. ભાભારામ તો તે પછી પોતાની પાડી અને વાછરડો લઇ ઘેર ગયા અને પેલી કહેવત પ્રમાણે " જેને રામ રાખે " તેને કોઇ મારી શકે એમ નહિ હોવાથી પેલું ઉંટ મોટું થવા માડયું.

ઉંટ જો કે દિવસ જતાં મોટું તો થયું પણ પેલી કીડીને પેટ ઘસીને ચાલવાની ટેવ, તેથી ઉંટને તો પગ જ ન આવ્યા. પણ ખાવાનું તો જોઇએ અને ચરવા તો જવાય નહિ, ત્યારે કાંતો મરવું કે કાંતો કંઇ જુક્તિ કરવી. ઉંટની ડોક મૂળે તો લાંબી, અને જરા આમ તેમ હલાવતાં તેને પડી ગઇ ખબર કે જો આ સાધનને કેળવીએ તો ભૂખે મરવું મટી જાય. કેળવણી આગળ શું પૂછવું ! ઉંટ ડોકને એવી તો કેળવી એવી તો કેળવી, કે તે કાશી સુધી લાંબી થાય. આ પછી તો ઉંટ કાશીની વાડીઓમાથી નાગરવેલ ચરતાં શીખ્યું. હવે કાશીમાં એક વાર થોડાએક સુરતભરૂચના મુસલમાનો અને વડોદરાના મરેઠાઓ ગયા, એટલે ત્યાં પડયો પાનનો દુકાળ. પાનની વાડીઓ-વાળાને કમાઇ તો થઇ, પરંતુ તે સાથે ચિંતા પણ પેઠી કે પાન કેમ વધારે પાકતાં નથી ? એક વાડીનો માળી એકવાર રાત્રે જાગતો બેસી રહ્યો. જેવો મધ્યરાત્રિનો વખત થયો કે ઉંટ પોતાની ડોક લંબાવી. પણે માળીએ જાણ્યું કે ચોર પકડ્યો છે. તે વહેલો વહેલો કૂદતાં ઉંટની કોટે વળગી પડયો. ઉંટ જાણ્યું કે ગળે કંઇ લપ વળગી તે ડોક કરી દીધી ટુંકી, એટલે પેલા હિંદુસ્તાની માળી બાપુ તો આવીને ગુજરાતમાં પડયા.

સવારનો પહોર થયો. થાકયોપાકયો ઉંઘી ગયલો માળી ઉઠયો. ' આ તે શમણું છે કે સાચી વાત તેની ઘડભાંગ કરતો આમ તેમ જોવા લાગ્યો. એટલે પાસેના ખેતરમાં એક માણસ કંઇ કામ કરતો તેની નજરે પડયો. આ માણસ તે આપણો ભાભોરામ હતો. તે દિવસે ઉંટનો આ લોકમાં જન્મ થયો અને કીડી બાઇનાં સાસરિયાંએ સાકરો વહેંચી.

ત્યારે ભાભારામ તો પોતાની પાડી અને પોતાનો વાછરડો કરવામાં રહેલા, એટલે તેમને કંઇ આવા મોટા પ્રસંગની ખબર રહી નહિ. આ પછી પણ ભાભોરામ ખેતરમાં તો આવે, પણ ઉંટ જેવી નજીવી ચીજને તે વળી કોણ ધારી ધારીને જોઇ રહે ? આથી કંઇ ઉંટ તેમની નજરે પડેલું નહિ. પણ જ્યારે આ માળીએ આવી ભાભારામનું માથું ઝાલી ' અબે હેવાન, સુનતે નહિ કયા ?' કહી તેને જરા હલાવ્યું એટલે ભાભારામે આમ ઉચું જોયું. ' અમ છે, કંઇ માગો છ ' કહી ભાભારામ હિંદુસ્તાની માળીના સામું જોઇ રહ્યા. માળીએ પોતાની બોલીમાં ભૂખ લાગ્યાનું કહી બતાવ્યું. બાવાઓમાં રહેલા હોવાથી પોતાને હિંદુસ્તાની તો સમજાય અને તે સાથે માળીએ પેટ બતાવ્યું, અને મોં તરફ હાથ ઉંચો કરી બતાવ્યો એટલે ચતુર ભાભોરામ સમજી ગયા કે ' ભઇ ભૂખ્યા છે. ' પણ વારવાર ભીખારીઓ સાથે સંબંધમાં આવવાથી ભાભોરામ એટલું તો ભણ્યા હતા કે 'કાંમ કર્યાવના ખાવા આપીએ તો હહરા લોક કનડે બહુ'. આથી પોતાની ભાગીતુટી હિંદુસ્તાનીમાં પેલાને કામ કરવાનું સમજાવી તેણે હા કહ્યું, એટલે ભાભોરામ ઘેર રોટલા લેવા ગયા. પરદેશી માળી શરીરે જડથા જેવો તો ખરો, પણ ભાભારામનું ખેતર નીદવાનું કામ એને આવડે નહિ. ભૂખને લીધે કામ કરવાની હા કહેલી ખરી, પણ કરવુ શું? 'કામ કામને શીખવે' એ કહેવત-પ્રમાણે માળીએ જરા વિચાર કર્યો કે 'વો આદમી ઇસતરેસે કરતેથે, મેં બી એ-સા કરૂ" અને લાગલો જ મંડી પડ્યો, તે ભાભોરામ લોટ દળી રોટલા કરી બપોર સોરા ધીમે ધીમે ખેતરમાં આવ્યા તેટલામાં તો આખું ખેતર સાફ કરી નાંખ્યું. ભાભારામની અવલોકનશક્તિ આપણા ઘણાખરા હિંદુઓ જેવી એટલે ખે-તરમાં શું થયું છે કે શું નહિ તે જોયું જ નહિ. માળીના આગળ રોટલા મૂકયા તે તેણે ખાધા કર્યા પછી, ખેતરની ખબર પૂછી, માળીએ આંગળી કરી પરાક્રમ કર્યું હોય તેવા ડોળમાં દેખાડ્યું. ભાભારામે માથે હાથ ઠોક્યો. અણધારી અડચણ આવી પડતાં નસીબને આધારે શોક મૂકી દેવાની શક્તિ, કે જેની આ સંસારમાં ખાસ જરૂર છે અને જે હાલમાં જતી રહેલી જણાય છે તે ભાભારામમાં હતી. માળી કાંઇ સમજ્યો નહિ કે તેણે શું ખોટું કર્યું.

ભાભારામ કંઇ બોલ્યા નહિ. થોડી વારે ભાભારામ ઘેર ગયા અને ભાજી કંઇ ધંધો શોધતો આ ગામથી પેલે ગામ ફરતો વડોદરામાં આવી પલટણમાં નોકર રહ્યો.

હવે પણે ભાભારામ તો ઘેર બેઠા છે, અને ઈશ્વરને વાર્તા વધારવી છે તે પેલા ખેતરમાં એક તલનો નાનો સરખો છોડવો એક ઢેફા તળે દબાઇ રહ્યો. વખત જતાં આ છોડવો મોટો થયો અને તેનું એક ઝાડ થયું. ઝાડ થયું તે કંઇ રાક્ષસી કદનું હતું. કેટલાએક દિવસ વીસાબાદ વડોદરેથી સરકાર સવારી કંઇ જતી હશે તે પેલા ખેતરમાં રાત્રે મુકામ કરીને રહી. સરકારના હાથીને પેલા તલના ઝાડે બાંધ્યો. બીજાં ઘોડાંટારાંને બીજા ઠેકાણે ખેતરમાં બાંધ્યાં. રાત્રિનાં બેએક વાગતાં પેલો હાથી કંઇ બીધો તે જોર કરીને પેલા ઝાડને પાડી નાખી ખેતરમાં દોડાદોડ કરવા મંડી પડ્યો. બધા ગભરાયા. હાથીને પરાણે પરાણે પકડ્યો. પાછલી રાતે મુકામ ઉઠવાનો, તેથી સર્વ ચાલ્યા અને ઝાડ પડ્યા પછી શું થયું તે કોઇએ જોયું જ નહિ.

હવે બીજે દિવસે ગોવાળીઆ એણી તરફ ઢોર ચારવા જતા હશે તેમણે ભાભારામના ખેતરમાં તલનું ઝાડ પડેલું જોયું, અને તલનો મોટો ઢગલો દીઠો ભાભારામને બધા ઓળખે તેથી વહેલા વહેલા તેમને ઘેર ગયા અને કહ્યું કે 'તમારા ખેતરમાં તો તલના ઢગલે ઢગલા થઇ ગયા છે.' ભાભારામે પહેલાં તો આ વાત માની નહિ, પણ પછીથી 'લાવ્યને જોઇ આવું તો ખરો' કહી પરોણી લઇ ઉભા થયા. ખેતરમાં જઇને જુએ તો ખરેખર તલનો મોટો ઢગલો દીઠો. ભાભારામના હૈયામાં તો હરખ માય નહિ. તેમની અડવી જુવાની તો તલ જોવાની ક્ષણે જ પાછી આવી ગઇ. તેમણે વિચાર કર્યો કે 'હવે આ બધા તલ વળી ઘેર લઇ જવાની કડાકૂટ કરવી તેના કરતાં ખેતરમાં ને ખેતરમાં જ તેને પાર મૂકાય તો ઠીક.' આવા વિચારથી ભાભારામ તો મુઠિએ મુઠિએ તલ મોંમાંજ ઓરવા મંડી પડ્યા, અને એક બે દિવસમાં તો બે ચાર કળશીએ તલ હોઇઆં કરી ગયા. આથી ભાભારામમાં તો નવી તાકાદ આવી. તે ઉઠ્યા ને ખભો ઠોકી પોતાના મનમાં બોલ્યા કે 'હુરા વડોદરાના

હુક્કો પીતા હશે તેમણે હજામને જોયો. માથે હાથ ફેરવતાં જમાદારને જણાયું કે હજામત ઘણી વધી ગઇ છે. આથી તેમણે હજામને બોલાવ્યો. હજામના મનમાં કે મારું પરાક્રમ દેખાડું, તે પેલો નવો ચમટો કાઢી સૌથી પહેલાં જમાદારના નાકમાંથી વાળ ખુંટવા મંડયા. પણ એટલામાં જમાદારે નાક જરા ઉંચું ચઢાવીને જે શ્વાસ માંહે ખેંચ્યો કે આપો ચીપીએ જાય નાકમાં. હજામ ગભરાઇ ગયો. જમાદાર ખીજવાઇ ગયા. હજામને જમાદારે હુકમ કર્યો કે મશાલ કરી નાકમાં ઉતરવું, અને ચમટો ખોળી લાવવો. હજામે બિચારાએ તેમ કર્યું. પણ ત્યાં પત્તો શો? ફરતાં ફરતાં ચાર છ મહીના થઇ ગયા. એમ કરતાં કરતાં શરદીની ઋતુ આવી. હજામને પણ નાકમાં વાવા લાગી ટાઢ, તે તેણે કંઇક છરડાં એકઠાં કરી ચકમકવડે દેવતા પાડી ધુણી કરી. પણ જેવો તાપ થયો એટલે બુઢ્ઢામીયાંને છીંક આવી અને છીંકની સાથે પેલો ભીલ, ભાણેરામ, ઉંટવાળો રબારી, રબારણ, હજામ, અને તેનો ચીપીઓ એ સર્વે નીકળી પડયાં. થોડી વારે નીચે પડેલાં બધાંને શુદ્ધિ આવી એટલે અંધારી ગુફાની વાતો કરતાં સર્વે પોતપોતાને ઘેર ગયાં અને "અંજન ઉંટની અદ્ભુત વાત" પૂરી થઇ.

વાર્તાનો બોધ

હવે વહાલા વાંચનાર! તેં આ વાત તો વાંચી; પણ એમાંથી તાત્પર્ય શું જડયું તે કહી શકીશ? જો તું પોતે ના કહી શકે તો જેટલા રસથી વાત વાંચી તેટલા રસથી આ તાત્પર્ય પણ વાંચી જો. તે વાત જેટલું લાંબું નથી, પણ વાત તો મિત્ર જેવી છે, અને તાત્પર્ય તો શિક્ષક જેવું છે.

કીડી એ અણુ (અત્યંત સૂક્ષ્મ વસ્તુ) રૂપે માનવામાં આવતું મન છે. તે છે તો નાનું, પણ તેમાંથી ઉત્પન્ન થનારે વિચારો મોટા ઉંટ જેવા હોય છે. ક્રિયા વગરના વિચાર લૂલા છે માટે ઉંટને વાર્તામાં લૂલું કહ્યું છે. વિચાર પોતાનું પોષણ ગમે ત્યાંથી પણ મેળવે છે તે જણાવવાને ઉંટને કાશીની નાગરવેલ ખાતું કહ્યું છે. વિચારનું મૂળ શોધનાર તત્ત્વશોધક વખતે સાવચેત નથી રહેતો તો કેવો દેશાન્તરમાં (બીજા વિષયોમાં) અથડાય છે તે

કાશીના માળીની સ્થિતિ સૂચવે છે. વિચારનું મૂળ શોધવાની હીંમત ભીડનાર, પણ સાધારણ નીંદવા જેવું કામ નહિ સમજનારની આ વ્યવહારમાં કેવી સ્થિતિ થાય છે તે માળીએ ખેતરની કરેલી સ્થિતિથી સમજાય છે. બાલોરામ મનરૂપી ફાડીમાંથી ઉંટ રૂપી સંકલ્પ ઉપજાવનાર બાહ્ય વિષયસંબંધી જ્ઞાન છે. એ જ્ઞાન, તલ જેવા ઝીણા પણ અસંખ્ય પદાર્થોની પ્રાપ્તિ થતાં, પોતાને પૂર્ણ સમજી પોતાની અપૂર્ણતા કોઇ દેખાડનાર મળનાર નથી એવી આશામાં પ્રતિસ્પર્ધી (હરીફ) ને શોધતું નીકળી પડે છે. પણ અધ્યાત્મ જ્ઞાનને નામે જેને ફૂટી મારવામાં આવે છે એવું આંતર જ્ઞાન, કે જે માનસ જ્ઞાન એટલે મનોવૃત્તિઓના પરસ્પરના સંબંધીનું જ્ઞાન છે; તે વૈષયિક જ્ઞાનસાથે લડવાને નીકળે છે, અને જો કે પોતે પોતાની કમરે દુઃખબીજરૂપ બોજો લઇને ફરનારું હોય છે, તોપણ યુદ્ધની આતુરતામાં પુનર્ગ્રહણ કરવાને માટે તેને ક્ષણભર પડતું મૂકે છે. રખારણ કે જે આ યુદ્ધને જોનારી છે, પણ જેના મનનો મુખ્ય વિચાર ખાવામાં ભાગ પડાવવાનો છે તે, જ્ઞાનવિજ્ઞાનની તુલના કરવાનું કામ, પેટપોષણમાટે જ લઇ બેઠેલા ફીલસુફો છે. સામાન્ય બુદ્ધિરૂપ રબારી, કે જેના વિયોગથી ફીલસુફી લખનારાઓને રોટલા મળે છે, અને તેથી જે પતિને સ્થાને છે, તે આવી તુલના કરનારથી દૂર નાસે છે. 'વિરાગરહિત માનસશાસ્ત્રીનાં દુઃખ સર્વને અસહ્ય છે; પણ અન્યનું દુઃખ ઓછું કરવાની, અને દુઃખમાંથી ઉપયોગી તત્ત્વ લઇ લેવાની કળા જેને પૂર્વ સંસ્કારથી મહાત્માના પ્રતાપે પ્રાપ્ત થઇ છે, પણ જેનું અભિમાન ગલિત નહિ થઇ જવાથી જે વિરોધી સંસ્કાર વધારતો જાય છે તે વાતનો હજામ છે. પણ આ સર્વ બુઢ્ઢા—ઘણા કાળના—આ વિશ્વના કોઇ કોઇ ખુણામાં અથડાયાં જ કરે છે તે જમાદારનો દૃષ્ટાંત સિદ્ધ કરી આપે છે. આ પ્રમાણે આ અદ્ભુત રસની કથા તો હસવા જેવી છે, પણ એમાં જે અર્થ રહ્યો છે તે ગ્રહણ કરવા જેવો છે. લેખકને આશા છે કે વાચકો યોગ્ય અર્થનું ગ્રહણ કરી યોગ્ય પુરુષો નીવડશે.

રસાત્મા.

ગામ કુસ્તી કરીને એશ એશ ખાય છે તો હું પણ કુસ્તી કરવા નીકળું. મારામાં પણ તમ પાધાણી જોર આવ્યું છે.' ચેર કંઇ સાચવવાનું નહિ, જે ભાભારામને તે તરફની કાળજી રહે. ભાભારામ તો લાગલા જ નીકળી પડયા, ને જે મળે તેને કહે કે 'આવી જાઓ, કોઇને કુસ્તી કરવી છે!' પણ ભાભારામ સાથે બાથ ભીડનાર કોઇ મળે નહિ તેથી તે આગળ ચાલ્યા. જતાં જતાં ચારોદ જઇ પહોંચ્યા. ત્યાં એક ડુંગરની ભીલડી કંઇ લેવા આવી હશે તેણે સાંભળ્યું કે ભાભારામની સાથે બાથંબાથા કરે એવું કોઇ મળતું નથી, એટલે તેણે કહ્યું કે 'મારો ભીલ તારી સાથે બાઝશે. ભાભારામે 'તે કયાં ગયો છે' એમ પૂછયું. જેના જવાબમાં ભીલડીએ કહ્યું કે 'તે નવરો ગાડાં કેડે બાંધી ડુંગરોમાં કાઠ લેવા ગયો છે, તે કાલે સવારે મારા ગામમાં આવશે.' ભાભારામને કંઇક આશા બંધાઇ. ભીલડી અને તે બંને ભીલડીને ગામ ગયાં.

બીજે દિવસે સવારમાં જુએ છે તો જાણે વેગળેથી મોટી આગગાડી આવતી હોય તેમ ભીલને આવતાં જોયો. ભાભારામ જે દોડયા તે ભીલની સામે ગયા, અને ખભો ઠોકતાં કહેવા લાગ્યા કે 'આવી જા બેટા, અંગ ખડચ્યું છે એ જ કે'? ભીલ પણ લડાઇનો રસીઓ તેથી ગાડાં મૂકયાં ત્યાંનાં ત્યાં, અને ભાભારામ સાથે કુસ્તી કરવા બાટકી પડયો. પણ ભાભારામે વિચાર કર્યો કે હારજીતનો ન્યાય કરનાર કોઇ જોઇએ. ભીલને તેણે તે વાત કરી. ભીલે પણ આ દરખાસ્ત કબુલ રાખી. એટલામાં એક જબરી રબારણ પવનવેગે વહાણના શઢ જેવો ઘાઘરો ફડફડાવતી ત્યાં થઇને જતી જોવામાં આવી. બને જણે તેને પોતાની વાત કહી બતાવી, પણ પેલી રબારણને જવાની ઉતાવળ, અને કુસ્તી જોવા ઉભી રહે તો વાર લાગે તેથી તેમને કહ્યું કે 'જો તમે મારી હથેલીમાં લડો તો હું કોણ હાર્યું ને કોણ જીત્યું તે કહી આપું, નહિ તો મારાથી કંઇ ખોટી થઇ રહેવાય નહિ. તમે લડતા જાઓ, હું દોડતી જાઉં; બધાંને ઠીક પડે'. ભીલને અને ભાભારામને આ વાત ઠીક લાગી. બંને જણા પેલીની ખેતરવા જેટલી પહોળી ચપટી હથેલીમાં લડવા લાગ્યા અને રબારણ કુસ્તીની મઝામાં વધારે વેગથી ચાલવા લાગી. આગળ જતાં રબારણનો ધણી ઉંટ, ઘેટાં, બકરાં વિગેરે આરોને હશે ત્યાં આગળ આ બધાં આવ્યાં. રબારીએ ધાર્યું કે આ વળી બલા

આવી ને શીરામણમાં ( ખાવામાં ) ભાગ પડાવશે, માટે ચાલોને જઇએ જરા આઘા. આથી તેણે તો પાંચ પચીસ ઉંટ હશે તેની એક ગાંસડી બાંધી માથે મૂકી દીધી, સો બસેં બકરાં ઘેટાં હશે તેને ઝોળીમાં ઘાલી દીધાં, અને પચાસ સાઠ ગાયો હશે તેને ખભે લઈ લીધી. આ પ્રમાણે પોતાનું સમેટી રબારી ભાઇ તો પાછળ જોતા જાય અને આગળ નાસતા જાય. રબારણે પેલા બેને કહ્યું કે ' જરા સાચવીને લડજો. પેલો રબારી એકલો શીરાવી ના જાય માટે ભાગ પડાવવા મારે જરા ઉતાવળું ચાલવું પડશે. ' આમ કહી તે ચાલી રબારી પછવાડે; આ સઘળાં ક્યાં ગયાં તેની કોઇને ખબર જ પડી નહિ.

હવે પણે પેલાં નવશેં ગાડાં ગડયાં હતાં તેનું શું થયું તે આપણે જોઇએ. ઉંચે આકાશમાં એક સમડી ત્યાં થઇને ઉડતી જતી હશે તેણે જાણ્યું કે આ એક સાપ નીચે પડયો છે. તેથી તેણે તે ઉપર વેગભરી ઝડપ મારી અને ગાડાંની આખી હારની હારને પોતાના બે પગમાં ઘાલીને આકાશમાર્ગે ચાલી ગઇ. હવે ઉડતાં ઉડતાં પેલી સમડીથી ભાર જીરવી શકાયો નહિ, તેથી તેણે બધાંએ ગાડાં પડતાં મૂક્યાં. તે એક નગરના રાજાની રાણી બારીએ, કંઇ કામધંધો નહિ હોવાથી, જોઇ રહી હશે તેની આંખમાં પડયાં. રાણી આંખો ચોળતી ચોળતી મહેલના અંદરના ભાગમાં નાઠી. બુમો પડી, અને કાગારોળ થઇ રહ્યો. આમથી દાસીઓ દોડતી આવી, તેમથી ખવાસ રોતા આવ્યા. બાઇ સાહેબની આંખમાં કચરૂં પડયું; કાળો કેર વર્તાઇ રહ્યો. એટલામાં રાજાજીને ખબર થઇ તે દોડતી સ્વારીએ પોતાના ખાસ હજામને લઇને આવી પહોંચ્યા. હજામની જાત મહાકસબી તે તેણે ધીમે રહી જુગતિથી આંખમાંથી પેલાં ગાડાં કાઢી લઇ નખમાં સંતાડી દીધાં, અને બાદ ઇનામ લઈ રજા લઈ પોતાને ઘેર ગયો. ઘેર જઇ તે તો એવો તો બાટ-કી પડયો કે બધાં ગાડાંમાંથી લોઢું જુદું પાડયું. પાસે લખો લુહાર મહા કારીગર, તેને ઘેર સઘળું લોઢું લઇને ગયો, ને તેનો એક નાકમાંથી વાળ ખુંટવાનો ચમટો ઘડાવ્યો. બીજે દિવસે ચમટો કોથળીમાં મૂકી, કાછડો વાળી, ચસકીબાઇ મૂછોના આંકડા ચઢાવતા, હજામતને માટે ઘરાકો ખોળવા નીકળ્યા. જતાં જતાં નગરના દરવાજા આગળ આવ્યા. એટલે ત્યાં જમાદાર બુઢ્ઢાગીયાં બેઠા બેઠા

# દુઃખની પોટલી.



જનસ્વભાવનો અભ્યાસ મારી અત્યંત પ્રીતિનો વિષય હોવાથી હું વારંવાર અનેક પ્રકારના મનુષ્યો સાથે તથા જનમંડળો સાથે સંબંધમાં આવું છું; તેમનાં ચરિત્રમાં જે જે ગ્રહણ કરવા યોગ્ય હોય છે તેને ગુલાબના ફૂલની પેઠે ચૂંટી લઉં છું, અને જે ત્યજવા જેવું હોય છે તેને, દ્વેષબુદ્ધિ રાખ્યા વિના, કાંટાની પેઠે દૂર કરૂં છું. એક પ્રસંગે મારા પ્રવાસમાં મારે “મંદભાગ્ય મંડલ” નામના જનસમુદાય સાથે સંબંધ થયો, તેથી મારા અંતઃકરણમાં જે છાપ પડી છે તે કદિ પણ ભુંસાશે એમ મને લાગતું નથી; તેમ જ એ મંડલનિમિત્તે મેં જે દેખાવ જોયો તેની અદ્ભુતતા અને વિચિત્રતા એટલી બધી હતી કે મારા સુજ્ઞ વાચકોને તેનું નિવેદન કરવું એ હું મારી ફરજ સમજું છું.

‘મંદભાગ્ય મંડલ’ અધીર નામની નગરીમાં સ્થપાયું હતું, અને તેની સભા દરમાસે ભરાતી હતી, જેમાં સ્ત્રીઓ પણ પોતાની જાતને યોગ્ય મર્યાદામાં રહી સારો ભાગ લેતી હતી, તેમ જ પુરુષો પણ વિવિધ જ્ઞાતિ, પદવી તથા ઉદ્યોગવાળા હતા. એ મંડલના એક મેળાવડામાં જ્યારે મારૂં જવું થયું ત્યારે ત્યાં નીચે પ્રમાણે ચર્ચા ચાલતી હતી:—

**સ્ત્રીદુઃખી**—ખરે વિધિનું ચેષ્ટિત કેવું ગહન છે, અને તેને લીધે બિચારા મનુષ્ય ઉપર કેવી દુઃખપરંપરા આવે છે! જગતમાં અનેક માણસોને હું દુઃખી સ્થિતિમાં જોઉં છું, પણ મારૂં દુઃખ તો સર્વોપરિ છે. સ્ત્રી-વિનાના જીવતરને ધિક્કાર કહેવાય છે, અને સ્ત્રીવિનાનું ઘર જંગલ કરતાં પણ શૂન્ય મનાય છે.

**વારસદુઃખી**—ખરે, ઈશ્વરનો સંકેત જ કાંઇ એવો દેખાય છે કે

જીવોને રીબી, પીલી, રગડી પાર કરવા. મારે ત્યાં છપ્પનપર ડુંગળ વાગે એટલી લક્ષ્મી છે, પરંતુ પાછળ વારસ ન હોવાથી મારા અંતઃકરણમાં સ્મશાનના અગ્નિના ભડકા હું નિરંતર જોયાં કરૂં છું.

**શરીરદુઃખી**—દુઃખરૂપ સાગરનો કંઈ પાર નથી. તેમાં મારા દુર્ભાગ્યનું તો વર્ણન જ થઈ શકે એમ નથી. આ સંધિવાની વેદનાને લીધે હું, જીવતો છતાં, દુનિયામાં મરેલા સરખો નકામો થઈ ગયો છું. વિધાતાને એવું તે કેણે સુઝાડયું કે બીજો કોઇ પણ રોગ મને ન આપતાં આ અસહ્ય અતિદુષ્ટ રોગ આપ્યો.

**દારિદ્રયદુઃખી**—એ બધું તો ઠીક છે, પરંતુ હું તો દુઃખડુંગરના શિખરે પહોંચેલો છું. આ અસંત વિકટ દારિદ્રયદુઃખના બદલામાં હું બીજાં અનેક દુઃખો ભોગવવા રાજી છું. પણ તે દિવસ કયારે ? મારી પસંદગી કોણ જોય છે ?

**પરવશતાદુઃખી સ્ત્રી**—સ્વતંત્રતાવિના સ્ત્રીનો જન્મ વૃથા છે, અને તે સ્વતંત્રતા આપનાર પતિના અભાવે મારી તો આખી જીંદગી રદ જશે એમ મને બ્હીક રહે છે. આવાં તરેહતરેહનાં દુઃખો ઉપજાવીને પરમેશ્વરે શું સિદ્ધ કરવા ધાર્યું છે તે સમજવા જતાં મારી તો મતિ ગુમ થઇ જાય છે. જગતમાં અમારી સ્ત્રી જાતિની બુદ્ધિ પગની પાનીએ કહેવાય છે. પરંતુ આ સંબંધમાં તો હું ખાતરીપૂર્વક કહું છું કે સૃષ્ટિ રચવા પૂર્વે પરમેશ્વરે મારા જેવી દીન અબળાની ચોંથી સલાહ લીધી હોત તો સુખદુઃખની વહેંચણી સૃષ્ટિમાં આવી ગેરવ્વાજબી અને અસંતોષકારક થાત નહિ.

આ અબળા સ્ત્રીનું મહેણું જાણે વિધાતા સાંખી ન શક્યા હોય તેમ તેનું ભાષણ પૂરૂં થતાં જ, દિવ્ય આકાશવાણી થઇ કે, " હે અમીરનગરનિવાસીઓ ! તમે સર્વ કોઇ કોઇ દુઃખથી પજળ્યાં કરો છો એ વાત સત્ય છે. એ દુઃખોનો દાતા હું વિધાતા છું કે કેમ એ વિષયને કોરે મૂકી હાલ હું એવી વ્યવસ્થા કરવા ધારૂં છું કે આ નગરના જે મનુષ્યને જે દુઃખ અધિક અથવા અસહ્ય લાગતું હોય તે દુઃખનું પોટલું બાંધી, તે દુઃખના નામની ચિઠ્ઠી તેના ઉપર ચોઢી, તે માણસે આજ રાત્રે નગર બહાર મેદાનમાં

મૂકવું, અને આવતી કાલે સવારે તેના બદલામાં જે દુઃખ પોતાને ન્યૂન અથવા સહન કરી શકાય એવું લાગતું હોય તે લઇ જવું. ”

આ આકાશવાણી અધીર નગરના સર્વ લોકોને અમૃતવૃષ્ટિરૂપ થયલી જોવામાં આવી, કારણ કે તે થતાં વારને જ સર્વ લોકો અત્યંત પ્રસન્ન મુખથી પોતપોતાને અધિક ભાસતા દુઃખની પોટલીઓ બાંધવા મચી પડયા, અને તર્ક કરવા લાગ્યા કે, “ આપણે એના સાટામાં કયું દુઃખ લઇશું. ” રાત પડતાં તો નગર બહાર મેદાનમાં માણસોનો તથા તેમની પોટલીઓનો ભારે કોલાહલ મચી રહ્યો. ચંદ્રના પ્રકાશમા એ સર્વ પોટલીઓનો સમૂહ એક ટેકરા જેવડો મોટો લાગતો હતો.

પ્રાતઃકાલે જાણે સુખનો સોદો કરવા નિકળી પડયા હોય તેમ બહુ ઉત્સાહથી ચાલતા નગરનિવાસીઓના પગલાં ખડખડવા લાગ્યાં. મેદાન તરફ જોતાં સર્વને ગઇ રાતના ટેકરાને બદલે દુઃખની ચિઠ્ઠી મારેલી પોટલીઓ એવી છુટી છુટી અને સુવ્યવસ્થિત ગોઠવાયલી માલમ પડી કે કોઇએ પણ ખોટી પોટલી ઉપાડવાની ભ્રાંતિ થવાનો સંભવ રહે નહિ. આથી સર્વ લોકો પોતપોતાને મનગમતી પોટલીની પસંદગી કરવા મંડી પડયા.

પેલા સ્રીદુઃખીપુરુષે એક પોટલી પસંદ કરી ઉપાડી કે તરત જ તેમાંથી પ્રતિકૂલ સ્રી નીકળી પડી. એ સ્રી બહુ લાંબી, માંજરી આંખવાળી, તથા થોડી મૂછવાળી પણ હતી. એ સ્રી સાથે સ્રીદુઃખી થોડાં ડગલાં ચાલ્યો કે લોકો તેની મશ્કરી કરતાં કહેવા લાગ્યાઃ “ જોઇ આ કળજુગની બિલાડી; તાડના ત્રીજા ભાગ જેવડી દાઢી નથી; એટલી હજી એક ખોડ રહી ગઇ છે. ”

વારસદુઃખીએ જે પોટલી ચુંટી કાઢી તેમાંથી ઉન્મત્ત પુત્ર કૂદી પડયો. તેણે પોતાના નવા પિતાની થાડખી મૂછ ઉખેડી નાંખી, અને ખભા ઉપર ચઢી બળદને હાંકતો હોય તેમ ડચકારા કરી પોતાના પિતાને સોટીનો સ્વાદ ચખાડવા લાગ્યો.

શરીરદુઃખીએ એક પોટલી ઉપાડી કે તરત તેના પેટમાં ચુંકના ગોટા તથા આચકા આવવા લાગ્યા, અને તે એટલો બરાડવા લાગ્યો કે તેની આકૃતિ પણ ઓળખી શકાય એવી રહી નહિ.

દારિદ્રયદુઃખીએ અનેકરોગપીડિત શરીર ઉપાડી લીધું અને દુઃખથી આમતેમ તડફડવા લાગ્યો.

પરવશતાદુઃખી સ્ત્રીએ વૃદ્ધ પતિને પોતાને અનુકૂલ જાણી તેને ઉપાડી લીધો. પરંતુ તે પતિ એવી સ્થિતિમાં હતો કે તેની બધી પળા તે સ્ત્રીને કરવી પડે એમ હતું. પોતાના નવીન પતિને તે સ્ત્રી દોરતી આગળ ચાલી કે લોકો કહેવા લાગ્યાઃ " જોઇ આ બિચારા ડોસાની દીકરી તેની કેવી સેવા કરે છે ! " કેટલાક કહેવા લાગ્યાઃ " ડોસા ! તમારો આવતાર બહુ દયામણો હતો. ચાકરી કરવા માટે છોકરીને સાસરેથી બોલાવી એ બહુ ઠીક કર્યું."

ટુંકા હાથવાળા એક માણસે લાંબા હાથની પોટલી ઉપાડી લીધી. એ માણસ આગળ ચાલતો થયો કે તેના કોઇ મિત્રે તેને તપખીરની દાબડી ધરી. તેણે નાકને બદલે આંખને તપખીર સુંઘાડી તેથી તેની વેદનાનો તથા જોનાર લોકોના હાસ્યનો પાર રહ્યો નહિ.

ધોળા વાળવાળા એક માણસે કાળા બછડ વાળ ઉપાડી લીધા, કે લોકો તેને આફ્રિકાનો હબસી કહેવા લાગ્યા.

અડધા બહેરા એક માણસે તોતડાપણું ઉપાડી લીધું, અને પોતાના મિત્રને કહેવા લાગ્યો.: " કે...કે...કે મ, શુ શુ શુ શુ......લા લા લા લા બલાસ, મેં મેં મેં મેં...ઠી ઠી ઠી ઠી ...ક કી કી કી કી હું છે છે છે છે કે કે કે કે ની. " વાગ્દેવીને લજ્વે એવી આ નવી વાણી સાંભળી સર્વેને બહુ સંતોષ થયો.

એક માણસ જેને ભૂખ લાગતી ન હતી તેણે ખાઉધરાપણું ઉપાડી લીધું. આંખો ગળી જઇ તથા રસ્તામાં પડેલાં તણખલાં ચાવવા માંડી તે બહુ હાસ્યપાત્ર થયો.

નાના મુખવાળા એક માણસે મોટું મોઢું ઉપાડી લીધું. પછી આ માણસના કપાળ ઉપર મચ્છર બેઠો તેને ઉડાડવા જતાં તેણે કપાળને બદલે પોતાના ગાલને તમાચો મારી તેને લાલ કરી મૂક્યો, તેથી લોકો તેને " ચસકી " કહી બોલાવવા લાગ્યા.

ટુંકા પગવાળાં એક માણસે લાંબા પગ ઉપાડી લીધા. એ માણસ જોડાની દોરી પોતાને હાથે બાંધવા જતાં જમીન ઉપર ગુંલાંટ ખાઈ ગયો.

આવગેરે અનેક માણસોએ નવા ધંધાના, અનેકે ઉંચી પદવીનાં, અને અનેકે પ્રતિષ્ઠાનાં પોટલાં ઉપાડ્યાં, પરંતુ તેમની દશા પણ વધતી ઓછી હાસ્યપાત્ર થઈ. આશ્ચર્ય એ હતું કે રાગ, દ્વેષ, કામ, ક્રોધઇત્યાદિ લોકપ્રસિદ્ધ દુર્ગુણોની તો પોટલી જ જોવામાં આવતી ન હતી.

આ વાતને એક માસ થયા પછી પાછી તે જ વખતે આકાશવાણી થઈ કે " હે અધીરનગરના નિવાસીઓ ! પહેલાંની પેઠે પાછું એક વાર દુઃખનું સાટું કરવાની તમને છુટ છે. "

દુઃખની પોટલીઓ પાછી નગર બહાર ખડકાવા લાગી. બીજે દિવસે સવારે મેં જોયું તો લગભગ દરેક માણસ પાસે પોતાના જુના દુ.ખની પોટલી હતી. આ તમાસામાં ભાગ ન લઈ તેને ઉદાસીનપણે જોનારા મારા જેવા થોડા જ હતા.

વાર્તાનો બોધ.

પ્રાપ્ત દુઃખને બનતા ઉપાયથી ટાળવા પ્રયત્ન કરવો, પરંતુ ત્યાં સુધી તેને ધૈર્યથી સહન કરવું. પોતાના તથા પારકા દુઃખની તુલના કરવાથી કંઇ લાભ નથી. દુઃખનો ખરો ઉપયોગ આપાચરણથી બચી " દુઃખીના બેલી " પરમેશ્વરના પદને પામવામાં છે.

પ્રસન્ન.



Registered No. B 333.

श्रीः ।

धर्म नीति

# लोकप्रिय लेखमाला.

(માસિક)

વિદ્યા કલા

વર્ષ ૧. અંક ૧૧.

# વિપત્તિદ્વારા સંપત્તિ.

સં. ૧૯૫૭ ભાદ્રપદ વદિ ૧૪. | સ. ૧૯૦૧ ઓક્ટોબર.

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકો:—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલ:—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ધીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન

છુટક કીમત રૂ. ૦-૧-૦.

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ઇ૦

# सूचना.

"લોકપ્રિય લેખમાલા" સંબંધી લખાણુપરત્વે સઘળો પત્રવ્યવહાર હવેથી નીચેને શરનામે કરવો:—

રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મેહતા, બી. એ.,

હેડમાસ્તર, બહાદુરખાનજી હાઇસ્કુલ, જુનાગઢ.

(કાઠીયાવાડ.)

અંકો બીડવા સંબંધી, તથા લવાજમ વગેરે સંબંધી પત્રવ્યવહાર જેમ ચાલે છે તેમ કાયમ રાખવો.

ભેટનું પુસ્તક જે છાપવાનો આરંભ થઈ ગયો છે તે ગ્રાહકોપર છેલ્લા (બારમાં) અંક સાથે બીડવા ધારણા છે. આ સંબંધી અમારા સુજ્ઞ ગ્રાહકોપ્રતિ એ વિનંતિ છે કે છાપવામાં થતા વિલંબને લીધે અથવા બીજા કોઇ પ્રતિબંધને લીધે છેલ્લો અંક તેમને મળતાં કદાચ ઢીલ થાય તો તેઓ તે ઉપર અલક્ષ કરશે. ભેટનું પુસ્તક બનતી ઉતાવળે તૈયાર કરવાનો પ્રયાસ ચાલુ છે.

આર્ય-ઉદ્યોગ-મંડલ, વડોદરા.

---

## જે જે સ્થલે "લોકપ્રિય લેખમાળા"નો પ્રસાર છે તેનાં નામ.

| | | | |
|---|---|---|---|
| અજમેર. | આમલિયારા. | કડોર. | કુરચણ. |
| અમદાવાદ. | આમોદ. | કપડવણજ. | કુરલા. |
| અમરેલી. | ઇન્દોર. | કલકત્તા. | કોબા. |
| આલારસા. | ઉજ્જન. | કાનપુર. | કવેટા(બલુચિસ્તાન) |
| આગ્રા. | ઉના | કાલોલ. | ખંભાત. |
| આજવા. | ઉમરેઠ. | કુકસદ. | ખેડા. |
| આણંદ | ઓગણજ. | કુતિયાણા. | ગણદેવી. |
| આતરસુંબા. | ઓડ. | કુબડથલ. | ગાડરવાડા. |

# વિપત્તિદ્વારા સંપત્તિ.

શ્લોક:

" દુઃખાવાપ્તિ વિના કસ્ય ગુણઃ સંજાયતે વદ ।
છિદ્રબંધનકે પ્રાપ્ય સુમનઃ સગુણં ભવેત્ " ॥ ૧ ॥

રામકચિરા.

દુઃખપ્રાપ્તિ વિના કોને ગુણની પ્રાપ્તિ હોયે છે ?
છિદ્ર તથા બંધનને પામી સુમન સગુણ થઇ સોહે છે.

આ સંસાર એક રણક્ષેત્ર છે. બહુ કરીને સર્વ મનુષ્યને એ રણક્ષેત્રમાં એક વાર પણ ઉતરવું પડે છે. એ રણભૂમિ ઉપર વિપત્તિ ( સન્માર્ગે જતાં આડે આવનાર કંઈ પણ ) એ મહા બલવાન્ શત્રુ છે. શૂરવીર મનુષ્યો જે પ્રમાણે વિપત્તિ ઉપર જય મેળવી આગળ ધપે છે, તે પ્રમાણે તેમની કીર્તિ ગવાય છે. રણમાં શત્રુના સામે લડ્યા વિના શૂરનું શૂરત્વ જણાતું નથી; રણમાં સબલ શત્રુ સાંમે યુદ્ધ કર્યાથી જ, શૂર પ્રકાશને પામે છે. યુદ્ધ કરવાનો સમય આવે નહિ તો શૂરવીરનું શૌર્ય છવાઇ રહે છે. શૂરવીરના પરાક્રમનો પ્રકાશ કરવા, સબલ શત્રુ એ અગત્યનું સાધન છે; તેમ મનુષ્યમાત્રના પરાક્રમનો પ્રકાશ કરવા વિપત્તિ એ અગત્યનું સાધન છે.

આપણા મહાત્માની પણ્ડિતો કહી ગયા છે કે વિપત્તિ વિના શુભ ગુણ આવતા નથી. મનુષ્યમાં અને પશુમાં ભેદ ગણિયે છિયે તે શુભ ગુણને લીધે જ. જેમાં ગુણ નથી તે માણસમાં અને પશુમાં કંઈ અન્તર નથી. વિપત્તિ એ

મનુષ્યના ગુણ કસવાની કસોટી છે. વિપત્તિમાં જગતનિયંતાના સુખદાયક સંકેતનું જ્ઞાન થાય છે, તેટલું બીજી વેળા થતું નથી.

પ્લેટો કહે છે કે ધર્મીના ઉપર જે કંઇ આવી પડે છે-પછી તે સંપત્તિ હો કિંવા વિપત્તિ હો-અથવા બીજાને તે સંકટ જેવું ભાસતું હોય એવું કંઈ હો, પણ તે કાલાન્તરે તેના સુખની વૃદ્ધિને જ સારૂ હોય છે.

સેનીકા નામે રોમના વિદ્વાને વિપત્તિ ઉપર એક આખો વિષય લખ્યો છે. તેમાં તે એવું સ્થાપન કરે છે કે, "વિપત્તિ પોતામાં કંઈ દુઃખદ નથી," અને તે સિદ્ધ કરવા બીજા પણ્ડિતનું પ્રમાણવાક્ય લખે છે કે, "જે મનુષ્યે વિપત્તિ દીઠી નથી-તેના જેવો દુઃખી બીજો કોઇ નથી."

લાર્ડ બૅકન નામે ઇંગ્લિશ્ વિદ્વાન્ કહે છે કે, "સદ્‌ગુણનો પ્રકાશ વિપત્તિથી જ થાય છે." વળી કહે છે કે, "જેવું સુનેરી અને રૂપેરી ભરત ઘટ્ટ કાળા અથવા સાધારણ લુગડા ઉપર ખીલી નીકળે છે તેવું સુનેરી લુગડા ઉપર કાળું ભરત ખીલી નીકળતું નથી".

બર્ક નામે એક ઇંગ્લિશ્ વક્તા કહે છે કે, "વિપત્તિ કૃપાલુ ઈશ્વરે નિર્માણ કરેલો એક મલ્લ શિક્ષક છે, જે આપણા સામો થઈ આપણું બલ વધારી આપે છે."

એ પ્રમાણે સર્વ વિદ્વાનો વિપત્તિના ગુણ ગાય છે.

ધૈર્ય રાખી વિપત્તિના સામા થઇયે તો, વિપત્તિ બહુ ગુણકારિકા થઈ પડે છે. જો ઈશ્વરસહાયથી વિપત્તિનો શુભ ઉપયોગ કરતાં આવડે તો, વિપત્તિના જેવો બીજો મહાન્ કવિ, કોઇ પુરુષ કિંવા સ્ત્રીને, આ જગત્‌માં તેની કીર્તિ વધારનાર, મળવો દુર્લભ છે.

પાંડવોને વિપત્તિ પડી, તો કૌરવ જોડે યુદ્ધ કરી, પોતાનું પરાક્રમ બતાવવાનો સમય આવ્યો; અને મહાભારતમાં તેઓનાં નામ અમર રહ્યાં.

ઇંગ્લિશ્ લોકો ઉપર વિપત્તિ પડી તો તેઓએ જોન રાજાના સામા થઇ "માગ્ના કાર્ટા," (*Magna Charta*) નામનો સ્વતંત્રતાનો સુખદ લેખ લખાવી લીધો; જેનાં અમૂલ્ય ફલ ઇંગ્લિશ્ પ્રજા આરોગે છે.

અમેરિકાની પ્રજાને વિપત્તિ પડી તો તેઓએ યુદ્ધ કરી પોતાનો દેશ સ્વતંત્ર કર્યો.

વિપત્તિ ઉપર ધૈર્યથી જય મેળવનાર પુરુષ જેવો સુખી, અને વિપત્તિ આવે રાંડની પેઠે રોવા બેસનાર પુરુષ જેવો દુઃખી, આ જગતમાં કોઈ સમજવો નહિ.

વિપત્તિ ઘણા પ્રકારની હોય છે. શરીર રોગી કે અપંગ હોવાથી તનુની વિપત્તિ હોય છે, અનાથ કુટુમ્બમાં જન્મવાથી કે દ્રવ્યનો નાશ થવાથી ધનની વિપત્તિ હોય છે; અને અજ્ઞાનમાં રહ્યાથી મનની વિપત્તિ હોય છે. એ વિના બીજી પરકૃતા–બીજાની કરેલી–વિપત્તિ આવી પડે છે તે જૂદી. અમુક મનુષ્યને ઉપર કહેલી ચાર પ્રકારની વિપત્તિમાંની એક, બે, ત્રણ કે પછી ચારે મળીને પીડા કરે છે. પરંતુ ઈશ્વરસહાયતાથી અને મનુષ્યપ્રયત્નથી તે સર્વનો ઉપાય થાય છે. પણ મહાશોકની વાત આ છે કે, ઈશ્વરની સહાયતા માગી, સદાગ્રહસહિત પ્રયત્ન કરનાર મનુષ્ય થોડાં જ દીઠામાં આવે છે. બહુ મનુષ્ય વિપત્તિને આવતી દેખીને જ ભય પામી રોવા બેસે છે. તેનો પરિણામ આ થાય છે કે, આપણા દેશમા આ કાલમાં બહુ મહાન્ પુરુષો થતા નથી.

આપણે સર્વેએ લક્ષમાં રાખવું જોઇયે કે, ઈશ્વરની સહાયતા પ્રાર્થી મનુષ્ય સારે માર્ગે પ્રયત્ન કરે તો તેને કશું અશક્ય નથી. મનુષ્યપ્રયત્ન આગળ મ્હોટા મ્હોટા પર્વતોએ માર્ગ આપ્યા છે; મનુષ્યપ્રયત્ને મહાસાગરના નાકમાં તારના દોરડાની નાથ ઘાલી એક ખણ્ડથી બીજા ખણ્ડમાં એક પલમાં સમાચાર લઇ જનાર કાશદ જેવો તેને બનાવ્યો છે; મનુષ્યપ્રયત્ને પાતાલમાં માર્ગ કર્યો છે; મનુષ્યપ્રયત્ને આકાશમાં પક્ષી સાથે ઉડી વાતાવરણને સ્વાધીન કર્યું છે; અગ્નિ અને જલ, જે એક બીજાના કટ્ટા વિરોધી પ્રતીત થાય છે તેઓને એક સ્થલે કેદ કરી, તેની પાસે સ્વેચ્છા પ્રમાણે કામ કરાવે છે. ઇત્યાદિ સર્વ તે ઈશ્વરસહાયતાસહિતના મનુષ્ય પ્રયત્નનાં જ ફલ છે. મનુષ્યપ્રયત્ન આગળ કંઇ અશક્ય નથી, એ સત્ય છે.

અહો સ્વદેશીયો ! તમે વિપત્તિના સામા થતાં, અને તેના ઉપર જય

મેળવતાં શીખો. યત્ન વિના કશું થતું નથી. વિપત્તિ ગમે એવી ભયંકર દેખાય પણ પ્રયત્ન આગળ તે કંઇ જ નથી. રૂના ઢગલા જેવી તેને સમજુઓએ ગણવી. વેગળેથી ભયંકર દેખાય પણ પ્રભુસહાયતા અને પ્રયત્નરૂપી અંગારે-હાથમાં લાવી તેમાં પેઠા કે માર્ગ થતાં વાર લાગનાર નથી.

સમજુ બહુ જનોએ એ પ્રમાણે માર્ગ કરી આરપાર જઈ વિપત્તિની પેલી પારનું જે સુખામૃત તે પીધું છે. કેટલાક બાલ્યાવસ્થામાં, કેટલાક યુવાવસ્થામાં, અને કેટલાક વૃદ્ધાવસ્થામાં, અનેક પ્રકારની વિપત્તિને શરણ ગા, " દુઃખી થાય છે વિપત્તિ તેવાના ઉપર અધાર થાય છે, અને તેને રીબાવી રીબાવીને મારે છે. હે પુરુષાર્થીઓ ! તમે એ રંડાના સામા થાઓ " પછી જુવો ! તમને કેવો આનન્દ થાય છે તે.

આપણા બાન્ધવોને કેવા કેવા પ્રકારની વિપત્તિઓ આવી અને તેઓએ કેવે કેવે પ્રકારે તેઓનો પરાજય કર્યો છે તે પ્રમાણે કરવાને તમે પણ ઉત્સુક થાઓ.

દાનેશ્વર કર્ણનું આખ્યાન જે જાણતા કેટલી વિપત્તિઓ આવી પડી હતી. કર્ણનો જન્ માતાએ તેને એકલો પ્રભુને આશ્રયે મૂકી દીધે ગયો. તે ગુ ઉછેરીને મ્હોટો કર્યો. ગરીબને ત્યાં સુખની તો આશા જ શી ! ગમે તેવી વિપત્તિ હો ગણતા નથી. અને જે તેને નથી ગણતા તે જ પુર પ્રતાપી થાય છે.

કર્ણે વિચાર કર્યો કે, " અવે વિપત્તિમાં બાકી નથી. કઇ અર્થ સરવાનો નથી. થનાર હો તે થાઓ. મારે વિદ્યા તો શીખવી. વિદ્યા વિના જન્મ વ્યર્થ છે. " એવો નિશ્ચય કરી પરશુરામ નામના મહાજ્ઞાનીને ખોળી કહાડયા. તેને ત્યાં દાસ થઇને કર્ણ રહ્યો. ત્યાં ગુરુની અન્તઃકરણથી સેવા કરે. તેમાં જ્યારે અવકાશ મળે ત્યારે ઉદરપોષણ સારૂ ઉદ્યોગ કરે. એમ કરતાં કેટલેક વર્ષે ગુરુ પ્રસન્ન થયા, ત્યારે શીખવવા માડ્યું. કર્ણ પોતે જાતિએ

ક્ષત્રિય હતો. પરશુરામનો નિયમ હતો કે બ્રાહ્મણ વિના બીજા કોઇને વિદ્યા શીખવવી નહિ. કર્ણને તો સર્વ વાર્તા પ્રતિકૂલા હતી. તોપણ તે નિરાશ થયો નહિ. અનેક વિપત્તિ વેઠી, મહાપ્રયત્નથી, વિદ્યા સંપાદિતા કરી.

જગત્‌વિખ્યાત ભોજરાજાને પણ વિપત્તિ બહુ પ્રકારે નડી હતી. બાલ્યાવસ્થામાં તેના દુષ્ટ કાકાએ તેને મારવાને ચાણ્ડાલને સ્વાધીન કર્યો. તેણે આપણા અહૂણાના કેટલાક દેશીય રાજાની પેઠે પોતાની બાલ્યાવસ્થા રમવામાં વિપોળી ન હતી. પોતે મહાશ્રમ વેઠી તે અવસ્થામાં શુભ વિદ્યા સંપાદિતા કરી વિપત્તિ, તેના બળથી તેનામાં વક્તૃત્વ એટલે અસરકારક બોલવાની શક્તિ બીજી પૂરી હતી. તેણે મારક ચાણ્ડાલ જેવાનું હૃદય પણ પિંગાળી નાખ્યું. અને ઉપર કહેલી ચોર બચાવ્યો.

પીડા કરે છે. પ્રકૃતિ સોક્રટીસ—Socrates—નામે ગ્રીસ દેશમાં તત્ત્વજ્ઞાની પુરુષ થાય છે. પા એનો પિતા મૂર્તિકારનું કામ કરતો અને એની માતા સૂતિવૈદ-દાઇ-ણ્યા. ઇ૦ સ૦ની પૂર્વે ૪૬૮ માં એ પંડિતનો જન્મ થયો. એના પિતાએ એને મૂર્તિઓ કરવાનું કામ શીખવ્યું. થોડાં વર્ષમાં એનો પિતા પણ મરણ પામ્યો. તે સ્વલ્પ નાણું મૂકી ગયો હતો. તે સોક્રટીસે વાજે મૂક્યું સાં તે ઘસાયું. એ પ્રમાણે સર્વ પાસથી વિપત્તિમાં આવી પડ્યો.

પણ ખરા શૂરવીરસમ ધૈર્ય રાખી, તેણે નિશ્ચય કર્યો કે-"વિપત્તિના દાસ ન થવું પણ સ્વામી થવું." પોતાનો નિર્વાહ ચાલે એટલું મળતા સુધી, મૂર્તિકારનું કાર્ય કરે. શેષ વેલા વિદ્યા સંપાદન કરવા પાછળ એક ચિત્તે અંતઃકરણથી વાવે. સત્તર વર્ષના વયે ૭ સાત ગુરુ પાસે, ૭ સાત પ્રકારની વિદ્યા શીખવા માંડી. એકની પાસેથી તત્ત્વજ્ઞાન, એકની પાસેથી કાવ્યશાસ્ત્ર, એકની પાસેથી ગાનકલા, એકની પાસેથી ભૂમિતિ, એકની પાસેથી સાહિત્યશાસ્ત્ર, અને એક નિપુણ રાજશ્રી પાસેથી ભાષાલાલિત્ય, એ પ્રમાણે નાના પાઠકો પાસેથી નાના વિદ્યા શીખવા માંડી.

તે દેશના નિયમ પ્રમાણે રાજ્યની સેવા કરવાની વેલા આવતી ત્યારે તે પણ બહુ ઉત્સાહ અને ઉદ્યોગથી કરતો. આલસીબાયડીઝ નામનો પ્રખ્યાત

પુરુષ કહે છે કે, જ્યારે મારી સાથે એ સોક્રટીસ એક સુભટનું–સીપાઇનું–કામ કરતો હતો ત્યારે પણ એના જેવો સહનશીલ, તથા શ્રમ, અને ભૂખતરસ વેઠવા સમર્થ બીજો કોઇ ન હતો. અને એવા દુઃખમાં પણ સોક્રટીસ આનન્દી રહેતો. એક સમયે સંગ્રામમાં આલસીબાયડીઝનું એણે રક્ષણ કર્યું હતું, એક સમયે ઝેનોફન ( Xenophon ) ને ઉગાર્યો હતો, અને અનેક વેલા રણભૂમિ-ઉપર પોતાનું શૂરત્વ બતાવી કીર્ત્તિ મેળવી હતી.

પછી એક ન્યાયાધીશને સ્થાને સોક્રટીસ વિરાજ્યો. ત્યાં પણ અપક્ષપાત ન્યાય કરવાને લીધે, એના ઉપર રાજદ્વારી લોકોની અપ્રીતિ થઇ, અને તેથી તેને સંકટ પડવામાં ન્યૂનતા રહી નહિ. પણ સર્વ સંકટ સહવા તત્પર થયો, પરંતુ એક પણ અન્યાય ન કર્યો. ધન્ય છે એવા પુરુષો.

તે વેલાના ધર્મ, લોકનીતિ અને રાજનીતિમાં સોક્રટીસને બહુ દોષ જણાયા, તેથી તેને શુદ્ધ કરવા પાછળ, એનું ચિત્ત પરોવાયું; એટલે પોતાનું અમૂલ્ય જીવન એ મહત્ અને સ્તુત્ય કાર્યોમાં અર્પણ કર્યું. તે એવો મ્હોટા મનનો, સરલ, નિરભિમાની અને પ્રિયવક્તા હતો કે તેનાં વચન સર્વને અમૃત જેવાં લાગતાં. પ્રથમ બહુ પરિશ્રમ કરી, પોતે વિદ્યાજ્ઞાન સંપાદિત કર્યું, અને યોગ્ય થયો, પછી શિક્ષકનું મહાકાર્ય યથાર્થ રીતિએ કરવા માંડ્યું, તેમાં તે જય પામ્યો, અક્ષય્ય કીર્ત્તિ મેળવી; અને બહુ લોકને પુણ્યાત્મા કરી કલ્યાણ-કર્ત્તા થઇ ગયો.

સિસરો નામે રોમ શહેરનો મહાન્ વક્તા થઇ ગયો છે, ઇ૦ સ૦ ૧૦૭ માં તે એક કુલીન માતાથી અવતર્યો હતો. સિસરો એ નામ વંશપરંપરાથી ચાલ્યું આવતું હતું. એનાં માતાપિતાએ એને બાલ્યાવસ્થામાં સારૂં શિક્ષણ આપ્યું હતું. શાલામાં ભણતો હતો, ત્યાંથી જ તેનામાં ભવિષ્યમહત્તાનાં સુચિહ્ન દેખાવા માડ્યાં. એવા શ્રમથી અભ્યાસ કરતો કે એના સહાધ્યાયીઓને ભણવામાં પાછળ પાડી દીધા. સર્વ પ્રકારની વિદ્યા શીખવા ઉપર તે સમાન રુચિ રાખતો, પણ તેની કાવ્યશાસ્ત્ર ઉપર વિશેષ પ્રીતિ હતી. શાલામાં અભ્યાસ પરિપૂર્ણ કરી ફાયલો નામના પણ્ડિતનાં ભાષણ સાંભળવા ગયો. પછી ન્યાય-

શાસ્ત્રનો અભ્યાસ કરી તેમાં નિપુણ થયો. થોડા દિવસ ન્યાયસભામાં પક્ષવાદી (Pleader) નું કાર્ય કરી, કેટલાક લોકોને ન્યાય અપાવ્યો. તે સમયે રોમનું મહત્ રાજ્ય બહુ અવ્યવસ્થિત થઈ ગયું હતું કેટલાક લોભી. પણ પ્રતાપી મનુષ્યો. રોમના રાજ્યને સ્વાધીન કરવા પ્રપંચો કરતા હતા. સિલ્લા નામના અધિકારીએ એક કુટુમ્બનાં ઘરબાર લુંટાવી દેવાની આજ્ઞા આપી. તે નિરપરાધીનો પક્ષ કરવાને કેટલાક મિત્રોએ સિસરોને કહ્યું, તેથી તેણે તે કાર્ય માથે લઇ પોતાના વક્તૃત્વના પ્રતાપથી જય મેળવ્યો. આ કાર્યથી એની કીર્તિ વધી પણ સિલ્લાની શત્રુતા થઈ તે સમયે રોમનોએ ગ્રીસ છતી લીધું હતું પણ રોમ કરતાં ગ્રીસ દેશમાં વિદ્યાનો પ્રસાર વિશેષ હતો તેથી પોતાની વિદ્યામાં વૃદ્ધિ કરવા સિસરો ત્યાં ગયો તે શરીરે બહુ નિર્બલ હતો. એનો સ્વર જરા કઠોર હતો. આયેન્સમા મહાન્ વક્તાનાં ભાષણ સાંભળી પોતે તે પ્રમાણે ભાષણ કરવાનો પ્રયત્ન કર્યો, તેમાં એટલે સુધી જય મેળવ્યો કે, એના એપાલોનિયસ નામના ગુરુએ એને કહ્યું કે, 'હું રોમની ભાષા બરોબર જાણતો નથી, માટે તમે ગ્રીક ભાષામાં ભાષણ કરો ' સિસરોએ વિચાર્યું કે, 'તેમ કરવાથી મારી ખાંપણો વિશેષ સુધરશે, તેથી તેણે ગ્રીક ભાષામાં ભાષણ કર્યું. ભાષણને અન્તે સર્વ શ્રોતા એના બહુ વખાણ કરવા મંડ્યા પરંતુ એપાલોનિયસના મુખ ઉપર શોકની છાયા પડી હોય એમ જણાયું, તેથી સર્વ શ્રોતાનાં મુખ પણ ગ્લાનિ પામવા લાગ્યાં તે જોઇ એપાલોનિયસ બોલ્યો કે,' સિસરો, તમે તો ધન્ય છો, મને જે ખેદ થાય છે તે ગ્રીસની દશા જોઇને થાય છે. વિદ્યા અને વક્તૃત્વ વિના આ નગરનો બીજો સર્વ મહિમા ગયો હતો, પરંતુ અત્રે એ મહિમા પણ તમે રોમમાં લઇ જાઓ છો." એણે કેવી કુશલતા મેળવી તે ઉપરનાં માર્મિક વચનથી સ્પષ્ટ દેખાશે.

પછી રોમમાં આવી ત્યાં રાજદ્વારી કાર્યમાં ચિત્ત પરોવ્યું. વચ્ચે બહુ બહુ પરપ્રેરિત વિપત્તિઓ આવી પડી. તેનો પરાજય કરી, બે ત્રણ વેળા પોતાના દેશને પરતન્ત્રતામાંથી મુક્ત કર્યો એક વેળા તો એના અને એના જ બીજા દેશભક્તના છવ લેવા સારૂ કુભાંડ રચાયું. પણ ઈશ્વરે સહાય કરી

અને તે બધું તગકટ પકડાયું. ત્રિસરોના સાધનથી રેશનું રક્ષણ થયું. તે સમય કાર્તિશિખર ઉપર લોકોએ એને ચડાવ્યો. પ્રજાતન્ત્ર રોમને એણે પરતન્ત્ર થતાં ઉગાર્યું તેથી લોકો તેને "રોમનો સ્થાપક અને ત્રાતા" એવા મહેતમ નામથી વધાવીને બોલાવવા લાગ્યા.

એ રીતિએ ઉદ્યોગ, સદાગ્રહ અને સરસ્વતીની ભક્તિથી એક સાધારણ મનુષ્ય, તે સમયના ચક્રવર્તિ રાજ્યનો મુખ્ય અધિકારી થયો.

પુરાતન કાલમાં એવા એવા અનેક મનુષ્યો સન્માર્ગે ચાલ્યાથી પોતાના મનના મનોરથ પરિપૂર્ણ કરી, પ્રખ્યાતિ પામી રહ્યા છે. અને તે વળી કેવી વિપરીત અને કઠિન વેલામાં! તેવામાં આજના જેવા મુદ્રાયંત્ર ન હતા, આજની પેઠે પ્રવાસ કરવાનું સુલભ ન હતું; વિદ્યા મેળવવા અનેક પ્રકારનાં સંકટ સહવાં પડતાં; સંક્ષેપમાં તે સમયે વિપત્તિના પર્વતના પર્વત આડે આવતા, પણ શૂરવીરો ધૈર્યથી નિર્ભયપણે પોતાનો માર્ગ કરતા.

આ સમયમાં તો બહુ અનુકૂલ છે; પણ તેનો લાભ લેતાં આપણને આવડતો નથી. મનમાં ઉત્સાહ રાખી જય મેળવવા સંસારના રણક્ષેત્રમાં એક શૂરવીરની પેઠે નીકળી પડયા પછી "જહિં પુરુષકાર, તહિં સદા જય જય કાર." "જેમાં છે પૈરુષ, તેને દૈવ સંતુષ્ટ," "પુરુષ પ્રયત્ન, તહિં ફલરત્ન." "પ્રયત્ન થાનાં તહિં દૈવ દાતા," "Heaven helps those who help themselves," એ નહાની પણ સર્વોપરિ કહેવતો, મહા અનુભવીઓના મુખારવિન્દમાંથી નીસરેલી છે.

સ્વતંત્રતા વા સ્વાશ્રય આત્માશ્રયનું સત્વ છે. તે પ્રત્યેક મનુષ્યના સુખનું મૂલ છે. બહિરના આશ્રય કરતાં અન્તરનો આશ્રય વિશેષ બલ આપે છે. પરાશ્રિત લોક કરતાં સ્વાશ્રિત લોક સર્વ કાલમાં ઉચ્ચ પદવીના હોય છે. ભિક્ષુક લોક પરાશ્રિત છે અને વ્યાપારી લોકો સ્વાશ્રિત છે, તો તેમાં કેટલો અન્તર છે તે જુવો. ઈશ્વરકૃપાથી મનુષ્ય સ્વતંત્ર પ્રાણી છે, તો તેણે પરતન્ત્ર શા સારુ થવું જોઇયે?

ઝીણા બહુ તાર મળીને જેમ એક દોર થાય છે, તેમ બહુ મનુષ્ય મ-

જીને એક લોક કહેવાય છે. જો તાર સારા હોય તો દોર પણ મજબૂત હાથીને બાંધવા શકે એવો બલવાન્ થાય છે, તેમ જે લોકમાં મનુષ્ય સારા હોય છે તે લોક પણ બલવાન્ ગણાય છે. અહુણા બ્રિટિશ્ લોક સ્વતંત્ર, બલવાન્, વિદ્યાવાન્ અને બુદ્ધિમાન્ ગણાય છે, તે તેમાંના બહુ પુરુષો સારા છે તેને લીધે જ. આપણ અધુના પરતંત્ર, નિર્બલ છીએ તે આપણામાં બહુ પુરુષો પરાક્રમી નથી તેને લીધે જ.

ઈશ્વરકૃપાથી આપણા લોકમાં બહુ પુરુષો પ્રતાપી થવા માંડશે એટલે આપણા લોક પણ પ્રબલ પ્રતાપી થશે. મનુષ્યની તુલના બહિરના દેખાવથી થતી નથી. તેના અન્તરના ગુણપ્રમાણે તુલના થાય છે. આપણે કેટલાક મનુષ્ય જોઈએ છીએ, તે બહિરથી મન્દરાપણાના ફલની પેઠે સારા જેવા દેખાય છે; પણ તેઓનાં મન નીચ હોય છે અને તેઓ દુઃખી હોય છે. કેટલાક મનુષ્ય બહિરથી રંક જેવા દેખાય છે, પણ તેઓનું મન રાજા જેવું હોય છે. બહિરથી આપણ ગમે તેવી સ્થિતિમાં હઈયે, પણ જો આપણું અન્તર્ શુદ્ધ હોય તો, પછી આપણા સુખનો પાર રહેતો નથી પ્રજાપીડકરાજ્ય હો કે પ્રજાપોષક રાજ્ય હો, પણ જો લોક સુપાત્ર હોય તો તેને રાજાએ સ્વતંત્રતા આપ્યા વિના ચાલતું જ નથી. બધો આધાર લોકના ગુણ ઉપર છે. અને લોકગુણનો આધાર પ્રત્યેક મનુષ્યના ગુણ ઉપર છે, એથી આપણે ગુણવાન્ થવા તત્પર થવું એ જ કર્તવ્ય છે.

ગમે એવી રંક સ્થિતિમાં હોઈએ તેથી આમ સમજવું નહિ કે આપણાથી શું થનાર છે. સૃષ્ટિનો ઇતિહાસ વાચનાર કહે છે કે, જેટલાં રંક સ્થિતિના મનુષ્યોથી લોકોપયોગી ભારે કાર્ય થયાં છે તેટલાં તો શું પણ તેનો શતાંશ પણ ઉચ્ચ સ્થિતિના મનુષ્યોથી થયા નથી.

સાંપ્રત કાલમાં ઇંગ્લંડ મહતી પદવી ભોગવે છે તે ઇંગ્લંડના રંક અને મધ્યમ સ્થિતિના પણ ઉદ્યોગી, શૂરવીર અને બુદ્ધિમાન્ મનુષ્યના પ્રતાપથી જ. રંક પણ સદાચારી મનુષ્યો અને તેઓની ઉત્તરોત્તરપ્રજાની દેશભક્તિથી હાલનું પ્રખ્યાત બ્રિટન થયું છે, એમાં સંશય નથી, એવું ઇંગ્લિશ્ ગ્રંથકારોનું મત છે. ગરીબ ખેડુત અને અનેક જાતિના વ્યાપારીઓ, કવિઓ અને વિદ્વાનો,

શોધકો અને યંત્રકારો, યોદ્ધાઓ અને રાજનીતિજ્ઞ આદિ સર્વેએ પરસ્પર મળી-ને ધૈર્યથી અને આસ્થાથી પોતાના દેશની યોગ્ય સેવા કરી, તેનો જ-હાલના બ્રિટનનો પ્રખ્યાત મહિમા છે તે,-પરિણામ છે.

આપણા દેશનો મહિમા પણ પુરાતન કાલમાં આપણા જ્ઞાની લોકોથી થયો હતો, અને સાંપ્રત કાલમાં પણ સ્વોદ્ધારાર્થ તત્પર સર્વ પંક્તિના મનુષ્યની દેશભક્તિથી થવાનો જ.

આપણે અનેક પ્રકારની નિરાશ્રિત સ્થિતિમાં હોઈએ, તેથી નિરાશ થવું નહિ. ખરી ખુબી નીચ સ્થિતિમાંથી ઉચ્ચ થવામાં છે. આજ સુધી સૃષ્ટિની ઘટમાલાનું અનુક્રમે અવલોકન કરતાં, સ્પષ્ટ જણાય છે કે મહાન્ પ્રતાપી પુરુષોની સ્થિતિ ઘણું કરીને સામાન્ય અને પ્રતિકૂલ જ હોય છે.

રામાયણના કર્તા આદિકવિ વાલ્મીકિ અકિંચન કુટુંબના હતા. મહાભારતના કર્તા વ્યાસનારાયણ મત્સ્યગન્ધા માતાથી થયા હતા. પ્રખ્યાત ખગોલવેત્તા અને ગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્ય એક ગરીબ બ્રાહ્મણના પુત્ર હતા. આપણામાં જીવનચરિત્ર અને ઇતિહાસ લખવાની રૂઢિ ન હતી એથી એવા મહાત્માઓનાં ચરિત યથેચ્છ પ્રસિદ્ધ નથી, પણ યુરોપના ઇતિહાસમાં જોતાં જણાય છે કે ત્યાંના મહાન્ પુરુષો બહુકરીને સાધારણ સ્થિતિના લોકોમાંથી જ ઉત્પન્ન થયા છે.

સૂત્ર કાપડના યંત્રનો શોધક સર રિચર્ડ આર્કરાઇટ અને ઇંગ્લંડનો મુખ્ય ન્યાયાધીશ લાર્ડ ટેન્ટરડન જાતના વાલંદ-હજામ-હતા. કવીશ્વર શેક્સ-પિયર જે મહાગુરુ શેક્સપિયરને નામે પ્રખ્યાત છે તે એક કસાઇનો છોકરો હતો. પૃથ્વીપ્રદક્ષિણા કરનાર કુક એક શ્રમજીવીનો-મજુરનો-છોકરો હતો. બેન જાન્-સન એક કડિયો હતો. જીફર્ડ, "કાર્ટરલી રેવ્યુ" નામના ત્રૈમાસિક પત્રનો અ-ધિપતિ ધનદે (ધંધે) મોચી હતો. એડમિરલ હાબ્સન દરજી હતો.

વરાળયન્ત્રના શોધકોમાંના મુખ્ય ન્યુકમેન, વાટ, અને સ્ટીવનસન ધનદે લોહકાર-લુહાર-હતા. માઇકલ ફેરેડે નામનો પ્રખ્યાત રસશોધક વીજ સંબંધી એક પુસ્તક બાંધનારનો ચાકર હતો. લાર્ડ કલાઈવ આપણા

નથી, પણ તેઓએ વિદ્યાજ્ઞાન અને રાજ્યપ્રકરણમાં પોતાનો સંબન્ધ વધારવ પ્રયત્ન કરવો જોઇયે. કોઇ મનુષ્યને બેશી રહેવાને ઇશ્વરે નિર્માણ કર્યું નથી આપણા દેશના જે શ્રીમંતો આલસ્ય–આરામમાં અમૂલ્ય અવસર ગાળે છે, એ બહુ વિચારવા યોગ્ય છે. ઉદયમાન દેશના શ્રીમંતો પ્રાયશઃ યથાર્થ માર્ગે ચાલે છે તેઓ પોતે વિદ્વાન્ થવા પ્રયત્નવાન્ હોય છે. અને પોતાનાં બાલકોને ઉત્તમ શિક્ષણ અપાવે છે અને રાજ્યમાં સંબંધ વધારી લોકનું કલ્યાણ કરીને પોતાની કીર્તિ પ્રસરે એમ કરે છે.

આપણા લોક કેટલી વેલા આરંભશૂર થઈ ઉત્માહ આણી કાર્ય કરવા જાય છે, પણ ધારેલું કાર્ય એક વલામાં સિદ્ધ ન થયું તો પછી નિરાશ થઈ તે મૂકી દે છે. એ ગતિ પણ બહુ ખોટી છે. પુરુષપ્રયત્ન આગળ કઇ કાર્ય અશક્ય નથી. આગ્રહથી મંડ્યા ને મંડ્યા રહવું જોઇયે. નિરાશ થવા એટલે વિપત્તિનું જોર આપણા ઉપર ફાવે છે આપણા રાજન્યવર્ગના શૂરવીર હાડા નામે રાજપુત્રોનું લક્ષણ છે કે " ટકે ખાડા પણ ન હટે હાડા " એ અમૂલ્ય છે.

સાધારણ બુદ્ધિના મનુષ્યો પોતાને દુર્ભાગી સમજી વિપત્તિ ભોગવી બેશી રહે છે. પણ એવા માણસને કેવલ મૂર્ખ સમજવા. આપણા ભાગ્યમાં શું છે તે કોઇ જાણતું નથી. સન્માર્ગે ઉદ્યોગ કરિયે તો ભાગ્ય ઉદય થયા વિના રહેતું જ નથી. ઇશ્વરે કૃપા કરીને મનુષ્યને બુદ્ધિબલ અને ધૈર્ય આપ્યું છે, અને તે સાધનથી વિપત્તિની સામે બાથ ભીડનારને ઇશ્વર જય આપે છે, તેથી એવું લાગે છે કે વિપત્તિ સામે યુદ્ધ કરનાર મનુષ્યને જોઇ, ઇશ્વર પ્રસન્ન થાય છે. એ લક્ષમાં રાખી વિપત્તિનો પરાજય કરી યશસ્વી થાઓ. આપણા પણ્ડિતોએ કહ્યું છે કે—

સારૂ અટકવું નહિ. લાંબે જતાં જતાં વિશ્રામ લીધાથી થાક ઉતરી જાય છે, અને અગાડી જવાનું સામર્થ્ય આવે છે; તેમ સારાં કાર્યમાં વચ્ચે વિપત્તિ આવી પડવાથી બહુ પ્રકારના લાભ થાય છે પણ વિપત્તિ આવી ત્યાં અટકવું ન જોઇએ. અટક્યા તો થઇ ચૂક્યું; તેમ વિપત્તિને છતીને અગાડી વધ્યા તો યશ ગાજ્યા વિના એ રહે નહિ.

આપણામાં "ભગીરથપ્રયત્ન" એવી કહેવત છે તે શાથી ? ભગીરથ રાજાના પ્રપિતામહ સગર રાજાએ ગંગા નદીને પોતાના દેશમાં આણવાનો નિર્ણય કર્યો એ કાર્ય કરવાનો પ્રથમ જેણે સંકલ્પ કર્યો હતો, તેણે પોતાના મરણ સુધી પ્રયત્ન કર્યો તથાપિ કાર્ય સિદ્ધ ન થયું. અન્તકાળે પોતાના પુત્રને કહ્યું કે, 'મારો મનોરથ તો પૂર્ણ ન થયો પણ મારું ધાર્યું તું પૂરું કરજે'. તેનાથી પૂરું ન થયું, ત્યારે ઉત્તરોત્તર પોતાના પુત્રોને આજ્ઞા કરી. શુદ્ધ શૂરવીરોનો સારો આગ્રહ કંઇક વિલક્ષણ જ હોય છે, તેઓ અગ્નિની પેઠે પોતે બળી જાય તે હા, પણ શીતળ થવાની ના. શૂરવીરનાં અસાધારણ નામ તો ત્યારે જ મળે છે, એ નામ મેળવવાં એ કંઈ બાલખેલ નથી.. અન્તે ભગીરથ રાજાએ મહાપ્રયત્નથી ગંગા આણ્યા. અને ગંગાનું બીજું નામ ભાગીરથી છે તે એ જ રાજાના નામ ઉપરથી પડેલું છે.

અહો ! ધન્ય છે એવાં સાતપેઢી મનુષ્ય કેવું સાહસિક કર્મ અને કેવું વિપત્તિનું પ્રબળ ! એક મનુષ્યને એક બે વાર તો આડે આવે પણ આખા વંશને આડે આવે, તેમ છતાં અન્તે તેનો પરાજય થાય ત્યારે તેના ઉપર જય મેળવનારને કેવો આનન્દ થતો હશે !!!

પરંતુ એ પૂર્ણ ભાગ્યશાળી અને મહાન્ પુરુષ કોણ હતો ? એક આપણા દેશનો જ રાજા ! આ ઉપરથી સિદ્ધ થાય છે કે પુરુષપ્રયત્ન આગળ વિપત્તિ એ તુચ્છ છે. ઈશ્વરકૃપાથી અને પુરુષપ્રયત્નથી અશક્ય કાર્ય પણ સિદ્ધ થાય છે.

હરખડી જેવું એ નામર્દનું કામ છે સાહસિક પુરુષો તો પોતાનો જીવ પણ પોતાની મુઠીમાં રાખી ફરે છે, તો બીજાની તેને શી ભીતિ? મરવું તો એક

વેલા છે જ, ત્યારે બીજું શા માટે જોઇયે? સન્માર્ગે ચાલી લોકોપકાર કરવો, એ જ આપણો સત્ધર્મ છે. આપણા કવિ કહે છે કે.—

"જનની જણ તો હરિભગત, કાં દાતા કાં શૂર,
નહિ તો રહિયો બાંઝની, મત ગુમાવે નૂર."

આપણા કવિઓ તો હરિભક્ત, દાતા, અને શૂર વિના બીજાને અવતાર આપવાની પણ સ્ત્રીઓને ના કહે છે દેશીઓ પૂર્ણ વિચાર કરી, પછી શક્તિપ્રમાણે અમુક લોકોપયોગી આદમિક કર્મ કરવાનું ધારો, અને તેમાં ગમે એવી વિપત્તિ આવે પણ નિરાશ ના થાશો. "अर्थं साधयामि वा देहं पातयामि" "Success or Death", ધારેલું કામ શિરસટ્ટે પાર પાડવું. એ અમૂલ્ય વાક્ય આપણા હૃદય ઉપર કોતરી રાખવું તેનું ફલ તમને મળ્યા વિના રહેનાર નથી.

એક સમયે આપણા દેશના મૂલ વેદધર્મનો નાશ થવા માડયો હતો. લોકો ધર્મભ્રષ્ટ, અનીતિમાન, અને દુરાચારી થવા હતા. તે વેલા મહાજ્ઞાની શંકરાચાર્ય અવતર્યા. તેઓએ અપ્રતિમ શ્રમ કરી, બાલ્યાવસ્થામાં વિદ્યા સંપાદિત કરી. પ્રથમ જ્ઞાનરસમાં પોતાનુ મન રમમાણ કરી દીધું. પોતાની આસપાસ સર્વે લોકને અજ્ઞાનમાં પચેલા દીઠા; આજની પેઠે તે વેલાના લોકો પણ ગદા વહેમી, અજ્ઞાની અને દુરાગ્રહી થઈ ગયેલા હતા; શિક્ષાનાં વચન તો કાને ધરે જ નહિ. તેઓના મુખે મનથી કાંઇ ઉલટું કહેવા જાય તો, તે સાંભળ્યા વિના તિરસ્કાર કરે એટલું જ નહિ, પણ તેને સંકટમાં નાખવા પ્રયત્ન કરે.

શંકરસ્વામીએ એવી દશામાં પોતાના દેશીયોને જોયા. પોતે જોયું કે શત્રુનું દલ ભારે છે પરંતુ ખરા શૂરવીરને ગમે એવું હો પણ શા માત્રમાં? પોતાના હસ્તમાં જ્ઞાનખડ્ગ લઈ શંકર એકલા નીકળી પડ્યા. બહુ વેલા વિપત્તિ તો સન્મુખ આવી પણ શુદ્ધ શૂરવીરના ઘા કોણે સહન કર્યા છે? અને કેમ સહન થાય? વિપત્તિએ ઝટ માર્ગ મૂકયો. શંકરને આગળ ધપતા જોઈ બીજા પુરુષોને શૌર્ય આવ્યું.

સત્યમાર્ગે ચાલનારનું સૈન્ય વધ્યા વિના રહેતું નથી. વિપત્તિ અને તેની માતા અજ્ઞતા એ ઉભયને જીતી શંકરે અન્તે દિગ્વિજય કર્યો. યથાર્થ -

પુરુષાર્થ તે શંકરનું જ છે. બીજી તે છાયાઓ. જેનાં મન, વચન અને ક્રિયા ત્રણે એક જ; સ્વાર્થરહિત પરોપકાર એ જ જેણે ધર્મ માનેલો; શંકરની ઉપમા તો શંકરને જ. જેમ વિપત્તિ વિશેષ પ્રબલા લાગે તેમ પોતાના જ્ઞાનખડ્ગને વિશેષ પ્રબલ કરે. શંકરનાં અનેક સુબોધક અમૂલ્ય વચનામૃત છે, જે લખતાં પાર આવે એવું નથી. તેમાંનું માત્ર એક વચન અત્ર લખાય છેઃ–

" शीतोष्णादि विपद्यतां न तु वृथा वाक्यं समुच्चार्यताम् । "

સુખદુઃખ એક શૂરવીરની પેઠે સહેવું. ખોટો એક બોલ પણ બોલવો નહિ. આ સંસારમાં સુખ કે દુઃખ એવો કોઈ પદાર્થ નથી. સુખ દુઃખનો ઘણો આધાર મનના માનવા ઉપર છે. કોઈ કોઈ વેલા એકને દુઃખ જેવું દેખાતું હોય તે જ બીજાને સુખ જેવું લાગે છે. ઊંડા ન જતાં, ઉપરથી જોઈયે તોપણ આવું લાગે છે કે, મન સદાકાલ એક જ અવસ્થા ભોગવી શકતું નથી; તેથી કોઇને સદાકાલ દુઃખ કે સદાકાલ સુખ મળવું પડતું નથી. એક પછી એક એમ અનુક્રમે આવે છે.

શંકરસ્વામી વિપત્તિને ગણકારતા જ નહિ. સંસારની વિપત્તિઓ મિથ્યા જ સમજતા. તેથી તેઓનું મન નિર્મલ રહેતું.

શંકરે અજ્ઞાનનો નાશ કર્યો હતો, એટલું જ નહિ કિન્તુ તત્ત્વજ્ઞાનથી ભરપૂર એવા અનેક ગ્રંથ રચ્યા છે. તે એવા તો ઉત્તમપ્રતિના છે કે અદ્યપિ પર્યંત સર્વ દેશના વિદ્વાનો તેને માન્ય કરે છે. આપણા ધર્મના સંબન્ધમાંથી તેને છૂટા કરી, કેવલ વિદ્યાના અને તત્ત્વજ્ઞાનના આકારમાં જ જોઇયે, તો પણ તે સોક્રેટીસનો શિષ્ય પ્લેટો, આરિસ્ટોટલ અને લાર્ડ બેકનના ગ્રંથની પંક્તિમાં અગ્રગણ્ય ગણાઈ શોભા આપે એવા છે.

વિવેકી પ્રસન્ન મન, દૃઢ નિશ્ચય, અને પુરુષપ્રયત્ન આગળ કશું અશક્ય નથી. ફ્રાન્સ દેશનો પ્રખ્યાત નેપોલિયન કહે છે કે, " અશક્ય એ શબ્દ માત્ર મૂર્ખના જ કોશમાં મળવાનો. " નેપોલિયનના જેટલી વિપત્તિ થોડાને જ પડી હશે. એક ગરીબનો છોકરો પોતાના ઉદ્યોગથી અને પોતાના બુદ્ધિબલથી એક પ્રથમ વર્ગનો મહારાજ થયો. એ પ્રમાણે અતર્ક્ય ઉચ્ચ પદ પામતાં, માર્ગમાં એને કેટલી વિપત્તિ પડી હશે તે વિચારો ! તેનો એક નિશ્ચય આ હતો કે, " એક

ક્ષણ પણ વ્યર્થ ગયો તો, તે વેળા વિપત્તિનો લાગ ફાવે છે, માટે ક્ષણ પણ વ્યર્થ જવા દેવો નહિ."

ડાક્ટર જૉનસન, જેના પ્રખ્યાત ઇંગ્લિશ્ કોશને લીધે બહુ લોક જેનું નામ જાણે છે, તે બહુ જ ગરીબ હતો. જ્યારે પ્રથમ લંડનમાં તે ગયો, ત્યારે તેની પાસે માત્ર એક જ ગીની હતી, પણ પછી એની બુદ્ધિ અને ઉદ્યોગને લીધે એનું સારું સન્માન થયું. તે કહે છે કે, "લોક ગુણજ્ઞ નથી એવું કહી, રોદણાં રોવામાં આવે છે એ ખોટું છે.'ગુણવાન્ મનુષ્ય અંધારામાં રહેલું મેં જોયું નથી. કેટલાંક મનુષ્ય ઉદય નથી પામતાં તેમાં તેઓનો જ વાંક હોય છે."

બેનજામિન ફ્રાંકલિનનું જીવનચરિત્ર પણ ઘણું ચિત્તાકર્ષક છે. તે પોતાના ઉદ્યોગથી અને આગ્રહથી એક કંકાલ સ્થિતિમાંથી મહા ઉચ્ચ પદ પામી ગયો છે.

આપણાં સંબન્ધીને ખરા ખોટા પરીક્ષવાને વિપત્તિ એ એક સાધન છે. વિપત્તિ પડ્યેથી આપણી પરીક્ષા લોક કરે છે, તેમ લોકની પરીક્ષા આપણે પણ કરી શકિયે છિયે. સંપત્તિમાં સર્વ સંબન્ધી થતું આવે છે. કોણ ખરું અને કોણ ખોટું છે તે જણાતું નથી, તેથી બહુ હાનિનો સંભવ છે. ખરો ઉપકાર કોનો છે તે કળાતું નથી. તેથી કૃતજ્ઞતા બતાવવામાં ગુંચવણ પડે છે. એક કવિ કહેછે કેઃ—

"વિપત બરોબર સુખ નહિ, જો થોરે દિન હોય;
ઇષ્ટ, મિત્ર, બંધુ સબે, જાન પરત હે સોય."

સંપત્તિ રંગીન ઉપનેત્ર (ચશ્માં) જેવી છે. તે સદૈવ સ્વાભાવિક સ્વરૂપ આપણને અનુભવવા દેતી નથી; તેથી આપણે બહુ ભ્રમિત થઇયે છીયે, અને જે ચંચલ પદાર્થ ઉપર વિશ્વાસ રાખવો ઘટિત નહિ, તેના ઉપર રાખીયે છિયે પછી અકસ્માત્ ભયમાં આવી પડિયે છિયે, અને એકે દિશા સુજતી નથી. સંપત્તિથી ભૂલમાં વિશેષ ઉચે ચઢી ગયા હોઇયે છીયે, તેથી નીચે પડતાં વિશેષ વાગે છે. સંપત્તિ આપણું ભાન ભૂલાવે છે, તેથી આપણાથી બહુ અનર્થ થઈ જાય છે. બહુ કરીને સંપત્તિ પાપમાર્ગે લલચાવી લઈ જાય છે.

આપણો સત્ય ધર્મ શો છે તે આપણને જાણવા દેતી નથી. પણ વિપત્તિ આપ-ણને સાવધાન કરે છે. વિપત્તિમાં સૃષ્ટિનાં સત્ય અને સ્વાભાવિક સ્વરૂપ આ-પણે અનુભવિયે છિયે. એથી ઇશ્વરની કૃતિનું સૌન્દર્ય જણાય છે અને બહુ લાભ થાય છે.

વિપત્તિથી નિરાશ થાય તેને નીચ મનુષ્ય સમજવા, વિપત્તિથી મનમાં ઊર્મિ આણી વિશેષ પ્રયત્ન કરે તેને ઉચ્ચ પુરુષ સમજવા. વિપત્તિ અગ્નિ જેવી છે. પીલા ઘાસના તૃણને બાળી નાખે છે, પણ સોનાના વાળા પ્રતિ વિપ-ત્તિનું કંઇ બલ ચાલતું નથી, તેને ઉલટું નિર્મલ અને વિશેષ મૂલ્યવાન્ કરે છે. તેમ નીચને વિપત્તિ બાળી કાળા પાડી દે છે પણ ઉચ્ચ પુરુષોને વિશેષ તેજ-સ્વી કરી દીપાવે છે.

ઉપર લખેલાં અનેક દૃષ્ટાન્તનું આપણે એકાગ્ર ચિત્તે મનન કરવું યોગ્ય છે. કેવા રાંક, કેવા અપંગ, કેવા નિરાશ્રિત, કેવા દુઃખી લોકો, કેવાં સંકટ, કેવાં વિઘ્ન, કેવા લોકાપવાદ સહીને અંતે શ્રીહરિકૃપાથી વિપત્તિને જીત્યા ! પુરુષપ્રયત્ન આગળ વિપત્તિએ શરણ થયા વિના ચાલતું નથી. પ્રખ્યાત પુરુ-ષોનાં જીવનચરિત્ર એ મહાસુબોધક અને સુગમ શિક્ષકતુલ્ય છે સદ્‌ગુણીના જીવનવૃત્તાન્ત દુઃખકાલમાં મધુર ગાનનો અર્થ સારી મનનું સમાધાન કરે છે. અનાયાસે અને સહજમાં આપણી પ્રકૃતિ તે ઉપમાન પુરુષોના જેવી થતી જાય છે. એથી અલભ્ય લાભ થાય છે. ઉપરનાં દૃષ્ટાન્તરૂપ નામરૂપરચી સ્પષ્ટ દેખાશે કે, જેઓ મહાન્ પુરુષો થઇ પ્રખ્યાતિ પામ્યા છે તેઓ સર્વને વિપત્તિએ જ કઠિન કરી ઉત્તેજન આપ્યું છે. આ સંસારચક્ર છે, તે સદાકાલ ભમતું રહે છે; કોઇ સદાકાલ સુખી વા સદાકાલ દુઃખી રહી શકતું નથી. વિપ-ત્તિનો સારો ઉપયોગ કરતાં જેને આવડે છે, અને જે કરે છે, તેને જય મળ્યા વિના રહેતો નથી. આપણા પણ્ડિતોનું એવું મત છે કે—

" यात्यधोऽधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः ।
कूपस्य खनिता यद्वत् प्राकारस्येव कारकः ॥ "

" જેમ કૂપ ખોદવાનું કામ કરનાર નીચે જાય છે, અને પ્રાકાર-ચણવાનું

ક્ષણ પણ વ્યર્થ ગયો તો, તે વેળા વિપત્તિનો લાગ આવે છે, માટે ક્ષણ પણ વ્યર્થ જવા દેવો નહિ."

ડાક્ટર જૉનસન, જેના પ્રખ્યાત ઇંગ્લિશ્ કોશને લીધે બહુ લોક જેનું નામ જાણે છે, તે બહુ જ ગરીબ હતો. જ્યારે પ્રથમ લંડનમાં તે ગયો, ત્યારે તેની પાસે માત્ર એક જ ગીની હતી, પણ પછી એની બુદ્ધિ અને ઉદ્યોગને લીધે એનું સારું સંન્માન થયું. તે કહે છે કે, "લોક ગુણગ્રાહ નથી એવું કરી, રોદણાં રોવામાં આવે છે એ ખોટું છે. ગુણવાન્ મનુષ્ય અંધારામાં રહેલું મેં જોયું નથી. કેટલાંક મનુષ્ય ઉદય નથી પામતાં તેમાં તેઓનો જ વાંક હોય છે."

બેનજામિન ફ્રાંકલિનનું જીવનચરિત્ર પણ ઘણું ચિત્તાકર્ષક છે. તે પોતાના ઉદ્યોગથી અને આગ્રહથી એક કંગાલ સ્થિતિમાંથી મહા ઉચ્ચ પદ પામી ગયો છે.

આપણાં સંબન્ધીને ખરા ખોટા પરીક્ષવાને વિપત્તિ એ એક સાધન છે. વિપત્તિ પડેથી આપણી પરીક્ષા લોક કરે છે, તેમ લોકની પરીક્ષા આપણે પણ કરી શકિયે છિયે. સંપત્તિમાં સર્વ સંબન્ધી થતું આવે છે. કોણ ખરું અને કોણ ખોટું છે તે જણાતું નથી, તેથી બહુ હાનિનો સંભવ છે. ખરો ઉપકાર કોનો છે તે કળાતું નથી. તેથી કૃતજ્ઞતા બતાવવામાં ગુંચવણ પડે છે. એક કવિ કહેછે કે:—

> "વિપત બરોબર સુખ નહિ, જો થોરે દિન હોય;
> ઇષ્ટ, મિત્ર, બંધુ સબે, જાન પરત હે સોય."

સંપત્તિ રંગીન ઉપનેત્ર (ચશ્માં) જેવી છે. તે સૃષ્ટિનું સ્વાભાવિક સ્વરૂપ આપણને અનુભવવા દેતી નથી; તેથી આપણે બહુ ભ્રમિત થઇયે છીયે, અને જે ચંચલ પદાર્થ ઉપર વિશ્વાસ રાખવો ઘટિત નહિ, તેના ઉપર રાખીયે છિયે પછી અકસ્માત્ ભયમાં આવી પડિયે છિયે, અને એકે દિશા સુઝતી નથી. સંપત્તિથી ભૂલમાં વિશેષ ઉંચે ચડી ગયા હોઇયે છીયે, તેથી નીચે પડતાં વિશેષ વાગે છે. સંપત્તિ આપણું ભાન ભૂલાવે છે, તેથી આપણાથી બહુ અનર્થ થઈ જાય છે. બહુ કરીને સંપત્તિ પાપમાર્ગે લલચાવી લઈ જાય છે.

આપણો સત્ય ધર્મ શો છે તે આપણને જાણવા દેતી નથી. પણ વિપત્તિ આપણને સાવધાન કરે છે. વિપત્તિમાં સૃષ્ટિનાં સત્ય અને સ્વાભાવિક સ્વરૂપ આપણે અનુભવિયે છિયે. એથી ઈશ્વરની કૃતિનું સૌન્દર્ય જણાય છે અને બહુ લાભ થાય છે.

વિપત્તિથી નિરાશ થાય તેને નીચ મનુષ્ય સમજવા, વિપત્તિથી મનમાં ઊર્મિ આણી વિશેષ પ્રયત્ન કરે તેને ઉચ્ચ પુરુષ સમજવા. વિપત્તિ અગ્નિ જેવી છે. પીલા ઘાસના તૃણને બાળી નાખે છે, પણ સોનાના વાળા પ્રતિ વિપત્તિનું કઇ બલ ચાલતું નથી, તેને ઉલટું નિર્મલ અને વિશેષ મૂલ્યવાન્ કરે છે. તેમ નીચને વિપત્તિ બાળી કાળા પાડી દે છે પણ ઉચ્ચ પુરુષોને વિશેષ તેજસ્વી કરી દીપાવે છે.

ઉપર લખેલાં અનેક દૃષ્ટાન્તનું આપણે એકાગ્ર ચિત્તે મનન કરવું યોગ્ય છે. કેવા રાંક, કેવા અપંગ, કેવા નિરાશ્રિત, કેવા દુઃખી લોકો, કેવાં સંકટ, કેવાં વિઘ્ન, કેવા લોકાપવાદ સહીને અંતે શ્રીહરિકૃપાથી વિપત્તિને છતાા ! પુરુષપ્રયત્ન આગળ વિપત્તિએ શરણ થયા વિના ચાલતું નથી. પ્રખ્યાત પુરુષોનાં જીવનચરિત્ર એ મહાસુબોધક અને સુગમ શિક્ષકતુલ્ય છે. સદ્‌ગુણીના જીવનવૃત્તાન્ત દુઃખકાલમાં મધુર ગાનનો અર્થ સારી મનનું સમાધાન કરે છે. અનાયાસે અને સહજમાં આપણી પ્રકૃતિ તે ઉપમાન પુરુષોના જેવી થતી જાય છે. એથી અલભ્ય લાભ થાય છે. ઉપરનાં દૃષ્ટાન્તરૂપ નામરૂપરથી સ્પષ્ટ દેખાશે કે, જેઓ મહાન્ પુરુષો થઈ પ્રખ્યાતિ પામ્યા છે તેઓ સર્વેને વિપત્તિએ જ કઠિન કરી ઉત્તેજન આપ્યું છે. આ સંસારચક્ર છે, તે સદાકાલ ભમતું રહે છે; કોઇ સદાકાલ સુખી વા સદાકાલ દુઃખી રહી શકતું નથી. વિપત્તિનો સારો ઉપયોગ કરતાં જેને આવડે છે, અને જે કરે છે, તેને જય મળ્યા વિના રહેતો નથી. આપણા પણ્ડિતોનું એવું મત છે કે—

> " यात्यधोऽधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः ।
> कूपस्य खनिता यद्वत् प्राकारस्येव कारकः ॥ "

" જેમ કૂપ ખોદવાનું કામ કરનાર નીચે જાય છે, અને પ્રાકાર-ચણનાર

કામ કરનાર ઊંચે આવે છે, તેમ મનુષ્ય પણ પોતાનાં ઉચ્ચ કે નીચ જેવાં કાર્ય તે પ્રમાણે ઉચ્ચ કે નીચ પદ પામે છે.

એ વાર્તા ખરેખરી છે. આપણા અનેક શત્રુથી કે અનેક મિત્રથી આપણું જેટલું અશુભ કે શુભ કરી શકાતું નથી, તેથી અધિક આપણાં એકલાં કાર્ય કરી શકે છે. " જેવું વાવિયે-એવું લણિયે " એ સત્ય વચન છે. કલ્યાણકારિ કાર્યમાં આગળ ચાલતાં અનેક સંકટ આવવાનાં એ તો નિશ્ચય છે, તેમ અન્તે તેનો પરાજય થવાનો એ પણ નિશ્ચય છે. પાછળ ગમે એવો જય મળે પણ જેમ યુદ્ધના આરમ્ભમાં કેટલાક શૂરવીરોનો પ્રથમ ભોગ આપવો પડે છે, તેમ સત્કર્મ કરતાં પ્રથમ મનની લાલચો અને મનોરથનો ભોગ આપવો પડે છે. આગળ જય મેળવવાને તે બલિદાન આપવાની આવશ્યકતા છે. રણસંગ્રામમાં શત્રુસેના સામા ઉભા રહેનાર યોદ્ધા પડે છે ત્યારે જ જય થાય છે.

સન્માર્ગે ચાલતાં, પરિણામે દુઃખદા એવી લાલચો મનને બહુ લલચાવે છે, પણ ખરા શૂરવીરનું તેજ અને વીર્ય તે જ સમયે પરીક્ષાય છે. તાત્કાલિક અલ્પ સુખને સારૂ, પરિપક્વ કાલનાં અક્ષય સુખને ખોવા, લાલચથી તેઓ મૂર્ખ થતા નથી."

સદ્‌ગુણી અને સદાચારી ઉપર વિપત્તિના બાણના વર્ષાદ વર્ષે છે પણ તેઓ દૃઢબુદ્ધિથી, ક્ષોભ પામ્યા વિના, સહન કરે છે. તેઓની ધૈર્યરૂપ અભેદ્ય ઢાલમાં વિપત્તિનાં બાણો પ્રવેશ કરી શકતાં નથી, એટલું જ નહિ પણ એવા રણમાં જુઝનાર શૂરવીરના શૂરને વિપત્તિ અધિક પ્રકાશ આપે છે. પછી એવો શૂર, વિપત્તિનો પરાજય કરી, બહિર્ નીકળે છે, તે વેલા સર્વ લોકો ' જયજય' અને 'ધન્યધન્ય' એવા મહાઆનન્દદાયક શબ્દનાં પુષ્પથી તેને વધાવે છે; અને તેને કીર્તિનો મુકુટ પહેરાવી દે છે.

જગતવિખ્યાત ભોજરાજ જ્યારે રાજ્યાસન ઉપર વિરાજ્યો, ત્યારે તેના વિદ્યાગુરુએ રાજનીતિ કરી છે તેમાં કહ્યું છે કે—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमंति मध्याः ।
विघ्नैः सहस्रगुणितैरपि हन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजंति ॥

ભાવાર્થઃ—મનુષ્ય ત્રણ પ્રકારનાં હોય છે. કનિષ્ઠ, મધ્યમ, અને ઉત્તમ. તેમાં જે કનિષ્ઠ નામ નીચ છે તેઓ કાંઇ કાર્ય કરતાં વિઘ્ન આવી પડશે એવી બીકથી કાર્યનો પ્રથમ આરંભ જ નથી કરતા. મધ્યમ મનુષ્યો કાર્યને આરંભ કરે છે, પણ તેમાં વિઘ્ન આવી પડે છે એટલે તે કાર્યથી વિરમી જાય છે; પણ ઉત્તમ પુરૂષો છે તેઓ અમુક કાર્યનો પ્રથમ વિચાર કરી આરંભ કરે છે, આરંભ્યા પછી તેમાં સહસ્રગુણિત વિઘ્નોએ હણાય છે તોપણ આરંભેલું કાર્ય પૂરૂં કર્યા વિના તેને ત્યજતા નથી.

ભોજરાજા ઉપરની શિક્ષા પ્રમાણે ઉત્તમ માર્ગે વર્ત્તો, તો તેને કેવી કીર્તિ અને યશ મળ્યો છે તે જુવો ? સારા થવાને ઇચ્છુ સર્વ મનુષ્યે ઉપલો ઉત્તમ મનુષ્યનો ગુણ પોતાના હૃદયઉપર કોતરી રાખવો, અને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો.

અહો સ્વોદ્ધારકો !.તમારા સમીપ પરાક્રમી પુરુષોનાં જીવનચરિત્રરૂપિણી લખલખિત મૂર્તિઓ રાખી, તેવા થવાને, વિપત્તિથી અજિત રહી, પ્રયત્ન કરો. આપણા દેશનો ઉદય ત્યારે જ થશે; અને આપણે સુખી પણ ત્યારે જ થઇશું. આપણો દેશ સંપત્તિથી ભરપૂર છે; તે ભોગવવાને આપણે શ્રમ કરી યોગ્ય થઇયે એટલી જ વાર છે. इति ।[1]

---

૧. શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, રચિત 'विपत्ति विषये निबन्ध–જે સંવત્ ૧૯૨૨ સન ૧૮૬૬ માં પ્રસિદ્ધ થયેલો છે–તેમાંથી ઉદ્ધરણ.

ગોધરા.
ગોંડલ.
ગૌરીપુર(આસામ)
ઘોડાસર.
ચીતલ.
છોટાઉદેપુર.
જબલપુર.
જંબુસર.
જલાલપોર.
જસદણ.
જાફરાબાદ.
જામનગર.
જુનાગઢ.
જેતપુર.
જેતલસર,
જોડિયા.
ઝાડેશ્વર.
ઝાંઝીબાર(આફ્રિકા)
ડભોઇ.
ડીસા.
તળાદ.
તળોદરા.
તેગવા.
થાણા.
દહેણુ.
દાહોદ.
દેરડી.

દેહગામ. ( કડી. )
દેહગામ (નડીયાદ.)
ધંધુકા.
ધર્મજ.
ધોળકા.
ધ્રાંગધ્રા.
ધ્રોળ.
નડિયાદ.
નવસારી.
નવાગઢ.
નાંદોદ
નારાયણ સરોવર.
નાલા સોપારા.
પરાંતિજ.
પલસાણા.
પાટણ.
પાંડુ.
પાદરા.
પાલણપુર.
પીઃડિયા.
પુણા.
પેટલાદ.
પોરબંદર.
ફુલપાડા.
બારૈયા.
બલખા.
બેલા.
બોટાદ.

બોરડી.
બોરસદ.
બોરિયાવી.
ભરૂચ.
ભાવનગર.
ભુજ.
મલકાપુર.
મહુવા.
મહેમદાબાદ.
મહેસોલ.
મહેસાણા.
માંગરોળ.
માણાવદર.
માંડવા ભુજરગ.
માતર.
માલિયા.
માલિયા હાટીના.
મુંબઇ.
મેંદરડા.
મોરબી.
મ્રૌલમીન.
યુગેંડા. (આફ્રિકા).
રતલામ.
રાજકોટ.
રાધનપુર.
રાણપુર બેસાણું.
રામેશ્વરા.
રામોલ.

લખપત.
લંડન.
લીમડી.
લુણાવાડા.
વડનગર.
વડિયા.
વડોદરા.
વઢવાણ.
વંસાવડ.
વાઘરા.
વાઘોડિયા.
વાલમ.
વાંસજાલીયા.
વિરમગામ.
વિસનગર.
વ્યારા.
સંખેડા.
સચીન.
સમોઉ.
સાણંદ.
સાંધા–દામનગર.
સીસોદરા.
સુરત.
સોનગઢ.
હાસોલ.
હાંસોટ.

## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

શેઠ અંબાલીદાસ નાગજી.
રા. આત્મારામ ત્રુળજારામ.
રા. ઇશ્વરલાલ ધીરજરામ.
* રા. ઇશ્વરલાલ લલ્લુભાઇ.
સેક્રેટરી જનરલ લાયબ્રરી, ઉજ્જન.
રા. કરસનદાસ હરગોવિંદદાસ.
રા. કલ્યાણરાય છોટાલાલ,
રા. કાનજી વરધમાન.
રા. કાશીદાસ નરસિંહદાસ.
* રા. કુબેરલાલ મણિશંકર.
રા. કેશવલાલ ગિરધરભાઇ.
* રા. કેશવલાલ રણછોડલાલ.
રા. ગંગાદાસ વિઠ્ઠલદાસ.
રા. ગણપતરામ ( સાણંદ ).
રા. ગિરધરલાલ કેશવલાલ.
રા. ગિરધરલાલ માણેકલાલ.
રા. ગિરિજાશંકર વિ. રતનજી.
રા. ગુલાબચંદ આણંદજી.
રા. ગુલાબદાસ ગોપાળદાસ, B. A.
રા. ગુલાબરાય ગોવિંદરામ, B.A;LL.B.
રા. ગુલાબરાય ધીરજરામ.
મિ. ગુલામ હુસેન કાસમ.
શેઠ ગોપાળજી ખીમજી.
રા. ગોરધનલાલ ઇશ્વરલાલ.
રા. ચંદુલાલ જયભાઇ ઇનામદાર.
રા. ચંદ્રમુખરામ મોહોબતરામ.
રા. ચંદ્રવિદ્યાનંદ શ્રીકૃષ્ણાનંદ, B. A.
રા. ચિમનલાલ ત્ર્યંબકલાલ.
રા. ચિમનલાલ પરમાનંદદાસ.
રાવબહાદુર ચુનીભાઈ કાકુભાઇ.
રા. ચુનીલાલ અમરતલાલ.
રા. ચુનિલાલ જદુરાય.
રા ચુનિલાલ ત્રિકમદાસ.
રા. ચુનિલાલ પરભુદાસ દલાલ,
B. A; L. L. B.
રા. છગનલાલ પ્રહ્લાદજી.
રા. છગલાલ સુરજરામ.
રા. છગનલાલ હીરાલાલ
રા છોટાલાલ નરોતમદાસ.
રા. છોટાલાલ દ્વારકાદાસ.
રા. જમનાદાસ કલ્યાણદાસ.
રા. જમનાદાસ મુળજીભાઇ.
રા. જેકીસનદાસ ગંગાદાસ ભક્ત.
પ્રોફેસર જેકીસદાસ જેઠાભાઇ, B. A.
ડાકટર ઝવેરભાઇ નારાયણભાઇ.
રા. ઠાકોરલાલ પ્રાણલાલ મોલા,
B. A; L L. B.
રા. ડાહ્યાભાઇ અંબારામ.
રા. ડાહ્યાભાઇ વેણીલાલ.
રા. દલપતરામ ઇચ્છારામ, B A;LL B.
રા. દામોદરદાસ લલ્લુભાઇ.
રા. દુર્લભદાસ પુરશોત્તમદાસ.
મિ. દોરાબજી માણેકજી પટેલ, B. A;
રા. ધન પ્રસાદ હીરાલાલ.
રા. ધીરજરામ અમુલખરાય.
રા. સા. નગીનભાઇ સંતોકભાઇ,

રા. નગીનદાસ દુર્લભદાસ.
રા નગીનદાસ પ્રાણજીવનદાસ,
L. M. & S.
રા. નગીનદાસ રણછોડદાસ.
રા સા. નર્મદાશંકર દેવશંકર.
રા. નર્મદાશંકર મહેશ્વર.
રા. નરભેરામ મહાદેવ.
રા. નવાબતરાય માધવરાય.
રા. પ્રમોદરાય પુરશોત્તમરાય.
રા. પ્રાણલાલ દામોદર.
રા. પુરશોત્તમભાઇ અનુપરાંન
રા. સા. પુરશોત્તમરાય કલ્યાણરાય
રા. પીરભાઇ અમરામ.
રા. પોપટલાલ કહાનજી.
રા. ફકીરભાઇ ગણપતિશંકર.
ખાનગી કારભારી, બારીયા સ્ટેટ.
* રા. બાળકૃષ્ણ ચુનિલાલ.
રા. બાળાભાઇ લક્ષ્મીશંકર.
* રા. ભગવાનજી ઠીકાભાઇ.
રા. ભાઇદાસ ફકીરભાઇ.
રા. ભાઇલાલ ગોરધનદાસ.
ભાટીયા મિત્રમંડલ, મુંબઇ.
રા. સા. ભીખારામ ગોવિંદરામ.
રા. ભીખાભાઇ સામળભાઇ.
રા. મગનલાલ તાપીદાસ.
રા. મણિલાલ ગૌરીશંકર.

રા. મણિલાલ ચુનિલાલ.
રા. મણિલાલ છોટાલાલ.
રા. મણિલાલ બાઇલાલ.
રા. મણિશંકર વિશ્વનાથ.
રા. મગલદાસ દેવીદાસ.
રા. મંગલદાસ લલ્લુભાઇ.
માંગરોલ સ્ટેટ લાઇબ્રેરી.
મિ. મનચેરશા પાલનજી કેકુબાદ,
રા. મહિપતલાલ બાળકૃષ્ણ,
રા મોતીચંદ ગિરધર.
રા. મોતીભાઇ ડાહ્યાભાઇ.
રા. મોતીભાઇ મથુરભાઇ.
રા. મોતીલાલ દલપતરામ.
* રા. મોતીલાલ દલસુખ શાહ.
રા. રંગીલદાસ ગિરધરલાલ.
રા. રણછોડભાઇ રામભાઇ.
રા. રતનશી લીલાધર.
સેક્રેટરી રસલ લાયબ્રેરી.
રા. રામચંદ્ર વીરજી.
રા. રાયચંદ ગંગારામ.
રા. વલ્લભદાસ ત્રિભુવનદાસ.
રા. વ્રજભાઇ માધુભાઇ.
રા. શંકર પ્રસાદ કેશવલાલ.
રા. શંકરપ્રસાદ રામપ્રસાદ.
રા. હીરાલાલ રણછોડદાસ.

(બીજાં નામ આવતા અંકમાં.)

श्रीः ।

# लोकप्रिय लेखमाला.

(માસિક)

ધર્મ નીતિ | વિદ્યા કલા

વર્ષ ૧. | અંક ૧૨.

## શિક્ષક, પરીક્ષક તથા માતા-પિતાપ્રતિ વિનતિપત્ર.

સં. ૧૯૫૭ આશ્વિન વદિ ૧૪. | સ. ૧૯૦૧ નવેમ્બર.

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકો:-
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.
કૈશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ-પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

છુટક કીમત રૂ. ૦-૧-૬.

વડોદરા.
ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર | વાર્તા કથા, ૪૦

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વ્યક્તિની ઉન્નતિ કેવળ 'કેળવણી' ઉપર રહેલી છે, એ સુસિદ્ધ છે; અર્થાત્ યથાવિધિ કેળવણી અને ઉન્નતિ, એ વ્યક્તિને માટે–સમષ્ટિને માટે અને દેશને માટે પર્યાય શબ્દો ગણી શકાય. એ સિદ્ધાન્તની પુષ્ટિમાં યુનાઇટેડ સ્ટેટ્સ, જર્મની, ઇંગ્લંડ, ફ્રાન્સઆદિ દેશોની સાંપ્રત સુખમય સ્થિતિઉપર દ્દષ્ટિપાત કરતાં સહજ પ્રતીત થશે કે તે પ્રત્યેકનું મૂળ કારણ પ્રજાકીય કેળવણી છે. એ સૂત્રને આજ ત્રીશ વર્ષથી હું ભણુનો, માનનો અને સમજનો આવ્યો છું, અને તેને પ્રતિદિનના અનુભવ અને વાંચનથી ટેકો મળનો ગયો છે, માટે ઘણા સૈકાથી અવનતિમાં આવી પડેલા આપણા દેશની ઉન્નતિ અને ઉદ્ધારનો આધાર–નપે આધાર મથાળે નામ આપેલા આપઉપર છે, એમ નિત્યપ્રતિ સ્મરણ રાખી વર્તન રાખવા વિનતિ છે.

કેળવણી વિધવિધની હોઈ શકે–ધંધાની કેળવણી, જેવી કે સુતાર, લુહાર, મોચી, કુંભારવગેરેના ધંધાને લગતી કેળવણી; હુન્નરની કેળવણી, જેવી કે છાપવાની, રંગવાની, ચીતરવાની, નકશી કરવાની, ફોટોગ્રાફની, ઇત્યાદિ; વેપારની, ખેતીની, લશ્કરી કામની, અમુક વિદ્યાની, પણ કેળવણી. એ પ્રત્યેક વિષે સામાન્યતઃ પણ સૂચના કરવાનું આ સ્થળ કે આ સમય નથી; પરંતુ એ સઘળી કેળવણી જેથી પ્રાપ્ત થાય છે–એ સઘળી કેળવણીનું મૂળ, જે કેળવણી છે, જે કેળવણીઉપર સંસારની બધી કેળવણીનો અને પ્રત્યેક વ્યક્તિના ભવિષ્યના સુખદુઃખનો આધાર રહેલો છે, તે કેળવણીસંબંધી થોડી સૂચના કરવી મેં આવશ્યક માન્યું છે.

વાંચનારના મનમાં સહજ પ્રશ્ન થશે કે એ કેળવણી તે કઇ ? અને તે કેળવણી શું આપણી શાળામાં નથી અપાતી ? ઉન્નતિની અવધિએ આવેલી અંગરેજ પ્રજા આપણા ભારતવર્ષઉપર આજ દોઢસો વર્ષથી રાજ્યસત્તા ચલાવે છે, તેણે ઠામ ઠામ સ્થાપન કરેલી શાળાઓમાં એ કેળવણી વિસારી મૂકી હોય ? તેણે રચેલાં ધોરણોમાં એને પ્રાધાન્ય આપવામાં નથી આવ્યું ! શિક્ષકો તે બરના તૈયાર થતા નથી ? કે આર્યપ્રજા કઇ સૈકાથી અધમ દશા- પામેલી હોઈ, તેનાં પતિત બાળકોમાં એ કેળવણીનાં સમર્થ સૂત્રો ગ્રહણ-

ધારણ કરવાની તાકાત રહી નથી ? ભૂતકાળના ઇતિહાસની સાથે લાંબા અનુભવને સારગ્રાહી બુદ્ધિથી જોડવા વાંચનાર પ્રયત્ન કરશે, તો તેને માલૂમ પડશે કે કોઇ એકને માથે બધો દોષ મૂકવા જેવું તેને જણાશે નહિ, તેમ જ તેમાંથી કોઇ પણ કેવળ દોષરહિત છે, એમ પણ જણાશે નહિ; પણ જેમ હર્બર્ટ સ્પેન્સર જૂની વાતને નવા શબ્દોમાં પશ્ચિમની પ્રજાને જણાવે છે, તેમ કોઇ વસ્તુ એવી સંપૂર્ણ સારી નથી કે તે વધારે સારી ન થઇ શકે, અથવા તેમાં ભૂલનો લેશ ન હોય; તેમ કોઇ વસ્તુ એવી નરસી નથી કે જેમાં સારાપણાનો વા સત્યનો અંશ ન હોય. તેવી રીતે આ દેશનાં આર્ય માબાપો, રાજ્યકર્તા પ્રજા, તેણે સ્થાપન કરેલાં ધોરણો અને તે શીખવવા તથા તપાસવા યોજેલા શિક્ષક, પરીક્ષકો સર્વે યથામતિ પોતપોતાનું કામ થોડી અથવા ઘણી ભૂલોરહિત કે ભૂલોવાળું કરે જાય છે; અને આજ સુધી થયલા તે કામને પરિણામે જે વિચારો નીચે ટાંકવામાં આવેલા છે, તે તેમના જ કાર્યમાંથી સ્ફુરી આવતાં સ્વરૂપે સમજવાના છે.

રાજ્યકર્તા પ્રજાએ આ ભૂમિની પ્રજાકેળવણીમાટે આજસુધી જે કર્યું છે અને હજુ સુધી કરતી જાય છે, તે માટે તે આપણા માનને પાત્ર છે, અને તેણે બાંધેલાં ધોરણ, તેણે રચેલી વાંચનમાળા અને ધોરણમાં દાખલ કરેલા વિષયો ગંભીર વિચાર માગે એવા છે, અને તે સર્વે આટલા વરસથી સહજસાજ ફેરફાર છતાં જેમનાં તેમ ટકાવ કરી રહ્યાં છે, તે ઉપરથી તે આપોઆપ સાબીત કરી આપે છે કે તે કરતાં વધારે સારાં કરી બતાવવાને હજુ આ પ્રજા પાસે કંઇ નથી, અથવા પ્રજાના સુશિક્ષિત આગેવાનોએ જનમંડળ પ્રત્યે એ કાર્ય કરવાનો પોતાનો ધર્મ છે, એમ જાણ્યું નથી અથવા જાણતાછતાં જાગ્યા નથી, પણ પ્રમાદમાં પોઢી રહ્યા છે.

ઉક્ત ધોરણોમાં અને તેમાંના વિષયોમાં ઉપર જણાવેલી ( વણે ) કેળવણીનાં અને સામાન્ય જ્ઞાનનાં કિરણોનો પ્રકાશ વખતોવખત દેખાઇ આવે છે, છતાં પ્રજાતરીકેનું તેનું ઐક્ય કરવાને અને સાધવાને, દેશભક્તિ અને રાજભક્તિ જાગ્રત કરવાને, ધર્મની સંસ્થાપના કરવાને કે નીતિબળ તથા ઉદ્-

બળ પોષવાને, તે આજસુધીમાં મૃતવત્ નીવડેલ છે એમ કહેવામાં હું સાહસ કર્યું સમજતો નથી.

સધન અને ઉચ્ચવર્ગનાં માબાપો પોતાની મૂળ સ્થિતિ અને ઉચ્ચકુલ વડિલોએ શી રીતે પ્રાપ્ત કર્યું છે, તેનું ભાન ભૂલીને ક્ષણિક અને પરિણામે દુઃખકર વિષયવિલાસને અધીન થઈ પોતે પેદા કરેલી સંતતિને ધરઆગળ જે સ્થાયી લાભ આપે એવી નૈતિક કેળવણી આપવામાં અશક્ત અને ઉપેક્ષાવાળાં નીવડયાં; મધ્યમવર્ગના લોકોએ પણ, વ્યવહારમાં વિશેષ વ્યવસાયગ્રસ્ત થવાથી અને કર્તવ્યનું વિસ્મરણ થતાં, એજ ભૂલ ખાધી; અને નીચલા વર્ગના લોકો કેવળ દેહનિર્વાહનાં સાધન પ્રાપ્ત કરવામાં અને પશુવ્યવહારમાં પોતાનો કાળ કાઢે છે, એમ નિત્યપ્રતિ સૌ કોઇના જોવામાં હોવાથી એમના તરફથી પોતાનાં બાળકમાટે વધારે આશા રાખવી, એ નિષ્ફળ છે. એ પ્રમાણે માબાપની પોતાની પ્રજાની કેળવણી માટે બેકાળજી નીવડતાં:—વાત આવીને આપણા શિક્ષક અને પરીક્ષક વર્ગ આગળ અટકી. તેમાંથી શિક્ષક ટ્રેઇનિંગ કૉલેજોમાંથી અને યુનિવર્સિટીમાંથી ગમે તેવા શિક્ષિત થઈને નીકળતા હો, તેવિષે હું કંઇ કહેવા માગતો નથી, પણ તેમને સરકારે બાંધેલાં ધોરણોના વિષયો નીમેલી એક એક વર્ષની મુદ્દતમાં પૂરા કરવાના હોય છે, એટલે પોતાના શિષ્યોને લક્ષ્યસ્થાનઉપર લઇ જવાની અને તે સ્થાનઉપર ત્વરાથી જવાની શિષ્યોમાં આતુરતા હોય છે, તેના પરિણામમાં એ એક જ વાત સિદ્ધ કરવા જતાં ગીજી મહાન્ અગત્ય ધરાવનારી, સાથે સાથે જ ચલાવવા જેવી બાબતો, ઉપરના કારણથી તથા વખતની તંગીને લીધે અને પરીક્ષણના માપની બહારની બાબત હોવાથી, તદ્દન વિસારી મૂકાય, એ નવાઈ પામવા જેવું નથી, અને તેથી જ અંગબળની, આરોગ્યની, મનોનિગ્રહની, સારા નાગરિક થવાની, સારા પાડોશી થવાની, કર્તવ્યપરાયણતાની અને એવાં અનેક લક્ષણોની કેળવણી સહજે બાજુઉપર રહી જાય છે.

પરીક્ષકની જગાઉપર નિયોગ થતા પહેલાં, તે ગૃહસ્થે શિક્ષણનું કામ કરી પરીક્ષણના વિષયો શીખવવાનો અનુભવ મેળવ્યો છે કે નહિ, બાલસ્વ-

માત્ર અને બાલચેષ્ટાનો અભ્યાસ કર્યો છે કે નહિ, અને નિયોગ થયા પછી પ્રત્યેક શાળાવાળા ગામની વસતિનું યથાઘટિત જ્ઞાન મેળવી શિક્ષકની મુશ્કેલીઓ સમજવા પ્રયત્ન કર્યો છે કે નહિ, અને બાળકો શું નથી જાણતા, તેને બદલે તેઓ શું જાણે છે, તે જાણવા તેમનાપ્રતિ આર્દ્ર હૃદયથી તે જુએ છે કે નહિ, તેવી તપાસ ગમે તેવી ઇષ્ટ અને આવશ્યક છતાં, તે અનુચિત વિચારી, મહેતાજીના શિક્ષણની પેઠે પરીક્ષકનું પરીક્ષણ પણ કદાચ સર્વાંશે સફળ કેમ નથી નીવડતું, એવી શંકાના જવાબમાં કહી શકાય એમ છે કે તેમને માથે નીમેલી નિશાળો નીમેલા વખતમાં તપાસી પૂરી કરવાના બોજાની સાથે તેમનાઉપર પત્રવ્યવહારનો, ઉપજ ખર્ચના હિસાબ કીતાબનો, પ્રવાસનો અને પરાધીનતાનો બોજો રહેલો છે, તેથી તેમણે નક્કી કરેલા વિષયો નક્કી કરેલી રીતે પૂરા તપાસી લેવા જતાં બીજી અનંખ્ય બાબતો ગમે એટલી ઉપયોગી છતાં તે ઉપર પૂરતું લક્ષ ન આપી શકાય, તો તે આશ્ચર્ય જેવું નથી.

ઉપર પ્રમાણે પરદેશી રાજ્યછતાં તેની વ્યાવહારિક અને રાજકીય સમજપ્રમાણે તે અત્રત્ય પ્રજાની કેળવણી માટે જે કરે છે, તે કરતાં તે વધારે કરે એ દેશકાળ જોતાં અશક્ય છે; સર્વ વર્ગનાં માબાપોની જે એન ફરજ છે, તે પણ મા અભણ અથવા અશિક્ષિત હોવાથી અને બાપ ધંધારોજગારમાં ફસાએલા હોવાથી પોતાનાં વહાલાં બાળકોને ઘરકેળવણી આપવામાં શૂન્યવત્ નીવડયાં છે એટલું જ નહિ, પણ કુસંગત અને કુસંસ્કારોમાંથી પણ તેમનું રક્ષણ કરવા અનિચ્છાવાળાં, અથવા અશક્ત અથવા ઉપેક્ષાવાળાં જણાયાં છે; ત્યારે હવે એમાંથી એટલું જ નિર્વિવાદ ફલિત થાય છે કે વર્તમાન શિક્ષકો અને પરીક્ષક સાહેબોઉપર પોતાની મુકરર કરેલી ફરજઉપરાંત ઉપરની બંને પક્ષની ન્યૂનતા તેમણે યથાસામર્થ્ય પૂરી પાડવાની જરૂર છે; અને તેથી એ બંનેમાટે આ બારીક સમયમાં એ કામ સાંગોપાંગ પાર ઉતારવાને અને ભવિષ્યની પ્રજાને રૂડી રીતે તૈયાર કરવાને અસાધારણ કર્તવ્યપરાયણતા, અસાધારણ તન્મયતા, અસાધારણ ઉત્સાહ, અને અસાધારણ ધૈર્યની આવશ્યકતા ઉભી થાયછે.

શિક્ષક–પરીક્ષકને પ્રથમ તો પોતાના ધંધાને માટે માન અને પ્રેમ હોવાં જોઇએ; અને તેમ થવાને માટે પોતે કેવું ઉમદા કામ હાથમાં લીધું છે અને તેને અંગે કેટલી બધી જવાબદારી રહેલી છે, તેનો તેમને બરાબર ખ્યાલ હોવો જોઇએ. ભવિષ્યની પ્રજાને બીકણ કે બહાદુર બનાવવાનો, સ્વાર્થઅંધ કે પરગજુ બનાવવાનો, દેશભક્ત કે દેશદ્રોહી થવાનો, સ્વાર્પણ, શૌર્ય અને સદાચરણમાં અનુરક્ત કે તેથી વિપરીત થવાનો આધાર ગુરુ ઉપર રહેલો છે; અને બાલહૃદયમાં તેવા સંસ્કાર પાડવાની શક્તિ ગુરુમાં રહેલી છે અને તેવી સત્તા કે સંજોગ મોટા સત્તાધિકારીમાં, કે રાજામાં રહેલાં નથી, તેથી એવા અપ્રતિમ કાર્યમાટે તેના કરનારને માન અને પ્રેમ એની મેળે જ પ્રાપ્ત થાય છે. તે પ્રાપ્ત થવાને તેણે માત્ર પોતાના ઉચ્ચ કાર્યને સતત લક્ષમાં રાખવું જોઇએ. ૧૧૫ યુદ્ધ કરનાર અને તે સઘળામા જ જય મેળવનાર ડયૂક ઑફ વેલિંગ્ટને 'ઇટન' ગામની શાળામાં અભ્યાસ કરેલો હતો. તેણે એ જગાએથી પસાર થતાં કહ્યું કે, 'નેપોલીઅન બોનાપાર્ટઉપર વૉટર્લુની લડાઈમાં મેળવેલા જયના પ્રથમ સંસ્કાર આ નિશાળની કસરતશાળામાંથી મને પ્રાપ્ત થયા હતા.' આ વચનો 'ઇટન' ના શિક્ષકોને જેવાં માનપ્રદ છે, તેવાં જ શિક્ષકના મહત્ પરિણામને પામનારા કર્તવ્યને પણ આંગળી કરી બતાવનારાં છે.

એવા ઉચ્ચ ધંધાને માટે માન અને પ્રેમ તેના કરનારને થાય, એ સ્વાભાવિક છે, માટે તેમાંથી કોઇ પણ શિક્ષકે કદી પણ ચલિત ન થવું; માનપાનની વહેંચણ સત્તાના બળે કરીને કે કાલબળે કરીને ગમે તેવી રીતની થાય–લક્ષાધિપતિ પામર પૂજાય, અને નિર્ધન ઉદારચરિતનો અનાદર થાય, વિષયવિલાસી વ્યસની રાજાથી પ્રજા થરથરે અને શાસ્ત્રસંપન્ન છતે સાદા વેશના આચાર્યને પ્રજા ગણે નહિ, એ સામાન્યતઃ પ્રતિદિવસ જોવામાં આવે છે, માટે તેઉપર કેવળ ઉપેક્ષા બુદ્ધિ રાખીને વર્તવાની પ્રવૃત્તિ કરી ટેવ પાડવાથી આપણા ધંધામાં રાગી અને આસક્ત થવાય છે; અને તેમ થયાવિના તેનેમાટે માન અને પ્રેમ ટકાવ કરી રહેતાં નથી. આપણને સૌ માન આપે, એ વાત આપણા હાથમાં નથી; તો તે ઉપર સૂચવેલાં કારણોથી કદાચ ન મળે–કદાચ અપમાન

થાય, તો તેથી દુઃખ લગાડવું એ પણ ગેરવાજબી છે. પોતાના જ કાર્યમાં મસ્ત અને મસ્ત રહી બીજાના માનઅપમાનમાટે સ્પૃહા ન રાખવી.

ઉપરની વાતસાથે પોતાને માથે બાળકેળવણી આપવામાં કેટલું જોખમ અને જવાબદારી છે, તે કદી પણ ભૂલવું ન જોઇએ, નાનપણમાં પડેલી ને પાડેલી છાપો બહુધા ભૂસાતી નથી. ચિત્રકાર કોએ કહ્યું છે કે, 'મારી માએ હું બાળક હતો ત્યારે બચ્ચી કરવાથી હું ચીતારો થયો,' એ વચનોમાં રહસ્ય રહેલું છે; તેથી તે જવાબદારીનું માહાત્મ્ય સમજી તદનુસાર આપણાં વિચાર વાણી અને વર્તન ઉમદા અને એક સરખાં રાખવાં જોઇએ; નહિતો, ઠથાભટનાં 'પોથીમાંનાં રીંગણાં'ના જેવું થવાથી કહેણી કરણી જૂદી પડવાથી, તેવા શિક્ષકનું શિષ્યોમાં માન ઘટી જાય છે અને શિષ્યો પણ તેવા જ થઈ જાય છે. માટે સદોદિત શિક્ષક ઉચ્ચ કોટિમાં રહેવા પ્રયત્નવાન્ થવું; અને તેને માટે દધીચિ ઋષિ, ઉદ્દાલક, નચિકેતા, વિદુર, વ્યાસ ભગવાન, ભગવાન શંકરાચાર્ય, બુદ્ધમુનિ,ડેવિડ હેર, સૉક્રેટીસ, ઍરિસ્ટૉટલ, પ્લુટાર્ક,રોજર,ઍસ્કામ, પેસ્ટા લૉટસી, આર્નૉલ્ડ, ડ્રિંગ, રુસો, લા ફૉન્ટેઇનઆદિ અનેક સ્વદેશીય તથા પરદેશીય મહાન્ શિક્ષકોના જીવનનું ચિન્તન કરતા રહેવું; અને બને તેટલાના ફોટોગ્રાફો પોતાના અભ્યાસગૃહમાં અને શાળામાં તેમનું વખ્તોવખ્ત સ્મરણ થવા રાખવા.

તાત્પર્ય એ છે કે એક ગુરુ અને શિક્ષક તરીકે હૃદય અને મસ્તકના જે જે ગુણો જોઇએ, તે મેળવવા સદા ઉત્સુક રહેવું; કેમકે જેટલે દરજ્જે તેમાં ન્યૂનતા, તેટલે દરજ્જે શિક્ષણની સિદ્ધિમાં અપૂર્ણતા આવશે; તેમાં જો એ ધંધાને માટે અરુચિ હોય, તેને માટે માન કે પ્રેમ ન હોય, અને બાળકો પ્રતિ આર્દ્રભાવ ન હોય તો એ ધંધો હાથ જ ન ધરવો, અને કોઇ બીજો જ માર્ગ નિર્વાહ માટે શોધવો; કેમકે એવો શિક્ષક માન, કીર્તિ કે દ્રવ્ય મેળવી શકનાર નથી એ નક્કી છે.

કેટલાક શિક્ષકો પોતાના ધંધાથી એવા શરમાય છે કે તેમને જો માર્ગમાં પોતાનો નિશાળીઓ મળે, તો તેની સાથે તે ઉભા રહી વાત કરવાની

હિમ્મત નહિ ધરે, એટલુંજ નહિ, પણ તે ચાલતાં સલામ કરે, તો ને સ્વીકારતાં પણ તે જાણે ગુનોહ કરતો હોય, તેવી તેને ગ્લાનિ થાય છે. એવા શિક્ષકોને અધમ અને પોતાના મોટા કામને માટે નાલાયક જાણવા.

ઉપરની પ્રસ્તાવનાથી પ્રતીત થયું હશે કે સારા શિક્ષક થવાને માટે તેને પોતાના ધંધાને માટે માન તથા પ્રેમ હોવાં જોઇએ, બાળકોને માટે અંતઃકરણનો ભાવ અને તેમનો સ્વભાવ સમજવાની શક્તિ હોવી જોઇએ, અને તે ઉપરાંત જે કામ કરવાનું તેણે પસંદ કર્યું છે, તેને માટે સંપૂર્ણ અને સચોટ જ્ઞાન અવશ્ય હોવું જોઇએ. જેમ વેદાન્તજ્ઞાનના અભ્યાસ કરનાર જિજ્ઞાસુએ તેના અધિકારી થવાને સાધનચતુષ્ટયસંપન્ન થવાની આવશ્યકતા છે, જેમ યુનિવર્સિટિની ઉંચી કેળવણી મેળવવાને પાત્ર થવાને માટે વિદ્યાર્થીએ તેની પ્રવેશક ( માટ્રિક્યુલેશન ) ની પરીક્ષામાં પાસ થવાની આવશ્યકતા છે, જેમ રણસંગ્રામમાં જતા યોદ્ધાએ અંગકસરતવડે શરીરસંપત્તિ મેળવી શસ્ત્રાસ્ત્રથી સજ્જ થવાની આવશ્યકતા છે, જેમ નિષ્કામ ભાવે નિત્યકર્મ કરનાર દ્વિજે તે કર્મમાં જોડાતા પહેલાં અંતર્બાહ્ય શૌચ કરવાની આવશ્યકતા છે, તે જ પ્રમાણે શિક્ષકમાત્રે પોતાના અપ્રતિમ ઉચ્ચ કાર્યમાં નિત્યપ્રતિ જોડાતા-પહેલાં, અને ઘેરથી નીકળતાપહેલાં પોતાની સ્મરણ નોંધમાંથી અથવા પોતાના અભ્યાસગૃહમાં ચોઢી રાખેલા કાગળમાંથી સંભારવું કેઃ—૧. મારું મહદ્ભાગ્ય છે કે શિક્ષકનું પરમાર્થયુક્ત કામ કરવાનું મને મળ્યું છે; ૨. કોમળ હૃદયની અને સુષુપ્ત મસ્તિષ્કની શક્તિઓનો ક્રમે ક્રમે ધૈર્યથી વિકાસ કરવાનું અસાધારણ કામ મને સોંપડ્યું છે; ૩. એક સુશિક્ષિત મનુષ્યતરીકે અને અનુકરણીય ગુરુતરીકેના સદ્વર્તન અને સુલક્ષણના પૂર્ણ દૃષ્ટાન્તરૂપે હું થાઉં એવી શુદ્ધ સતત ભાવના મારા અંતઃકરણમાં સ્ફુરેલી રહેવી જોઇએ; અને ૪. તેને માટે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પરમકૃપાળુ જગન્નિયંતા મને સહાય થાઓ.

એવા ઉચ્ચ વિચારોથી વેષ્ટિત થઇને ગંભીર છતે હસમુખે વદને શિક્ષક નિશાળમાં નિયત સમયપૂર્વે પ્રવેશ કરવાનો છે, અને શાળાના સમસ્ત વિદ્યાર્થીઓને શાળાના એક સ્થળમાં ભેગા કરીને ઈશ્વરસ્મરણ અનુકૂળતાપ્રમાણે પ્રાર્થનારૂપે કરીને શિક્ષણના કાર્યમાં જોડાવું જોઇએ.

એ કામ કેવી રીતે કરવાનું છે, તેને માટે ' શિક્ષાપદ્ધતિ ', ' કેળવણી-પ્રકાર ', ' નવલગ્રંથાવલિ ', ' ગુજરાતશાળાપત્ર 'આદિ લેખોમાં શાસ્ત્રીય અને પ્રયોગસિદ્ધ રીતિએ વિસ્તારથી જણાવવામાં આવ્યું છે, એટલે તે વિષે અત્ર બોલવું અનાવશ્યક છે; તત્સંબંધે અત્ર માત્ર એટલું સૂચન કરવું બસ છે કે પ્રાથમિકશાળાના શિક્ષકોએ ઉપર જણાવેલા ગ્રંથોનું અને અંગરેજી શાળાશિક્ષકોએ ગાર્લિક, કૉલ્ડરવુડ, સલી, બાર્નેટ, ફ્રિચ્ચ, પેઇન, બેઇન, કૉમ્પેર, રૂસો, લ્હાઁઇન્ટેઇનિ, સ્ટાન્લીકૃત આર્નલ્ડનું જીવનચરિત્ર, ફ્રિંગ, ફિચ, આદિ અસંખ્ય ગ્રંથોમાંથી યોગ્ય ચુંટણી કરીને તેમનું અનુક્રમે મનનચિન્તન કર્યાવિનાનો એક પણ દિવસ જવા દેવો નહિ.

પણ હું જેઉપર વિશેષ ભાર મૂકવા માગુંછું, અને જે શિક્ષણના વિષયોના અને શિક્ષણપદ્ધતિના જ્ઞાન ઉપરાંત કરવાનું છે, તે ઉપર સતત લક્ષ રાખવાનું છે. આપણા છ કક્ષાના શિક્ષણમાં જે અનેક પ્રસંગો વિષયાન્તરે પ્રાપ્ત થાય છે અથવા બાળકોની પૃચ્છાથી ઉદ્ભવે છે, તેનો અચૂક લાભ લઈને સુલક્ષણોનું, સારી ટેવોનું, સારી ચાલનું બંધારણ રચવા દૃષ્ટાન્તથી સિદ્ધાન્તને સજીવ કરીને સદા ઉદ્યુક્ત અને પરમ ઉત્સુક રહેવા અને તદનુસાર પોતાનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત વાણીથી નહિ પણ વર્તનથી મૂકવાને કદિ પણ પ્રમાદ કરવો નહિ.

ઈશ્વરસ્મરણ અને વિનય.

૧. ઘેરથી બાળક ઈશ્વરસ્મરણ કરીને, માબાપ અથવા જે વડિલ હોય, તેને પગે લાગીને, અને તેમની આજ્ઞા લઈને શાળામાં આવે છે કે નહિ, તેની પ્રથમ દરજ્જે તેના વડિલોએ સંભાળ રાખવાની છે, પણ આગળ સૂચવી ગયાપ્રમાણે શિક્ષકે બાળકોમાં પૂજ્યભાવ પેદા કરવાને અને સર્વ વડિલોપ્રતિ વિનયભરેલું વર્તન રાખવાની નાનપણથી જ ટેવ પાડવાની અતિ ઘણી જરૂર છે; એ અગત્યના વિષય ઉપર માબાપો, શિક્ષકો અને પરીક્ષકોની કાંતો કેવળ ઉપેક્ષાબુદ્ધિ હોય કે બીજાં વિચારવાજેવાં કારણો હોય, પણ નાના મોટા વિદ્યાર્થીઓના બાલસ્વભાવની ઉન્મત્ત ચેષ્ટાઓ અને નિરંકુશ અવિનયભરેલી વર્તણુક શાળામાં તેમ જ શાળા-

અહાર કેટલી બધી વાર દૃષ્ટિગોચર થાય છે અને તેથી પ્રત્યેક વિચારશીલ સજ્જનને, તેવી ઉચ્છ્રૃંખલ વર્તણૂક સ્થાપિત થઈ જવાની ભીતિથી, વ્યક્તિને અને તેથી દેશને કેટલી હાનિ થવા સંભવ છે, તે જાણી પરમ ખેદ થાય છે.

સત્ય. ૨. બાળકો શાળામાં છ કલાક રહેછે અને અઢાર કલાક પોતાના ઘર-આગળ હોય છે, એટલેદિવસનો પોણો ભાગ પોતાને ઘેર ગાળે છે; એટલે તેમને સાચું જ બોલવાની ટેવ પાડવી એ તેમનાં માબાપોની ખાસ ફરજ છે; પણ એકંદરે જોતાં, તેથી કેટલું વિપરીત જોવામાં આવે છે! પરદેશીઓની અનેક સૈકાની ત્રાસદાયક ધૂસરનીચે આર્યપ્રજા કાળ-ચક્રના પરિભ્રમણથી આવી પડવાને લીધે સત્ય સ્વાભાવિકછતાં આર્ય પ્રજાને અસત્ય સ્વાભાવિક જેવું થઈ ગયાનો ગંભીર દોષ તેને માથે આવી પડ્યો છે, તેના ખરા ખોટાપણાનો નિર્ણય કરવાનું આ સ્થળ કે આ સમય નથી; તોપણ તવારીખ લખનાર વિદ્વાન્ મિલથી માંડીને આજસુધીમાં આવો કાળો આરોપ મૂકનાર પ્રત્યેક માણસે જો વેદનાં શ્રુતિવાક્યો, જાબાલ ઉપનિષદ્, અને હરિશ્ચન્દ્રાદિ આખ્યાયિકા તપાસીને લખ્યું હોત, તો તેમને જણાયું હોત કે આર્ય-પ્રજા ઇરાનની પ્રાચીન પ્રજાકરતાં પણ પ્રાચીન કાલથી 'સત્ય' ને સદ્ગુણ-શિરોમણિ ગણતી અને સત્યાનુસાર આચરણ કરતી આવી છે; અને તેમાં જો કંઇ પણ ફેર પડ્યો હોય, તો ઉપર કહેલ કારણને લીધે આર્ય પ્રજા અવદશાને પામી માટે એમ થયું હોય. કહેવાનું તાત્પર્ય એ છે કે, જે આરોપ આપણી પ્રજા સમસ્તઉપર મૂકવામાં આવે છે, તેમાંથી પ્રજાને મુક્ત કરવાનું કામ–એટલે ભવિષ્યની પ્રજાને સત્યઉપર પ્રેમ રાખવાવાળી, ગમે તે ઇષ્ટાનિષ્ટ પ્રસંગે હિમ્મત રાખીને સત્ય જ બોલવાની ટેવ પાડવાની ફરજ માબાપ અને શિક્ષકની છે. પ્રત્યેક વિચાર કરનાર માણસને સહજ સમજાશે કે સઘળા ઉંચા ગુણોનો આવિર્ભાવ અને દુર્ગુણોનો રોધક એ ઈશ્વરરૂપ સત્ય છે. જો કે અર્થ-શાસ્ત્રી અને તત્ત્વશોધક મિલ કહે છે કે, સત્ય, સ્વચ્છતા અને આસ્તિકપ મનુષ્યમાં સ્વભાવસિદ્ધ નથી કેમકે બાળપણથી જ માણસ મૂત્રવિષ્ટાદિ ગંદવાડમાં વગર સૂગે આળોટે છે, અને સહજ સ્વાર્થમાટે જૂઠું જ નાના બાળકના મ્હોંડ-

પર આવે છે તથા ઈશ્વરનું જ્ઞાન રોપ્યાવિના તે કોઈનામાં ઉગતું નથી–એ વાર્તા જો કે કાંઈક અંશે કબુલ કરવી પડે એમ છે, તોપણ સત્ય જ સ્વાભાવિક કહેવું પડશે, કેમકે તે જ તુર્ત સન્મુખ થાય છે; એ તો જ્યારે ખરાખોટા સ્વાર્થને માનીને અથવા અપકૃત્યની શિક્ષામાંથી બચવાને માટે સ્ફુરી આવતા સત્યને દબાવીને જૂઠના જોડકણામાં માણસને ફસાવાની જરૂર ત્યારે જુઠ જોણે સ્વાભાવિક જેવું ભાસે છે, પણ વાસ્તવિક રીતે એમ નથી. ખરું જ કામ કરવાની જેને સુભાગ્યે ટેવ હોય છે, તેને સત્ય બોલવું હમેશાં સહેલ જ છે; અને તે પ્રમાણેના વર્તનથી પછી તેને તેમ બોલવાની અને કરવાની ટેવ પડી જાય છે; તેમાં તેને સરલતા, સુખ અને હિમ્મત આવે છે, અને તે અનેક સદ્ગુણોને પોષે છે. સ્વચ્છતા તથા આસ્તિક્યબુદ્ધિઆદિ ગુણોને માટે ગણિત કરીને અથવા તત્ત્વજ્ઞાનના નિયમો બતાવીને સિદ્ધ કરવાની જરૂર નથી કે સત્વ, રજ અને તમનાં ઓછાં ન્યૂનાધિક અંશે પ્રાણિમાત્રમાં હોય છે, તેમાં સત્વને પોષણ મળવાથી જ્ઞાન અને સદ્ગુણ પ્રકાશે છે, રજને પોષણ મળવાથી ચંચળતા અને પ્રવૃત્તિ પ્રકટી નિકળે છે અને તમને પોષણ મળવાથી જડત્વ, અજ્ઞાન અને નિદ્રાનાં પરમાણુઓ રચાય છે અને બંધાય છે. એ ઉપરથી સાર એ નીકળે છે કે, જે ગુણ–દોષ પ્રાણીમાં પ્રતિત થાય છે, તે બધા જ સ્વાભાવિક છે, એટલે સ્થૂલના બંધારણમાં રહેલા છે; તેમાં જેને પોષણ અથવા શોષણ મળે, તે પ્રમાણે તે ખીલે વા કરમાય; માટે એને સ્થળે પુરૂષાર્થને અવકાશ આપી મનુષ્યને અને ઈશ્વરને સમજવાની રોચસુધી લઈ જનાર સત્યાદિ સદ્ગુણોને પોષવા અને આત્મજ્ઞાનનું હનન કરે એવા અસત્યાદિ દુર્ગુણો નિરંતરાય દીર્ઘકાલ પ્રયત્ન કરી રોકવા.

૩. બાળકો શાળામાં આવે, તે ભલે જાડાં ઝીણાં–સોંઘાં મોઘાં શકત્યનુસાર વસ્ત્રો પહેરીને આવે, પણ તે સ્વચ્છ હોવાં જોઇએ; તેમનું શરીર અને તેના અવયવો સ્વચ્છ હોવા જોઇએ; તેમનાં દફતર, ચોપડીઓ અને સ્લેટપેન તથા ખડીઆકલમ સ્વચ્છ હોવાં જોઇએ; મતલબ કે સ્વચ્છતા અને પવિત્રતા પરમેશ્વરને વહાલી છે, એમ તેમના મનઉપર સારી રીતે ઠસાવવું જોઇએ. પવિત્રતાઉપર

સ્વચ્છતા.

પ્રેમ અને ગંદવાડઉપર કંટાળો બાળકના મનઉપર સારી રીતે છપાઈ જવો જોઇએ.

આ કેળવણી ખરી રીતે જોઇએ તો માબાપોતરફથી મળવી જોઇએ; અને પોતાના ઘરમાંજ જો એ ધોરણે કામ લેવામાં આવતું હોય તો પછી વિના આયાસે અથવા અલ્પ આયાસે છોકરાંઓ તેમ કરવા લાગે છે અને તેથી શિક્ષકની ઘણી મહેનત ઓછી થાય છે; દ્વિજવર્ગમાં થોડે ઘણે અંશે, એ પદ્ધતિના સંસ્કાર હજુ નષ્ટ નહિ થઈ ગયા હોય, એવી આશા છે, પણ તેથી શિક્ષકે એવા વિચારથી ઉપેક્ષા ન કરતાં, સ્વચ્છતા હોય ત્યાંપણ તે સુવ્યવસ્થિત કરવા લક્ષ રાખવાની જરૂર છે.

કૃતજ્ઞતા

૪. જ્યારે કૂતરાજેવાં પળાય એવાં પ્રાણીઓની, અને આંડ્રોકલીસ ગુલામ તથા સિંહના દાખલાઉપરથી જ [illegible]નાં અતિ બળવાન્ જાનવરોની તેમ જ ઘોડા તથા હાથીની કૃતજ્ઞતા સુપ્રસિદ્ધ છે, ત્યારે ફિલસૂફો એવા નિશ્ચયઉપર આવ્યા છે કે માણસ જાતમાં એ ગુણ સૌથી ઓછો કેળવાયલો છે; માટે ઉક્ત ગુણના સંસ્કાર બાળકના મનઉપર પાડવામાં શિક્ષકાદિએ સવિશેષ સંભાળ રાખવાની છે. ઉપર કહેવામાં આવ્યાં છે અને હવે પછી કહેવામા આવશે તે સઘળાં લક્ષણોના જોઈએ તેટલા પ્રસંગો વાંચનમાળાના પાઠોમાંથી, કવિતામાંથી, ગામમાં અને નિશાળોમા બનતા બનાવોથી મળી આવે, તેમાનો એક પણ ખાલી જવા ન દેતાં, કૃતજ્ઞતાના સૌજન્યની, અને કૃતઘ્નતાના અમાનુષીપણાની, તેમને માટેના અનુક્રમે રાગદ્વેષની છાપ પાડતા જ રહેવું. નાનાં બાળકોને દાખલા, વાર્તા અને કહાણીથી અને મોટી ઉમરનાને જીવનચરિત્રો અને ઇતિહાસથી જેવી અસર થાય છે, તેવી એકલા બોધથી થતી નથી; તેથી વિષયને રસિક કરવાને અને બોધને સફળ કરવાને ઇતિહાસ, ચરિત્રો અને વાર્તાઓનો છૂટથી ઉપયોગ કરવો અને તેમ કરવા શિક્ષકે વાંચીને પોતાનું ભંડોળ વધારતા રહેવું.

સમયપાલકતા.

૫. ઋષિ, મુનિઓનાં માત્ર નામ અને પ્રાચીનકાળનાં માત્ર ' સોણાં ' રહી ગયાં છે; તેથી ખેદની સાથે આર્યશિક્ષકોને યાદ આપવું પડે છે કે, પૂર્વે નિત્યનૈમિત્તિકાદિ સર્વ ધર્મ અને ગૃહકાર્યમાં

મુહૂર્ત સાચવવાની આર્યપ્રજાની સામાન્ય પદ્ધતિ કાળે કરીને નષ્ટ થઈ જતાં, આપણી પ્રજા કોઇ પણ કાર્ય પરત્વે સમય-પાલક ન હોવાનો તેના ઉપર દોષ આવે છે. તે દોષ ખસેડવાને શિક્ષક-પરીક્ષકે પોતે જ દાખલારૂપ થવું જોઇએ, અને પોતાના શિષ્યોને પ્રત્યેક પાઠમાં, પ્રત્યેક રમતમાં, અને પ્રત્યેક કાર્યમાં 'સમયનું' અમોઘત્વ ઠસાવીને તેનાં યથાવિધિ પાલન વ્યવહારપરમાર્થમાં કેવાં જરૂરનાં છે, અને તેની ન્યૂનતા કેટલી હાનિકારક છે, તે પ્રત્યક્ષ કરવા કદિ પણ ભૂલવું નહિ.

શાલાભિમાન.

૬. પોતાની શાળામાટે યોગ્ય રીતનું અભિમાન તે દેશાભિમાન, કુલાભિમાન વગેરે અભિમાનમાટે પાયારૂપ છે. હું બ્રાહ્મણ છું, માટે મારાથી નાહ્યાવગર જમાય નહિ; હું ફલાણાનો દીકરો તે મારાથી આવું નીચ કામ થાય નહિ; મારૂં પીઅર ફલાણાને ઘેર, મારૂં મોસાળ ફલાણું, મારૂં સાસરૂં આવું, હું રજપૂતાણીનું દૂધ ધાવીને ઉછરીછું, પ્રમુખ પ્રચલિત વાક્યો કુલાભિમાન બતાવે છે, તેવી જ રીતે હું ફલાણા મહેતાજીના કે માસ્તરના કે પ્રોફેસરના હાથ નીચે ભણ્યોછું, મારા ગુરુ ફલાણા તે મારાથી આમ થાય જ નહિ, એમ કરૂં તો મારી નિશાળને અને મારા ગુરુને લાંછન લાગે, એ પ્રમાણેનો ટેક બાળકોમાં નાનપણથી જ આવે એ અવશ્યનું છે. જેમ યુરોપની શાળાઓએ પોતપોતાને છાજતાં નીતિ-સૂત્રો સ્વીકાર્યાં છે, અને તે સૂત્રો ભણનાર વિદ્યાર્થીઓને તેમની પછીની જીંદગીમાટે જ્યોતિરૂપ થઈ પડે છે, તેમ આપણી શાળાઓ પણ વિદ્યાર્થીઓ વ્યવહારમાં જોડાય ત્યારે તેમને માર્ગદર્શક થઈ પડે, એવાં નીતિસૂત્રો ગ્રહણ કરે, તો તે આદરણીય છે. જેમકે 'સર્વે પ્રામાણિક ઉદ્યમ આદરપાત્ર છે,' 'કોઇપણ ધંધો મનુષ્યજીવનને સહાયક હોય, તે માનપાત્ર છે,' 'પ્રમાદ એ જ મૃત્યુ છે.' 'કીર્તિકરતાં કર્તવ્યના અનુરાગી થાઓ.'

દેશાભિમાન.

૭. શાલાભિમાનઉપરથી ક્રમે ક્રમે દેશાભિમાન ઉપર આવવું એ અઘરૂં નથી, બલ્કે શાલાભિમાનનું વિસ્તૃત રૂપ તે દેશાભિમાન છે; છતાં બધા અભિમાનોમાં 'દેશાભિમાન' મહત્ત્વ ધરાવે છે, કેમકે તે વિના પ્રજાનું પ્રજાપણું જ નથી, પણ તે નષ્ટ-

પ્રાય જ છે. આ પ્રજાનું વર્તમાન સ્વરૂપ, ઉપર ઇસારો કરેલાં કારણોને લીધે શોચનીય થઈ પડ્યું છે; તેવી મૃતપ્રાય સ્થિતિમાંથી તેને સચેત કરવાનો આ જ સમય છે, કેમકે અંગરેજ પ્રજાની પ્રત્યેક વ્યક્તિની મુખમુદ્રાઉપર સ્વતંત્રતા અને દેશાભિમાન ઝળહળી રહેલાં આપણે જોઇએ છીએ. તેમનું રાજ્ય સુભાગ્યે આ દેશઉપર થયું છે, તો તેમાં વિશ્વનિયંતાની ભારતવર્ષને માટે મહાકૃપાને જ કારણ માનવાનું છે. જે પ્રજા ગુલામગિરી સહન કરી શકતી નથી, જે પ્રજાએ આફ્રિકા અને અમેરિકાના ગુલામોને કરોડો રૂપિયાનો વ્યય કરી અને પોતાના શૂરા પુત્રોનું રક્તદાન આપી બંધનમુક્ત કરી અમરત્વને પામી છે, તે પ્રજા આપણાઉપર રાજ્ય કરે છે, તે આર્યની પતિત દશા, સમયસાધકતા, ખુશામદ, દીનત્વ જોઇ દલગીર થાય છે (અને સહજે આપણે તિરસ્કારને પાત્ર થઈએ છીએ) અને આપણને માનટેકવાળા, સાચા, અને દેશદ્રીસ જોવાને ચાહે એ તેમના પેઢીઘરપેઢીના સંસ્કારોને રુચતું છે. કુલાભિમાન અને દેશાભિમાનને માટે મેવાડ અને મધ્ય હિંદુસ્તાનના રાજપુત્રો, રજપુતાણીઓ, પંજાબના શીખ, અને મહારાષ્ટ્રના શિવાજીઆદિના દાખલા ઇતિહાસ વાંચનારને પાને પાને મળી આવે એમ છે. છતાં પરદેશી પ્રાચીન અર્વાચીન પ્રજાને પણ વિસરી ન જતા પ્રાચીન ગ્રીસ, રોમ અને કાર્થેજની, અને અર્વાચીન ઇંગ્લંડ, પોલંડ, ઇટલી, સ્વિટ્ઝર્લંડાદિની તવારીખોથી વિષયને જાજ્વલ્યમાન કરવાથી અવાન્તર લાભો પણ ઘણા છે.

સ્વાશ્રય. ૮. એક બાળકને સ્વાશ્રયી કરવું ને આખી પ્રજાને સ્વાશ્રયી કરવા બરાબર છે; અને એ અમૂલ્ય લક્ષણને હું એટલું મહત્ત્વનું ગણું છું કે પોતાની તથા દેશની ઉન્નતિને સંબંધે એ અગ્રસ્થાનને યોગ્ય છે, એમ મારું દઢ માનવું છે પરદેશના વિજયો અને સમૃદ્ધિનું મૂળ પ્રત્યેક વ્યક્તિને ને દેશોમા 'સ્વાશ્રય' ની જે ઘરકેળવણી અને શાળાકેળવણી આપવામાં આવે છે, તે છે. સ્વાશ્રય કે સ્વસહાયના મહાત્મ્યમાટે સ્વ॰ પ્રોફેસર મણિલાલ નભુભાઇકૃત 'ચારિત્ર્ય' અને આ લેખકનું 'જાતમહેનત' નું પુસ્તક, તથા લક્ષણના બંધારણમાટે આ લેખકનું 'સદ્વર્તન' વિચારવા ભલામણ કરું છું.

૯. જેમ એક સુવ્યવસ્થિત કુટુંબનું વડપણ ધરાવનારાં પતિપત્ની દઢતા, ન્યાય, અને પ્રેમના બળે ગૃહવ્યવહાર નિર્વિઘ્ને ચલાવી શકે છે; એટલુંજ નહિ. પણ તેવા સદ્‌ગુણી ગૃહસત્રમાં પરસ્પર ઉપયોગી થઈ પડવાની વૃત્તિ જાગ્રત્ રહે છે, તેવી જ રીતે એક સુવ્યવસ્થિત શાળામાં વડપણ ધરાવનાર મુખ્ય શિક્ષક તેના ઉપશિક્ષકોની સહાયતાથી દઢતા, ન્યાય અને પ્રેમના બળે આખી શાળાને સરલતાથી ચલાવી શકે છે, એટલું જ નહિ, પણ તેઓ પોતાના દાખલાથી પોતાના સ્વાધીનમાં મૂકાએલાં બાળકોમાં પરસ્પર ઉપયોગી થઈ પડવાની વૃત્તિ પણ પ્રેરેછે; ને એ વૃત્તિ પોષવાના જેટલા દાખલા એક કુટુંબમાં દરરોજ મળી આવે, તેટલા જ એક શાળામાં દર કલાકે મળી આવે છે. કોઇ છોકરો પાટલી ઉપરથી કસરતશાળામાં દોડતાં કે રમતાં પડી જાય, તો તેને જરૂર પ્રમાણે મદદ દેવામાં, (કેમકે જરૂરવગરની મદદથી તેઓ પરાધીન–પરાશા રાખનારાં લૂલાં થઈ જાય છે). કોઇ નાના બાળકને તરસ લાગી હોય, તો પાણી પાવામાં, આપણે કાંઇ ખાવાનું લીધું હોય, તો તે ગોઠીઆઓમા વહેંચીને ખાવામાં, કોઇ માંદો પડી જાય તો તેને ઘેર મૂકી આવવામાં, કોઇ અટકચાળો કે તોફાની છોકરો કોઇ બીજાનું અટકચાળું કરવા જાય કે બીજી રીતે હરકત કરવા જાય, તો તેમાંથી પેલા બાળકનું રક્ષણ કરવામાં બંધુભાવ પ્રકટી નીકળે, એમ કરવું જોઇએ. એવી રીતે બીજા નિશાળીઆની મદદ કરનાર છોકરાને ભર નિશાળવચ્ચે યોગ્ય શબ્દોમાં શાબાશી આપવાથી, વધારે ઉત્તેજન આપવા જેવું હોય, તો તેને એ કામ માટે વધારે માર્ક આપવાથી, અને એવી જ બીજી અનેક રીતે એ ભાવ વિકાસને પામે છે; તે એટલે સુધી કે પછી મોટા થયે, તે પોતાના મ્હોલ્લાશેરીના પાડોશી અને ગામના લોકોસાથેના પોતાના વર્તનમાં પ્રેમ પોષવાના અને યોગ્ય સહાય આપવાના કર્તવ્યને ચૂકશે નહિ. આ લક્ષણ બાલહૃદયમાં સંસ્થાપવાના પ્રયત્નને ગુણ અને અભ્યાસ તથા કસરતની પરસ્પર સ્પર્ધાથી કે તેની સ્પર્ધાને એ પ્રયત્નથી અડચણ આવવાનો સારા શિક્ષકે ભય રાખવાનો નથી.

બંધુભાવ અને પરસ્પરાશ્રય.

૧૦. અમુક વિષયમાં સૌથી વધારે માર્ક મેળવવા માટે ઇનામ, તમામ વિષયોમાં પાસ થઈ એકંદર વધારે માર્ક મેળવવા માટે ઇનામ, સૌથી સારી હાજરી માટે ઇનામ, સૌથી સરસ અંગકસરત કરનારને કે રમનારને ઇનામ, વિદ્યાર્થીઓના જ મત લઇ સૌથી સારી ચાલચાલે કરે તેને સારી ચાલનું ઇનામ, એ પ્રમાણે ઇનામના જૂદા જૂદા પ્રકાર છે, અને તે વિશ્વના મંડાણથી અત:પર નાના મોટા સર્વેને ઉત્તેજનઅર્થે અને બીજાઓને દાખલો લઈ તેવા થવાની મહેનત કરે, તેનેઅર્થે ઇષ્ટ છે, પણ તેની સાથે એવી રીતે ઇનામ મેળવવાની કે કીર્તિ મેળવવાની લાલસાથી અમુક જાતના કામમાં કે વિષયમાં મહેનત કરવી, તેને બદલે વિદ્યાર્થીની સંકુચિત દૃષ્ટિમર્યાદા, વય અને અભ્યાસના પ્રમાણમાં વધારીને, ' વિદ્યાને માટે જ વિદ્યાર્થીએ વિદ્યા ભણવાની છે,' ' સદ્ગુણનું ઇનામ સદ્ગુણમાં જ રહેલું છે,' ' કર્તવ્યનો બદલો કર્તવ્યમાં જ રહેલો છે,' ' સુદૃઢ સુલક્ષણોનું સુખ તે લક્ષણોમાં જ રહેલું છે, ' ' બહારનાં ઇનામ અને નોકરી, અને દ્રવ્યઉપાર્જન અને લોકકીર્તિ તો માત્ર પરોક્ષ અને અવાન્તર પરિણામો છે, તે કવચિત્ પ્રાપ્ત થાય અને કવચિત્ ન પણ પ્રાપ્ત થાય; પણ જે અંતર્મુખ-શાન્તિ અને સંતોષનું અનિવાર્ય પ્રત્યક્ષ ફળ તે તો પ્રાપ્ત થયાવિના રહેશે જ નહિ, એવી ઉચ્ચ ભાવના પ્રાપ્ત કરી ઉક્ત વસ્તુઓ માટે પ્રયત્ન કરવાનો છે.' એ વિચાર આપણી પ્રજામાં સામાન્ય રીતે સમજાય અને સ્વીકારાય, એમ કરવાની શિક્ષકની ફરજ છે.

ઇનામ.

૧૧. સોબતની બાબતને મેં લક્ષણો અને સુટેવોના બંધારણની ગણત્રીમાં છેલ્લી મૂકી છે. તેનું મહાત્મ્ય અને ફળ ઘણું મોટું છે. તે શિક્ષકના ધ્યાન બહાર ન જાય, તેથી છેલ્લી મૂકી છે, કેમકે માણસ ઘણું કરીને પહેલી અને છેલ્લી વાત શું છે, તે જુએ છે અને સહજે યાદ રાખે છે, અને વચ્ચેની વાતોનું વિસ્મરણ કરે છે. તે જનવાર્તા નજરમાં રાખીને 'ઇશ્વર-સ્મરણ' અને 'સત્ય ઉપર પ્રેમ' જેમ મોખરે મૂકયાં છે, તેમ 'સુસંગ'ને અતિમહત્ત્વનો ગણીને અંતમાં મૂક્યો છે. દેશમાં પ્રચલિત કહેવતોથી પણ આપણે જાણીએ છીએ કે ' સોબત તેવી અસર,' અને 'જેનો સંગ તેવો રંગ.' માટે નાનપણથી જે ઘરમાં છોકરું

સુસંગ.

જન્મીને મોટું થયું હોય, તે ઘરનાંના સમાગમથી, આડોશીપાડોશીના સમાગમમ-થી, રમતમાં સામેલ થનાર છોકરાંઓના સમાગમથી, નિશાળમાં જેમના સહવા-વાસમાં છ કલાક રહેવું થાય, તે શિક્ષક અને વર્ગનાં છોકરાંઓના સમાગમથી, ત્યાં અગર બીજે ઠેકાણે જેની સાથે ભાઈબંધી અથવા દોસ્તી થાય, તેમના સમાગમથી જે અસરો થાય છે, તે કેટલી વાર મરતાંસુધી જતી નથી, એ પ્રત્યેક માણસ પોતાના અંગતઅનુભવથી કહી શકશે. સોબત સઘળી ઉમરે અસર કરે છે, પણ નાનપણમાં તે ચમત્કારિક ત્વરાથી અસર કરે છે અને સ્થાયીભાવને પામે છે, તેમાં અનુભવ અને માનસશાસ્ત્ર એક મતે શાખ પૂરે છે. એવી સ્વતઃસિદ્ધ વાતમાટે વધારે વિસ્તાર ન કરતાં શિક્ષકે પોતે પોતાને માટે તેમજ પોતાના વિદ્યાર્થીઓને માટે હિતકારક સમાગમ થાય, તેવી ઇચ્છા રાખવી, નાનપણની નઠારી સોબતથી જૂઠ, ચોરી, વ્યસનાદિ દુર્ગુણોના ઢોળાવ ઉપરથી ગબડી જીવતજાગત દુઃખના ગારમાં ન પડે, તેવી માબાપોએ કાળજી રાખવી, એ વ્યક્તિની તથા પ્રજાની ઉન્નતિમાટે જરૂરની વાત છે. સારાં છોકરાંઓ-ના સંગથી જેમ બાળકો પરગજુ અને મોટમનાં થાય છે, તેથી ઉલટું નઠારાં છોકરાંઓના સંગથી બાળકો સ્વાર્થી અને એકલપેટાં થાય છે. ગુરુ અને શિ-ષ્યોના સમાગમથી જેમ ગીતામાં ભગવાન્ શ્રીકૃષ્ણે ગણાવેલી દૈવીસંપત્તિને પોષણ મળે છે અને તેની વૃદ્ધિ થાય છે. તેથી ઉલટું નિષિદ્ધ સમાગમથી આ-સુરીસંપત્તિ અને હાનિકારક ગુણો ત્વરાથી બળવાન્ થાય છે; અને એકત્ર થએલા સૂતરના તારોનું દોરડું જેમ તોડ્યું તૂટતું નથી, તેમ એકત્ર થયલા દુ-ર્ગુણોનો સમૂહ માણસને પાયમાલ કરે ત્યાંસુધી છૂટો પડતો નથી,-માટે સોબ-તથી અનાયાસે મળતી કેળવણીની અસર જીવિતપર્યંત ચાલતી હોવાથી, ભલાં અને પરગજુ છોકરાંની સોબત અને સજ્જન સ્ત્રીપુરુષોનો સહવાસ બાળકોને રાત્રિદિવસ રહે, તેને માટે શિક્ષકે તથા માબાપે ગંભીર કાળજી રાખવાની છે.

ટેવના બંધારણને માટે અનેક સલક્ષણોનો સંયોગ થવાની અપેક્ષા છે. ઉપર માત્ર થોડાએક અગત્યના ગુણોનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે, પણ બીજા ઘણા અગત્યના, સ્વ અને પરના જીવનઉપર હમેશને માટે સારી વા માઠી અસર કરે એવા ગુણાવગુણ છે, તેનાં બીજ તો બાળકમાં હોય છે જ,

પણ સુશિક્ષકે નીરક્ષીર ન્યાયની પેઠે વિદ્યાર્થીને પોતાને તેમજ જનસમૂહને હિતકારક હોય, તેવાને સદોદીત ખોળીખોળીને ઉત્તેજન આપતાં રહેવું અને અવગુણો હોય, તેને અહિતકારક જોઈજાણી બાળકોના મનમાં તેવી પ્રતીતિ કરાવી તે ઉપર અભાવ પેદા કરવો જોઈએ. પાળ બાંધેલા સરોવરનું મિષ્ટ જળ જેમ મનુષ્યને, પ્રાણીને અને ખેતીને ઉપયોગી થઈ પડે છે, તેમ સદ્ગુણ માત્ર જ્યાંસુધી હદમાં હોય છે, ત્યાંસુધી તે ધારણ કરનારને તથા તે જેના જેના સંબંધમાં આવે છે, તે સર્વેને લાભકારક થાય છે; પણ તે જ સરોવરનું પાણી તેની પાળ તોડીને બહાર વહેવા માંડે, તો પ્રાણીવગેરેના જાનનું અને પાસેના ખેતરોમાં ઉભેલા માલનું નુકશાન કરે છે, તેવીજ રીતે સદ્ગુણોને માટે પણ સમજવું; ઉદાહરણ, દ્રઢતા, કોઇ પણ કાર્યની સિદ્ધિમાટે પરમ ઉપયોગી ગુણ છે, તે અવિહિત કાર્યમાં કે અશક્ય કાર્યમાં જોડાય, તો તે દુરાગ્રહ કે હઠની ઉપમાને પામે છે અને પારાવાર નુકસાન કરે છે. સાહસ એ મહાન્ શોધોનું અને મહાન્ પરાક્રમોનું મૂળ છે, તે પણ વિચારવિહિન હોય તો વિનાશ કરે છે: દયા અને ન્યાય ઈશ્વરને વહાલા અને સર્વમાન્ય સદ્ગુણો છે, તોપણ તે હદ ઓળંગીને વધી જાય, ત્યારે તે જ દયાના પરિણામમાં ગુનાહ વધે છે અને ન્યાય કરડો થવાથી ક્રૂરતાનું રૂપ ધારણ કરે છે. જેમ સદ્ગુણો આવી રીતે દોષરૂપ થઈ પડે છે, તેમ જ બહુધા ઉન્મત્તરૂપે પ્રવર્તતા હોવાથી દુર્ગુણ નામને પામેલાં લક્ષણો પણ તેના સદુપયોગથી સદ્ગુણ થઈ જાય છે. જેમ કે ક્રોધને કાળની અને ગાંડપણની ઉપમા આપવામાં આવે છે અને તે ન્યાયધીશ અને શિક્ષકનાં ઉમદા કામ કરનારે તો પરહરવો જ જોઈએ, તે જો હદ મૂકીને ચાતરવા પામે, તો તેથી પોતે તથા પોતાના સંબંધમાં આવનાર વ્યક્તિઓ બહુ દુઃખી થાય છે, એ સૌ જાણેછે. પણ એક સુકુમાર, સદ્ગુણી બાળા ઉપર કોઇ રાક્ષસજેવો માણસ જૂલમ કરતો હોય, નિરપરાધી પ્રાણીને કોઇ અવિચારી ક્રૂર માણસ રીબાવી રીબાવીને મારતો હોય, તો તે વેળા તે જ ક્રોધને અવકાશછે; અને તે થવો સ્વાભાવિક છે, ન થાય, તો નવાઈ કહેવાય. એવો સકારણ ક્રોધ-અન્યાયઉપર ક્રોધ તે સદ્ગુણ છે; અને તેવી જ રીતે બીજા દેખીતા અને કહેવાતા દુર્ગુણો-કામ, લોભાદિમાટે પણ સમજવું.

હવે ટેવોના બંધારણના વિષયને આરોપી લેતાં સૂચવવાનું કે એવી રીતે પ્રત્યેક શિક્ષકે પોતાના કાર્યમાં ઉત્સાહપૂર્વક ઉદ્યુક્ત રહી બાળકોને શરીરની, હૃદયની અને બુદ્ધિની કેળવણી આપવી અને તેમને સુલક્ષણ કરવા, સર્વોપરિ કાળજી રાખવી; અને તે પ્રયત્નમાંજ તેને તેની મહેનતનો સઘળો બદલો-સઘળું ઇનામ મળી ચૂક્યું છે, એમ સંતોષ માનવો; તથા શક્તવખત પ્રતિરાત્રિ તે રોજનીશી રાખતો હોય, તો તે લખતી વખત અથવા તે ન રાખતો હોય, તો સુતી વખત તે દિવસ પોતાના કર્તવ્યમાં જે ઠીક-અઠીક થયું હોય, જે ભૂલ થઈ હોય, જ્યાં પોતાના જ્ઞાનની ખામી દેખાઈ હોય, ઉચ્ચ ગુણો કેળવવાનો અવસર જવા દીધો હોય, તે સંભારી, તે ચૂકો આવતાને માટે સુધારવા અને પોતે ફરી તેવી ભૂલો ન કરે અથવા અપૂર્ણતા ન બતાવે, તેને માટે તેણે સંભાળ રાખવાનો સંકલ્પ કરવો.

પોતાના વિદ્યાર્થીઓને એવી રીતે ઉત્તમ મનુષ્ય બનાવવાના પોતાના દુર્લભ પ્રયત્નમાં તે શિષ્યોના માબાપોની પૂરતી સહાયતા મળે, એવો હજુ સમય નથી આવ્યો, તેથી નિરાશ ન થતા પોતાનાથી બને તેટલો એ મહત્કાર્યમાટે શ્રમ કરવામાં મંડ્યાં જ રહેવું, અને માબાપોને ઘેર જઈને મળી તેમનો સમાગમ કરવો, તેમને પોતાની શાળામા બોલાવી સમાજો કરીને તેમણે જે પ્રજા ઉત્પન્ન કરી છે, તેને અંગે રહેતી જવાબદારી માટે તેમને જાગ્રત કરવાં; અને તે જવાબદારી દીકરાદીકરી પરણાવવાથી કે અમુક મિલ્કતનો તેમનેમાટે વારસો મૂકી જવાથી પૂરી થઈ સમજવાની નથી; પણ તેઓ સદ્‌ગુણી, ડાહ્યાં અને વિચારશીલ સ્ત્રીપુરુષોતરીકે સંસારમાં પોતાનો નિર્વાહ ચલાવે એવાં તેમને કરવાથી જ તેમની જવાબદારી અદા કરી લેખાય એમ તેમના મનમાં ઉતારવું જોઈએ.

આપણામાં કહેવત છે કે 'ડાહ્યો દીકરો દેશાવર જાય' તે પ્રમાણે હાલના કાળમાં પોતાની ફરજ ઉપરાંત માબાપની બાળકોપ્રત્યેની ઘણીક ફરજો પણ શિક્ષકે યથાશક્તિ બજાવવાની છે, એટલું જ નહિ, પણ વિપરીત દેશકાળનાં આર્યબાળકોનાં વિપરીત વર્તન રોકવા અને સુધારવાનું કામ પણ તેને માથે આવી પડવાથી, તેના બોજામાં અનિવાર્ય અતિશય વધારો થયો છે.

જેમ મીસનો પેસો સંગીત શાસ્ત્રી, જેઓ બીજા ગવૈયા પાસેથી તેની પાસે સંગીત શીખવા જતા, તેમની પાસે નવા શીખાઉ કરતાં બમણી ફી લેતો, કેમકે નવું શીખવવાની મહેનત કરતાં ખોટું ભણેલું ભૂલાવવાની મહેનત વધારે પડે છે, એમ તે કહેતો, તેવી રીતે હાલના શિક્ષકોને હાલના ગૃહકેળવણી-શૂન્ય અને ઉન્માર્ગગામી બાળકોને તે માર્ગ છોડાવીને સુમાર્ગે લાવવા જે ધૈર્ય જે કળ અને જે આગ્રહ બતાવવાં પડે છે અને તેમાં વખતે જે નિરાશા ઉપજે છે તે સઘળાંનો સાક્ષાત્કાર કરવો અને કીંમત કરવી કઠણ છે. પણ તેના અપરિમિત શ્રમ અને પ્રાણાંત કાળજીથી જ્યારે ખરી રીતે સુધારેલો નવો જમાનો આવશે, ત્યારે તે કાળના શિક્ષકોને ગૃહકેળવણીથી સુશિક્ષિત થએલા બાળકોને આગળ લેવા કઠણ કામ રહેશે નહિ, એમ અનુમાન થાય છે. માટે જેમ એક ડોસો આંબાના ગોટલા વાવતો હતો, તે જોઈને કેટલાએક છોકરાઓએ ઉપહાસ કરીને તેને પૂછ્યું કે, એ ગોટલાનાં ઝાડ થઈ તેને કેરી આવશે, તે તમે ક્યારે ખાવા પામવાના છો? વૃદ્ધ પુરુષે ઉત્તર આપ્યું કે, તેના ફળ હું નહિ ખાવા પામું પણ તમે અને તમારાં છોકરાં ખાશે, એ વિચારથી મને સંતોષ થાય છે; તેમ આધુનિક શિક્ષકો દુષ્ટ શ્રમ ઉઠાવી ભવિષ્યની પ્રજા અને ભવિષ્યના શિક્ષકોને માટે સરલતા કરી આપશે, એ તેમને માટે પરમ સંતોષની વાત સમજવાની છે. ઉપસંહારમાં—

માબાપો અને વડિલવર્ગને સંક્ષેપમાં વિનતિ કેઃ—

૧. બાળકોની ઉમ્મર તથા આરોગ્યપ્રમાણે આઠથી દશ કલાકસુધી તેમને સ્વચ્છ પથારીમાં માથાઉપર પવન ન આવે એવી રીતે, તથાપિ શયનગૃહમાં પવનની આવજા રહે, તેવી રીતે નિર્ભય નિદ્રા લેવા દેવી; અને તેમને રાત્રિએ અમુક કલાકે સૂવા જવાની અને અમુક કલાકે ઉઠવાની ટેવ પાડવી.

૨. સવારમાં ઉઠયા પછી કે ઉઠાડ્યા પછી દંતધાવનઆદિ, શરીરશૌચની ક્રિયા નિયમિતપણે, સ્વસ્થતાથી, અચૂક કરે, તેવી ટેવ પાડવી.

૩. ઈશ્વરભક્તિ અને વડિલોને નમસ્કાર થયા પછી થોડો સાદો પણ પોષણ આપે એવો ખોરાક લેવાની અને તે પછી નિયત કામમાં જોડાવાની ટેવ પાડવી.

૪. કુટુંબ સાથે ભોજન કરવાનો સમય હોય, ત્યારે આનંદની સાથે નવી જાણવા જેવી બાબતો જાણવામાં આવે, એવી તેમની સાથે વાતો કરવી.

૫. દીવાઆગળ અભ્યાસ કરવાકરતાં બનતાસુધી બાળક સવારમાં જ અભ્યાસમાં જોડાય અને તેમાં વગર સમજતું ગોખવાનું ન આવે, તે જોતા રહેવું જોઈએ.

૬. બનતાંસુધી ઘરઆગળ શિક્ષક ન રાખવો: પણ કદાચ રાખવો જ પડે, તો એવા સુશિક્ષિત માણસને રાખવો કે તે તેને અઘટિત મદદ ન કરે; પણ ભણાવવાના કરતાં જરૂર પડે તો માર્ગ બતાવી અથવા તેની પાસે શોધાવી તેને હાથે જ કામ લે એવો રાખવો.

૭. અમુક સારાં છોકરાંઓની સોબતમાં રહી સાથે અભ્યાસ કરવાથી, સાથે ફરવા જવાથી, દેશી રમતો રમવાથી, સાથે ખાવા પીવાની નાની ઉજાણીઓ કરવાથી, તેમના તન–મનઉપર સારી અસર થાયછે.

૮. નહાવામાં, જમવામાં, સૂવામાં, ઉઠવામાં, રમવામાં, ફરવામાં, નિયમિતપણાની અને સમયપાલકતાની ટેવ પાડવી ભવિષ્યમાં બહુ લાભકારક છે.

૯. આસ્તિક્ય બુદ્ધિ, સત્યઉપર પ્રેમ, સુસંગ, કર્તવ્યપરાયણતા, સ્વાશ્રય, ગરીબ અને દુઃખીઉપર દયા, જાનવરોઉપર માયાળુપણું, પરગજુપણું, કૃતજ્ઞતા, ન્યાયાનુરાગ, ભાંડુઓ અને મિત્રોપ્રતિ પ્રેમ, બંધુભાવ, સંપ, સ્વાભિમાન, દેશભક્તિ, રાજ્યભક્તિ, આતિથ્ય સત્કાર, વિનય, સમયપાલકતા, આનંદી સ્વભાવ, સુઘડતા વગેરે ગુણો પ્રકટતા જાય એમ કરવું અને જૂઠ, અદેખાઈ, ક્રોધ, ચાડીઆપણું, રીસાળ સ્વભાવ, એકલશૂરાપણું, ક્રૂરતા, તોછડાઈ, અપશબ્દ, મલિનતાઆદિ દોષોઉપર અભાવ પેદા કરવો

૧૦. નવરાશ મેળવીને વડિલોએ પોતાની સંતતિને વારતહેવારે બહાર લઈ જઈ તેમને અનેક રીતિએ રાજી કરતાં, વળી અનેક યુક્તિપ્રયુક્તિથી તેમનામાં ઉચ્ચ ગુણોનાં બીજ રોપવા, અને તેમની અવલોકનાદિ શક્તિઓને કેળવણી મળતી જાય અને તેમની બાલ–જિજ્ઞાસા તૃપ્ત થતી જાય અને વધતી જાય, તેમ કરવું.

૧૧. જે નિશાળમાં પોતાનાં છોકરાં જતાં હોય, ત્યાં વખત કાઢીને

જતા રહેવું, શિક્ષકો જેમ તેમના કાર્યમાં સહાયભૂત થાયછે, તેમ તેમણે શિક્ષકોઓ વાતચીત કરી પોતાનાં બાળકસંબંધે અને બની શકે ત્યાં સુધી આપણી નિશાળસંબંધી તેમને મદદ દેવી અને તેમની સાથે સદ્ભાવ રાખવો.

૧૨. મનુષ્યજાત નકલી પ્રાણી છે; અને તેમાં નાનાં બાળકો વિશેષે કરીને નકલી હોય છે; માટે તેમના આગળ વાણી તથા વર્તનથી અસ્ખલિત ઉચ્ચ દૃષ્ટાન્ત મૂકવાની કાળજી રાખવા કદી પણ પ્રમાદ કરવો નહિ.

શિક્ષકોપ્રતિ વિનતિ

૧. પોતાના ઊમદા ધંધામાટે અખંડ માન અને અંતઃકરણથી પ્રેમ સદા જાગ્રત રાખવો.

૨. બાળકોઉપર ઉમળકો, માયાળરી લાગણી અને સદ્ભાવ રાખવાં.

૩. બાલ-ચેષ્ટા અને બાલ-સ્વભાવનું, સ્વાનુભવનું સ્મરણ કરીને અને પુષ્કળ વાંચન તથા દૃઢ અભ્યાસથી સચોટ જ્ઞાન મેળવવું અને તેમની જિજ્ઞાસા દબાઈ જાય એવું કંઇ પણ ન કરતાં તે જેમ બને તેમ વૃદ્ધિ પામતી જાય, તેવી રીતની તેમને કેળવણી આપવી અને તેમનાપ્રતિ તેવું વર્તન રાખવું.

૪. પોતાના શ્રમના પ્રમાણમાં કે ધંધાના ગૌરવના પ્રમાણમાં બદલો ન મળે, તો તેથી નિરાશ ન થવું; પણ ખેનીની અસંખ્ય મહેનત કરી જગતને અન્ન પૂરું પાડી છવાડનાર ખેડુતને ભાગે, જેમ રોટલો ખાવા જેટલું જ શેષ અન્ન રહે છે, તેમ બાળકોનાં મન-રૂપી ક્ષેત્રની ખેતી કરી સર્વ પ્રકારે મનુષ્યત્વમાં લાવનાર મહેતાજીને તેના સ્વર્ગીય શ્રમના બદલામાં ઉદરનિર્વાહ જેટલું જ મળે, તો તેટલાથી જ સંતોષ માનવો.

૫. ઉક્ત મહાત્મ્યવાળો શિક્ષકનો ધંધો છતાં તેમને બીજાઓ તરફથી યોગ્ય માન ન મળે વા પોતાની લાગણી દુખાય, એવી વખતે ટકોર થાય તો તે વાત પણ ઉપરની પેઠેજ પોતાના હાથમાં ન હોવાથી તેમણે તેનું દુઃખ ધરવું નહિ; પરંતુ યૂરપ-અમેરિકાની સુધરેલી પ્રજામાં પણ 'દ્રવ્ય તથા માન'-ની વહેંચણી રાજકીય સત્તા બળે થએલી છે તે વાત ધ્યાનમાં રાખી પોતાની સ્થિતિથી મનને વિકલ ન થવા દેવું; પણ સ્વાશ્રય, સ્વમાન અને સદાચરણના ડગ ખડક ઉપર સ્થિર ઉભા રહેવું.

૬. પોતાના કામમાં અસાધારણ તન્મયતા, અસાધારણ ઉત્સાહ, અસાધારણ કર્તવ્યપરાયણતા તથા અસાધારણ ધૈર્ય અને આગ્રહ રાખવા ટેવ પાડવી.

૭. શાળામાં અને અભ્યાસગૃહમાં અનુકરણીય દેશી-વિદેશી મહાન્ સ્ત્રીપુરુષોનાં અને મહાન્ શિક્ષકોનાં ચિત્રો રાખવાં.

૮. પોતાના વિદ્યાર્થીઓને જે વિષયોનું શિક્ષણ આપવાનું હોય, તે રોજ તેના તે જ હોવાથી તે માટે બેકાળજી ન રાખવી; પણ તેને લગતાં પુસ્તકો વાંચી-વિચારી પોતાનું જ્ઞાન તાજું રાખવું અને તેમાં વધારો કરતા રહેવું; અને તે શીખવવાની નવી પદ્ધતિઓ અને યુક્તિઓ ખોળતા રહેવું.

૯. પોતાના મહત્કર્તવ્યનો અને તેને અંગે રહેલી જવાબદારીનો નિત્ય-પ્રતિ નિશાળે જતાં વિચાર કરતા રહેવું.

૧૦. શાળામાં ત્રણે પ્રતિનાં શિક્ષણ યથાઘટિત નિયત કરેલા સમય પ્રમાણે અપાય તે ઉપર લક્ષ રાખવું.

૧૧. વિદ્યાર્થીઓ સુલક્ષણયુક્ત થાય, તેમને સારી ટેવો પડે, અને દુર્ગુણમાત્ર ઉપર અભાવ પેદા થાય તેને માટે શિક્ષકે ખાસ કાળજી રાખવાની છે અને તે સુસિદ્ધ થવાને પોતાનો દાખલો મૂકવાની પૂરેપૂરી જરૂર છે; કેમકે બાળકો જેના સહવાસમાં હોય, તેવા સહજે થાય છે.

૧૨. વળી સદ્ગુણોના સુદૃઢ સંસ્કાર સ્થાપવાને બાળકનું વય તથા સમજશક્તિ લક્ષમાં રાખી ઇતિહાસ, જીવનચરિત્રો, વાર્તા, કહાણી, દાખલા પુષ્કળ આપવાં અને તે આગળથી મેળવી રાખવાં.

૧૩. નિશાળને છૂટી આપતી વખત પણ બની શકે તો પા કલાક સઘળા વિદ્યાર્થીઓને ભેગા કરીને દિવસના દરમીઆનમાં નિશાળમાં કે ગામમાં કે શિક્ષણના વિષયસંબંધે કંઇ ધ્યાન ખેંચવાજેવો બનાવ બન્યો હોય, તો તેને આગળ કરીને તેઉપરથી જે બોધ આપવો ફળદાયક લાગે, તે આપી ઇશ્વર-સ્તુતિ કરીને પછી રજા આપવી.

૧૪. પ્રત્યેક શિક્ષકે પોતાની ખાનગી રોજનીશી અથવા સ્મરણપોથી રાખવી અને તેમાં શિક્ષણોપયોગી બાબતો નોંધવી, શિક્ષણની કોઇ નવી શૈલી

## લવાજમ મોકલનાર સદ્‌ગૃહસ્થોની નામાવલિ.

રા. અમૃતલાલ ગોરધનદાસ.
રા. અંબાશંકર મલજી વકીલ.
રા. અંબાશંકર શિવશંકર.
ડૉ. અરદેશર ડોસાભાઈ, કુપર; L. R. C. P. &c.
મિ. આમદભાઈ મેરાલી.
રા. આરતલાલ અચરતલાલ.
રા. ઉજ્જ્વાગીરી ખીમચંદ વકીલ.
રા. ઓધવજી માણેકચંદ.
રા. કેશવલાલ વેણીરામ.
મિ. ખાનમહમદ મનજી.
રા. ખીમચંદ જગજીવનદાસ.
રા. ગિરધરલાલ માધવરાય.
રા. ગોવર્ધનદાસ નથુલાલજી.
રા. ગોવિંદલાલ હરિલાલ.
રા. ચુનિલાલ ફુલચંદ.
રા. ચુનિલાલ મોરલીધર.
મિ. જાફરમહમદ ગુલામહુસેન.
રા. જીવણરાય જેશંકર, B. A.
રા. જીવરાજ વરધમાન વકીલ.
રા. જોગેશ્વર ચુનિલાલ.
રા. ડાહ્યાભાઈ દેવશંકર.
રા. ડાહ્યાભાઈ પ્રેમાનંદ.
રા. સા. ત્રિભોવનદાસ લક્ષ્મીદાસ.
રા. દ્વારકાદાસ દયાળજી.
રા. દ્વારકાદાસ નરભેરામ.
રા. દ્વારકાદાસ વૈષ્ણવદાસ.
રા. નગીનદાસ મેળાપચંદ.
રા. નરભેરામ કરમચંદ.
રા. નાનાભાઈ પરમાનંદદાસ.
મિ. નુરમહમદ મનજી.
શા. નેમીદાસ હેમચંદ.
રા. પ્રભાશંકર ફુલશંકર.
રા. પ્રભાશંકર ગયારામ.
પ્રોફેસર પાન્ડુરંગ બીખાજી, B. A.
રા. પ્રાણશંકર જગન્નાથ.
રા. પ્રાણશંકર શંભુરામ.
રા. પુરુષોતમ જીવણદાસ.
રા. પૂંજાલાલ કલ્યાણ.
રા. બાપુભાઈ દાજીભાઈ.
રા. ભગવાનજી જેતસી.
રા. ભૂખણદાસ ત્રિભુવનદાસ.
રા. મગનચંદ નવલચંદ.
રા. મગનલાલ પુરુષોત્તમદાસ.
રા. મગનલાલ મનસુખ.
રા. મગનલાલ સખિદાસ.
રા. મનસુખભાઈ કચરાભાઈ.
રા. મંગળદાસ દેવીદાસ.
રા. મલજીભાઈ માવજી.
મિ. મહમદઅલીભાઈ ચાગજી.
રા. માણેકચંદ હંસરાજ. (મુંબઈ).
રા. માણેકચંદ હંસરાજ. (પોરબંદર).

(બીજાં નામ આગલા અંકમાં.)

REGISTERED NO. B. 333.

ॐ ।

धर्म नीति

# लोकप्रिय लेखमाला.

( માસિક )

વિદ્યા કલા

વર્ષ ૨. **રોગને ટાળવાના અને** અંક ૧૨.

## નીરોગ રહેવાના ઉપાયો.

સં. ૧૯૫૮ કાર્તિક વદિ ૧૪ | સ. ૧૯૦૨ ડિસેમ્બર.


પ્રસિદ્ધ કરનાર

श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકોઃ–

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરાં.

વાર્ષિક લવાજમ–પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.


ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।
કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ૪૦

# सूचना.

" લોકપ્રિય લેખમાલા " સંબંધી લખાણપરત્વે સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે કરવો:—

રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મેહેતા, બી. એ;
હેડમાસ્તર, બહાદુરખાનજી હાઇસ્કુલ, જુનાગઢ.;
( કાઠિયાવાડ ).

' લોકપ્રિય લેખમાલા ' નું નવીન વર્ષનું લવાજમ સત્વર મોકલી આપવા સુજ્ઞ ગ્રાહકોપ્રતિ અમારી વિનંતિ છે. ગયા વર્ષમાં અંક જેમના ઉપર વી. પી. થી મોકલવામાં આવ્યાછે તેમના ઉપર બીજો અંક વી. પી. થી મોકલવામાં આવશે. અનેક સ્થલે ' લેખમાલા ' ના એક કરતાં વધારે ગ્રાહકો છે માટે જે જે સ્થલના ગ્રાહકોને એકઠા થઇ લવાજમ મોકલવું હશે તેમને અર્ધા આનાની ટીકીટ મોકલ્યે તે તે સ્થળના ગ્રાહકોનાં નામ જણાવવામાં આવશે.

આર્ય-ઉદ્યોગ-મંડળ, વડોદરા.

॥ ॐ श्री ॥

# રોગને ટાળવાના અને નીરોગ રહેવાના ઉપાયો.

---

## લેખ લખવાનું કારણ.

વિષયનું મથાળું વાંચતા ઘણાને એમ લાગશે કે આ વિષયમાં રોગ મટાડવાનાં કોઇ ઓસડીઆં લખ્યાં હશે, અને હંમેશાં નીરોગ રહેવાને માટે સારી ભૂખ લાગે, ઝાડો સાફ ઉતરે, લોહી તથા શકિત વધે એવી કોઇ ગોળીઓ કે માત્રા કેમ બનાવવી તે લખ્યું હશે. સૃષ્ટિમાં કરોડો પ્રાણિઓ અને જંતુઓ ઓસડીઆંવિના, રોગ થયા હોય તો મટાડે છે, અને જે ખોરાક પોતાની જાતિને માટે ખાવાનો હોય છે તે ખાઇને નીરોગ રહે છે, અને ઉત્તમ પ્રકારનું બળ તથા શકિત મેળવે છે, ત્યારે બુદ્ધિમાન્ ગણાતું તથા પોતાને સર્વ પ્રાણિઓમાં સહુથી ઉંચું માનતું મનુષ્યપ્રાણી, રોગ ઓસડ ખાધા વિના મટતો જ નથી, અને શરીરનું બળ માત્રા, ગોળીઓ પાક કે તાંબા વગેરે ધાતુઓની ખાખ ખાધા વિના વધતું જ નથી એવી ભૂલભરેલી સમજણમાં જન્મે છે ત્યારથી તે મરણસુધી ગોથાં ખાધા કરે છે, એ બહુ જ ખેદભરેલું છે. જરાક માંદા પડ્યા કે કોઇ રોગથી ખાટલે સુતા કે જોવા આવનાર સ્નેહી સંબંધીઓ પહેલો સવાલ એ જ કરે છે કે કોનું ઓસડ ચાલે છે, કયી દવા કરોછો વગેરે, તથા જેની દવા ચાલતી હોય તેથી આરામ ન હોય તો પોતે સર્વજ્ઞની પેઠે કોઇ નવું ઓસડ સૂચવે છે. સર્વત્ર ચાલતી આ પ્રવૃત્તિ એ જ સૂચવે છે કે મનુષ્યોનો મોટો ભાગ ઓસડવિના, રોગ મટતો નથી એમ દૃઢપણે માને છે. મંદવાડથી, ભારે મહેનતથી, ચિંતાથી, દુરાચારથી કે એવાં

જ બીજાં કારણોથી શરીરે સુકાઇ ગયેલા દુર્બળ અશક્ત મનુષ્યો જ્યાં ત્યાં એમ જ માનતા જણાય છે કે કોઇ બળ આપનારી દવા ખાધા વિના હવે શરીરે શક્તિ આવવાની નથી. લોકોમાં દૃઢ થઇ ગયેલા આ વિચારને લીધે, આજે હજારો ને લાખો દવાઓ ઠામે ઠામ નવી નીકળતી જણાય છે. વહાણું નથી વાતું એટલામાં તો નવી દવાની નોટીસ હાથમાં આવી જ હોય છે; ન્યુસપેપરો હાથમાં લઇએ છીએ તો આગળ પાછળ, વચમાં દવાની જાહેરખબરો હોય જ ! ઘરમાંથી બહાર નીકળ્યા તો પોળની કે મ્હોલ્લાની ભીંતોએ અને સરીયામ રસ્તાની ભીંતોએ ઓસડોની જાહેરખબરો મોટે અક્ષરે છાપેલી નજરે પડવાની જ. નવી છપાયેલી ચોપડીઓ ખરીદીએ છીએ તો ત્યાં પણ સર્વવ્યાપક ઇશ્વરની પેઠે આ ઓસડીયાની જાહેરખબરો ખરી જ. સાહિત્યનું માસિક હાથમાં લો કે વ્યવહારનીતિ વગેરેનો બોધ કરનારૂં માસિક વાંચો કે પછી ધર્મ, તત્વજ્ઞાન અને વેદાંતશાસ્ત્રજેવા ગહન વિષયોને ચર્ચનારૂં માસિક જુઓ તો ત્યાં પણ સભ્ય મનુષ્યોને વાંચતાં શરમ આવે એવાં વચનોમાં લખેલી આ દવાઓની જાહેરખબરો નજરે પડવાની જ. પૈસા કમાવાના ઘણા માર્ગ હવે બંધ થઇ ગયા છે એટલે જ્યાં ત્યાંથી પાંચ દશ વનસ્પતિઓ એકઠી કરી કુટી ગોળીઓ વાળી મોટી મોટી જાહેરખબરો છપાવી, ઓસડવિના રોગ મટતા નથી, એવું દૃઢપણે માનનારી ભોળી પ્રજાનું ધન હરવાનો ઉદ્યોગ હવે ઘણા લેઇ બેઠા છે. છેલ્લાં દશ વિશ વર્ષમાં કંઇ હજારો નવી દવાઓ નીકળી છે–કોઇ તો ખાતાં વાર જ પેટમાં જઇ તરત નવું તાજું લોહી બનાવી દે છે, કોઇ એક જ શીશી પૂરી કરતાં તો ઘરડાના ગગર જુવાન બનાવી દે છે, કોઇ તો વૈદકશાસ્ત્રમાં જેટલા રોગો ગણાવ્યા હોય છે તે સર્વને એકે સપાટે ટાળી શરીરને તાંબાજેવું કરે છે, કોઇનો તો એક જ ઘુંટડો પીતાં બત્રીસે કોઠે દીવા થઇ જઇ ચમત્કારિક તાકાત આપે છે, કોઇ દવા તો આખા જગતમાં પ્રસિદ્ધ થઇ આ દેશમાં અને પરદેશમાં ગામે ગામ, અને નગરે નગર ખૂણે ખોચરેથી રોગરૂપી દુશ્મનોને ખોળી ખોળીને તેમના સામે તોપના ગોળા છોડી તેમનો એટલો તો કચ્ચરઘાણ કાઢી નાંખી પોતાનો જિતનો ઝુંડો દશે દિશામાં ફરકાવવા લાગી છે કે રોગોને હવે ક્યાં જઇને આ-

શરો લેવો તે સૂજતું નથી, કેટલીક દવાઓ તો હિમાલય કે મેરુપર્વતની ગુફાઓમાં વસતા કોઇ હજાર વર્ષના કે લાખો વર્ષના જુના જોગીરાજોએ જગત્‌ના કલ્યાણને માટે બતાવી હોય છે, અને તે દવાથી જેની ગણત્રી કરતાં પણ પાર ન આવે એવા અસંખ્ય રોગીઓને આરામ થઇ ચૂકયો હોય છે, કેટલીક દવાઓ તો ઘાડાં જંગલોમાં જઇને વર્ષોનાં વર્ષ અપાર દુઃખ વેઠીને, પૈસાની, વખતની અને સંસારનાં સર્વ સુખોની ભારે ખુવારી કરીને શોધી કઢાઇ હોય છે, કેટલીક દવાઓ તો જગતમાં ક્વાંહિ પણ ન મળે એવાં બહુ દુર્લભ પુસ્તકોમાંથી અપાર શ્રમ વેઠીને, તથા તેમાંની દુર્લભ વનસ્પતિઓ મેળવવાને દેશદેશાંતર ફરીને તથા તેમને તૈયાર કરવાની રીત કોઇ અવધૂત સંન્યાસીઓપાસે બહુ બહુ પ્રકારની સેવા ઉઠાવીને શીખીને તૈયાર કરવામાં આવી હોય છે, અને અસંખ્ય દરદીઓઉપર એટલે હિંદુસ્થાનનાં ત્રીસ કરોડમાંથી વીસ પચીસ કરોડ મનુષ્યોઉપર અજમાવીને પછી જ લોકના ભલાને માટે ઘણી જ સસ્તી કિંમતે જાહેરમાં મૂકવામાં આવી હોય છે! આ વગેરે અનેક જાતની હાલમાં બહાર પાડવામાં આવતી દવાઓની જાહેરખબરો એકઠી કરીને કોઈ મનુષ્ય આપણી પૃથ્વીઉપરથી કોઈ બીજી દુનિયામાં જાય અને ત્યાં વસનારને આ જાહેરખબરો બતાવે તો તે તો એમ જ જાણે કે મૃત્યુલોકમા હવે રોગનું નામનિશાન નહિ રહ્યું હોય, ત્યાંનાં સઘળાં મનુષ્યો શરીરે બહુ સુદૃઢ, અત્યંત બળવાળાં, તથા નિરંતર આનંદમા રહેતાં હશે, ઘડપણનો ત્યા જરા પણ ત્રાસ નહિ હોય, કોઇનું અકાળ મૃત્યુ નહિ થતું હોય, મોટી મોટી મરકીઓ ફાટી નહિ નીકળતી હોય, આરોગ્યના નિયમોના ભંગ કરવાથી કશું પણ દુઃખ નહિ થતું હોય, અને રોગનો જરા પણ ભય નહિ હોવાથી વિષયના ઇચ્છામાં આવે એવા ભોગો ભોગવી મૃત્યુલોકનાં મનુષ્યો આમનગમન કરતાં હશે! પરંતુ આપણે જાણીએ છીએ કે આટલી આટલી રામબાણ દવાઓ નીકળતાં છતાં, ડોકટરો અને વૈદ્યોનાં મહેલ્લે મહેલ્લે અને શેરીએ શેરીએ રોગોને મારી હઠાવવાને થાણાં રોપાયાં છતાં, અને લોકો દવાઓના રગડા ગળામાં રેડી સાજા થવાને માટે દર વર્ષે શક્તિપ્રમાણે સેંકડો અને હજારો રૂપૈયાઉપર પાણી ફેરવવા છતાં દહાડે દહાડે વધારે રોગોના ભોગ થઇ પડે છે,

શરીરે અને શક્તિએ ક્ષીણ થતા જાય છે, અને નિરંતર દેશમાં મરકીજેવા વ્યાધિઓ ચાલુ રહેવાથી હજારો અને લાખ્ખોનો, અકાળ મૃત્યુથી કચ્ચરઘાણ નીકળી જાય છે. આજે હાથ, પગ, છાતી, મુખ વગેરે પુષ્ટ હોઇ હરણના જેવી ચપળતાવાળાં બાળકો શોધ્યાં જડતાં નથી. બળવાન ભુજ દંડવાળા, પહોળી ટટાર છાતીવાળા, જેમના ચાલવાથી પૃથ્વી ધમ ધમે એવા પગના સામર્થ્યવાળા, ખાડાવિનાના ભરાવદાર મુખવાળા, અને જેમના હોકારાથી ગર્ભિણી સ્ત્રીઓના ગર્ભ પણ છૂટી જાય એવા વીરત્વવાળા યુવાનો લાખો માણસોમાં એક પણ નજરે આવતો નથી. કમરે વાંકા નહિ વળેલા, નેત્ર, કાન, તથા દાંત જેમના સાબુત રહ્યા હોય એવા, સાઠ અથવા સીત્તેર વર્ષ થવા આવ્યા છતાં એક પણ વાળ જેમનો ધોળો ન થયો હોય, જેમને કરચલીઓ ન વળી હોય તથા જેમને ચાલતાં લાકડીના ટેકાની જરૂર ન પડતી હોય એવા, વૃદ્ધોનો દુષ્કાળ પડયો છે. નખમાં પણ રોગવિનાના, પથ્થરને પણ પચાવી શકે એવા જઠરાગ્નિવાળાં, અને પચીસ ત્રીસ ગાઉ પગે ચાલી જવું એ તો જેમને આગગાડીએ જવાજેટલું પણ દૂર ન લાગતું હોય એવા શરીરના સામર્થ્યવાળા મનુષ્યોની વાતો માત્ર આજે ઘરડાઓને મુખે સાંભળવાની જ રહી છે. ધાડાં પડતાં અથવા પોળમાં ચોર આવતાં ડાંગ લઇને સામા થનાર શૂરવીરોના આજે ટોટા પડયા છે. શરીરની, મનની અને સર્વ પ્રકારની દુર્બળતા વધી ગઇ છે. નહિ સાંભળેલા અને નહિ જોયેલા નવાનવા રોગો ફાટી નીકળવા માંડયા છે, અને દેશમાં અને પ્રજામાં ઘર ઘાલી બેઠા છે. લોકોનું આરોગ્ય વધારવા માટે ઠેકાણે ઠેકાણે સરકારે કૃપા કરી ઇસ્પીતાળો કાઢવા છતાં કુશળ ડાકટરોની સંખ્યા પ્રતિવર્ષ દેશમાં વધવા છતાં, મ્યુનિસીપાલિટી વગેરે આરોગ્યનું સંરક્ષણ કરનારાં અને રોગોનો ફેલાવો અટકાવનારાં ખાતાંઓ નિરંતર ઉદ્યોગ કર્યા કરવા છતાં, નવી નવી દવાની શોધો થવા છતાં અને નવી નવી પેટંટ દવાઓનાં ફોડીવાળાં ઉભરાવા છતાં પ્રજાનું આરોગ્ય વધવાને બદલે ઘટતું ચાલે છે.

આમ થવાનો હેતુ શો ? આટલા આટલા ઉપાયો યોજવા છતાં રોગની સંખ્યા શા માટે વધે છે ? મનુષ્યોનો મોટો ભાગ નીરોગી કેમ રહેતો નથી ?

અથવા માંદા પડીને દવાથી સારા થયા છતાં પાછા થોડા માસ પછી અગાઉના કરતાં વધારે માંદા શા માટે પડે છે ? બે બે વાર ત્રણ ત્રણ વાર અને પ્રસંગે ચાર ચાર વાર ખાય છે, વાર તહેવારે ઘેર અને પ્રસંગોપાત્ત જ્ઞાતિભોજનસમયે ધીસાકરવાળાં મિષ્ટાન્ન ઉડાવે છે, શિયાળામાં મેથીના કે વસાણાના લાડુ કે શાલમપાક વગેરે પૌષ્ટિક કે શક્તિ વધારનારા પદાર્થો શક્તિપ્રમાણે ખાય છે, છતાં શરીરે લોહી કેમ લેતા નથી ? દવાઓથી રોગો જડમૂળથી કેમ નીકળતા નથી ? વગેરે પ્રશ્નો શરીરનું સંરક્ષણ તથા આરોગ્ય ઇચ્છનાર પ્રત્યેક વિચારવાન્ મનુષ્યે બહુ વિચારવાજેવા છે.

આ પ્રશ્નોનો આપણે જ આજે આ સ્થળે વિચાર કરીએ છીએ એમ કંઇ નથી, પણ આપણા કરતાં જે દેશો આજે અનેકગુણ ચડતીમાં ગણાય છે, જેમનું શરીરબળ, મનોબળ, વિદ્યાબળ, ધનબળ, તથા બુદ્ધિબળ આપણા કરતાં આજે બહુ જ આગળ પડતું જોવામાં આવે છે, એવા ઇંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ વગેરે યુરોપના દેશોમાં તથા ચઢતીના શિખરે પહોંચેલા અમેરિકામાં પણ ચાલે છે. તે દેશોની પ્રજા પણ ધીરે ધીરે શરીરબળમાં ક્ષીણ થતી ચાલે છે. રોગો પણ ત્યાં પુષ્કળ વધતા ચાલે છે. ક્ષયરોગથી થતાં મરણોની સંખ્યા ત્યાં બહુ જ વધી પડી છે. વિસ્ફોટ ( cancer ) પણ ઘણા જ મનુષ્યોને થવા લાગ્યો છે. સંધિવાથી હજારો મનુષ્યો પીડાય છે. અને ઉન્માદ અથવા ગાંડપણનું પ્રમાણ એટલું બધું વધી પડ્યું છે કે પ્રજાના આરોગ્યસંબંધી કાળજી રાખનાર મનુષ્યો બહુ ચિંતામાં પડ્યા છે. ત્યાં અસંખ્ય વિદ્વાન્ ડોક્ટરો, આરોગ્યસંરક્ષણનાં મોટાં મોટાં ખાતાઓ, નિત્ય નવી નવી દવાઓની શોધો થતી રહેતી હોવા છતાં, પ્રજાનું આરોગ્ય જેવું રહેવું જોઈએ તેવું રહેતું નથી. આરોગ્ય બગડવાનાં અને નવા નવા રોગો જે પૂર્વે ન હતા, તેનો ભયભરેલી રીતે પ્રસાર થવાનાં કારણો શોધાવા લાગ્યાં છે, અને તેના પરિણામમાં સર્વે વિચારવાન્ ડોક્ટરો તથા વિદ્વાનો એ જ નિશ્ચયઉપર આવ્યા છે કે " હાલમાં ચાલતી દવાઓથી જેટલા રોગીઓ સારા થાય છે તેના કરતાં બમણા ત્રમણા કે તેથી પણ વધારે મરી જાય છે. હાલની વિલાયતી દવાઓથી તત્કાળ રોગ દબેલો જણાય છે, પણ તેથી શરીરના સામર્થ્યનો

અત્યંત નાશ થઈ નવા રોગોની જડ શરીરમાં નંખાય છે, અને આથી આજ-સુધી જગતૂમાં ચાલેલી મોટી લડાઈઓથી જેટલાં મનુષ્યો મર્યાં છે તેના કરતાં દવાઓથી અનેકગુણુ વધારે મનુષ્યો મર્યા છે. તેથી રોગ થતાં દવા આપવાના કરતાં, જે કારણોથી રોગ થયો હોય તે કારણોને ટાળવાં, તથા જરા પણ નુક્સાન નહિ કરનારા એવા નિર્દોષ કુદરતી ઉપાયો કરવા, એ જ વધારે યોગ્ય છે. કોઇ દુર્ગંધવાળા સ્થળમાંથી અત્યંત દુર્ગંધ નીકળતી હોય ત્યારે તે દુર્ગંધ જે કારણથી આવતી હોય તે કારણને ન ટાળતાં, ત્યાં ધૂપ લોબાન વગેરે કરી દુર્ગંધનું નાકને ભાન ન થાય એમ કરવું, એના જેવો રોગ થાય ત્યારે દવા આપવાનો હાલમાં ચાલતો પ્રયોગ છે. ધૂપ લોબાન કરવાથી દુર્ગંધ થોડો વખત નહિ જણાય એ ખરૂં છે પણ દુર્ગંધનું કારણ કાયમ રહેવાથી હમેશની પીડા રહેવાની જ; એ જ પ્રમાણે તાવ આવે ત્યારે તાવનું કારણ ન ટાળતાં 'કૈના-રીટીન' કે 'એન્ટીપાઈરીન' જેવી દવા લેવાથી તાવ દબાશે ખરો, પણ કારણ કાયમ રહેવાથી શરીરમા હમેશનું દુઃખ રહેવાનું. આપ્રમાણે રોગને લાભ-વાના કરતાં રોગ થવાના કારણોને ટાળવાં અધિક યોગ્ય હોવાથી કારણોનો વિચાર કરતાં તેઓ એવા નિશ્ચયપર આવ્યા છે કે મનુષ્યપ્રજા ઇંદ્રિયોને વશ થઈ હમણાં કુદરતના ઘણા નિયમોને તોડે છે તેથી જ તેમને પુષ્કળ રોગો થાય છે. જે ખાવું જોઈએ, અને જેવું ખાવું જોઈએ તે ન ખાતાં મનુષ્યો જીભના સ્વાદને વશ થઈને ખાવાના પદાર્થો ખાવા લાગ્યા છે, અને તેથી જેમ એંજીનમા એકલા કોયલા અથવા લાકડાં ભરવાને બદલે કોયલા, લાકડાં, કચરો, ધૂળ, પથરા અને એવી જ બીજી અલાબલા ભરવાથી એંજીન ધુંધવાય છે, અને ક્રિયા કરી શકતું નથી, તેમ માણસના શરીરમાં રહેલું જઠર જે એક એંજીન જેવું છે તેમાં પચી શકે એવો, અને શરીરને બળ આવે એવો સાદો ખોરાક નાંખવાને બદલે જીભના ચટાકાને માટે ગમે તેવી અલાબલા ભરવામાં આવવાથી જઠર બરાબર ક્રિયા નહિ કરી શકવાથી શરીર અનેક રોગનું ભોગ થઇ પડે છે. આથી કરીને મનુષ્યોને પડેલી ખોટી ટેવો ટાળવી, એ જ રોગને ટાળવાનો, અને ફરીને ન થવા દેવાનો ઉપાય છે.'

તેમણે વળી બીજો નિશ્ચય એવો કર્યો છે કે સાધારણ મતિના મનુષ્યો

ધારે છે તેમ રોગ એ કંઇ કુદરતે કરેલી શિક્ષા નથી, પણ આરોગ્યના નિયમોનો ભંગ કરવાથી શરીરમાં જામેલું ઝેર બહાર કાઢી નાંખવાનો કુદરતનો પ્રયત્ન છે, અને તેથી રોગ એ અહિત કરનારો શત્રુ નથી, પણ હિત કરનારો મિત્ર છે. આથી કરીને રોગને દાબી દેવાનો પ્રયત્ન કરવો એ શરીરમાંથી બહાર નીકળી જતા ઝેરને શરીરમાં ને શરીરમાં પાછું પેસાડી દેવાના પ્રયત્નની બરાબર છે. ઘરમાં કોઇ દરમાંથી સાપે ડોકું કાઢેલું જણાય તો સાપને બહાર કાઢી પકડી વેગળે નાંખી આવવો, એ બુદ્ધિમાનનું કામ છે, પણ દરઉપર એક પાટીયું ઢાંકી દેઈ, અથવા માટીથી દરને છાંદી લેઈ, સાપનો ભય મટયો એમ માનવું, એ બુદ્ધિમાનને ઘટતું નથી. દરને છાંદી લેવાથી તત્કાળ સાપ દેખાતો નથી, પણ અંદર રહેવાથી તે કોઇ બીજી જગાએથી કાણું પાડી બહાર નીકળી આપણને ત્રાસ દેવાનો જ. તેથી દરને છાંદી લેવું એ સાપનો ભય ટાળવાનો ખરો ઉપાય નથી, તે જ પ્રમાણે શરીરમા રોગ જણાતાં તેને દાબી દેવાને હાલમાં જે દવાએ અપાય છે એ કંઇ રોગને ટાળવાનો ખરો ઉપાય નથી, પણ રોગવડે શરીરમાંથી વિષ કાઢવા કુદરત જે પ્રયત્ન કરે છે, તે પ્રયત્નને મદદ આપવા જેવું, જે કંઇ કરવામાં આવે તે જ રોગને ટાળવાના ખરા ઉપાય છે. અને આવા ઉપાયો શોધી કાઢવામાં તેઓએ કુદરતનું જ અવલોકન કરી કુદરતની નકલ કરી છે. આપણા શરીરમાં નિત્ય થતા મળને અથવા વિષને કુદરત મુખ્ય ચાર રસ્તે બહાર કાઢી નાંખે છેઃ ૧ ફેફસાંવાટે ( આ રસ્તે લોહી વગેરેમાં રહેલા મળને કાર્બોનિક ગેસ, વરાળ વગેરેના રૂપમાં બહાર કાઢી નાંખે છે ) ૨ ચામડી વાટે ( આ રસ્તે પરસેવાના રૂપમાં શરીરમાં રહેલા મળને કાઢી નાંખે છે ) ૩ ગુદા વાટે ( આ રસ્તે ઝાડના રૂપમાં મળને કાઢી નાખે છે ) ૪ મૂત્રેન્દ્રિયવાટે ( આ રસ્તે મૂત્રના રૂપમાં શરીરમાં રહેલા વિષને કાઢી નાંખે છે. ) આથી કરીને શરીરમાં જ્યારે જ્યારે અધિક વિષનો સંચય થાય ત્યારે આ ચાર રસ્તે, તે વિષને બહાર કાઢી નાંખવામાં કુદરતને મદદ કરવી એ રોગને ટાળવાના ખરા ઉપાય છે. તેમાં પણ શરીરને શિથિલ કરીને, તેની દુર્બળતા વધારીને વિષને કાઢવાનો જે યત્ન કરવો તે કુદરતથી ઊલટું છે, અને તેથી તે ખરો ઉપાય નથી. તેપાળો

ખાવાથી કે દીવેલ પીવાથી ઝાડા અધિક થઈ મળ નિકળે છે, એ વાત સાચી છે, પણ તેથી શરીર શિથિલ થઈ અશક્તિ વધે છે, માટે એ કુદરતી ઉપાય નથી. 'ડાયાફોરેટિક મિકસચર' (પરસેવો આણનારી દવા) તાવમાં આપવાથી પરસેવો થઈ તાવ ઉતરે છે, એ ખરૂં છે, પણ તે દવામાં હૃદયની ક્રિયાને મંદ કરનારાં ઝેરી તત્વો હોવાથી તાવ ઉતર્યા છતાં બીજાં નુકસાન થાય છે, તેથી તે પણ કુદરતી ઉપાય નથી. એ જ પ્રમાણે મૂત્રલ ઔષધ લેવાથી મૂત્ર અધિક થાય, પણ અન્ય હાનિઓ થતી હોવાથી તથા તે ઔષધોમાં વિષ ભળેલાં હોવાથી તેમને બહાર કાઢવાને કુદરતી રીતે શરીરના અવયવોને અધિક પરિશ્રમ કરવો પડતો હોવાથી અધિક અશક્તિ આવે છે અને તેથી તે પણ કુદરતી ઉપાય નથી. આ વગેરે વિચાર કરીને ફેફસાં, ચામડી, ગુદા અને મૂત્રેન્દ્રિયની ક્રિયાને રોગસમયે અધિક સતેજ કરવા માટે તેઓએ નિર્દોષ ઉપાયો ખોળી કાઢયા છે, અને તે ઉપાયો એટલા સરળ છે, અને તેથી રોગ એટલી ત્વરાથી મટી જાય છે તથા નીરોગી મનુષ્યોનું પણ તે ઉપાયોનું પ્રસંગોપાત્ત સેવન કરવાથી આરોગ્યનું એવું રક્ષણ થાય છે તથા દવાઓના રગડા ગળામાં રેડવાથી પરિણામે જે હાનિ થાય છે તેવી હાનિનો તેમાં એટલો તો ઓછો સંભવ છે, તથા તેથી ડાકટરોની ભારે ફીનો તથા દવાના મોટા ખર્ચનો એટલો બધો બચાવ થાય છે કે આજે યૂરોપના સઘળા દેશોમાં અને તેમાં પણ જર્મની, ઇંગ્લાંડ અને ફ્રાન્સજેવા આગળ પડતા દેશોમાં તથા અમેરિકામાં મોટી મોટી ઇસ્પીતાલોમાં તથા આરોગ્યસંરક્ષકસ્થાનો (Sanitariums) માં હવે આ ઉપાયોનો જ વિશેષે કરીને પ્રચાર ચાલે છે. અમેરિકાના સુપ્રસિદ્ધ ડા. કેલોગ, ડા. હોલબ્રૂક, ડા. ટ્રોલ, પ્રો. પાર્કર, પ્રો. કાર્સન, પ્રો. કલાર્ક વગેરે અનેક વૈદ્યવિદ્યાભિજ્ઞ પુરુષો, તેમ જ જર્મનીમાં લુઇ કુહને, ફાધર નીપ વગેરે, તથા ઇંગ્લાંડમાં ડા. નિકોલસ, ડા. બેકર ડા. બેઇલી, સર જોન ફ્લોર્ઇસ, વગેરે અનેક વિદ્વાનો હવે દવાઓને છોડી દઈ હવે આ જ ઉપાયોવડે પોતાના રોગીઓના રોગ ટાળે છે.

જે સરળ, નિર્દોષ, અને વગર સાના ઉપાયોવડે આજે યૂરોપ તથા અમેરિકાના ઉપર કહેલા ડાકટરો રોગીઓના રોગ ટાળે છે તે ઉપાયો પૂર્વે

આપણા દેશમાં ચાલતા હતા, તથા આજે પણ ક્વચિત્ તેનો ઉપયોગ લોકો કરે છે; તેથી આ ઉપાયો કેવળ નવા છે કે આપણા લોકોને અજાણ્યા જેવા છે, એમ કંઇ નથી. પણ આજે અંગ્રેજી દવાઓના મોહથી લોકો એવા અંજાઈ ગયા છે કે તેઓ વિશેષે કરીને આ ઉપાયોનો ઉપયોગ કરતા નથી. જ્યારે અંગ્રેજી દવાઓમાંની ઘણી, તેમાં શરીરને હાનિ કરનાર વિષવાળાં તત્વો ભળેલાં હોવાથી હાનિ કરનાર છે, એમ તે દેશના જ વિદ્વાન્ ડૉક્ટરો કહે છે, તથા દેશી દવાઓનો મોટો ભાગ પૈસા કમાવાનો ધંધો લઈ બેઠેલા ઉંટવૈદ્યો-વડે પ્રચારને પામવા લાગ્યો છે ત્યારે, સરૂથી ઘેર બેઠે થઈ શકે એવા આ નિ-ર્દોષ ઉપાયોનું આપણી પ્રજાને યથાવિધિ જ્ઞાન થાય અને તે દ્વારા તેઓ પોતા-ને થયેલા રોગોને ટાળે, ભવિષ્યમાં થતા અટકાવે, તથા નીરોગી મનુષ્યો પો-તાના આરોગ્યનું સંરક્ષણ કરી શકે, એ હેતુથી રોગ થવાનાં પશ્ચિમના વિદ્વા-નોએ નિર્ણય કરેલાં કારણોને, તથા ઉપાયોને આ સ્થળે લખવાં યોગ્ય ગણ્યાં છે. આ લેખ લખીને ડૉક્ટરો તથા વૈદ્યોની લેશ પણ જરૂર નથી, અથવા દવા કોઇએ ન જ કરવી, એવું કહેવાનો કે કોઇને દૃઢ કરાવવાનો લેશ પણ આશય નથી. કુશળ ડૉક્ટરો અને નિપુણ વૈદ્યો સર્વથા માનને પાત્ર છે; તેઓ પોતાનો સ્વધર્મ બરાબર સમજે તો પ્રજાનું આરોગ્ય અનેક રીતે સચવાય એમ છે, તેથી આરોગ્યના નિયમોનું પ્રજાને જ્ઞાન આપવા માટે, તથા કયે પ્રસંગે કયો ઉપાય રોગીને હિતકર છે એ વગેરે બાબતોનો નિર્ણય કરી યથાવિધિ ઉપાયની યોજના કરવા માટે તેમની અગત્ય છે જ. તેમ વિષ વિનાની ઘણી નિર્દોષ દવા-ઓ પણ છે, અને રોગને ટાળવાને તેઓ સમર્થ હોય છે, તેથી તેવી દવાઓનો પણ જગત્‌માં ઉપયોગ છે—અર્થાત્ ડૉક્ટરો, વૈદ્યો અને દવાઓનો સર્વથા ઉ-ચ્છેદ કરવો એ આ લેખનું લેશ પણ તાત્પર્ય નથી. પરંતુ જેઓ અકુશળ ડૉક્ટ-રો તથા વૈદ્યોના સંબંધથી પોતાના વ્યાધિઓને ટાળવા સમર્થ ન થયા હોય, જેઓએ પ્રસ્પીતાજાની તથા બજારમાં વેચાતી વિષવાળી અનેક પેટંટ દવાઓ-થી હાનિને સહન કરી હોય, જેઓ રોગ ટાળવાને પૈસા ખરચી ખરચીને થાકી ગયા હોય, જેઓ એવા નિર્ધન હોય કે ડૉક્ટરોની ભારે ફી તથા દવાના રોજના ચાર આના ખરચી શકે એમ ન હોય, જેઓ બાળપણથી નીરોગ છતાં અજ્ઞા-

નથી એવી રહેણીએ રહેતા હોય કે દર છ મહિને કે વર્ષે બે ત્રણ માસ ખાટલો સેવતા હોય, અને તેનું કારણ પોતાના દોષવાળા આહારવિહારને નહિ પણ પોતાના ગ્રહને કે પ્રારબ્ધને જ માનતા હોય, જેઓ નીરોગ રહેવાને, પૂર્ણ આરોગ્ય તથા બળ પ્રાપ્ત કરવાને, અને કોઇની પણ મદદવિના પોતાને તથા પોતાનાં કુટુંબી જનોને થતા સાધારણ રોગોને પોતાની મેળે, વગર શ્રમે અને ઓછે ખરચે મળી શકે એવા ઉપાયોથી ઘેર ટાળવા ઇચ્છતા હોય, એવા સર્વને માટે આ લઘુ લેખ લખ્યો છે. એમાં ઉપર વર્ણવેલા અમેરિકાના, જર્મનીના તથા ઇંગ્લાંડના સમર્થ ડોકટરોના રોગ થવાનાં કારણો, તે ટાળવાના ઉપાયો, તથા કેવો આહાર વગેરે ગ્રહણ કરવાથી રોગ થવાનો સંભવ નથી, એ વિષેના વિચારોનો તેઓના મોટા ગ્રંથોમાંથી સાર માત્ર આપવા પ્રયત્ન કર્યો છે. અધિક જાણવા ઇચ્છનારને તેઓના મોટા ગ્રંથો જોવાની વિજ્ઞપ્તિ કરી હવે વિષયનો આરંભ કરીએ છીએ.

## રોગ થવાનાં કારણો.

તમે જો ઘડિયાળ વાપરતા હશો તો તમને અનુભવ હશે કે જ્યારે એ ઘડિયાળમાં કચરો ભરાય છે, અથવા તેનાં ચક્રો વગેરે સાંચાકામને કાટ ચઢે છે, ત્યારે તે બગડે છે, બરાબર વખત આપતું નથી, અને વારે વારે બંધ પડી જાય છે. શરીરરૂપી સાંચાનું પણ એમ જ છે જ્યાં સુધી શરીરના સાંચાઓમાં કચરો ભરાયો નથી હોતો, ત્યાં સુધી જઠર પોતાનું કામ બરાબર કરતું રહેતું હોવાથી ખાધેલું અન્ન પૂરેપૂરૂં પચે છે, ઝાડો સાફ ઉતરે છે, લોહી આખા શરીરમાં વેગથી ફરતું રહી પ્રત્યેક અવયવને પુષ્ટ અને નીરોગ રાખે છે, ચામડી પરસેવાને બહાર કાઢી નાંખવાનું પોતાનું કામ સારી રીતે બજાવે છે, ફેફસાં દીર્ઘ શ્વાસવડે પુષ્કળ વાયુને અંદર ગ્રહણ કરી લોહીને શુદ્ધ રાખી જીવનથી, ભરપૂર રાખે છે, મગજ ઠંડુ રહી શાંતિ તથા પ્રસન્નતાનું ભાન થાય છે, આળસ તથા પ્રમાદ થતાં નથી, ચીડીયાપણું, ગ્લાનિ, કારણવિનાનો શોક, તથા એ વિનાના બીજા મનોવિકારો જણાતા નથી તથા જન્મમરણવગેરે દુઃખને આપનારા સંસારમાં રહેતાં છતાં શરીર એ દુઃખને આપનારૂં છે, એવું જરા પણ જણાતું નથી. પણ એ શરીરના સાંચાઓમાં

કચરો ભરાવા માંડે છે કે તરત જ ખાવાઉપર રુચિ થતી નથી, બંધકોશ થવાથી પેટ ડબ્બજેવું થઈ જાય છે, ખાટા ઓડકાર આવી ગળામાં તથા છાતીમાં દાહ બળે છે, લોહી આખા શરીરમાં બરાબર ફરી શકતું ન હોવાથી વિવિધ અવયવો દુર્બળ પડી જાય છે, ચામડીઉપર ફોલ્લી, ફોલ્લા, ગુમડાં વેગેરે દર્દો થઈ આવે છે, ટુંકા શ્વાસ લેવાય છે, હાંફી જવાય છે, માથું તપેલું રહે છે, પગ તથા હાથ ઠંડા રહે છે, પડ્યા હોઇએ છીએ ત્યાંથી ઉઠવાનું મન થતું નથી, કામમાં ઉત્સાહ ઉપજતો નથી, સહજ સહજ બાબતમાં ચીડીયાં થઈ જાય છે, વગર કારણે ખેદ થાય છે, ગમતું નથી, અનેક મનોવિકારોનું જોર જણાય છે, અને શરીર કેદખાનાજેવું, મેડીજેવું, કે દેવતાની સળગતી ભઠ્ઠીજેવું લાગે છે. જેમ કચરો થોડો તેમ ઉપરનાં ચિહ્નો થોડા જોરમાં જણાય છે, અને જેમ કચરો વધારે તેમ તે ચિહ્નો વધારે જોરમાં જણાય છે.

જેમ ઘડીયાળમાં કચરો ધૂળવાળી જગામાં તેને રાખવાથી ભરાય છે, તથા વાપરતાં છતાં પણ ધાતુના સ્વભાવથી ચક્રોને કાટ ચઢવાથી થાય છે, તેમ આપણા શરીરમાં પણ કચરો બહારથી અંદર ભરાય છે, તથા શરીરના અવયવોમાં નિત્ય ઘસારો થતાં કેટલેક કચરો શરીરની અંદર પોતાનામાંથી ઉત્પન્ન થાય છે. વળી જેમ સળગાવેલાં લાકડાં, આપણને ગરમી આપી રહ્યા પછી પોતાની પાછળ થોડી રાખ રહેવા દે છે, તેમ શરીરના પોષણમાટે જે વસ્તુઓ આપણે શરીરમાં દરરોજ નાખીએ છીએ, તે વસ્તુઓ શરીરને પોષણ આપ્યા પછી પોતાની પાછળ થોડોક કચરો રહેવા દે છે. આપ્રમાણે શરીરમાં ત્રણ રીતે કચરો ઉત્પન્ન થાય છે. એક તો બહારથી તેની અંદર કચરો જાય તે, બીજો, પોષણના પદાર્થોમાંથી પોષણ ખેંચાઈ લેવાતાં જે સત્ત્વવિનાનો ભાગ રહે તે, અને ત્રીજો શરીરના ઘસારાથી શરીરમાં ઉત્પન્ન થાય તે. બહારથી શરીરના કચરો પેસવાનાં મુખ્ય દ્વાર બે છે: નાક તથા મુખ. જેમ એ બે બારણાં શરીરમાં કચરો પેસવાનાં છે તેમ એ જ બે બારણાંવાટે શરીરનું પોષણ કરનારા પદાર્થો પણ શરીરની અંદર પ્રવેશે છે; અને તેથી જ્યારે જ્યારે આપણે પોષણના પદાર્થો શરીરમાં એ બે રસ્તે નાંખીએ ત્યારે તેની સાથે શરીરને નુકસાન કર-

નારો કચરો પણ બરાઈ ન જાય એ માટે એ નાકમાં તથા મોંઢામાં કચરાને આવતો અટકાવવાને માટે કુદરતે પહેરેગીરોની બે ટુકડીઓ મૂકી દીધી છે. નાકમાં મૂકેલા પહેરેગીરોને આપણે સારી અથવા નઠારી વાસને ઓળખનારા જ્ઞાનતંતુઓને નામે ઓળખીએ છીએ, અને મોંઢામાં રહેલા પહેરેગીરોને આપણે સારા અથવા નઠારા સ્વાદને પારખનારા જ્ઞાનતંતુઓતરીકે ઓળખીએ છીએ. શરીરને નુકસાન કરનારો, વાયુમાં ભળેલો કોઈ કચરો તમારા નાકમાં પેસવા જાય છે કે તરત જ તેની દુર્ગંધથી નાકના પેહેરેગીરો તમને ચેતાવે છે કે હાથને હુકમ કરો કે નાકે લૂગડું દઈ, આ શત્રુને નાકમાં પેસતો અટકાવે, અથવા પગને હુકમ કરો કે આ દુર્ગંધવાળા સ્થાનમાંથી એકદમ શરીરને બીજી કોઈ ચોખી જગામાં લેઈ જાય. આ ચેતવણીઉપર જો તમે ધ્યાન આપો છો તો તો એ પહેરેગીરો તમને, જ્યારે જ્યારે શરીરને હાનિ કરનાર દુર્ગંધ નાકમાં પ્રવેશે છે ત્યારે ત્યારે દરેક વખતે ચેતાવે છે, પણ જો તમે તેમની ચેતવણીઉપર લક્ષ આપતા નથી તો ધીરે ધીરે એ પહેરેગીરો, ધણીને આપણા કામની કદર નથી એમ જાણી, બેદિલ થઈ જઈ પોતાના કામમાં સાવધાન રહેતા નથી, અને અંતે અફીણીયાની પેઠે પોતાના સ્થાનમાં ઉંઘ્યા કરે છે. સંડાસને વાળનાર ભંગીયાઓ, ઝાડુ કાઢનારાઓ, તપખીરને સુંઘનારાઓ, તમાકુ પીનારાઓ, પોળોની ગંદકીવાળી જગાઓમાં નિત્ય રહેનારાઓ, હવાની આવજા વિનાના ઓરડાઓમાં ગોંધાઈ રહેનારાઓ, ઘણાં માણસો એકઠાં મળ્યાં હોય એવી ઝેરી હવાનો નિત્ય શ્વાસ લેનારાઓ, જેવા કે નાટકોમાં જનારાઓ, કચેરીઓમાં બેસનારાઓ, નિશાળના માસ્તરો, અને વિદ્યાર્થીઓ, દેવળોમાં, કથાઓમાં, સભાઓમાં એકઠા થનારાઓ, અને એવા જ બીજા અનેક મનુષ્યોના નાકના પહેરેગીરોએ તે તે મનુષ્યોને તેમના નાકમાં તનદુરસ્તીને બગાડનાર દુર્ગંધવાળો વાયુ પેસે છે એવી વારંવાર આપેલી ચેતવણીને ન ગણકારવાથી તેઓ નિત્ય ઉંઘ્યા કરે છે, અને તેથી તેમના નાકમાં કચરો જાય છે, તેનું તેમને જરા પણ ભાન હોતું નથી. ભંગીયાનું ગાડું રસ્તામાં થઈને જતું હોય છે તો તમે નાકે આડુ લૂગડું દઈ સપાટાબંધ ત્યાંથી ઉતાવળા જતા રહો છો પણ ગાડું હાંકનાર ભંગીયો, મહાસુખમાં

લોટતો હોય તેમ કેવો ધીરે ધીરે ગાડું હાંકે છે ! -એનું કારણ એ જ કે તેના નાકના પહેરેગીરો જડ પૂતળા જેવા થઈ ગયા છે ! તમે તપખીર નહિ સુંઘતા હો, અથવા તમાકુ નહિ પીતા હો તો તપખીરની ઝીણુ આવવાથી તમને ઉપરાઉપરી છીંકો આવે છે, આખમાં પાણી ભરાઈ આવેછે, તથા તમાકુના ધૂમાડાથી તમારું માથું ફરી જાય છે, ભારે કંટાળો ઉપજે છે, અને નાકે લૂગડું દઈ બને તો તે સ્થાનમાંથી જતા રહોછો, પણ તપખીર સુંઘનારાઓ ઝેરથી ભરેલા તમાકુના લોટના ચપટા ને ચપટા કેવા હોંસથી નાકના દરવાજામાં, હોળીના દિવસોમાં ઉડતા ગુલાલની પેઠે ઉડાડી અપાર આનંદને માને છે, અને તમાકુ પીનારાઓ આયુષ્યનો ક્ષય કરનાર તમાકુના ધૂમાડાના ગોટેગોટાથી ભરેલા ઓરડામાં અત્તરથી બહેક બહેક થઈ રહેલા સ્થાનમાં પ્રસન્નતા અનુભવતા હોય તેમ કેવા પ્રસન્નતાથી કલાકોના કલાકો બીડીઓ કે ચલમો ફુંકતા બેશી રહે છે. એનું કારણ બીજું કંઇ જ નથી, પણ તેમના નાકના પહેરેગીરો, ધણીની બેદરકારીથી આળસુ અને ઉંઘણસી બની ગયા છે. બારીઓ રાત્રે ઉઘાડી મૂકીને સૂઇ રહેનારને તથા માથે મોઢે ઓઢયા વિના ઉઘાડું માથું રાખીને ઉંઘનારને રાત્રે બારીઓ બંધ કરવાથી તથા માથે ઓઢવાથી એક વાર શ્વાસમાં લીધેલી હવા પાછી શ્વાસમાં જવાથી જાણે ગુંગળાઇ જતા હોઈએ એમ લાગે છે. અને માથાઉપરથી ગોદડું કાઢી નાખ્યાવિના તથા બારીઓ ઉઘાડી નાંખ્યાવિના ચેન પડતું નથી, પણ બારીઓ બંધ કરીને તથા માથે મોઢે ઓઢીને સોટપોટ થઈને સુનારને ઘરની તથા ગોદડાની ઝેરી હવાના ઘુંટડે ઘુંટડા દરેક શ્વાસે શરીરમાં જતાં છતાં પણ, મારા શરીરમાં આ ઝેર જાય છે, અને તેથી મારા આયુષ્યનો, મારા બળનો, અને મારા આરોગ્યનો નહિ સમજાય એવી રીતે ધીરે ધીરે ક્ષય થાય છે, એ વિષે જરા પણ ભાન હોતું નથી. એનું કારણ તે મનુષ્યના નાકના પહેરેગીરોએ કુંભકર્ણના જેવી ઘેર નિદ્રા લીધી હોય છે, એ વિના બીજું કાંઇ જ નથી.

આ જ પ્રમાણે શરીરના પોષણમાં જેનો જરા પણ ઉપયોગ નથી, પણ ઉલટા જે શરીરના થતા પોષણમાં નડતર કરી શરીરને જૂદા જૂદા રો-

ઉત્પન્ન કરનારા છે, એવા પદાર્થો મુખ વાટે શરીરમાં પેસતાં, મોમાં જીભઉપર
થાણું જમાવીને બેઠેલા પહેરેગીરો તત્કાળ બૂમ પાડી ઉઠે છે, અને તેવી
વસ્તુને પેટમાં ન નાંખવાને ધણીને ચેતાવે છે. ધણી, આ ચેતવણીઉપર ધ્યાન
આપીને તે પદાર્થને પેટમાં પેસતો અટકાવે છે તો તો આરોગ્યનું રક્ષણ થઈ
આ પહેરેગીરો દરેક પ્રસંગે તેવા શરીરના શત્રુઓ પેટમાં પેસવા માંડે છે કે
ધણીને ચેતાવ્યા જ કરે છે, પણ અજ્ઞાનથી, મૂઢતાથી કે બીજાએ આ શત્રુઓ
મિત્ર છે એવું ખોટું સમજાવેલું હોય છે તેથી થયેલી ભ્રાંતિથી જો તે આ ચેત-
વણીઉપર ધ્યાન નથી આપતો તો તેઓ પણ નાકના પહેરેગીરોની પેઠે પો-
તાની ફરજમાં ગફલત ખરનારા થાય છે, અને પછી તો શત્રુની સેનાની
સેનાને પણ વગર રોકયે ઉલટો આવકાર આપી શરીરમાં પેસવા દે છે.
બે વર્ષના એક નાના બાળકને તમે મરચુ નાંખેલું શાક, કે દાળ કદી
ખવડાવ્યાં છે? મોંમાં શાકનો પીતો જતાં તે કેવી બૂમો પાડે છે! તે
ચીસો નાંખી કેવું રડે છે! અને પાણી પાઈ તેની જીભઉપર અડેલા એ
મરચાને જ્યાં સુધી ધોઇને સાફ નથી કરવામાં આવતુ ત્યાં સુધી તે
મોંના કેવા સીસકારા બોલાવે છે, અને કેવુ રડયા કરે છે. તેની જીભઉપર
રહેલા પહેરેગીરો બાળકને ચેતાવે છે કે મરચું એ બહુ તીક્ષ્ણ વસ્તુ છે, દાહ
ઉત્પન્ન કરનાર છે અને પેટમા જઈ તેની કોમળ આળી ચામડીઉપર તે સોજો
આણી ચાંદી પાડનાર છે, અને તેવા તે મુખમાં જવા દેવા લાયક નથી. નાન-
પણમાં તો બાળક, પહેરેગીરોની આ ચેતવણીઉપર ધ્યાન આપે છે, પણ જેમ,
જેમ માબાપ તરફથી તેન સમજાવવામા આવે છે કે જો! આ શાક કેવું સ્વા-
દવાળું થયું છે, આ દાળ, આ ભજીયું, આ ચટણી, આ કઢી, આ અથાણું,
આ મરી નાખેલો પાપડ કેવા મજાના છે! જરા ખાઈ તો જો! તેમ તેમ
…ભઉપરનો તેનો અભાવ તથા દ્વેષ ઓછો થતો જાય છે, ધીરે ધીરે મોં બ-
ળતા છતાં તે પદાર્થો તે ખાવા માંડે છે, તે એટલે સુધી કે થોડાંક વર્ષોપછી,
મોટકી ફુટી થાય, મગજ તથા શરીરે પરસેવો ગંઈ જાય, છાતીમાં લાહ્ય બળે,
ઝાડા વખતે આગન ઉઠે તોપણ મરચાંવાળા પદાર્થો તે હોંસે હોંસે ખાય છે,
વખતે મરચું ઓછું પડે તો ઉપર બીજું માગી લે છે અને ખુદ મરચાનું શાક

ણાવીને પણ તેને 'પંચામૃતનું' મનોહર મોદક નામ આપી અતિ પ્રેમથી આરોગે છે! શાથી? કારણ કે મુખમાંના પહેરેગીરો હવે પહેલાંના જેવો પહેરો ભરતા નથી. અફીણ કડવું ઝેર જેવું છતાં, તમાકુ ઉલટી કરાવે એવી બેસ્વાદવાળી છતાં, દારૂ મોંમાં અને છાતીમાં દાહ ઉત્પન્ન કરે એવો તથા જરા પણ સારા સ્વાદવાળો નહિ છતાં, અફીણીઆઓ અફીણને, તમાકું ખાનારાઓ તમાકુને, અને દારૂડીઆઓ દારૂને અમૃતજેવાં ગણીને હોંસે હોંસે ખાય છે અને પીએ છે તેનું કારણ તેઓના મુખના પહેરેગીરોને તેમણે બેદરકાર કરી મૂક્યા છે એ જ છે.

આ પ્રમાણે નાક તથા મોં વાટે, શરીરને બગાડનાર કચરો તેમાં ન પેસે એટલા માટે કુદરતે આપણને વાસ તથા સ્વાદ પારખવાના જ્ઞાનતંતુઓ આપેલા છતાં, મનુષ્યો તેમનો ઉપયોગ ન કરી, અજ્ઞાન અને બેદરકારીથી કચરાને શરીરમાં જવા દેઈ અનેક જાતના રોગોને સહન કરે છે. બાગમાં, ખેતરોમાં, અને મેદાનની સ્વચ્છ હવામાં મગજ, મન, તથા આખા શરીરને બહુ જ સારૂં લાગે છે, એવો સર્વને અનુભવ છતાં નાકવાટે સ્વચ્છ હવાને નિત્ય લેવાની ઘણા થોડા મનુષ્યો કાળજી રાખે છે. લોહી બગડયું હોય કે શરીરમાં અશક્તિ આવી હોય તો સારસાપરીલા અને કોડલિવર ઓઈલથી લોહી શુદ્ધ થાય છે, અને શક્તિ આવે છે એવું સાંભળેલું હોવાથી બે રૂપૈયા ખરચી બજારમાંથી તેની બાટલી મંગાવી, બેસ્વાદવાળી તે દવાને ગળામાં રેડે છે, પણ એ દવાઓથી સેંગણો વધારે ગુણ કરનારી સ્વચ્છ હવા, જે ફેફસાંમાં જતાં તત્કાળ જ લાભ જણાવે છે, અને પ્રસન્નતા વધારે છે, તેને લેવા માટે ખુલ્લા મેદાનમાં ફરવા જવાનું કહેતાં, તે મોં મરડે છે, અને નવરાશ ન હોવાનાં બહાનાં બતાવે છે પાંચ મિનિટ કે બે મિનિટ નાક બંધ રાખ્યું હોય તો જે હવા વિના આપણને ગુંગળાઈને મરી જવાનો સંભવ આવે છે તેવી આયુષ્યને આરોગ્યને અને બળને આપનારી હવાવિષે મનુષ્યો જ્યારે આટલા બધા બેદરકાર રહે અને ગમે તેવી ગંદી હવાને ચોવીસે કલાક શરીરમાં લીધા કરે, તો પછી તેઓ ટુંકા આયુષ્યવાળા, રોગી અને દુર્બળ રહે એમાં શી નવાઈ! ઉનાળામાં ઉની લુ વાવાના ડરથી, શિયાળામાં ટાઢો પવન

આવવાના ડરથી, અને ચોમાસામાં શરદી થઈ જવાની ધાસ્તીથી ઘરનાં બારી-બારણાં બંધ કરીને, અને પ્રસંગે પડદાઓ નાંખીને જનાનાની બીબીઓની પેઠે ઘરમાં ગોંધાઈ રહેનાર મનુષ્યો અબળાઓની પેઠે અબળ રહે એમાં શું આશ્ચર્ય ! આકાશની સ્વચ્છ હવામાં ઉડતા પક્ષિઓના તથા જંગલની શુદ્ધ હવામાં ફરતાં પશુઓના આરોગ્યને, બળને; ચાલાકીને અને જીવનશક્તિને નિત્ય જોતાં છતાં પણ પોતાને બુદ્ધિમાન્ માનતાં મનુષ્યો વ્યવહાર સાધવાની હાયવરાળમાં દિવસના ચોવીસે કલાક ગંદી હવામાં રહે છે, અને પશુપક્ષી જેટલી પણ બુદ્ધિ બતાવતાં નથી, એ થોડું ખેદકારક નથી.

જો તમારે તમારું લોહી ઘણા દહાડાના ખાબોચીયામાં રહેલા ગંધાતા ગેલા પાણી જેવું ગંધાતું અને મેલું કરવું હોય, જો તમારે દુર્બળ, પીળા ફીક્કા ચાગડીવાળા, મંદ પચનશક્તિવાળા, ઓછા આયુષ્યવાળા, અને ધીરે ધીરે નાના મોટા અનેક રોગોના મિત્ર થવાની ઇચ્છા હોય, જો તમારે ઉત્સાહવિનાનું, ચીડીયું, કોઇ પણ બાબતનો ચોકસ નિર્ણય તત્કાળ ન આપે એવું ભ્રાંતિવાળું, જડ, અને નિસ્તેજ મગજ કરવા ઇરાદો હોય, જો તમારે વૈદ્ય અને ડોક્ટરોને છ છ મહિને કે વર્ષે વર્ષે બે ચાર વાર તમારા ઘરને પાવન કરવા અને તેમનો દ્રવ્ય વગેરેથી સારો સત્કાર કરવા ઇચ્છા હોય, જો તમારે જાત જાતના કડવા કટાણા સ્વાદથી તમારી જીભને પાધરી દોર કરવી હોય, અને શરીરને હજારો જાતની ઝેરવાળી દવાઓનું સંગ્રહસ્થાન કરવું હોય તો બારીબારણાં બંધ કરીને ઘરમાં બેશી રહી તેમાં રહેલી ઝેરી હવાને નિત્ય શ્વાસમાં લેજો, રાત્રે પણ બધી બારીઓ બંધ રાખજો, અને શિયાળામાં ટાઢ વાય ત્યારે માથે મોઢે ગોદડું ઓઢી રાખજો, હવાનો અવરજવર થતો ન હોય એવી નાટકશાળા વગેરેમાં જજો અને ત્યાંની સેંકડો માણસોના શ્વાસપ્રશ્વાસથી ઝેરી થયેલી આયુષ્યને હરનારી હવાને નાટક જોવાના આનંદસાથે આનંદથી લીધા કરજો, અને તમાકુ, ગાંજો વગેરે પદાર્થોની અગરબત્તીજેવી સુવાસવાળી ધૂણીના ગોટે ગોટાને તમાકુ દેવી આગળ થતા ધૂપજેવા ગણીને પ્રીતિથી સ્વીકારજો.

માણસોના શ્વાસપ્રશ્વાસ લેવાથી થયેલી અશુદ્ધ હવાથી જેમ આરોગ્ય બગડે છે, તે જ પ્રમાણે ઘરમાં વારીદું વાળવાથી ઉડતી રજ નાકમાં જવાથી

રસ્તાની ધૂળ નાકમાં જવાથી, રસોઈ કરતાં ઘરમાં થતી છાણાં તથા લાકડાં-વગેરેની ધૂણી નાકમાં જવાથી અને શુદ્ધ હવાવિનાના એવા જ બીજા પદાર્થો નાકમાં જવાથી આરોગ્ય બગડેછે. દમ, ક્ષય, તથા એવા જ બીજા વ્યાધિવાળા રોગીઓ રસ્તામાં થુંકેલા હોવાથી તેમ જ તમાકુ વગેરે ખાનારા વ્યસનીઓના કફ રસ્તામાં પડેલા હોવાથી ને સુકાઇ જઈ તેના રોગજનક જંતુઓ ધૂળમાં ભળેલા હોય છે, અને ઝાડુ કાઢતાં તેવી ધૂળ માર્ગમાં ચારે બાજુએ ઉડી નાકમાં પેશી જઈ રોગ થવાનો સંભવ આણે છે. તેમ જ છાણાં તથા લાકડાં-વગેરેની ધૂણી પણ લોહીને અશુદ્ધ કરી વ્યાધિ થવાનો સંભવ આણે છે માટે આરોગ્યને ઇચ્છનારે તેવા પદાર્થો નાકમાં ન પ્રવેશે માટે સાવધાનતા રાખવી ઘટે છે.

ધૂળનાં રજકણો નાકમાં પેશી આરોગ્ય ન બગાડે એટલા માટે કુદરતે નાકના દ્વારમાં વાળ ઉગાડવાની વ્યવસ્થા કરી છે, પણ ઘણા કુદરતથી ડાહ્યા મનુષ્યો, હજામત કરાવે છે ત્યારે ચીમટાથી પોતે જાતે અથવા હજામપાસે તે વાળને ચુંટાવી નાંખે છે. આમ થવાથી ધૂળનાં રજકણો વાળમાં ભરાઈ ન રહેતાં ઠેઠ ફેફસામાં જાય છે, અને વિવિધ હાનિ કરે છે.

આ પ્રમાણે અશુદ્ધ હવાના રૂપમાં, ધૂળનાં રજકણોના રૂપમાં, અને ધુમાડા વગેરેના રૂપમાં, શરીરમાં પેસતો કચરો અટકાવવાને જેઓ સાવધાનતા સેવે છે, તેઓ સોએ પચાસ ટકા રોગને અટકાવે છે. હવે મુખવાટે શરીરમાં જતા બીજી જાતના કચરાવિષે વિચાર કરીએ.

ખાવાના તથા પીવાના એમ બે જાતના પદાર્થો મુખવાટે આપણા શરીરમાં જાય છે. આ પદાર્થોમાં જે વસ્તુઓ આપણા શરીરમાં જઈ શરીરને પોષણ આપે છે, તે જ પદાર્થો શરીરને ઉપયોગી હોવાથી આરોગ્યને આપનાર છે, તથા જે પદાર્થો શરીરને પોષણ આપતા નથી, તે પદાર્થોનો શરીરમાં કશો ઉપયોગ ન હોવાથી તે આરોગ્યને આપનાર નથી એટલું જ નહિ પણ તે આરોગ્યનો ભંગ કરી વિવિધ રોગને ઉપજાવનાર છે. આપણે ખાતી વખ-

તે ધૂળને ખાતા નથી, કારણ કે ધૂળ એ શરીરનું જરા પણ પોષણ કરતી ન હોવાથી ધૂળ એ આહારની વસ્તુ ગણાતી નથી. નાનાં બાળકો માટી, સીંપણના પોપડા, રાખ, કોયલા કે ઠીકરાં ખાય છે, ત્યારે આપણે તેમને રોકીએ છીએ તેનું કારણ એ જ કે તે વસ્તુઓનો શરીરના પોષણમાં જરા પણ ઉપયોગ નથી, અને તેથી તે જો શરીરમાં પેસે તો નુકસાનને જ કરે છે. આ પ્રમાણે પોષણને ન આપનાર જેટલા જેટલા પદાર્થો આપણે ખાઈએ-પછી તે દેખાવમાં કે સ્વાદમાં ગમે તેટલા સારા હોય તોપણ-તે શરીરમાં કચરાની જ ગરજ સારે છે, એમાં કશો સંશય નથી. વિલાયતી વીનોલીયાનો સાબુ દેખાવમાં તથા વાસમાં બહુ સારો હોય છે, પણ તેથી કરીને બરફીની પેઠે તે કંઈ ખાઇ શકાય એવો ખાવાનો પદાર્થ નથી. જો વીનોલીયાનો સાબુ જઠરમાં જઈ તેનું પચીને લોહી થતું હોય તો તે ખાવાનો પદાર્થ ગણી શકાય. પણ તેમ થતું ન હોવાથી તે કચરો છે.

હવે આપણે નિત્ય જે પદાર્થો ખાઈએ છીએ તેમાં કેટલા પદાર્થો પોષણને આપનારા છે, અને કેટલા નથી, અને તેથી કરીને કચરારૂપ હોવાથી રોગને ઉત્પન્ન કરનારા છે, તે વિચારીએ.

સઘળી જાતનાં અન્ન, સઘળી જાતનાં ફળ અને સઘળી જાતનો મેવો શરીરને પોષણ આપે છે, અને તેથી તે પદાર્થો આહારના પદાર્થો ગણાય છે, અને તે ખાનારા રોગના ભોગ થઈ પડતા નથી. પણ તમે કહેશો કે આ વસ્તુઓ તો બધા જ ખાય છે. પથરા, કોયલા, કે ઈંટાળા કોઇ જ ખાતું નથી. બધા જ રોટલી, દાળભાત ને શાક ખાય છે; અને તેથી કોઇ જ માંદા ન પડવા જોઈએ; છતાં મંદવાડ તો ઘેર ઘેર જોવામાં આવે છે. હા, બધા અન્ન-વગેરે ખાય છે, એ વાત સાચી છે, પણ એકલું અન્ન ખાઇને બેશી રહ્યા હોત તો આ લખવાનો પ્રસંગ જ ન આવત. જંગલમાં વસતાં પશુપક્ષીઓ પોતાનો કુદરતી આહાર ખાય છે, અને તેથી તેઓ માંદાં પડતાં નથી., તેમને અમુક ખાઓ અને અમુક ન ખાઓ,' એમ કહેવાનો પ્રસંગ જ નથી. પણ બુદ્ધિમાન્ ગણાતા મનુષ્ય પ્રાણીએ પોતાના કુદરતી આહારને ત્યજ્યો છે, માટે જ તેઓ પશુપક્ષીઓકરતાં અસંખ્ય

રોગને સહેછે, અને તેથી જ તેમને માટે આ લખવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. જીભમાં કુદરતે મૂકેલા પહેરેગીરોને ન ગણીને મનુષ્યો મીઠું, મરચું, મરી, હીંગ, હળદર, રાઈ, આદુ અને જાતજાતના મસાલાઓ ખાવા લાગ્યા છે. કુદરતે પ્રત્યેક અન્નમાં તથા ફળમાં પોતપોતાનો સ્વાભાવિક કોમળ સાત્વિક સ્વાદ મૂકયો છે, પણ તેથી સંતોષ ન પામીને મનુષ્યે પ્રત્યેક ખાવાની વસ્તુના સ્વાદને મરીમસાલાથી સતેજ કરવા પ્રયત્ન કર્યો છે. તે જામફળ ખાય છે તો તેમાં મરીમીઠું નાંખી તેના કુદરતી સ્વાદને બગાડીને ખાય છે. જાંબુ ખાય છે, કે અનનાસ કે કવઠું ખાય છે તો તેમાં તેને મીઠું, મરી કે એવું જ કંઇ નાખ્યા વિના સ્વાદ આવતો નથી. દાળ ખાય છે તેમાં તે મીઠું મરચું વગેરે જાતજાતના મસાલા નાંખે છે. શાક ખાય છે તો તેમાં પણ આદુ મરચાં વગેરે ગરમાગરમ વસ્તુઓ નાખ્યા વિના તેને મજા પડતી નથી. ફલાણા શાકમાં તો અજમો જોઈએ, ફલાણામા તો જીરૂ, મેથી, કે રાઈ જોઈએ, ફલાણામાં તો ખારો, કે સાજીખાર જોઈએ, વગેરે બાબતોમાં ડાહાપણ ખરચવામાં તેણે કસર રાખી નથી. વાલ તો વાયડા, માટે તેમાં અજમો નાંખ્યાવિના ખાઈએ તો બાદી થાય, કેરીના રસમાં સુંઠ નાંખીએ તો પચીને ગરમ થઈ જાય, કોળામાં મેથી નાંખી હોય તો કોળુ નડે નહિ, વગેરે પાકવિધાનાં રહસ્યો ખોળી કાઢવામાં તેણે ભારે ચતુરાઈ વાપરી છે. જાણે કુદરતે આહારની પ્રત્યેક વસ્તુ વાયડી, બાદી કરનાર અને પેટમાં ન પચે એવી જ બનાવી હોય એમ મનુષ્યોએ નિશ્ચય કર્યો છે. ચોરાશી લાખ જાતનાં પ્રાણિઓ પોતપોતાનો કુદરતી આહાર ખાય છે, તે નથી તેમને વાયડો પડતો કે નથી તેમને બાદી થઈ અજીર્ણ થતું. પણ મનુષ્યને પોતાનો કુદરતી આહાર વાયડો પડે છે! ઘોડો ચણા ખાઈ પુષ્ટ થઈ પૂર્ણ બળ મેળવે છે, ત્યારે તે જ ચણા મીઠા, મરચા વગેરે મસાલા વિના ખાતાં મનુષ્યને વાયડા પડે છે, અને અજીર્ણ થઈ આવે છે.

મીઠું, મરચાં, મરી, હીંગ વગેરે મસાલા જે મનુષ્યો અન્નમાં ભેળવે છે તે કંઇ આહારના પદાર્થો નથી. તેમા પોષણનો અંશ જરા પણ નથી. જેમ માટી કે પથરા ખાવાથી એક બિંદુ પણ લોહી શરીરમાં વધતું નથી તેમ આ પદાર્થો ખાવાથી જરા પણ પોષણ મળતું નથી. તમને ભૂખ લાગી હોય ને ઘઉં,

બાજરી કે મગ શાકના આપ્યા હોય તો તે ખાવાથી તમારી ભૂખ મટે છે, અને તમને પોષણ મળે છે. પણ ભૂખ વખતે તમને પાશેર અચ્છેર મીઠું, મરી, મરચાં કે હીંગ વગેરે મસાલો ખાવા આપ્યો હોય તો તમને તૃપ્તિ થઈ પોષણ મળશે કે ? તે વખતે આદુ મરચાં અને લસણ કચરી એક અચ્છેરનો લાડુ બનાવી તમને ખવાડ્યો હોય તો સાંજસુધીની નિરાંત થશે કે ? આ પદાર્થો ખાવાથી તૃપ્તિ શાથી થતી નથી ? કારણ કે એ પદાર્થોમાં પોષણનો જરા પણ અંશ નથી.

પીવાના પદાર્થોમાં પણ પાણી એ જ પોષણમાં ઉપયોગી છે. એ વિના ચાહા, કોફી, કોકો, મદ્ય વગેરે પદાર્થો પોષણને આપનાર ગણી જેઓ તેમનો ઉપયોગ કરે છે, તેઓ ઠગાય છે અને પોષણને બદલે તે તે વસ્તુઓમાં રહેલા ઝેરને જ પોતાના શરીરમાં દાખલ કરે છે. જો ચાહા, કોફી અને કોકો વગેરેમાં પોષણ આપનાર તત્ત્વ રહ્યાં હોય તો જેમ ભૂખ લાગે છે ત્યારે રોટલો રોટલી ખાવાથી આપણી ભુખ શમે છે, અને તૃપ્ત થાય છે, અને એની એ જ વસ્તુ ઘણા દિવસ અને માસસુધી ખાધા કરીએ તોપણ આપણે જીવીએ છીએ અને દુર્બળ થતા નથી તેમ ચાહા, કોફી કે કોકો રોજ પીવાથી અને અન્ય કોઈ અન્ન વગેરે પદાર્થો ન ખાવાથી આપણો નિભાવ થવો જોઈએ. પણ દુધ, અને ખાંડ વિનાનાં ચાહા કોફી, કે કોકો કેવળ પીવાથી કોઇ પણ મનુષ્યનો નિભાવ થતો નથી. અને તકરારની ખાતર એ પદાર્થોથી થોડો પણ નિભાવ થાય છે, એમ કદાચ માનીએ તોપણ અફીણ ભેળવેલા દુધમાં પૌષ્ટિક તત્ત્વો રહ્યાં છે એમ જાણી કોઈ પણ બુદ્ધિમાન્ મનુષ્ય તેવું ઝેરવાળું દુધ પીવા સ્વીકારતો નથી, તેમ ચાહા કોફી વગેરેમાં પચનશક્તિને, લોહીને તથા આયુષ્યને નુકશાન કરનાર વિષવાળાં તત્ત્વો રહ્યાં છે, એવું આજની શાસ્ત્રીય શોધોથી સિદ્ધ થયા પછી, તેથી થોડો ટકાવ થાય છે એમ જાણી કોઇ પણ બુદ્ધિમાને તેનો અંગીકાર કરવો ઘટતો નથી.

એ જ પ્રમાણે જનાવરોના માંસમાં શરીરને નિભાવ કરનારાં પૌષ્ટિક તત્ત્વો રહ્યા છતાં તેમાં રોગજનક જંતુઓ તથા " યુરિક એસિડ " નામનું અત્યંત હાનિ કરનાર ઝેર રહેલું હોવાથી તે પણ આહારનો પદાર્થ ગણી શકાય એમ નથી.

કોઇ કોઈ રોગવાળો
મનુષ્યોએ પાળેલાં જનાવરોનો મોટો ભાગ નાનામોટા
હોય છે, અને તે રોગવાળા પરમાણુ તે તે જનાવરોના માંસમાં ભળેલા હોય છે,
અને ગમે એટલા તાપમાં તે માંસને રાંધ્યું હોય તોપણ તે માંસમાં રહેલા
રોગજનક જંતુઓનો નાશ થતો નથી. જેથી માંસ ખાનારા સર્વ મનુષ્યોને
મનુષ્યોના રોગોઉપરાંત જનાવરોના રોગો થવાનો સંભવ આવે છે. વળી જં-
ગલનાં રોગવિનાનાં પશુઓનું માંસ શુદ્ધ અને નિર્દોષ હોવાથી તે ખાવા લાયક છે
એમ કોઇ કહે તો તે પણ યોગ્ય નથી. કારણ કે તે માંસમાં રોગજનક જંતુઓ નથી
એ વાત સાચી છે તો પણ તેમાં 'યુરિક એસિડ' નામનું ઝેરી તત્ત્વ તો હોય
જ છે, અને આ તત્ત્વ કોઇ પણ ઉપાયથી છૂટું પડી શકતું નથી, એવું આજ-
ની વિદ્યાથી સિદ્ધ થઇ ચુકયું છે, જેથી માંસ એ આરોગ્યને આપનાર શુદ્ધ
આહારનો પદાર્થ છે એમ નિર્ણય થઇ શકતો નથી. વળી માંસ ખાનારી પ્રજા-
ઓમાં સંધિવા, ગુદાના રોગ, રક્તપિત્ત, વિસ્ફોટ, યકૃતના રોગ, મંદાગ્નિના
રોગોવગેરે વિવિધ ભયંકર રોગો જેટલા મોટા પ્રમાણમાં થાય છે, તેટલા
પ્રમાણમાં અન્ન ખાનાર પ્રજામાં તે રોગો જોવામાં આવતા નથી, એ પણ
આજની શોધથી સિદ્ધ થયેલું હોવાથી, માંસ એ શુદ્ધ આહાર નથી, એ કંઇ
અહિંસા ધર્મ પાળનાર ભરતખંડના ઋષિમુનિઓના મગજની કલ્પના કે તર્ક
માત્ર છે, એમ નથી પણ વિશ્વની પ્રજાઓમાં પ્રયોગથી સિદ્ધ થઇ ચુકેલો
સિદ્ધાંત છે. વળી માંસનો આહાર અન્નના આહારકરતાં શરીરમાં અધિક બળ
આપે છે, એ પ્રકારનો પક્ષ જે માંસાહાર કરનારાઓ વારંવાર આગળ ધરે છે,
એ પણ કેવલ કપોલકલ્પિત છે. માંસાહાર નહિ કરનાર આપણા દેશના પૂર-
બીયા, શીખ વગેરે લોકોએ માંસાહાર કરનાર અંગ્રેજ પ્રજાકરતાં યુદ્ધમાં
અધિક બળ, શૌર્ય, હિંમત, સહનશીલતા વગેરે ગુણો દર્શાવ્યા છે, એ વાત
ઇતિહાસથી સિદ્ધ થઇ ચુકી છે. યુરોપમાં અત્યંત શૂરવીર તથા બળવાન્ પ્રજા
તરીકે પ્રસિદ્ધ ગણાતા તુર્કોએ માંસાહારી રશીયનોનો પરાજય કરેલો સર્વ જાણે
છે. અત્યંત વીરત્વવાળા તથા સુદૃઢ શરીરવાળા સ્કોટલેંડના હાઇલેંડરોનો આ-
હાર અન્ન તથા બટાકા છતાં તેઓનું યુદ્ધમાં શૌર્ય જગત્પ્રસિદ્ધ છે. પ્રાચીન
સમયના સ્પાર્ટનો જેઓ માત્ર ભડકું જ ઉકાળીને ખાતા, તેમની નવ હજારની

સંખ્યાએ કરોડોની સંખ્યાવાળા માંસાહારી ઝર્કસીસના લશ્કરને હંફાવ્યાની વાર્તા દંતકથા નથી, પણ ઇતિહાસથી સપ્રમાણ મનાતું સત્ય છે, એ સહુ જાણે છે. હાથી અન્ન ખાતાં છતાં અપાર બળને ધરાવે છે એ વાતનું પ્રમાણ કોઇને શોધવા જવું પડે એમ નથી. આવા આવા અસંખ્ય દાખલા છતાં માંસનો-આહાર જ બળ આપનાર છે, અને અન્નનો આહાર દુર્બળતા આણનાર છે, એમ વદી માંસનો પક્ષ સ્થાપન કરવા પ્રયત્ન કરવો એ કેવળ અયોગ્ય પક્ષપાત છે. ઉલટું આજના, પ્રયોગોવડે સત્યની સિદ્ધિ કરનારા કાળમાં નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ ચુક્યું છે કે શેર ઘઉંમાં કે શેર વટાણાની દાળમાં કે શેર તુવેરની દાળમાં જેટલું સત્વ રહ્યું છે, તેટલું સત્વ જો માંસમાંથી આપણે મેળવવું હોય તો એક શેર માંસ નહિ પણ ત્રણ શેર માંસ લેવું જોઇએ. જ્યારે રોગનાં તથા ઝેરનાં પરમાણુથી ભરેલા ત્રણ શેર માંસનો આહાર કરવાથી શેર અન્નના આહારજેટલી જ પુષ્ટિ તથા બળ મળે છે, અને તે પણ પરિણામે રોગ થવાનાં કારણો તથા ભયને ઉભાં કરીને જ,' તો બુદ્ધિમાન્ ગણાતા તથા સારૂંનરસું જાણવાની શક્તિવાળા મનુષ્ય પ્રાણિએ માંસને ત્યજીને, જેમાં રોગનાં તથા ઝેરનાં પરમાણુ જરા પણ નથી, જે કેવળ શુદ્ધ છે, જેને મેળવતાં કોઇ પણ પ્રાણીની હિંસા કરવારૂપ ઘોર પાપ કરવું પડતું નથી, જેને જોઇને જરા પણ કંટાળો કે કંપારી છૂટતી નથી, જે પોતાનો કુદરતી આહાર છે, જે ખાવાથી બળ, પુષ્ટિ, આરોગ્ય તથા બુદ્ધિ વધે છે, જે શરીરના તથા મનના અસંખ્ય વિકારોને ઉત્પન્ન કરતું નથી, અને જેમાંથી જનાવરોનાં શરીરોમાં માંસ બનતું હોવાથી જે માંસમાં રહેલાં પુષ્ટિકારક તત્વોનું મૂળ કારણ છે, એવું જે અન્ન તેને જ આહારરૂપે ગ્રહણ કરવું એ કેટલું યોગ્ય છે, એ વિષે વધારે વિસ્તાર કરવાની હવે જરૂર નથી.

આટલા સંક્ષેપમાં કરેલા લખાણથી દુરાગ્રહવિનાના વિચારવંત પુરુષોને સ્પષ્ટ સમજાયું હશે કે મીઠું, મરચું, મરી વગેરે મસાલાઓ, ચાહા, કાફી, કોકો, મદ્ય, વગેરે પીવાની વસ્તુઓ, ભાગ, ગાંજો, તમાકુ, અફીણ, વગેરે વ્યસનની વસ્તુઓ તથા જનાવરોનું માંસ મત્સ્ય વગેરે નિંદ્ય વસ્તુઓ, એ કંઇ મ[illegible]ો આહાર નથી. તેઓને આહારતરીકે પુષ્કળ મનુષ્યો વાપરતાં છતાં

અને તેઓમાંથી કોઇ કોઇમાં પૌષ્ટિક તત્ત્વો રહ્યા છતાં, તેઓમાં હાનિ કરનાર તત્ત્વો ભળેલાં હોવાથી તેમને શરીરમાં નાંખવાં એ શરીરમાં કચરો નાંખ્યા બરાબર છે, અને તેથી અનેક જાતના રોગો થવા સંભવ આવે છે.

પણ ઉપર ગણાવેલી વસ્તુઓનો ઉપયોગ કરનારાઓ ઘણી વાર શંકા કરે છે કે જ્યારે આ વસ્તુઓ ખાવાની નથી, એમ તમે કહો છો ત્યારે પરમેશ્વરે તેમને બનાવી શું કરવા? મીઠું, મરચું, મરી વગેરે વસ્તુઓને પેદા કરવાનો પરમેશ્વરનો હેતુ શો? દાળ શાકમાં મીઠું મરચું વગેરે મસાલા નાંખવાથી તે કેવાં સ્વાદિષ્ટ થાય છે! મીઠું મરચું નાંખ્યાવિનાનું ફિકું અન્ન મોંમાં ગમે કેમ? આ શંકાના ઉત્તરમાં કહેવાનું કે પરમેશ્વરે જેટલી વસ્તુઓ જગતમાં બનાવી છે તે કાંઇ મનુષ્યોને ખાવામાટે જ બનાવી નથી. એમ તો અફીણ ખાનારાઓ કહેશે કે અફીણ દરેક માણસે ખાવું જ જોઈએ, કારણ કે નહિ તો પરમેશ્વર તેને બનાવે શું કરવા? ગાંજો, સોમલ, તમાકુ વગેરેના વ્યસનીઓ પણ એમ જ કહેવાના; અને ઉંદરડા કીડા વગેરેને ખાનારા પેલા ચીનાઓ પણ એમ જ કહેવાના કે માણસ માત્રે ઉંદરડા ખાવા જોઇએ, કારણ કે નહિ તો પરમેશ્વર તેમને બનાવત શું કરવા? હમણાં ફ્રાન્સમાં ઘાસલેટ પીનારા તથા જનાવરોનું લોહી પીનારા પણ નિકળ્યા છે, એ સર્વે આ કારણ બતાવી પોતાની દુરાચારવાળી ટેવોને સદાચારવાળી છે, એમ સાબિત કરવા મેદાન પડવાના. માટી, રાખોડી કે કોયલા ખાનાર છોકરું, બાપ જ્યારે તેને આ ટેવને માટે ધમકાવે ત્યારે બાપને કહે કે પરમેશ્વરે માટી બનાવી છે, અને તેથી હું તેને ખાઉં છું તેમાં શું ખોટું કરૂં છું, તો આ તેનું કારણ શું બાપ એક ક્ષણભર પણ માનશે કે? પરમેશ્વરે કોચ બનાવ્યાં છે, ઇંદ્રવારણાં બનાવ્યાં છે, વચ્છનાગ બનાવ્યો છે, દીકામાલી બનાવી છે, કાચઓળીઓ બનાવ્યો છે, ઓળીઓ બનાવ્યો છે, વગેરે અસંખ્ય વસ્તુઓ બનાવી છે. શા માટે લીંબુની જગાએ દાળમાં ઇંદ્રવારણાંને નીચોવતા નથી, વછનાગનો કે દીકામાલીનો વઘાર હીંગની જગાએ દાળમાં કે શાકમાં કેમ કરતા નથી, અને રાઇતામાં રાઇની જગાએ ઓળીઓ કેમ નાંખતા નથી? ભાંગની જગાએ લીમડાનાં પાંદડાં વાટી વાડકો ભરી રોજ કેમ ગટ-

ગટાવતા નથી ? કોચને તમાકુની પેઠે કેમ ખાતા કે પીતા નથી ?. ધંતુરાનાં જીંડવાંને કેરીના મરવાની પેઠે કાપી કાપીને રોટલીમાં કેમ ખાતા નથી ! પરમેશ્વરે તો આવી હજારો અને લાખો વસ્તુઓ બનાવી છે, તે બધીએ શાં પાપ કર્યાં કે તમે તેમનો આદરસત્કાર કરતા નથી ?

મરીમરચાં પરમેશ્વરે બનાવ્યાં છે, અને તેથી તે માણસને ખાવામાટે જ બનાવ્યાં છે, એ કારણ કેવળ હસવાજેવું છે. આફ્રિકાના, માણસને ખાઇ જનારા જંગલી લોકો આવીને આપણા બાળકને ખાઈ જાય અને તેને પકડીને રાજા કે સત્તાધીશ શિક્ષા કરે તે વખતે પરમેશ્વરે તે બાળકને મારે ખાવામાટે બનાવ્યો હતો, માટે મેં તે ખાધો એવું કારણ આપીને જેમ તે શિક્ષાથી છૂટી શકતો નથી, તેમ પરમેશ્વરે મરીમરચાં બનાવ્યાં છે. જનાવરો પક્ષિઓ તથા ઉંદરડા વગેરે નાના જીવો બનાવ્યા છે, તેથી અમે તેને ખાઇએ છીએ તેમાં કંઇ જ ખોટું કરતા નથી, એવી કારણવિનાની સફાઇ મારનાર મનુષ્યો તે તે હાનિ.કરનારા પદાર્થો ખાવાથી રોગની શિક્ષાથી બચી શકતા નથી. પરમેશ્વરે અમુક વસ્તુ બનાવી માટે તે માણસે ખાવા લાયક છે, એ કહેવું બુદ્ધિથી છેક જ ઉલટું છે, પણ જે ખાવાથી આપણા શરીરને પુષ્ટિ મળે છે, બળ વધે છે, આયુષ્યનો ક્ષય થતો નથી, રોગ થતા નથી, અને આરોગ્ય સચવાય છે, તે જ પદાર્થો પરમેશ્વરે આપણે ખાવાને માટે બનાવ્યા છે, એવો નિશ્ચય કરવો, એ જ યોગ્ય બુદ્ધિ છે. મીઠું, મરચું, મસાલા, ચાહા, કોફી, માંસ, મદ્ય વગેરેનો ઉપયોગ કરવાથી ઘણું થોડું નુકસાન થતું હોવાથી તત્કાળ આપણને જણાતું નથી, પણ ઘણે દહાડે કે ઘણે વર્ષે તેમાંના ઝેરનો શરીરમાં સંચય થઇ આપણને અવશ્ય હાનિ થાય છે, અને આપણા આયુષ્યનો વહેલો અંત આવે છે માટે તે પદાર્થો પરમેશ્વરે આપણે ખાવા માટે બનાવ્યા નથી એ સહજ સિદ્ધ થાય છે. ઉપલા પદાર્થોના ઉપયોગથી શરીરને હાનિ થાય છે, એ શરીરશાસ્ત્રમાં થયેલી હમણાંની પુષ્કળ શોધોથી પ્રયોગપૂર્વક સિદ્ધ થઇ ચુક્યું છે, માટે તે સંબંધમાં ખોટી શંકા ઉઠાવવાનું કારણ નથી.

ઉપર ગણાવેલા, આહારમાટે નિરુપયોગી ગણાતા પદાર્થો ખાવાથી જે શરીરમાં કચરે. ભરાઇ રોગ ઉત્પન્ન થાય છે, તેમ અન્ન, ફળ, તથા મેવો

વગેરે આહારના પદાર્થો પણ પ્રમાણથી અધિક ખાવાથી શરીરમાં તે ઝેરરૂપ થઇ રોગ ઉત્પન્ન થાય છે. શરીરમાં જેમ અન્ન વધારે જાય તેમ શરીરને પુષ્ટ તથા બળવાન્ થવાનો સંભવ આવે છે, એમ પુષ્કળ લોકો માનતા જણાય છે; અને ખાધેલું સઘળું અન્ન જો બરાબર પચે તો તો શરીર પુષ્ટ થાય, એમાં કશો જ શક નથી. પણ ખાધાપછી પેટ ડબજેવું થઇ જતું હોય, જમ્યાને ત્રણ ચાર કલાક વહી ગયા છતાં ખાટા ઘચરકા આવ્યા કરતા હોય, સાંજ સુધી કે સવારસુધી પણ ક્ષુધા ન જણાતી હોય, જમ્યા પછી નેત્રમાં ઘેન આવી ઉંઘવાનું મન થતું હોય તથા ગીદડજેવું શરીર થઇ કામ કરવામાં સ્ફુર્તિ ન રહેતી હોય ત્યારે તો જેટલું ખાવું જોઇએ તેથી અધિક ખાધું છે, એમ સ્પષ્ટ થાય છે અને તે અધિક ખાધેલું જાતે પચતું નથી એટલું જ નહિ પણ પોતાની સાથેના સર્વ અન્નને અપકવ રાખી શરીરમાં જોઇએ તેટલું લોહી થવા દેતું નથી આપણે જાણીએ છીએ કે ઘણા માણસો સારી પેઠે ખાતા છતાં શરીરે પુષ્ટ થતા નથી જ્ઞાતિ જમતી હોય ત્યારે ત્રણ ચાર લાડુ ઉડાવે છે, અથવા અચ્છેર કે શેર ઘીનું માથું ભાગે છે, છતાં શરીરે સુકલકડી જ રહે છે. આનું કારણ એ જ કે એ ખાધેલા અન્નમાંથી બહુ જ થોડા ભાગનું લોહી થાય છે અને તે પણ અશુદ્ધ જાતિનું જ થાય છે, અને બાકીના બધા ભાગનો મળ થઇ કેટલોક શરીરમાં ભરાઇ રહેછે, અને કેટલોક બહાર નીકળી જાય છે. ઘણાં બાળકોને તેમની મા, એક બે રોટલી કે કડછી ભાત છોકરો વધારે ખાશે તો કંઇ લોહી લેતો થશે એમ ધારી નિત્ય થોડું થોડું વધારે આગ્રહથી ખવડાવેછે. પરિણામ એ થાય છે કે એ વધારે અન્ન પચાવવાની જઠરમાં શક્તિ ન હોવાથી બધું અન્ન જઠરમાં કાચુ પાકું પાકે છે, અને તેથી તેમાંથી શરીરના પોષણજેટલુ લોહી ન બનવાથી બાળક નબળા શરીરવાળો જ રહે છે. શેર કોયલાના તાપમાં બશેર ચોખા રંધાતા હોય, પણ આપણે તેટલાથી પાંચશેર રાંધવા જઇએ તો બધા કાચા શું નથી રહેતા ? અને એ કાચા રહેલા ચોખા પછી શું ઉકરડે નથી નાંખી દેવા પડતા ? જઠરની શક્તિ અચ્છેર અન્ન પચાવવાની હોય ત્યાં તેમાં દોઢ શેર ઠાંસવામાં આવે તો પછી જઠર તેને પચાવીને લોહી શી રીતે કરે ? ન્યાતમાં જમવાનું હોયછે ત્યારે નિત્ય કરતાં વધારે પેસ-

જમેલા તો હોય જ છે, એટલામાં કોઇ હિતેચ્છુ મિત્ર લાડુની ટોપલી હાથમાં લેઇ, પોતાના મિત્રો તથા સંબંધીસનેહીઓને ખુબ આગ્રહથી કકડો કકડો લાડુ પીરશી જાય છે, અને પેલા હિતેચ્છુ મહાપુરુષના માનને ખાતર તેમને તે ખાવાની ફરજ પડે છે. દુધપાકના કે શિખંડના એક બે પડીયા હમેશાં આ રીતે વધારે ઉપરે છે, અને તેથી શો લાભ થાય છે? એ જ કે જમેલું સર્વ અન્ન અપક્વ રહી ઝેર થાયછે, તે ઝેર લોહીમાં ભળેછે, એ લોહી મસ્તકમાં આવતાં સારી પેઠે માથું દુખેછે, આખી રાત સ્વસ્થ નિદ્રા આવતી નથી, વિલક્ષણ નઠારાં સ્વપ્નાં આવેછે, જઠર દુર્બળ થાયછે, શરીરમાં ઝેરનો સંચય થતો રહેછે, અને હદઉપરાંત સંચય થતાં તાવ, ઝાડા, સુંક, મરડો, કમળો, કોલેરા અને એવા અસંખ્ય વ્યાધિઓ થઇ આવેછે.

જેવી રીતે હદઉપરાંત ખાવાથી શરીરમાં તે ખાધેલા અન્નનું વિષ થાય છે, તે જ પ્રમાણે એક વાર ખાધેલું અન્ન પૂરેપૂરું પચ્યા પહેલાં વચમાં બીજું ખાવાથી બંને અન્ન અપક્વ રહી વિષ થાયછે. ચુલે મૂકેલી દાળ અડધી પડધી ચઢવા આવી હોય એટલામાં કોઇ અણઘડ સ્ત્રી તે તપેલીમાં બીજી નવી દાળ ઓરે તો જેમ બધી દાળ બગડેછે, તેમ એકવારનું ખાધેલું અન્ન પૂરેપૂરું પચ્યું નથી હોતું એટલામાં તો મનુષ્યો જઠરમાં નવું અન્ન ઓરે છે. નવ દશ વાગે જમીને નિશાળે ગયેલા છોકરાઓ બે વાગતાની રજામાં ગમે તે આડુંઅવળું લઇને ફાકેછે. મોટાં માણસો પણ સાંજે રસોઇ થવાની જરા વાર હોય તો ઘરમાં કરી મૂકેલું કંઇ આચરકુચર ખાતાં જરા પણ વિચારતાં નથી. નાનાં છોકરાંઓને તો માતા દિવસમાં પાંચ છ વાર ગમે તે અનિયમિત વખતે કંઇ ને કંઇ ખુકવા આપે છે. સાંજે ઘેર આવતી વખતે પ્રેમાળ પિતા બજારમાંથી બાળકને માટે ગમે તે કંઇ ખાવાનું લાવે છે, અને બાળક હમણાં જ જમી ઉઠયું હોય અથવા જમવાની સહજ વાર હોય તોપણ તે ખાતાં તેને જરા પણ સંકોચ થતો નથી, અને માબાપને તે આપતાં પણ વિચાર થતો નથી. ઢોરને નિયમિત સમયે ઘાસ, દાણો અને પાણી મનુષ્ય નાખે છે, અને એક વાર દાણો ખાધા પછી થોડીવાર રહીને બીજી વાર દાણો ખવડાવવાથી તે માંદુ પડશે એમ જાણે છે, પણ ઢોરથી અનંત ગણી કિંમતવાળાં પોતાનાં પ્રાણથી

વહાલાં બાળકોનું જઠર જાણે લોઢાનું જ બન્યું હોય, તેમાં જે આચરકુચર નાંખવામાં આવે તે પચાવવાનું જાણે તેનામાં સામર્થ્ય જ છે, એમ માની તેમાં વારંવાર અનિયમિતપણે ગમે તે નાંખે છે, એ થોડું ભેદકારક નથી.

તરત જ ખાઇને ઉઠેલાં ઘણાં બાળક કલાક કે બે કલાકપછી પાછાં ખાઉં ખાઉં કરતાં માપાસે આવે છે, અને માતા તેમને ભુખ્યાં થયાં જાણી ઘરમાં કરી મૂકેલું કાંઇ કોરૂંકાટું ખાવા આપે છે. મા જાણે છે કે છોકરૂં ખરેખરૂં જ ભુખ્યું થયું છે. પણ તેમ કંઇ નથી. પેટમાં ભુખ લાગવાથી જ બાળકો આવે પ્રસંગે ખાવા માગે છે, એમ નથી. પણ બાળકની જીભને વિવિધ સ્વાદવાળા પદાર્થો ખાવાની ટેવ પાડીને માબાપે ઉન્મત્ત કરી મૂકી હોય છે, અને તેથી તેવા સ્વાદિષ્ટ પદાર્થોનો સ્વાદ લેવા માટે જ તેની જીભ સળવળવાથી તે વારંવાર ખાવાનું માગે છે. તીખો તમતમો ચેવડો, કે એવી જ કોઇ અલાબલાઓ, કે ખાંડની કોઇ અત્યંત ગળી વસ્તુઓ ખાવાને સળવળાટ કરતી તેની જીભનું જ એ તોફાન હોય છે. તેને એકલો રોટલો ખાવા આપો; જો તે ખરેખરો જ ભૂખ્યો હશે તો તે તત્કાળ તેને ખાશે, પણ 'રોટલો હું શેમાં ખાઉં' એવાં એનાં વચનો વદી ઉંહું ઉંહું કરવા લાગી તોબરાજેવું લાંબું મોઢું કરે તો નકકી જ જાણવું કે તે ભૂખ્યો નથી, પણ તેની સ્વાદેન્દ્રિય ઉન્મત્ત થઇ છે. એકલાં બાળકો જ નહિ, પણ મોટાં માણસો–સ્ત્રીઓ અને પુરુષો–આ ઉન્મત્ત સ્વાદેન્દ્રિયને લીધે જ પેટમાં પૂરું પચ્યા વિના વચમાં ગમે તે વારંવાર ખાય છે. અને આનો પરિણામ એ જ આવે છે કે આમ ઘડી ઘડી જઠરમાં ઓરનાર જીભના ચટાકાવાળાં મનુષ્યોનાં શરીર, મન તથા બુદ્ધિ સર્વદા દુર્બળ તથા રોગગ્રસ્ત જ રહે છે. જગતમાં પાંચ વર્ષની અંદર લાખ્ખો બાળકોનું મૃત્યુ થાય છે. તેનાં ઘણાં કારણોમાં મુખ્ય કારણ આ જીભનો ચટકો છે. પુષ્કળ રોગો દુનિયામાં વૃદ્ધિ પામવામાં અને તેથી અસંખ્ય મનુષ્યોનાં અકાળ મૃત્યુ થવામાં એક મુખ્ય હેતુ આ જીભનો ભસકો છે. સો વર્ષની અથવા તેથી પણ મોટી ઉમરનાં મનુષ્યો આજે કવચિત્ અથવા ન જણાતાં હોવામાં એક મોટું કારણ મનુષ્યોનો વધી પડેલો આ જીભનો સ્વાદ છે. જેટલા જેટલા મનુષ્યોએ લાંબું આયુષ્ય ભો-

ગણ્યું છે, તે સર્વે મરીમસાલાવિનાના બહુ જ સાદા આહારને લેનારા હતા અને તે પણ નિયમિત સમયે યોગ્ય પ્રમાણમાંજ લેતા હતા. કંદમૂળજેવા સાદા આહારઉપર નિર્વાહ કરનાર અને તે પણ દિવસમાં એકવાર કે કવચિત્ ન પણ ખાનાર આપણા ઋષિમુનિઓ અસંત લાંબાં આયુષ્ ભોગવતા હતા અને અસાધારણ આરોગ્યનો, શરીરબળનો, મનોબળનો, બુદ્ધિબળનો અને અધ્યાત્મબળનો અનુભવ કરતા હતા, એવી કથાઓ આપણા લોકોની નસેનસમાં વ્યાપી રહેલી છતાં, 'પોથીમાંનાં રીંગણાં'ની પેઠે તેના તત્ત્વને આપણે આપણા જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતા નથી, પણ ઉલટા પ્રતિદિન ભ્રષ્ટ થતા જઈ ઇંદ્રિયોને જ લાડ લડાવવામાં કૃતકૃત્યતા માનીએ છીએ એ આપણા લોકોને કેટલું બધું લજ્જા ઉપજાવનારૂં છે.

સારે હવે રોગને થવાનાં કારણોનો સાર ટુંકામાં કહીએ છીએ. શરીરમાં ન પેસવો જોઈએ એવો કચરો અથવા ઝેર શરીરમાં પેસવાથી રોગ ઉત્પન્ન થાય છે. મીઠું, મરી, મરચાં વગેરે મસાલાનો શરીરના પોષણમાં જરા પણ ઉપયોગ ન હોવાથી તેમને ખાવાં એ શરીરમાં કચરો ઘાલવા બરાબર છે. તે ખાવાથી જઠર દુર્બળ પડી જાય છે, અને અશુદ્ધ લોહી ઉત્પન્ન થાય છે. વળી પોષણને આપનારા પદાર્થો પણ જોઈએ તે કરતા વધારે પ્રમાણમાં શરીરમાં નાંખવાથી તે પણ ઝેરરૂપ થાય છે. જમતીવખતે એક કોળીયો પણ વધારે ખાવાથી જઠર તેને બરાબર પચાવી શકતું નથી, અને તેથી વધારે ખાધેલું અન્ન જાતે ઝેર થાય છે અને તેની સાથેના બીજા અન્નને પણ ઝેરરૂપ કરે છે. પૂરેપૂરું પચ્યાવિના સમયપૂર્વે ખાધેલું અન્ન પણ શરીરમાં પોષણને ઉત્પન્ન કરતું નથી, અને તેથી તે શરીરમાં કચરાની ગરજ સારે છે. ચાહા, કોફી, તમાકુ, મદ્ય, માંસ વગેરે પણ વિષયુક્ત હોવાથી કચરો જ છે માટે આરોગ્યને ઇચ્છનાર મનુષ્યે મુખવાટે આવા કચરાને શરીરમાં જવા દેવો નહિ. એ જ પ્રમાણે અશુદ્ધ હવા, ધૂળનાં રજકણો ધૂમાડો વગેરે પદાર્થો જે નાકવાટે શરીરમાં પેસે છે, એ પણ કચરો હોવાથી રોગને ટાળવા ઇચ્છનાર મનુષ્યે નિરંતર શુદ્ધ હવા લેવી જોઇએ બારીબારણાં બંધ કરીને ઘરમાં આવતી બહારની શુદ્ધ હવાને અટકાવવી ન જોઇએ, રાત્રે મોંઢેમાથે ઓઢીને સુવું ન જોઇએ, હવાની અવરજવર વિનાનાં

ઘણાં માણસો એકઠાં મળ્યાં હોય એવી નાટકશાળા વગેરે સ્થાનોમાં રહેવું ન જોઇએ, તથા ધૂળધુમાડાવગેરેથી બને તેટલું દૂર રહેવું જોઇએ.

### ક્યચરો શરીરમાં એકઠો થવાનાં ચિહ્નો.

ખુબ ખાધા પછી મરીનો, સુંઠનો, પીપરીમૂળનો કે પીપરનો ફાકો મારવાથી ખાધેલું પચી જાય છે, અને ત્રણ ચાર કલાક પછી કકડીને ભુખ લાગે છે, તેથી ઘણા મનુષ્યો એમ માને છે કે મરીમસાલા પચનક્રિયામાં બહુ જ ઉપયોગી છે, અને તેથી તે ખાવાથી બહુ ફાયદો છે. પણ આ તેઓનું માનવું ભૂલભરેલું છે. એક ગાડીમાં પાંચ છ માણસો ચઢી બેઠાં હોય અને ભાર વધવાથી ઘોડો મુસ્કેલીથી ચાલતો હોય એવી વખતે તેને વારવાર ચાબકો મારવાથી તે ઉતાવળો ચાલે છે અને પારેને મુકામે સત્વર લઇ જાય છે, એ વાત ખરી છે. પણ આપ્રમાણે ચાબુકો મારવાથી ઘોડો ઘણા ભારને ખેંચે છે, એમ માની કોઇ મૂર્ખ ગાડીવાન ગાડીમાં રોજ પાંચ સાત માણસો ભરે, ને ઘોડાને ચાબુકો લગાવી ચલાવ્યા કરે તો આ ઘોડાનું શરીર કેટલા દિવસ નીભે ? ભાડુતી ગાડીઓના ઘોડાનાં આયુષ્ બહુ ટુંકાં હોય છે તેનુ કારણ શું ? એ જ કે ભાડુ ખાવાની લાલચે ગાડીવાનો ઘોડાપાસે ચાબુક મારી વધારે કામ કરાવે છે, અને તેથી ઘોડો તુટી જાય છે. જઠરનું પણ એમ જ છે. જઠરમાં વધારે અન્ન ભરીને મરીમસાલાની ચાબુકો મારી તેની પાસે તે અન્ન પચાવવાથી શરૂઆતમાં તો જઠર પચાવે છે, પણ આમ નિત્ય બલાત્કારથી કામ કરવાથી તે થાકી જઇ દુર્બળ પડી જાય છે, અને પછી જેમ દુબળા પડી ગયેલા ઘોડાને ગમે તેટલી ચાબુકો મારવામાં આવે તો પણ શરીરમાં શમ્‌વના દોડી શકતો નથી તેમ દુબળા પડી ગયેલા જઠરને અન્ન પચાવવા માટે ગમે તેટલા તીક્ષ્ણ મસાલા કે ઓસડો આપવામાં આવે તો પણ તે પચાવી શકતું નથી ઘણા મનુષ્યોને ગમે એટલા તીખા પદાર્થો ખાવા છતાં પણ ભુખ લાગતી નથી તેનું કારણ આ જ છે એવા લોકો જો તીખા પદાર્થો તરત છોડી દઈ જઠરને ઘણું જ સાદુ અન્ન, અને તે પણ અત્યંત ઓછા પ્રમાણમાં ખાય છે તો ધીરે ધીરે જઠર બળવાન થવાનો સંભવ આવે છે. પણ પોતાના જૂની કુટેવને વળગી રહી તીક્ષ્ણ મસાલા કે તીક્ષ્ણ ઓસડો ખાવાનાં નહીં

રાખે છે તો જેમ તુટી ગયેલું થોડુ અલ્પ કાળમાં મરણને સ્વાધીન થાય છે તેમ થોડા વખતમાં શરીરમાં અત્યંત કચરો વધતાં મરણને સ્વાધીન થાય છે.

અયોગ્ય આહારથી શરીરમાં જ્યારે આપ્રમાણે કચરો થાય છે, ત્યારે તેમાંનો ઘણો ભાગ પ્રથમ તો મોટા નળમાં ભરાય છે, અને ત્યાંથી તેને બહાર કાઢી નાંખવા મલોત્સર્ગ કરનાર અવયવો પ્રયત્ન કરે છે. પરંતુ યથાર્થ પચનક્રિયા થયા પછી જે મળ બાકી રહે છે, તેથી જૂદા પ્રકારનો આ મળ હોવાથી તેને બહાર કાઢવાને અવયવોને વધારે મહેનત પડે છે. શરીરમાં થવો જોઇએ તે કરતાં વધારે કચરો નિત્યના અયોગ્ય આહારથી થતો રહેતો હોવાથી, આ પ્રમાણે નિત્ય કચરાને બહાર કાઢવાનો વિશેષ શ્રમ કરવાથી અવયવો થાકી જાય છે. નાનાં બાળકો અયોગ્ય ખાનપાન ગ્રહણ કરે છે ત્યારે આપણે જોઇએ છીએ કે તેમને અધિક ઝાડા થાય છે. આ અધિક ઝાડા થવા એ બીજું કંઇ જ નથી પણ શરીરમાંથી મળને બહાર કાઢી નાંખવાનો અવયવોનો પ્રયત્ન છે. પણ રોજ આવી અધિક મહેનત થવાથી અવયવો દુર્બળ થઇ જાય છે, અને પછી શરીરમાં થતો નિત્યનો કચરો તે બહાર કાઢી શકતા નથી. આમ થતાં કચરો શરીરની અંદર જ ભરાઇ રહે છે. મોટા નળમાં જ્યાં જ્યાં જગા હોય છે ત્યાં ત્યાં આ કચરો પ્રથમ ભરાયછે. ત્યાં જગા ન મળતાં પછી જઠર વગેરે સ્થાનોમાં વ્યાપવા માંડેછે. જેમ દારૂ, સરકો વગેરે પદાર્થો તાપવાળી જગામાં રહેવાથી ઉકળીને ઉભરાઇ જવાના તથા કોહોવાના સ્વભાવવાળા હોયછે, તે જ પ્રમાણે શરીરમાં થતો આ કચરો પણ કોહાણ થવાના તથા ઉષ્ણતાથી ઉંચે ઉભરાવાના સ્વભાવવાળો હોય છે. પેટમા અજીર્ણ થવાનો આપણને સર્વને અનુભવ છે જ. અજીર્ણ થાયછે ત્યારે પેટમાં નહિ પચેલા અન્નનો કચરો અથવા વિષ થયું હોયછે. મોટા નળમાં ઉતરી દસ્તવાટે નીકળી જાય એવો એ કચરો ન હોવાથી તે કહોવા માંડેછે, અને પછી ઉકળીને ઉંચે ચઢવા માંડેછે. તેમ થતાં આપણને પ્રથમ ખાટા ઓડકાર અને ચચરકા આવેછે. ધીમે ધીમે એ કચરો ઉપર ચઢતાં આપણું માથું ભારે થઇ આવેછે. પણ એ કચરાને મસ્તકમાં ઉપર જતો રોકનાર અનેક અવયવો વચમાં હોયછે તે તેને ઉપર જતો રોકવા પ્રયત્ન કરેછે, અને કચરો ઉપર જવા પ્રયત્ન કરેછે. એ પ્રયત્નમાં માથું તપી આવેછે, અને શરીરમાં અધિક કચરાનો સંચય હોયછે તો જ્વર પણ આવેછે.

જેટલા જેટલા શરીરમાં રોગો થાયછે, તેમાં પ્રથમ થોડો અથવા ઘણો

જ્વર તો આવે જ છે. જ્વરવિનાનો કોઇ પણ રોગ હોતો નથી. અને શરીરમાં કચરો ભરાયા વિના કોઇપણ પ્રકારનો જ્વર આવતો નથી. કારણ કે ઉપર કહ્યું તેમ જ્વર આવવો અથવા શરીર તપવું એ બીજું કાંઇ જ નથી, પણ શરીરમાં ભરાયલા કચરાને બહાર કાઢી નાંખવાનો શરીરના અવયવોનો પ્રયત્ન છે. નખમાં એક ફાંસ વાગેછે તોપણ આખા શરીરમાં કેટલું અસુખ થાયછે તે સર્વ કોઇ જાણેછે. તેથી એક પ્રકારનો તપારો શરીરમાં થાયછે, અને તે તપારો જ્યાં સુધી ફાંસ કાઢી નાંખવામાં નથી આવતી ત્યાં સુધી ઓછો થતો જ નથી ગુમડાના તાડાથી શરીર તપી આવવાનો ઘણાને અનુભવ હોયછે. આ સર્વમાં શરીરનું તપી આવવું, એ શરીરમાં ભરાયલા કચરાને બહાર કાઢવાનો શરીરના અવયવોનો પ્રયત્ન જ સુચવેછે. આથી શરીરનું તપવું, એ શરીરમાં ભરાયલા કચરાનું એક ચિહ્નછે.

આરંભમાં શરીરમાં ભરાયલો કચરો પરસેવો થઈને કે ઝાડા થઇને નીકળી જાય છે, પણ જાવકના કરતાં આવકનું પ્રમાણ જ્યારે બહુ વધી જાય છે ત્યારે અર્થાત્ મનુષ્યો અયોગ્ય ખાનપાનથી જ્યારે શરીરમાં કચરો ખુબ ભરાય એવા ઉપાયો રચે છે ત્યારે શરીરના અવયવો બધા કચરાને બહાર કાઢી શકતા નથી. અને પછી તે શરીરમાં ભરાવા માંડે છે. પ્રથમ જ્યાં તે ઉત્પન્ન થાય છે ત્યાં જ એકઠો થાય છે, અને પછી આખા શરીરમાં વ્યાપવા માંડે છે, એ આગળ કહેવાઇ ગયું છે. આપ્રમાણે આખા શરીરમાં કચરો વ્યાપવા માંડતાં શરીરની આકૃતિ વિરૂપ અથવા બેડોળ થવા માંડે છે. મુખની આકૃતિ બગડે છે. માથું બેડોળ થાય છે. ગરદન શોભિતી અને પ્રમાણસર રહેતી નથી. તેની આજુબાજુ કચરો જામી તે ટુંકી થઈ જાય છે, અથવા જોઇએ તેના કરતાં વધારે લાંબી થઇ જાય છે મુખે સોજા આવ્યા હોય તેમ ફુલાયલાજેવું તે થાય છે. કપાળઉપર તેમ જ ગાલ, હડપચી, તેની નીચેનો ભાગ, તથા તેની આજુબાજુના ભાગપર રૂની નાની નાની ગાદીઓ પાથરી હોય તેમ ભાસે છે. લોકો આવા શરીરને પુષ્ટ શરીર માને છે, અથવા ચરબી વધેલી છે, એમ માને છે. પણ એ તો તે ભાગમાં જામેલો કચરો જ છે. છાતીનો ભાગ કમાનદાર હોવો જોઇએ, તે તેમ ન હોતાં ત્યાં પણ ઉંચાનીચા લોચાઓ,

છાતીને બેડોળ કરતા જોવામાં આવે છે. પેટ ગાગરજેવું કે કુલ્લા જેવું થઇ મોટી ફાંદ નીકળેલી જણાય છે. પગ, સાથળો વગેરે જાડા થાંભલા જેવાં, અને ટુંકાં લાગે છે. કેટલાક રોગીઓને આ કચરો શરીરની ચામડીઉપર, એટલે બધો જણાઇ આવે તેવો ન જામતાં અંદરના અવયવોમાં એકઠો થાય છે તેવા રોગીઓને ઉપર વર્ણવેલાં ચિહ્નો ન જણાતાં જુદાં જ ચિહ્નો જણાય છે. તેમની આકૃતિ વિરૂપ તો થાય જ છે. અધિકમાં તેમને શરીરના વિવિધ ભાગમાં કરચલીઓ પડે છે, અર્થાત્ ચામડી ઢીલી પડી ગયેલી જણાય છે. જેના શરીરમાં કચરો નથી હોતો તેના કપાળઉપર કે મુખઉપર એકે પણ કરચલી હોતી નથી.. તે સરળ અને અને સાફ હોયછે. તેના ઉપર ચરબીની પાતળી ગાદી જણાતી નથી. નેત્ર સ્વચ્છ હોય છે, અને તેમાં નસોની તનર જણાતી નથી. નાક મુખના બરાબર મધ્ય ભાગમાં હોય છે, સીધું હોય છે, અને તે બહુ જાડું તેમ બહુ પાતળું હોતું નથી. તેનું મોં હમેશાં બંધ રહે છે. તે પહેળું મોં મુકી હાંફતો નથી; તેમ ઉંઘમાં, કચરો ભરાયલા શરીરવાળા રોગીઓનાં મોં જેમ પહોળાં રહેછે, તેમ તેનું મોં કદી પણ પહોળું રહેતું નથી. તેના હોઠ સુંદર અને ઘાટીલા હોય છે. એથી ઉલટું રોગીઓના કાંતો બહુ જ જાડા હોય છે અથવા તો મુખના ઉપર સુંદર ઢાંકણતરીકે આવેલા હોય તેવા જણાતા નથી. કચરાવિનાના મનુષ્યનું મુખ અંડાકૃતિજેવું સહજ લંબગોળ હોય છે; તેમાં ખુણા પડેલા હોતા નથી, અને જડબાં અને ગરદન એકાકાર ન જણાતાં એ બે જુદાં છે એમ જણાવનાર એક લીટી સ્પષ્ટ રીતે બરાબર કાનની નીચે આવી રહી હોય છે. તેની હડપચી ગોળાકાર હોય છે. તે નીચે ખુણો પડે એવી રીતે ત્રિકોણાકાર હોતી નથી. તેના મસ્તકનો પાછલો ભાગ અને ગરદન એક થઇ ગયેલાં ન હોવાં જોઇએ પણ તેમની વચ્ચે ભેદ બતાવનાર એક રેખા સ્પષ્ટ હોવી જોઇએ. શરીરમાં કચરો ભરાયલો રોગી પોતાની ગરદન ડાબાજમણી સુગમતાથી ફેરવી શકતો નથી. ફેરવતી વખતે ગરદનનો ભાગ તણાય અર્થાત્ ચામડી તમનમાટ થઇ ખેંચાય તો શરીરમાં કચરો ભરાયો છે, એમ જાણવું. ઉંચુ જોતી વખતે તેમ નીચું જોતી વખતે પણ મગુ

આગળ પાછળ તણાવું જોઇએ નહિ. કચરાવિનાના મનુષ્યના મુખનો રંગ ફીકો, અથવા પીળો, અથવા અનાધારણ રાતો હોતો નથી. રોગીનો વર્ણ ફીકો, અથવા પીળો અથવા બહુ જ રાતો હોય છે. કોઇ કોઇ વખતે વર્ણ કાળાશ પડતો પણ પડી જાયછે. શરીરનો વર્ણ બહુ તકતકે અથવા ચળકે તો તે પણ કચરો ભરાવાની નિશાની છે. નીરોગ મનુષ્યનું મુખ વૃદ્ધાવસ્થાસુધી તાજુ અને પ્રફુલ્લ હોવું જોઇએ.

વળી કચરો ભરાયલા રોગીના શરીરમા ચાંચલ્ય હોતું નથી. તેને ગોદડ એદીની પેઠે પડી રહેવું ગમેછે. તેના અવયવોમા ચાલાકી જણાતી નથી પાણીનો લોટો ભરવો હોય ત્યાં પણ જ્યાં સુધી બીજાથી તે કામ થતું હોય ત્યાં સુધી તેને હાથપગ હલાવાનું મન થતું નથી. જ્યાંસુધી બેસવા ગાડી મળેછે ત્યાંસુધી પગે ચાલવાનો તેને ઉત્સાહ થતો નથી. શરીરના અવયવો હલાવવા પડે, એવી ક્રિયાઓ તેને મરવા જેવી લાગેછે.

ઉપર પ્રમાણે શરીરની આકૃતિ અથવા વર્ણ વિરૂપ થયાં હોય અને શરીરનું તથા અવયવોનું ચાચલ્ય ન્યૂન થયું હોય તો શરીરમાં કચરો ભરાયો છે, એમ નિશ્ચયપૂર્વક જાણવું.

માતાપિતાના અયોગ્ય આહારવિહારથી ઘણાં બાળકોના શરીરમાં ગર્ભમાંથી જ કચરો ભરાયલો હોયછે, અને તેથી તેઓ જન્મેછે ત્યારથી જ માંદીલાં હોયછે. આવાં બાળકોનો મોટો ભાગ નાનપણમાં કે જુવાનીમાં મરી જાયછે.

અયોગ્ય આહારવિહારથી જ શરીરમાં કચરો ભરાયછે, કારણ કે અયોગ્ય આહાર જઠરમાં બરાબર પચી શકતો નથી અને તેથી કચરો ભરાવાનું કારણ ઉભું થાયછે, માટે શરીરમાં કચરો ન થવા દેવાની ઇચ્છા રાખનારે અગાઉ કહી ગયાપ્રમાણે અયોગ્ય આહારનો પરિત્યાગ કરવો જોઇએ. એક વાર શરીરમાં કચરો થવા માંડયો કે પછી જઠર અને મલોત્સર્ગની ઇંદ્રિયો દુર્બળ પડી જાયછે, અને તેમ થતાં પછી યોગ્ય આહાર લેવામાં આવેછે તોપણ તે બરાબર પચતો નથી; અને આ યોગ્ય આહાર પાછો બરાબર ન પચવાથી કચરારૂપે થાયછે. આપ્રમાણે શરીરમાં એક વાર કચરો જામવા માંડતાં, કચરો વધવાની ક્રિયા ઝપાટાબંધ ચાલેછે, અને પરિણામમાં વિવિધ રોગો ઉત્પન્ન

વારંવાર ઉભા થાયછે. નાનાં બાળકોને વારંવાર અનેક રોગો થયા કરવાનું કારણુ આ જ છે.

શરીરમાં એકઠો થયેલો કચરો બહાર કાઢી નાંખવાને શરીર પોતે જ ઘણી વાર પ્રયત્ન કરેછે. મોંઉપર ખીલ નીકળવા, ઠેકાણે ઠેકાણે ગુમડાં થઇ આવવાં, ખસ નીકળવી, વગેરે ચામડીઉપર નીકળી આવતાં દરદો, એ શરીરમાં ભરાયલા કચરાને બહાર કાઢી નાંખવાનો શરીરનો પ્રયત્ન છે. આવે પ્રસંગે બીજી બધી રીતે શરીર સારૂં જણાતું હોય તો પણ શરીરમાં કચરાનો સંચય થયો છે એ નકકી છે. આવાં ચામડીનાં દરદોમાં કચરાને બહાર કાઢી નાંખવામાં કુદરતને મદદ કર્યા ને બદલે જો તે દરદોને દાબી દીધાં હોય છે તો કચરો ત્યાંથી પાછો હઠી શરીરમાં એકઠો થઇ કોઇ બીજો માર્ગ લે છે, અને ફેફસાંમાં જઇ કે કોઇ બીજી અનુકૂળ જગાએ જઇ દમનો કે કોઇ બીજો ભયંકર વ્યાધિ ઉત્પન્ન કરેછે.

ઝાડા થવા એ કચરાને બહાર કાઢી નાંખવાનો કુદરતનો પ્રયત્ન છે. ઘણા વૈદ્યો તથા ડોકટરો આવે પ્રસંગે ઝાડો બંધ થવાની અફીણવાળી કે એવી જ કોઇ બીજી દવા આપી ઝાડો બંધ કરી દેછે. પરિણામ એ આવેછે કે ઝાડો તરત બંધ થાયછે. પણ કચરો શરીરમાં પાછો હઠી બીજી જગાએ એકઠો થઇ, થોડે દહાડે અથવા થોડે માસે કોઇ બીજો વધારે જબરો રોગ ઉત્પન્ન કરેછે.

પગ એલગવા અથવા હાથ એલગવા, એ શરીરમાં કચરો એકઠા થવાનું ચિહ્ન છે. એ જ પ્રમાણે હાથપગ ઠંડા રહેવા, એ પણ કચરો એકઠો થવાનું ચિહ્ન છે. આવે પ્રસંગે કચરો બહાર કાઢવાના ઉપાયો કરવા એ રોગને કાઢવાનો ખરો ઉપાય છે, પણ તેમ ન કરતાં દવા લઇને બહાર નીકળતો પરસેવો બંધ કરવામાં આવેછે તો તે સ્થળે આવેલો કચરો પાછો હઠી ગળુ સૂજવાનો રોગ થાયછે. અથવા તો માથામા કોઈ વ્યાધિ પ્રગટ થાય છે. કવચિત્ ફેફસાંમાં કે હૃદયમાં કે કોઇ બીજા અંતરના અવયવોમાં કચરો જઇ તે તે અવયવોના રોગ ઉત્પન્ન કરેછે.

ઉધરસ થવી અને બહુ બળખા પડવા, એ પણ સંચય થયેલા કચરાનું ચિહ્ન છે. ઉધરસવાળાને સારીપેઠે કફ પડેછે તો તેને બહુ વિશ્રાંતિ મળેછે; કારણકે એ રીતે એકઠો થયેલો કચરો બહાર નીકળી જાયછે. પણ જો કફને બહાર કાઢવા વિના કોઇ દવાથી એકદમ ઉધરસ બંધ કરી દેવામાં આવે, તો ઉધરસ મટેલી દેખાયછે, પણ પરિણામે શરીરની સ્થિતિ ખરાબ થઇ અધિક નુક-

સાન થાયછે, અને આ જ કારણથી એકવાર જે ઓસડથી ફાયદો થયો હોયછે, તે જ ઓસડ બીજી વાર જ્યારે તેના તે રોગમાં રોગીને આપવામાં આવેછે ત્યારે ઘણીવાર કિંચિત્ પણ લાભ કરતું નથી એવા ઘણા દાખલાઓ આપણા અનુભવમાં આવ્યા હોયછે.

શરીરમાં કોઇ પણ પ્રકારે અસુખ જણાવું, એ શરીરમાં કચરો ભરાયાનું ચિહ્નછે, અને તેથી જ્યારે જ્યારે નાનો કે મોટો કોઇ રોગ જણાય ત્યારે શરીરમાં થોડો અથવા ઘણો કચરો ભરાયોછે, એવું અનુમાન કરવાને કોઇ અડચણ નથી. ઘણીવાર કચરો વર્ષોનાં વર્ષોસુધી શરીરમાં એકઠો થયા કરેછે અને મહજસાજ વખતે રોગ થઇ પાછું શરીર નીરોગજેવું દેખાયછે, તેથી ઘણાને પોતે નીરોગી છે, એમ ખોટું ભાન થાય છે; પરંતુ મુખની, ગરદનની, પેટની, અને ટુંકામાં આખા શરીરની વિરૂપતા વગેરે ઉપર વર્ણવેલાં ચિહ્નોથી બુદ્ધિમાનને પોતાના શરીરમાં કચરો ભરાયછે, એ વિષે સમજણ પડ્યા વિના રહેશે નહિ. અને કદાચ પાકી સમજણ ન પડે તોપણ હવે પછી લખાતા ઉપાયો કરવાથી નીરોગી તેમ જ રોગી બંનેને લાભ જ થવાનો સંભવછે, તેથી આરોગ્યનું સંરક્ષણ ઇચ્છનારે, તથા રોગ મટાડવાને ઇચ્છનાર રોગીએ યોગ્ય લાગે તો નિઃશંકપણે તે કરી જોવા.

## શરીરમાં ભરાયલો કચરો કાઢવાના ઉપાયો.

આગળ આપણે કહી ગયા છીએ કે આપણા શરીરમાં નિત્ય થતો કચરો કુદરત ચાર વાટે કાઢી નાખે છે કેટલોક કચરો ' કાર્બોનિક ગેસ ' તથા વરાળ વગેરેના રૂપમાં ફેફસાંવાટે બહાર કાઢી નાંખવામાં આવે છે. કેટલોક કચરો પરસેવાના રૂપમાં ચામડીનાં છિદ્રોવાટે બહાર કાઢી નાંખવામાં આવેછે. કેટલોક કચરો ' યુરિક એસિડ ' ના રૂપમાં મૂત્રની ઇંદ્રિયવાટે બહાર કાઢી નાંખવામાં આવેછે; અને કેટલો ક કચરો ઝાડાના રૂપમાં મળ નીકળવાની ઇંદ્રિય વાટે બહાર કાઢી નાંખવામાં આવેછે. થયેલા રોગને મટાડવા માટે તથા થતા રોગો અટકાવવાને માટે આપણે આ ચાર રસ્તે કચરો કાઢી નાંખવામાં કુદરતને મદદ કરવી એ રોગ ટાળવાનો તથા રોગ અટકાવવાનો ખરો ઉપાય છે. એરંડીયું પીવાથી કે નેપાળાની ગોળી ખાવાથી દસ્ત થઇ ઝાડા વાટે મળ નીકળે છે, તેમ જ ' ડાયાફોરેટિક મિકસચર ' ' એન્ટીપાઇરીન ' ' ફિનાસિટીન ' કે એવી જ કોઈ દવા-

ઓ આપવાથી પરસેવો થઇ ચામડીવાટે મળ નીકળે છે, પરંતુ આ દવાઓ જાતે વિષમય હોવાથી મળ કાઢવાસાથે શરીરમાં ક્ષીણતા આવે છે તથા વિષના અંશો શરીરમાં મૂકી જઈ બીજા રોગો ઉત્પન્ન કરે છે, તેથી હાલના આરોગ્યવિધાના પ્રવર્તક પુરુષો એવી દવાઓવિના જ શરીરમાંથી જે ઉપાયો વડે મળ નીકળે તથા શરીરને હાનિ ન થાય તે ઉપાયોને કુદરતને ખરી મદદ કરનાર ગણે છે. અને તે વિનાના સર્વ ઉપાયો શરૂઆતમાં ગુણ જણાવતા હોય તો પણ કુદરતથી વિરુદ્ધ તથા બુદ્ધિથી વિરુદ્ધ છે, એમ ગણે છે. કુદરતને મદદ કરનારા આરોગ્યવિધાના આ ઉપાયોને હવે આપણે સંક્ષેપમાં વિચારીએ.

ફેફસાંવાટે આપણાં શરીરમાંથી રાત્રદિવસ કચરો નીકળ્યા કરે છે. પરંતુ મનુષ્યોએ પોતાના કુટેવોથી ફેફસાંને દુર્બળ કરી મૂકયાં હોય છે. જે અવયવનો નિત્ય ઉપયોગ થતો રહે છે તે અવયવ બળવાન્ રહે છે, અને જે અવયવનો નિત્ય ઉપયોગ થતો રહેતો નથી તે દુર્બળ પડી જાયછે. જે માણસો જમણા હાથનો વધારે ઉપયોગ કરેછે, તેમનો તે હાથ ડાબા હાથકરતાં બળવાન્ હોયછે. એ જ પ્રમાણે ફેફસાનો બરાબર ઉપયોગ કરનારનાં ફેફસાં બળવાન રહે છે, અને બરાબર ઉપયોગ ન કરનારનાં દુર્બળ પડી જાયછે. પરંતુ સોમાં નવાણુ મનુષ્ય ફેફસાંનો બરાબર ઉપયોગ કરતા નથી હવાથી ફેફસાંને શ્વાસ લેતી વખતે પૂરેપૂરાં ભરવાં, એ ફેફસાંનો બરાબર ઉપયોગ છે. જ્યારે હવાથી ફેફસાં પૂરેપૂરાં ભરવામાં આવેછે, ત્યારે પહેલવહેલું પેટ અને પેટનો નીચેનો ભાગ ફુલેછે. અને ત્યાર પછી છાતીનો ભાગ ફુલેછે. નાનાં બાળકોને શ્વાસ લેતાં મૂકતાં જોવાથી આ વાતની ખાતરી થશે. નાનાં બાળકો કુદરતી રીતે જ શ્વાસ લેછે. પણ મોટી ઉમર થતા નિશાળમાં વાંકા વળીને બેસવાની ટેવ પડવાથી, તથા કમરે સખ્ત ધોતીયું પહેરવાથી પેટ વગેરે અવયવો દબાઇ જાયછે, અને તેથી ફેફસાનો નીચેનો ભાગ હવાથી પૂરેપૂરો ભરાતો નથી. આથી માત્ર છાતી આગળનો ફેફસાંનો ઉપરનો ભાગ જ શ્વાસ લેવા મૂકવાની ક્રિયા કરેછે, અને નીચેનો ભાગ દુર્બળ થઇ જઈ લૂલો પડી જાયછે આમ થવાથી શરીરના આરોગ્યને માટે જેટલી હવાની જરૂર છે તેટલી ફેફસાંમાં લેવાતી નથી, તેમ જ જેટલો કચરો બહાર નીકળી જવો જોઇએ તેટલો નીકળતો નથી. આપ્રમાણે

ફેફસાં દુર્બળ થવાથી બંને રીતે નુકસાન થાયછે. આથી ફેફસાંને શુદ્ધ હવાથી પૂરે પૂરાં ભરવાની અને પૂરેપૂરાં ખાલી કરવાની ટેવ દરેક માણસે પાડવી બહુ જરૂરની છે. પ્રાણાયામની ક્રિયા કરનારનું આરોગ્ય વધેછે, તથા તેથી અનેક રોગો નાશ પામેછે, એવું જે આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે તેની મતલબ આ જ છે. દમના રોગવાળાં પૂરેપૂરો શ્વાસ લેઇ શકતાં ન હોવાથી તથા પૂરેપૂરો શ્વાસ ખાલી કરી શકતાં ન હોવાથી જ નિરંતર દુઃખને સહન કરેછે. જે મનુષ્ય દરેક શ્વાસ વખતે વાયુથી ફેફસાંને પૂરેપૂરાં ભરેછે, અને પૂરેપૂરાં ખાલી કરેછે, તેની પચનક્રિયા બહુ જ સારી થાયછે, અને તેમ થતાં તેને રોગ થવાનો ક્વચિત જ સંભવ આવેછે. આથી કરીને પ્રત્યેક મનુષ્યે દીર્ઘ શ્વાસ લેવાની ટેવ પાડવી જોઇએ. કમરે કસીને વસ્ત્ર પહેરનાર સ્ત્રીપુરુષોએ કમરઉપરનું વસ્ત્ર તથા છાતીઉપરનું વસ્ત્ર ઢીલું પહેરવાનો અભ્યાસ પાડવો જોઇએ. વળી ડોશીની પેઠે વાંકા વળીને બેસવાની ટેવ પણ નુકસાન કરનારી હોવાથી તે તજવી જોઇએ. દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ટેવ પાડવા ઇચ્છનારે નીચે પ્રમાણે આરંભ કરવો.

પ્રાતઃકાળે ઉઠ્યા પછી, જો પોતાના ઘરમા અગાશી હોય તો ત્યાં, નહિ તો સ્વચ્છ હવા આવતી હોય તેવી જગામાં ચત્તા સુઈ રહેવું. ઓશીકું રાખવું નહિ. કમરઉપરનું વસ્ત્ર ઢીલું કરવું. શરીરના સઘળા અવયવોને પણ અક્કડ નહિ રાખતાં ઢીલા રાખવા. હાથને શરીરની બંને બાજુએ લાંબા રાખવા. પછી પ્રસન્ન ચિત્તથી નાકનાં બંને છિદ્રો વાટે ધીરે ધીરે શ્વાસ અંદર ખેંચવો. પ્રથમ પેટનો ભાગ ધીરે ધીરે ભરવો, અને એમ ભરતાં ભરતાં છેક છાતીના ઉપરના ભાગસુધી ભરતા ચાલ્યા આવવું. આપ્રમાણે સરળપણે ધીરે ધીરે ફેફસાંમાં જેટલો વાયુ ભરી શકાય તેટલો ભરવો. પછી ધીરે ધીરે ગભરાયા વિના નાકવાટે વાયુને ફેફસાં પૂરેપૂરાં ખાલી થઇ જાય ત્યાંસુધી કાઢ્યા કરવો. આપ્રમાણે પાંચથી દશ મિનિટસુધી શ્વાસ લેવા મૂકવાની ક્રિયા કર્યા કરવી. ઘણા નબળા ફેફસાંવાળા મનુષ્યો આવા એક બે શ્વાસ લેતાં મૂકતાં હારી જશે, તથા અકળાઇને ક્રિયા કરવાનું મૂકી દેશે. પણ તેઓ હારી જતા હોવાથી જ તેઓને આ ક્રિયા કરવાની બહુ અગત્ય છે. અભ્યાસ થતાં તેઓ સરળપણે શ્વાસ લેઇ શકશે તથા છોડી શકશે શરૂઆતમાં ઘણાનાં ફેફસાં બે ત્રણ સેકંડમાં ભરાઇ

જશે, અર્થાત્ તેઓ બે ત્રણ સેકંડથી વધારે વાર વાયુને ફેફસાંમાં ભરી શકશે નહિ. પણ ધીરે ધીરે વાયુને ફેફસાંમાં ભરવાનો કાળ વધારતા જવું. પહેલા અઠવાડીયામાં ચાર સેકંડ જેટલા વખતમાં વાયુ ભરવો અને બહાર કાઢવામાં પણ તેટલો જ વખત ગાળવો. બીજા અઠવાડીયામાં છ સેકંડ, ત્રીજા અઠવાડીયામાં આઠ સેકંડ, પછી દશ સેકંડ એમ વાયુ ભરવાનો તથા બહાર કાઢવાનો કાળ વધારતા જવું. અભ્યાસથી વાયુ અર્ધી મિનિટસુધી પૂરી શકાશે; અને બહાર કાઢવામાં પણ તેટલો જ કાળ જઇ શકશે. ઘણો અભ્યાસ થતાં મનુષ્યોને વાયુ પૂરવામાં બે મિનિટજેટલો કાળ અથવા તેથી પણ વધારે કાળ જવાનો સંભવ આવેછે. તેથી ધીરે ધીરે અભ્યાસને વધારતા જવું. રાત્રે સુતી વખત પણ આ ક્રિયા કરવી. દિવસમાં વચ્ચે જેમને અવકાશ મળે તેમણે તે ક્રિયા કરવાથી અધિક લાભ થશે. ફેફસાંમાં જેમ બને તેમ વધારે વાયુ જવાથી તથા તેમને પૂરેપૂરાં ખાલી કરવાથી લોહીની અસલ શુદ્ધિ થાયછે, આરોગ્ય વધેછે, બુદ્ધિ નિર્મળ થાયછે, મન સ્વાધીન થાયછે, વિચારશક્તિ સતેજ થાયછે, અને એ વિના બીજા અનેક લાભ* થાયછે.

કસરત કરવાથી પણ ફેફસાંની ક્રિયા વધે છે. દોડવાથી, કુદવાથી, તરવાથી, અને એ વિનાની બીજી અનેક કસરતોથી શ્વાસ ખુબ ચાલે છે, અને તેથી પણ પુષ્કળ વાયુ ફેફસાંમાં ભરાઇ તથા બહાર નીકળી શરીરમાં રહેલો કચરો દૂર થાય છે. માટે શુદ્ધ હવામાં કસરત કરવી પણ જરૂરની છે.

આપ્રમાણે ઉપર કહેલી શ્વાસ ભરવા મૂકવાની ક્રિયાથી તથા કસરતથી ફેફસાંને પૂરેપૂરા વાયુ ભરવાની તથા પૂરેપૂરા ખાલી કરવાની ટેવ પાડવાથી થયેલા અનેક રોગો મટે છે, તથા નવા થતા અટકે છે.

અમેરિકામાં શોધી કઢાયલાં 'સ્પાઇરોમિટર' નામનાં યંત્રોવડે શ્વાસ લેવા મૂકવાની ક્રિયાનો અભ્યાસ કરવાથી પણ ફેફસાં જલ્દુ જ બળવાન થાય છે, માટે બને તેમણે તે યંત્રોનો ઉપયોગ કરવો પણ લાભકારક છે.

---

* આ સંબંધમાં અધિક જાણવા ઇચ્છનારને આ વર્ગથી પ્રસિદ્ધ થયેલી 'સદુપદેશ શ્રેણી—પઘ ઉપદેશ ' માં આવેલા ' આત્મબળ ' નો વિષય વાંચવા ભલામણ કરવામાં આવેછે. મૂલ્ય ૦-૧૦-૦ પોસ્ટેજ ૦-૧-૦.

શરીરમાંથી કચરો કાઢનાર બીજો અવયવ જે મૂત્રપિણ્ડ (kidneys) તે વિષે હવે આપણે વિચાર કરીએ. જોઇએ તેટલું અથવા જોઇએ તે કરતાં વધારે જલ પીવાથી આ અવયવની ક્રિયા વધે છે. યૂરોપમાં કેટલાક ઝરાનાં પાણી બહુ ગુણકારક કહેવાય છે. અને તેથી ઘણા રોગીઓ જ્યાં તે ઝરા આવેલા હોય છે, તે ઠેકાણે જઇને કેટલાંક અઠવાડીયાં કે માસસુધી રહે છે, અને તે સ્થાનના પાણીમાં ઘણો ગુણ છે અને તેથી રોગો મટી જાય છે એવું માનતા હોવાથી, ત્યાં જોઇએ તે કરતાં વધારે પાણી પીએ છે. હવે આ ઝરાનાં પાણી તો બીજી જગાએ જેવાં પાણી હોય છે તેવાં અથવા કંઇક વધારે શુદ્ધ હોય છે. તેઓમાં રોગ ટાળે એવો કોઇ ખાસ ગુણ હોતો નથી. પણ તે રોગ ટાળનાર છે એવું રોગીઓ માનતા હોવાથી તેને તેઓ વધારે પ્રમાણમાં પીએ છે, અને તેનો પરિણામ એ થાય છે કે મૂત્રપિણ્ડ (kidneys) ની ક્રિયા વધે છે, અને તેથી શરીરમાં સંચય થયેલું વિષ તે વાટે મૂત્રના રૂપમાં બહાર નીકળી જાય છે, અને થયેલો રોગ મટે છે. એવા એ જ રોગીઓ ઝરાના સ્થાનમાં ન જતાં કોઇ બીજી શુદ્ધ હવાવાળી જગાએ રહીને તેટલું જ પાણી પીએ તો ત્યાં પણ રોગ મટવાનો સંભવ આવે છે; મતલબ કે પાણી ગમે તે જગાએ રહીને પણ વધારે પ્રમાણમાં પીવામાં આવે છે તો મૂત્રાશયની ક્રિયા વધવાથી રોગ ટળે છે. તેથી વધારે પાણી પીવું એ શરીરમાં સંચય થયેલા કચરાને કાઢવાનો બીજો ઉપાય છે. પણ આ પાણી જમતી વખતે જેમ કેટલાક એકાદ લોટો ઢીંચી જાય છે, અને જમ્યા પછી પણ એક બે લોટા પી જાય છે તેમ પીવાનું નથી. જમતી વખત અધિક પાણી પીવાથી તેમ જમ્યા પછી તરત પાણી પીવાથી તો પચનક્રિયા અટકી પડે છે, અને તેથી જઠરની શક્તિ મંદ થાય છે. નબળી પચનશક્તિવાળાએ જમતી વખત બિલકુલ પાણી ન પીવું એ વધારે સારું છે. અને જમ્યા પછી બે એક કલાકની અંદર જળ પીવું એ કોઇને માટે સારું નથી. તેથી અધિક પાણી પીવાનો પ્રયોગ કરનારે અન્ન પચી ગયા પછી જ વારંવાર પાણી પીવું સારું છે. આપણામાં પણ **जीर्णे वारि बलप्रदम्** એટલે અન્ન પચી ગયા પછી પાણી બળ આપનારું થાય છે, એવું કહ્યું

છે. તેથી જમ્યા પછી અર્ધેક કલાકે પાણી પીવું યોગ્ય છે; અને તે પણ સામટું પીવું સારું નથી. પણ અર્ધે અર્ધે કલાકે કે એકેક કલાકે એકેક પવાલું પીધા કરવું, એ લાભકારક છે. પ્રાતઃકાળમાં જ્યારે ખુલ્લું પેટ હોય છે ત્યારે શેર કે બશેરસુધી પીધેલું જળ જઠરની તથા મૂત્રાશયની સારી રીતે શુદ્ધિ કરે છે. એમ છતાં નબળી પચનશક્તિવાળાએ એકી વખતે શેર બશેર પાણી પીવું સારું નથી. વળી આ પ્રમાણે પીવામાં આવતું જળ બહુ ટાઢું ન હોવું જોઇએ. ઘણું ટાઢું પાણી જઠરને દુર્બળ કરી નાંખે છે. કૂવાના જેવું જળ હોય છે તેટલું ટાઢું પાણી પીવું જોઇએ. એથી વધારે ટાઢું પાણી નુકસાન કરતું હોવાથીજ આપણા લોકો સવારમાં જે જળ પીએ છે તે રાત્રે લોટામાં ભરી મૂકીને પછી પીએ છે. આખા દિવસમાં નીરોગી મનુષ્યે બહુ થઇને સાડા છશેર પાણી પીવું યોગ્ય ગણાયલું છે. દાળ, કઢી વગેરે નરમ આહારના પદાર્થોના આવેલા જળનો આમાં સમાવેશ થાય છે. પણ ઉપર લખેલી રીતે જળ પીવાથી જેટલો લાભ થાય છે તેના કરતાં, આપણે જાગતા હોઇએ તે બધા વખતમાં બે બે મિનિટે કે ચાર ચાર મિનિટે જો એક એક નાનો ચમચો ભરીને પાણી પીવા કરવામાં આવે તો ઘણો જ વધારે ગુણ થાય છે. આ રીતે પાણી પીનારને જમ્યા પછી બે કલાકસુધી પાણી ન પીવાનો નિયમ લાગુ પડતો નથી. જમ્યા પછી તરતજ આ પ્રમાણે એકેક ચમચો પાણી પીવાથી કશું નુકસાન થતું નથી, પણ ઉલટો લાભ થાય છે. દરેક બે બે કે ચાર ચાર મિનિટે આપ્રમાણે પાણી પીવાથી શરીરમાં સંચય થયેલું વિષ પીગળે છે, બંધાઇ ગયેલો ઝાડો નરમ થઇ બંધકોશ મટે છે. ચામડી સ્વચ્છ થાય છે, મુખ તેજસ્વી થાય છે, શરીરનું વજન વધે છે, રુધિર શુદ્ધ થાય છે, તેની ગતિ વધે છે, શરીરમાં બળ આવે છે, નિદ્રા સારી આવે છે, શ્વાસપ્રશ્વાસની ક્રિયા વધારે સારી થાય છે, હૃદયની ક્રિયા વધે છે અને ચિત્તમાં પ્રસન્નતા આવે છે આ પ્રયોગ ઘણા દિવસ ચાલુ રાખનારના શરીરમાં જો ઓછું લોહી હોય છે તો તે પણ વધે છે. પીવાનું જળ, સુનારાં તરવોરિનાનું, જેમ શુદ્ધ વધારે હોય છે તેમ લાભ બહુ અને ઘણા થોડા વખતમાં જણાય છે. વરાળનું કરેલું પાણી

સર્વથી શુદ્ધ *હોય છે માટે જેમને તે મળે તેમણે તેનો ઉપયોગ કરવો. તે ન મળે તેમણે જેવું જળ મળી શકે તેવું ઉપર કહેલી રીતે વાપરવું. કૂવાના ગોળાં અથવા ખારવાળાં પાણીકરતાં વરસાદનું મીઠું પાણી વધારે સારું છે. દિવસનો અથવા રાત્રિનો એવો એક સમય નથી કે જે પ્રસંગે આ ક્રિયા ન થઇ શકે. આ પ્રમાણે એકેક સમયે પીને.રે આ પ્રયોગનો પૂર્ણ લાભ જોઇતો હોય તો તેણે એકી વખતે સાગટું એક અર્ધોઅધશેરજેટલું પાણી પણ પીવું નહિ. ઉપર લખેલી રીતે પીવાથી લાભ થયા વિના રહેતો જ નથી. વળી તમાકુ અને અફીણના વ્યસનીઓ જળને ઉપર લખ્યા પ્રમાણે પીએ છે તો તેમનું વ્યસન ઝટ છૂટી જાય છે.

શરીરમાંથી રોગને ઉત્પન્ન કરનાર મળને કાઢી નાખનાર ત્રીજો અવયવ મોટું આંતરડું અથવા મલોત્સર્ગના અવયવો છે. આ અવયવમાં એકઠો થયેલો મળ સ્વાભાવિક રીતે જ્યારે બહાર નીકળી શકતો નથી ત્યારે તે ત્યાં એકઠો થાય છે, અને કોહાવાથી તથા બીજાં કારણોથી તેમાં ઉષ્ણતા ઉત્પન્ન થતાં તેની અંદરનો જલનો ભાગ શોષાઇ જાય છે. આથી તે કઠણ થઇ જાય છે, અને પોતાની મેળે બહાર નીકળી શકવાને અશક્ત થવાથી બંધકોશ વધતો જાયછે. નળીને ધોવાના ×યંત્રથી આ સંચય થયેલો મળ બહુ સારી રીતે સાફ કરી શકાય છે પણ એ પ્રયોગ કરવો જેમને સુગમ ભાસતો ન હોય તેમણે નીચેની ક્રિયા કરવી, જેથી મળાશયમાં ઉત્પન્ન થયેલી ઉષ્ણતા શાંત થઇ મળને બહાર નીકળવાનો સંભવ આવશે.

* શુદ્ધ પાણીવિષે વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળા પુરુષોએ 'શ્રીમહાકાળ' ના તેરમા વર્ષના અંકોમાં આવેલો જળપાનનો વિષય વાંચવો.

× 'વિદ્યાર્થીનો સાચો મિત્ર' તથા 'બંધકોશ ટાળવાના ઉપાયો' એ નામનાં બે પુસ્તકો જે આ વર્ષે પ્રકટ કર્યાં છે, તેમને, આ સંબંધી વધારે જાણવાની જિજ્ઞાસાવાળાએ વાંચવાં.




પાસેના ચિત્રમાં બતાવેલા આકારનું પાત્ર, જો મળી શકે એમ હોય તો મેળવવું. નહિ તો અંદર બેસી શકાય એવું એક તપેલું હશે તો તે સારી રીતે ચાલી શકશે. ચિત્રમાં બતાવ્યા પ્રમાણે તે પાત્રમાં, સર્વ વસ્ત્ર કાઢી નાંખીને બેસવું. તપેલામાં બેસનારે ભીંતપાસે તપેલું મૂકીને તપેલામાં બેઠા પછી ભીંતને અઢેલવાથી ચિત્રમાં સૂચવ્યા પ્રમાણે બેસી શકાશે. અઢેલવું કદાચ ન ફાવે તો અઢેલવાની ખાસ જરૂર છે એવું કંઇ નથી. પાત્રમાં પાણી એટલે સુધી ભરેલું હોવું જોઇએ કે ડુંટીથી તે સાથળોસુધીનો ભાગ પાણીમાં ડુબી રહે. ડુંટીઉપર એકાદ બે આંગળ પાણી આવ્યું હશે તો અડચણ નથી. પાણી ૮૪° થી ૬૮° ડિગ્રી ફેરનહીટ જેટલું ટાઢું પાત્રમાં ભરવું. જેમની પાસે પાણીની ઉષ્ણતા જાણવા માટે 'થરમોમીટર' ન હોય તેમણે પોતાની માટલીમાં જેટલું ટાઢું પાણી હોય તેટલું વાપરવું. બહુ ટાઢમાં માટલીનું પાણી ૬૮° ડિગ્રીથી ઘણું વધારે ટાઢું થઇ જાય છે. તેથી વખતે ઋતુના પાત્રમાં ભરેલું જળ કે કુવાનું તાજું જળ વાપરવું. નબળાં તથા વૃદ્ધ માણસોથી બહુ ટાઢું પાણી સહન થઇ શકતું નથી, માટે શરૂઆતમાં તેમને કુવાનું જળ જેટલું ઉનું હોય છે તેટલા ટાઢા જળમાં બેસાડવા, અને જેમ જેમ સહન કરવાની શક્તિ વધતી જાય તેમ તેમ વધારે ટાઢું જળ વાપરતા જવું. પાત્રમાં અંદર બેઠા પછી બેસનારે, એક જાડા ટુવાલને અથવા ખાદીના કકડાને પાણીમાં ભીંજવી તે વડે ડુંટીની નીચેના ભાગને તથા પેટની તરફના કેડ ઉપરના સઘળા ભાગને અર્થાત્ ડુંટીની બંને બાજુના પેટ નીચેના ભાગને સ્પર્શથી, વગર અટકે ઘસ્યા કરવો. બહુ ભાર દઇને ઘસવું નહિ, પણ સાધારણ રીતે તે ભાગમાં લોહીની ગતિ વધે તે રીતે ઘસવું. આ પ્રમાણે શરૂઆતમાં પાંચથી દશ મિનિટસુધી કરવું. આગળ ઉપર પંદરથી વીસ મિનિટસુધી અથવા તેથી પણ વધારે વાર બેસતાં આક-

ચણુ નથી. પાણી બહુ ટાઢું ન હોય ત્યારે તો અર્ધો કલાક અથવા કલાકસુધી બેસવું લાભકારક છે ઘણાં નબળાં માણસોએ અને બાળકોએ તો માત્ર બે ત્રણ મિનિટ જ બેસવું. પેટના ઉપરના ભાગને અને પગને ટાઢ ન ચઢી જાય માટે પગઉપર કંઇ ગરમ કપડું ઢાંકવું, અને શરીરે પણ કંઇ ઓઢવું અથવા પહેરવું. પાત્રમાંથી ઉઠયા પછી બીના ભાગોને લોહી નાંખી શરીરમાં તત્કાળ ગરમી આણવાની જરૂર છે, અને તેથી જેઓ ફરી હરી શકે એવા હોય તેમણે ખુલ્લી હવામાં જઇ કંઇક કસરત કરી શરીરમાં ગરમી આણવી. બહાર ફરવા જવાનું ન બને તેમણે ઘરમાં જ આખે શરીરે હાથને ઘસીને ગરમી આણવી. તેટલું કરવાને પણ અશક્ત હોય તેમણે સારી રીતે ઓઢીને સુઇ જવું. શરીરમાંથી ઘણા નબળા માણસોને ટાઢ ન જાય તો બીજા માણસે તેમની ચામડીને હાથ ઘસીને તેમને ગરમ કરવા.

ઘર્ષણપૂર્વક કરાતું આ કટિભાગનું સ્નાન દિવસમાં એકવાર, બેવાર કે ત્રણવાર કરવું, અને પાત્રમાં બેસવાના કાળનું તથા પાણીની ઠંડીનું પ્રમાણ રોગીની સહનશકિતના પ્રમાણમાં રાખવું. પાત્રનું પાણી દરરોજ નવું બદલવું.

આ કટિભાગના સ્નાનથી જઠરમાં અને આંતરડામાં જડ ઘાલીને બેઠેલો રકતાવષ્ટંભ નામનો રોગ, અતિસાર, હરસ, મરડો, બંધકોશ, ગર્ભાશયના રોગો, જનનેંદ્રિયના રોગો, મૂત્રાશયના રોગો અને એ વિના બીજા અનેક વ્યાધિઓ મટે છે. ઘણા ગર્ભાશયના રોગોમાં તથા સ્ત્રીઓને થતા બીજા ઘણા રોગોમાં આ સ્નાન બહુ જ લાભકારક છે. જ્ઞાનતંતુઓના વ્યાધિઓ અને તેમાં પણ મગજના વ્યાધિઓ જેવો કે મગજનો રકતાવષ્ટંભ વગેરેમાં તે બહુ જ ગુણ કરે છે. રોગની ન્યૂનાધિકતાના પ્રમાણમાં આ સ્નાન થોડી અથવા લાંબી મુદતસુધી કર્યાં કરવું. બે ચાર દિવસના પ્રયોગથી તેમાં અશ્રદ્ધા કરી મૂકી દેવું નહિ.

ઉપરના સ્નાનથી જરા ભેદવાળું નીચેનું સ્નાન સ્ત્રીઓના તથા પુરુષના જનનેંદ્રિયના અનેક રોગોમાં બહુ લાભકારક છે. તેનો વિધિ નીચે પ્રમાણે છે. ઉપર વર્ણવેલા પાત્રમાં અથવા તપેલામાં નાના બાજઠ જેવી એક પા-

ટલી અથવા ઘોડી મૂકવી. અથવા ઉંચા પાયાવાળો લાકડાનો ઓરશીયો કે એવું જ કોઇ લાકડાનું બનાવેલું આસન ગોઠવવું. પછી તે પાત્રમાં પાણી ભરવું, તે એટલે સુધી પેલા બાજઠની ઉપરની ધારસુધી આવે પણ બાજઠની બેસવાની ઉપરની સપાટી પલળે નહિ. રોગીએ પછી બાજઠની કોરી સપાટીઉપર બેસવું, અને ખાદીના કકડાને અથવા જાડા ટુવાલને પાત્રમાં ભરેલા પાણીમાં બોળવો, અને પછી તે બોળેલા કકડાથી જનનેંદ્રિયને ધોવા માંડવું. ટુવાલમાં જેટલું માય તેટલું પાણી ભરવું, અને આખા મૂત્રેન્દ્રિયને કે તેની અંદરની આળી ચામડીને નહિ ધોતાં પણ મૂત્રેન્દ્રિયની છેડેની ચામડી જે આળી ચામડીને ઢાંકે છે તેને જ માત્ર ધોવી. યાદ રાખવું કે અંદરનો ભાગ કે જનનેંદ્રિયનો બીજો કોઇ ભાગ ધોવાનો નથી પણ છેક છેડેની ચામડીને જ માત્ર ધોવાની છે; અને તે પણ ટુવાલથી આમ તેમ ખુબ ઘસીને ધોવાની નથી, પણ ધીચે હાથે માત્ર ટુવાલ ફેરવીને ધોવાની છે. ટુવાલનું પાણી થઇ રહે કે ફરીને તેને પાણીમાં બોળી ધોયા કરવું. એમ વારંવાર કરવું. આ સ્નાનમાં પગ, સાથળ તેમ જ શરીરનો ઉપરનો સઘળો ભાગ કોરો રહેવાનો. કદાચ નિતંબ સહજ પલળે તો અડચણ નથી સ્ત્રીઓએ આર્તવના સમયમાં આ સ્નાન કરવું યોગ્ય નથી. આ સ્નાનમાં જળની ઉષ્ણતા ૫૦ થી ૬૦ ડિગ્રી ફેરનહીટ રાખવી. તેટલું ઠંડું જળ ન મળે તો જેવું મળે તેવું, અથવા ટાંકાનું વાપરવું.

રોગીની સ્થિતિ અને વયના પ્રમાણમાં આ સ્નાન દશ મિનિટથી તે એક કલાકસુધી કરી શકાય છે. ખાસ કરીને ટાઢના દિવસમાં રોગીનું ટાઢથી રક્ષણ કરવું જરૂરનું છે અને તેથી કરીને તેના પગ તથા શરીરઉપર ટાઢ ન વાય તેટલાં વસ્ત્ર નાંખવાં. આ સ્નાનમાં પાણી જેમ વધારે ઠંડું હોય તેમ વધારે લાભ થાય છે; તો પણ સ્નાન કરનારના હાથથી સહન ન થાય એટલું ટાઢું તે હોવું જોઇએ નહિ. ઉનાળામાં જેવું અને જેટલું ટાઢું જળ મળી શકે તેટલું વાપરવું. ઉષ્ણ ઋતુમાં ઓછું ઠંડું પાણી મળવાથી ઓછો ગુણ થવાની શંકા રાખવી નહિ; કારણ કે આવી ઋતુમાં પાણીમાં આવતી ઉષ્ણતા બહારના વાયુની ઉષ્ણતા સાથે ઘટિત પ્રમાણમાં હોવાથી લાભ સરખો જ થાય છે.

આ સ્નાનના પાત્રમાં બેસવાની પાટલી એટલી નાની ન હોવી જોઇએ કે તેમાં બહુ જ ઓછું પાણી રેડવાથી ચાલી શકે. પાત્રમાં પાણી સવા મણ દોઢ મણને આશરે રેડાય એટલી ઉંચી પાટલી હોવી જોઇએ. પાત્રમાં જો બહુ ઓછું પાણી ભર્યું હોય તો તે તરત ગરમ થઇ જાય છે, અને આથી સ્નાનનો યથેચ્છ લાભ થતો નથી.

પૂર્વે કહ્યા પ્રમાણે સ્ત્રીઓને જેમ આ સ્નાન લાભકારક છે તેમ પુરુષોને પણ છે. પુરુષોએ અંગુઠો અને તેની પાસેની આંગળીથી ચામડીને જરા આગળ આણી, અંદરની આળી ચામડીને સંપૂર્ણ ઢાંકી ઉપર કહ્યા પ્રમાણે છેક છેડાની ચામડીને ધોવી. આમાં કહ્યા પ્રમાણે જ આ ક્રિયા બરાબર કરવી; નહિ તો વખત અને મહેનત નકામાં જશે; અને કદાચ આરોગ્યને પણ નુકસાન થવાનો સંભવ આવે.

શરીરના અંદરના ભાગમાં સડો થયો હોય અથવા સોજો કે દાહ હોય તેવા રોગીઓને, અથવા તો જૂનો દબાઈ રહેલો રોગ ઉભરી આવવાથી દાહ થતો હોય તેવા રોગીઓને પહેલા જ સ્નાનથી, અંદરનો દાહ ઘણે પ્રસંગે તત્કાળ નીચે ખેંચાઇ આવે છે, અને જ્યાં ધોવાનું ચાલતું હોય છે તે સ્થાનમાં અથવા તેની પાસેની જગામાં જણાય છે. આમ થાય તો ગભરાવું નહિ. કારણ કે એ બહુ અનુકૂલ ચિહ્ન છે માટે સ્નાનનો પ્રયોગ ચલાવ્યા કરવો. ગાત્ર ધોવામાં જાડા ટુવાલને બદલે જરા વધારે નરમ સુંવાળુ કપડું વાપરવું. પાટલી-ઉપર ત્રણ આંગળ ઉંચું પાણી રહે એ રીતે પાણી ભરીને તે ઉપર બેસી, કહ્યા પ્રમાણે ક્રિયા કરવાથી, ઘણે પ્રસંગે વધારે જલદી અસર થાય છે. આ રીતે પ્રયોગ કરનારે પાણી ૬૩ થી ૭૩ ડિગ્રી ફેરનહીટ રાખવું. આ રીતે બેસવામાં નિતંબનો ભાગ પાણીમાં ડુબેલો રહે છે.

ઘણાને સમજવામાં નહિ આવ્યું હોય કે શરીરના બીજા કોઇ ભાગને ધોવાનું નહિ કહેતાં ખાસ આ જ ભાગને ધોવાનું આ પ્રયોગમાં શા માટે કહેવામાં આવ્યું છે. તો કહેવાનું કે આ પ્રયોગમાટે આ ભાગ જેવો બીજો કોઇ પણ અનુકૂળ અવયવ નથી. આ ભાગમાં શરીરના અગત્યના જ્ઞાનતંતુઓના છેડા જેટલા એકઠા મળે છે તેટલા બીજા કોઇ ભાગમાં મળતા નથી. બરડાની

કરોડના જ્ઞાનતંતુઓની ઘણી શાખાઓ અને બીજા કેટલાક જ્ઞાનતંતુઓ જે-મનો મગજની સાથે સંબંધ છે તે સર્વેની શાખાઓના છેડા આ સ્થળે આવેલા હોય છે. અને તેથી છેડાના ભાગ ઉપર ક્રિયા થવાથી શરીરના બધા જ્ઞાનતંતુઓ-ઉપર અસર થાય છે. આખા જ્ઞાનતંતુના વ્યૂહઉપર અસર કરવાનું આ જ સ્થળ છે. આ સ્થળ જીવનવૃક્ષનું મૂળ છે, એમ કહીએ તો ચાલે એમ છે, અને તેથી કરીને મૂળને જળ પાવાથી જેમ આખા વૃક્ષનું પોષણ થાય છે તેમ આ સ્થળે પ્રયોગ થવાથી આખા શરીરને અસર થાય છે. આ સ્થળને ઠંડા જળથી ધોવાથી શરીરની અંદર એકઠા થયેલા વિષથી ઉત્પન્ન થયેલી ગરમી ઓછી થાય છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુઓ પણ સ્પષ્ટ રીતે બળવાન્ થાય છે; ટુંકામાં છેક નાનામાં નાના અવયવસુધી આખા શરીરની ચેતનાશક્તિ જાગ્રત થઇ બળને પામે છે. શસ્ત્રક્રિયાથી જ્ઞાનતંતુઓનો વિચ્છેદ થયો હોય ત્યાં જ આ લાભ જણાતો નથી, બાકી અન્ય સર્વ પ્રસંગોમાં ઉપર કહ્યા પ્રમાણે લાભ અવશ્ય જણાય છે જ.

રોગી મનુષ્યોને આ સ્નાનથી અસંખ્ય લાભ થાય છે એ કહેવાની જરૂર નથી. આ પ્રયોગનું વર્ણન કોઇને અસભ્ય જેવું જણાય, પણ જ્યાં હજારો રોગીઓના કલ્યાણની વાત કહેવી છે ત્યાં તે વાતને ખોટી સભ્યતાના ડરથી ન વર્ણવવી, એ ન ઘટે એવા સ્થાનમાં સભ્યતાનો ઉપયોગ છે. અને તેથી તે સભ્યતાનો દુરુપયોગ છે, અથવા ખરી રીતે કહીએ તો તે રોગીઓ-ઉપર વાપરેલી ક્રૂરતા છે, અને એમ હોવાથી તે પાપ છે.

નીરોગ મનુષ્યને આ ક્રિયાનો કશો ઉપયોગ નથી. તેને તે કંટાળા ભરેલી લાગશે, અને રોગીને તે એટલી લાભકારક જણાશે કે તે ખુશીથી જો-ઇએ તે કરતાં વધારે વખત ચાલુ રાખશે.

આ સ્નાન અને તે પૂર્વે કહેલું સ્નાન, એ બંને સ્નાનથી વીર્યના અનેક વ્યાધિઓ મટે છે. હાલમાં સેંકડે પોણોસો અથવા તેથી પણ વધારે ટકા જેટલા મનુષ્યો વીર્યના વ્યાધિથી પીડાતા હોય છે. સ્વપ્નમાં વીર્યપાત આદિ દુર્બળતા આ પ્રયોગોને દિવસમાં બે ત્રણ વાર, કેટલોક વખત ચાલુ રાખવાથી તદ

મરી મરચાં આદિ તીક્ષ્ણ પદાર્થો ત્યાગ કરી સાદો આહાર ગ્રહણ કરવાથી અવશ્ય મટે છે.

શરીરમાંથી કચરો કાઢવાના પાંચમા ઉપાયનું હવે વર્ણન કરીએ છીએ. આપણે આગળ કહી ગયા છીએ કે કુદરત ચામડીવાટે પરસેવાના રૂપમાં શરીરમાં થતો કચરો બહાર કાઢી નાંખે છે. આથી શરીરમાં દવાનું કોઇ પણ વિષ દાખલ કર્યાં વિના પુષ્કળ પરસેવો થાય એમ કરવું એ કુદરતને મદદ કરનાર નિર્દોષ ઉપાય છે. સારી પેઠે શરીરની મહેનત કરવાથી અથવા કસરત કરવાથી પરસેવો થાય છે, પણ પરસેવો થાય એવી કસરત રોગીઓ કરી શકતા નથી, તેમ જ નીરોગ માણસોથી પણ ઘણે પ્રસંગે પુષ્કળ પરસેવો થાય એટલી કસરત ધીરજથી થઇ શકતી નથી. આથી પુષ્કળ પરસેવો થવા માટે રોગીએ તથા નીરોગ રહેવાની ઇચ્છા રાખનારે નીચેનો પ્રયોગ કરવો.

જેમને સગવડ હોય તેમણે નેતરનો ભરેલો, એક માણસ સુઇ શકે એવો ખાટલો કરાવવો અને તે ઉપર કશું પાથર્યાવિના તથા કોઇપણ વસ્ત્ર શરીરપર રાખ્યા વિના ચત્તા સુઇ રહેવું. જેમને આવા ખાટલાની સગવડ ન હોય તેમણે બેઠા બેઠા આ પ્રયોગ કરવો. સુતા પછી સારા ખળખળતાં ઉકળતા પાણીનાં બે તપેલાં, એક વાંસા આગળ અને એક પગ આગળ રહે એવી રીતે ખાટલા તળે મુકી દેવાં. રોગીનું આખું શરીર તથા ખાટલાની ચારે બાજુઓ છેક નીચે સુધી ઢંકાઇ રહે એવી રીતે બનાત, બનુસ કે એવાં જ બીજાં ઉનનાં વસ્ત્રો તેને ઓઢાડવાં. વરાળ બહાર નીકળી જાય એવું કાંઇ પણ બાકું ન રહે એવી સાવધાનતા રાખવી. મુખઉપર સુનાર મનુષ્ય ઓઢશે તો પણ અડચણ નથી. પહેલાં કદાચ સહજ ગભરામણ લાગશે, પણ પછી સારૂં લાગશે. બે ચાર મિનિટે પરસેવો થવા માંડશે. ન થાય અને વરાળ ઓછી થયેલી જણાય તો, અગાઉથી બે ત્રણ ઇંટો તપાવી રાખવી અને તેમાંથી એક ઇંટને છાંટા ઉડી રોગી દાઝે નહિ એવી રીતે સાચવીને ધીમેથી પાત્રમાં મુકી દેવી. આથી વરાળ વધવાથી પરસેવો સારી રીતે થવા માંડશે. વળી પાંચેક મિનિટ પછી વરાળ ઓછી થયે, બીજી તપાવેલી ઇંટ અંદર સંભાળીને નાંખવી. વળી પાંચ મીનિટ પછી ત્રીજી નાંખવી. આથી જેટલી જોઇએ તેટલી વરાળ થશે, અને

પુષ્કળ પરસેવો થશે. વાંસાના ભાગમાં જોઇએ તેટલો પરસેવો ગયા પછી એટલે દશ કે પંદર મિનિટ પછી ઉંધા સુઈ રહીને પેટવગેરે આગલા ભાગને પણ પરસેવો થવા દેવો. આ પ્રમાણે બધું થઇને પા કલાક અથવા અર્ધો કલાકસુધી ઇચ્છાપ્રમાણે પરસેવો થવા દેવો. બેઠાને આ પ્રયોગ કરનારે બે તપેલાંને બદલે એક તપેલું લેવું. જો અનુકૂલ લાગે તો તેણે ખુરશીપર બેસવું. અને ખાટલાની પેઠે ખુરશીને તથા પોતાના શરીરને ઢાંકી દેવું. ઉકળતા પાણીનું તપેલું ખુરશી તળે મુકવું, અને પાંચ પાંચ મિનિટે તેમાં પણ ઉપર કહ્યા પ્રમાણે તપાવેલી એક એક ઇંટ સારી પેઠે વરાળ થવાને માટે નાંખતા રહેવું. ખુરશીઉપર બેશીને પ્રયોગ કરનારે પોતાના પગ એક બીજા ઉકળતા પાણીના તપેલાપર એક બે લાકડાની ચીપો મૂકી તેનાપર મુકવા, એ લાભકારક છે. ખુરશી વિના જમીનપર બેશીને પ્રયોગ કરનારે પગ મૂકવા માટે બીજું તપેલું મૂકવાની જરૂર નથી. તેણે માથેમોઢે ઓઢી અથવા મોં ઉઘાડું રાખી, નાસ લઇએ છીએ તેની પેઠે મોં આગળ તપેલું રાખી ઉપર પ્રમાણે પ્રયોગ કરવો. જે જે શરીરના ભાગોમાં રોગ કરનાર કચરો વધારે એકઠો થયો હોયછે, તે તે ભાગોમાંથી પરસેવો નિકળતાં બહુ વિલંબ થાયછે; અને આવા ભાગોઉપર વધારે વરાળ આવે એવી રોગીને પોતાને જ ઇચ્છા થાયછે. આ ઇચ્છાને અનુસરી તે તે ભાગોઉપર વધારે ગરમી લાગે એવી વ્યવસ્થા કરતા રહેવું. બાળકોને પણ આ વરાળનું સ્નાન ઉપર પ્રમાણે કરાવી શકાયછે.

ઘણા નબળા માણસો, તથા જેઓ અત્યંત માંદા હોય અને મુખ્યત્વે કરીને જેમને જ્ઞાનતંતુઓનો વ્યાધિ હોય એવા રોગીઓએ આ વરાળના સ્નાનનો પ્રયોગ કદી કરવો નહિ. આવા રોગીઓએ પ્રથમ વર્ણવેલાં કટિભાગનાં બને સ્નાનો જે શરીરમાંથી કચરાને બહાર ખેંચી કાઢનાર જબરા ઉપાયો છે, તે તથા હવે પછી વર્ણવવામાં આવનાર સૂર્યના તાપના પ્રયોગ માત્ર કરવા. એથી તેમને અત્યંત લાભ થાય છે. જેઓને બહુ સહેલાઇથી સ્વાભાવિક રીતે પરસેવો થતો હોય તેઓ પણ આ વરાળથી પરસેવો કરવાના પ્રયોગને ન કરે તો ચાલી શકે એમ છે. આ વરાળનો પ્રયોગ અઠવાડીયામાં બેથી અધિક વાર કરવો નહિ.

સારી પેઠે પરસેવો થઇ રહ્યા પછી રોગીના શરીરઉપર ઓઢાડેલાં વસ્ત્રો કાઢી લેવાં. બારીબારણાં બંધ રાખવાં કે જેથી પરસેવાવાળા ઉઘાડા શરીરપર પવનના સપાટા આવે નહિ. પરસેવાવાળા શરીરપર પવનના સપાટા વાગવાથી સળેખમ, ઉધરસ વગેરે વ્યાધિઓ થાય છે, માટે સાવધાનતા રાખવી, વસ્ત્રો લેઇ લીધા પછી રોગીને આગળ વર્ણવેલું કટિભાગનું સ્નાન કરાવવું. અર્થાત્ ૬૮ થી તે ૮૨ ડીગ્રી ફેરનહીટ ટાઢા પાણીના પાત્રમાં ઢુંટી ડુબે, અને પગ બહાર રહે એવી રીતે બેસાડવો, અને ટુવાલથી પેટનો સઘળો ભાગ ઘસ્યા કરવો. આ પ્રયોગ ૪૨મા પૃષ્ઠમાં વર્ણવ્યો છે, એટલે અત્ર વિસ્તારની જરૂર નથી. કટિભાગનું સ્નાન થઇ રહ્યા પછી અથવા તે પૂર્વે રોગીને આખા શરીરે ઠંડા પાણીથી ઉતાવળો નવડાવી લેવો; જેથી હાથ, પગ, માથું, છાતી, વગેરે સર્વ અવયવો સ્વચ્છ થાય અને ટાઢા પડે આથી રોગીને કંઇ ટાઢ ચઢી જવાની નથી, ઉલટુ તેને સારૂ લાગશે, માટે કશા પણ ભય વિના ઠંડા પાણીથી સ્નાન કરાવવું. પોલાદને દેવતામાં તપાવ્યા પછી તેને જોઇતું પાણી ચઢે એટલા માટે ઠંડા પાણીમા બોળવું પડે જ છે. શરીરનું પણ એમ જ છે. વરાળના સ્નાનથી ગરમ થયા પછી તેને ઠંડા પાણીથી સ્નાન કરાવવાથી તે મજબુત અને કઠણ થાય છે.

સ્નાન પછી રોગીને સહજ પરસેવો થાય એટલી તેના શરીરમાં પાછી ગરમી આણવાની જરૂર છે શક્તિવાળા રોગીઓએ વસ્ત્ર પહેરી તડકામાં ખુલ્લી હવામાં કસરત કરવી, જેથી શરીરમા ગરમી આવી સહજ પરસેવો થશે. ઘણાં નબળાં માણસો જેમને આ વરાળનો પ્રયોગ કરવો યોગ્ય નથી જ તેવાઓએ કદાચ કર્યો હોય તો તેમણે બારી સહજ ખુલ્લી મૂકીને પથારીમા સારી પેઠે ઓઢીને સુઇ જવું.

આ વરાળનો પ્રયોગ શરીરના ખાસ ભાગઉપર પણ કરી શકાય છે. એકલા પેટઉપર, ગરદનઉપર કે માથાઉપર વરાળ આવે એવી રીતે બેસવાથી તે તે ભાગમાં પરસેવો થાય છે. પેટઉપર પ્રયોગ કરવાથી જઠરના રોગો તથા આંખોના અંતરના રોગો મટે છે. કાન, આંખ, નાક, અને ગળાનાં તથા દાંતનાં દરદો, અને ગુમડાં તથા પડાં વગેરે રોગો શરીરના તે તે ભાગ-

ઉપર આ પ્રયોગ કરવાથી સારા થાય છે. શરીરના ખાસ ભાગોપર આ પ્રયોગ કરવા માટેનાં ખાસ યંત્રો મળે છે, અને તે વડે તે પ્રયોગ સુગમતાથી થઇ શકે છે, તેથી જેમની પાસે તે યંત્રો ન હોય તેમણે આખા શરીરપર પ્રયોગ કરવો વધારે સારો છે.

શ્લેષ્મ ( સળેખમ ), જ્વર, સંધિવા, અકડાઇ ગયેલા સાંધા, અને યકૃતના અને મૂત્રાશયના રોગોમાં આ વરાળનો પ્રયોગ બહુ લાભ કરે છે, પણ એનો અઠવાડીયામાં બે વારથી અધિક પ્રયોગ કરવો સારો નથી. અધિકવાર પ્રયોગ કરવાથી નબળાઈ આવવાનો સંભવ છે.

આ વરાળના પ્રયોગના જેવો જ ઉષ્ણ વાયુથી પરસેવો આણવાનો પ્રયોગ છે. ફેર માત્ર એટલો જ છે કે આ પ્રયોગમાં વરાળને બદલે સળગતા કોયલાનો અથવા એક રકાબીમાં થોડો 'આલ્કોહોલ' નાંખી તેને સળગાવી તેનો ઉપયોગ કરવામાં આવે છે. આપણા લોકોએ આલ્કોહોલને બદલે સળગતા કોયલા વાપરવા સારા છે. એક તવીમાં એકાદ બે ખોબા જેટલા બરાબર સળગેલા કોયલા ભરી રોગીએ એક પાટલાપર બેસવું. તવી પોતાની સામે મૂકવી. પછી એક વસ્ત્રને પોતાના પર ઓઢી લેવું. દેવતાની ઝાળથી વસ્ત્ર દાઝે નહિ તેની સાવચેતી રાખવી. એક ભીંતની સાથે ઉભો પાટલો મૂકી તે પાટલાઆગળ દેવતાની તવી મૂકી તેની સાગે બેશી ઓઢેલા વસ્ત્રના છેડા પાટલા અને ભીંતની વચ્ચે દાબી દેવાથી સળગવાનો સંભવ આવશે નહિ. પછી બે ત્રણ બીજાં ઉનનાં વસ્ત્રો વરાળના પ્રયોગની પેઠે જ ઓઢી લેવાં. આ પ્રયોગમાં માથું તથા મોં હમેશાં બહાર રાખવું. અંદર રાખવાની જરૂર પડે તો બે ચાર સેકંડથી વધારે રાખવું નહિ, કારણ કોયલામાંથી કાર્બન નામનું તત્ત્વ નીકળે છે તે ઝેરી હોય છે, અને તે શ્વાસમાં જવાથી નુકસાન થાય છે, માટે નાક હમેશાં બહાર રહે એવી રીતે ઓઢવું. માથાઉપર એક ભીનો ટુવાલ કરી ચાર પાંચ ગડીઓ વાળી તેને કપાળથી ઉપરના ભાગમાં તથા લમણા ઢંકાઇ રહે એવી રીતે મૂકવો. જો દેવતા જોઇએ તેટલો હશે તો પાંચેક મિનિટમાં પરસેવો થવા માંડશે. વધારે દેવતા ધખવાથી સહન થતો નથી, અને કોઇ કોઇ વખત પગના નળાવગેરે બહુ ઉના થવાથી

દાઝેના જેવું લાગે છે. તેવી વખતે અધિક ઉના થયેલા ભાગઉપર અંદર ને અંદર હાથ ફેરવવાથી તે ભાગનું રક્ષણ થાય છે. પરસેવો થવા માંડ્યા પછી પંદર અથવા વીસ મિનિટ સુધી ઇચ્છાનુસાર પરસેવો થવા દેવો. માથાઉપર મૂકેલું લુગડું ગરમ થઇ ગયું હોય તો તેને ફરી પાણીમાં પલાળી ટાઢું કરી પાછું મૂકવું. આથી માથું ઉષ્ણ થઇ જતું નથી. પંદર અથવા વીસ મિનિટ થઇ ગયા પછી સાચવીને રોગીની પાસેનાં મનુષ્યે ઓઢાડેલાં વસ્ત્ર લેઇ લેવાં. પરસેવો થયેલા શરીરે પવનનો સપાટો ન લાગે તેવી સાવધાનતા રાખવી. પછી વસ્ત્રથી પરસેવો લોહી નાંખી ઠંડા જળથી સારી રીતે સ્નાન કરવું. વરાળના સ્નાનના પ્રયોગમાં કહ્યા પ્રમાણે કટિ ભાગના સ્નાનવાળો પ્રયોગ કરવાને પણ અડચણ નથી. તે પ્રયોગની સગવડ ન હોય તો ઠંડા જળનું સ્નાન પૂરતું છે. સ્નાન કર્યા પછી એક કલાક ઓઢીને સુઇ રહેવું અથવા ઉંઘ આવે તો ઉંઘી જવું સારૂં છે. બને તો રોગીને આખે શરીરે ચંપી કરવી. નીરોગ મનુષ્યે શરીરમાંથી વિષ કાઢવાને આ પ્રયોગ કર્યો હોય તો તેણે પોતાને હાથે જ આખું શરીર ચાંપવું, અને રુધિરની ગતિને વધારી શરીરમાં સહજ ગરમી આણવી. નીરોગ મનુષ્ય એક કલાક આરામ લીધા વિના પોતાને કામે જશે તો અડચણ નથી.

વરાળનો તથા આ પ્રયોગ જમ્યા પૂર્વે ગમે ત્યારે કરવા અડચણ નથી, પણ જમ્યા પછી કરવો હોય તો વચમાં ત્રણેક કલાક જવા દીધા પછી જ કરવો. આ પ્રયોગ કરીને રાત્રે સુઇ જવાથી બહુ સારી નિદ્રા આવે છે.

પ્રયોગસમયે સારી પેઠે પરસેવો થવા માટે તથા લોહીમાં પડનારી જળની ખોટ પૂરી પાડવા માટે પ્રયોગની પૂર્વે તથા પ્રયોગની મધ્યમાં એકેક પવાલું અથવા તૃષા હોય તો તેથી પણ વધારે જળ પીવું હિતકારક છે. પ્રયોગપછી ઠંડા જળથી સ્નાન કરવાની જેને બીક લાગતી હોય તેણે સહજ હુંફાળા પાણીથી સ્નાન કરવું. પણ ઠંડા જળથી સ્નાન કરવાથી શરીરને ઘણું જ સારૂં લાગશે.

આ પ્રયોગના સંબંધમાં ડૉ. સ્ટેટાકહામ લખે છે કે ' નીરોગ મનુષ્યે રોગને થતો અટકાવવાને માટે આ ઉષ્ણ વાયુનું સ્નાન અઠવાડીયામાં એ-

છામાં ઓછું એક વાર કરવું જોઇએ. રોગીઓએ પોતાના રોગના પ્રમાણમાં તેને નિત્ય, બે બે દહાડે કે ત્રણ ત્રણ દિવસે કરવું જોઇએ તે દુર્બળતા આણનાર નથી. બેઠી શકવાને પણ અશક્ત એવા રોગીઓમાં નિત્ય આ સ્નાન કરવાથી બળ આવે છે. પ્રથમ પ્રયોગ વખતે શરીરમાંથી મળ નીકળી જવાને લીધે કદાચ નબળાઇ આવેલી હોય એવો ભાસ થાય છે, પણ થોડા કલાકમાં જ તેવો ભાસ ટળી જઇ બળ આવેલું જણાય છે. તનદુરસ્તીમાં તથા રોગમાં બંનેમાં આ પ્રયોગ લાભકારક છે.

૧ તેથી ચામડી સ્વચ્છ થાય છે, અને બીજા કોઇ પણ સ્નાનથી નહિ વધી શકે એવો ચામડીનો આરોગ્યને આપનારો વ્યાપાર વધે છે, અને આથી મલને કાઢનારી બીજી ઇંદ્રિયોના કામનો બોજો ઓછો થાય છે.

૨ તેથી આખા શરીરમા લોહીની ગતિ સમાન થાય છે, અને શરીરના કોઇ પણ ભાગમાં ગંઠાઇ ગયેલુ લોહી છુટું પડે છે.

૩ રુધિરને શુદ્ધ કરવાનો સહેલામાં સહેલો, અને વહેલામાં વહેલો ફાયદો કરનારો આ રામબાણ ઉપાય છે. લોહીના સઘળા મળને તે તદ્દન સાફ કરે છે.

૪ આ પ્રયોગ જ્ઞાનતંતુઓને શાંત અને સ્વસ્થ કરે છે, મગજમાંથી ચિંતાનાં જાળાં સાફ કરે છે, અને તેને સ્વચ્છ અને તાજું કરી મૂકે છે.

લોહી બગડવાથી થતા સઘળા રોગોમાં, શરીરના કોઇ ભાગમાં થયેલા સોજામાં, અને ત્વચાના વ્યાપારની મંદતામાં આ ઉષ્ણ વાયુનું સ્નાન અવશ્ય કરીને ઉપયોગનું છે. ઝેર ચઢયું હોય ત્યારે, કંઠમાળમાં, ક્ષયમાં, ત્વચાના રોગોમાં, વિષમ જ્વરમાં, આતરીયા તાવમાં, ઉપદંશમાં, મજોખમમાં, શ્લેષ્મલ વ્યાધિઓમાં, એક જાતના દાસા જેવા વ્યાધિ ( Croup ) માં, સંધિવામાં, શિરોવેદનામાં, યકૃત તથા મૂત્રાશયના વ્યાધિમાં, જુની ખાંસીમાં, જુના અતિસારમાં વગેરે અનેક રોગોમાં આ પ્રયોગ બહુ લાભ કરેછે. ટાઢીયા તાવમા ટાઢ ચઢવાના સંધિપૂર્વે આ પ્રયોગ કરવો, અને સારી પેઠે પરસેવો થવા દેવો. આ પ્રયોગ ત્રણ ચાર વાર કરવાથી, બીજો કોઇ પણ ઉપાય ન કર્યો હોવતોપણ તાવ અવશ્ય મટી જાયછે. હઠીલા સંધિવાના રોગમાં, આખા એોલવિશ.સ્ત્રમાં

આની બરોબરી કરી શકે એવું એક ઓસડ નથી. આ રોગમાં નિત્ય આ પ્રયોગ કરવો. દિવસમાં બે વાર પ્રયોગ કરવાથી પણ ઘણાને લાભ થયો છે. ગર્ભવતી સ્ત્રીઓને પણ ઉપરના વ્યાધિઓમાંથી કોઇ વ્યાધિ હોય તો આ પ્રયોગ લાભ કરેછે. તેથી હાનિ થશે એવો જરા પણ ભય રાખવો નહિ. ગર્ભવતી સ્ત્રીઓએ છેક નવમા માસસુધી અઠવાડીયામાં એક કે બે વાર આ પ્રયોગ કર્યો છે અને તેનો લાભ જ અનુભવ્યો છે.'

ડો. કેલોગ પણ આ ઉષ્ણ વાયુથી સ્નાન કરવાના પ્રયોગની તેટલી જ સ્તુતિ કરેછે. તે લખે છે કે વરાળના સ્નાનથી જેટલા લાભ છે તેટલા જ લાભ આ પ્રયોગથી પણ થાયછે. અને તે વગર પૈસે બહુ જ સહેલાઇથી હરેક માણસથી પોતાને ઘેર કરી શકાતો હોવાથી વધારે સગવડવાળો છે. પરસેવો આણવા માટે એનાથી ચઢીયાતો બીજો કોઇપણ ઉપાય નથી, અને મેલેરીયા તાવનું, ચાંદી ( Syphilis ) નું અને હડકાયા કૂતરાનું શરીરમાંથી ઝેર કાઢી નાંખવા માટે આ પ્રયોગ બહુ જ ઉત્તમ છે'

બહુ જાડાં થઇ ગયેલાં માણસોની ચરબી પણ આ પ્રયોગથી ઓગળી જઇ તેઓ પાતળાં થાય છે.

શરીરમાંથી પરસેવાવાટે કચરો કાઢવા માટે ઉપર વર્ણવેલા બે પ્રયોગ જેવો એક ત્રીજો પ્રયોગ છે, અને તે સૂર્યસ્નાન એ નામથી ઓળખાય છે. સારો તડકો નીકળ્યો હોય એવા દિવસોમાં અથવા ઉનાળાના દિવસમાં આ પ્રયોગ બહુ સારી રીતે થઇ શકે છે. તે કરવાનો વિધિ નીચે પ્રમાણે છે. આછાં વસ્ત્ર પહેરીને એટલે જગન્નાથીનું એક પહેરણ અને પંચીયું પહેરીને રોગીએ પવન ભલકુલ ન આવતો હોય એવી જગામાં તડકે એક સાદડી કે શેતરંજીઉપર સુઇ રહેવું. પગે મોજાં પહેર્યાં હોય તો તે કાઢી નાંખવાં, અને સ્ત્રીઓ આ પ્રયોગ કરે તો તેમણે ચોળી કાઢી નાંખવી. માથા અને મુખનું તડકાથી રક્ષણ થવા માટે એક મોટું કેળનું પાંદડું તેના ઉપર ઢાંકવું, અથવા તે ન મળે તો ગમે તેવાં લીલાં નાના પાંદડાંને પતરાળાની પેઠે શીવીને તે માથા અને મુખપર ઢાંકવાં. પેટઉપર પણ તે જ રીતે એક મોટું પાંદડું ઢાંકવું, અને તે ન મળે તો એક લૂગડાનો કકડો ભીનો કરીને મૂકવો. તડકામાં આ પ્રમાણે

અર્ધા કલાકથી તે દોઢ કલાકસુધી સૂઈ રહેવું. જો રોગીઓને સહેલાઇથી પરસેવો ન થાય તેમણે જો તેમને બહુ કંટાળો ન લાગે તો એથી વધારે વાર સૂઈ રહેવા, અડચણ નથી. બહુ સખ્ત તાપમાં લાંબો વખત આ પ્રયોગ કરવો સારો નથી.

આ પ્રયોગમાં જેમને શરૂઆતમાં માથું દુઃખે અથવા ચક્કર આવે તેમણે બહુ થોડો વખત આરંભમાં પ્રયોગ કરવો. જો રોગીઓને મુશીબતે પરસેવો થતો હોય અથવા જેમને બિલકુલ ન જ થતો હોય તેવા રોગીઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

પ્રયોગ પછી, શરીરમાં છૂટા પડેલા મળરૂપ કચરાને બહાર ઘસડી લાવવાને માટે, કટિભાગમાં કરાતા બંને સ્નાનમાંનું ગમે તે સ્નાન કરવું અગત્યનું છે. અત્યંત નાજુક પ્રકૃતિના રોગીઓ જેમને આ ઠંડા પાણીના કટિભાગના સ્નાનથી શરીરમાં ગરમી સહેલાઇથી પાછી ન આવે તેમણે માથાઉપર કંઈક ઢાંકીને પાછું તડકામાં બેસવું, અથવા ચાલવું. આવા રોગીઓને આ પ્રયોગ કંઈક સખ્ત પડે છે અને તેમણે આરંભના ઉપાયતરીકે આ પ્રયોગ કરવો સારો નથી.

આ પ્રયોગ કરવાનો સહુથી ઉત્તમ વખત દિવસે દશથી તે ત્રણ વાગતા સુધીનો છે. જમ્યા પછી તરત પણ તે કરી શકાય, પણ પચનક્રિયામાં અડચણ ન આવે માટે કલાકેક પછી પ્રયોગ કરવો ઠીક છે.

કેવળ ઉઘાડા શરીરથી આ પ્રયોગ કરવાથી લાભ થતો નથી. આછાં વસ્ત્ર પહેરીને અથવા આખે શરીરે લીલાં પાંદડાં ઢાંકીને પ્રયોગ કરવાથી પરસેવો બહુ ફતાવળે થાય છે. એ જ પ્રમાણે પ્રયોગપછી ઠંડા જળથી કટિભાગનું સ્નાન જો કરવામાં નથી આવતું તોપણ લાભ જોઇએ એવો થતો નથી. કારણ કે તાપથી છૂટા પડેલા મળને બહાર કાઢી નાંખવા માટે ઠંડા જળનું સ્નાન બહુ જ જરૂરનું છે.

આરોગ્યને માટે મનુષ્યે સૂર્યના પ્રકાશમાં રહેવાની બહુ જરૂર છે. જ્યાં સૂર્યનો પ્રકાશ જરા પણ આવતો નથી એવી ગુફાઓમાં તથા ખાણોમાં છોડવા ઉગી શકતા નથી. પ્રાણિઓનું પણ એમ જ છે. આલ્પ્સ પર્વતની ઉંડી ખા-

ણોમાં સૂર્યનો પ્રકાશ દિવસે જ માત્ર થોડા કલાક જ પડે છે; અને તેનો પરિણામ એ આવે છે કે ત્યાં વસનારા લોકોને કંઠમાળ તથા એવા જ બીજા પુષ્કળ રોગો થાય છે. ત્યાંની એકેએક સ્ત્રીઓને ગળાઉપર રસોળી થઈ હોય છે; અને પુરુષોનો મોટો ભાગ ગાંડાઓનો હોય છે. ત્યાંથી થોડે ઉંચે પહાડની બાજુઉપર રહેનારા લોકો તન તથા મન બંનેમાં બળવાન્ હોય છે નીચે રહેનારાઓને જ્યારે ઉપર લઈ જવામાં આવે છે, ત્યારે તેમનું આરોગ્ય સુધરે છે. આથી સૂર્યના પ્રકાશની આરોગ્યઉપર બહુ બળવાન્ અસર સિદ્ધ થાય છે.

પેટમાં સંચય થયેલા કચરાને છૂટો પાડવાને તથા તેનાડે તે ભાગમાં જામેલી-ગરમી ઓછી કરવાને, ઉપર વર્ણવેલા ઉપાયોસાથે, પેટે પાટો બાંધવાનો ઉપાય પણ ઘણો સારો ફાયદો કરે છે. રાઇનું જેમ પ્લાસ્ટર કરવામાં આવે છે, તેમ ચોખ્ખા માટીને પાણીમાં પલાળી તેને લૂગડાઉપર ચોપડી તેનો પેટે પાટો બાંધવો. ઘા ઉપર અને સોજા ઉપર પણ આ પાટો બહુ લાભ કરનારો છે.

શરીરમાં જામેલા કચરાને કાઢી નાંખવાના આ વિના પણ બીજા કેટલાક ઉપાયો છે. પણ આ લેખનો વિસ્તાર ધાર્યા કરતાં ઘણો વધારે થઇ ગયો છે. તથા ઉપર વર્ણવેલા ઉપાયો સર્વ પ્રકારના રોગો ટાળવાને માટે જોઇએ એટલા છે, તેથી આ વિષયને હવે અત્ર જ અટકાવવામાં આવે છે.

આ ઉપાયો સર્વ રોગોને ટાળે છે, એ વાત સાચી છે, તથાપિ છેક આખર સ્થિતિએ આવેલા રોગીઓને તે લાભ કરશે જ એમ કહી શકાતું નથી. એવા રોગીઓને બીજાં ઓસડીયાંથી પણ લાભ થવાનો સંભવ હોતો નથી. પણ એટલું તો ખરું જ છે કે જ્યારે બીજાં ઓસડીયાં તેમને જરા પણ લાભ નથી કરતાં ત્યારે આ ઉપાયોથી તેમનું દુઃખ કંઇક અંશે ઓછું થાય છે.

આ લેખમાં આ ઉપયોગી વિષય બહુ ટુંકામાં લખવામાં આવ્યો છે. સ્વતંત્ર પુસ્તકમાં જે નાના મુદ્દાઓઉપર વિસ્તાર થઇ શકે તે આમાં થઇ શકેલો નથી; તો પણ બુદ્ધિમાન્ મનુષ્ય યોગ્ય સાવધાનતાથી આ પ્રયોગોની અજમાયશ કરશે તો થયેલા રોગને ટાળવા તથા થતા રોગોને અટકાવવા સમર્થ થશે, એમાં કશો જ સંશય નથી.

છામાં ઓછું એક વાર કરવું જોઇએ. રોગીઓએ પોતાના રોગના પ્રમાણમાં તેને નિત્ય, બે બે દહાડે કે ત્રણ ત્રણ દિવસે કરવું જોઇએ. તે દુર્બળતા આપનાર નથી. બેશી શકવાને પણ અશક્ત એવા રોગીઓમાં નિત્ય આ સ્નાન કરવાથી બળ આવે છે. પ્રથમ પ્રયોગ વખતે શરીરમાંથી મળ નીકળી જવાને લીધે કદાચ નબળાઇ આવેલી હોય એવો ભાસ થાય છે, પણ થોડા કલાકમાં જ તેવો ભાસ ટળી જઇ બળ આવેલું જણાય છે. તનદુરસ્તીમાં તથા રોગમાં બંનેમાં આ પ્રયોગ લાભકારક છે.

૧ તેથી ચામડી સ્વચ્છ થાય છે, અને બીજા કોઇ પણ સ્નાનથી નહિ વધી શકે એવો ચામડીનો આરોગ્યને આપનારો વ્યાપાર વધે છે, અને આથી મળને કાઢનારી બીજી ઇંદ્રિયોના કામનો બોજો ઓછો થાય છે.

૨ તેથી આખા શરીરમા લોહીની ગતિ સમાન થાય છે, અને શરીરના કોઇ પણ ભાગમા ગંઠાઇ ગયેલું લોહી છુટું પડે છે.

૩ રુધિરને શુદ્ધ કરવાનો સહેલામાં સહેલો, અને વહેલામાં વહેલો ફાયદો કરનારો આ રામબાણ ઉપાય છે. લોહીના સડેલા ભાગને તે તદ્દન સાફ કરે છે.

૪ આ પ્રયોગ જ્ઞાનતંતુઓને શાંત અને સ્વસ્થ કરે છે, મગજમાંથી ચિંતાના જાળાં સાફ કરે છે, અને તેને સ્વચ્છ અને તાજું કરી મૂકે છે.

લોહી બગડવાથી થતા સઘળા રોગોમાં, શરીરના કોઇ ભાગમાં થયેલા સોજામાં, અને ત્વચાના વ્યાપારની મદતામાં આ ઉષ્ણ વાયુનું સ્નાન અવશ્ય કરીને ઉપયોગનું છે. ઝેર ચઢયું હોય ત્યારે, કંઠમાળમાં, ક્ષયમાં, ત્વચાના રોગોમાં, વિષમ જ્વરમા, આંતરીયા તાવમાં, ઉપદંશમા, મરોખમમાં, શ્લેષ્મલ વ્યાધિઓમાં, એક જાતના દાસા જેવા વ્યાધિ ( Croup ) માં, સંધિવામાં, શિરોવેદનામાં, યકૃત તથા મૂત્રાશયના વ્યાધિમાં, જુની ખાસીમાં, જુના અતિસારમા વગેરે અનેક રોગોમાં આ પ્રયોગ બહુ લાભ કરેછે. ટાઢીયા તાવમા ટાઢ ચઢવાના સંધિપૂર્વે આ પ્રયોગ કરવો, અને સારી પેઠે પરસેવો થવા દેવો. આ પ્રયોગ ત્રણ ચાર વાર કરવાથી, બીજો કોઇ પણ ઉપાય ન કર્યો હોય તોપણ તાવ અવશ્ય મટી જાયછે. હઠીલા સંધિવાના રોગમાં, આખા ઓગવિશ.ામાં

આની બરોબરી કરી શકે એવું એક ઓસડ નથી. આ રોગમાં નિત્ય આ પ્રયોગ કરવો. દિવસમાં બે વાર પ્રયોગ કરવાથી પણ ઘણાને લાભ થયો છે. ગર્ભવતી સ્ત્રીઓને પણ ઉપરના વ્યાધિઓમાંથી કોઇ વ્યાધિ હોય તો આ પ્રયોગ લાભ કરેછે. તેથી હાનિ થશે એવો જરા પણ ભય રાખવો નહિ. ગર્ભવતી સ્ત્રીઓએ છેક નવમા માસસુધી અઠવાડીયામાં એક કે બે વાર આ પ્રયોગ કર્યો છે અને તેનો લાભ જ અનુભવ્યો છે.'

ડા. કેલોગ પણ આ ઉષ્ણ વાયુથી સ્નાન કરવાના પ્રયોગની તેટલી જ સ્તુતિ કરેછે. તે લખે છે કે વરાળના સ્નાનથી જેટલા લાભ છે તેટલા જ લાભ આ પ્રયોગથી પણ થાયછે. અને તે વગર પૈસે બહુ જ સહેલાઇથી દરેક માણસથી પોતાને ઘેર કરી શકાતો હોવાથી વધારે સગવડવાળો છે. પરસેવો આણવા માટે એનાથી ચઢીયાતો બીજો કાઇપણ ઉપાય નથી, અને મેલેરીયા તાવનું, ચાંદી (Syphpilis) નું અને હડકાયા કૂતરાનું શરીરમાંથી ઝેર કાઢી નાંખવા માટે આ પ્રયોગ બહુ જ ઉત્તમ છે'

બહુ જાડાં થઇ ગયેલાં માણસોની ચરબી પણ આ પ્રયોગથી ઓગળી જઇ તેઓ પાતળાં થાય છે.

શરીરમાંથી પરસેવાવાટે કચરો કાઢવા માટે ઉપર વર્ણવેલા બે પ્રયોગજેવો એક ત્રીજો પ્રયોગ છે, અને તે સૂર્યસ્નાન એ નામથી ઓળખાય છે. સારો તડકો નીકળ્યો હોય એવા દિવસોમાં અથવા ઉનાળાના દિવસમાં આ પ્રયોગ બહુ સારી રીતે થઈ શકે છે. તે કરવાનો વિધિ નીચે પ્રમાણે છે. આછાં વસ્ત્ર પહેરીને એટલે જગન્નાથીનું એક પહેરણ અને પંચીયું પહેરીને રોગીએ પવન બિલકુલ ન આવતો હોય એવી જગામાં તડકે એક સાદડી કે શેતરંજીઉપર સુઈ રહેવું. પગે મોજાં પહેર્યાં હોય તો તે કાઢી નાંખવાં, અને સ્ત્રીઓ આ પ્રયોગ કરે તો તેમણે ચોળી કાઢી નાંખવી. માથા અને મુખનું તડકાથી રક્ષણ થવા માટે એક મોટું કેળનું પાંદડું તેના ઉપર ઢાંકવું, અથવા તે ન મળે તો ગમે તેવાં લીલાં નાનાં પાંદડાંને પતરાળાની પેઠે શીવીને તે માથા અને મુખપર ઢાંકવાં. પેટઉપર પણ તે જ રીતે એક મોટું પાંદડું ઢાંકવું, અને તે ન મળે તો એક લૂગડાનો કકડો ભીનો કરીને મૂકવો. તડકામાં આ પ્રમાણે

અર્ધો કલાકથી તે દોઢ કલાકસુધી સુઈ રહેવું. જે રોગીઓને સહેલાઇથી પરસેવો ન થાય તેમણે જો તેમને બહુ કંટાળો ન લાગે તો એથી વધારે વાર સુઈ રહેવા અડચણ નથી. બહુ સખ્ત તાપમાં લાંબો વખત આ પ્રયોગ કરવો સારો નથી.

આ પ્રયોગમાં જેમને શરૂઆતમાં માથું દુખે અથવા ચક્કર આવે તેમણે બહુ થોડો વખત આરંભમાં પ્રયોગ કરવો. જે રોગીઓને મુશીબતે પરસેવો થતો હોય અથવા જેમને બિલકુલ ન જ થતો હોય તેવા રોગીઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

પ્રયોગ પછી, શરીરમાં છૂટા પડેલા મળરૂપ કચરાને બહાર ધસડી લાવવાને માટે, કટિભાગમાં કરાતાં બંને સ્નાનમાંનું ગમે તે સ્નાન કરવું અગત્યનું છે. અત્યંત નાજુક પ્રકૃતિના રોગીઓ જેમને આ ઠંડા પાણીના કટિભાગના સ્નાનથી શરીરમાં ગરમી સહેલાઇથી પાછી ન આવે તેમણે માથાઉપર કંઇક ઢાંકીને પાછું તડકામાં બેસવું, અથવા ચાલવું. આવા રોગીઓને આ પ્રયોગ કંઇક સખ્ત પડે છે અને તેમણે આરંભના ઉપાયતરીકે આ પ્રયોગ કરવો સારો નથી.

આ પ્રયોગ કરવાનો સહુથી ઉત્તમ વખત દિવસે દશથી તે ત્રણ વાગતાં સુધીનો છે. જમ્યા પછી તરત પણ તે કરી શકાય, પણ પચનક્રિયામાં અડચણ ન આવે માટે કલાકેક પછી પ્રયોગ કરવો ઠીક છે.

કેવળ ઉઘાડા શરીરથી આ પ્રયોગ કરવાથી લાભ થતો નથી. આછાં વસ્ત્ર પહેરીને અથવા આખે શરીરે લીલાં પાંદડાં ઢાંકીને પ્રયોગ કરવાથી પરસેવો બહુ ઉતાવળે થાય છે. એ જ પ્રમાણે પ્રયોગપછી ઠંડા જળથી કટિભાગનું સ્નાન જો કરવામાં નથી આવતું તોપણ લાભ જોઇએ એવો થતો નથી. કારણ કે તાપથી છૂટા પડેલા મળને બહાર કાઢી નાંખવા માટે ઠંડા જળનું સ્નાન બહુ જ જરૂરનું છે.

આરોગ્યને માટે મનુષ્યે સૂર્યના પ્રકાશમાં રહેવાની બહુ જરૂર છે. જ્યાં સૂર્યનો પ્રકાશ જરા પણ આવતો નથી એવી ગુફાઓમાં તથા ખાણોમાં છોડવા ઉગી શકતા નથી પ્રાણિઓનું પણ એમ જ છે. આલ્પ્સ પર્વતની ઉંડી ખી-

ણોમાં સૂર્યનો પ્રકાશ દિવસે જ માત્ર થોડા કલાક જ પડે છે; અને તેનો પરિણામ એ આવે છે કે ત્યાં વસનારા લોકોને કંઠમાળ તથા એવા જ બીજા પુષ્કળ રોગો થાય છે. ત્યાંની એકેએક સ્ત્રીઓને ગળાઉપર રસોળી થઈ હોય છે; અને પુરુષોનો મોટો ભાગ ગાંડાઓનો હોય છે. ત્યાંથી થોડે ઉંચે પહાડની બાજુઉપર રહેનારા લોકો તન તથા મન બંનેમાં બળવાન્ હોય છે નીચે રહેનારાઓને જ્યારે ઉપર લઈ જવામાં આવે છે, ત્યારે તેમનું આરોગ્ય સુધરે છે. આથી સૂર્યના પ્રકાશની આરોગ્યઉપર બહુ બળવાન્ અસર સિદ્ધ થાય છે.

પેટમાં સંચય થયેલા કચરાને છૂટો પાડવાને તથા તેવડે તે ભાગમાં જામેલી ગરમી ઓછી કરવાને, ઉપર વર્ણવેલા ઉપાયોસાથે, પેટે પાટો બાંધવાનો ઉપાય પણ ઘણો સારો ફાયદો કરે છે. રાઇનું જેમ પ્લાસ્ટર કરવામા આવે છે, તેમ ચોખ્ખા માટીને પાણીમાં પલાળી તેને લૂગડાઉપર ચોપડી તેનો પેટે પાટો બાંધવો. ઘા ઉપર અને સોજા ઉપર પણ આ પાટો બહુ લાભ કરનારો છે.

શરીરમાં જામેલા કચરાને કાઢી નાંખવાના આ વિના પણ બીજા કેટલાક ઉપાયો છે. પણ આ લેખનો વિસ્તાર ધાર્યા કરતાં ઘણો વધારે થઇ ગયો છે. તથા ઉપર વર્ણવેલા ઉપાયો સર્વ પ્રકારના રોગો ટાળવાને માટે જોઇએ એટલા છે, તેથી આ વિષયને હવે અત્ર જ અટકાવવામાં આવે છે.

આ ઉપાયો સર્વ રોગોને ટાળે છે, એ વાત સાચી છે, તથાપિ છેક આખર સ્થિતિએ આવેલા રોગીઓને તે લાભ કરશે જ એમ કહી શકાતું નથી. એવા રોગીઓને બીજાં ઓસડીયાંથી પણ લાભ થવાનો સંભવ હોતો નથી. પણ એટલું તો ખરૂં જ છે કે જ્યારે બીજાં ઓસડીયાં તેમને જરા પણ લાભ નથી કરતાં ત્યારે આ ઉપાયોથી તેમનું દુઃખ કંઇક અંશે ઓછું થાય છે.

આ લેખમાં આ ઉપયોગી વિષય બહુ ટુંકામાં લખવામાં આવ્યો છે. સ્વતંત્ર પુસ્તકમાં જે નાના મુદ્દાઓઉપર વિસ્તાર થઇ શકે તે આમાં થઇ શક્યો નથી; તો પણ બુદ્ધિમાન્ મનુષ્ય યોગ્ય સાવધાનતાથી આ પ્રયોગોની અજમાયશ કરશે તો થયેલા રોગને ટાળવા તથા થતા રોગોને અટકાવવા સમર્થ થશે, એમાં કશો જ સંશય નથી.

શરીરમાંથી એક વાર ભરાયનો કચરો કાઢ્યા પછી, ફરીને કચરો ન ભરાય એટલા માટે કેવો આહાર નિત્ય ગ્રહણ કરવો જોઇએ, એ વિષે આ લઘુ લેખમાં લખવાનો પ્રથમ વિચાર હતો, પણ તેનો અત્યંત વિસ્તાર થઇ જવાથી એ વિષય અન્ય પ્રસંગ માટે રાખ્યો છે તત્કાળ તો નીરોગ રહેવાની ઇચ્છાવાળા મનુષ્યોએ મીઠું, મરચું વગેરે મસાલાઓ જેમાં બહુ જ ઓછા પ્રમાણમાં હોય તેવો સાદો ખોરાક ખાવો.

આ પ્રયોગોસંબંધી અધિક જાણવાની ઇચ્છાવાળાને ડા. કેલોગ, લુઇ કુહને, નીપ, નિકોલસ, ટ્રેન, વગેરે વિદ્વાનોના અંગ્રેજી પુસ્તકો અવલોકવા વિજ્ઞપ્તિ કરી આ લેખની સમાપ્તિ કરીએ છીએ ઇતિ.

છોટાલાલ જીવનલાલ.



## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. ઇશ્વરભાઈ વકીલ.
રા. ચિમનલાલ ચુનિલાલ.
પ્રોફેસર તાપીદાસ દયારામ, M. A.
રા મણિકલાલ ડાહ્યાભાઈ.
રા. માણેકલાલ પ્રાણજીવનદાસ.
રા. માવજી મોતી.
રા. મુકુંદરામ કેશવરામ.
રા. મૂળજીભાઇ વકીલ
રા. બા. રૂપશંકર મોરારજી, B. A., LL. B.
રા. લખમીદાસ રવજી
રા. લખમીદાસ રામજી.
રા. લલ્લુભાઇ નાનાભાઈ.
રા. લીલાધર સુંદરજી.
રા. વલ્લભદાસ દેવીદાસ.
કુમારશ્રી વિજયસિંહજી.
રા. વિઠ્ઠલદાસ કરૂનદાસ.
રા. વિઠ્ઠલદાસ નારણદાસ.
રા. વિદ્યારામ કુબેરરામ. B. Sc.
રા. હરકીસન કીરપારામ.
રા. હરગોવિંદ વ્રજલાલ.
રા. હરિભાઈ ઝવેરભાઈ.
રા. હરિલાલ ગંગાદાસ.
રા. હીરાચંદ પ્રેમચંદ.
રા. હીરાલાલ ઘેલાભાઈ.

---

## નવીન વર્ષનું લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અમથાલાલ મોહનલાલ.
રા. ઉન્નમસી ખીમચંદ વકીલ.
મિ. જાફરમહમદ ગુલામહુસેન.
રા. જોગેશ્વર ચુનિલાલ.
રા. સા. નાથજીભાઈ જેઠાભાઈ.
રા. પ્રાણલાલ દામોદર.
રા. બળવંતરાય નરભેરામ.
રા. બ. ભીખારામ ગોવિંદરામ.
કુમારશ્રી વિજયસિંહજી.

---

REGISTERED NO. B. 333.

श्रीः ।

धर्म नीति | लोकप्रिय लेखमाला. (માસિક) | વિદ્યા કલા

વર્ષ ૨. અંક ૧૪.

# આસુર લગ્ન.

સં. ૧૯૫૮ માર્ગશિર્ષ વદિ ૧૪ | સ. ૧૯૦૨ જાન્યુઆરી.

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકો:—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલ:—
આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦-પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

વડોદરા.
ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર | किं किं न साधयति कल्पलतेव विद्या । કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી? | વાર્તા કથા, ઇ૦

# અગત્યની સૂચના.

હિંદુસ્તાન સરકારે કાઢેલા ટપાલના નવા નિયમને અનુસારે કેવલ રાજકીય બાબત શિવાયની બાબતોની ચર્ચા કરનારાં માસિકોને, પૂર્વે ન્યુસપેપર તરીકે જે લાભ મળતો હતો, તે બંધ કરવામાં આવ્યો છે. આથી આ માસિકના છુટા અંકો એક પૈસાની ટીકીટથી બીડવામાં આવતા હતા તે હવેથી તેમ બીડી શકાશે નહિ. ગ્રાહકો ઉપર ટપાલનો વિશેષ ખરચ નાંખવો અમને ઠીક નહિ લાગવાથી હવે પછી 'લોકપ્રિય લેખમાલા' ના બે માસના અંકો બે પૈસાની ટીકીટ ચોઢી સાથે બીડવામા આવશે, અર્થાત્ 'લોકપ્રિય લેખમાલા' ને દ્વિમાસિક કરવામાં આવ્યું છે. પહેલા તથા બીજા વર્ગના લવાજમમાં કાંઈ પણ ફેરફાર કરવામાં આવ્યો નથી બીજા કેટલાંક માસિકોએ પણ પોતાનું લવાજમ ન વધારતાં આવી વ્યવસ્થા કરવા માંડી છે.

આર્ય-ઉદ્યોગ-મંડલ, વડોદરા.

# આસુર લગ્ન.

આર્ય ગૃહરાજ્યના સામ્રાજ્યમાં—ઉત્તમ મકાનમાં, સૂંડલે અને સૂપડે જે અધમ દુર્ગન્ધ સેવાય છે,—કન્યાઓના અનીતિમય વ્યાપાર ચાલે છે. તે બીજમાંથી વૃક્ષરૂપે વૃદ્ધિને પામેલા ફલનો કડવો સ્વાદ આર્યતનુજો ચાખી, કુદરતના કાનુનોપર કુહાડો મારવાનો માર્ગ યોજી અપરાધી બને છે. ઘાતકી માબાપોની ઘાતકી વર્તણુકની વકીલાત કરવાનું કાર્ય, ઉત્તમ ન્યાયાધીશની સમક્ષ શોભે, પરન્તુ મુખ્યાસરૂપે પણ, પંચ અને પુત્રીના માબાપોપ્રત્યે—ન્યાય અને નીતિના સિદ્ધાન્તોપર પગ મૂકનારપરત્વે, મારી દલીલ રજુ કરવી ગુન્હાભરેલી નથી.

આર્ય સંસારમાં આસુર લગ્નની આ રસમ એટલી બધી પૂર જોસમાં પ્રચલિત છે કે, જેનું યથાસ્થિત વર્ણન વાસ્તવિકપણે જેટલું કરીએ તેટલું થોડું છે, અને કોઇ પણ મનુષ્ય વાક્યુદ્ધદ્વારા તેની હિમાયત કરવા પ્રયત્નશીલ બને તો, તેને આર્ય ગૃહરાજ્યનો અપરાધી ગણી શિક્ષાનું ફરમાન કરવું જોઇએ. **આસુર લગ્ન** કહો કે અતિઇચાર કહો, પણ તે એટલી હદસુધી વૃદ્ધિને પામ્યો છે કે, **આફ્રિકાના ગુલામોની પણ આવી દશા** કોઇ કાલે **ન હતી.** અંગ્રેજ સરકારની લાલ લીટીથી પરિવર્તન પામતી સીમા, ભૂગોલમાં જેવી દેખાવ દે છે, તેવી જ આર્ય ગૃહરાજ્યની—આસુર લગ્નની કાળી લીટી પરિવર્તન પામી, આર્યાવર્તવાસીને સ્વાધતાનો અન્ધેરપીછોડો ઓઢાડે છે. ૭ વર્ષની પુત્રીને સાઠ વર્ષના, બાર વર્ષની પુત્રીને બોતેર વર્ષના, અને આઠ વર્ષની પુત્રીને એંશી વર્ષના મરણપથારીએ સુતેલા કાન્તસાથે પરણાવી-નિંદનીય વર્તન ચલાવી શરમના સાગરમાં શણગારનારાં માબાપો પુત્રીના કટ્ટા દુશ્મન છે. આવા કાર્યના પરિણામમાંથી ઉદ્ભવતા અગણિત અબલાઓના

અભિશાપો—પોકારો, જે કર્ણપટને છેદનભેદન કરી નાંખી અશ્રુપાત કરાવે છે, તેનાં પ્રત્યક્ષ ઉદાહરણો—કૂપપતન, વિષપાન, અપમૃત્યુઆદિનાં સુવિદિત જ છે.

આ લેખના વાચનથી, કન્યાઓના કાલરૂપ અધમ પુરુષો કે જેઓ ઘાતકીપણે કન્યાના કાંધપર કુહાડો મારી, કમર કસી દીકરી દોકડે વેચવા તૈયાર થાય છે, અને બીજાઓને સાથે લેવા તત્પર રહે છે, એવાઓના હૃદયમંદિરમાં મૂર્ખતારૂપ પ્રતિમાની પૂજાનો અંત આવે, એમ લખનાર આશા રાખે છે.

---

ઇતિહાસ આપણને એ વાતની સાક્ષી આપે છે કે પૂર્વે, જ્યારે પ્રજા જંગલી સ્થિતિમાં હતી ત્યારે, આફ્રિકાદિ દેશોના કેટલાક ભાગોમાં બિન કેળવાયલા જંગલી લોકો વસતા હતા, અને હજુ પણ વસે છે. એ લોકોમાં અત્યારે પણ ક્વચિત્ મનુષ્યવિક્રયના કમકમાટ ઉપજાવે એવા બેસુમારસણ બનાવો બને છે. આફ્રિકા ખંડના એક કાંઠાઉપર એ વ્યાપાર એટલો બારે ચાલતો કે તે કાંઠાનું નામ તે ઉપરથી ગુલામઆરો એવું પાડવામાં આવ્યું છે. અંગ્રેજ લોકોએ પોતાના પરાક્રમથી એ અધમ વ્યાપાર અટકાવ્યા છતાં પણ તેનો છેક ઉચ્છેદ થયો નથી.

ગુલામગિરીનો ધંધો ( મનુષ્યવિક્રયનો વ્યાપાર ) અંગ્રેજ લોકોએ બંધ પાડયો, એ બિના આપણે ઇતિહાસથી સારી રીતે જાણીએ છીએ. કાયદાનો તત્સંબંધે પ્રતિબંધ પણ સ્વીકારાયલો છે. વાર, એ સઘળું મારા પ્રિય વાચકો જાણતા હોવા છતાં પણ, આપણા આર્ય દેશમાં પેલા ગુલામગિરીકરતાં પણ ચઢે એવા એક ચ્હોક ચાલતા વ્યાપારની, તેઓને યાદગારી આપવી જોઇએ.

શું આપણે નથી જાણતા કે, આ દેશમાં અધમાધમ મનુષ્યવિક્રયનો વ્યાપાર ચાલે છે? આફ્રિકા ખંડના જંગલી લોકો તો બીજા માણસોને એટલે પરાયાં સ્ત્રી, પુરુષો, અને છોકરાંઓને પકડીને પૈસા લેઇ વેચતા હતા, પણ આ દેશમાં માબાપો પોતાનાં પ્યારાં છોકરાંને વેચે છે. એ વાત તમે માનો ના! કોણ ચઢે? આફ્રિકાનો ગુલામઆરો? કે આર્ય દેશનો ધર્મ-

ધારો? શું છોકરાં વેચવાં તેને આ દેશમાં ધર્મ માન્યો છે? હા પાધ્યાવિના છૂટકો જ નથી. પરણવાની ક્રિયાને અને તેના ધારાને આપણે ધર્મ માની એ હા છીએ. લગનની ક્રિયા એ આપણો ધર્મ. એ ક્રિયા-ધર્મને અંગે કર્મો બહુ મોટાં થાય છે. એ ધર્મકર્મની સાથે અર્થની પણ સિદ્ધિ થાય છે. અર્થસિદ્ધિ એટલે પૈસાની પ્રાપ્તિ. એટલા સારૂ જ પાંચ વર્ષની બાલકી પચાસ વર્ષના બુઢ્ઢાને આપવી એ પ્રથમ ધર્મકર્મ; અર્થસિદ્ધિમાટે સ્વરૂપવાન્ કુમારિકાને અપંગ, આંધળાત્તેડે-લાકડેમાંકડું વળગાડી દેવું એ બીજું ધર્મકર્મ; અર્થસિદ્ધિમાટે ભણેલી બાળાને ગમાર માણસને સ્વાધીન કરવી એ ત્રીજું ધર્મકર્મ; અર્થસિદ્ધિમાટે એક ઉપર બીજી બેસાડવી, અને સારો તડાકો લાગનો હોય તો એને રખડતી મૂકીને ત્રીજી કરવી એ ચોથું ધર્મકર્મ; અર્થસિદ્ધિને માટે ગાય, ઘોડાંની પેરે સાટાં થાય, અને માલપ્રમાણે મૂલ્ય કરી ઉપરિયામણ લેવાય દેવાય એ પાંચમું ધર્મકર્મ; અર્થસિદ્ધિમાટે એક પક્ષમાં બે બાઇબ્હેન, અને બીજા પક્ષમા બે બાઇબ્હેન અદલાબદલ કરવાનો કરાર થાય એ છઠ્ઠું ધર્મકર્મ; આવા શરમભરેલા વિશેષ ધર્મકર્મ જાણવાની વાચક! તને વિશેષ ઇચ્છા હોય તોપણ તે અટકાવી સાભળ કે, વ્યાપારમાં ઘસારો એટલે ખોટ ન આવે તેવો વ્યાપાર ખેડવો એ પ્રત્યેક વ્યાપારીની ફરજ અર્થાત્ કુલધર્મ છે. એકનો બળદ ચાર દાંતે હેય, અને બીજાનો પાકેલ ઘરડો હોય, તેનાં સાટાં થયાંનો ચાર દાંતવાળા જુવાન્ બળદને બદલે ઘરડા બળદના માલિકે ઉપરિયામણના પૈસા આપવા જ જોઇએ. કાંઇ તે ઉપરિયામણ લીધાવિના આપે જ નહિ, આપે તો ખોટ ખમવી પડે; તેમ જ એક પક્ષમાં કન્યા ચાર વર્ષની છે, અને બીજા પક્ષમાં બાર વર્ષની છે. વાસ્તે અહિં કાંઇ પ્રીતિનાં સાટાં નહિ પણ માલનાં સાટાં થતાં હોવાથી માલિક ખોટ શા સારૂ ખમે? જો ખમે તો ઉલટો મૂર્ખ ગણાય. એક નોટ પાંચ રૂપિયાની, અને બીજી પચાશની. બાર વર્ષની બાળાના વિક્રય કરતાં બારસો મળતા હોય, અને ચાર વર્ષની લેતાં ચારસો આપવા પડતા હોય, તો સાટામાં ખોટ શા માટે ખમાય? આંક મૂકાય, ભાવ પડાય, અને વધઘટ લેવાય દેવાય? અર્થશાસ્ત્રના નિયમને અનુસરી પળાતો અર્થસિદ્ધિદાયક આ પણ એક આપણો

ધર્મ ? એ બે ભાઇબ્હેનનાં સામસામાં લગ્ન થાય તે, અને તેમનાં છોકરાં પરસ્પર શું સંબંધી થાય ? અને એક બીજાને શી સગાઇથી બોલાવે ? તેનો નિર્ણય, વાચક ! તમારે જ કરી લેવાની કૃપા કરવી. સગાઇના આ દોષમાંથી હિંદુ લોકો સિવાય બીજા મુક્ત થઇ શકે તેમ નથી. બલ્કે તેઓ તેમાં પડે છે, તથાપિ તે લોકોમાં માબાપોને હાથે છોકરાંનો આવો વ્યાપાર ચાલતો નથી. તેઓ હાથે કરીને પૈસાને પરણતા હશે, અને મોટા અનર્થને ઉત્પન્ન કરતા હશે; પણ કેવળ પોતાના જ સ્વાર્થમાટે અને નીતિશાસ્ત્રનો માર્ગ મૂકી દઇ માત્ર અર્થશાસ્ત્રના નિયમને અનુસરી માબાપો જ છોકરાંનું વેચાણ કરે તો ત્યાં લગ્નનો હેતુ, અને ધર્મ ક્યાં રહ્યો ? સત્ય જ છે કે

माता यदि विषं दद्याद् विक्रीणाति पिता सुतम् ।
राजा हरति सर्वस्वं तत्र का परिदेवना ॥

" માતા પોતાના બાળકને વિષપાન કરાવે, પિતા છોકરાંને વેચે, અને રાજા બધું લૂંટી લે તો તેની ફરિયાદ ક્યાં જઇ કરવી ? "

ગાયને કસાઇવાડે બાંધીને આપણે તેને ધર્મનું કામ કહીએ ? જાત, ભાત, અને ગુણદોષ જોયાવિના પુત્રીને પૈસો લેઇ વેચવી એવો વ્યાપાર માંડ્યા પછી હવે આપણે તેને ધર્મનું કામ શા માટે કહેવું જોઇએ ? ! આ તો એક પ્રકારનો વ્યાપાર મંડાય છે. દલાલો મારફત કામ ચાલતું થાય છે. જે દલાલ વધારે પૈસા પ્રાપ્ત કરાવે તેનાં વખાણ થાય છે દુષ્ટ દલાલો ( જે ધંધો બ્રાહ્મણોએ પોતાના સ્વાધીનમાં રાખ્યો છે, કેમકે તેઓ બીજી વર્ણના પૂજ્ય ગોર છે ) દલાલીમાટે ઘણી વાર એવાં તો કુમાર અને કુંવારીનાં જોડાં મેળવી દે છે કે, તે સાંભળીને આપણને ત્રાસ છૂટ્યાવિના રહેતો નથી. એવી બિચારી અબળાઓની શી અવદશા થતી હશે ?

આ પ્રમાણે આ દેશમાં ધર્મને નામે વ્યાપાર ચાલ્યો છે. ધોળે દહાડે દીકરીઓનાં વેચાણખત લખાય છે, માબાપો આંધળાં બની ધોળામાં કાળું કરી આપેછે, હાથ કાળા કરેછે. આથી ગુલામગિરીનો ધંધો તો ઘણો જ સારો. મજુર મજુરીને માટે કામ કરવાને વેચાયછે, ત્યાં તો માત્ર કામનુંજ વેચાણ થયું, પણ અહિં તો પૈસામાટે પુત્રીઓ, પુત્રીઓ જ એકલી નહિ પણ પ્રેમ વેચાય

છે। પ્રેમ બીજાનો વેચાયો વેચાતો નથી, અને વેચાય છે તો પ્રેમ પ્રેમનું કામ કરતો નથી. હિંદુઓની ધર્મીક જ્ઞાતિઓમાં પુત્રપુત્રીઓના વ્યાપાર અને સદ્દાની શરતો ચાલેછે, ન્યાય અને નીતિનો માર્ગ મૂકાયછે, પણ અધર્મને ધર્મ માનવા, મનાવવાવાળા ધર્માંધ લોકો ધર્મશાસ્ત્રને ફચરી નાંખેછે ત્યાં શું કહેવું! અમે ધર્મશાસ્ત્રનો દોષ કાઢી શકતા નથી, પણ અમલનો દોષ કાઢીએ છીએ. દરેક પ્રજામાં શાસ્ત્રીય કાયદાના અમલઉપર જેટલે દરજ્જે અખાડા કરવામાં આવે છે, તેટલે દરજ્જે ન્યાય અને નીતિનું નિકંદન થાય છે. માટે જે કૃત્યોને લોકો પોતાનો ધર્મ માનતા હોય, તેમાં ધર્માધર્મના કેટલા અંશો છે તેનો વિચાર કરવો, એ અનીતિનું રક્ષણ કરવાવાળા કાયદાનું એટલે ધર્મશાસ્ત્રોનું કામ છે. જે કાર્ય કરવામાં અનીતિ કે અન્યાય ન થતો હોય તે બધાં કાર્ય ધર્મનાં જ છે. અને જે કાર્યમાં કાંઇપણ અનીતિ કે અન્યાય થતો હોય તે કાર્યને મૂર્ખ લોકો ગમેતેવો પવિત્ર ધર્મ માનતા હોય, તોપણ તે નીતિનિપુણ લોકોની દૃષ્ટિમાં મોટું અધર્માચરણ છે. અમને આ સ્થલે ઘણો અફસોસ થાયછે કે, આ દેશના પ્રૌઢ વિચારવાળા ધર્મશીલ આર્ય લોકોના પુત્રો પોતાનો ખરો ધર્મ ભૂલી ગયા છે, અને ઘણે ઉંધે રસ્તે ચઢી ગયા છે. આ દેશના તત્વજ્ઞાનીઓએ જે ધર્મ બતાવ્યો છે તે માંહેનું કશું આપણે જાણતા નથી. ખોટા ધર્મને ગળે બાંધ્યો છે, અને તેને ગળે બાંધી ઉંડા કૂવામાં ઉતરી પડયા છીએ. આવા અંધારા કૂવામાં રસ્તો શી રીતે માલુમ પડે?।

અનીતિનો અટકાવ થઇ માણસજાતના સુખમાં અતિવૃદ્ધિ થાય એવું જે કાંઇ આચરણ તે જ ધર્મશાસ્ત્ર અથવા કાયદો. જે કૃત્યથી અનીતિ અને દુઃખની વૃદ્ધિ થાય તે અધર્માચરણ, અધર્મનું શાસ્ત્ર, અથવા અધર્મ. ધર્મ અને અધર્મને ઓળખવાનાં કાંઇ શીંગડાં કે પૂંછડાં હશે શું? શું પોથીઓ અને પાનાં એ ધર્મનાં શીંગડાં છે? શું રૂઢિઓ અને રસમો એ ધર્મનાં પૂંછડાં છે? પૈસા લીધા વિના કન્યા આપવી એ ધર્મ, અને પૈસા લઇને કન્યા આપવી એ અધર્મ; એ બે માંહેનું એક પણ સાબિત કરવાને તમારી પાસે શીંગડાં કે પૂંછડાંરૂપ શી નિશાનીઓ છે? પ્રતિપક્ષી દલીલ કરશે કે, માબાપ પોતાનાં બચ્ચાંનાં માલિક છે; તેઓ તેમને મારે, કુટે, પીટે, વેચે, કે મારીને ખાઇ જાય કે જેમ તેમ

કરવાને મુખત્યાર છે, માલિક પોતાની મિલ્કતની ગમે તે વ્યવસ્થા કરે, તેને સુખી કરે કે દુઃખી કરે, તેમાંહેની કઇ વર્તણુકને તમે ધર્મ કહેશો ? અને કઇ વર્તણુકને અધર્મ કહેશો? અને એનો નિર્ણય કરવાને તમારી પાસે શું પૂરાવો છે? છે કોઇ ઠેકાણે ધર્માધર્મનાં શીંગડાંપૂંછડાં ? આ દલીલ અને આ પ્રશ્નોનો ઉત્તર માત્ર નીતિ અને ન્યાયને અનુસરીને જ આપી શકાશે. અહિં નીતિ અને ન્યાય વચ્ચે પડશે જ, અને માબાપોને એવાં કામ કરતાં અટકાવશે. માટે નીતિ અને ન્યાય એ જ ધર્મ છે. માલિક છતાં માબાપો પોતાનાં છોકરાંને દુઃખ દે, મારે કે મારી નાંખે તો જેમ નીતિ અને ન્યાયને જાળવવાવાળો કાયદો વચ્ચે પડે જ; તેમ પોતાનાં છોકરાંના સંબંધમાં માબાપોતરફથી જાણીબુઝીને કે અજ્ઞાનતાથી એવું કાંઇપણ આચરણ થાય કે, જેથી અનીતિને ઉત્તેજન મળે અને જનમંડળના સુખના પ્રવાહમાં ભંગાણ પડે. તો તેમાં પણ નીતિ અને ન્યાય વચ્ચે પડશે જ. વ્યવહાર અને સંસારથી ધર્મ જૂદો નથી, માત્ર શબ્દોમાં કે બાહ્યોપચારમાં ધર્મ નથી.

લગ્નને ધર્મની પવિત્ર ક્રિયા માની છે, અને ખરે તે તેમ જ છે. પણ અગ્નિ મગાવી ચોરીમાં બેસાડી બે હાથ ભેગા મેળવી શુકપાઠી ગોર જે પઢી જાય તેમાં ધર્મની ક્રિયા આવી જતી નથી. ધર્મ જૂદો છે અને જે વાત નથી સમજવામાં આવતી તે એ જ છે. એ જ દુઃખનું કારણ છે. આપણા લોકો માત્ર ઉપરની ક્રિયાઓને ઝાલી રહ્યા, અને તત્ત્વદર્શી લોકોના તત્ત્વથી ભરેલા ઉંડા અને અત્યુત્તમ વિચારોને ત્યજી દીધા. બિચારા લોકો કહે છે કે, અમારા બાપદાદાના ધર્મપ્રમાણે લગનની ક્રિયા કરીએ છીએ, ચોરી બાંધીએ છીએ, વરઘોડો કાઢીએ છીએ, લગ્નહોમ કરીએ છીએ, અને વેદના મંત્રોચ્ચાર કરીને અગ્નિસાક્ષીએ કન્યાદાન દઇએ છીએ. પણ પૈસાના લોભથી, કે કુળના ખોટા મોહથી કન્યાવિક્રય કિંવા કજોડું કરીને કન્યાનું બલિદાન તો પ્રથમથી જ, દઇ મૂકેલું હોય છે; તેનો એ બિચારાં કાળાંધેલાં મૂર્ખ માબાપો શો
જાબ આપે તેમ છે? ધૂળ પડી એમની એવી ખોટી ધર્મક્રિયાઓમાં!
...ઓને વેચી તેમના લોહીમાંસનું આ દેશનાં ઘણાં માબાપો ભક્ષણ
[illegible] ...તે. અને નાતજાતને જમાડી

ખુશી થાય છે. ધિક્કાર છે, એ પાપી માબાપોને ! એમના ઉંધા વિચારોથી જનસમાજ ભ્રષ્ટ થતો ચાલ્યો છે; એમની મૂર્ખાઈભરેલી રૂઢિઓથી દુઃખનાં ઝાડ ઉગ્યાં છે. પરણ્તેર અને પ્રેમ એ શી વસ્તુ છે, અને તે શી રીતે પ્રાપ્ત થઇ શકે, એ મૂર્ખ માબાપો બિલકુલ સમજતાં નથી. સ્ત્રીપુરુષમાંથી પ્રેમની દોરી તૂટી ગઇ છે, પ્રેમ પારકે હાથે વેચાય છે, પૈસાવડે ખરીદાય છે; પશુની પેઠે આચરણ થાય છે, અને એવાં જોડાંમાંથી કેવી પ્રજા ઉત્પન્ન થાય છે, તે આપણે નિહાળીએ છીએ. બાલલગ્ન, કન્યાવિક્રય અને કુલાભિમાનસરખા કુચાલોથી અનીતિ, અને અનીતિમાંથી જનમંડલમાં દુઃખની વૃદ્ધિ થાય છે. તેથી તેને ધર્મશાસ્ત્ર અથવા કાયદો, અનીતિ અથવા ધર્મવિરુદ્ધ આચરણ કહે છે. કન્યાને વેચવી, ગોત્રમાં વિવાહ કરવો, રોગી વરની સાથે નીરોગી કન્યાનો અને રોગી કન્યાની સાથે નીરોગી વરનો સંબંધ બાંધવો, એ બધા ધર્મ છે ? આપણી મનુસ્મૃતિમાં જ નહિ, પરંતુ સર્વ પ્રજાના તત્ત્વદર્શી લોકોએ પોતાનાં તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોમાં—નીતિન્યાયના ગ્રંથોમાં એવી ક્રિયાઓને અધર્મરૂપ ગણી છે આપણો ગૃહસંસાર બગડવાનું મુખ્ય કારણ લગ્નક્રિયાનો મૂળ હેતુ સમજવામાં નથી આવતો તે જ છે. જો લગ્નક્રિયાના હેતુ શું છે એ સમજવામાં આવે તો મૂર્ખ માબાપો પોતાના કાળજાની કોરરૂપ પોતાની પુત્રીને ફક્ત ક્ષણિક સુખ આપનાર પૈસાને માટે વેચી મારે નહિ

લગ્ન એ શું ચીજ છે, તેનો હેતુ શો છે, અને તે કેવી રીતે પાર પડે એ વાત પ્રત્યેક માબાપે, તેમ જ વયમાં આવેલાં વરકન્યાએ પણ જાણવા જેવી છે. માણસ, પશુ, પક્ષી, કીટ, પતંગાદિ નાના નાના જીવજંતુઓ, તથા વનસ્પતિ એવગેરે તમામ સજીવ સૃષ્ટિમાં પરમેશ્વરે નર અને માદાની જોડ બનાવી છે. સૃષ્ટિના સ્વાભાવિક નિયમપ્રમાણે પ્રત્યેક પ્રાણી સમાન ગુણસ્વભાવવાળા બીજા પ્રાણીજોડે સંબંધ બાંધે છે, અને એ જ નિયમાનુસાર માણસ, પશુ, પક્ષીઆદિ જીવોમાં પરસ્પરનું પ્રેમાકર્ષણ થતું હોય એમ સમજાય છે. સમાન ગુણસ્વભાવવાળા નર તથા માદાનો સંબંધ થાય તેમાંથી ધાર્મિક કુટુંબનું બંધાવું, એવાં અનેક કુટુંબોના એકશિષ્ટ સંપ્રદાય કે સુધરેલા સમાજની સ્થાપના થવી, અને તે સમાજે ઈશ્વરના સ્થાપિત નિયમોનું અવલો-

કન કરી સૃષ્ટિપ્રતિ અને મંડલના પ્રત્યેક મનુષ્યપ્રતિ પોતાનો ધર્મ સમજીને પરસ્પર પ્રીતિ અને ભ્રાતૃભાવથી વર્તવું, એવી પ્રભુની મરજી હોય એવું અનુમાન થાય છે. પરંતુ જગત્માં બીજા જીવોકરતાં મનુષ્યજાતને નિયંતાએ તર્કશક્તિ વિશેષ બક્ષેલી છે. જગદીશ્વરનો સંકેત નહિ સમજીને અથવા સમજ્યા છતાં, ઈંગ્લંડના મહાકવિ મિલ્ટને "પેરેડાઇઝ લૉસ્ટ" નામના પ્રસિદ્ધ કાવ્યમાં ચિત્રેલાં એડમ અને ઈવની પેઠે, માણસોએ પોતાનું ડહાપણ ડોળી કપોલકલ્પિત કલ્પનાઓવડે કેટલાંક મનસ્વી ધોરણો ઉપજાવી કાઢ્યાં, અને અમલમાં આણ્યાં. આથી નવા નિયમો અને ધોરણોની સ્થાપના થઇ. ઈશ્વરની ઇચ્છાને સમજીને શાણા લોકોએ કરેલી સામાજિક સુધારણામાં ભંગાણ પડ્યું, અને પરસ્પરના ધર્મને હાનિ પહોંચી; સામાજિક નિયમો તૂટતા કૌટુંબિકવ્યવસ્થા અવ્યવસ્થિત થઇ; સ્ત્રીપુરુષના ધર્મનું સ્વરૂપ ભૂલાયું, અને એકબીજાના હકને હાનિ પહોંચી. પતિને પોતાના ગૃહરાજ્યની ચિન્તા ન રહી, પતિ પોતાની પત્નીનું મહત્ત્વ સમજ્યો નહિ, પત્નીએ પતિવ્રતધર્મનો મહિમા મૂક્યો, લગ્નક્રિયાની પવિત્રતાઉપરથી સત્કાર ઉઠી ગયો, છોકરાંએ માતાપિતાના ધર્માચરણનું અનુકરણ કર્યું. ગૃહકાર્યોમાં લક્ષ રહ્યું નહિ ધર્મ તો પ્રથમ તપાસો: પછી નામ માત્ર અને ઠગ વિધાને અન્તે વ્યાપાર થઇ પડ્યો ? જનમણ્ડલના સુધરેલા સમાજમાં પણ આ સડો પ્રવેશ કરવા પામ્યો અને છેવટ ધર્મનું નહિ પણ સત્તાનું રાજ્ય થયું. લગ્નને ધર્મશાસ્ત્રપ્રમાણે ધર્મની પવિત્ર ક્રિયા સમજીને સ્ત્રીપુરુષનું જોડું પ્રાણ ન્તસુધી પરસ્પરના સુખદુઃખમાં સાથે જ રહેવાને ધર્મની ગાંઠથી બંધાવવું છે, એવું જે લોકો નથી માનતા, અને કેવળ દુર્વાસનાઓ અને મનોરત્તિઓને વશ થઇને યથેચ્છ વ્યવહાર કરે છે, તેમનો સંસાર અધમાવસ્થાએ પહોંચેલો માલમ પડશે. લગ્ન એ કંઇ માણસની ઘડેલી યોજના નથી, પણ એ તો ઈશ્વરની આજ્ઞા છે. લગ્ન એ માત્ર કાયદાનો કરાર નથી, પણ પરમેશ્વરની પ્રેરણાથી જન્મ પામેલ સ્ત્રીપુરુષના પવિત્ર પ્રેમની જીવિતપર્યન્ત કોઇ પણ પ્રકારે તૂટી કે છૂટી ન[illegible] કે તેવી ગ્રન્થિ છે. પ્રેમગ્રન્થિ, એ માત્ર કવિલોકોની કલ્પનામાંથી જન્મ પા[illegible] [illegible]નું કે [illegible] 'પાંડનાનું' અકૃત્રિમ

“ પુરુષ અને સ્ત્રી ” એ ગ્રન્થમાં મુખ્ય અશુદ્ધિઓ.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૯ | પરંતુ | પરંતુ તેમ ન થવામાં એક મોટું કારણ એ છે કે મહાપુરુષો તથા સત્પુરુષોરૂપ. |
| ૫ | ૧૪ | અને | આ શબ્દ કાઢી નાંખવો. |
| ૧૬ | ૧૫ | વ્યાવૃત્ત | વ્યાપૃત |
| ૨૨ | ૧૬ | દુર્ગુણ | દુર્ગુણ |
| ૨૭ | ૧ | વકૃત્વ | વક્તૃત્વ |
| ૪૭ | ૭ | કેવળનાર | કેળવનાર |
| ૫૨ | ૨૩ | સુદૃક્ષ | સુદક્ષ |
| ૫૫ | ૧૦ | શકિતઓનો | શકિતઓના |
| ૬૧ | ૧૫ | તો | તે |
| ૬૨ | ૬ | નહિ | વહી |
| ૬૨ | ૧૬ | નેષ્ઠતાની | નૈષ્ઠતાની |
| ૬૩ | ૧૫ | છાનીછૂપી | છાનીછૂપી |
| ૬૩ | ૨૨ | તે નીતિવિનાનો | નીતિવિનાના |
| ૬૪ | ૧૦ | શુંકવું | શુંકવું |
| ૬૭ | ૨૦ | પંડિતાઈને | પંડિતાઈ તે, |
| ૭૧ | ૨૨ | પાકળ | પોકળ |
| ૭૪ | ૮ | પિચારો | પિશાચો |
| ૭૫ | ૨૦ | ફંચ | ફંચ |

| પૃષ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૬ | ૧૫ | mouth it | mouth to it |
| ૭૯ | ૫ | આપણુમાં | આપણામાં |
| ૭૯ | ૧૧ | દુઃખતાં | દુઃખતા |
| ૮૨ | ૪ | આખાર | આખર |
| ૮૨ | ૫-૧૦ | લોડે ચેસ્ટરીલ્ડ | લોર્ડ ચેસ્ટરફીલ્ડ |
| ૮૨ | ૧૬ | વર્તા | વાતો |
| ૮૩ | ૭ | દેખરાં | દેશમાં |
| ૮૩ | ૨૧ | કૈશાંસની | ફ્રોયસની |
| ૯૧ | ૨૦ | બોલવાવાળો | બોલવાવાળો તથા સાંભળવાવાળો |
| ૯૨ | ૮ | વ્યાકરણમાં | વ્યવહારમાં |
| ૯૩ | ૩ | બાબતમાં | બાબત |
| ૯૪ | ૧ | સહારે | સંહારે |
| ૯૫ | ૭ | કરેલો | કરેલો |
| ૯૬ | ૧૨ | બોલ છે | બોલે છે |
| ૯૬ | ૧૮ | સાંભળુ | સાંભળું |
| ૯૮ | ૯ | સંબંધે | સંબંધે |
| ૯૯ | ૧૫ | રહીને | રહીને. |
| ૯૯ | ૨૬ | નહિ | નહિં |
| ૧૦૧ | ૨ | હુસમા | દુમસા |
| ૧૦૨ | ૨૩ | સૌજન્ય | સૌજન્ય |
| ૧૦૪ | ૧ | સભારવાની | સંભારવાની |

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૪ | ૮ | સકુમારતા | સુકુમારતા |
| ૧૦૪ | ૧૧ | જગતનાં | જગતમાં |
| ૧૦૯ | ૧૩ | દુર્જતાનું | દુર્જનતાનું |
| ૧૧૧ | ૧ | પણ | પાંજો |
| ૧૧૧ | ૧૪ | ઉન્નતતા | ઉન્મત્તતા |
| ૧૧૧ | ૧૫ | મધુ | મધુર |
| ૧૧૨ | ૧૦ | ચિંત | ચિંત્રે |
| ૧૧૫ | ૩ | બ્રવેત્તા | બ્રહ્મવેત્તા |
| ૧૧૫ | ૧૭ | સંસ્કારને | સંસ્કારનો |
| ૧૧૬ | ૪ | ચોકસ | એકરસ |
| ૧૧૬ | ૫ | ઉત્તમોત્તગ | ઉત્તમોત્તમ |
| ૧૧૬ | ૧૧ | સુદૃક્ષ | સુદક્ષ |
| ૧૧૯ | ૯ | શાશાન | શ્મશાન |
| ૧૨૧ | ૧ | અંતઃકરનો | અંતઃકરણનો |
| ૧૨૧ | ૧૮ | પોતાનાં જ | પોતાના જ |
| ૧૨૧ | ૧૯ | રૂપ | રૂપ ધારણ |
| ૧૨૧ | ૨૨ | અનુકરણીય પણ | અનુકરણીય |
| ૧૨૬ | ૩ | પદાર્થ સિદ્ધિ | પરાર્થસિદ્ધિ |
| ૧૩૧ | ૧૭ | કૌશિલ્ય | કૌશલ્ય |
| ૧૩૧ | ૧૮ | ગર્ભાથીમાન્ | ગર્ભશ્રીમાન્ |
| ૧૩૪ | ૧૭ | રેહેલા | રહેલા |
| ૧૩૪ | ૧૭ | મનતા | ગનાતા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩૫ | ૨–૩ | ઉપયોગ | ઉપયોગ |
| ૧૩૫ | ૨૦ | જલાશયને | જલાશય છે |
| ૧૩૬ | ૧૦ | પરમેશ્વની | પરમેશ્વરની |
| ૧૩૬ | ૧૨ | આવેશોનુ | આદેશોનુ |
| ૧૩૯ | ૧ | અનુરોધ | અનુરોધના |
| ૧૩૯ | ૨૩ | કર્યા છે | કર્યો છે |
| ૧૪૧ | ૪ | ક્ષુદ્ર | શુદ્ર |
| ૧૪૨ | ૨ | ત્યારે તે વેળાએ | તે વેળાએ |
| ૧૪૨ | ૩ | ઘણાઓ | ઘણાએ |
| ૧૪૨ | ૧૪ | નૈવ | નૈવ |
| ૧૪૨ | ૧૪ | ત્યાગેપિ | ત્યાગપિ |
| ૧૪૨ | ૧૬ | પ્રસગ | પ્રાણત્યાગનો પ્રસગ |
| સંસ્કૃત પત્રિકા | અર્પણ | સાક્ષર્યવર્ય | સાક્ષરવર્ય |
| ,, | | ક્ષેમ | ક્ષેમ |
| ગુજરાતી પત્રિકા | અર્પણ- | સાક્ષર્યવર્ય | સાક્ષરવર્ય |

જોડણીની અશુદ્ધિઓ વાચકવર્ગ પોતે સુધારી લેશે એવી આશા છે

---

સ્થાન નથી. એ સ્વાર્થી નથી. પરસ્પરના ગુણસ્વભાવનું જ્ઞાન મેળવી, માત્ર વસ્તુમાં પ્રીતિ જોડાવી જોઇએ. અને પ્રાણાન્તસુધી પ્રેમ-રસનું પાન કરવા સ્ત્રીપુરુષે પરસ્પર પ્રીતિનું પાત્ર બનવાનો અભ્યાસ કરવો જોઇએ. જે અપ્રિય છે તેના પર પ્રીતિ બંધાતી નથી, સ્વભાવ પોતે જ તેનો સ્વીકાર કરતો નથી. આ સત્ય સિદ્ધાન્તને સમજ્યાવિના લગ્ન થાય તો પરિ-ણામ નિરાશાભરેલો જ આવે એમાં આશ્ચર્ય શું ? પૂર્ણ જ્ઞાન અને વિશુદ્ધ અં-તઃકરણના અભિપ્રાયવિના માત્ર દ્રવ્ય દિક લાભ, શારીરિક સૌન્દર્ય, કે માન-સિક મોહવિકારોથી ઉશ્કેરાઇ માણસો આ પવિત્ર કાર્યમાં અવિચારથી પગલું ભરે તો, મૂર્ખાઇથી માંડેલા આવાં લગ્નો નિષ્ફલ નિવડે એમાં આપણે નવાઇ પામીશું નહિ. કૃત્રિમ હાસ્ય અને કુટિલ વચનોવડે કરેલા હસ્તમિલાપના આ-નંદનો દિવસ, અશ્રુપાતપૂર્ણ જીવિતમાં, શોકના ગૃહમાં, અને કષ્ટની કબરમાં પરિણામને પામશે. માણસજાતની જીંદગીતરફ સામાન્ય દૃષ્ટિ કરતાં પણ સિદ્ધ થાય છે કે, **વિશુદ્ધ વર્તણુકરૂપી પવિત્ર ભૂમિપર, અને કદિ ભંગ ન થઇ શકે એવા પરસ્પરના અંતઃકરણના પ્રેમરૂપી દૃઢ પાયાપર વિવાહિત વરકન્યાના સુખનું નિર્ભય મન્દિર બાંધી** શકાય છે. આવી રીતે પરસ્પરના પવિત્ર પ્રેમથી માતાપિતાની મરજીસહ લગ્ન થયેલું જોડું પોતાનો સંસાર સંપૂર્ણ સુખમા પરિપૂર્ણ કરશે.

પ્રેમ એ સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપેલું એક એવું તત્ત્વ છે કે, જેના રસમાં રસબોળ થયેલું સુખી કુટુંબ આ પૃથ્વીપરનું એક નનુંસ-રખું સ્વર્ગ માલમ પડશે. પતિના ઉપર પત્નીના પવિત્ર પ્રેમનું રાજ્ય ચાલશે. પતિ જેમ પરમેશ્વરના પવિત્ર ન્યાયપંથને અનુસરશે, તેમ પત્ની પરમેશ્વરસમ પતિનાં પગલાંને અનુસરશે. પત્ની પોતે પ્રીતિનું પાત્ર થવાને પ્રયત્ન કરી પતિનો પ્યાર મેળવશે. અને એકબીજાના કલ્યાણની વૃદ્ધિ કર-વી એ કામ સ્વામીતરીકે પતિ પોતાનું સમજશે. પતિના પ્રેમની ન્યૂનતા જોઇ પત્ની તેનું કારણ શોધીને તે દૂર કરવા પોતાનો દોષ દૂર કરશે. પત્ની પતિના અભિપ્રાયને અનુસરવા અપ્રસન્નતા બતાવશે તો પતિ વિચાર કરશે કે રખેને મારી ભૂલ થતી ના હોય. અન્તે વાસ્તે જેમ એક જ ગૃહ અને એક જ

વાસ તેમ સુખદુઃખ પણ સરખું જ છે. જે વડે એકનું મનરંજન થાય તે વડે બીજાનું અંતઃકરણ આનંદથી ઉભરાય. જે બનાવ એકને અશ્રુપાત કરાવશે; તે જ બનાવ બીજાને રડાવશે. આવા દંપતીમાંથી ગાણુગ્ર જાતના સુખનું કેવડું મોટું માપ થઇ શકે? આવા દમ્પતીનાં ધર્મની તેમનાં બાળકો, નોકરચાકરો અને કુટુંબપરિવારપર કેવી અસર થાય છે! તેમનું અનુકરણ અન્યને હિતકારક થઇ પડે છે. દૂષિત અને દુઃખી દુનીઆમાં આ પ્રેમી કુટુંબ કેવું મંગલમય સ્થાન છે! જ્યારે જીવિતનો અન્ત આવશે, અને બેમાંથી એક બીજાની મરણપથારીઉપર પરિચર્યા કરશે, ત્યારે પરસ્પરની પ્રસન્નતાવડે માતાપિતાની ઇચ્છાનુસાર પ્રાપ્ત કરેલ સંસારસુખને વાસ્તે તે ઈશ્વરનો કેટલો બધો આભાર માનશે! આ સર્વ ખરૂં છતાં એવાં પ્રેમલગ્નનો આજ કેટલાંક વર્ષ થયાં નાશ થયો છે અરે પ્રેમલગ્ન જ શું છે તે કોઇ પણ સમજતું હોય એમ જણાતું નથી કોઇ સમજતા હશે તો તેઓ બિચારા રૂઢિના દાસ બની દાસત્વ સ્વીકારી મુંગે મ્હોડે ટગર ટગર જોયા કરતા હશે. આ કેટલું બધું અન્ધેર! કેટલી બધી મૂર્ખતા! કેટલું નુકસાનકારક વલણ! ખરેખર, લગ્નપ્રકરણ બિગડવાથી સન્માર્ગનો ઉન્માર્ગ થયો છે. વેદને બદલે ગાનમુખી ભેદ પ્રચલિત થયા, સ્મૃતિની તો વિસ્મૃતિ જ થતાં ગપોડાધ્યાયના ગોળા ફેંકાયા. હાય! આ પવિત્ર ભૂમિપર થતા વેદાદિ સંસ્કારો નષ્ટપ્રાય થયા. ધન્ય છે ભારતભૂમિ તને કે એવાં ભ્રષ્ટ કાર્ય તારા પવિત્રપણાને લાંછન લગાડે છે તેમ છતાં અદ્યાપિ તું તે સહન કરી રહેલ છે. ઓ વીરમાતા આર્યભૂમિ! તારા પુત્રોમાંહે નો એક પણ સામ્પ્રત એવો વીરપુત્ર રહ્યો નથી કે, વેદવિદ્યાનો પ્રચાર કરી તેનાનુસાર વિવાહસંસ્કાર આદરે અરે! વેદના માન પાકયો ગોરે. એ શું વેદના નસ્કાર કરવાનો પ્રયોગ છે? કયું વરકન્યાનું જોડું વેદાનુસાર વિવાહસંસ્કાર થતાં ગપોડાધ્યાયનો અર્થ સમજે છે? આ તો "સર્પ ગયા અને લીસોટા રહ્યા." એ પ્રકાર ચાલ્યો છે. શું આર્યોનો આવો કહેવાનો ધર્મ લજ્જાસ્પદ નથી? શું આ આર્યોની ઉત્તમ રીતભાતને અનિષ્ટ ક્રમમાં ગોઠવી ફારસ બાજી બતાવવા જેવો પ્રકાર નથી? પુત્રીના પૈસા લેવા, અને પછી વેદનુસાર વિવાહસંસ્કાર કરાવવા જેમતેમ કન્યાદાન આપવા તત્પર થવું,

મેં કેટલી બધી ધર્મમાં પણ ઢોંગી વિધા પ્રચલિત થય છે ? આ તે વેચાણ કે ન ?

શોચનીય પ્રકાર છે કે, આજકાલ આ દેશના ઘણા અજ્ઞાન લોકો લગ્ન-નો હેતુ સમજ્યાવિના પશુઓના જેવો લગ્નવ્યવહાર કરે છે હેતુ સમજ્યા-વિના જેટલાં લગ્નો થાય છે તેટલાં શાસ્ત્રના સંસ્કાર પામેલા વિધિથી, નીતિના નિયમોથી, અને લૌકિકાચારથી વિરુદ્ધ હોય છે. આર્યલોકોનું એ સમ્બન્ધમાં મહત્ત્વ ઓછું થયું છે. સદાચારનો માર્ગ મૂકાય છે. આ દેશના વતનીઓની સાંસારિક સ્થિતિ બગડતી ચાલી છે. કેમકે લગ્નો પવિત્ર પ્રેમથી કે પરસ્પરની અનુકૂલતાથી માતાપિતાની મરજીસહ થતાં નથી

જનમંડલમાં ચાલતાં લગ્નપ્રકારોનો વિચાર કરતાં એક વાત તો એવી માલુમ પડે છે કે, કુલવાનનો દાવો કરનારાં માબાપો બહુધા પોતાની અનુકૂલતા, પોતાનું સુખ, અને પોતાનો સ્વાર્થ લક્ષમાં રાખીને પુત્રપુત્રીઓના લગ્ન કુલનો દરજ્જો સચવાવાની ખાતર બાલ્યાવસ્થામાં જ થયેલાં જોવાને ઇન્તેજાર હોય છે. અને તેવી જ કુલમાં ધૂળ નાખનાર સંતાનોના સુખનો કાળો કેર ગુજરે છે. કુલાભિમાને બાલલગ્નની બાળી મૂકવા જેવી રસમને રસ્તો આપ્યો, કુલાભિમાને કજોડાનાં કષ્ટદાયક કુચાલને જન્મ આપ્યો. કહેવાતા ઉચ્ચકુલના મૂર્ખ છોકરાઓ ચોડીઆ—પારણામાંથી પરણે છે ! અને કુલાભિમાનથી આંધળાં બનેલાં માબાપો, વિદ્યા, વય, ગુણ, સ્વભાવ કે રૂપનો વિચાર કરતા નથી ! આ ઘર કુલીનનું કહેવાય છે, એમાં કન્યા આપવાથી સારું કર્યું ગણાશે, આપણી આબરૂ વધશે, એવી એવી અંધશ્રદ્ધામાં કેટલાંક માબાપો આંધળાં ભીંત બની, વિચારી કેટલીક નિરપરાધ બાલાઓને જુઠ્ઠો જોડું બાંધી વગર મોતે મારે છે; કેટલીકને શોકની વડવાનલની સળગતી હોળીમાં હોમી દે છે; કેટલીકને વૃદ્ધ ગયેલા વર સાથે વરાવી દે છે; કેટલીકને નાની ઉમરના બાલક વર જોડે જોડી દઇ કજોડાથી ઉત્પન્ન થતા અનાચારને આધીન કરે છે; કેટલીક ડહાપણદાર દીકરીઓને બર્બરાલક જેવા એદી સિકલ અથવા અપંગ આંધળા ઓઠા સાથે ઓકતી દે છે; ધિક્કાર છે એ માબાપોને ! આર્ય પ્રજાની સાંસારિક સ્થિતિ છેક બગડી છે, એમ કહેતા સજ્જનો

ગુજરાતી પ્રજાની સાંસારિક સ્થિતિ છેક બગડી છે એ વાક્યપર વિશેષ મૂકે છે.

આ સર્વ અનિષ્ટ ક્રમનો પ્રચાર થવાનું મૂળ કારણ સ્વાર્થ છે. એ વરકન્યાનો નહિ, પણ તેમનાંનીચ સ્વાર્થલમ્પટ માબાપોનો; સ્વા પ્રેમ એકત્ર કરવાનો નહિ, પણ પાપી પેટ ભરવાનો; સ્વાર્થ એ પુત્રપુ ગૃહસ્થ'સારસુખનો નહિ, પણ માવતરનો; આ સર્વનું પરિણામ આવે છે એ પર જરા વિચાર કરીએ. આર્ય બાલાનું માહા ઘટયું, તેનાપ્રતિ તિરસ્કારયુક્ત શબ્દો બોલાયા, અને તદન નીચવૃત્તિ સ્ત્રં એવાં વિશેષણો અપાયાં. જ્યાં પૈસાથી વસ્તુ ખરીદાતી હોય ત્યાં પૈસાદારને વસ્તુની દરકાર હોતી નથી. એક નાપસંદ પડે તો બીજી ખરીદે, બીજી ત ત્રીજી લે. આ સર્વ પ્રકાર કન્યાવિક્રયનો જ છે. જે ભૂમિમાં સ્ત્રીનું માહાત્મ્ય અ ણુંનીય સમજાતું, જે ભૂમિમાં સ્ત્રી એ રત્નની ખાણ સમજાતી, જે ભૂમિ સ્ત્રી એ જ ત્રિપક્ષ–મોસાળ, પિતૃકુલ, અને શ્વશુરકુલ–ને શોભાવનાર ગણાત ને જ ભૂમિમાં સ્ત્રીને સામ્પ્રતકાલે નરકની ખાણ, કલંકિત કરનાર, અને દુઃખ કારણ એવાં વિશેષણો અપાયાં.

પુત્રી તરિકે, પુત્રવધૂતરિકે પત્નીતરિકે, અને માતાતરિકે સ્ત્રીજાતિને યોગ્ય સત્કાર થવાને બદલે, તેને માથે કેવા કેવા સંસ્કાર થાય છે તેનું ટુંકુ વિવેચન કરવું આ સ્થલે અનુચિત નહિ ગણાય. પ્રથમ તો પુત્રીનો જન્મ થાય એટલે તેને "પુત્રીનો પહાણો" એવું હલકું નામ આપવામાં આવે છે; અને એક પહાણાને નજીવી વસ્તુ ગણી જેમ તેને ખૂણે નાંખી મૂકવામાં આવે છે, તેમ પુત્રીને બેદરકારપણે નાંખી મૂકવામાં આવે છે. એક જ માબાપથી એક જ ઘરમાં ઉત્પન્ન થયેલી એક પુત્ર તથા એક પુત્રીનું પોષણ તિરસ્કરણીય રીતે ભિન્નતાથી કરવામાં આવે છે. પુત્રને સારાં સારાં ખાનપાન અને વસ્ત્રા ભૂષણ પહેરાવવામાં આવે છે, અને પુત્રીને એથી ઘણા હલકા પ્રકારનું માન આપવામાં આવે છે. આપણી ગુજરાતની નાતોનાં કુલવાન કહેવાતાં કુટુંબોમાં સ્ત્રીજાતિ ની કિંમત ઘણી હલકી કરી નાંખવામાં આવી છે. કેટલાંક કુટું-

ઓમાં પુત્રીઓને પરણાવતાં ઉલટા પૈસા આપવા પડે છે, એટલે એવાં કુટું-બોમાં પુત્રીના જન્મથી વ્યાપારમાં ખોટ આવવા જેવું ગણાય છે. પણ વળી કેટલેક સ્થળે કન્યાવિક્રયનો કુચાલ છે, તેમાં પુત્રીઓને સારૂં માન મળે છે, પરંતુ તે માન એક પુત્રીતરીકે નહિ, પણ પૈસાની પ્રાપ્તિના સાધનાર્થે જ આપવામાં આવે છે. મતલબ કે, ત્યાં પુત્રીનો જન્મ ખોટનો નહિ, પણ વટાવનો ગણાય છે. અને જેમ એક નોટને સાચવી સંભાળી વ્યાપાર રાખી જરૂર પડે ત્યારે વટાવવામાં આવે છે, તેમ માબાપો પુત્રીઓરૂપી નોટોને સારી રીતે પાળી પોષી પછી તેમને મનમાનતા પૈસા મળે ત્યાં વટાવે છે, એટલે વેચે છે. નોટમાં જેમ મોટો આંકડો, તેમ તેના પૈસા વધારે ઉપજે છે; તદ્વત્ પુત્રી જેમ કાઠે મોટી, ઉમરે મોટી, રૂપમાં સારી, તેમ તેના પૈસા વધારે આવે છે. નોટ વટાવતાં કાંઇ નોટ ખરીદનારના ગુણ, સ્વભાવ, ઉમર ઇત્યાદિપર નજર રાખવાની જરૂર પડતી નથી, પણ માત્ર પૈસા તરફ જ લક્ષ રખાય છે, તેવી જ રીતે પુત્રીઓરૂપી નોટ ખરીદનાર સંબંધમાં પણ સમજાય છે. આવા દુષ્ટ માબાપોને હાથે પુત્રીઓનું રક્ષણ થવાને બદલે ભક્ષણ થાય છે. વિક્રય કરવાના વિનાશકારક કુચાલથી માબાપો માત્ર પૈસાની જ રકમનો વિચાર કરે છે. પુત્રીના સુખદુઃખતરફ લક્ષ આપતાં જ નથી. વર અભણ હોય, મૂર્ખ હોય, ગમે તેવો અપંગ હોય, ગમે તો રોગી હોય, પણ જો પુરતા પૈસા મળે તો ત્યાં પુત્રીને વેચી મારવામાં, કહો કે કસાઇખાને કપાવા લેઇ જવામાં પાપી માબાપો પાછું વાળી જોતાં નથી. આ પ્રમાણે જે કુટુંબોમાં પુરુષો માત્ર પૈસા વડે જ પરણે છે, તે કુટુંબોમાં પુરુષો પોતાની સ્ત્રીનું અપમાન કરે છે, અને તે દેખીને પુત્રો પણ પોતાની માતું માન રાખતા નથી. આવી રીતે સ્ત્રીજાતિનું તેની દરેક સ્થિતિમાં અપમાન થાય છે.

પૂર્વે આ **ભારત** ભૂમિમાં સ્ત્રીને ગૃહિણી એવું માનવાળું બિરૂદ મળેલું છે. પુરુષો પોતાની પત્નીને દેવીના ગૌરવભરેલા નામથી બોલાવતા હતા. અર્ધાંગના શબ્દ એવું બતાવે છે કે, સ્ત્રીજાતિ પુરુષના તમામ સુખદુઃખની સરખી ભાગિયેણ છે. **મનુમહારાજે** પણ "**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः**" જે કુટુંબોમાં સ્ત્રીઓને માન આપવામાં આવે છે, તે કુટુંબો-

માં દેવતાઓ સદાકાલ પ્રસન્નતાથી વસે છે ” આમ કહ્યું છે.

આ દેશના લોકો જ્યાં સુધી સ્ત્રીઓને માન આપતા હતા, તથા સ્ત્રીઓ સુશિક્ષિત હોઇ ઘરનાં તેમ જ વ્યવહારનાં કેટલાંક કાર્યોમાં પુરુષોના જેટલો ભાગ લેતી હતી; અને કન્યાવિક્રયજેવા અનિષ્ટાચારનો જન્મ પણ થયો નહોતો ત્યાં સુધી આ દેશની સ્થિતિ સારી હતી. પરંતુ જ્યારથી આ દેશના લોકોએ સ્ત્રીજાતિને અપમાન આપી તેમનું મહત્ત્વ ઘટાડી નાંખી ફક્ત બજાર જણસની માફક પૈસાનું વસાણું ઠરાવવા પ્રયત્નો પ્રચલિત કર્યા, એટલે કન્યાવિક્રયનો પ્રચાર થયો, ત્યારથી સ્ત્રીપુરુષના પરસ્પર ધર્મને હાનિ પહોંચી છે. ત્યારથી જ ગૃહસ્થાશ્રમનું ગૌરવ નષ્ટ થયું છે; અને ત્યારથી જ દમ્પતીના પવિત્ર પ્રેમની ગાંઠ ઢીલી પડી છે. જે આર્યો પૂર્વે પોતાની સ્ત્રીને આર્યે, દેવી એવા માન ભરેલા ઉદ્‌ગારોથી બોલાવતા હતા, તેની પતિત થયેલી પ્રજા આજે પોતાની સ્ત્રીને આલી, રાંડ, એવા તોછડા અને તિરસ્કારભરેલા શબ્દોથી બોલાવે છે. જે આર્યો પૂર્વે પોતાનો ગૃહકાર્યભાર સ્ત્રીને સ્વતંત્રપણે સોંપી દેતા હતા, તે આર્યોના વંશજો આજે પોતાની સ્ત્રીઓનો પૂરો વિશ્વાસ પણ કરતા નથી. જે આર્યો પોતાની સ્ત્રીને એક ઉત્તમ ધન અથવા ખજાનો સમજતા હતા, તે આર્યપ્રજાના પુત્રો આજે સ્ત્રીને ખાસડાંબરાબર ગણે છે. સ્ત્રી મરી જાય છે તો ખાસડું ફાટ્યા બરોબર તેઓ સમજે છે. એક ખાસડું ફાટી જવાથી જેટલું દુઃખ થાય છે, એટલું જ દુઃખ સ્ત્રીવિયોગથી થાય છે. મતલબ કે તેઓ સ્ત્રીની કિંમત ખાસડાં બરાબર ગણે છે. વધારે દુઃખદાયક વાત તો એ છે કે, જેમ ઘર વિશેષ કુલવાન્ અને પૈસાદાર, તેમ તે ઘરમાં સ્ત્રીઓની કિંમત ઓછી. અફસોસ! ધૂળ પડી એ કુલીનતામાં. કેળવાયલા વિદ્વાન્ વર્ગને બાદ કરતાં આ દેશનો બીજો આખો વર્ગ સ્ત્રીજાતિને આવી જ રીતે ઘણા ઘણા પ્રકારે અપમાન આપનારો છે. આ ગુજરાત્ પ્રાંતમાં જ બ્રાહ્મણો જેવી ઉચ્ચ જ્ઞાતિમાં પણ ઘણાએક એવા ઉચ્ચકુલાભિમાની કુળવારો છે, કે, જેનાં અંદરખાનેનાં આચરણો ઘણાં જ અધમ જોવામાં આવે છે. એવા અધર્માચરણીઓને કુલીન કહેવામાં ખરેખર પાપ સમાયલું છે. તેઓ એક સ્ત્રી હયાત છતાં બીજી પરણે છે, અને બીજી ઉપર ત્રીજી કરે છે, પ્રથમ-

ની સ્ત્રીને અનેકપ્રકારે દુઃખી કરી મારી કાઢી મૂકે છે, અને પૂરૂં પાથરૂં અન્નવસ્ત્ર પણ આપતાં નથી. આ પ્રમાણે તજાયલી સ્ત્રીમાંથી કેટલીક લાજ-આબરૂની કિંમત સમજી ખૂણે પડી દુઃખમાં દહાડા કહાડે છે.

આ રીતે લગ્નનો વાસ્તવિક હેતુ સ્થિત્યન્તર પામી, અનાચારરૂપે અભિવૃદ્ધિને પામ્યો છે, જેનો નાશ કરી મહાત્મા મનુજીના સિદ્ધાન્તને અવલંબી આર્યાવર્તના આર્યતનુજોના ક્રૂર ઘાતકી રિવાજની જબરી સાંકળ તોડનાર, આસુર લગ્નના અધમ વ્યાપારને અટકાવનાર, જુલમગારના જુલમી દોરને છેદનાર, વિક્રયના વિનાશકારક, વેચાણને ધિક્કારનાર, વેચાણના પૈસાવડે મોજશોખ માની મફતના મલિદા ખાનાર માબાપોપ્રત્યે તિરસ્કાર વરસાવનાર, અરે! તેના મ્હોડાપર થુંકનાર, ક્રૂર હૃદયનાં માતાપિતાને હાથે થતી ઘાત બચાવનાર, સંતાનનું સત્યાનાશ વાળનાર, અને સ્વદેશનું શૌર્યામૃત ગુમાવનારપ્રત્યે તન, મન, ધનનો વિનિયોગ કરનાર સ્વદેશપ્રેમી મહાશયો, કે જેઓ સજ્જનોને સુબોધ અર્પી, પરોપકારી વૃત્તિથી પાપીની પાપિષ્ઠતા દૂર કરવાને ભગીરથપ્રયત્ન આદરે છે, તેવાઓનો સદુદ્યોગ જગન્નિયન્તા સફલ કરો એજ આ લખનારની અભ્યર્થના છે.

પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય,
હળવદ, ધ્રાંગધ્રા (કાઠિયાવાડ).

---

## વિવાહિત સ્ત્રીપુરુષોને હિતકર વચનો.

વિવાહની પવિત્ર ગાંઠથી જોડાયલાં સ્ત્રીપુરુષોએ તાજા પ્રેમના આવેશમાં વિરોધનાં ક્ષુદ્ર કારણોને સળગાવી મૂકવા અર્થે હોળી રચવી જોઇએ.

લગ્ન થોડાં જ જોડાંને પરમેશ્વરના આશીર્વાદરૂપ છે, ઘણાંને શાપરૂપ છે, અને સર્વને અનિશ્ચિત છે.

વિવાહિત દશામાં સુખી થવાનું એક જ સૂત્ર છે. પ્રેમનું હરેક પ્રસંગે આવિષ્કરણ, અને સ્વાર્પણ.

ઘણાં જોડાંનો ગૃહસ્થાશ્રમ કાતર જેવો છે; પુરુષ અને સ્ત્રી તે કાતરનાં પાનાં છે. એક જાય એક દિશામાં તો બીજું જાય બીજી દિશામાં, છતાં તેઓ અનેક વ્યાવહારિક તથા પારમાર્થિક સુખોની આશારૂપ જડથી જડાયલાં છે. ખુબી એ છે કે વચમાં માથું ઘાલનાર માણસ કાતરનાં પાનાંથી કતરાઇ પૂરો થઇ જાય છે. તેમ ન થતાં જડ તુટી જવી એ મોટું દુર્ભાગ્ય છે.

પરણવું અને રણસંગ્રામમાં પ્રવેશ કરવો એ બંને સમાન છે; બંનેમાં જે પરિણામ આવે તે વેઠવા માણસે તૈયાર રહેવું જોઇએ.

સોક્રેટીસ ક્ષમાનો સાગર હતો, અને તેની સ્ત્રી ઝેન્થિપી ભારે સેતાન હતી. એકવાર ઝેન્થિપીએ ક્રોધાયમાન થઇ પોતાના પતિને અનેક કટુ વચન સંભળાવ્યાં, અને તેના ઉપર પાણીનો ઘડો ઢોળ્યો. સોક્રેટીસ બોલ્યો: ગર્જના પછી વરસાદ જ આવે. પછી સોક્રેટીસને તેની સ્ત્રીએ ચૌદમા રત્નનો સ્વાદ ચખાડ્યો. સોક્રેટીસના મિત્રો તેને ઝેન્થિપીને શિક્ષા કરવા માટે ઉશ્કેરવા લાગ્યા. પણ તે મહાત્મા બોલ્યો: મારી સ્ત્રીને શિક્ષા કરી તમને તમાસગીરોની લહેજત આપવા હું ઇચ્છતો નથી.' ચલને દો સોક્રેટીસ '—એવો ફારસ ભજવવા મારી મરજી નથી.

विवाहित.

## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અંબાલાલ ગિરજાશંકર.
રાવસાહેબ અમૃતલાલ દામોદર.
રા. કલ્યાણજી વાલજી
રા. કાશીભાઇ ઝવેરભાઇ અમીન.
રા. કેશવલાલ દ્વારકાદાસ.
રા. ગિરધરલાલ ગોરધનદાસ
રા. ઝવેરભાઈ ગંરબડભાઇ માસ્તર.
રા. ગુલાબરાય ગોવિંદરામ, B A; LL.B.
રા. છગનલાલ મૂળજી.
રા. છોટાલાલ મથુરભાઈ.
રાવસાહેબ જમનાદાસ ગંગારામ.
રાવસાહેબ જમનાપ્રસાદ ગોવર્ધનપ્રસાદ.
રા. જીગલભાઈ ઇશ્વરભાઈ.
રા. ડાહ્યાભાઈ નારણદાસ.
રા. દયાળજી રામભાઈ.
રાવબહાદુર દોલતરાય સંપતરાય.
રા. ધીરજરામ રઘુરામ.
રા. નથુભાઇ ગિરધરલાલ વકીલ.

રા. પ્રાણલાલ જોઇતારામ દવે.
રા. ભાઇશંકર પ્રભુરામ વકીલ.
રાવસાહેબ ભાઉરાય રણછોડરાય.
રા. મગનલાલ પ્રહ્લાદજી.
રા. મણિલાલ મોતીલાલ વકીલ.
રા. માંગરોલ સ્ટેટ લાઇબ્રરીના સેક્રેટરી.
રા. મદનલાલ જયકૃષ્ણ ગજ્જર.
રા. મેહેતાજી સ. ગુ શાળા, વ્યારા.
રા. મોતીલાલ ત્રિભુવનદાસ,
B. A., L L. B; Solicitor.
રા. મોતીલાલ માણિકલાલ ચોકસી.
રા. રણછોડભાઇ પુરુષોત્તમ.
રા. લીલાધર કૃષ્ણારામ.
રા. વિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ.
રા. હરિલાલ અંબારતલાલ.
રા. હરિલાલ મોહનલાલ.
રા. હાથીરામ કહાનજી.

श्रीः ।

धर्म
नीति

# लोकप्रिय लेखमाला

(દ્વિમાસિક)

વિદ્યા
કલા

વર્ષ ૨.

# પરદેશગમન.
# આપણા સુધારા.

અંક
૧૫-૧૬.

સં. ૧૯૫૮ પોષ-માઘ ૧૪ | સ. ૧૯૦૨ ફેબ્રુઆરી-માર્ચ.

પ્રસિદ્ધ કરનાર

श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકોઃ—

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ઘીકાંટા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ
સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા
કથા, ૪૦

# લવાજમ મોકલનાર સદ્‌ગૃહસ્થોની નામાવલિ.

રા. બ. અનુપચંદ મોદી.
રા. અનંદરાવ ખંડેરાવ.
રા. ઇશ્વરલાલ ધીરજલાલ.
રા. ઉત્તમરામ કેશવલાલ ત્રિવેદી B. A., LL. B
રા. સા. ઉમયાધર લક્ષ્મીધર.
રા. ઓધવજી પ્રેમજી.
રા. ઓધવજી માણેકચંદ.
રા. સા. કર્પૂરરામ મન્મથરામ.
રા. કરસનદાસ ભગવાનદાસ.
રા. કલ્યાણજી ખેતશી.
રા. કાનજી વરધમાન.
રા. કાલીદાસ કપૂરચંદ.
રા. કાલીદાસ ભગવાનદાસ.
રા. કાલીદાસ લાલભાઇ
રા. કેશવલાલ ફકીરભાઇ.
રા સા. ખંડુભાઇ ઇન્દ્રજી.
શ્રી. ખુશરૂભાઇ નસરવાનજી.
રા. સા ગણપતરામ ગૌરીશંકર.
રા. ગાગજી હેમરાજ.
રા. ગાંડાભાઇ પ્રાગજી
રા. ગિરજાશંકર રતનજી.
રા. ગિરધરલાલ કેશવલાલ.
રા. ગિરધરલાલ માધવરાવ.
રા. ગુલાબચંદ કહાનજી.
રા ગુલાબશંકર આશાશંકર B. A., LL. B.
રા ગુલાબદાસ ગોપાળદાસ, B. A.
રા ગોકળદાસ ગોરધનદાસ પારેખ.
રા. ગોકળદાસ દ્વારકાદાસ, B A., LL B.
રા. સા. ગોપાળદાસ વિહારિદાસ.
રા. બ. ગોરધનદાસ નૌતમરામ કાજી.
રા. ચિમનલાલ પરમાનન્દદાસ.
રા. ચુનિલાલ મગનલાલ.
રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી, B. A., LL. B.
રા. ચુનિલાલ વનમાળીદાસ.
રા. છગનલાલ હીરાલાલ.
રા. સા. છબીલારામ દોલતરામ.
રા. છોટાલાલ મથુરાદાસ છત્રપતિ, B A., LL B.
રા. છગનલાલ હરજીવન દેશાઇ. BAR-AT-LAW.
રા જગનલાલ હરિદાસ.
રા. જેકીસન માધવજીવન.
રા. જેઠાલાલ રવિશંકર.
રા. જેઠાલાલ સાકળચંદ.
રા ઝવેરચંદ વેલજી.
Prof THAKORE B. K., B. A.
રા. ડાહ્યાભાઇ અંબાલાલ.
રા. ડાહ્યાભાઇ દયાળજી.
રા. ડાહ્યાભાઇ પ્રેમાનંદ.
રા દલપતરામ દલસુખરામ
રા. દામોદરદાસ લલ્લુભાઇ.
રા. સા ધીરજરામ પ્રાણશંકર.
રા. નગીનદાસ ભાઇદાસ.
રા. બ. નંદકૃષ્ણલાલ તનસીલ.
રા. નરોત્તમ દોલતરામ.
રા. નવલશંકર મોતીરામ.

(બીજાં નામ આવતા અંકમાં.)

# પરદેશગમન.

અંગ્રેજીમાં એક સુભાષિત છે કે In civilised times the pen is mightier than the sword: સુધરેલા સમયમાં તરવાર કરતાં કલમ જોરાવર છે. આ વાત યથાર્થ છે, કારણ કે સુધારાનું લક્ષણ જ એ છે કે સલાહશાંતિવાળું લોકોનું જીવન હોવું, પરસ્પર દ્વેષબુદ્ધિ નાબુદ થવી અથવા ઠેક ન્યૂન થવી, અને બહુ કષ્ટ સહ્યાવિના સાધારણ શ્રમથી આવશ્યક પદાર્થોની પ્રાપ્તિ થવી. આવા સમયમાં તરવારરૂપ ક્રૂર રાણી લોકપ્રતિષ્ઠારૂપ ગાદીથી ભ્રષ્ટ થાય અને તે ઉપર વિદ્યારૂપ સહૃદય મહારાણી આવી બેસે એ સ્વાભાવિક છે.

વળી તરવાર અને નિર્દયતાથી મેળવેલા વૈભવ જ્યારે સુખશાંતિપૂર્વક ભોગવી શકાતા નથી તથા ચિરસ્થાયી રહેતા નથી ત્યારે વિદ્યા અને ઉદ્યોગથી મેળવેલા વૈભવ આપણી જરૂરિયાતો પૂરી પાડે છે, તથા વિવિધ આપત્તિઓનો નાશ કરે છે એટલું જ નહિ પણ શાંતિથી અને ચિરકાલપર્યંત ભોગવી શકાય છે. વિદ્યા અને ઉદ્યોગ એ બેનું વિરલ જોડકું જે પ્રજામાં જોવામાં આવે છે તે પ્રજાના રાજાના મુલકમાં અભ્યુદયનો સૂર્ય અસ્ત પામતો નથી એમ કહેવું એ અતિશયોક્તિ નથી. આનું પ્રત્યક્ષ ઉદાહરણ બ્રિટિશ સામ્રાજ્ય છે. વિદ્યા અને ઉદ્યોગને ઠેકાણે જ્યારે અનીતિ તથા મોજશોખ આવી બેસે છે ત્યારે પ્રજાની પાયમાલી થાય છે, જેના દૃષ્ટાન્ત તરીકે પ્રાચીન રોમનું સામ્રાજ્ય આપણે લઈશું, કે જેનું આજે નામ કે નિશાની પણ નથી.

વિદ્યા અને ઉદ્યોગના પ્રાધાન્યવાળી પ્રજાનો આશ્રયરૂપ સંબંધ જ્યારે સુધારામાં પાછળ પડી ગયેલી બીજી પ્રજાને થાય છે ત્યારે તેના ભાગ્યનાં દ્વાર ઉઘડ્યાં છે એમ માનવું એ ખોટું નથી. અનેક સૈકાઓસુધી વિપત્તિની પરં-

પરાઓને ભોગવી ચુકેલી આપણી આર્ય પ્રજાનો આવો હિતકર સંબંધ બ્રિટિશ પ્રજાસાથે થયો છે. બ્રિટિશ રાજ્યની સ્થાપનાથી આપણી અજ્ઞાન સ્થિતિ ઘણે અંશે દૂર થઇ છે, આચાર તથા વિચારનું પૃથક્કરણ કરી આપણે તેમાંથી વ્હેમરૂપ નિઃસાર ભાગને કાઢી નાંખવાનો પ્રયાસ કરીએ છીએ, આપણને ઘેર બેઠાં દુનિયાની વાતો જણાવનાર ન્યુસપેપરો વાંચીએ છીએ, હજારો ગાઉ ઉપર પાર્લામેન્ટમાં ચાલતી ઝપાઝપી વગેરે પ્રસંગો કોઇ સાસૂવહુની લડાઇની પેઠે આપણી નજરનીચે બનતા હોય તેમ તે સંબંધી હાવકપણુથી ચર્ચા કરીએ છીએ તથા આપણો અભિપ્રાય બેધડક જણાવીએ છીએ, નાના મટી મોટા થવાની ઇચ્છાં ધરાવીએ છીએ, આપણી હાદફરિયાદો સરકારને રજુ કરી વધારે હક્ક મેળવવા ઇન્તેજાર છીએ, અને આપણા બળાબળનો નિર્ણય કરી શકીએ છીએ.

:

હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડાસુધી શાળાઓની યોજના કરી ઉદાર શિક્ષણપદ્ધતિને સ્થાપી આપણી માયાળુ સરકારે આપણા ઉપર આટલો બધો ઉપકાર કર્યો છે, પરંતુ શાળાનું અથવા કૉલેજનું શિક્ષણ પામવાથી જ આપણે કૃતાર્થ થઇ જઇશું એવું આપણે ધારીએ એ સરકારનો હેતુ નથી, અને એવું જો આપણે સમજતા હોઇએ તો તે ઉદાર શિક્ષણનો આપણે ગેરઉપયોગ જ કર્યો કહેવાય. શાળાઓમાં ચાલતો અંગ્રેજનો ઇતિહાસ, બ્રિટિશ લોકોનો સહવાસ અને પુસ્તક વગેરે દ્વારા ગોરી પ્રજાનો પરિચય આપણને સ્પષ્ટ જણાવે છે કે બુદ્ધિબલ ઉપરાંત આપણે જો ખંત તથા સાહસિકતા, સ્વદેશાનુરાગ તથા સ્વાર્પણ, સંપ તથા સલુક, ઉદ્યોગ તથા ઉચ્ચાશય સંપાદન નહિ કરીશું તો મહાવિદ્યાલયનું ઉંચામાં ઉંચું શિક્ષણ પામ્યા છતાં આપણે દેશોન્નતિ બાબતમાં હીંચકી રહી જઇશું. એક પક્ષે વહેમના વૈરીઓ અને સુધારાના હિમાયતીઓ, તથા બીજે પક્ષે શાસ્ત્રના અનુયાયીઓ પૂર્વજોના ભક્તો બંને ઉપર કહેલા ગુણો ને સંપાદન કરવાની જરૂર જોય છે; પરંતુ સુધારાનો અમુક પ્રકાર જ્યારે

ક્રિયાન્વિત થાય છે ત્યારે તેઓ વચ્ચે ભારે ઝગડો જોવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે **પરદેશગમન** લઇએ.

સુધારાના હિમાયતીઓ કહે છે; "પૂર્વે એવો વખત હતો કે સમૃદ્ધિ તથા સુધારો પૂર્વ દિશામાં વસતાં હતાં, અને પાશ્ચાત્ય પ્રજાઓને તે પૂર્વમાંથી પ્રાપ્ત કરવાની જરૂર હતી. આજ એવો વખત છે કે સમૃદ્ધિ તથા સુધારો પશ્ચિમમાં વસેલાં છે, અને તેને ત્યાંથી પ્રાપ્ત કરવાની પૂર્વ પ્રજાઓને જરૂર છે. આપણાં શાસ્ત્રો રચાયાં તે વખતે આપણી ચઢતીનો સૂર્ય આપણા દેશમાં પ્રકાશતો હતો, અને પાશ્ચાત્ય પ્રજાઓમાં પડતીરૂપ અંધારૂં હતું. તેથી તે વખતની પાશ્ચાત્ય પ્રજાઓને યવન, મ્લેચ્છ વગેરે સંજ્ઞાઓથી ધિક્કારી કાઢેલી જોવામાં આવે છે, તેમના સંસર્ગથી અપવિત્રતા નીપજતી વર્ણવવામાં આવે છે. અને તેમના દેશમાં પ્રવાસનો નિષેધ કરેલો જોવામાં આવે છે. પરંતુ હમણાં તો બધું અસ્તવ્યસ્ત થઇ ગયલું છે. વિદ્યાઓ, કલાઓ, સુધારા, શોધો વગેરેની માતૃભૂમિતરીકે આજ તો પશ્ચિમ ભૂમિને સર્વત્ર માન મળે છે, અને તેના તરફ પૂર્વની પેઠે તિરસ્કારબુદ્ધિથી જોવું એ અન્યાય અને અહિતકર છે એટલું જ નહિ પણ આપણી બુદ્ધિની જડતા અને મિથ્યાભિમાન સૂચવે છે. યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિકારો પણ દેશકાલધર્મને પ્રાધાન્ય આપે છે; તો તે પ્રમાણે જોવા જતાં પણ પરદેશગમનની ઉચિતતા સિદ્ધ થાય છે. આથી પરદેશગમન ન કરવું એ એક પ્રચંડ વહેમનો કિલ્લો છે, જેને તોડી નાંખવામાં જ આધુનિક આર્ય પ્રજાની આબાદી છે." સુધારાના હિમાયતીઓના આ કથનમાં ઘણે અંશે સત્ય છે એમ સ્વીકાર્યાવિના ચાલે એમ નથી.

જૂના વિચારના લોકો બીજે પક્ષે કહે છે: "આપણા મહાત્મા શાસ્ત્રકારોના લેખ કદાપિ મિથ્યા થનાર નથી. ધનભૂમિતરીકે તેઓએ જે દેશનું વર્ણન કર્યું છે તેનો મહિમા આજે પણ જુઓ. આજકાલ વિલાયત જઇ આવેલા કેટલાક હિંદુઓ આર્યભૂમિનાં તનુજરૂપે ઓળખાય શકાય એવી સ્થિતિમાં રહે છે! પોતાના અધાર્મિક આચારવિચારથી તથા સ્વચ્છંદ વર્તનથી

આવાઓમાંના કેટલા બધા પોતાના કુટુંબને, પોતાની જ્ઞાતિને તથા પોતાના દેશને બટ્ટો લગાડી ચુકયા છે! દેશનું દળદર હજી સુધી કોણે ફૂંકયું છે? દેશે દેશે પોતાના યશસ્વી નામનો ડંકો હજી કોણે વગાડયો છે? " આ કથન પણ કેવળ ભ્રાંતિભરેલું કહી શકાય એમ નથી.

પરદેશગમન બાબત આ પ્રમાણે ઉપર કહેલી બંને દલીલોમાં કેટલેક અંશે સત્ય છે તો બધું સત્ય કઇ વિચારશ્રેણિમાં છે તેનો યથામતિ નિર્ણય કરવાઅર્થે આ લેખની પ્રવૃત્તિ છે.

વિષયનો ઉપક્રમ આપણે આજકાલ વારંવાર પૂછાતા નીચેના પ્રશ્નથી જ કરીશું:—

**હિંદુસ્તાનમાં નહિ અપાતી કેળવણી માટે બહાર દેશ જવું પડે છે, ત્યાં બીજા લોકોના સંસર્ગમાં આવવું પડે છે, બલકે જ્ઞાતિભેદ રહેતો નથી, માટે તેવા કાર્યાર્થે ત્યાં જવું કે કેમ?**

વ્યક્તિ તથા દેશના લાભોની તુલના કરી આ પ્રશ્નનો ઉત્તર નીચે પ્રમાણે આપવો ઉચિત લાગે છે:—

**વિલાયત અથવા ઇતર દેશોમાં કેળવણીમાટે જવા ઇચ્છનાર યુવાન્ જો નીચે જણાવેલી સ્થિતિનો હોય અને નીચે જણાવેલી શરતો પાળી શકે એવો હોય તો તેને પરદેશ જવાને કોઈ પણ બાધ નથી.**

( ૧ ) ત્રણ અથવા પાંચ વર્ષસુધી પરદેશમાં સુખરૂપે રહી શકાય એટલું દ્રવ્ય દેવું કર્યાવિના પોતાના પિતા અથવા રક્ષકના જ સ્વાધીનનું હોવું જોઇએ. તેમ જ પોતાને માટે આ ખર્ચ થવાથી પોતાના રક્ષકને નિષ્કિંચન જેવા થવું પડે એમ ન હોવું જોઇએ. કોઇ પણ કારણથી દેવું કરીને તો પરદેશ ન જ જવું. અર્થાત્ આ કામ સમર્થ ધનવાનના પુત્રો અથવા આશ્રિતોનું છે.

( ૨ ) તે યુવાનના પિતા અથવા પિતૃતુલ્ય રક્ષક વિદ્યમાન્ હોવા જો-

ચ્મે. તેમનો તે યુવાન્ ઉપર પૂર્ણ અંકુશ હોવો જોઇએ. પોતાના રક્ષકના ભયથી નીતિના માર્ગે જતાં અટકે એવો તેમનો પરસ્પર સંબંધ હોવો જોઇએ. અર્થાત્ જેમને માથે કોઇ પણ અંકુશ ન હોય તેવા યુવાનોના પરદેશ જવાથી પ્રસંગે હાનિ થવાનો સંભવ છે.

( ૩ ) કુલવાન્ અને ધનવાન્ કુટુંબનો તે એકનો એક પુત્ર ન હોવો જોઇએ. કેમકે દૈવેચ્છાથી પરદેશમાં તેના શરીરને કંઇ ધોકો લાગે તો તે યુવાનની ઉત્તમ કેળવણીથી કુટુંબને જેટલો લાભ થાત તે કરતાં તેના કેવલ અભાવે હાનિ ઘણી મોટી થાય. આખા કુટુંબને જીવતાંસુધીનો મહાન્ ક્લેશ પ્રાપ્ત થાય.

( ૪ ) બનતાંસુધી સ્વજ્ઞાતિના અને સંબંધી જનોની સંમતિ આગળથી મેળવી જવાય એ ઉત્તમ છે. આપણા શાસ્ત્રમાં અધિકાર પ્રાપ્ત થયે પણ ચતુર્થાશ્રમ સ્વીકારવામાં માતા, પિતા, સ્ત્રી આદિની સંમતિનો પ્રતિબંધ રાખેલો છે. જ્ઞાતિસાથે પાછળથી દંડા ઉઠાવવા એમાં આબરૂ નથી, તેમ જ માતાપિતાની ઇચ્છાવિરુદ્ધ તો કદાપિ જવું નહિ જ.

( ૫ ) કદાપિ જ્ઞાતિની સંમતિ આરંભમાં મળી શકે એમ ન હોય તો પાછળથી જે દંડ આપવો પડે તે આપવાજેટલી સત્તા જોઇએ. તેમ જ જ્ઞાતિમાં આપણો પક્ષ પણ સબલ હોવો જોઇએ.

(૬) શરીરસંપત્તિ ઉત્તમ પ્રકારની હોવી જોઇએ.

(૭) સર્વે કરતાં નીતિની સંપત્તિ વધારે સારી જોઇએ. પરદેશમાં જઇને માબાપના નામને, ભરતભૂમિના નામને, અને દેશી લોકોના નામને એબ લાગે એવું સ્વચ્છંદી વર્તન નહિ જ હોવું જોઇએ.

(૮) મેટ્રિક્યુલેશનમાં અથવા બી. એ. માં પાસ થઇને જવું એ જ આજના સમયમાં ઉત્તમ ગણાય છે. અત્રેની યુનિવરસિટીની પરીક્ષામાં પાસ નહિ થઇ શકનારાઓ બારિસ્ટર થવા વિલાયત દોડી જાય છે તે અહિં પાછા આવીને પણ સારૂં નામ કાઢી શકતા નથી.

(૯) સર્વથી ઉત્તમ કીર્તિ જેઓ સિવિલસર્વિસની પરીક્ષા આપવા જાય છે તેઓ જ કાઢે છે. જેઓ સાદા બારિસ્ટર થવા જાય છે તેમાંથી બહુ જુજ ગૃહસ્થો પાછા આવીને સારી કીર્તિ મેળવી શકે છે. કેમકે વિલાયત જતાં પહેલાં જ તેમનું જ્ઞાન બહુ ઉતરતા પ્રકારનું હોય છે, અને બારિસ્ટરના અભ્યાસમાં નવીન શિક્ષણ ખાસ મળતું નથી. તેથી અહિં આવી ખાલી ભભકો જ મારે છે. અત્રેના પ્રતિષ્ઠિત વિદ્વાનોનો અભિપ્રાય છે કે સાદા દેશી નવા બારિસ્ટરો કરતાં મુંબઈના એલ. એલ. બી. વકીલો ઘણી રીતે સારા નીવડે છે. તેથી બારિસ્ટર થવાને વિલાયત દોડવાની ઇચ્છા તો માત્ર એટલું જ પ્રકટ કરી આપે છે કે એ ભાઇશ્રી મુંબઇની યુનિવરસિટીમાં બી. એ. એલ. એલ. બી. થવા જેટલા પાણીવાળા નથી. ઉત્તમ શક્તિવાળા તો અહિં બી. એ. થઇને પછી જ બારિસ્ટર થવા ત્યાં જાય છે.

પરદેશની ડૉક્ટરની ડિગ્રીમાં પણ ઘણા ભેદ છે લંડન જેવી યુનિવરસિટીની ડૉક્ટરની ડિગ્રી જ ખરી યોગ્યતાસૂચક છે. અને બીજી અસંખ્ય ડિગ્રીઓ તો નામની જ છે આવા ખોટા બારિસ્ટર અને ખોટા ડૉક્ટરોની સંખ્યા ક્રમે કરીને વધતી જાય છે તેથી દેશને કંઇ ખરો લાભ થાય છે એમ માની શકાતું નથી. પોતે ખાલી ભભકો મારે એટલું જ. ઉચ્ચતર કેળવણી માટે ઇંગ્લાંડ અમેરિકા જનાર યુવાનોએ જાણવું જોઇએ કે તેમને માટે તેમના પિતા, પોષક કે રક્ષકો જે હજારો રૂપીઆપર પાણી ફેરવે છે તેનું ફલ કેવલ આત્મોન્નતિ જ નથી એટલે કેવલ પોતે વિદ્વાન, મોટા પગારવાળા અથવા મોટી કમાણીવાળા બડાસાબ થવા એટલું બસ એમ નથી. તેમની ઉચી કેળવણી, તેમની અસાધારણ વિદ્યા અને તેમની સારી કમાણીનો લાભ તેમના કુટુંબ, જ્ઞાતિ તથા દેશને અવસ્યં આપવાનો છે. અને સર્વ વિવેકી યુવાનનું તો એ જ કર્તવ્ય છે કે તેમણે પરદેશ જતાં પહેલાં આવા નિશ્ચયથી જ જવું. નિશ્ચય અને સંકલ્પનું જ આ જગત્માં સામ્રાજ્ય છે. અને જે યુવાન્ આવા નિશ્ચયવિના જાય છે તે કરતાં જે આવો નિશ્ચય મનમાં

રાખીને જ જાય, તથા ત્યાંના સર્વ પ્રવાસમાં આ નિશ્ચય નિરંતર લક્ષમાં રાખે તે યુવાન્ બહુ મોટાં કામો કરી શકે એમ છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે મુગલ પાદશાહોના વખતમાં જે યુરોપીયન લોકો હિંદુસ્તાનમાં અનેક કષ્ટ વેઠીને આવતા હતા તે કોઇ પણ રીતે કેવલ પોતાના સ્વાર્થ માટે આવતા ન હતા. પરંતુ પોતાના દેશના લાભ માટે આવતા હતા. અથવા આરંભમાં ગમે તે કારણથી આવતા હતા તોપણ આ દેશમાં રહીને પોતાના દેશના હકોમાં વૃદ્ધિ કરતા હતા તથા સ્વદેશમાં જઇને પોતે અત્ર મેળવેલા અનુભવનો લાભ પોતાના દેશના લોકોને તથા રાજાને આપતા હતા. અને એવા સ્વદેશોન્નતિ માટે જ આવેલા ગરીબડાજેવા ઇંગ્રેજ વ્યાપારીઓ આજે સમગ્ર ભરતખંડનું નિષ્કંટક સામ્રાજ્ય ભોગવે છે.

હવે આપણા યુવાનોને કંઇ ભવિષ્યમાં સામ્રાજ્ય ભોગવવાની આશાથી તો જવાનું નથી. અને તે વખતના ઇંગ્રેજોને પણ કંઇ આટલે સુધી વાત આવશે એમ સ્વપ્ન પણ નહિ હોય. પરંતુ આપણા પોતાના દેશ, જ્ઞાતિ અને કુટુંબના હિતમાં કંઇક દેખીતી વૃદ્ધિ થાય એવાં કામો કરવાની ફરજ તો પ્રત્યેક ઉત્તમ કેળવણી મેળવનાર યુવાન્‌ની ગણાય એમ છે.

હાલમાં વિલાયત જઇ આવ્યાનાં કેટલાંએક ચિહ્નો નીચે પ્રમાણે છે.

૧ કપડાં ખરચનો પહેલા નંબરનો વધારો.

૨ મોચીની દુકાનની પેઠે બૂટની હાર.

૩ હાથમાં એક હેન્ડબૅગ-હાથનું પાકીટ; ગળામાં કૉલર.

૪ જેન્ટલમેન તરીકે આખી દુનિયા ઉપર તિરસ્કારની નજરે જોતાં અથવા આખી દુનિયાને મૂર્ખ ગણીને દયાની નજરે જોતાં લટક લટક ચાલ.

૫ ઘરમાં બાઇડી બ્રુટ ( Brute-પશુ,) પિતા સિલી ( Silly-બેવકુફ ) માતા મૅડ ( mad-ગાંડી,) જ્ઞાતિજનો રોગ્સ્ ( rogues-લુચ્ચાઓ ) અને પડોશીઓ રસકલ્સ્ ( rascals-ગધેડા ) અને ( unmannerly ) રીતભાત વિનાના હોય છે.

હવે આ બેવકુફ પિતાનો અને ગાંડી માતાનો પુત્ર અને ઢોર બાયડીનો ધણી કોણ રોઈ શકે એનો વિચાર સર્વેએ કરી લેવાનો છે. આનો પરિણામ એ થાય છે કે આવા ભાઇઓને મુંબઇના હૉટેલ સિવાય બીજે કોઇ સ્થળે રહેવું ગમતું નથી. પોતાનું ઘર તો બહુ જ ખરાબ લાગે છે. અને સ્વરૂપમાં પોતે બધી રીતે ચીડાયલો અને દુઃખીજેવો થઇ રહે છે. વળી કેટલાક યુક્તિવાળા હોય છે તે પોતાનો આ તિરસ્કાર બહાર બતાવતા નથી. જેમ તેમ કરીને કડવું ઓષડ પીવાની પેઠે મહા કષ્ટે ઘરમાં રહે છે; પણ પાંખવાળા પંખીની પેઠે એની નજર પાછી વિલાયતતરફ કે કંઇ નહિ તો મુંબઇના હૉટેલતરફ રહે છે. આવી દશાના ગૃહસ્થો ગમે તેટલી ઉંચી કેળવણી પામેલા હોય તો પણ પ્રથમ તો પોતે જાતે જ સુખી થઇ શકતા નથી; કુટુંબ અને જ્ઞાતિસાથે તો તેમનો મેળાપ જ હોતો નથી. આ ભાઇ એ બધાને બેવકુફ સમજે છે, અને તે લોકો એને ' વાવડી ચસકી ' સમજેછે. તેથી પરસ્પર અરુચિને લીધે એની ઉંચી કેળવણીનો લાભ તેમને મળી શકતો નથી. અને દેશના હિતસુધી તો દૃષ્ટિ ભાગ્યે જ ગયલી હોય છે. કેમકે ઉપર વર્ણેલી સ્થિતિ ઘણાખરું બારિસ્ટરોની છે. સારા સંગીનજ્ઞાનવાળા બારિસ્ટરો તથા સિવિલયનો છેક આવા હોતા નથી.

ગમે તેમ હોય પણ હવે પછી નવા જનારા યુવાનોએ એક તો પણ જ લેવું ઘટે છે કે આપણે વિલાયત જઇ આવીને એવી રીતે વર્તવું કે આપણી કેળવણીથી અને આપણી ઉત્તમ લાયકીથી તમામ લોકો આપણા ઉપર મોહ પામી જાય અને આપણી પાછળ ગાંડા થાય. ઉત્તમ કેળવણીનું એક લક્ષણ એ જ છે કે પોતાના કરતાં ઉતરતી કેળવણીવાળાને પોતાની ઉત્તમ શક્તિથી પોતાને વશ કરી લેવા. ઇંગ્રેજ લોકોમાં, જે માણસ પોતાની સ્ત્રીને ઢોર કહેતો હોય, અને માતાપિતાને બેવકુફ અને ગાંડાં કહેતો હોય તેને કોઇ કુલવાન્ કે જેન્ટલમેન કહેતું નથી. ઇંગ્રેજીમાં જેન્ટલમેન શબ્દનો અર્થ બહુ જ ઊંચો છે. આપણામાં જેને કુલીન આર્ય અને સદ્‌ગૃહસ્થ કહીએ છીએ તેને ઘણે અંશે મળતો અર્થ છે. પરંતુ

જેન્ટલમેન અથવા સદ્‌ગૃહસ્થનું એક મુખ્ય લક્ષણ તો એ જ છે કે પોતાના કરતાં ઓછા જ્ઞાનવાળા, ઓછી અક્કલવાળા, ઓછી કેળવણીવાળા લોકોસાથે હસતાં હસતાં, દયાથી, વિવેકથી એવી રીતે વાત કરવી કે તે ઓછી કેળવણી-વાળાને એમ ન લાગે કે આ મને હલકો ગણે છે. તેની માંડી વાતોની પણ હા હા કહીને અનેક પ્રકારે તેનું સમાધાન કરીને તેનું મન હરી લેવું જોઇએ. તેને મનથી પણ હલકો ગણવો નહિ અને બહારથી તો તેને હલકો ગણી વર્તવું નહિ જ. આ સંબંધમાં ઇંગ્રેજ પાદરી લોકોની રીતભાત અને કેટલાએક સારા કલેકટરોની રીતભાત આપણા દેશી યુવાનોએ ખાસ લક્ષમાં રાખવા જેવી છે. વળી એક ધ્યાનમાં લેવા જેવું એ છે કે જે ઇંગ્રેજ લોકો આપણા દેશમાં ત્રીશ ત્રીશ વર્ષ રાજાજેવો વિભવ ભોગવતા રહે છે. તેમનો પોતાની જન્મભૂમિપ્રતિનો ભાવ ત્રીશે વર્ષે એક સરખો તાજો રહે છે, કે જે જન્મભૂમિમાં પાછા ગયા પછી ત્યાં એક સામાન્ય ગૃહસ્થતરીકે જ તેમને રહેવાનું હોય છે. જે સાહેબ લોકો હિંદુસ્તાનમાં ફર્સ્ટ કલાસ અને રિઝર્વ્ડ સલૂનવિના મુસાફરી જ કરતા નથી તે ત્યાં સામાન્ય 'ટ્રદ' કલાસમાં મુસાફરી કરવા માટે, તથા સર્વ વિભવરહિત જીવન ભોગવવામાટે જાય છે, તે છતાં તેઓ આ દેશના રાજ્યવૈભવકરતાં પોતાના દેશના ગામડાનું જીવન અધિક પ્રિય ગણીને પેન્શન લઇને ત્યાં જવાને તલપી રહે છે. ત્યારે આપણા આ ભાઇ સાહેબો ત્રણ કે પાંચ વર્ષ વિલાયત રહીને ત્યાં એવા તો બડાસાબ થઇ જાય છે કે ત્યાંથી પાછા ફરવું પણ ગમતું નથી તથા ન છૂટકે અનેક કારણથી સ્વદેશમાં પાછા આવે છે તોપણ એમના મનની સ્થિતિ સદાને માટે નહિ તો દીર્ઘ સમયસુધી જળવિનાની માછલીજેવી ખિન્ન રહે છે. હિંદુજેવા થઇ ગયેલા ઇંગ્રેજોની જન્મભૂમિપ્રતિની ભક્તિ અને સાબ લોક થઇ ગયેલા દેશી યુવાનોનો જન્મભૂમિપ્રતિનો દ્વેષ નહિ તો વૈરાગ્ય એ બેમાં કેટલો મોટો ભેદ છે? આ ભેદમાં જ બધું રહસ્ય સમાયલું છે. એટલા જ માટે એક પ્રજા રાજ્ય કરવાને લાયક થઇ છે અને બીજી પ્રજા રૈયત થવાને યોગ્ય થઇ રહી છે. જ્યાં સુધી જન્મભૂમિપ્રતિની ભક્તિનો દીપક આપણા વિલાયતી યુવાનોના

પરંતુ હવે આવી રીતે ચોરી છુપીથી વિલાયત જવાનો અને જ્ઞાતિજનોએ વિલાયત જનારાઓની ખાસ સામા થવાનો વખત વહી ગયો છે. જમાનો બદલાતો જાય છે, તેમ જ્ઞાતિજનોએ પણ પોતાની રીતભાત યોગ્ય અંશે બદલવી ઘટે છે. જ્ઞાતિજનોએ સમજવું જોઇએ કે જે જનારા છે, જેમને વિલાયત જવાની સર્વ અનુકૂલતા છે તેઓ, પોતે સામા થશે તોપણ, જશે જ. ત્યારે પછી પોતે પોતાની ખુશીથી જ પ્રીતિપૂર્વક સંમતિ આપી વિદાય કરવા એ શું ખોટું છે? હવે તો કોઇ યુવાન વિલાયત જઇ શકે એવો હોય તો જરૂર પ્રમાણે દ્રવ્યનું ફંડ કરીને પણ તેને પોતાના તરફથી મોકલવા યત્ન કરવાનો સમય આવ્યો છે તે પોતાની મેળે જાય તે કરતા પોતે મોકલ્યો એવી કીર્તિ લેવી એ વધારે ડહાપણ ભરેલું છે. અને જ્યારે તેવો કોઇ જવાને તૈયાર થાય અથવા મોકલવાને તૈયાર કરવામાં આવે ત્યારે જ્ઞાતિનું સાજનું કે પંચ ભેગું કરીને વૃધ્ધો વૃધ્ધોએ ખાસ ત્યાં ભેગા થવું જોઇએ. તથા તેમણે તે યુવાનપ્રતિ અસાધારણ સ્નેહ દર્શાવવો જોઇએ. તેને ધર્મ, નીતિ, વિદ્યા, અને લોકવ્યવહારસંબંધી જે જે બોધ આપવો ઘટે, તે આપવો જોઇએ. પાછા આવ્યા પછી તેના તરફથી તેના સંબંધીઓ, જ્ઞાતિજનો તથા દેશીઓ કેવા પ્રકારના વર્તનની આશા રાખે છે ને તેને આગથી જ જણાવી દેવું જોઇએ તથા વિલાયતમાં નિવાસના સમયના કર્તવ્યનું તથા પાછા વળ્યા પછીના કર્તવ્યનું પૂરેપૂરૂ ભાન તેને કરાવી દેવું જોઇએ.

સ્વલ્પમાં તેને યોગ્ય બોધ આપીને એવો તો બાંધી લેવો જોઇએ અને તેના તરફ ચારે તરફથી સ્નેહની ધારા પ્રવર્તાવીને એવો તો પાણીયો પાતળો કરી મૂકવો જોઇએ કે એ બિચારો ત્રણ ચાર વર્ષ વિલાયત રહે તોપણ આ સ્નેહને એક ક્ષણવાર ભૂલી શકે નહિ, અને તેનામાં સ્વદેશભક્તિનો દીપક જે અહિંથી પ્રકટાવી આપેલો હોય, તે નવરાત્રિના શ્રીમાતાજીના દીપકની પેઠે ઓલવાયા વિના અખંડ રહે. હાલ તો " સોનાણી વાગરા અને સોનાણી અણકારીગર " એ ન્યાયથી આ ઉંચી કેળવણી મેળવવા જનાર યુવાનમાં પણ આ જ્ઞાતિસંબંધી ડોસાઓનું મન મેળવવા જેવી કેળવણી કે દરકાર હોતી

મંથી, તેમ જ એ જ્ઞાતિના વૃદ્ધ લોકોને પણ ભાન નથી કે હવે આપણે ગમે તેટલી ટેં ટેં કરીશું તોપણ વખત તેમનો છે, આપણો પૂરો થયો છે. તેમણે સમજવું જોઇએ કે યુવાનોમાં તો અક્કલ ન હોય પણ વૃધ્ધોનું કર્તવ્ય છે કે મૂળથી જ સંબંધ બગાડીને જવા દેવો તે કરતાં ભલાશ વાપરી મોકલવાથી આપણી તેના પર કંઇક આધક સત્તા રહેશે.

આ વગેરે વિચારો કરીને તથા આવા કોઇ સમારંભપૂર્વક જો યુવાનોને મોકલવામાં આવે તો હાલના કરતાં ઘણો લાભ થાય એમ છે.

( ૧૧ ) પરદેશ જતા પહેલાં આ વગેરે ઘણા વિચાર કરવાના છે પણ તેમાં સર્વથી મુખ્ય એક વિચાર એ છે કે તે જનાર યુવાને કોઇ પણ કારણથી પોતાની સ્ત્રીને દગો દેવો નહિ. પોતાનાં માતાપિતા અને સ્ત્રી એ ત્રણેને દગો દેનારની કેળવણી ઊંચી નથી પણ સર્વથી નીચી છે. તેણે જતાં પહેલાં જ સમજવું જોઇએ કે પોતે તો ત્રણ વર્ષમાં બડાસાબ થઇ જવાના છે, પણ સ્ત્રી તો જે છે તે જ રહેવાની છે. જો વિલાયત જઇ આવ્યા પછી ને ખૂટ-દોર થાય છે, તો તે બિચારી પ્રથમ પણ તે જ હતી. આ આદિ અસંખ્ય વિચારોથી વિલાયત જઇ આવીને બડા સાપની પેઠે ડંખ મારી પોતાનો સાપનો સ્વભાવ પ્રકટ કરવો એમાં તેમની આબરૂ નથી, એમ તેમણે ખચીત સમજવું, અને છતે ધણીએ તે બિચારીને રંડાપો માનવો પડે એમ ન થવું જોઇએ.

હવે માત્ર ધર્મનો પ્રશ્ન રહે છે. એ તો ખુલ્લું જ છે કે પરદેશમાં જાતિભેદ રહે એમ નથી અને પાણી વગેરેની છોછ પળાય એમ નથી. પરંતુ આપણો વેદપ્રતિપાદિત આખો આર્યધર્મ કંઇ આ જાતિભેદમાં અને પાણીના અડકાબોળામાં જ સમાઇ ગયો છે એમ નથી. આર્યધર્મના સૂક્ષ્મતમ સિદ્ધાન્તો એવા છે કે આ " અડશો મા તમે અભડાશો. " એવી ચતુરાઇ કરનારાં ટોળાંના તો મગજમાં પણ તે ઉતરી શકે એમ નથી અને ઘણા વિદ્વાન ... રાઓનું મગજ પણ કામ કરે એમ નથી. આથી બધાએ વર્ણસંકર ... જવું અને જાતિભેદ નહિ પાળવા એવો કંઇ ભાવ નથી, પરંતુ તેની જ

સાથે એ પણ સ્પષ્ટ છે કે માત્ર નહાવા ધોવાના, સ્પૃશ્યાસ્પૃશ્યના અને જાતિભેદ વગેરેના બાહ્યાચારની જાચાઇમાં જ સમગ્ર શુદ્ધ ધર્મનો સમાવેશ થતો નથી. વિલાયત જવાનો પ્રચાર વધવાથી જાતિબંધનની શિથિલતા થવાનો સંભવ છે એ ખરૂં છે પરંતુ જાતિબંધનની જાચાઇ જાળવનારાઓએ પણ દેશમાં રહીને પોતાનું કે દેશનું કંઇ ઉકાળ્યું છે એમ નથી. વળી જાતિબંધનનું શૈથિલ્ય માત્ર વિલાયત જનારાઓ જ કરે છે અને તેઓ ન જાય તો અટકે એમ કંઇ નથી. જાતિબંધનને શિથિલ કરવા માટે તો આખી રેલવેની ધઠમાળ ક્યારનીએ શરૂ થઇ ગઇ છે; અને સોડાવૉટર, લેમોનેડ, આઇસક્રીમ તથા અનેક પ્રકારના બાટલાઓ આ ધર્મના કામમાં મંડી જ પડેલા છે. તેથી આંગળીને વેઢેગણાય એટલાં ચાર છોકરાંઓ વિલાયત જાય કે ન જાય, પણ વિલાયત નહિ જનારા અસંખ્ય લોકો તો આ સાધનોવડે જાતિબંધનને ત્રોડવાને ખાઇપીને મચી જ પડેલા છે. વિલાયત જઇ આવેલા યુવાનોની કેટલીએક ભુલોને લીધે તેમનું તો મોટે ભાગે ખોટું વગોણું પણ થાય છે, પણ આર્યપ્રજાનો ખરો બગાડો તો વિલાયત નહિ જઇ આવેલા લફંગાઓમાં જ છે; અને જાતિબંધનના ગમે તેટલા લાભ છે તે કંઇ ના કબુલ થાય એમ નથી, પરંતુ આજના દેશકાલરાજ્યનું માન જોતાં જાતિબંધન ત્રોડવાનાં જે કારખાનાં શરૂ થઇ ગયાં છે તેને હાલ તરત બંધ કરી શકે અથવા તેને બંધ કરવાના ક્રમનો આરંભ કરી શકે એવો કોઇ વિરલો હાલ તો જણાતો નથી. કોઇ મોટી નદીનું પૂર આવે અને ગામડાંઓ તણાઇ જાય તેમ આ આર્યપ્રજાને વર્ણસંકર કરનારો અધર્મ, અજ્ઞાન અને ભ્રષ્ટાચારનો બલવાન્ પ્રવાહ ચાલતો આવે છે તેને કંઇ હાથ દીધે અટકે એમ નથી. વિલાયત જાઓ કે ન જાઓ તોપણ આ પ્રવાહ તો વહેવાનો જ છે. તેથી ઉંચા અને સારા કામને માટે વિલાયત જવાનો અથવા મોકલવાનો વિચાર કરતી વખતે જ જાતિભેદ વગેરેનો વિચાર આગળ લાવી બિચારા આર્યધર્મને ખાલી વગોવવો એ એક પ્રકારનું ધર્માંધપણું નહિ પણ તેથી ખરાબ અધર્માંધપણું છે. સ્વલ્પમાં વિલાયત જવાને માટે અથવા કોઇ પણ ખરાં હિતના કામ માટે આર્યધર્મ

વચમાં આવે એમ નથી.

વળી કોઇ પુરુષ જો ઇશ્વરકૃપાથી આર્યધર્મવિષે યોગ્ય શ્રદ્ધાવાળો જ હોય અને ધર્મના મુખ્ય લાભ સાચવીને પરદેશ અભ્યાસ કરવા ધારતો હોય તો તેમાં લેશ પણ વાંધો આવે એમ નથી.' કેમકે સ્ટીમરના પ્રવાસમાં અને પરદેશની સ્થિતિમાં સ્પૃશ્યાસ્પૃશ્યનો તથા પાણી વગેરેનો ભેદ તો સાચવવો પાલવે એમ નથી. ગમે તેટલી જનચાઇ કરતાં પણ તે ટકે એમ નથી જ. તેથી ખુલ્લી રીતે કબુલ કરવું સારૂં છે કે કેટલાએક બાહ્યાચાર પળાય એમ નથી જ. પરંતુ કોઇ પણ આસ્તિક પુરૂષે આર્યધર્મસંબંધમાં જે પ્રવૃત્તિ કરવાની છે તેનાં ત્રણ અંગ પડી શકે છે.

(૧) આંતર નિશ્ચયો અને માનસ સાધન.
(૨) આંતર પ્રવૃત્તિ અથવા ખાનગી પ્રવૃત્તિ.
(૩) બાહ્યાચાર.

હાલના વખતમાં તો સેંકડે નવ્વાણું ટકાને માટે ધર્મનું બધું સ્વરૂપ માત્ર બાહ્યાચારમાં જ આવી ગયલું છે. પરન્તુ તેનો તો ઉપાય નથી જેઓ આર્યધર્મનું રહસ્ય સમજે છે માને છે તથા તદનુસાર વર્તવામાં આગ્રહી છે, તેમને માટે તો ધર્મની પ્રવૃત્તિ પૂર્વોક્ત ત્રણ અંગમાં વહેંચાયલી છે. જો પ્રથમનાં બે અંગ બરાબર સાચવી શકાય એમ હોય તો તૃતીય અંગને થોડો ક્ષોભ લાગવાથી બહુ હાનિ નથી. અને પ્રથમના બે અંગ જો નહિવત્ છે તો માત્ર તૃતીય અંગ કંઇ બૂડતાને તારે એમ નથી. તેથી જો કોઇ નૈષ્ઠિક પુરુષ વિલાયત જઇ શકે એમ હોય અને ત્યાં જઇને કોઇ સારો અભ્યાસ કરી શકે એમ હોય અથવા અન્ય કોઇ પ્રકારે દેશના હિતનું કામ કરી શકે એમ હોય, અને તેમનાં પ્રથમનાં બે અંગ ઉત્તમ પ્રકારે સિદ્ધ હોય તો બાહ્યાચારમાં દેશ સેવાનુસાર ફેર કરવાથી તેને લેશ પણ હાનિ નથી. માત્ર તેમણે પછી આવ્યા પછી બાહ્યાચારના દોષની નિવૃત્તિ માટે તપશ્ચરણ, પુરશ્ચરણ આદિ સત્કર્મ પ્રાયશ્ચિત્ત રૂપે કરવાં જોઇએ, પરંતુ તેમાં નૈષ્ઠિક પુરુષને તો વિવાદ જ નથી. અર્થાત્ આત્મોન્નતિ અથવા સ્વદેશોન્નતિના કાર્યમાટે પરદેશ જવાના

યોગ્ય કાર્યમાં આર્યધર્મ વચ્ચે નડે છે એવી ખોટી બુમ પાડવાનો કોઇને અધિકાર નથી. આ પૃથ્વીપરના સર્વ ધર્મોમાં આર્યધર્મ એ એક એવો વિલક્ષણ ધર્મ છે કે તે માત્ર આર્ય અથવા હિંદુ લોકોમાટે જ કર્તવ્યનું પ્રતિપાદન કરતો નથી, પરંતુ ભૂમંડલની સમગ્ર પ્રકારની પ્રજાને માટે તેને તેને યોગ્ય કર્તવ્યનું પ્રતિપાદન કરેછે. તથા ગમે તે સ્થિતિનાં અને ગમે તે અધિકારનાં મનુષ્યો પણ ઇચ્છા હોય તો ક્રમે કરીને આર્યધર્મના સર્વોત્તમ લાભને સિદ્ધ કરી શકે એવાં સાધનો પ્રતિપાદન કરે છે. આર્યધર્મના કંપાઉન્ડમાંથી કોઇ પણ માણસને બહાર કાઢી મૂકવાનો હુકમ નથી પરંતુ સશક્ત અને બુદ્ધિમંત તેમ જ લૂલાં, પાંગળાં, આંધળાં આદિ સર્વ પ્રકારના અધિકારી તેમ જ અનધિકારી માટે એ કંપાઉન્ડમાં પોતપોતાને યોગ્ય જગા ગોઠવી રાખેલીછે. કોઇને આર્યધર્મનું પાલન ન કરવું હોય તો જુદી વાત છે. પરંતુ કરવું હોય તેને પરદેશ જવાથી બાધ આવે છે એવું ખોટું બહાનું કાઢવું યોગ્ય નથી. અને ખરૂં જોતાં આજે યથાર્થ આર્યધર્મને જાણવા, માનવા તથા પાળવાની ઇચ્છા ક્વચિત્ કોઇ વિરલ પુણ્યશાલીને જ હોય છે. ઇતર ઘણા ભાગને ધર્મની કંઇ ચિંતા નથી, પણ માત્ર કોઇ સારા કામમાં ફાંસ મારવી હોય ત્યારે ધર્મનું ઓઠું આગળ કરેછે. આજે આવું ઘણું ચાલે છે તેથી આ સ્પષ્ટીકરણ કર્યુંછે.

આ લેખ ઉપરથી કોઇને એમ ભાન થશે કે આ લેખક જાતિબંધનના વિરોધમાંછે, પરંતુ તેમ નથી. યોગ્ય વર્ણાશ્રમભેદના જે શાસ્ત્રીય (Scientific) લાભો છે તેના પક્ષમાં આ લેખક છે. પરંતુ અયથાર્થ જાતિ ભેદની જે આજે અયથાર્થ રીતે અસખ્ય પ્રકારે હિમાયત કરવામાં આવે છે, અથવા જે કેટલીએક ખોટી, દંભરૂપ જણાય છે તેનો પક્ષ પણ આ લેખકને નથી. જેથી જાતિબંધન બુદ્ધિપૂર્વક તોડવાની તો કોઇને સલાહ આપવામાં આવતી નથી. અને ઘેરેઘેર મદ્યપાન કરતા છતા અને રિફ્રેશમેંટ રૂમમાં તથા પારસી મુસલમાનની દુકાનોમાં ભોજન લેતા છતાં જાતિભેદ તુટેલો ગણ્યાનો નથી તો વિલાયત જવાથી જ જાતિભેદ તુટે છે એ તો કેમ જ કહી શકાય.

જેમને આ લેખકની સલાહનો સ્વીકાર છે તેમને એ જ સલાહ છે કે યોગ્ય વિવેકપૂર્વક આપણા વર્ણાશ્રમધર્મને અવશ્ય પાળવા. તેમના કોઇ પણ યોગ્ય કર્તવ્યમાં આ શ્રુતિસ્મૃતિના ધર્મ વચ્ચે આવે એમ નથી. સ્મૃતિઓના પરસ્પર વિરોધથી કંઇ ભડકવાની જરૂર નથી, અને પૂર્વે સ્પષ્ટ કર્યા પ્રમાણે ધર્મપ્રવૃત્તિનાં પ્રથમનાં બે અંગ જો બરાબર સચવાય અને તૃતીય અંગ પરદેશમાં અમુક કાલ ન સચવાય તો તેથી પોતાના શાસ્ત્રીય વર્ણાશ્રમ ધર્મનો સદાને માટે ભંગ થાય છે એમ માનવાનું નથી. કેમકે તે દોષનો પ્રાયશ્ચિત્તથી ઉત્તમ પ્રકારે નિરાસ થઇ શકે છે. તેથી પરદેશ જવું કે નહિ, આર્ય ધર્મ માનવો પાળવો કે નહિ, અને પ્રાયશ્ચિત્ત કરવું કે નહિ એ પોતપોતાના વિચારઉપર અને ઇચ્છાઉપર છે, પરંતુ પરદેશગમન અને આર્ય ધર્મનું નૈષ્ઠિક રીતે અનુસરણ પરસ્પર અસંગત છે એ માનવું ભૂલભરેલું છે.

નગીનદાસ ગોકુલદાસ મહેતા, બી. એ.

---

# આપણા કુધારા.



કોઇ પણ દેશમાં જ્ઞાતિપ્રબળ અને જ્ઞાતિબંધન હિંદુસ્તાન જેટલું નથી. હિંદુસ્તાનના કોઇ પણ પ્રાંતમાં જ્ઞાતિવિસ્તાર અને તેથી થતી હાનિ ગુજરાતના જેટલી નથી. બાર પૂરબીઆ અને તેર ચોકા જેવું ગુજરાતમાં થઈ ગયું છે, અને દિન પ્રતિદિન તેમાં વધારો થતો જાય છે.

અસલ આ દેશમાં ચાર જ્ઞાતિ હતી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર. એમાંની પહેલી ત્રણ જાત આર્ય વર્ગની હોવાથી તેમાં ખાવાપીવાનો અને વખતે કન્યા લેવા દેવાનો વ્યવહાર હતો. શૂદ્ર અનાર્ય હોવાથી તેમની સાથે એવો કોઇ જાતનો સંબંધ ન રાખતાં શુદ્ધ આર્ય પ્રજા તેમનાથી અલગ રહી હતી. કાળે કરીને બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ આર્ય અથવા દ્વિજ જાતિઓ વચ્ચેનો સંબંધ તૂટ્યો.

જાતિ કર્મે કરીને છે. મૂળ ચાર જાતિનાં જૂદાં જૂદાં કર્મ હતાં. બીજા દેશોમાં કર્મે કરીને જાતિ હોય છે, પરંતુ તેમાં ભિન્નાભિન્નતા આપણે અહિંના જેટલી હોતી નથી. એક જાતિનું માણસ હર કોઇ જાતિનું કર્મ કરી શકે; એક જાતિ બીજી જાતિનું ખાધે પીધે વટલતી નથી; કન્યા લેવા દેવાનો જાતિઅનુસારે ઘણો બાધ હોતો નથી. આવાં કારણોથી તે દેશોમાં જાતિબંધન થોડું, અને પરિણામે તેથી થતી હરકતો પણ થોડી હોય છે.

મુખ્ય ધંધાના વિભાગવડે, જૂદા જૂદા સ્થળમાં નિવાસ થતે, ધર્મના કારણથી, સંકર સંસ્કારથી, લડાઇ ટંટાનાં ને બીજાં કારણોથી નાતો વધતી ગઈ, અને હજી પણ વધે છે. સોની, કંસારા, લુહારઆદિ ધંધાના વિભાગ વડે જૂદા પડ્યા જણાય છે, અને રૂપાધરાઆદિ જ્ઞાતિ હવે પછી પણ કદાચ

જૂદી થશે. વડનગરા, ગિરનારા, નાંદોરા, ઔદીચ્ય, દીસાવાળ, શ્રીમાળી આદિ નાતોમાંની ઘણીક સ્થળને લીધે છે. ધર્મ અને સંકર સંસ્કારનાં ઉદાહરણ આપવાં ઉચિત નથી. અનેક નાતોમાં તડ કે ફાંટા પડવા એ બહુ કરીને લડાઈ ટંટા ને દ્વેષને લીધે, જ્ઞાતિબંધન વિરુદ્ધ આચરણથી, કન્યા લેવા દેવાના પ્રતિબંધનસાર કે અજ્ઞાનતારૂપી વહેમને લીધે બને છે.

જ્ઞાતિ એ કોઇ પણ જાતની સમાનતા ધરાવનાર લોકોની રાશી. એક જ ધંધો કરનારા એક બીજાને ચાહે એ સ્વાભાવિક છે. તેમને એકબીજાના સંબંધમાં વારે વારે આવવું પડે, અને તેથી તેમનો જૂદો વાડો વળે એ સ્પષ્ટ છે. એવા વાડાના લાભ ઘણા છે. વિલાયતમાં અને બીજા સુધરેલા દેશોમાં પણ ધંધાને અનુસારે એવા વાડા વળેલા હોય છે. પોતાના એકસંપવડે તેઓ ઘણું કરી શકે છે. શુભાશુભ પ્રસંગે ભેગા થવું, જમવું, જમાડવું, કન્યાનું લેવડ દેવડ કરવું એ સંસારના લાવા છે, અને તે લાવા એક જથાના માણસો પરસ્પર લે એ સ્વાભાવિક ને સરળ માર્ગ છે. પરંતુ સૌ હદની અંદર રહે તેમાં જ મઝા છે. વાડા જેમ સાંકડા થતા જાય, એટલે જથા નાના થતા થાય તેમ સાગરમાંથી ખાડીમાં, ખાડીમાંથી તળાવમાં ને તળાવમાંથી ખાબોચીઆમાં વસવા જેવું થાય છે. જ્યાં સુધી જથા બહોળા હોય ત્યાં સુધી હરેક પ્રકારની છૂટ સારી રહે છે. ઔદીચ્યઆદિ કેટલીક સાગર નાતો કહેવાય છે. "સાગરમાં સૌ સમાય" એ કહેવત લોકો એવી જાતોને યથાર્થ લાગુ કરે છે.

ગુજરાતમાં કેટલી નાતો હશે એની ગણત્રી કરવી પણ મુશ્કેલ થઈ પડે છે. વસ્તિપત્રક કરનારાઓએ પણ એ કામની પૂરી તપાસ કરવાનું કંટાળીને છોડી દીધું હોય એમ જણાય છે. એકલા બ્રાહ્મણમાં જ ચોરાશી જાતો કહેવાય છે, અને તડને લઇને તો તેના વળી અનેક વિભાગ થયલા છે. કોઇ સ્થળના સમગ્ર બ્રાહ્મણ જમાડે છે ત્યારે તેને "ચોરાશી" જ કહે છે. વસ્તિપત્રકમાં * બ્રાહ્મણની જાતો આ પ્રમાણે આપેલી છેઃ—

* આ આંકડા સને ૧૮૮૧ ના વસ્તિપત્રક પ્રમાણે છે.

## બ્રાહ્મણો.

| | | | | |
|---|---|---|---|---|
| નાગર વડનગરા | વાલમ | જંબુ (જંબુસરા) | ભાર્ગવ | દીસાવાળ |
| ,, વીસનગરા | મેત્રાણી | રોઢવાળ | દધીચ | પલ્લિવાલ |
| ,, ચિત્રોડા | કંડોરા | ખેડવા | ગુગળી | ગિરનારા |
| ,, સાઠોદરા | શ્રીગૌડ | ઔદીચ્યટોળકિયા | ઔદીચ્યસહસ્ર | ચોવીશા |
| ,, પ્રશ્નોરા | શ્રીમાળી | રાયકવાળ | નાપલી | વડાદરા |
| ,, બારડ | કપિલ | ખડાયતા | ઉનેવાળ | સાચોરા |
| મેડતવાળ (ભાજગિત્રાના વિભાગ આપ્યા નથી) | | | બોરસદા | મેવાડા |
| મોઢ (ખટ પ્રકારના મોઢ આપ્યા નથી) | | | અનાવળા | ઝારોળા |
| સોમપુરા | મોતાળા | સજોદ્રા | ઉદંબરા | ભારદ્વાજ |
| પુષ્કરણા | ગોમતીવાળા | ગયાવાળ | અગસ્તિવાળ | કંડોલિયા |
| પાલીવાળ | રવાળ | સોરઠીઆ | વાયડા | હરસોળા |
| પારાશર | રાયથળા | તલાજીયા | મારૂ | |

### પતિત બ્રાહ્મણો

| | | | | |
|---|---|---|---|---|
| કારટીઆ | વ્યાસ | શ્રવણ | તપોધન | અઘોરી |
| ભોજક | સારસ્વત | રાજગોર | ગોલક | ગુરવ |

પરદેશી સુમારે પંદર જાતના બ્રાહ્મણો આ સિવાય ગુજરાતમાં છે.

કેટલી જાતો! એમાંની કેટલીક તો ઘણાએ કાને પણ સાંભળી નહિ હશે. એમાંની કોઇ કોઇ જાતો ઘણી નાની છે. કેટલીક નાતોમાં અનેક વિભાગ, જથા, સભા, તડ, એકડા થઇ ગયા છે. અને તેમાં બેટીવ્યવહાર વિશેષે કરીને અને રોટીવ્યવહાર કોઇ ઠેકાણે બંધ છે. ઝાલાવાડી સંભાના આદીચ્ય હાલારી સંભાના ઔદીચ્યનું પાણીસરખું એ ન પીએ. છ જાતના નાગરો એક બીજા સાથે રોટીવ્યવહાર રાખતા નથી, તો બેટી વ્યવહારની વાત જ શી. વળી વડનગરામાં જ ડુંગરપરા, બ્રાહ્મણ, ને ગૃહસ્થ એવા ત્રણ વર્ગ, દરેક વર્ગમાં પરસ્પર કન્યાનો સંબંધ નહિ. અમુક ઠેકાણાના ગૃહસ્થ નાગર બીજા ઠેકાણાના ગૃહસ્થ નાગરને ત્યાં કન્યા બહુ કરીને આપે નહિ. બહુ કરીને બ્રાહ્મણોને ગળ-

તા અને સંખ્યામાં પણ લગભગ તેટલા વિભાગ વાણીઆના છે. વાણીઆઓમાં વળી ધર્મભેદે વિભાગ પડ્યા છે તે જુદા. એટલે શ્રીમાળી, શ્રાવક, મેશ્રી, કે ઢુંઢિયા હોય, અને તેમનામાં પરસ્પર કન્યા લેવા દેવાનો રિવાજ બંધ પડતો ચાલ્યો છે. અમુક ગામોના એકડા કરીને જુદા વાડા બાંધવાનો પ્રથા વાણિયા જેટલી બ્રાહ્મણમાં છે નથી. ખડાયતા વાણિયા લઇએ તો તેમાં દશા અને વીશા એ મુખ્ય ભાગ. બંનેની ઉત્પત્તિ, કુલદેવ્યા, ગોર, ગોત્ર એક સરખાં છતાં તેમનામાં બેટીવ્યવહાર ( કાઠિયાવાડ અને દેશાવર સિવાય ) નથી. વીશાના મુખ્ય જથ્થા ઉમરેઠ તથા નડીઆદમાં છે, અને તે ઠેકાણે એ જાતિ ત્રણ ચાર તડમાં વહેંચાઇ ગયલી છે. દ્વેષબુદ્ધિથી કે બીજાં કારણોથી વચ્ચે એક તડવાળા બીજા તડવાળા સાથે કન્યાવ્યવહાર રાખતા નથી. આ શિવાય સુરત નાંદોદ, કાનમ, બાદરવા, જનોડ, કઠલાલ, હળદરવાસ, મોડાસા એમ અનેક ઠેકાણાના એકડા બંધાઇ આસપાસના ગામોવાળાએ બીજા ઠેકાણાનો સંબંધ તોડી નાંખ્યો તેથી એકેક એકડા કે તડમાં સો બસેં ઘર માત્ર દાખલ થયાં.

સો બસેં ઘરનું તડ કે એકડા તે જ તે તડ કે એકડાની દુનીઆ. એમાં કુળે કરીને, ગોત્રને લઇને, કે સગપણને સંબંધે ઘણાં ઘર બાદ કરવાં પડે, એટલે કન્યાનો વ્યવહાર માત્ર પાંચ પચાશ ઘર સાથે રહે. આથી કન્યા લેતાં દેતા કેટલીક હરકતો પડે વળી કેટલીક ન્યાતો કે તેના એકડા એટલા નાના છે કે તેમાં લોકને મોટી વિટંબણા પડે છે. એવી ન્યાતો ને એકડામાં કન્યા ન મળવાથી તે દહાડે દહાડે ક્ષીણ થતી જાય છે, અને કેટલેક કાળે તે નાબુદ થવાની ધારતી રહે છે. કોઇ તડ કે એકડામાં ઘણી કન્યા હોય, ને કોઇમાં તેની અછત હોય, તેથી બંનેને આપદા પડે છે. તથાપિ તેઓ પરસ્પર સંબંધ બાંધતા નથી.

જેમ બહોળા ગોચરવગર ચરોતરમાં ઢોરોને ચરવાની આપદા પડે છે, તેમ સાંકડા જથાવાળાને કન્યા મળવાની સંકડામણ છે. કુળવાન્ લોકોને એક કરતાં વધારે કન્યા ઉપરાઉપરિ મળે છે, તેથી અકુળવાનને કન્યા મળવામાં હરકત પડે છે. કુળવાન લોકો એક સ્ત્રી છતાં છતાં ગમે તેવા નજીવા કાર-

જુથી અનેક બૈરીઓ પરણે તેથી તે અબળાઓ જેમ દુઃખના દરિયામાં ડુબે છે, તેમ હલકા કુળના લોકોમાં તેથી કન્યાની ખોટ પડે છે. નાતપણાંમાં લગન કરવાથી અને કજોડાં કરવાથી વરકન્યાંમાંથી એકનું મરણ થઇ જોડું ખાંડું થતે વાંઢા તથા વિધવાની વૃદ્ધિ રહે છે. વાંઢા ફેરી પરણવાની તજવીજ કરે તેથી કુંવારાને કન્યા મળવામાં ખોટ આવે એ દેખીતું છે. વિધવાનું ફરી લગન થઈ ન શકે તેથી વળી ઘણી ખોટ પડે છે. સ્વાભાવિક કે કૃત્રિમ કારણોથી આપણે અહિં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યામાં સેંકડે આઠનો ઘટાડો હોય છે; અને વિશેષે કરીને એ ખાસ ઉંચ વર્ણની નાની નાતોમાં વધારે હોવાથી કન્યાની અછત પડે છે. સ્વાભાવિક કારણ આગળ માણસનો ઉપાય નથી. કૃત્રિમ કારણ એવું જણાય છે કે આપણે અહિં દીકરા કરતાં દીકરીની કીમત ઓછી. અને તેથી તેનાપર ભાવ થોડો, એટલે તેને ઉછેરવા પાછળ માબાપનું જોઇએ તેટલું ધ્યાન હોતું નથી. આથી કોઇને હસવું આવશે. પરંતુ એ વાત કેટલેક અંશે ખરી છે. " દૂધપીતી " કરવાનો ચાલ જો કે નાબુદ થવા આવ્યો છે, તોપણ દરકાર ને બેદરકારથી ઉછેરવામાં ફેર પડે એ ઉઘાડું છે. પાડીઓ ઉછરે છે, ને પાડા ઘણું કરીને મરણ પામે છે, તેનું શું કારણ! ધર્મિષ્ઠ વૃત્તિના હિંદુઓ પાડાને મારી નાંખતા નથી, પરંતુ ખાવણુને ચારપાણી કમી આપવાથી તેઓ રીબાઇને નાશ પામે છે.

નાની વયમાં લગન કરી કાચી ઉમરે સંબંધ કરવાનો હાનિકારક ચાલ સ્ત્રીઓને નાની વયમાં મરણ પ્રાપ્ત કરે છે. મતલબ કે પૂરતી માવજત વગર, કાચી વયના સંબંધથી, કજોડાંથી, ખાધાપીધાની ને દવાદારૂની જોઇતી સંભાળ વગર, કસરત અને ખુલ્લી હવાની ન્યૂનતાથી વિશેષે કરીને ઉંચ વર્ણમાં અબળાજાતિ નાની વયમાં મરણનો ભોગ થઇ પડે છે, અને તે કન્યાના ખૂટવાનું એક મોટું કારણ થાય છે. વળી અહિં " પરણવું " એ જગત્‌માં સૌથી મોટી વાત મનાય છે. છોકરૂં જન્મે ત્યાંથી માબાપના મનમાં તેને પરણાવવાના વિચાર ઉત્પન્ન થાય છે. તેનો વિવાહ થતા સુધી તેમને ચેન પડતું નથી. પોતાની હયાતીમાં છોકરાંનાં લગન કરવાં અને પોતાના હાથ " ટાઢા " કરવા એ જગ-

ત્નો મુખ્ય ઓરિયો તેઓ માને છે. પુત્ર વિના મુઆ પછી પિંડ પમાય નહિ એ ધર્મને વિચારે અને રૂઢિએ કરીને આ વાત લોકોના મનમાં સજ્જડ ભરાયલી છે. તેથી દરેક રીતે પોતાનાં છોકરાંને જલદી પરણાવી દેવાનો માબાપ યત્ન કરે છે. કન્યાની અછતને લીધે રખેને પોતાનો છોકરો રહી જશે, અગર મોટો થઈ જશે, તો પોતાના કુળને હીણપદ લાગશે એ વિચારે તેઓ કન્યા મેળવવાનો કોઇ પણ દ્વારા પ્રયત્ન કરે છે.

એનું પરિણામ શું થાય છે! કજોડું કરવું પડે, ગમે તેની કે ગમે તેવી કન્યા લેવી પડે, સાટું તેખડું કરવાની કે કન્યાના બાપને પૈસા આપવાની ફરજ પડે. આથી પોતાનાં છોકરાં કેટલાં દુઃખી થશે અને શાસ્ત્રવિરુદ્ધ ચાલવાથી કેટલું પાતક લાગશે, તેનો વિચાર માબાપને થતો નથી. કન્યાવિક્રયની શાસ્ત્રમાં મના છે. ઢોર ઢાંખરની પેઠે કન્યા મુલવવી એ કેટલું નીચ છે. અધીરાઇને લીધે ગમે તેમ લાકડે માંકડું વળગાડી દેવું એ કેટલું ભયંકર છે! છોકરો છોકરી મોટી ઉમરે નીશાસા નાંખે ને માબાપને ગાળો દે. તેમની આંતરડી કકળવાથી માબાપને સ્વર્ગમાં પિંડ મળતા હશે કે પાપનાં પોટલાં મળતાં હશે? આમ થવાથી ઘણીક નાતોમાં કન્યાનું બજાર બહુ તેજ ચાલે છે. "નાગર ભરાવે ગાગર" એવી કહેવત ચાલતી આવે છે, પરંતુ હવે તો ઘણી નાતોમાં ગાગરને બદલે ગુણો ભરાવ છે. કન્યાતુલા કરીને રૂપીઆ લે ને કરતાં પણ ઘણા વધારે રૂપીઆ લેવામાં આવે છે. જ્યાં દશ વીશ હજાર રૂપિયે વાત ગઈ ત્યાં શું કહેવું? જ્યાં દોઢ ગણુ વજનની કન્યાનું દશ બાર મણ રૂપું લેવાં માંડયું ત્યાં હદ વળી ગઇ. હવે તો કંન્યાની ભારોભાર સોનું આપવાનો સમય આવ્યો છે. આથી લોકની દાનત બગડે, અનીતિ વધે, ગરીબો કુંવારા મરે, અને લોકો પૈસે ટકે હેરાન થાય એ હધારું છે આવા કામમાં લોકો શાસ્ત્રની મર્યાદા ઓળંગે છે, અને અનેક કાવાદાવા રમે છે, તે છતાં ન્યાતમાં કોઇ પૂછતું નથી. બીજો ધર્મ પાળનારને, 'કંદોઇના સેવ મમરા ખાનારને, કે બીડી પીનારને દંડવા ન્યાત શાળા ઉભા થાય; પરંતુ આવા અનાચારની સજા નહિ એ શું કહેવાય? વધારે પૈસાની લાલચે કરેલા વિવાહ ફોક કરે, મસાણે પહોંચ-

વાની તૈયારીવાળા ડોસાને કે દમિયલને કન્યા આપે, ગમે તેવા અવગુણીને કે શોકય ઉપર કન્યા આપતાં ડરે નહિ એવા નિર્દય પાપીને નાતવાળાએ કેમ સજા ન કરવી ? કન્યા કેવા વરને આપવી, તેનું કયારે ને કેવી રીતે દાન કરવું, એ વિષે શાસ્ત્રોમાં જે કહેલું છે તે કોણ જુએ છે ?

દીકરી કયારે પરણાવવી એ વિષે પણ આપણે અહિં હસવા સરખો રીવાજ જોવામાં આવે છે. કન્યાકાળ કોને કહેવો એ વિષે સ્મૃતિકારોમાં મતભેદ છે. લોકોમાં સાધારણ સમજ એવી છે કે આઠ નવ વરસની અંદર કન્યા પરણાવી દેવી જોઇએ. જો આ વિચાર તેઓ અમુક શાસ્ત્રને આધારે રાખતા હોય તો તે જ શાસ્ત્રમાં જણાવેલા બીજા વિચાર પણ તેમણે રાખવા જોઇએ. એક વાતનું પૂછડું ઝાલી રહેવું, ને બીજી વધારે મહત્વની ઘણી વાતો જતી કરવી એ ડહાપણ નથી. વળી છેક નાની બાળકી એટલે ચાર પાંચ વર્ષનીને પરણાવવી એ શું શાસ્ત્રપૂર્વક છે ? કન્યાને બદલે તેની માને મંગળફેરા ફરવા પડે છે એ વાત શું શરમભરેલી નથી ! ધાવતાં છોકરાંને પરણાવવાનું શું શાસ્ત્ર કહે છે ? વળી છોકરૂં પેટમાં હોય ને વિવાહ કરવાનું કયું શાસ્ત્ર ? તકે વર ન મળી આવે તો ફૂલના દડાસાથે પરણાવવાનું પણ શાસ્ત્ર હશે ?

નાનપણમાં પરણાવવાના બીજા અનેક ગેરલાભ છે. ઢીંગલા ઢીંગલીના વિવાહ હાસ્યજનક છે. પરણવું તે શું તે વરકન્યા જાણે પણ નહિ, તે છતાં તેમને જન્મપર્યંતના સંબંધમાં બળાત્કારે નાંખવાં એના જેવું અન્યાયભરેલું બીજું કામ ભાગ્યે જ હશે. આપણા માજી ગવનર જનરલ લૉર્ડ ડફરીને મદ્રાસમાં જણાવ્યું હતું કે આવા જોખમભરેલા કામમાં મારાં બાળકોને હું કદી નાંખું નહિ. શાસ્ત્રમાં ગુણવાન્ વરને કન્યા આપવાનું કહ્યું છે, પરંતુ પાંચ સાત વર્ષનો છોકરો મોટપણે કેવા ગુણનો નીકળશે તે શી રીતે કળી શકાય ? "લાડકડી ચઢી રે કમાડ સુંદર વરને નીરખવા રે, નિશાળે ભણતેલો દીઠો, પાટીએ મારાં મન વસ્યાં રે" વગેરે લગ્ન વખતે બાયડીઓ ગાય છે, પરંતુ પાંચ સાત વર્ષની છોકરી વરને જોવાની જરૂર છે એ કેમ સમજે ? અને કોઇના શીખવ્યાથી સમજે તોપણ શું જોવું, શાની પરીક્ષા કરવી, ને શું પસંદ

કરવું તેની એને કેમ ખબર પડે? વર પોતડી પહેરતો પણ થયો ન હોય, ને વખતે તેની માને ધાવતો હોય, તે વિદ્યાર્થી અવસ્થા ભોગવી લાકડીને પસંદ પડે એવા અક્ષર કાઢતો ક્યાંથી થયો હોય? અને મોતીના દાણા જેવા અક્ષર કાઢે છે કે પાટીપર કુંડાળાં કરતાં પણ આવડતું નથી. તેની પરીક્ષા કરવાની ગતિ ઢીંગલી કન્યાને હોય ક્યાંથી? અરે વર કન્યા તો રહ્યાં પણ તેમનાં માબાપ જ ક્યાં તજવીજ કરવાની તરખડમાં પડે છે? વર કેવો ને કેવડો છે તેની પણ વખતે તેઓ તજવીજ કરતાં નથી, તો વરના ગુણઅવગુણની કે તેના ભણતરની તો વાત જ શી કરવી? માબાપનું વિશેષ ધ્યાન વેવાઇના કુળ ઉપર જાય છે, પોતાને પૈસાની લાભહાનિ કેટલી થશે તે ઉપર જાય છે, કે બહુ તો તેના પૈસાની સ્થિતિ ઉપર જાય છે. "ઘર" જોવું ને "વર" ન જોવો એ ગાંડી રીત છે, કેમકે મુદ્દાની વાત તો એક બાજુએ રહી જાય છે.

નાનપણનાં લગ્નની માઠી અસર છોકરા કરતાં છોકરી ઉપર વિશેષ થાય છે. તેમનાં અકાળ મૃત્યુ એ વડે વિશેષ નીપજે છે, કેમકે તેમના શરીરને એથી વધારે ઘસારો પહોંચે છે. તનની સાથે મનની ખરાબી પણ તેવી જ ભયંકર થાય છે. છોકરીઓને ભણાવવાની જરૂર હમણાં હમણાં જ લોકોને જણાવા લાગી છે. સુમારે સાતેક વર્ષની છોકરીને માબાપ નિશાળે મોકલે છે તેના ભણતર વિષે તેમને કાળજી હોય નહિ, એટલું જ નહિ પણ તેની પાસે છાણ વાસીદાં કરાવવાની કે તેને ઘરધંધો શીખવવાને બહાને પોતાના માથાનો બોજો કમી કરવાની કાળજી તેની અભણું માને વિશેષ હોયછે; તેથી તે મહિનામાં ભાગ્યે દશ પાંચ દહાડા બરાબર નિશાળમાં હાજર રહી શકે. ભણવાના કામમાં જોઇતો સામાન છોકરીને આપવાની જરૂર માબાપ જોય નહિ. આપણે ક્યાં નોકરી કરાવવી છે કે છોકરીને ઘણું ભણાવીએ? કાગળ વાંચતાં લખતાં આવડ્યો એટલે થયું એમ જેઓ ભણાવવાની જરૂર સમજે છે, તેઓ વિચારે છે. આઠ નવ વર્ષની ઉમર થઈ કે લગ્ન લે, લગ્ન વખતે બે ત્રણ મહિના લાગટ ગેરહાજરી પડે, જમવા ખાવાને કે બીજે પ્રસંગે સાસરે જવું પડે, અગિયાર વર્ષે તો નિશાળે જવું બંધ પડે, બાર તેર વરસની ઉમરે ધણીઆણીતરીકે

સાસરે ગોંધાવું પડે, ને બહુ કરીને સાસુ અને ધણીના અન્યાયથી ધાકમાં દહાડો રાત રોકાવું પડે, પગ વાળીને જંપવા વારો જ ન આવે તો પછી ભણતરનો સવાલ જ શો? હવે કહો કે એ છોકરીએ કેટલું જ્ઞાન મેળવ્યું હોય; તેને જગતનો અનુભવ કેટલો મળ્યો હોય, તે પોતાનું કર્તવ્ય તે ક્યાંથી સમજી હોય?

"જનાના સ્કૂલ" વિષે આ ઠેકાણે કંઈ કહેવાની જરૂર છે. બંગાળા તરફ આપણા કરતાં ઓઝલ પડદો વધારે છે, તેથી ત્યાં નિશાળની કેળવણીનો લાભ છોકરીઓને થોડો મળે છે. મોટી ઉમરની છોકરીઓ કે બૈરાંઓને ભણાવવાને ઇરાદે જનાના સ્કૂલો તે તરફ કહાડવામાં આવી છે. એ ઉઠાવણી આપણે નકલ કરવા જોગ છે. આપણે જોઈએ છીએ કે બૈરાં કામથી પરવારી સુમારે ૧ વાગ્યાથી ૪ વાગ્યા સુધી નવરાં પડે છે. રેંટીઆ પૂણી નીકળી જવાથી તેમને આખો દહાડો ઘણું કરીને કામ પહોંચતું નથી. ગરીબ ને મહેનતુ વર્ગ બાદ કરતાં વચલા વાંધાના ને ઉપલા વર્ગના લોકનાં બૈરાંને આ પ્રમાણે ફુરસદ મળે છે. ઘણું કરીને રાતે વાળુ કર્યા પછી પણ કલાક બે કલાક તેમને વખત મળે છે. આ ફુરસદના વખતમાં તેઓ શું કરે છે? એદી હોયને ઊંઘવાનું આદરે, કોઈને કંઈ સહેજસાજ કામ કરવાનું હોય તે કરે, પરંતુ ઘણાં ખરાં પડોશનાં બૈરાં ભેગાં થઈ ગપ્પાં મારે છે. તેઓ નકામી કુથલી કરી પોતાનો કાળ વ્યર્થ ગાળે છે. આ સમયનો સારો ઉપયોગ કરવાની યોજના થઈ શકે. બૈરાંને હવે ભણવા ઉપર એટલી ચીઢ નથી, બલકે તેઓ ઘણી વાર ભણવાનું મન કરે છે, પરંતુ સાધન અને જોગવાઈ ન હોવાથી તેઓ અભ્યાસ કરતાં નથી. પોતાના છોકરાં કંઈ રમુજી વાંચતાં હોય તો તેઓ સાંભળવા બેસે છે, અગર તેમની પાસે અમુક ચોપડી આગ્રહ કરીને વંચાવે છે. મહોલ્લામાં એકાદ આબરૂદાર ગૃહસ્થ હોય તેમને ત્યાં બેસવા ઉઠવાની પૂરતી જગા પણ હોય એવે ઠેકાણે જો કોઈ ભણેલી સ્ત્રી ઉપર જણાવેલે ફુરસદને વખતે શીખવવા આવે તો મહોલ્લાની મોટી છોકરીઓ અને સ્ત્રીઓ તેનો લાભ ખુશીથી લે. બે ત્રણ કલાક ભણાવનારને ભારે પગાર આપવો ન પડે. પૈસાદાર માણસ એટલો ખરચ ઉપાડી લેનાર મળે તો આખા મહોલ્લાની સ્ત્રીઓને મ-

ફત ભણવાનો લાભ મળે અગર એક જણથી ખરચ ન ઉપડે તો જેઓ સારી હાલતમાં હોય તેઓ ભાગે પડતું આપે. શરૂઆતમાં કદિ ખરચ કરવાને હરકત હોય તો મહોલ્લામાં જે સ્ત્રી કે મોટી ઉંમરની છોકરી સારું શીખેલી હોય તે આ કામ લઇ બેસે. જેને સારું સીવતાં ભરતાં આવડતું હોય તે સીવણભરત શીખવે. જેને કંઇ શાસ્ત્રના પાઠ કે કવિતા ગાતાં આવડતી હોય તે તે શીખવે. ધર્મશાસ્ત્રની અને નીતિની ચોપડીઓ વાંચવા સારૂ કોઇ લાયક સ્ત્રી ન મળે તો કોઇ વૃદ્ધ વિદ્વાન્ તે કામ ઉપાડી લે. કુથલીને બદલે વિદ્યાવિનોદ દાખલ થાય, આળસુને ઉપયોગી કામ હાથ લાગે, પરસ્પરની ચડસાચડસીથી શીખવાનું કામ સારૂં ચાલે. કોઇ વૃદ્ધ વિદ્વાનો વખતે વખત બોધ કરતા રહે, તો તેથી પણ લાભ થાય. જ્યાં સુધી સ્ત્રીવર્ગને માટે આવી કોઇ યોજના થતી નથી ત્યાં સુધી ખરા સુધારાની આશા રાખી શકાતી નથી. સુધારાની મુખ્ય ને જબરદસ્ત આડ સ્ત્રીઓ છે. એ કિલ્લો એવો મજબૂત છે કે બીજાં કોઇ સાધનથી જીતાય એમ નથી. એ અજિત કિલ્લામાંથી કુધારાને ઠંડેરી કાઢનાર માત્ર જ્ઞાન છે. વહેમ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે, અને જ્ઞાનવડે તેનો અભાવ આપોઆપ થઈ જાય છે. એક કન્યાશાળા ઉઘાડવા કરતાં આવી એક ખાનગી સ્ત્રીશાળા ઉઘાડવામાં વધારે પુણ્ય ને ફાયદો છે.

નાતશિરસ્તાપ્રમાણે જમણવારો ને બીજા લખલૂટ ખરચ લોકોને કરવાની ફરજ પડે છે. દહાડે દહાડે ઉદ્યમ રોજગાર ઘટે છે, પરંતુ નાતજાતને લગતા ખરચ વધતા જાય છે. કોળી ભીલમાં એક સાલ્લે પહેલાં બાઇડી મળતી તેમને હાલ પાંચ પચાસ કે વધારે રૂપીઆ ખરચવા પડે છે. કણબીઆદિ ન્યાતોવાળા પહેલાં લુલિયું (મણે બે ચાર શેર ઘીવાળી લાપશી) કરતા તે હાલ ખાંડસાકર વાપરતા થયા છે. ગામડાંમાં પહેલાં સાદાં એકાદ શાકવાળાં જમણ થતાં ત્યાં ઉંચી જાતનાં અનેક શાક સાથે મિષ્ટાન્ન થવા લાગ્યાં છે. અલબત પૈસા સાથે શોખ વધે તો તે ચલાવા યોગ્ય છે. ખરચ કરવો મરજી ઉપર રાખ્યો હોય અને સ્થિતિ પ્રમાણે લોકો ગમે તે ખરચ કરે તો તેની ચિંતા નથી. પરંતુ ઘણી ખરી નાતોમાં અમુક પ્રસંગે વરા કરવાની ફરજ છે.

ગમે તો ઉછી ઉધાર લાવો, બૈરીના દાગીના ઉતારી વેચો, ઘર ગિરો મૂકો પણ માબાપનો દહાડો ને બીનું સીમંત કરી કરીને આવનાર નથી માટે તે પાછળ વાહવાહ થાય એવો ખરચ કરો. નાતનો ચાલ ને તેમાં ઘરનાં બૈરાંની થાય પૂરતી, એટલે ધણી બિચારો સાણસામાં સપડાય. બીઓ એવે વખતે પોતાનું જીવન સુદ્ધાં આપવા ઉભી થાય છે, અગર તેની પાસેથી તે પડાવવાની સખ્તી થાય છે.

પ્રેતાન્ન, સીમંત અને વારતુતું ખાનું શાસ્ત્રવિરૂદ્ધ છે, તોપણ લોકો શાસ્ત્રની દરકાર થોડી જ રાખે છે. " વર મરો કે કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો " એમ આમારે તો દરેક પ્રસંગે મોં મીઠાં થવાસાથે કામ છે. માટે શાસ્ત્રવાળાએ ગમે તેવા બુમો પાડી હોય તેની આમને દરકાર નથી એમ લોકો માને છે.

મરણ ગમે તેવું કારીનું થયું હોય, મરનારના ઘરમાં લે દીની છોળો ઉડતી હોય, તેને ઘેર રાંધ્યાં ધાન્ય રહ્યાં હોય, રોજ રોકકળ થતી હોય, છાતી ફાટે એમ રાત દહાડો છાજીઆં લેવાતાં હોય, દુશ્મન પણ "અરે! મહા ઉત્પાત થયો " કહી ગળગળો થતો હોય, તેવે ત્રાસદાયક વખતે માથું ઓઢું કરી ઊંચાં વસ્ત્રાભુષણ ધારણ કરી મિષ્ટાન્ન ખાવા તેને આંગણે જ મામા નાખવા એ કેટલું લગ્નમણું ને નિર્દય કામ છે! ગીધ, સમડાં મુડદાં ઉપર બેસે તેના કરતાં પણ એ ભુંડું છે. શોકસમયે શોખ સંભવે જ કેમ! એટલા માટે જ શાસ્ત્રમાં તેનો નિષેધ કર્યો છે. મૃતકી અન્ન ખાવામાં પાપ ગણ્યું છે. છતાં લોકો દસમા બારમાની નાતો જમે છે. જમીને નાહી આવીશું એટલે સૂતક ધોવાઇ જશે માટે જમવું તો ખરું જ. બાર વર્ષની બાળકી રાંડી હોય ને પંદર વીશ વર્ષનો જુવાન જોધ ફાટી પડ્યો હોય તેનું બારમું ૬૦-૭૦ વર્ષનો ડોસો ખાવા જાય એ ઘણું જ શરમભરેલું લાગે છે લોકો ઘણીવાર કહે છે કે આમારી નાતમાં ચાલ પડ્યો તે શું કરીએ. મરનારના ઘરનાં કહે છે કે " શું કરીએ, બાઇ? નાતમાં ખાવું ખવરાવવું એ તો ઉઠીના વહેવાર છે. માટે જ્યે ન જમાડીએ તો લોક મહેણાં મારે, બાકી

આમને તો અમારી પડી છે. અમારૂં તો ઘર ભાગ્યું ને સત્યાનાશ ગયું અને દાઝયા ઉપર ડામની માફક પાછળથી ખરચ કરી ખુવાર થવું કાને ગમે ? પણ શું કરીએ ઇલાજ નથી." ગરીબ માણસ, બે ચાર છોકરાં ને જુવાન બાયડી મૂકી મરી જાય, ઘરમાં પાંચ પચાસની આસ્થા મૂકી ગયો હોય ને સગાંવહાલાં ને નાતજાતના મળી નાત જમાડવા સારૂ ઘના ફાંતિયાં કરે. જેની પાસે સહેજ દાગીના હોય ને, અથવા રહેવાને નાની ઓરડી હોય તે ઘરાણે મૂકાવે, અને તે કરતાં કાંઇ ખૂટે તો નાના છોકરાને નામે ઉછીના ઉધાર કઢાવે કે ધીરે ધીરે. મતલબ કે હરેક ઉપાયે તે બિચારી અનાથને ઉંધા પાટા બંધાવી સાંસામાં ઉતારે. નાતનો રિવાજ પડયો એટલે તે બાયડી કરે પણ શું? ધણીનું સુખ ગયું, ખૂણો કોવરાવવાનો થયો, કમાનાર ઉડી ગયો, કેરાં બોરાં (નાનાં છોકરાં) ને પાલવવાં ને ઉછેરવાં, ગામમાં ઘર નહિ, સીમમાં ખેતર નહિ. સૂના પૃથ્વી ને ઓઢવા આભ, જગતમાં પરમેશ્વર સિવાય કોઇ બેલિ નહિ—આવી હાલત છતાં પણ મિષ્ટાન્ન ખાવાની લાલુતાએ તેનું સર્વસ્વ હરણ કરવું એ ચોરી લૂટને ધાડ પાડવા કરતાં પણ અધમ ને દુષ્ટ છે. આવી બાબતનો અટકાવ નાતવાળા ધારે તો સહેજ કરી શકે, કેમકે લોકો સમજે છે કે તે ખોટું છે પરંતુ તે બંધ કરવાની એક જણની હિંમત ચાલે નહિ. એવો બંદોબસ્ત નાતશાહી થવો જોઇએ. શાસ્ત્રવિરૂદ્ધ પાપી કામ અને તે આપણને પણ કંટાળો આણે ને એબ લગાડે એવાં કામ હરેક પ્રકારે દૂર થવાં જોઇએ.

ઘણી નાતોમાં અમુક પ્રસંગે અમુક ખરચ કરવાની તે નાતના સઘળાને માથે ફરજ હોય છે. ખર્ચુ ખરચાવવું એ ઉછીના લહેણાર છે એ વાત ખરી, પરંતુ "લાખાની વાટે દુંકો જાય તે મરે નહિ તો માંદો થાય" એ પ્રમાણે શા માટે ખરચવા દેવું જોઇએ! નાતમાં સઘળાની સ્થિતિ સરખી હોતી નથી. જેની સ્થિતિ એક સમયે સારી હોય તે બીજે પ્રસંગે દોયલા દહાડા ભોગવે છે, એમ છતાં નાતના બંધનને લીધે, લોકનાં મહેણાંટુણાં સાંભળવાં ન પડે એ માટે, નાતમાં બે ઘડીની વાહવાહ થવા સારૂ, સગાં સહોદરની ટોકણી, કે કુળગૃહસ્થભાવે કરીને ગરીબ લોકો પતંગી

આની પેઠે ફિઝ્ઝનઇને. કરજરૂપી ધીકતી આગમાં ઝંપલાવે છે. "મારા બાપદાદાએ ઝાંપે ઝાસકો નાંખી હતી, અને પીતરાઇએ પોળસુ'ધી માં-ડવા રચી દરવાજે ચોખા મૂકયા હતા, તો મારાથી એથું ખરચ કેમ થાય એમ તે વિચારે છે; પણ ભાઇ રે તારા બાપદાદા લક્ષાધિપતિ હતા, ને તારા પિત-રાઇ હજી પૈસાદારમાં ખપે છે. પરંતુ તારે તો તારૂં પોતાનું તળ તપાસવું જોઇએ. તારી કમાણી ઉપર તથા હજુ તારે માથે કેવા ને કેટલા ખરચ આવી પડવાના છે તે ઉપર તારે વિચાર કરવો જોઇએ. "જેના હાથમાં પૈસો તેનો છોકરો ધુધરે રમશે" એ કહેવત તારે યાદ રાખવી ઘટે છે. જમનારાને એક દહાડાનું વાળુ, પણ તારૂં તો જન્મારાનું ભોપાળું નીકળવાનું. જેઓ હમણાં તારી વાહવાહ કરે છે તેઓ જ પાછળથી તારી મશ્કરીઓ ને નિંદા કરશે હ-મણાં જેઓ તને સલાહ આપનાર, ઉશ્કેરનાર અને મદદની આશા આપનારા છે તેઓ જ વેગળા રહી તારી ફજેતી જોશે.

ઘણે ઠેકાણે જમણવારોમાં અનેક જાતની અવ્યવસ્થા અને અનાચાર જોવામાં આવે છે. ગંધાતા ખાળનજીક વાળ્યા વગરની જગાએ કચરા કીચડમાં એઠવાડમાં કે ધૂળ ઉપર બેસવું; બધી વસ્તુઓ પીરસાયા વગર, બધી થાલ ભરાયા વગર, પંગતના બધા જમવાને તૈયાર થયા વગર જમવું શરૂ કરવું, ધાડ પડવાની હોય એવી બીકથી કે આગગાડી ચાલતી હોય એવી ઉ-તાવળે ખાઇ નાંખવું; પીરસણમાટે બુમરાણ કરવું; પીરસનારનું કાંડું પકડી તેને પીરસવાની ફરજ પાડવી કે તેના ટોપલામાં હાથ નાંખી પોતાને જ હાથે લઇ લેવું; મરજીમાં આવે તેટલું લેવું ને મરજીમાં આવે તેટલું છાંડવું; ખાઇ રહ્યા કે પંગતની દરકાર કર્યા વગર જેવા તેવા હાથ ધોઇ ચાલતા થવું? બાઇ-ડીઓ અરધું પણ જમી ન રહી હોય એટલામાં માગ રાખવા માટે તેમના પ-ર આવી ઝઝુમવું; ખાતાં ખાતાં ઉઠીને એઠે હાથે ખાવાની ગમે તે ચીજ લ-ઇ આવવી; પીરસનાર ન આપે તો લડવા ઉભા થવું, ને પોતાની રોળીવાળા-ની મદદથી મોટો ઝગડો ઉભો કરી ઘરધણીને નુકસાન કરવું. પીરસનારને વગ-સગ રાખી ઓળખીતાંને પેધારે કે પહેલું પીરસવું ને અજાણાંની દરકાર ન

વાનો ધારે તો શું ન કરી શકે ? પરંતુ તેઓ ઘણીવાર પોતાની સત્તાનો અવળો ઉપયોગ કરતા જોવામાં આવે છે. અને તેથી જ તેમની સત્તા દહાડે દહાડે નબળી થવા લાગી છે. કેમકે જુલમ પક્ષાપક્ષિ અને અન્યાયનો બોજો વધી પડે ત્યારે રાજરસ્તાની વિરુદ્ધ હમેશ બળવો થવાનો એ કારણથી ઘણા દેશોમાં રાજ્યની ઉથલપાથલ થયલી ઇતિહાસ વાંચનારના જાણવામાં હશે. લોકો બળવો કરવાને જે જે વાતમાં અશક્ત હશે તે તે વાતમાં વખતે સરકાર વચમાં પડશે એવી ધાસ્તી રહે છે. જો સરકારને એક પણ બાબતમાં પગપેસારો કરવાનો લાગ મળ્યો તો પછી નાતરૂપી સ્વરાજ્યની પડતીનું બીજ રોપાયું એમ સમજવું. સંસારી બાબતમાં જ્ઞાતિ રીવાજ કે ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ કોઇ કોઇ વાર કોર્ટોમાં ફેંસલા થતા જોઇએ છીએ. દાકતર સખારામ અર્જુનની દીકરીનો કેસ જો કે છેવટ તેની વિરૂદ્ધ ગયો છે તો પણ તેની તરફદારી કરનારા ઘણા છે. હમણાં નહિ તો કેટલીક મુદતે પણ બાળપણામાં માબાપે કરેલાં લગ્નની ફરજ, પરણનારને માથે રહેશે નહિ એવું ઠરવાની ધાસ્તી છે. આથી નાતના આગેવાનોએ અને નાત સમસ્તે જરૂર સમજવું ઘટે છે. દેશકાળ અને સ્થિતિઅનુસારે ચાલુ રિવાજમાં જે જે ફેરફાર કરવાની જરૂર જણાય, તે તે ફેરફાર ડહાપણ અને દૂર દેશી વાપરી કરવા જોઇએ. આગેવાન અને વકીલનો મોભો એમ કરે તો જ જળવાય એ દેખીતું છે.

અંગ્રેજી રાજ્યની સ્થાપના સાથે આ દેશમાં અજ્ઞાનનો કાળ પૂરો થયો છે. વિદ્યારૂપી મોટામાં મોટો લાભ એ રાજ્યથી લોકોને મળ્યો છે. વિદ્યાના વધારાની સાથે જ કુધારામાં ઘટાડો થવાનો છે. વહેમ અને અનાચારને દૂર કરનાર વિદ્યા જ છે. વિદ્યાના લાભ એટલા મોટા અને જાણીતા છે કે તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી. પોતાનાં છોકરાંને ભણાવવાની અભિરૂચિ લોકોમાં વધતી જાય છે. નાની વયમાં હજારો છોકરાંને આપણે નિશાળે જતાં જોઇએ છીએ. પરંતુ સરકારે ઉદાર વૃત્તિથી સ્થાપેલી નિશાળોનો જોઇએ તેટલો લાભ લેવાતો નથી. છોકરીઓને ભણાવવા તરફ લોકોનું

ઘણું ઘટી ગયું નથી. હજી સુધી ઉંચી કેળવણીનો પ્રચાર મનમાનતો થયો નથી. દેશી ભાષાની નિશાળોમાં માત્ર સામાન્ય ભણતર ચાલે છે અને તે સંસારવહેવારના સાધારણ કામકાજને જોઇએ તેટલું કહી શકાય. પરંતુ ખરૂં જ્ઞાન ઉંચી કેળવણી વગર પ્રાપ્ત થતું નથી. જેને વિદ્યા કહીએ તે તો ઉંચી કેળવણીથી જ સંપાદન થવાની.

સંસારી સુધારો જ્યારે ત્યારે નાતવાળાથી જ થવાનો છે એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. દરેક નાતમાં થોડા ઘણા ભણેલા ને શુભચિંતક પુરૂષો હોય છે તેઓ જો નાતીલાને તથા નાતના આગેવાનોને ઉપદેશ કર્યા કરે તો તેથી લાભ થયા વગર રહે નહિ નાતિભાઇઓનો તેમનાપર વિશ્વાસ બેસવો જોઇએ. તેઓ પોતાના વર્ગના છે, તેઓ નાતના સારાને માટે જ કહે છે, તેઓ આપમતલબીઆ નથી, તેમનો હેતુ ધર્મખંડન કરવાનો કે નાતને ભાગવાનો નથી એવી જો લોકોની ખાતરી થાય તો લોકો જરૂર તેમનું સાંભળશે, અને તેમના કહેવાની અસર પણ થશે. ભણેલા અને આગેવાનો મળીને નાતનું અનેક રીતે સારૂં કરી શકે એમ છે. પ્રત્યેક નાતના સુધારાથી પરિણામે આખો દેશ સુધરશે. આમ ઉંડળમા લેવાના યત્ન કરતાં ધીમે ધીમે સુધારો કરવાનો પ્રયત્ન સફળ થવાનો સંભવ વધારે છે. ચાહોય કરવાનો સમય હજી આવ્યો નથી, કેમકે જેમ લોકો મોટા સુધારા ગ્રહણ કરવાને લાયક થયા નથી, તેમ સુધારાવાળાઓ તેવો દાખલો આપવાને તૈયાર પણ થયા નથી.

એમાટે સુધારાની ઇચ્છા રાખનારને, અને નાતના આગેવાનોને તેમ જ નાતના સઘળા લોકોને મારી છેવટ વિનંતિ એ છે કે " તમારે દેશકાળ ને સ્થિતિનો વિચાર કરવો જોઇએ. અધમ અવસ્થામાંથી મુક્ત થઇ જે માર્ગે ઉન્નતિ થાય તે માર્ગ પકડવો ઘટે છે. જે જે રીતભાતથી નાત સમસ્તને નુકસાન અને નામોશી છે, તે તે રીતભાતનું છેદન કરવાની જરૂર છે; જે જે ચાલ ખરચાળ ને નાતને ગરીબ સ્થિતિમાં લાવી નાખનાર હોય તે તે ચાલ કમી કરવા પેરવી થવી જોઇએ; જે જે રૂઢિઓ ધર્મ અને નીતિવિરૂદ્ધ માલમ પડે તે તે રૂઢિઓનો મૂળચ્છેદ ખસૂસ કરવો યોગ્ય છે. કન્યાવિક્રય શાસ્ત્રવિરૂદ્ધ ને

રાખવી; છાંડેલું આવે તે સેરામાં ઘાલી પાછું નાતમાં પીરસવું-વગેરે ચાલ એવા છે કે તેથી સમજુ માણસને કંટાળો આવે. આવા ચાલ નાતવાળા ધારે તો સહેજ બંધ કરી શકે.

નાતોમાં બીજા ઘણા રિવાજ હસવા સરખા ને હલકાઇ ભરેલા હોય છે. નાતના લોકો પણ સમજે છે કે તે ચાલ ખરાબ છે, પરંતુ તે નાત સમસ્તના બંદોબસ્ત શિવાય એકલ દોકલથી નાબુદ થઈ શકતા નથી. એવા ચાલ બંધ કરવાથી નાતના થોડા લોક નારાજ થશે, અને એથી ગેરઆબરૂ કે ખરચ થવાનો નથી. દાખલા તરીકે જુઓ કે લગ્ન વખતે ઘણી નાતોમાં ફટાણાં ગાવાનો ચાલ છે. આનંદને સમયે મજાક ઠઠ્ઠા ચાલે તે સ્વભાવિક છે. પરંતુ જ્યારે ઠઠ્ઠાબાજી ગાળંગાળાનું સ્વરૂપ પકડે અને તેમાં બીભાળું (બીભત્સપણું) દાખલ થાય, ત્યારે તો તે હલકું ને અનીતિભરેલું લાગે છે. જેઓ વડીલને દેખીને ખુણે ખોચરે ભરાઇ જતી હોય ને ઘુમટો તાણી લાજ કરતી હોય એવી તરુણ વહુઓ, ને બીજે પ્રસંગે શરમાળપણું દાખવનાર બેટીઓ, કાનમાંથી કીડા ખરે એવી ગાળો વડીલ સાંભળતાં ભાંડવા માંડે ને વડીલ તેમને વારે નહિ એ કેટલું નીચ છે? એવા નીચપણામાં મઝા માને તેમને ધિક્કાર છે! આવો નીચ ચાલ કમી કરવાથી કોને નુકસાન થવાનું છે કે કોનું આયપત ઓછું થવાનું છે વારૂ? બીજો દાખલો રોવા કૂટવાનો લો. દુનિઆના કોઇ દેશમાં રોવા કૂટવાનો આપણા જેવો બેશરમો ને દુઃખવૃદ્ધિ કરનાર ચાલ જોવામાં આવતો નથી. હિંદુસ્તાનના બીજા કોઇ પ્રાંતમાં પણ એ ચાલ નથી. માત્ર પુણ્યવંત ગુજરાતના સુભાગ્યે જ તે એમાં આવીને ભરાયો છે! કેમકે એ ભવાઇ ઘણાને ચમત્કારી ને રમુજી લાગે છે. બાઇડીઓ એને એક જાતનો લાવો માને છે. નાતમાં કોઇને ઘેર કૂટવાનું આવે તો તેઓ રાજી થાય છે. ઘરનું કામ ગમે તો પડ્યું મૂકે, રાંધવાનું રાંધવાને ઠેકાણે રહે, છોકરાં છૈયાં રોતાં રખડતાં રહે, પરંતુ આપણો એકડો રડન.રની જમાતમાં થવો જ જોઇએ તેને ઘેર ન જઈએ તો આપણે ઘેર રોવા કોણ આવે? આપણે ગેરહાજર રહીએ તો આપણી ખબરદારી બૈરાંમાં જણાય પણ ક્યારે? રોવા કુટવાની

પણ બૈરાંમાં એક કળા ગણાય છે. એ હુનરને માટે ઘણી બાઈડીઓ વખણાય છે, ને જેમને એવા બખાળા કરતાં આવડતું નથી તેની ફજેતી થાય છે. રાંડનારીને મોં બતાવવું જોઇએ, ને તેના સામું કૂટવું જોઇએ, માટે દરેક બાયડી બીજીઓને કોણી મારતી ને આઘી ખસેડતી મોખરે ધસે છે, ને રાંડનારીની સામે જોસથી કુટે છે. આવનાર નવી, તાજી ને અનેક હોય, પણ રાંડનાર તો દુઃખમાં ગરક થયલી થાકીને લોથ થયલી એક જ હોય, તેના દુઃખમાં એથી કેટલો વધારો થતો હશે ? નાતવાળી ને સગી વહાલીએ આવીને તેને દિલાસો દેવો કે તેના ને પોતાના દુઃખનું વર્ણન કરી તેને કાળજે જખમો મારી કરવા! જખમો જેમ અંદર ઉંડા વાગે છે, તેમ ઉપર પણ એટલા જોરથી પડે છે કે છાતીમાં ચીરા પડી લોહીની છોળો ઉડે છે. આનો અંત ઘડી બે ઘડીમાં આવતો નથી. રોકળ આખો દહાડો ચાલે છે. ઘેરથી તળાવ કે નદીસુધી ને ત્યાંથી ઘરસુધી તે પહોંચે છે. ચકલે ચકલે ને બજારમાં કુટવાનાં સ્થળ આવે છે. જેમ નાટકમાં પડદા પડી નવા વેશ શરૂ થાય છે તેમ એવે સ્થળે નવાં કૂટણાં શરૂ થાય છે. જતા આવતા પુરુષોની કોઇ લાજ મરજાદ રાખતું નથી. છાતીઓ ખુલ્લી મૂકી કે છાતીનો છેડો કમ્મરે બાંધી જેશભેર છાજીઆં લેવાય છે. ગરુડ પુરાણમાં રોવા કુટવાને સારૂ મના કરી છે. એ ચાલ સૌની નજરમાં થોડો ઘણો વખોડવાલાયક આવે છે. એને બંધ કરવામાં કોઇને હાનિ થવાની નથી, માટે નાત સમસ્તે તેને ખસુસ બંધ કરવો ઘટે છે.

સરકાર ડહાપણથી નાતજાતના કામકાજમાં વચ્ચે પડતી નથી, એથી નાત એ સ્વરાજ્યની સત્તા ચલાવવાનુ મોટું ઠેકાણું છે. ખરૂં જોઇએ તો દરેક નાત એક નાના પાયાપર પ્રજાસત્તાક રાજ્ય છે. નાતના આગેવાનો કાઉન્સિલના અધિકારી કે પાર્લામેંટના સભાસદતરીકે એ રાજ્યસત્તા ભોગવે છે. સરકાર પણ ન કરી શકે એવી ભારે સજા અથવા કાળાપાણી કરતાં પણ વધારે લાગે એવી સજા તેઓ રીતસર કામ ચલાવ્યા વગર જરૂરી પૂરાવો લીધા વગર કરી શકે છે અને તે એવી આપઅખત્યારીથી કે તેનાપર અપીલ સાંભળવાનો પણ કોઇને અધિકાર નહિં ! આવા અધિકારવાળા આગે-

વાનો ધારે તો શું ન કરી શકે? પરંતુ તેઓ ઘણીવાર પોતાની સત્તાનો અવળો ઉપયોગ કરતા જોવામાં આવે છે. અને તેથી જ તેમની સત્તા દહાડે દહાડે નબળી થવા લાગી છે. કેમકે જુલમ પક્ષાપક્ષિ અને અન્યાયનો બોજો વધી પડે ત્યારે રાજ્યકર્તાની વિરુદ્ધ હમેશ બળવો થવાનો એ કારણથી ઘણા દેશોમાં રાજ્યની ઉથલપાથલ થયલી ઇતિહાસ વાંચનારના જાણવામાં હશે. લોકો બળવો કરવાને જે જે વાતમાં અશક્ત હશે તે તે વાતમાં વખતે સરકાર વચમાં પડશે એવી ધાસ્તી રહે છે. જો સરકારને એક પણ બાબતમાં પગપેસારો કરવાનો લાગ મળ્યો તો પછી નાતરૂપી સ્વરાજ્યની પડતીનું બીજ રોપાયું એમ સમજવું. સંસારી બાબતમાં જ્ઞાતિ રીવાજ કે ધર્મશાસ્ત્ર વિરુદ્ધ કોઇ કોઇ વાર કોર્ટમાં ફેંસલા થતા જોઇએ છીએ. દાકતર સખારામ અર્જુનની દીકરીનો કેસ જો કે છેવટ તેની વિરુદ્ધ ગયો છે તો પણ તેની તરફદારી કરનારા ઘણા છે. હમણાં નહિ તો કેટલીક મુદતે પણ બાળપણામાં માબાપે ઠરેલાં લગ્નની ફરજ- પરણનારને માથે રહેશે નહિ એવું ઠરવાની ધાસ્તી છે. આથી નાતના આગેવાનોએ અને નાત સમસ્તે જરૂર સમજવું ઘટે છે. દેશકાળ અને સ્થિતિઅનુસારે ચાલુ રિવાજમાં જે જે ફેરફાર કરવાની જરૂર જણાય, તે તે ફેરફાર ડહાપણ અને દૂરંદેશી વાપરી કરવા જોઇએ. આગેવાન અને વકીલનો શોભો એમ કરે તો જ જળવાય એ દેખીતું છે.

અંગ્રેજી રાજ્યની સ્થાપના સાથે આ દેશમાં અજ્ઞાનનો કાળ પૂરો થયો છે. વિદ્યારૂપી મોટામાં મોટો લાભ એ રાજ્યથી લોકોને મળ્યો છે. વિદ્યાના વધારાની સાથે જ સુધારામાં ઘટાડો થવાનો છે. વહેમ અને અનાચારને દૂર કરનાર વિદ્યા જ છે. વિદ્યાના લાભ એટલા મોટા અને જાણીતા છે કે તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી. પોતાનાં છોકરાંને ભણાવવાની અભિરૂચિ લોકોમાં વધતી જાય છે. નાની વયમાં હજારો છોકરાંને આપણે નિશાળે જતાં જોઇએ છીએ. પરંતુ સરકારે ઉદાર વૃત્તિથી સ્થાપેલી નિશાળોનો જોઇએ તેટલો લાભ હજી લેવાતો નથી. હજી છોકરીઓને ભણાવવા તરફ લોકોનું

પ્રમાર મનમાનતો થયો
ઘણું લક્ષ ગયું નથી. હજી સુધી ઉંચી કેળવણીનો
નથી. દેશી ભાષાની નિશાળોમાં માત્ર સામાન્ય ભણતર ચાલે છે અને તે સં-
સારવહેવારના સાધારણ કામકાજને જોઈએ તેટલું કહી શકાય. પરંતુ ખરું
જ્ઞાન ઉંચી કેળવણી વગર પ્રાપ્ત થતું નથી. જેને વિદ્યા કહીએ તે તો ઉંચી
કેળવણીથી જ સંપાદન થવાની.

સંસારી સુધારો જ્યારે ત્યારે નાતવાળાથી જ થવાનો છે એ વાત
ધ્યાનમાં રાખવી જોઈએ. દરેક નાતમાં થોડા ઘણા ભણેલા ને શુભચિંતક
પુરૂષો હોય છે તેઓ જો નાતીલાને તથા નાતના આગેવાનોને ઉપદેશ કર્યા કરે
તો તેથી લાભ થયા વગર રહે નહિ. નાતિભાઈઓનો તેમનાપર વિશ્વાસ બેસ-
વો જોઈએ. તેઓ પોતાના વર્ગના છે, તેઓ નાતના સારાને માટે જ કહે છે,
તેઓ આપમતલબીઆ નથી, તેમનો હેતુ ધર્મખંડન કરવાનો કે નાતને બ-
ગાડવાનો નથી એવી જો લોકોની ખાતરી થાય તો લોકો જરૂર તેમનું સાંભ-
ળશે, અને તેમના કહેવાની અસર પણ થશે. ભણેલા અને આગેવાનો મળીને
નાતનું અનેક રીતે સારું કરી શકે એમ છે. પ્રત્યેક નાતના સુધારાથી પરિણામે
આખો દેશ સુધરશે. આમ ઉંડળમાં લેવાના યત્ન કરતાં ધીમે ધીમે સુધારો
કરવાનો પ્રયત્ન સફળ થવાનો સંભવ વધારે છે. વાહોમ કરવાનો સમય હજી
આવ્યો નથી, કેમકે જેમ લોકો મોટા સુધારા ગ્રહણ કરવાને લાયક થયા
નથી, તેમ સુધારાવાળાઓ તેવો દાખલો આપવાને તૈયાર પણ થયા નથી.

એમાટે સુધારાની ઇચ્છા રાખનારને, અને નાતના આગેવાનોને તેમ
જ નાતના સઘળા લોકોને મારી ઉલટ વિનંતિ એ છે કે " તમારે દેશકાળ ને
સ્થિતિનો વિચાર કરવો જોઈએ. અધમ અવસ્થામાંથી મુક્ત થઈ જે માર્ગે
ઉન્નતિ થાય તે માર્ગ પકડવો ઘટે છે. જે જે રીતભાતથી નાત સમસ્તને નુક-
સાન અને નામોશી છે, તે તે રીતભાતનું છેદન કરવાની જરૂર છે; જે જે ચાલ
ખરચાળ ને નાતને ગરીબ સ્થિતિમાં લાવી નાખનાર હોય તે તે ચાલ કમી
કરવા પેરવી થવી જોઈએ; જે જે રૂઢિઓ ધર્મ અને નીતિવિરૂદ્ધ માલમ પડે
તે તો રૂઢિઓનો મૂળચ્છેદ ખસુમ કરવો યોગ્ય છે. કન્યાવિક્રય શાસ્ત્રવિરૂદ્ધ તે

અધમ છે; કજોડાં દુઃખદાયક ને નિર્માલ્ય કરનાર છે; નાતવરાનાં બંધન નુકસાનકર્તા ને ગરીબી પ્રાપ્ત કરનાર છે, રોવા કૂટવાનો રિવાજ શોકમાં વધારો કરનાર, શાસ્ત્રવિરુદ્ધ ને હાંસી કરાવનારો છે; ગમે તે કારણથી નાની બૈરી ઉપર શોક્ય લાવવાનો કે એક બૈરી છતાં બીજી બૈરી પરણવાનો ચાલ સંતાપજનક છે; ફટાણાં ગાવાની રીત અમર્યાદ ને અનીતિ ઉત્પન્ન કરનારી છે; નાતના વધતા જતા લાગા લોકને દરિદ્રી કરનારાં છે; નાતોના ફાંટા પડવાથી કુસંપ વધે છે, કન્યાની અછત થાય છે, અને વરકન્યાનાં સંતોષકારક જોડાં મળી શકતાં નથી; નાતોમાં વિદ્યાનો ફેલાવો થયા વગર અજ્ઞાન નાશ પામનાર નથી, સુધારો દાખલ થવાનો નથી, ને નાતની આબાદી થનાર નથી; માટે આ સઘળી બાબતો ઉપર લક્ષ રાખી સમયે સમયે જે જે બની શકે તે તે કરવાનો પ્રયત્ન નાતોની અંદર થયા કરશે તો ઈશ્વરસહાયતાએ સઘળાં સારાં વાનાં થશે. ”

રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

REGISTERED NO. B. 333.

श्रीः ।

# लोकप्रिय लेखमाला.

(દ્વિમાસિક)

મે
તિ

વિદ્યા
કલા

પું ૨.

અંક
૧૭-૧૮

# વિવાહ:

## તેનું ગંભીર સ્વરૂપ, તથા બાલવિવાહનો બગાડો.

સં. ૧૯૫૮ ફાલ્ગુન-ચૈત્ર. | સ. ૧૯૦૨ એપ્રીલ-મે.

પ્રસિદ્ધ કરનાર

श्रेयःसाधक अधिकारिवर्ग.

લેખના વ્યવસ્થાપકોઃ-

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર મંડલઃ—

આર્ય-ઉદ્યોગ-મંડલ, ધીકાંટા

તે ગમે તેવો ઉપયોગી અન ...ો

વાર્ષિક લવાજમ-પ્રથમ વર્ગ રૂ ૧-ક્લાસની દયા ઉપજાવનારી સ્થિતિમાંથી

આ વર્ગને વર્ષઆખર પુસ્તકવગેરે રેખરા અને શુદ્ધ સુધારાની જરૂર છે

રૂ. ૦-૧૨-૦ પોસ્ટ ... અગાઉથી

નહિ. એજન્ટ ...

" લેખમાલા " ના આ અંકમાં સાંસારિક સુધારાને લગતો વિષય ચર્ચવાનો છે, તેથી બાકીના બધા વિષયો બાજુએ મૂકી સાંસારિક સુધારાના મૂળ " વિવાહ " ની બાબતપર વિચાર કરીએ.

સંસારનું મૂળ લગ્ન છે:—લગ્ન વિના પ્રજા નહિ, અને પ્રજા વિનાનો સંસાર નથી માટે સાંસારિક સુધારાપર વિચાર કરતાં પ્રથમ જે આપણે સંસાર માત્રના મૂળ લગ્નપર વિચાર કરવો જરૂરનો છે. પાયો મજબુત હોય તો જ આગળ ચાલવું સલામતીભર્યું છે. નબળા પાયાપર બાંધેલું મકાન ગમે તેવું હોય સુશોભિત હોય તો પણ જોખમભર્યું છે, અને વિશ્વાસને પાત્ર તો નથી જ.

" લગ્ન " શબ્દનો અર્થ સાથે જોડાવું થાય છે. સ્ત્રીપુરુષનો સંયોગ થવો, અર્થાત્ એક બીજાની પરસ્પર સહાયતા માટે સંસારમાં જોડાવું તે લગ્ન. લગ્ન આવશ્યક છે અને એક પવિત્ર ફરજ માણસ માત્ર માટેછે. શાસ્ત્રમાં પણ માણસની જીંદગીના ચાર આશ્રમમાંથી લગ્નવાળા આશ્રમને અર્થાત્ " ગૃહસ્થાશ્રમ " ને સૌથી શ્રેષ્ઠ પંક્તિ આપી છે, કારણકે તે આશ્રમવડે બાકીના સર્વે આશ્રમોનું પોષણ થાય છે એમ શાસ્ત્રકારો કહે છે, અને તે યથાર્થ છે.

લગ્નના હેતુ ત્રણ હોઇ શકે છે; ઉત્તમ પ્રકારનો હેતુ તે આત્મિક, મધ્યમ પ્રકારનો તે વ્યાવહારિક, અને કનિષ્ઠ પ્રકારનો તે વંશવૃદ્ધિ માટે. માણસજાત સિવાય દરેક પ્રાણી માત્ર ત્રીજા હેતુથી જ પોતાની નારીની દરકાર રાખેછે. મનુષ્યને વંશવૃદ્ધિરૂપી લગ્નનો હેતુ હોય છે પરંતુ તેની સાથે બીજો જે વ્યાવહારિક હેતુ તે પણ હોય છે. લગ્નદ્વારા સંસારવ્યવહાર ચલાવવા માટે પુરુષને એક મદદગાર અને સાથી મળેછે કે જે સાથી પોતાનું અધુરું અંગ પૂરું પાડેછે; લગ્ન વગર સ્ત્રી અને પુરુષ બંનેનું અંગ અધુરું રહેછે, અને સ્ત્રી અને પુરુષ મળી સંસારવ્યવહારના કામમાં માત્ર એક જ ગણાયછે. સ્ત્રીપુરુષ એક બીજાનું અર્ધાંગ કહેવાય છે; એક અંગ કમાયછે, અને બીજું ખર્ચે છે; એક બહારથી દ્રવ્ય લાવે છે અને બીજું તે આણેલા દ્રવ્યની યોગ્ય વ્યવસ્થા કરે છે. લગ્નનો

ત્રીજો અને ઉત્તમ હેતુ જે ગણાય છે, તે આત્મિક હેતુ છે. લગ્ન પછી વંશ વૃદ્ધિ કરવી, સંસારવ્યવહારમાં મચ્યા રહી, તેમાં પ્રવીણ થઇ, યોગ્ય રીતે પોતાનો ધર્મ બજાવવો; એટલુંજ નહિ, પરંતુ, એક બીજાની મદદ, સહાયતા અને ઉલટથી પોતાના આત્માના ઉદ્ધાર માટે ઉપાયો યોજવા તે લગ્નનો ખરે સૌથી ઉત્તમ હેતુ ગણાય. સંસારમાં પડવા માટે સાથી લેવો, અને પછી તે જ સાથીની મદદવડે અને તેની જ સાથે પોતાના આત્માને કેળવી સંસારના સુખદુઃખના પડછાયાની બહાર થવું તે ખરે લગ્નની ઉત્તમ ફતેહ જાણવી.

જો લગ્ન સંસારવ્યવહારનું મૂળ છે, અને જો તેમાં આવા ઉંચા હેતુથી પડાય છે, તો તે યોગ્ય રીતે થવું જોઇએ એ જ પ્રથમ તો જરૂરનું છે. લગ્ન વડે જોડાતાં નરનારીની આવા જોખમભર્યા કાર્યમાટેની યોગ્યતા વિચારવા જેવી છે. આ બાબતમાં તેઓનું જ્ઞાન, શરીરસંપત્તિ, અને ઉમ્મર, એ વિષે સર્વ વિગતો ચોકસ થવી જોઇએ. અસલનાં હિંદુ શાસ્ત્રોમાં આ વિગતો સંપૂર્ણ રીતે નક્કી થઇ છે અને તે પવિત્ર પુસ્તકોમાં ફરમાવેલી આજ્ઞાઓ ઉલ્લંઘી જવાથી જ લગ્નને લગતી બાબતોમાં સુધારા અને ફેરફાર કરવાની જરૂર છે. બાકી લગ્નના રીવાજમાં સુધારો કરતાં આપણે બીજું નવું કશું ઉમેરવા ઇચ્છતા નથી જ. આપણાં શાસ્ત્રોએ જણાવેલી આજ્ઞા પ્રમાણે લગ્ન થાય તો પછી નવા સુધારા કે વધારાની જરૂર રહેનાર નથી એ ધ્યાનમાં રાખવાનું છે.

લગ્નને લગતી જે અનેક શાખાઓમાં સુધારાની ઘણી જ જરૂર છે તે મુખ્યત્વે કરી પરણનાં જોડાંની ઉમ્મરને લગતા રીવાજ માટે છે, અને આ અંકમાં તે ઉપર થોડુંક લખવામાં આવશે. મુસલમાન અને મોગલાઇ રાજ્ય હિંદુસ્તાનમાં શરૂ થયું ત્યારથી, એટલે આસરે ત્રણસો વરસથી, હિંદુઓમાં પરણતાં જોડાંની ઉમ્મર તરફ જોતાં, ખરેખર આપણે પારકા ધર્મવાળાની હાંસીને પાત્ર થઇએ છીએ. આવો દુષ્ટ રીવાજ આપણે પોતાને તો હાનિકારક જ છે તેમાં સંદેહ નથી. કણબીઓમાં તો માને ગર્ભ હોય ત્યારથી જ લગ્નો ગોઠવાય છે, અને સાધારણ સરાસરી કાઢતાં તે વર્ણમાં પાંચથી સાત વર્ષના

પુરુષને (?) બે થી ત્રણ વર્ષની કુમારિકા (?) સાથે પરણાવાય છે. ઉચ્ચ વર્ણોમાં, શ્રીમંતોના બાળકોના વેસવાળ ઝોળીમાં બાળક રમતું હોય ત્યારથી જ થાય છે, અને મધ્યમ સ્થિતિવાળા અને શ્રીમંતના છોકરાછોકરીનાં જે ઉમ્મરે લગ્ન થાય છે, તેનો અંક અનુક્રમે ૧૨ અને ૮-૯ વરસ ઉપર મુકીએ તો ખોટું નથી. હાલમાં આ મુજબની આપણી સ્થિતિ છે.

સાધારણ સમજ અને અક્કલથી વિચારીશું તો આપણને જણાશે જે લગ્ન જુવાન પુરુષ અને કુમારિકાનાં થવા જોઈએ, અને હાલ થાયછે તેમ છોકરાછોકરીનાં નહિ લગ્નની જોખમદારી વિકટ છે, અને તે છોકરવાદ ઉમ્મરમાં નરનારીપર નાખવાથી લગ્નનાં ફળ ઘણી વખત દુઃખદાયક નિવડે છે.

ઉપર જણાવ્યું તેમ ૮-૯ વરસની કન્યા અને ૧૨-૧૪ વર્ષના પુરુષ વચ્ચે ગોઠવાતાં લગ્નો, વ્યવહારપક્ષે મોટું નુકસાનકર્તા છે, સાધારણ બુદ્ધિ અને અક્કલનો ઉપયોગ કરતાં બદલાવવાં જોઇએ છે, અને શાસ્ત્રાધારે તો કેવળ નિષિદ્ધ જ છે, એ બતાવવાનો પ્રયત્ન કરવાનો આ લખાણનો હેતુ છે. સૌથી દિલગીરીભર્યું તો એ જ છે કે બાળલગ્નમાટે મુખ્ય આધાર શાસ્ત્રોનો બતાવવામાં આવે છે. "શાસ્ત્ર" શબ્દ અને શાસ્ત્રોનો આધાર તરેહવાર બાબતોમાં આગળ ધરાય છે. વૈદકશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વગેરે બધાં "શાસ્ત્રો" છે પણ કોઇ બધાં ધર્મોને લગતાં નથી. હાલમાં કમનસીબે ઘણેક ઠેકાણે સંસ્કૃતમાં લખેલાં પુસ્તક માત્રને શાસ્ત્રમાં ગણવામાં આવે છે, અને આથી આપણે બીજાના ઉપહાસ માત્ર થઇએ છીએ, અને આપણાં પવિત્ર પુસ્તકોની પણ તેવી જ દશા થઇ છે. બાળલગ્નની ચાલની હાનિકારક રૂઢિ એકાદ જમાનાની સગવડ ખાતે રીવાજમાં આવી હતી તે હવે પછી ટુંકમાં બતાવવામાં આવશે.

લગ્ન જેવી બાબતમાં મુખ્ય આધાર મનુનો લેવાય છે, અને મનુસ્મૃતિનાં લખાણ સંપૂર્ણ રીતે મનાય માટે તે પવિત્ર અને પ્રાચીન પુસ્તકપરથી જો જણાય કે બાળલગ્નને વખોડી કાઢી, તેમાંની સર્વ આજ્ઞાઓ, ... ... ઉમ્મરે પણ ખરી રીતે- ... જુવાન ... ને

-સાયકની જ અપાયલી છે, તો શાસ્ત્રાધારે બીજો સંદેહ રહેવો જોઇએ નહિ.

મનુએ લગ્નને આઠ પ્રકારમાં વહેંચી તેને આઠ નામ આપ્યાં છેઃ—

૧ બ્રાહ્મ વિવાહ—વિદ્યા અને સદાચારવાળા તથા માગણી નહિ કરનાર, એવા પુરુષને બોલાવી વરકન્યાને સારાં વસ્ત્રો તથા ઘરેણાં પહેરાવી વરનું સંમાન કરી તેને કન્યાદાન આપવું તે.

૨ દેવ વિવાહ—યજ્ઞ થતી વેળા યજ્ઞ કર્મ કરાવનાર બ્રાહ્મણને અલંકારસહિત કન્યા આપવી તે.

૩ આર્ષ વિવાહ—વર પાસેથી એક અથવા બે ગાયો અથવા બળદ લઇ કન્યા આપવી તે.

૪ પ્રાજાપત્ય વિવાહ—કન્યા દેતી વેળા તમે બંને તમારો ધર્મ પાળો એવું વચન કહી વરકન્યાની પૂજા કરીને વરને કન્યા આપવી તે.

૫ આસુર વિવાહ—કન્યાના પક્ષવાળાને કે કન્યાને દ્રવ્ય આપી પરણવું તે.

૬ ગાંધર્વ વિવાહ—વરકન્યા પરસ્પરની પસંદગી અને ઇચ્છાથી પરણે તે.

૭ રાક્ષસ વિવાહ—કન્યાનાં સગાંસંબંધીઓને મારી નાખીને કે તેમને દુઃખ દઇને કન્યાને બળાત્કારે રોતી કકળતી લઇ જવી તે.

૮ પૈશાચ વિવાહ—સુનેલી અથવા બેભાન કન્યા સાથે સંયોગ કરવાથી જે સંબંધ બંધાય તે.

ઉપર મુજબના લગ્નના વિભાગોની સમજ ઉપરથી જણાશે જે કોઇ પણ ઠેકાણે બાળવયમાં લગ્ન થાય એવી ભ્રાંતિ પણ નથી દરેક પ્રકારમાં મુખ્ય બંધન એ આવે છે જે પરણવું જોડું ઉમ્મરે પહોંચેલું અને સમજમાં આવેલું જોઇએ.

" સુશ્રુત સંહિતા " માં વરકન્યાની ઉમ્મર વિષે લખે છે જેઃ—

ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थः स विनश्यति ॥

અર્થ—સોળ વર્ષ પૂર્ણ થયા વિનાની સ્ત્રી વિષે પચીસ વર્ષ પૂર્ણ થયા વિનાનો પુરૂષ જો ગર્ભાધાન કરે તો તે ગર્ભ માતાની કુખમાં જ નાશ પામે છે.

વળી એ ગ્રંથમાં એ વિષે કહેલું છે કે " કદિ એ ગર્ભ ટકે ને જન્મ લે તો જીવે નહિ, ને જીવે તો દુર્બળ રહે, માટે નાની ઉમ્મરની સ્ત્રીમાં ગર્ભાધાન કરવું નહિ. "

મનુ એક ઠેકાણે કહે છે–માતાપિતાએ કન્યાદાન દેતી વેળા કહેવું કે " તમો બંને સાથે રહી અમારી રીતે ધર્માચરણ કરજો. કુલની પરીક્ષા પ્રથમ કરવી, બુદ્ધિમાન્‌ને કન્યા દેવી, અને સારી બુદ્ધિ, રૂપ, સ્વભાવ અને લક્ષણું-વાળી, નિરોગી કન્યાને સ્વીકારવી. વર પણ એવા જ ગુણુંવાળો સમાન વર્ષવાળો, વિદ્વાન, પુરુષત્વવાળો–યુવાન્, બુદ્ધિમાન્ અને લોકપ્રિય હોવો જોઇએ.

મહાત્મા મનુનાં આ વાક્યો શું બતાવે છે? " અમારી રીતે ધર્માચરણ કરજો એ ઉપદેશ શું આઠ વર્ષના બાળકોને માટે છે? એ ઉમરનાં ઢીંગલ-ઢીંગલી જેવડાં બાળકોની આગળ કદી આવાં વચનો માતાપિતા બોલી જાય તો શું તેનો સાર તેઓ સમજશે? નહિ જ. ધર્માચરણ શું વસ્તુ છે તે બાબત તેમને ખ્યાલ સરખો હોય છે?. અરે, આજના મોટી ઉમરના મનુષ્યો વિવાહ અને તેના ધર્મને સમજતા હોતા નથી ત્યારે બાળક વરકન્યા આવા મહત્વની વાત શી રીતે સમજે? વળી સારી બુદ્ધિ, રૂપ તથા સ્વભાવ અને સારાં લક્ષણુવાળી નિરોગી કન્યાને લેવી તે બાબત પણ વયમાં આવ્યા શિવાય શી રીતે પરીક્ષા થાય? જ્યારે બાળપણુમાં આ પરીક્ષા થતી નથી, તો પછી મોટી ઉમરે જ લગ્ન કરવાનો અર્થ સ્પષ્ટ છે. વળી વર વિદ્વાન્, પુરુષત્વવાળો યુવાન્, બુદ્ધિમાન્ તથા લોકપ્રિય હોવો જોઇએ ચાર કે પંદર વર્ષની ઉમરનો છોકરો વિદ્વાન તો હોઇ શકે જ નહિ; અને જેમાં વીર્યની ઉત્પત્તિ પણ નથી તેની પુરુષપણુમાં પરીક્ષા શી રીતે કરવી? યુવાન્ શબ્દ જ બાળલગ્નનો ઉચ્છેદ કરે છે. વળી એક બાળક બુદ્ધિમાન્ અને લોકપ્રિય શી રીતે હોય? અને એક શેરીના, મોહલ્લાના–અરે! મુંબઇ જેવા શેહેરમાં તો કદાચ એક માળાના–માણસો પણ ઓળખે નહિ કે આ પોરિયો કોનો છે તે બાળક લોક-

પ્રિય કેમ હોય શકે ?

વળી ઋગ્વેદમાં કન્યાનાં લક્ષણ જણાવતાં કહ્યું છે કે "જેનું બાળપણ માર પામ્યું છે એવી, જુવાન, જેનું પુત્રાદિએ દૂધ પીધું નથી એવી, બળવતી, પતિ વગેરે સાથેનો સંબંધ જ્ઞાનપૂર્વક ચલાવવા વાળી, પુત્ર થાય તો જેનું દૂધ પુત્રાદિ યથાસમય પીએ........" એવી તે હોવી જોઇએ.

પરણુતા જોડાની ઉમર વિષે "શુક્રનીતિમાં" કહ્યું છે કે—

मनुष्यगजयोर्बाल्यं यावद्विंशतिवत्सरम् ।

"માણસ અને હાથીની બાલ્યાવસ્થા વીસ વરસ સુધીની છે."

પરાશર વગેરે એકાદ બીજા સ્મૃતિકારના લેખો ઉપરથી લોકો બહુ ભૂલાવામાં પડી ગયલા છે. अष्टवर्षा भवेद् गौरी ઇત્યાદિ વાક્યો માત્ર કન્યાઓના વય પ્રમાણે જુદા જુદા નામનું સૂચન કરતાં હોય એમ જણાય છે. જેમકે, આઠ વર્ષની કન્યા "ગૌરી" કહેવાય, નવ વર્ષની "રોહિણી," દશની "કન્યા" અને તે ઉપરની "રજસ્વળા" કહેવાય.

વય પ્રમાણે આવાં કન્યાનાં નામ પાડ્યાં તેમાં કોણ વાંધો લે છે ? ખરી વાત છે કે અગીઆર અને તે પછીની વયમાં સ્ત્રીજાતિ ઋતુમાં આવે છે અને તેનો પણ નિયમ તો નથી જ; એક જ સ્થલમાં, એક જ કાળમાં પણ એક સરખો નિયમ નથી તો દેશકાળની ભિન્નતા પ્રમાણે ઋતુકાળમાં પણ ફેરફાર થાય એ સ્વાભાવિક જ છે. એક જ સ્થલમાં જે લોકો દૃઢ શરીરવાળા છે, અને વિષયવ્યાપાર અને સંસારધર્મના અયોગ્ય આચરણોમાંથી સાચવી સંભાળીને રહેનારાળા છે, તેમની પુત્રીઓમાં વધારે મોટી ઉમ્મરે ઋતુપ્રાપ્તિ થાય છે તેમજ ગામડાના સાદા લોકમાં શહેરી લોકોના જેવા વિકારો નહિ હોવાથી તેમનામાં સ્ત્રીજાતિ એથી પણ મોટી ઉમરે ઋતુધર્મમાં આવે છે. પણ અગીઆરવર્ષ પછી સ્ત્રી જાતિ રજસ્વળા થાય છે એવો પરાશરનો મત છે, અને તે કલિયુગને માટે છે એવું કહેવાય છે. દીર્ઘદર્શી પ્રાચીન ઋષિ લોકોએ કોઇ પ્રમાણો ઉપરથી અનુમાન બાંધ્યા હોય કે કળિયુગમાં લોકો અલ્પાયુષી થઇ જશે, અને તેથી આયુષ્યના પ્રમાણમાં તેમણે ...

આશ્રમના સમયની ટુંકી ટુંકી હદ બાંધી આપી હશે. આ સિવાય "પારાશર સ્મૃતિ" કારનો બીજો હેતુ હોય એમ સમજાતું નથી. કલિયુગમાં આવી પ્રજા થશે માટે તે પ્રજાએ આમ વર્તવું એટલું જ એવા લેખનું તાત્પર્ય હોવું જોઇએ. પણ તેથી પરાશર ઋષિની એવી ઇચ્છા તો નહિ જ હોવી જોઇએ કે તેમણે માનેલા કલિયુગમાં પણ જે લોકો સત્યુગ એટલે સારાયુગની પેઠે આચારવિચારને વળગી, સદાચારથી વર્તવાને ઇચ્છતા હોય, અને એ સદાચારવડે પોતાની સાંસારિક અને માનસિક ઉન્નતિને વધારવાને પ્રયત્ન કરતા હોય. તેમણે જાણી જોઇને કલિયુગ અથવા અજ્ઞાનતાભરેલા આચરણને અધીન થઇ રહેવું ? યુગોની કલ્પના બુદ્ધિપૂર્વક કરાયલી છે, અને આપણે કદી પૂર્ણ શ્રદ્ધાથી તેને વળગી રહીએ તો પણ એટલું તો કહેવું જોઇએ કે દરેક યુગમાં બધા યુગ જોવામાં આવ્યાછે, આવે છે અને આવશે. સત્યુગમાં સર્વત્ર સદાચાર જ હતો એવું કાંઇ નહોતું અને એ જ રીતે આ કલિયુગમાં આગલા ત્રણ યુગમાં થઇ ગયલા મનુષ્યના જેવા મનુષ્યનો કેવળ નાશ થઇ ગયો છે એમ માનવું કેવળ ભૂલભરેલું છે. ત્યારે આ ઉપરથી સાર એટલો જ નીકળે છે જે પરાશર ઋષિના કહેવા પ્રમાણે જે લોકોમાં "કલિનો" પ્રવેશ થયો છે, અર્થાત, જે લોકોમાં અજ્ઞાન, કુસંપ અને દુરાચારનો વાસ થયો છે, તેઓ તેમના કહેવા પ્રમાણે વર્તે છે, અને એમ જ વર્તવાના છે. અને તેથી તે સ્મૃતિકારે ભાખેલું ભવિષ્ય આ હિસાબે અક્ષરે અક્ષર ખરું છે, અને એ રૂપમાં આપણે એના લેખને માન આપીએ છીએ.

વળી આપણા શાસ્ત્રકારોએ બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યાસ એ જીંદગીના ચાર આશ્રમ—તેને લગતી ફરજો નિર્માણ કરી જે ભાગ કર્યા છે, તેમાં પણ પચીશ વર્ષ સુધીનું બ્રહ્મચર્ય પાળવા કહી, તે ઉમ્મર સુધી વિદ્યાભ્યાસ કરવા કહેલો છે. વિદ્યાભ્યાસ વેળા સંસારની બીજી ખટપટો તથા જંજાળોને બાજુ મુકી ગુરુકુળમાં તન્મયતાથી રહેવું પડે છે. બીજો આશ્રમ "ગૃહસ્થાશ્રમ" એટલે પરણી ને સંસાર વ્યવહાર કરવાનો આશ્રમ પચીશ વર્ષની ઉમ્મર પછીનો છે. બાળલગ્ન સામે શાસ્ત્રાધારે જોતાં આ એક ગજ-

ખુન પૂરાવે છે.

ઘણાક એમ કહે છે કે હવે સો વર્ષનું આવરદા દુર્લભ છે તો પછી આ-ના સખત નિયમને વળગી રહેવાથી ફાયદો શું છે? તેમને જણાવવું જોઈએ કે આવરદા ટુંકું થવાનો પહેલો રસ્તો ગૃહસ્થાશ્રમના નિયમને છોડવાનો છે. જે ઉત્તમ રૂઢિ આપણા શાસ્ત્રકારોએ કાઢી તે આપણે છોડતા જઈએ છીએ, અને આપણી રાજકર્તા પ્રજા તેને વિશેષ અને વિશેષ આગ્રહથી ગ્રહણ કરતી જાય છે. એ બળવાન્ અને વિદ્વાન્ પ્રજાના તન અને મનના બળનું આ એક અગત્યનું કારણ છે.

જો શાસ્ત્રના ઉપર આપણી શ્રદ્ધા છે તો શાસ્ત્રો તો ચોખ્ખી રીતે જણાવે છે કે માણસનું આયુષ્ સો નહિ પણ સેંકડો વર્ષનું છે, અને આયુષ્નાં વરસો પ્રમાણે બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થાના ભાગ પાડી શકાય છે. ઉપર શાસ્ત્રનાં વચનોથી બતાવ્યું છે કે બાળપણમાં લગ્ન કરવાં એ શાસ્ત્રથી વિરુદ્ધ છે. વચનો વિચાર બાજુપર રાખીને વાત કરીએ તો બીજો સવાલ જ્ઞાન અને બુદ્ધિનો છે. મનુસ્મૃતિ વગેરે શાસ્ત્રો સ્પષ્ટ કહે છે જે પતિધર્મને જાણવાવાળી અને ધર્મને સમજવાવાળી કન્યાનું લગ્ન કરવું અને બુદ્ધિમાન્, સદ્ગુણી અને લોકપ્રિય વર સાથે તેને પરણાવવી. જો આઠ વર્ષની નાની વયમાં આપણી કન્યાઓ પોતાનો ધર્મ અને પતિ સેવાનો ધર્મ સમજતી હોય, અને નાની ઉમ્મરના છોકરાઓ શાસ્ત્રના કહેવા પ્રમાણે બુદ્ધિમાન્, સદાચારી અને લોકપ્રિય થઇ શકતા હોય તો બાળપણમાં વિવાહ કરવામાં વાંધા જેવું કશું નથી. પણ આઠ, દશ અને બાર વર્ષનાં બાળકો પોતાના પરસ્પર ધર્મને સમજે અને બુદ્ધિમાન્ તથા સદાચારી નિવડે એ વાત હાલ તો અસંભવિત છે.

વળી લગ્નસમયે જે ઉત્તમ, ઉંડી અને પવિત્ર પ્રતિજ્ઞાઓ ગંભીર રીતે લેવા માટે નિર્માણ થયલી છે, તે પણ બતાવે છે જે બાળકો માટે તે નથી; નીચલી પ્રતિજ્ઞા આ માંહેલી એક છેઃ--

કન્યા—"હું તમારો હાથ સૌભાગ્યની વૃદ્ધિ કરવા પકડું છું. તમે

મારી સાથે વૃદ્ધ થાઓ ત્યાં સુધી પ્રસન્ન અને અનુકૂળ રહો, હું અને તમે આજથી પતિપત્નીના ભાવથી વર્તીશું."

રક્ષક અને ઐશ્વર્યયુક્ત, ન્યાયી, જગતને ઉત્પન્ન અને ધારણ કરનાર પરમાત્મા, અને આ સભામાં બિરાજેલા સર્વ વિદ્વાન્ લોક, ગૃહસ્થાશ્રમના ધર્મના અનુષ્ઠાન માટે મારો હાથ તમને સોંપે છે. માટે તમે મારે હાથે અને હું તમારે હાથે વેચાયાં છીએ. હવે આપણે કદી પણ એક બીજા પ્રત્યે અપ્રિય આચરણ કરીશું નહિ.

—"કુમારિકા! ઐશ્વર્યયુક્ત હું તારો હાથ પકડું છું અને ધર્મયુક્ત માર્ગમાં પ્રેરક તારો હાથ હું ધરી મુકયો છું. તું ધર્મથી મારી પત્ની અને ભાર્યા છે. હું તારો ધર્મથી ગૃહપતિ છું. આપણે બન્ને મળીને ગૃહકાર્યો કરીએ, કે જેથી સર્વ કાર્ય સિદ્ધ થાય અને ઉત્તમ સંતાનો, ઐશ્વર્ય અને સુખની વૃદ્ધિ નિરંતર થયાં કરે. સર્વ જગતના પાલન કરનારા પરમાત્માએ જેને મારે સ્વાધીન સોંપી છે એવી તું સર્વ જગતમાં પોષણ કરવા યોગ્ય મારી પત્ની થા. તું પત્ની તરીકે હું પતિ સાથે સો શરદઋતુ સુધી સુખમાં જીવતી રહે."

જે ધર્મપ્રતિજ્ઞાઓ લગ્ન સમયે લેવાય છે તેમાંની આ માત્ર એક જ છે. પણ તે કેવી, શુદ્ધ ખુલ્લા મનવાળી, ખોટી લાજ અને શરમ દૂર કરનારી, અને અંતઃકરણમાંથી બહાર પડતી છે! બાળલગ્નને લાયકની તે નથી પરંતુ ઉમ્મરે પહોંચેલા અને સમજુ જુવાન વયના માણસના લગ્ન માટે જ તે યોગ્ય છે.

અજ્ઞાન બિચારા બાળકો તો પરણવું એટલે શું અને શા માટે તેમાંનું કશું સમજતા નથી. તેમને તો પશુની પેઠે વરમાળા રૂપી દોરડાં પહેરાવી અને ધોધારાણા જેવા શણગારી, અગ્નિસમીપ લાવી બેસાડવામાં આવે છે. અને ગોર પોતાની દક્ષિણાની લાલચનો માર્યો ખરું ખોટું જે આવે તે ભરડતો ઉપલક ક્રિયારૂપી ચેનચાળા કરાવી લગ્ન નામનો ફારસ પુરો કરાવે છે. પરણ-

-તા જોડાએ જે પ્રતિજ્ઞાઓ પરસ્પર સર્વની સમક્ષ એટલે પ્રસિદ્ધ રીતે લેવી જોઇએ તે પ્રતિજ્ઞાઓ ગોર મહારાજ સડસડાટ બંને વતી બોલ્યા જાય છે અથવા તો તે અંક મૂકી દેવામાં આવે છે.

બાળલગ્ને આપણી લગ્નક્રિયામાં કેવો દિલગીરીભર્યો અને એક રીતે હસવા સરખો ફેરફાર કર્યો છે તેનો એક દાખલો આપેલો અનુચિત ગણાશે નહિ. સુરત તરફ લગ્ન સમયે ચોરીમાં વરકન્યા પાસે આવી પ્રતિજ્ઞાઓ લેવાડવાને બદલે મહેતાજીને બોલાવી થોડીક "મહેતાજીની શીખો" બોલાવવામાં આવે છે. આ કેવો દયાજનક ફેરફાર! પણ બાળલગ્નને તે લાયક જ છે, કારણ કે, બીચારાં બાળ વરકન્યા ગંભીર પ્રતિજ્ઞાઓમાં સમજે પણ શું!

આપણી અસલની સતી સીતા, અહલ્યા, તારા, દ્રૌપદી, અને મંદોદરી બાળવયે પરણી નહોતી, પણ જુવાનીના જોસમાં આવ્યા પછી જ પરણી હતી, જેથી તે સતીઓ પાતિવ્રતધર્મ ખરા લેવા જોગ રીતે પાળી પોતાનાં નામ અમર કરી ગઇ છે.

શાસ્ત્રાધારે એક ત્વરિત તપાસ લેતાં આપણાં ધર્મશાસ્ત્રો બાળ લગ્નને ટેકો નથી આપતાં એટલું જ નહિ, પણ સામાં તેને વખોડી કાઢે છે એવું સ્પષ્ટ દેખાય છે; તો પછી આ રિવાજ શા ઉપરથી અને શા કારણથી પડ્યો તે સવાલ ઉઠે છે. મુખ્ય કારણોમાં તો મુસલમાન હકુમત દરમ્યાન થતો જુલમ, અને ખ્રીસ્તી કુમારિકાના શિયળવ્રતપર ગુજરતો કહેર છે. જે વેળાએ રહેજ પણ રૂપવાળી જુવાન સ્ત્રી દેખતાં તેને રાજાના રંગમહેલમાં કે કોઇ માનીતા કારભારીના જનાનામાં ઉપાડી જવાતી નવાઇ ન હતી. જે જમાનામાં હિંદુ સ્ત્રીપર જુલમ ગુજારવામાં મરનારી ધર્મની સેવા બજાવાયલી લેખાતી, તે જમાનામાં આના કરના ઉપાય તરીકે બાળલગ્ન થાય તેમાં અજબ જેવું કશું નથી. આવી વેળાએ ૯-૧૦ વરસની ઉમ્મરની બાળકીઓને આવા જુલમથી ઉગારવા, ઘરમાં ગોંધી રાખી ઉતાવળે પરણાવવામાં માતાપિતા પોતાનું કર્તવ્ય સમજતાં. પણ આજે આવા દુઃખદાયક વખતો વહી ગયા છે અને એક કવિના બોલોમાં કહેતાં બ્રિટિશ રાજ્યના આશ્રય નીચે આર્યભૂમિની પ્રજા-

મારી સાથે વૃદ્ધ થાઓ ત્યાં સુધી પ્રસન્ન અને અનુકૂળ રહો, હું અને તમે આજથી પતિપત્નીના ભાવથી વર્તીશું."

રક્ષક અને ઐશ્વર્યયુક્ત, ન્યાયી, જગતને ઉત્પન્ન અને ધારણ કરનાર પરમાત્મા, અને આ સભામાં બિરાજેલા સર્વે વિદ્વાન્ લોક, ગૃહસ્થાશ્રમના ધર્મના અનુષ્ઠાન માટે મારો હાથ તમને સોંપે છે. માટે તમે મારે હાથે અને હું તમારે હાથે વેચાયાં છીએ. હવે આપણે કદી પણ એક બીજા પ્રત્યે અપ્રિય આચરણ કરીશું નહિ.

૨—"કુમારિકા! ઐશ્વર્યયુક્ત હું તારો હાથ પકડું છું અને ધર્મયુક્ત માર્ગમાં પ્રેરક તારો હાથ હું ધરી ચુક્યો છું. તું ધર્મથી મારી પત્ની અને ભાર્યા છે. હું તારો ધર્મથી ગૃહપતિ છું. આપણે બન્ને મળીને ગૃહકાર્યો કરીએ, કે જેથી સર્વે કાર્ય સિદ્ધ થાય અને ઉત્તમ સંતાનો, ઐશ્વર્ય અને સુખની વૃદ્ધિ નિરંતર થયાં કરે. સર્વ જગતના પાલન કરનારા પરમાત્માએ જેને મારે સ્વાધીન સોંપી છે એવી તું સર્વે જગતમાં પોષણ કરવા યોગ્ય મારી પત્ની થા. તું પત્ની તરીકે હું પતિ સાથે સો શરદઋતુ સુધી સુખમાં જીવતી રહે."

જે ધર્મપતિજ્ઞાઓ લગ્ન સમયે લેવાય છે તેમાંની આ માત્ર એક જ છે. પણ તે કેવી, શુદ્ધ ખુલ્લા મનવાળી, ખોટી લાજ અને શરમ દૂર કરનારી, અને અંતઃકરણમાંથી બ્હાર પડતી છે! બાળલગ્નને લાયકની તેનથી પરંતુ ઉમ્મરે પહોંચેલા અને સમજુ જુવાન વયના માણસના લગ્ન માટે જ તે યોગ્ય છે.

અજ્ઞાન બિચારા બાળકો તો પરણવું એટલે શું અને શા માટે તેમાંનું કશું સમજતા નથી. તેમને તો પશુની પેઠે વરમાળા રૂપી દોરડાં પહેરાવી અને ઘોધાગાણા જેવા શણગારી, અગ્નિસમીપ લાવી બેસાડવામાં આવે છે. અને ગોર પોતાની દક્ષણાની લાલચનો માર્યો ખરું ખોટું જે આવે તે બરકતો કપટરૂપ ક્રિયારૂપી ચેનચાળા કરાવી લગ્ન નામનો ફારસ પુરો કરાવે છે. પરન્તુ—

તા જોઇએ જે પ્રતિજ્ઞાઓ પરસ્પર સર્વની સમક્ષ એટલે પ્રસિદ્ધ રીતે લેવી જોઇએ તે પ્રતિજ્ઞાઓ ગોર મહારાજ સડસડાટ બંને વતી બોલવા જાય છે અથવા તો તે અંક મૂકી દેવામાં આવે છે.

બાળલગ્ને આપણી લગ્નક્રિયામાં કેવો દિલગીરીભર્યો અને એક રીતે હસવા સરખો ફેરફાર કર્યો છે તેનો એક દાખલો આપેલો અનુચિત ગણાશે નહિ. સુરત તરફ લગ્ન સમયે ચોરીમાં વરકન્યા પાસે આવી પ્રતિજ્ઞાઓ લેવાડાવાને બદલે મહેતાજીને બોલાવી થોડીક "મહેતાજીની શીખો" બોલાવવામાં આવે છે, આ કેવો દયાજનક ફેરફાર! પણ બાળલગ્નને તે લાયક જ છે, કારણ કે, બીચારાં બાળ વરકન્યા ગંભીર પ્રતિજ્ઞાઓમાં સમજે પણ શું!

આપણી અસલની સતી સીતા, અહલ્યા, તારા, દ્રૌપદી, અને મંદોદરી બાળવયે પરણી નહોતી, પણ જુવાનીના જોસમાં આવ્યા પછી જ પરણી હતી, જેથી તે સતીઓ પાતિવ્રત્યધર્મ ઘડા લેવા જોગ રીતે પાળી પોતાનાં નામ અમર કરી ગઇ છે.

શાસ્ત્રાધારે એક ત્વરિત તપાસ લેતાં આપણાં ધર્મશાસ્ત્રો બાળ લગ્નને ટેકો નથી આપતાં એટલું જ નહિ, પણ સામાં તેને વખોડી કાઢે છે એવું સ્પષ્ટ દેખાય છે; તો પછી આ રિવાજ શા ઉપરથી અને શા કારણથી પડ્યો તે સવાલ ઉઠે છે. મુખ્ય કારણોમાં તો મુસલમાન હકુમત દરમ્યાન થતો જુલમ, અને ખીલતી કુમારિકાના શિયળભંગપર ગુજરતો કહેર છે. જે વેળાએ રહેજ પણ રૂપવાળી જુવાન સ્ત્રી દેખતાં તેને રાજાના રંગમહેલમાં કે કોઇ

-તો વર પસંદ કરાય નહિ ) પોતાની કન્યામાટે પસંદ કરવાનું રહે છે. આથી સારા કુટુંબ અને વગવાળા જમાઈને રોકી લેવા માટે બાળવયમાંથીજ ઉતાવળ અને હરીફાઈ થાય એ સ્વાભાવિક છે એવું કેટલાકોનું કહેવું છે.

આપણી ન્યાતોમાં કન્યાવ્યવહાર માટે આ પ્રમાણે જે હાનિકારક સાંકડાં બંધનો છે તે તોડવાં એ અગત્યનું છે. આવાં બંધનોમાટે પણ હવે વખતના બદલાવવા સાથે આપણે રીતરીવાજો બદલવા જોઈએ છે. અસલ, એટલે રેલ ગાડી હિંદુસ્તાનમાં દાખલ થયા આગાઉ જ્યારે એક ગામથી બીજે ગામ જતાં નદી નાળાં, જંગલ, અને રણમાંથી રસ્તો કરવાનો હતો, અને માર્ગમાં ચોરો અને ભીલ તથા લૂટારાઓનો ભય ભારી હતો, ત્યારે પોતાની દીકરીને પરગામ પરણાવવી ને જીવતી ને જીવતી તેને પોતાની નજર આગળથી જાણુકની ખસેડવા સમાન હતું. આથી તે વખતે દરેક ગામમાં ન્યાતે અથવા મહાજને બંદોબસ્ત કીધેલો જણાય છે જે ગામમાંની કન્યા પરગામ ન દેવી; પરગામની કન્યા પરણી આવવા સામે નજીવા દંડ સિવાય બંધન નથી, પણ પરગામ કન્યા દેવા સામે સખ્ત શિક્ષા છે. દાખલાતરીકે સુરતી અને ઘોઘારી અથવા અમદાવાદી મોઢ એક જ જ્ઞાત, નામે મોઢજ્ઞાતિના છે, અને શ્રીમોઢેશ્વરી દેવીને માનનારા છે, પણ જુદે જુદે સ્થળે રહ્યા એટલે વગર દંડ આપે અરસ પરસ કન્યા લેતા કે દેતા નથી. અસલની લોકસ્થિતિ અને સુખનાં સાધનો જોતાં આ બંધનો કામને અનુસરતા હતાં, જો કે તેમાં હાનિ થવાનો સંભવ તો ખરો જ. કારણ કે જે ગામમાં કન્યાની છત હોય ત્યાં બુઢ્ઢા અપંગ અને નબળી સ્થિતિના માણસોને કન્યા મળે—બલકે કન્યાના માતપિતા તેવાઓને પોતાની કન્યા આપવા ઉંતેજાર પણ થાય; જ્યારે બીજા ગામમાં જ્યાં જુવાન પુરુષોની છત હોય ત્યાં ગમે તેવા રૂપ અને ગુણવાળી કન્યાનો ઉપાડ થવાથી સંપત્તિવાળા અને સારા પુરુષો ફરજિયાત કુંવારી જીંદગી ગુજારતાં [વા, ઘરનો] વંશનો તંતુ તુટે એ સ્વાભાવિક છે. અસલમાં મુસાફરી અને પરગામ [જતાં.] બેવટની અગવડ છતાં પણ ન્યાતનાં તડથી આટલું બધું જોખમ રહેતું. [ન્યાતોમાં કે]

પણ હાલમાં આવા જોખમવાળા બંધનોની મુદ્દલ જરૂર જ નથી. રેલગાડી બાર કલાકમાં અમદાવાદથી મુંબઇ આવ જાવ કરી શકે છે, અને અર્ધા કલાકમાં વિજળીક તારના પ્રતાપે ઘેર બેઠાં આખા હિંદુસ્તાનની અને દુનિયાના બીજા ખંડોની પણ-ખબર અંતરો મળી શકે તો હવે વાણીયા કે બ્રાહ્મણો પોતાની જ ન્યાતના—એકલા તડના નહિ—પરગામના રહીશો સાથે કન્યાવ્યવહારનો સંબંધ બાંધે તો હરકત શી છે? ખરે જ આપણામાં લગ્નમાટે સાંકડા વિસ્તારને લીધે જે અતિપ્રયી મુશ્કેલી પડે છે તે જોતાં અજાયબી એજ થાય છે જે રેલગાડીના દાખલ થવા સાથે આ બંધનો આપણા મહાજનોના સમજુ અને અનુભવી મુખીઓએ રદબાતલ કાં ન કર્યાં?

પણ, અફસોસ! આપણી સાધારણ ચુક જ એ છે જે **વખતને અનુસરી આપણા રિવાજો આપણે બદલતા નથી.** રીત રીવાજો આપણે પોતે જ આપણી સગવડ અને સુખમાટે કરીએ છીએ અને પાળીએ છીએ તો પછી જ્યારે તે રીવાજોથી આપણને થતી હાનિ સ્પષ્ટ થાય ત્યારે તે કાં ન બદલવા તે સમજવું કઠણ છે. મુગલાઇ વખત અને ત્યારના સર્વે ભયનો નાશ થયો છે; મુસાફરીની અગવડો અને મુશ્કેલીઓ જતાં, આજે મુસાફરી એ મોજશોખનું ઉત્તમ સાધન થઇ પડયું છે, છતાં, પરગામ સારો વર અને સાસરૂં મળે તોપણ, પોતાની વહાલી પુત્રીના સુખનો ભોગ, જ્ઞાતિ માટે, જ્ઞાતિબંધન મુજબ, પોતાના ગામના અને પોતાના તડના કોઇ નાલાયક વર સાથે લગ્ન કરી, આપવો તે દેખતી આંખે આંધાપો આવવા સિવાય બીજું કશું નથી. આ સર્વે બંધનો કુદરતથી વિરુદ્ધ છે, અને વખતના વહેવા સાથે આપોઆપ તો તુટશે જ, પણ તે અગાઉ હજારો અને લાખો નિરપરાધી કન્યાઓના સુખ અને શાંતિ—કદાચ પ્રાણો—નોભોગ લેશે! જ્ઞાતિ અને તડના અભિમાનના વિસ્મયજનક અનેક દાખલાઓ હજુ જોવામાં આવે છે. થોડાક માસની વાતપર એક જુવાન વાણીઆએ આ લેખકને એટલે સુધી કહ્યું હતું જે "હું મારી કે મારી ન્યાતમાંની છોકરીને કોઇ ન્યાતિલા ગોલા હાંકનાર સાથે વરાવીશ પણ બીજા તડમાં યોગ્ય અને સારા ધણીને વેરે

આપીશ નહિ ! ! !

આપણા લોકમાં કહેવત છે જે "દીકરી અને ગાય જ્યાં મોકલે ત્યાં જાય." પણ તેજ મુજબ દીકરીને સારે ઘેર મોકલવાની સંભાળ લેવાની જોઇએ છે. જેમ ગાયને નબળે ઘેર મૂકવાથી પાપ છે, તેમ જ દીકરીને નબળે ઘેર—કે જ્યાં એને દુઃખી થવાનો સંભવ વધો રહેતો હોય ત્યાં પરણાવવાથી પાપ—ઘણું મોટું અને ભયંકર પાપ—છે. લગ્ન એ દરેક માણુસની જીંદગીમાં એક સોટી છે ખરી, અને સ્ત્રી કે પુરુષને કાંઇ ચીભડાની માફક ચખાતું નથી, પરંતુ જે કુટુંબો સંબંધી ચગાં સાધારણ પ્રસિદ્ધ છે તેવાં કુટુંબો અથવા તેમના પુત્રપુત્રીની બાબતમાં નશીબના આધારે બેસી રહેવું ન જોઇએ. ભલે દેશને બીજે છેડે જવું પડે, પરંતુ જ્યાં આપણાં પ્રાણપ્યારાં પુત્રપુત્રીઓ લગ્નથી સુખી થવાની આશા રહે ત્યાં જ તેમને વસાવવાં એ દરેક માતા, પિતા તથા વાલીની એક મહા પવિત્ર ફરજ છે. બાકી ગમે તેવા ધણી કે કન્યા સાથે લાકડે માંકડું વળગાડી માત્ર નામને જ ખાતર લગ્ન કરવાં એ તો લગ્નની હાંસી સિવાય બીજું કહી શકાય નહિ.

ન્યાતના પડેલા નાના નાના કટકાઓ અને કન્યાવ્યવહારમાટે ઘેરી લેવાયલી ટુંકી ટુંકી હદોએ જે એક મહાપાપી, દુરાચારમય, કમકમાટ ઉપજાવનાર, મહા ભયંકર અને મહા બુરા રીવાજને જન્મ આપ્યો છે તે "કન્યાવિક્રય" નો છે, કન્યાવિક્રય એ અનાચાર જ્ઞાતિનાં તડ અને સખ્ત બંધનોથી જ ઉદ્ભવ પામે છે. કારણ કે, જે જ્ઞાતોમાં કન્યાની અછત હોય છે ત્યાં લોભી માબાપો—અરે, દીકરીને જન્મ આપનારા, તે બીચારીના ગયા જન્મના શત્રુઓ—પોતાની દીકરીઓને, જેમ વેચવાનાં ઢોરજાનવરોને સારી કિંમત આણવા માટે પાળી પોષી મોટાં કરવામાં આવે છે તેમ, સંભાળથી મોટી ઉમ્મરની—આસરે ૧૫ થી ૨૦ સુધીની—કરે છે. અને એ અરસામાં જે કોઇ બુઢો, અપંગ, કે ખોડવાળો, ટુંકમાં ગમે તેવા ગુણ કે શક્તિવાળો વર માગું કરે તેની પાસેથી રૂ. ૧૦૦૦) થી માંડી રૂ. ૨૦૦૦) સુધી ખાવા લઇ પોતાની દીકરીઓને વેચે છે. આ વિચાર જ ભયાનક છે, પણ તે મુજબ હજારો કન્યાઓ બ્રાહ્મણ, વાણીઆ

અને ભાટીયા જ્ઞાતિમાં દર વરસ પરણે છે. આવા દુષ્ટ રીવાજો બંધ કરવાના ઉપાયો થોડાક લેવાયા છે, અને કન્યાવિક્રય કરનારને દંડની શિક્ષા ભરવી પડે છે; પણ, તેથી તે રીવાજપર જીવજેવી અસર થઈ નથી, કારણ કે જે ધણી પોતાના સસરાને ખાવા માટે રૂ. ૫૦૦૦) કે રૂ. ૧૦૦૦૦) આપે તે જ્ઞાતિ દંડના થોડાક વધારે આપતાં અચકાય એમ સંભવ નથી. આનો એકજ રામબાણ ઉપાય છે, અને તે જ્ઞાતિ બંધનો તોડવાનો અથવા તો જ્ઞાતિઓને વિશાળ કરવાનો છે, અને તે નહિ થાય, ત્યાં સુધી બાકીની બધી શિક્ષા દંડ તથા ધમકીઓ માટે લોભી કન્યા વિક્રય કરનારને થોડી જ દરકાર રહેશે !

બાળ લગ્નની બાબતપર આવતાં જ્ઞાતિ બંધન એ બાળ લગ્ન માટે માત્ર બ્હાનુંજ છે. જો ન્યાતનાં બંધનો છૂટે નહિ અને કન્યા કે ધણી આગાઉથી રોકવા જરૂર હોય તો ભલે બાળ વયે વેસવાળ થાય, પણ લગ્ન તો કરવાની જરૂર નથી જ. વેસવાળ થયા પછી તે સંબંધ વર કે કન્યાની કજા-રજા શિવાય સાધારણ રીતે છુટતો નથી. છતાં લગ્ન તો કન્યા ૧૧-૧૨ વરસની થઈ એટલે થાય છે જ અને આ માટે કાંઈ જ્ઞાતનું બંધન કે જોર નથી. પણ માત્ર માબાપની મરજી ઉપર સઘળો આધાર રહે છે. બાળ વર કે કન્યાનો તે કશો અવાજ હોતોજ નથી, એટલે સગીર ઉમ્મરનાને પરણાવવાનું સર્વ જોખમ માબાપો લગ્નનો કહેવાતો લહાવો લેવા ખાતરજ હંમેશ માટે વહે છે.

બીજું જે બહાનું લેવાય છે તે કન્યાનું ૧૨-૧૩ વર્ષની ઉમ્મરે ઋતુમતી થવાનું છે. આપણા દેશમાં સાધારણ રીતે ૧૨-૧૩ વર્ષની ઉમ્મરે કન્યા ઋતુમાં આવે છે, અને ત્યારબાદ તેને કુંવારી રાખવી એ "સાપ સાચવવા જેવું વિકટ" છે એમ ઘણીક માતાઓનું કહેવું થાય છે. પણ આ પણામાં ૧૨-૧૩ વર્ષની ઉમ્મરે છોકરીઓની કેળવણી બંધ કરી નાંખી તેના કાચા મનને કોઈ પણ જાતના રોકાણ વગરનું જે કરી નાંખવામાં આવે છે તેને જ લીધે મોટે ભાગે તેવી કન્યાઓ સાચવવી મુશ્કેલ થાય છે. પણ જો કેળવણી અને માતાના હાથ નીચે ગૃહસંસારનું કામ ચાલુ રખાય તો એ તરફની બિલકુલ હરકત રહે નહિ. બાળલગ્નનો જે મોટામાં મોટો ગેરફાયદો છે તે

એ છે જે લગ્નબાદ કેળવણીનાં સાધનો ઘટતાં જાય છે. કન્યાને નિશાળેથી ઉઠાડી લેવાય છે. અને અસમત સાસરે તો સાધારણ રીતે કેળવણી ચાલુ રખાતી નથી જ. કન્યાકેળવણી, જેની ઉપર કોઇ પણ દેશની ચઢતીનો મોટે દરજ્જે આધાર રહે છે, તે, બાળલગ્નથી નબળી થતી આવે છે.

આપણી સાંસારિક સ્થિતિ સુધારવા માટે આ કેળવણીની આવશ્યકતા કેટલી છે તે જાણવાની જરૂર હોવી ન જોઇએ. અભણ પત્ની અને વિદ્વાન્ બી. એ. અથવા એમ. એ. પતિના દુઃખદાયક કારસો વર્ણનારી ઘણીક વાર્તાઓ લખાઇ છે, અને એવા કજોડાથી લગ્નના સુખનો કેવો નાશ થાય છે તે સહજ વિચારે જણાશે. આવી અગત્યની કેળવણીનો બાળલગ્નથી જરૂર અટકાવ થવાનો, અને થાય છે. વિદ્યા માટે બ્રહ્મચર્ય આવશ્યક છે અને જ્યાં નથી ત્યાં સરસ્વતી ક્વચિત્ જ પ્રસન્ન થાય છે. લગ્ન પછી શીખેલી સેંકડે પાંચ બી મળે. પણ લગ્ન પછી સંસારના સાગરમાં તરફડીયાં મારી અને તેની જંજાળને છુતવા પ્રયત્ન કરતી પત્નીઓ સાધારણ રીતે અભ્યાસ કરે એ શું બની શકે તેમ છે? માટે કાં તો કન્યાકેળવણીના જે પ્રતિબંધ બાળલગ્ન કરે છે તેથી સંતુષ્ટ રહેવું જોઇએ, અથવા તો બાળલગ્ન અટકાવવાં જોઇએ.

કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન,
સરસ રીત તો એજ કે દો માતાને જ્ઞાન.

અને આજે જે કન્યા છે તે કાલે માતા થશે.

કન્યા ઋતુમાં આવવા બાબત મનુએ પણ કહ્યું છે જે—

कामममारणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥

અર્થ—કન્યા ઋતુમતી થઇ હોય તો પણ તે પિતાને ઘેર મરણસુધી રહે તેની ચિંતા નહિ, પરંતુ અયોગ્ય વર સાથે તેને કદી વરાવવી નહિ.

બાળલગ્નનો શાસ્ત્રાધારે નિષેધ કરતાં, જે બહાનાંઓ આગળ ધરવામાં આવે તેનો ખુલાસો આપણે આપ્યો છે. જ્ઞાતિ બંધનોથી માબાપને ઘણી મુશ્કેલી પડે છે એમાં સંદેહ નથી, પરંતુ તેથી બાળલગ્ન કરી, પોતાનાં

વંશને નિર્બળ, બુદ્ધિહીન, અને દુઃખી કરવો એ કાંઇ વાજબી ઠરતું નથી. સત્યને પરખવું, અને પરખીને તેને વળગી રહેવાની હિંમત રાખવી એ ગુણોની જ આજે મોટી જરૂર છે।

હવે બુદ્ધિના ઉપયોગથી, અને આપણા સાધારણ રીવાજો તરફ નજર ફેંકતાં બાળલગ્ન કેવાં ઉલટાં હાનિકારક છે તે વિચારીશું.

**પરણતાં જોડાંની શરીરસંપત્તિ**—આપણામાં એક સાધારણ કહેવત છે અને વૈદ્યકશાસ્ત્ર પણ સાક્ષી પૂરે છે જે સોળ વર્ષની ઉમ્મરે અકકલ આવતી જાય છે અને વીશની ઉમ્મર સુધી શરીરનું કાઠું ઉંચાઇમાં વધે છે. મતલબ તન અને મન બંને ખીલતી જુવાનીના પ્રતાપે વીશ વર્ષની ઉમર સુધી વધી શકે એમ છે. હવે આ હદની ઉમ્મરની અંદર કોઇપણ સ્ત્રી કે પુરુષ પોતાનો વંશ વધારવા કેવી રીતે યોગ્ય હોય તે સમજાતું કઠણ છે. જ્યાં સુધી લગ્નદ્વારા થનારો પિતા પોતે સર્વે રીતે પુખ્ત થઇને છોકરવનમાંથી નિકળી માણસપણામાં નથી આવ્યો ત્યા સુધી તેનો વંશ શરીરે કે મને ચંચળ અને બળવાન કેવી રીતે થાય ? કાચી ઉમ્મરના પિતાનાં બાળકો પણ સર્વે રીતે કાચાં નીવડવાનાં. તરતના વાવેલા આંબાની કેરીઓ થોડાક વર્ષમાં આવેલી હોવાથી વ્હાલી તો ઘણી લાગે પણ તેમાં મોટા અને જુના આંબાની મીઠાશ તો હોય જ નહિ. તેમજ છોકરવન ઉમ્મરે થયલો વંશ કદાચ પ્યારો લાગે, પણ તે નીરોગ અને જોઇએ તેવો બુદ્ધિમાન થવો દોહલો છે. અને તે માટે જ લગ્નની ઉમ્મર વર્ષ વીશ બાદની જ ગણાવી જોઇએ.

પણ આજની રૂઢિ મુંજબ જુવાન સ્રીપુરુષનાં લગ્ન થતાં નથી પરંતુ ખરે છોકરાછોકરીનાં થાય છે. પરણનાર નર ઉમ્મરે ચાલચલણમાં અને દુનીઆમાં પોતાના દરજ્જામાં ખરે જ છોકરો હોય છે. વાણિયાની ન્યાતમાં સાધારણ રીતે છુટથી લેતાં તેની ઉમ્મર ૫ દરેક વર્ષની ગણીએ તો તેમાં ખોટું નથી. તે મધ્યે ભાગે ભણેલો હોય છે અને જો કમાતો હોય તો સાધારણ રીતે લેતાં ગાંધી કે કાપડીઆની દુકાને વાણોતર રહેવા શિવાય વિશેષ કમાતો હોતો નથી અને તેના શરીરના સર્વ અવયવો ખીલવાને હજુ ૪–૫ વર્ષ બાકી હોય છે. પરણતી કં-

ન્યા ગુવાનને બદલે છોકરી જ હોય છે. સૌથી આગળ વધેલી પંક્તિના કુટુંબો-માં કન્યાના લગ્નની ઉમ્મરની સરાસરી ૧૨-૧૩ વર્ષની હોય છે. હવે આ ઉમ્મરનાં દંપતીને સંસારવ્યવહાર અને ધર્મકર્મ સંબંધી શું જ્ઞાન હોઇ શકે? તે છતાં સમજુ અને ધર્મિષ્ઠમાં ખપતાં માતપિતા પોતાના જીવનગાળા સમાન પુત્રપુત્રીઓને આવી કાચી વયે સંસારના સપાટામાં નાંખી તેમના શરીર અને મનને વધતાં અટકાવી જે નબળા દૂબળા અને બાળવંશ ઉત્પન્ન કરાવેછે તેથી હિંદુ પ્રજાની દરેક રીતે દિનપતિ દિન પડતી નહિ તો બીજી શી દશા થાય? આપણાં કર્મ અને આચરણ મુજબ આપણે દુર્બળ થતી જતી પ્રજા તરીકે પ્રખ્યાતિ પામવાને જ લાયક છીએ !!

આ લખાણમાં ૧૫ વર્ષ અંદરની કન્યા અને ૨૧ વર્ષની ઉમ્મરની અંદરના પુરુષના લગ્નને બાળલગ્ન કહેવામાં આવ્યાં છે, એટલે પછી જન્મપહેલાંથી જ ગોઠવાતાં લગ્નો-મુખ્યત્વે કરી કણબીઓમાં-વિષેનો તો સવાલ જ રહેતો નથી. હવે આપણે કોર્ટ, દરબાર અને તે તરફથી માણસ માત્રને મળેલા હકો તરફ જોઇશું, તો પણ હિંદુ ધારા મુજબ અઢાર વર્ષની ઉમ્મર સુધી તો સરકાર પણ કોઇ પુરુષને સ્વતંત્ર કારભારનો હક આપતી નથી તેમ જ તેવાને વસિયતનામાં કરવાનો પણ અધિકાર નથી, કારણ કે ત્યાં સુધી વિચારશક્તિ ખીલેલી હોતી નથી. વળી આપણા અસલ અને ચુસ્ત ધાર્મિક રીવાજ મુજબ યુવરાજોનો રાજ્યાભિષેક પણ ૨૧ વર્ષની ઉમ્મર બાદ જ થતો, અને ત્યાં સુધી રાજ્યકારભાર ચલાવવાને કોઇ પુખ્ત ઉમ્મરનો વાલી નીમાતો. વળી હાલના વખતમાં જીંદગીનો વીમો ઉતારનારી કંપનીઓ પણ સોળ વર્ષની ઉમ્મર સુધી કોઇ છોકરાની જીંદગીનો વીમો ઉતારતી નથી, કારણ કે તે ઉમ્મર સુધી શરીરનો બાંધો જામેલો હોતો નથી અને શરીર કાચું હોવાથી ઘણા રોગોને આધીન રહે છે. ૧૬ વર્ષની અંદરના છોકરાઓની જીંદગીની જે સલામતી વીમા કંપનીઓ પૈસાના રૂપમાં પણ આપવા ના પાડે, તે જ સલામતી હિંદુ માતાપિતાઓ પોતાની પુત્રીઓના સૌભાગ્યના—જીંદગીમાં એક જ વખત મળનાર અને ગુમાવ્યે પાછું હાથ ન આવનાર સૌભાગ્યના—રૂપમાં આપવાને

હા પાડે, ઇંતેજાર થાય અને મહા આનંદથી આપે તો ખરે જ હિંદુ માતાપિતાઓ હિંમતવાન કહેવાય !

ઉપલી દલીલો, બાળલગ્ન સામે એવી તો મુદ્દાસરની છે કે, તેથી ઉલટા જઇ જે લગ્નો થાય છે તેમાં ખુલ્લી આંખના અંધાપા શિવાય બીજું કશું નથી.

હવે સંક્ષેપમાં બાળલગ્નથી હિંદુ ઘરસંસારપર થતી અસરનો ચિતાર નિરખીએ.

પોતાની સાધારણ કમાણીમાં મધ્યમ સ્થિતિનો હિંદુ પિતા ત્રણ ચાર પુત્રપુત્રીઓને પોષતો, પોતાના ગજા પ્રમાણે ભણાવતો, શીખવતો દિવસ ગાળતો હોય, તેમાં છોકરો ૧૫-૧૬ વર્ષની ઉમ્મરનો થયો એટલે લગ્ન તો થવાં જ જોઇએ, નહિ તો ન્યાત જાતમાં ખોટું લાગે ! લગ્નનો ખર્ચ તો જાણે ઠીક, ગમે ત્યાંથી લાવી અથવા ગમે તેમ કરી બાપદાદાના નામ મુજબ કરી જશના ડંકા વગાડયા. લગ્નબાદ માસ બે માસમાં જોબનના મદમાં ખીલતી હોંશીલી વહુ ઘેર આવી એટલે તેના ખાવાપીવાનો, રહેવાનો અલાહેદો ઓરડો કે કોટડી. લુગડાંલત્તાંનો ખર્ચ વધ્યો, તેનો ધણી તો બાપડો ભણતો હોય, અને અભ્યાસ આગળ વધતાં પુસ્તકોનો ખરચ વધતો જાય, અને નિશાળ કે પાઠશાળાની ફી વધારે ને વધારે આપવી પડે, એ તો જુદું. હવે આ એક કમાનાર ઉપર બે ખર્ચ વધ્યા. ઉધાર પાસાના આ વધ્યા જતા સરવાળાને મેળવવા કાં તો જમે પાસામાં છોકરાની ... અટકાવી, તેને કનિષ્ઠ લેખાતી ચાકરીમાંથી આવતા હલકા પગારનો ... ઉમેરવો જોઇએ, અથવા તો ઘરના બીજા ખર્ચમાં કાપકુપ કરવી જોઇએ. જો પહેલું પગલું લેવાય તોપછી છોકરાના આગળ વધવાના સંજોગો ને તો જેગોપાળ જ જાણવા, અને જો કોઇ ભલા પિતા બીજું પગલું લે તો કુટુંબમાં કજીઓ કંકાસ ઘર માંડે તેમાં નવાઇ નથી. એક ભાઇને લીધે બાકીના કુટુંબીઓને ઓછું સુખ મળે તે શાંતિથી ખમનારા સાધારણ કુટુંબોમાં જવલે જ મળે છે, અને નેવી સાસુ વહુના ટંટાનો પાર રહેતો નથી. મતલબ

લગ્નની સાથે આવતું સુખ તો દંપતીને ભાગ્યેજ એક કોરે રહ્યું, પણ સાચું દુઃખના કાંટા ને બીમારીઓના નસીબમાં લગ્નની ચોરીમાંથી જ લખાય છે. જુવાનીના મોજશોખ અને રંગરાગના વિચારો તો ક્યાંએ ઉડી જાય છે, અને મધ્યમ સ્થિતિનાં કુટુંબોમાં જોઇએ તેવા પુષ્ટિકારક ખાનપાનના સાંસા પડે છે, અને એક કે બે સુવાવડ ગરીબ બિચારી નિર્દોષ પત્નીને કાંતો ઘરડી જેવી કરી નાંખે છે કે કાંતો ક્ષયના ઘસારામાં નાંખી તેની જીંદગીનો અકાળ અંત આણે છે, તથા પાછળ રહેલા દુર્બળ, બાળવંશને ઉછેરવાનું કમનસીબ પિતાને માટે રાખે છે. આપણા જુવાનોને આ મુજબ આપણે અપંગ કરીએ અને તેથી તેઓ પરાક્રમવાળા જોડે, વેપાર ધંધા, વિદ્યાભ્યાસ, અને જાહેર જીંદગીની રસાકસીમાં પાછા પડે તેનો ઠપકો કોને માથે મૂકાય વારુ ?

ખરે, સમજુ શાણા હિંદુ માતાપિતાઓ ! જો તમારાં પુત્રપુત્રીના લગ્ન માટે તમો અવિચારીપણાથી અને તમારાં ધર્મશાસ્ત્ર, સાધારણ અકલ, વિચારશક્તિ અને બીજા રીવાજોથી ઉલટાં એવાં બાળલગ્ન ન કરો તો તમારા માથા પર દોષ મૂકાય નહિ. તમારાં પુત્રપુત્રિનાં લગ્નની તમને " હોંસ " થાય અને તેના " લ્હાવા " લેવા તમને ઉત્કંઠાના ઉમળકા આવે તેમાં નવાઇ નથી. લગ્નના પ્રસંગ સાધારણ નથી દરેકની જીંદગીમાં એવા ખુશ પ્રસંગો એક જ વાર આવે છે. પણ તેની ખુબીઓ અને આશિષો સાથે તેનાં દુઃખો પણ જુદી તરેહનાં છે. માટે જ તેની હોંસ કરીને લ્હાવો લેવા માટે ઉતાવળ ન કરતાં શાંત અને શુદ્ધ ચિત્તે જ તમારાં દીકરાદીકરીઓને સારી જોડ મેળવવાના જ વિચારથી તે કરવાં; અને તેમાં પૈસા ટકાનો લોભ આડો આવવો ન જોઇએ. માતા તથા પિતાની પદવી ધારણ કરનાર હે સ્ત્રીપુરુષો ! તમારો પહેલો ધર્મ તો તમારાં સંતાનોને ભણાવવાનોછે. જો તેઓમાં માંહ્યું હશે તો હજારો ઘર અને કન્યાનાં માગાં આવશે. ભણ્યાબાદ પછી પણ લગ્ન કરવા અગાઉ તમારો છોકરો પોતે કમાઇ ખાઇને પોતાનું અને કુટુંબનું ગુજરાન કરે અથવા તો તમે તેનું ગુજરાન કરી, કરજ થતાં તેના કુટુંબનું હમેશ માટે પૂરું કરવા શક્તિમાન હોતો !

જ લગ્ન કરજો નહિ તો એ દંપતીના સુખ દુઃખના હથિયાર થવાનું તેનો ભાર તમારે ખેડવાની જરૂર નથી—આસમાન લગ્ન કરવા પુત્ર તૈયાર થતાં તેને તમારા અનુભવનો લાભ આપી સારી પત્નીને શોધો, તેના કહ્યા વિના કે તેને પૂછ્યા વિના જ તેને વિના પ્રયોજને ધુંસરીમાં અકાળે બાંધશો નહિ.

એ કેવા જોશીએ તે માટે કહ્યું છે કે,

कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री षाड्गुण्यमेतद्धि पतिव्रतानाम् ॥

અર્થ—સલાહ આપવામાં મંત્રી જેવી, કામ કરવામાં દાસી જેવી, ભોજન કરાવવામાં મા જેટલા હેતવાળી, શયનવેળા રંભાના ગુણવાળી, ધર્મ વિચારમાં પતિને અનુકૂળ વિચારની, અને પૃથ્વીની પેઠે ક્ષમાવાળી—એ છ ગુણો પતિવ્રતા સ્ત્રીના છે.

પણ આ ગુણો ૧૨–૧૪ વર્ષની ઉમરની બાળામાં હોય જ કેમ ? જેણે હજુ દુનિયા જોઇ નથી, અને જેને તેના સુખ દુઃખના તડકાછાંયડાનો વિચાર પણ નથી આવ્યો તેને આવા ગુણનું ભાન પણ શી રીતે આવે !

એવી કેટલી લલિતાઓ થઇ ગઇ હશે અને હજુ થશે કે જેના સ્મરણસ્તંભોપર નીચલી લીટીઓ કોતરવી શકાય !

બાળપણે પરણાવતાં, નીપજે શો પરિણામ,
તે બતલાવવાને ચણ્યો, સ્મરણસ્તંભ આ ઠામ.
" કુલીન " નામનો વર જુવે, કથળે કેવું કામ,
તે બતલાવવાને ચણ્યો, સ્મરણસ્તંભ આ ઠામ.

ઈશ્વર આર્ય પ્રજાને સુમતિ બક્ષી સત્યનો માર્ગ પકડવાની અડગ અને નિર્ભય હીમત આપો ! તથાસ્તુ.

વાલકેશ્વર, મુંબાઇ, સંવત્સરોત્સવ.
શાકે ૧૮૨૪ તા. ૮–૪–૧૯૦૨ } પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, બી. એ.

૧૫૦-


श्रीः ।

ધર્મ નીતિ | **लोकप्रिय लेखमाला.** (દ્વિમાસિક) | વિદ્યા કલા

વર્ષ ૨. | અંક ૧૯-૨૦


# પુણ્ય અને પાપ.

# રંકથી રાય.


સં. ૧૯૫૮ વૈશાખ-જયેષ્ઠ. | સ. ૧૯૦૨ જુન-જુલાઇ.

પ્રસિદ્ધ કરનાર

**श्रेयःसाधक अधिकारिवर्ग.**

લેખના વ્યવસ્થાપકો:-

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાલ.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

લવાજમની વ્યવસ્થા રાખનાર:—

વ્યવસ્થાપક, લોકપ્રિય લેખમાલા, વડોદરા.

વાર્ષિક લવાજમ-પ્રથમ વર્ગ રૂ ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર | किं किं न साधयति कल्पलतेव विद्या । કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી? | વાર્તા કથા, ઇ૦

# સૂચના.

અનેકવાર સૂચના કર્યા છતાં કેટલાક ગ્રાહકો પત્રવ્યવહાર બરાબર શરનામે કરતા નથી તેથી બહુ અગવડ પડે છે. તે દૂર કરવા અર્થે "લોકપ્રિય લેખમાલા" સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે હવેથી કરવા વિનંતિ કરવામાં આવે છે.

"વ્યવસ્થાપક, 'લોકપ્રિય લેખમાલા,' વડોદરા."

---

## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અંબાલાલ હરગોવિંદદાસ, B. A; LL. B.
રા. અમૃતલાલ કુબેરદાસ.
રા. અમૃતલાલ ગોરધનદાસ.
રા. આનંદભવન કલબના સેક્રેટરી.
રા. ઉમરવાવ દૂરગ્રામ્ય શાળાના મહેતાજી.
રા. કંડારી શાળા માસ્તર.
રા. કરસનદાસ હરગોવિંદદાસ.
રા. કલકવા ગ્રામ્ય શાળાના મહેતાજી.
રા. કાશીદાસ નરસિંહદાસ.
રા. કુબેરરામ મહાશંકર.
રા. કુરાઈ શાળા માસ્તર.
રા. કુશળજી કાલીદાસ.
ડૉ. કેશવલાલ દોલતરામ.
રા. કેશવલાલ ગીરધરલાલ.
રા. કેશવલાલ વેણીરામ.
રા. કોસિન્દ્રા વિદ્યાર્થી લાઈબ્રેરીના સેક્રેટરી.
મિ. ખાનમહમદ મનજી.
રા. સા. ગણપતરામ અનુપરામ.
રા. ગિરજાશંકર વજેશંકર.

# पुण्य अने पाप.



પરમેશ્વરની સૃષ્ટિમાં ઘણી ખરી બાબતમાં જોઇએ છીએ તો અનેક પરસ્પર વિરોધી બાવો નજરે પડે છે; જેમકે પ્રકાશ અને અંધકાર; સુખ અને દુ:ખ; સદ્‌ગતિ અને દુર્ગતિ. તેમ જ મનુષ્ય માત્રને વિષે પુણ્ય અને પાપ એ બે પ્રકારનાં કર્મો કરાતાં નજરે આવે છે. પુણ્ય એટલે ઉજળાં કર્મ, તેથી પ્રાપ્ત થતી અંતઃકરણની ઉચ્ચ ભાવના તથા તેથી ઉત્પન્ન થતી આનંદ વૃત્તિ. પાપ એટલે મલિન અથવા અશુભ કર્મ, તેથી થતી મલિનતાપૂર્વક અંતઃકરણની સંકોચવૃત્તિ તથા તેને પરિણામે આવી પડતી દુઃખની વેદના. પુણ્યવડે માણસ સ્વર્ગને મેળવે છે અને હરિનાં દર્શન કરે છે. તેમ જ એથી ઉલટી રીતે પાપવડે માણસ નરકમાં પડે છે અથવા અધમાવસ્થા ( દુર્ગતિ ) મેળવે છે અને હરિથી દૂર દૂર હડસેલાય છે. આવું ઘણાખરા વિચારવંતોનું માનવું હોય છે. અનુભવીઓના અનુભવમાં પણ આવું જ ઉતરે છે.

જુદા જુદા ધર્મપંથોને લીધે, કપાળે કપાળે જુદી જુદી મતિને લીધે, ધર્માચાર્યોને કંઇક નવું નવું મનાવવાના મમતને લીધે, તેમ જ દેશકાળની ભિન્ન ભિન્ન દશાને લીધે મનુષ્યમંડળમાં પુણ્ય અને પાપના બાંધેલા સ્વરૂપમાં ઘણા ઘણા ભેદ જોવામાં આવે છે. તોપણ સાધારણ રીતે જોતાં તો ધર્મનાં મુખ્ય લક્ષણો તો ઘણે ભાગે ઘણાખરા ધર્મોમાં મળતાં આવે છે. જુઠું બોલવું, વ્યભિચાર કરવો, ચોરી કરવી, કોઇને દુઃખ દેવું, વિશ્વાસઘાત કરવો—એ વિગેરે નઠારી બાબતોને તો ઘણુંકરીને દરેક દેશના ધર્મમાં પાપરૂપ ગણેલી છે જ. જ્યાં એમાંની એકને પણ પાપરૂપ નહિ ગણી હોય ત્યાં તે તે ધર્મની તેટલે અંશે ન્યુનતા જ ગણવી જોઇએ. છતાં જુદી જુદી દૃષ્ટિએ કરી ધર્મવેત્તાઓએ પાપના પ્રકારોને અમુક અમુક બાબતમાં ન્યારા

વર્ણવ્યા છે, તેમ જ પુણ્યના પણ પ્રકાર અમુક અમુક સ્થાને ભિન્ન ભિન્ન દર્શાવ્યા છે.

જૈન ધર્મમાં પાણી વિશેષ ઢોળાય તો તેમાં જીવો મરે છે, તેના પ્રમાણમાં પાપો થાય છે તેમ મનાયું છે. તેથી તે ધર્મ પાળનાર જૈનો બનતા સુધી પાણીનો ઉપયોગ થોડો કરવા તત્પરતા રાખે છે. વળી બ્રાહ્મણ ધર્મમાં, વૈષ્ણવાદિ સંપ્રદાયોમાં જ્યાં વારંવાર બાહ્ય શુચિઅર્થે સ્નાનો કરવાં પડે છે ત્યાં તેમને હાથે પુષ્કળ પાણી વપરાય તો જ ધર્મ સચવાય છે. તેઓ પાણીના વિશેષ ઉપયોગથી પાપ થાય છે, તેવી દૃષ્ટિ રાખતા નથી. પણ વારંવાર સ્નાન કરવાથી દેહશુદ્ધિથી પવિત્ર રહેવાય છે તે વાતને ધ્યાનમાં લે છે, કારણ કે શુચિ ધર્મનું એક અંગ છે, એમ શ્રીભગવાન્ મનુએ મનુસ્મૃતિમાં કહ્યું છે,

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥

( એમાં શૌચ એટલે મનની અને તનની પવિત્રતા એ અર્થ છે. તનની પવિત્રતા જળમૃત્તિકા વિગેરેથી થાય છે. )

મુસલમાન ધર્મમાં અમુક તહેવાર ઉપર બકરાં હલાલ કરવાથી પુણ્યની પ્રાપ્તિ સ્વીકારાયલી છે; તેવી દૃષ્ટિ રાખી તેમ તેઓ કરે છે, અને તેમાં પાપ બીલકુલ નથી એવી તેમની માન્યતા છે. આર્યધર્મ પાળનારાઓ જીવની હિંસાને મહા પાપ ગણે છે કેમકે તે ધર્મ પ્રમાણે अहिंसा परमो धर्मः એટલે હિંસા ન કરવી તેને મોટો ધર્મ કહ્યો છે. આથી તેઓ અહિંસાધર્મ એટલે દરરોજ પાળે છે કે કસાઇવાડા તરફ દૃષ્ટિ પણ નાખતા નથી તથા જાણ્યે અજાણ્યે કોઇ જીવની હિંસા કરાતી જોવાઇ જાય તો તેમના જીવને કલાકોના કલાકો સુધી દુઃખની લાગણી રહ્યાં કરે છે. બ્રાહ્મણધર્મ કરતાં જૈન ધર્મ અહિંસા ધર્મને પૂરે પૂરી રીતે પાળે છે. બ્રાહ્મણધર્મવાળા યજ્ઞાદિક કર્મમાં તેમ જ દેવદેવી પૂજનમાં સમયે સમયે ધર્મને નામે જીવહિંસા કરે છે; તથા દેવને અર્થે પશુવધમાં પાપ થાય છે તેમ મનાતું નથી. આજે ઘણે બંગાળ, પંજાબ વિગેરે દેશમાં હિંદુઓ માંસાહારી થયા છે, પણ ખરા બ્રાહ્મણ ધર્મમાં

ણુ વેદાંતશાસ્ત્રને જાણનારા જ્ઞાનમાર્ગી તથા વૈષ્ણવ સંપ્રદાયવાળા વિગેરે ધર્મની ક્રિયામાં પણ પશુવધ બીલકુલ કરતા નથી. તેઓ દેવતાને ફળ, ફૂલ, દૂધ, ઘી, મધ અને જાત જાતના અન્નનો ભોગ ધરે છે.

ન સમજે તો મારીને મુસલમાન કરવા એ મુસલમાન ધર્મમાં પુણ્ય મનાયું છે. બીજા ધર્મમાં એ વાતને સ્વીકારી નથી. વેદાંતશાસ્ત્રમાં તો તમામ પ્રાણીવિષે ભ્રાતૃભાવ જ મુખ્ય ધર્મકર્મમાંનું એક માન્યું છે. આ બધું વિવેચન કરવાનું કારણ એટલું જ કે ભિન્ન ભિન્ન ધર્મમતોમાં પાપપુણ્યના આવા ભિન્ન ભિન્ન વિવેક કરેલા જોવામાં આવે છે. તેથી કરીને હવે સર્વ વિવેકી પુરુષો સારી રીતે વિચારપૂર્વક કઇ કઇ બાબતને પુણ્ય કહે છે અને કઇ કઇ બાબતને પાપમાં લેખે છે તેનો વિચાર કરીએ. અહિં ધર્મની વિશાળ વ્યાખ્યા લેવાની છે.

મનુષ્યમાત્ર સુખને માટે ઇચ્છા કરે છે, અને સુખ મેળવવા માટે રાત-દિવસ ઘણા પ્રયતો કરે છે. દુઃખ સર્વ કોઇને અપ્રિય લાગે છે. દુઃખથી દૂર રહેવાને સર્વ કોઇ અંતઃકરણથી રાજી હોય છે અને દુઃખને દેખીને ત્રાસ પામે છે. મનુષ્યમાત્રના અને તમામ પ્રાણીઓના સુખને અર્થે જ આ બધી જગત્-રચના અદ્ભુત રીતે રચાઇ છે તેમાં સુખનાં સાધનો પરમાત્માએ સંપૂર્ણ રીતે બક્ષ્યાં છે, તે ઉપરથી જગત્કર્તાનો હેતુ પણ સર્વને સુખ મળે તેમાં સમાયેલો છે. તેટલા માટે મનુષ્યમાત્રે વિવેકસંપન્ન થઇને પોતાની જાતને દુઃખ ન પડવાને અને અન્ય કોઇને દુઃખ ન ઉપજાવવાને યત્ન કરવો- એવી ઈશ્વરની પવિત્ર આજ્ઞા હોય એમ સહજ સમજાય છે. જેઓએ પવિત્ર આજ્ઞાના યથાર્થ સ્વરૂપને બ્રહ્મનિષ્ઠ મહાત્મા પાસેથી જાણી લઇને, તેમને હૃદયમાં ધારીને, તદનુસાર વર્તન કરે છે તેઓ પુણ્યશાળી છે અને સુખના ગ્રાહક છે. જેઓ અવળી બુદ્ધિ વાપરીને અન્યને દુઃખ ઉપજાવે છે અને પોતે પણ પાપાચરણથી દુઃખ મેળવે છે તેઓ ઈશ્વરની પવિત્ર આજ્ઞાનો અનાદર કરી ઈશ્વરસન્મુખ પાપ જ કરે છે અને તેથી તેઓ ઈશ્વરની પવિત્ર આજ્ઞા-વિરુદ્ધ વર્તી પાપીમાં ગણાય છે તથા દુઃખને પાત્ર થાય છે. પરમ કૃપાળુ પર-

મેશ્વરે આ માનવ અવતારમાં ધર્મબુદ્ધિ વિશેષે કરીને આપી છે તેથી ધર્મબુદ્ધિ વાપરીને મનુષ્યોએ સત્કર્મો કરવાં ઘટે છે. પાપાચરણ મુદ્દલ ઘટતું નથી. એક ઠેકાણે કહ્યું છે કેઃ—

"પ્રભુએ આ જગમાંહિ સુકૃત કરવા કાય આપી છે,
હરિએ વિશેષ વિવેકબુદ્ધિ બક્ષી કૃપા બતાવી છે."

હવે સર્વમાન્ય થઇ શકે તેવી પુણ્યાચરણ અને પાપાચરણની વ્યાખ્યા બાંધવી કઠિન નથી. ત્યાં જે જે કરવાથી કોઇને ન્યાયપુરઃસર દુઃખ નથી ઉપજાવાતું અને સર્વ કોઇનું હિત તકાય છે, હિત સધાય છે, તથા જે જે કર્મ કરતી વેળાએ પોતાને હૃદયમાં શુદ્ધ આનંદ ઉપજે છે તથા જે કર્મનાં ફળ શુભ હોય છે, અને જેથી ઉચ્ચ દશા મેળવાય છે તે તે કર્મને પુણ્યકર્મો કહી શકાય છે, તથા જે જે કર્મો કરવાથી અન્યને વિનાકારણ અને અન્યાયપૂર્વક દુઃખ અપાય છે, તથા હૃદયમાં દાહ થાય છે, ઉત્તરોત્તર પડતી દશા પમાય છે, જેનું પરિણામ તાત્કાલિક કદાચ સારું ભાસે પણ સરવાળે અધોગતિ અથવા અવનતિ પમાય છે; તે બધાં કર્મ પાપકર્મો જ કહી શકાય છે. આ બાબતમાં બે મત ભાગ્યે જ સંભવે છે.

જે મનુષ્ય સારાં કર્મો કરે, દુનિયાગાં સુખનાં સાધનો પૂરાં પાડે, કોઇનું પણ નઠારું ન કરે અથવા ન ઇચ્છે, સર્વસાથે સ્નેહભાવથી વર્તે, નીતિ પાળે, સત્ય વચન બોલે, કોઇને દુઃખ ન આપે, તથા અન્યને સુખ આપવાને નિરંતર યત્ન કરે તે એટલું દુનિયાના હિતને માટે કરે છે તેના કરતાં વસ્તુતઃ તે પોતાના જ સુખલાભને માટે કરે છે એમ ઠરે છે. કારણ કે જો કે ધર્મવૃત્તિથી પરોપકારબુદ્ધિથી એટલે એક ધર્મની પવિત્ર ફરજ સ્વીકારીને જ તે પોતાના જ્ઞાતિઓને સુખ આપી શકે તથા પ્રાણીમાત્રને દુઃખ આપવાથી દૂર રહે તે બાબે તેનું પારકાને અર્થે પવિત્ર આચરણ કહીએ તોપણ તેથી કરીને તેનાં તે તે પુણ્યકર્મોના રૂડાં ફળો તેને જ પાછાં આવી મળે છે. ત્યારે હવે એક પ્રશ્ન ઉઠે છે કે જે જે સુખો તેણે અન્યને આપવા કર્યાં, તેથી અધિક-અધિક સુખો તેણે શું ન મેળવ્યાં ? અને મેળવ્યાં તો કોણે તેને સુખો આપ્યાં ? મનુ-

ધ્યોએ આપ્યાં શું ? તેનો જવાબ એ છે કે અલબત ગુણના પરીક્ષક ગાનર આતાઓ પણ તેના સુકૃતનો સારી રીતે બદલો વાળી આપે છે. પરંતુ તેમ નથી બનતું તોપણ શું થયું ? જેઓ સદાચરણી છે અને હમેશાં પોતાના હિતને માટે અને જનમંડળના હિતને માટે શુભકર્મો કર્યા જ કરે છે. તેઓ કંઇ બદલાને માટે ઝંખના કરતા હોય જ છે એમ નથી. ભલું કરવું તે તેમનો સ્વભાવ છે. તેમને અમુલ્ય બદલો ઇશ્વરી પવિત્ર નિયમ જ આપ્યા કરે છે. તે એ કે તેમના અંતઃકરણમાં દૈવીસંપત્તિ (દિવ્ય ગુણો) ના નિર્મળ આનંદનો નિરંતર પ્રવાહ પસાંજ કરે છે. આવો અંતઃકરણનો આનંદ શું ઓછો લાભ છે? હવે, "દૈવીસંપત્તિ" એ સંજ્ઞાથી કયા કયા સદ્‌ગુણો ઓળખાય છે અને તેથી ઉલટી "આસુરીસંપત્તિ" (દૈત્યના ગુણો) એ કયા કયા દુર્ગુણોનું એકઠું નામ છે તે જાણવું જરૂરનું છે. ગીતામાં શ્રીકૃષ્ણપરમાત્માના મુખથી ઉચ્ચરાયલા અને અર્જુને શ્રવણ કરેલા તત્સંબંધી શ્લોકોનો અર્થ નીચે પ્રમાણે છે.

નિર્ભયપણું, અંતઃકરણની નિર્મળતા, જ્ઞાનયોગમાં આરૂઢતા, દાન, ઇંદ્રિયદમન ( આંખ, કાન, જીભ વિગેરે ઇંદ્રિઓને વશ રાખવી ) યજ્ઞ કરવા, શાસ્ત્રનો અભ્યાસ, તપ, સરળતા, મન, વચન, અને કર્મે કરી કોઇને દુઃખ ન દેવું એ અહિંસા, સત્ય જ ઉચ્ચારવું અને સત્ય જ આચરવું, ક્રોધ * ન કરવો, ત્યાગ વૃત્તિ ( આસક્તિ, મમતાથી દૂર રહેવું તે, ) શાંતિ, કોઇનું ભૂરું ન બોલવું, દયા, લાલચથી દૂર રહેવું, નમ્રતા, શરમ, અચલ મન, હિમ્મત રાખવી, ક્ષમા, ધીરજ, મનની અને તનની ચોખ્ખાઇ, સલુકાઇ, અભિમાન ન રાખવું—એ બધા સદ્‌ગુણો દૈવીસંપત્તિમાં આવી જાય છે. એથી ઉલટા ગુણો જેવા કે ઢોંગ, ગમરૂરી, અભિમાન, ક્રોધ, કઠોર વચન અને અજ્ઞાન

* ક્રોધને વિદ્વાનોએ ચંડાળનું સ્વરૂપ આપ્યું છે. ક્રોધી માણસ પોતાનો સ્વભાવ ખોઇ બેઠા પછી અમર્યાદ થઇ પોતાનું ભાન ભૂલી જાય છે તેથી એનામાં ચંડાળનો આવેશ આવ્યો કહેવાય છે. કેટલાક શાસ્ત્રકારો તો ક્રોધ આવ્યા પછી સ્નાન કરવાનો ધર્મ બતાવે છે.

વગેરેને આસુરીસંપત્તિ એટલે દોષના ગુણોમાં ગણવામાં આવે છે (શ્રી ગીતા, અધ્યાય ૧૬.)

ઉપર વર્ણવ્યા તે બધા સદ્ગુણો અને દુર્ગુણોના સ્વરૂપને જાણીને જે જે સદ્ગુણોને ધારણ કરે છે તે દૈવીસંપત્તિવાળા કહેવાય છે અને તેઓ જ ખરા સુખી હોય છે. અને જેઓ દુર્ગુણી હોય છે તેઓ આસુરીસંપત્તિવાળા કહેવાય છે, અને તેઓ દુઃખ ભોગવે છે. માટે પ્રત્યેક મનુષ્યે જો સુખ મેળવવું હોય અને દુઃખથી વેગળા થવું હોય તો દૈવીસંપત્તિ તરફ વળવું અને આસુરીસંપત્તિ જેમાં દુર્ગુણમાત્ર હોય છે તેથી, નિરંતર કાળજી રાખી, દૂર દૂર ખસતા જવું. જો એમ કરાય તો કીર્તિ વધે, શરીર અને મન વડે સુખી થવાય, તથા પરમેશ્વરનાં દર્શન પણ મેળવાય. આપણે ઉપર જોયું કે જેઓ સદાચરણી છે તેમના અંતઃકરણમાં શુદ્ધ આનંદનો પ્રવાહ નિરંતર વહ્યા કરે છે, તેથી ઉલટું જેઓ દુરાચારી છે તથા અધર્મ કરે છે, અને અન્યને પીડાકારી બને છે તેમને શું રાજ્યકર્તા શિક્ષા નથી કરતા? અથવા રાજ્ય-સત્તાના દંડથી કદાપિ તેઓ બચવા પામે તો દુરાચારજન્ય દુષ્ટરોગમાં તેઓ શું નથી સપડાતા? અથવા કદાચ દુષ્ટ શારીર રોગના ભોગ તેઓ નથી થઈ પડતા તો શું મનના દરદથી તેઓ નથી પીડાતા? એ ત્રણેમાંથી એક અથવા બે કે બધા પ્રકારની પીડામાંથી તેઓ કદી મુક્ત હોતા નથી. જેવું બળવાન્ તેમનું પાપ તેવી બળવાન્ તેમને હૃદયની દુઃખબળતરા થાય છે. વળી કેટલાક અનેક દરદો પણ મેળવે છે, લોકમાંથી પ્રતિષ્ઠા ખુવે છે, કયાહિ જંપીને બેસતા નથી. આ એક અથવા અનેક પ્રકારની પીડા તેમના એ દુષ્ટ વર્તનનો કડવો બદલો છે એમ નહિ તો બીજું શું? હમેશાં અનુભવાય છે કે પાપનું પરિણામ કદી સારું આવતું નથી, સદૈવ ખરાબ જ સંભવે છે.

પરમકૃપાળુ અને પરમ પવિત્ર પરમેશ્વરનો જાણે શુભ સંકેત હોય કે "કરો તેવું પામો એમાં મને દોષ દેશો નહિ" એવું સૂચન થાય છે. पुण्यो वै पुण्येन कर्मणा भवति । पापः पापेन । એટલે પુણ્ય અર્થાત્ સારાં કર્મથી જ પુણ્ય એટલે ઉંચી દશા મેળવાય છે અને નઠારાં કર્મોથી

પાપ એટલે દુઃખથી ભરપૂર દુર્દશા પમાય છે" એવું શ્રીબૃહદારણ્યોપનિષદ્‌માં કથન છે તે પણ એ વાતને પુષ્ટિ આપે છે. મનુષ્યે નક્કી સમજવું કે "છાનું છપરૂં થયલું કે ઘણો વખત વીતી ગયેલા બૂરા કૃત્યનું બૂરૂં ફળ ન મળ્યું અને આપણે બચી ગયા એ સારૂં થયું એમ ફોકટ રાજી થવાનું નથી પણ સત્ય કરી આપણે માનવાનું છે કે વહેલા કે મોડા, પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધપણે થયલા, સારા કે નરતા, નાના કે મોટા કર્મનું, સારૂં કે બૂરૂં ફળ, ઇચ્છયું કે ન ઇચ્છયું હોય તોપણ, તરત કે અમુક વખત વીત્યા બાદ મળવાનું જ છે.

ચોમાસામાં વરસાદ થયા પછી આપણે આપણા બાગમાં કોઇ ઠેકાણે ઘાસ ઉગેલું જોઇએ છીએ, તો કોઇ ઠેકાણે ઘઉં, બાજરી, મગ ઉગેલા જોઇએ છીએ. કોઇ ઠેકાણે ખાજુરી, આંબલી કે કપાસ ઉગેલો જોઇએ છીએ. વળી કોઇ ઠેકાણે આંબો કે કોઇ બીજા વૃક્ષનું અંકુર ફુટેલું જોઇએ છીએ. એ શું બતાવે છે ? શું આપણે સ્મરણમાં રાખી શકયા છીએ અથવા ઇરાદાપૂર્વક વાવી ચુકયા છીએ કે અમુક અમુક બીજ આપણે ફલાણે ફલાણે સ્થાને અને સમયે વાવ્યું હતું અને તે તે બીજ આ વખતે ઉગી નીકળ્યાં છે ? ના, કદાચિત્ જ આપણે આમ જાણીને અને સ્મરણ રાખીને ખાસ વાવેતર કર્યું હોય છે, તો પણ તે ઉગી નીકળે છે કેમ ? જવાબ એ છે કે જાણ્યે અજાણ્યે પડવા દીધેલાં કે ખરી પડેલાં અને પછી જમીનમાં દટાઇ ગયલાં વિવિધ બીજકો વર્ષાઋતુમાં બહાર ફુટી નીકળે છે. તેમ જ કર્મની બાબતમાં પણ છે. સારાં કે નઠારાં કર્મ, જાણે કે અજાણે, એક અથવા અનેક સ્થળે, એક અથવા અનેક સમયે કરાયાં હોય તે તે કર્મબીજકો પોતાની ભિન્ન ભિન્ન પરિપકવ દશામાં આવતાંવારને જ ફુટી નીકળે છે અને ફળ આપે જ છે, પછી ભલે આપણે ફળ મેળવવાને પાછળથી ઇચ્છા કરીએ વા ન કરીએ. પણ ઇશ્વરી સત્ય નિયમાનુસાર કર્મની ગતિ ચાલ્યા જ કરે છે અને ઉજરાણી પ્રવાહ વહ્યા જ કરે છે. આપણે તે નિયમને કોઇ રીતે અટકાવી શકવાના નથી

જ કેમકે એ સર્વ બાબત ઈશ્વરની શક્તિને આધીન છે. આમ છે તેથી જ સારાં નરસાં કર્મનાં સારાં નરસાં ફળ મળે છે એમ વિવેકીઓનું સત્ય માનવું થાય છે. તેથી તે તે વિવેકી જનોના અનુભવ અને વચન ઉપર શ્રદ્ધા રાખી તે પ્રમાણે તેમને પગલે પગલે અનુસરનારા શ્રદ્ધાળુઓ પાપ–પુણ્યના ભેદ પાડે છે અને પોત પોતાની પાકી કે કાચી બુદ્ધિના પ્રમાણમાં તથા મનોબળના કે નિર્બળતાના પ્રમાણમાં વિશેષે કરી પુણ્યભાવને સંગ્રહે છે અથવા તો પાપને ભેગું કરે છે. પાપથી દૂર રહેવું સહેલું નથી પણ પાપકર્મ કરવું સહેલું સમજાય છે, કેમકે નીચાણમાં ગતિ થવી બહુ સહેલી છે. પાપથી દૂર રહેવું તે મહાપુરુષોથી જ બની શકે છે. જ્યાં ઘણી લાલસાઓ ભરેલી છે, જ્યાં નાના રૂપે મોહકદર્શનો અને વિવિધ મનને ભમાવનારા ભોગો ભરેલા છે તેવા સંસારવ્યવહારરૂપી પાપના ફાંસામાંથી છૂટી શકે અને કેવળ શુદ્ધ રહી શકે એવા હૃદયબળને ધરાવનાર વિરલ પુરુષો જ સંભવે છે. પણ સહુએ એવી રીતે સબળ મન રાખી પાપથી દૂર રહેતાં શીખવું ઘટે છે. પ્રાણીમાત્રમાં માનવ પ્રાણી ઉત્તમ છે, તે પ્રમાણે તેનાં કર્મ ઉત્તમ હોય તો જ તે શોભે છે. આજ કાલ પાપને ધિક્કારનારા અને પુણ્યનાં વખાણ કરનારા લોકો સો ટકા મળી આવે છે, પણ પાપથી ત્રાસ પામી પાપને તજી દેનારા અને કેવળ પુણ્યમાર્ગમાં જ પળનારા ભાગ્યેજ જોવામાં આવે છે. એ ખેદકારક વાતનું કારણ મનુષ્યના મનને નિર્બળતા, બુદ્ધિની કચાશ, દીર્ઘદૃષ્ટિનો અને આત્મદોષદૃષ્ટિનો અભાવ તથા શુદ્ધાચરણ પાળવું કઠણ અને પાપાચરણ કરવું સહેલું છે એવી સમજ એ વિગેરે છે.

જેઓ પાપના દુઃખદ અંધકારથી કંટાળ્યા હોય, અનેક દુઃખથી પીડાયા અને દબાયા હોય તેમને માટે સુખી થવાનો સર્વોત્તમ રસ્તો તો સત્સંગતિ સેવી પાપના પ્રસંગોથી વેગળા રહેવું એ છે. સતસંગતિથી અમૂલ્ય લાભો મેળવાય છે. મહાત્મા ભર્તૃહરિ સતસંગતિના લાભો નીચે પ્રમાણે કહી બતાવે છે.—

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं

मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

અહા ! સતસંગતિ મનુષ્યોનું શું શું હિત નથી કરી શકતી ? તે ઘણું જ હિત કરી શકે છે. બુદ્ધિની જડતા દૂર કરી તેને સંસ્કારી કરે છે; વાણીમાં સત્ય રેડે છે એટલે સતસંગતિથી સત્યવક્તૃત્વ પમાય છે, મોટું માન સતસંગતિથી પમાય છે, વળી તે પાપને દૂર કરે છે, અંતઃકરણને સ્વચ્છ કરે છે, કીર્તિને ચોમેર ફેલાવે છે વિગેરે વિગેરે અનેક લાભો સતસંગતિ મેળવી આપે છે. સતસંગતિ આટલી ફલપદ છે તે જાણવા છતાં એવાં ફળો મેળવવા શા માટે સર્વ મનુષ્યો તેને સેવતા નથી ? દૃષ્ટિ કરતાં સતસંગતિની ઇચ્છા કરનારા અને સતસંગતિમાં આવનાર માણસો બહુ ઓછા જોવામાં આવે છે. ખારા પાણીના કીડાને મીઠા પાણીમાં વાસ રુચતો નથી. મીઠા પાણીમાં વસવું અને તે જીરવવું ખારા પાણીના કીડા કે માછલાંને બહુ મુશ્કેલ લાગે છે. તેમ જ કુસંગતિવાળાને સતસંગતિમાં આવવું તે પણ કઠણ લાગે છે. વળી કેટલાકને તો અચાનક આવો ફેરફાર થવો તે મરણ જેવું કઠણ લાગે છે. કેમકે સતસંગતિમાં આવવું અને ભૂતકાળના દુષ્ટ વર્તનનું ભાન થવું તથા પશ્ચાત્તાપ કરવો એ બધું સાથે સાથે જ સંભવે છે; અને આગળની નિરંકુશ મનોવૃત્તિ અને ઉચ્છૃંખલ પ્રવૃત્તિને બદલે હવે ઊંચા ચઢાણ ઉપર ચઢવા જેવું કઠણ અને સંપૂર્ણ અંકુશવાળું વર્તન કરવું પડે છે. લોકો જેને ખાંડાની ધાર ઉપર રહેવું કહે છે તેવું તે છે. ત્યાં પામર દુરાચારીઓ કેવી રીતે ટકી શકે ! એમને તો ઢાળમાં નીચે હલકી ભૂમિકામાં ઉતરી પડવું, દુઃખ ભોગવતાં પણ સહેલથી સરકી નીચે પડવું કુબુદ્ધિયા અને નિર્બળતાથી ઠીક લાગે છે, અને જીવાત્માનો વિનિપાત (પડતી દશા) થાય છે તે તો લક્ષમાંએ આવતું નથી. સજ્જનતા અથવા સત્પુરુષતા પામવી એ સહેલ નથી. તે પાળવામાં અનેક મુશ્કેલીઓ સહન કરવી પડે છે. અનેક લાલચોની સામે લડવું પડે છે. હૃદયક્ષેત્રમાં સદ્વૃત્તિ અને દુષ્ટવૃત્તિ વચ્ચે યુદ્ધ અનુભવવાં જોઈએ છીએ; છેવટ

નીતિનો અનીતિ ઉપર જય કરાવવો પડે છે; અનેક લાલસાથી નાસી બચી જવું પડે છે; અતિશય કઠણ પણ પરિણામે સુખપદ નિયમો પાળવા પડે છે. એ બધા નિયમો આદિ કાળમાં અત્યંત દુષ્કર લાગે છે. મધ્ય કાળમાં તેથી ઓછા કઠણ લાગે છે, અને તેનાં સુખદ ફળ મળવાના સમયે તો બીલકુલ કઠિન લાગતા નથી, પણ ઉલટા સહેલા અને સુખકારક સમજાય છે. પરંતુ અધીરા અને નિર્બળ મનના માનવીને આટલા લાંબા વખતની કઠણ કસોટીમાં ઉતરવું અને ટકી રહેવું પાલવતું નથી, તેમાં તેમને જરાએ ગોઠતું નથી અને થોડાક દિવસ વૃત્તિ સુધારી ત્યાં તો પાછા હતા તેવા બની જાય છે. અફીણના બંધાણવાળાને કોઇ સમજુ પુરૂષ યુક્તિ પ્રયુક્તિથી અફીણ મૂકાવવા કરે છે તો તે પ્રમાણે કદાચ તે થોડો વખત પરાકાષ્ટાએ એ પીડાકારક વ્યસનને મૂકે છે પણ થોડાક દિવસ પછી પાછા તેને પોતાના વ્યસનમાં મચી રહેવા મન થાય છે અને નીચા ઢાળ ઉપર સરકી પડવાનું સહેલું પડે તેમ પાછું વ્યસન ફરી માંડે છે. તેમ જ દુરાચરણીઓને પણ વખતો વખત બને છે. સ્મશાનવૈરાગ્ય અને કથાપ્રસંગથી મળેલો સદ્બોધ સ્મશાનમાં હોય ત્યાં સુધી જ અને કથાપ્રસંગ હોય ત્યાં સુધી જ તેવાઓને ટકે છે પછી બીજી જ ક્ષણે હતા એવા થઇ રહે છે. આમ હોવાથી જ જગત્‌માં મનુષ્યવર્ગના સારા ભાગના કરતાં મધ્યમ અને નઠારો ભાગ વધારે જોવામાં આવે છે. આગળ કહેવામાં આવ્યું તેમ સારા થવું તે પ્રથમ કઠણ પડે છે ખરૂં પણ તે જ સદૈવ સુખ આપનારૂં છે. सत्यमेव जयते नानृतम् સત્યનો જ વિજય છે, અસત્યનો નહિ. ખરાબ બનવું તે બન્ને પ્રથમ અને પછી પણ સહેલું સમજાય પણ હમેશાં દુઃખ અને અધોગતિ તેની પાછળ લાગેલાં છે. માટે આ બે સોનાના લેખ પ્રત્યેક માનવ ભ્રાતાએ હૃદયને વિષે કોતરી રાખવા જોઇએઃ— धर्मो जयति । पापः क्षयति ।

જગદીશની માનવસૃષ્ટિમાં જોતાં જણાય છે કે કેટલાંક માનવ રત્નો કેવળ મનુષ્ય નથી, પણ તેઓ મનુષ્યના દેહમાં પરંપ્રકારી દેવસમાન પવિત્ર અને પ્રતાપી હોય છે. એવા પવિત્રચરિત્ર સત્પુરૂષની ક્ષણભરની સત્સંગતિ

સેંકડો મનુષ્યનું શ્રેય કરી તેમને સારી સ્થિતિમાં લાવવા શક્તિમાન્ છે. તેમના આંતર તેજઃ પુંજમાં એવી તો વિદ્યુત્ શક્તિ છે કે તેની મર્યાદામાં આવેલા તમામ મનુષ્ય ઉપર તે જાદુઇ અસર કરી શકે છે. જેમ ઘણે સ્થળે ઘણા કાળથી રહેલા અંધકારને ફક્ત એક દીપક વિદારી શકે છે તેમ એવા એવા દેવમનુષ્યો જેને જેને સદ્ભાગ્યે નજરે પડે છે તેને તેને ધર્મબળ આપીને દિવ્ય સ્થિતિમાં લાવી મૂકે છે. મહાત્માઓ આવા દિવ્યપુરુષો હોય છે.

વળી માનવીમાં કેટલાક તો કેવળ માનવી જ હોય છે એટલે કે તેઓનાં આચરણ માણસને ઘટે તેવાં સાધારણપણે સારાં હોયછે. પણ બીજા કેટલાએક તો એવા હોય છે કે તેઓ માનવરૂપમાં માનવપશુઓ સરખા છે. આવા માનવપશુઓનો પાર નથી એ એક દુઃખદ વાત છે. જેઓ પાપાચરણ કરે છે, નીતિને પગે ઠેસે છે, પ્રભુની પવિત્ર આજ્ઞાઓને અનેક રીતે ઉથાપે છે તેઓ શું માતાને પેટે મનુષ્યરૂપ મનુષ્ય થઇ અવતર્યા છે? ના એમ નથી. ભર્તૃહરિ તો તેવાઓને મનુષ્યરૂપે પશુઓ કહી વર્ણવેછે, અને તે યથાર્થછે. મધ્યમ સ્થિતિના માનવીઓ પાપથી ડરે છે; જાણ્યે અજાણ્યે પાપ થઇ જાય છે તો પશ્ચાત્તાપ પણ કરે છે અને બનતાં સુધી અધર્મ આચરતા નથી. પણ નરપશુઓ હોય છે તે તો પાપાચરણમાં-રાચી રહે છે અને પાપોવડે જ પોતાનો વિજય પ્રવર્તાવવા પડ્યા હોય તેમ માનવમંડળમાં ખળભળાટ, ભય, કોપ અને અસંતોષ ઉભરાવી મૂકે છે. જો કે તેમની તો તેમનાં દુષ્ટ કૃત્યોથી અધમાવસ્થા થવાની છે જ તોપણ તેમના દુષ્ટવર્તનથી માનવ જાતિમાં ઉપદ્રવ ઘણો કષ્ટકારક અને અસંતોષ ઉપજાવનારો થાય છે. કહ્યુંછે કે દુર્જન કરતાં સર્પ સારો. સર્પ તો દંશ કરી પ્રાણ લઇ છુટકો કરે છે. પણ દુર્જન તો માણસને અપકીર્તિમાં ઉતારે છે, તેના સુખના રસ્તામાં અનેક વિઘ્નો નાખે છે અને રીબાવી રીબાવી મારવા યત્ન કરે છે. તેથી દુર્જનના સપાટામાં આવેલો માણસ અનેક વિપત્તિમાં સપડાઇને ધીરજ ખોઇ બેસે તો પોતાનો આ લોક અને પરલોક સુધારી શકતો નથી. આવા અધમ પુરુષો જે ગામમાં, શહેરમાં, દેશમાં કે ખંડમાં વિશેષ હોય તે ગામ, તે શહેર, તે દેશ અને તે ખંડ પાય-

માલ થાય છે અને તેમાં અશાંતિ અને ધર્મહાનિ જ હમેશાં જોવામાં આવે છે. આપણા આ આર્યાવર્તમાં જ અગાઉ જ્યારે જુલમી રાજ્યો હતાં ત્યારે અનુક્રમોમાં તેવે તેવે વખતે અનીતિ, ચોરી, લુંટફાટ, વિશ્વાસઘાત, મારામારી એમ અનેક પ્રકારની વિપત્તિઓ અને અનેક પ્રકારનાં પાપો થતાં. તે પહેલાં જ્યારે વૈદિક સમયમાં જનસમુદાય ધર્મશાસ્ત્ર પ્રમાણે વર્તન કરતો ત્યારે સર્વ તનમનથી જાળવાનુ હતા, ધર્મમાર્ગથી સુખી હતા અને યશ અને નીતિથી ઉજળા હતા.

જ્યાં મહાન્ પુરુષો પોતાના તપના તેજથી, નીતિ અને ધર્મના તેજથી ઝગમગી રહ્યા છે તથા જગતના બીજા અનેક જનોને જ્ઞાનામૃત પાય છે, ભક્તિ રસથી રંગે છે અને નીતિના રાજ્યમાં સાથી રાજી રાખે છે તે દેશનાં, તે ખંડનાં, તે નગરનાં અને તે ગામનાં ધન્ય ભાગ્ય સમજવાં. તેવા જ ખંડપતિ, દેશપતિ નગરપતિ કે ગામપતિ પરમેશ્વરની મીઠી દૃષ્ટિનું શીતળ તેજ પ્રકાશી રહે છે. પણ પેલા દુષ્ટ પુરુષોથી ભરપૂર અપવિત્ર સ્થાનમાં તો પરમાત્માની કરડી દૃષ્ટિ, સખત આપત્તિઓ અને અંધકાર જ અનુભવાય છે.

કોઇ કદાચ એમ કહે શે કે "ભાઇ ! આજ તો કલિયુગ છે. નીતિ અને ધર્મ પાળનારા માણસો આ વખતે દુઃખી થાય છે" તો આપણે તેવું બોલનારનું સાચું માનવું ન જોઇએ નીતિ અને ધર્મ પાળનારા માણસો દુઃખ પામે છે એવા દાખલા રજુ કરે તો આપણે ઘણી ખરી બાબતમાં તો તે નીતિ અને ધર્મ પાળનારા માણસો અદૃઢ અથવા દંભી હોવાથી દુઃખ પામતા હશે એમ બતાવી શકીશું. કદાચ કોઇ કોઇ માણસો ખરેખરા નીતિવાન્ અને ધર્મનિષ્ઠ હોવાં છતાં દુઃખી થયેલા જોવામાં આવે તો તેથી પણ નીતિ અને ધર્મ દુઃખ આપનારા છે એમ તો સિદ્ધ થઇ શકે જ નહિ. કેમકે કર્મ અનાદિ કાળના પ્રવાહની પેઠે ફળ આપ્યાં જ કરે. કંઇ આ ભવનું ફળ આ ભવમાં જ મળે છે,-જે ગયા ભવનું ફળ ગયા ભવમાં જ મેળવી લેવાયું એવો નિયમ નથી. માટે આ ભવમાં સદ્‌ગુણી માનવને દુઃખ આવી પડ્યાં હોય તે તેનાં પૂર્વ ભવનાં અશુભ કૃત્યોનાં માઠાં ફળ આ જન્મે મળેલાં કેમ

ન હોય ? આ નિયમથી પણ મનુષ્યને ધીરજ રાખવાની છે, કેમકે આ ક્ષણથી જો તે ચેતીને શુદ્ધાચરણ કરશે તો પૂર્વનાં પાપાચરણનાં કડવાં ફળો ભોગવાઇ રહ્યે સુખદ મિષ્ટ મેવા જેવાં સારાં ફળોનો જ સ્વાદ લેવાનો છે. કર્મ પ્રમાણે ફળો મળે છે એ વાત ઉપર જેઓને શ્રદ્ધા છે તેમને તો અંતઃકરણમાં ધીરજ જ હોય છે. તેમને નાઉમેદી હોતી નથી. પણ વચમાં લે બાજુ દુર્જનો જ સદ્‌ગુણી મનુષ્યની કદાચ દુઃખી સ્થિતિ જોઇ પોતાને મનમાનતો સિદ્ધાંત બાંધી લે છે કે આ કલિયુગમાં નીતિપ્રમાણે ચાલવામાં માર જ મળે છે. આ વખત તો જુઠનો છે માટે વખત પ્રમાણે વર્તવું. આમ ઉંધા ઉંધા વિચારો પોતાના નબળા પાણી મનમાં ઘટાવી તેઓ પાપાચરણથી મુક્ત થઇ શકતા નથી. તેવાએ તો તત્ત્વજ્ઞ સત્પુરુષોની સત્સંગતિ કરી સદ્‌બોધ મેળવવો ઘટે છે કે જેથી પોતાની ભૂલ સુધરે અને સુખી થવાય.

માણસ જ્યારે આનંદમાં હોય છે ત્યારે તેને બધું પ્રિય લાગે છે ત્યારે તેને સારૂં સારૂં કરવાનું સૂઝે છે. આનંદ પુણ્યભાવનું સ્ફુરણ છે, અર્થાત્ પુણ્યકર્મ સુખપ્રદ છે એ સિદ્ધ છે. પુણ્યકર્મકાલે પરમાત્માની મીઠી નજર આપણા ઉપર છે એમ અનુભવ થાય છે, અને પરમેશ્વરનું સામીપ્ય પણ ત્યારે જ સમજાય છે. બીજે જ સમયે જ્યારે મન દુઃખ અને ગ્લાનિમાં ગરક થઇ જાય છે ત્યારે કશું સારૂં લાગતું નથી, કશામાં મજા આવતી નથી, તથા કેમ જાણે ઇશ્વરની અવકૃપા થઇ હોય એમ સમજાય છે. મનુષ્યના મનનો આવો ભાવ જ પાપયોગ બતાવે છે. સર્વ પ્રકારે જણાવું તે પાપનું સ્ફુરણ છે અને પાપ ઇશ્વરથી વિમુખ કરાવે છે, દુઃખ ઉપજાવે છે ને અંધકારમાં ડુબાવે છે.

એક પક્ષે કેટલાક મનુષ્યો પોતાની દુર્વાસના અને કુબુદ્ધિના કારણથી મોટા મોટા ગુન્હાને પણ પાપરૂપ માનતા નથી, ત્યારે બીજે પક્ષે કેટલાક મનુષ્યો જરાજ ચુક થઇ હોય તોપણ " હા, આજે મારાથી પાપકર્મ થયું " એમ મનમાં ધ્રાસકો પાડી પ્રભુનો ડર એકદમ લાવે છે. એમ સૌ સૌના મનની ઉચ્ચતા કે નીચતા પ્રમાણે પાપ નજરે પડે છે . કે નથી પડતું એમ બને છે. નાના સરખા પાપથી પણ ડરવું અને સર્દેવ ચેતીને ચા-

લવું એના જેવું સારું મનુષ્ય માટે બીજું કાંઇ નથી. તેમ કર્યાથી જ પ્રકાશમય પ્રદેશમાં અંતઃકરણ પહોંચી શકે છે. અપૂર્ણતાથી અને અધમાવરણથી છુટવાને જરા જરા દોષમાં પણ પાપ જોઇએ અને તેનાથી ડરીને તે તજી દેવું જોઇએ.

ખરેખરી પરોપકારવૃત્તિવાળા પુરુષનો કોઇ દિવસ પરોપકાર કર્યા વગર ગયો હોય તો તેઓ કહે છે કે " આજનો દિવસ મારો એળે ગયો " કોઇ ભક્ત પુરુષ કોઇ પ્રકારના પ્રતિબંધને લીધે પ્રભુનું ભજન કવચિત્ ચુકી ગયો હોય તો તે પોતાના દુર્ભાગ્યને રડીને પુકારે છે કે " આજનો દિવસ બહુ ખરાબ ગયો: આજે મોટી ખોટ ગઇ: આજે મોટું પાપ મેં કર્યું " પણ શું માત્ર ધાર્મિક પુરુષો જ આમ પોતાની થયેલી હાનિ માટે પોકાર કરે છે ? અને બીજાઓ નથી કરતા ? ના, બીજાઓ પણ કરે છે. ઠગબાજીમાં રચીપચી રહેલા, નફા તોટાના વેપારમાં ગુંથાયલા મરત વેપારીઓ કોઇ શીકાર હાથમાંથી આવ્યો કર્યો સટકી જાય છે તો બળાપો નથી કરતા અને માથું નથી કુટતા કે " અહો ! આજે મોટું નુકસાન થયું તો ! લાગ આવ્યો કર્યો ચાલ્યો ગયો." ચોર લોકોનાં ચોરીનાં ફૂલ નિષ્ફળ જાય છે ત્યારે તેઓ પણ એમ જ બોલે છે. આમ અનીતિથી જીવિત ચલાવનારા પોતાના નિંદ્ય વ્યાપારમાં નિષ્ફળ જાય અને નુકસાન પામે ત્યારે વિશેષ વિલાપ કરે છે. ત્યારે આ ઉપરથી કોનું રુદન સાચું સમજવું ? કોનું વિલાપવું યથાર્થ છે એનો પણ આપણે ન્યાય કરીએ. જેઓ નીતિથી વર્તે છે અને ધર્મનાં લક્ષણપ્રમાણે વર્તી પ્રભુને ભજે છે તથા પરોપકાર કરે છે તે ભુલે ચુકે અથવા કોઇ અડચણને લીધે પોતાના સ્તુત્ય વ્યાપારમાં કોઇક દિવસ જ્યારે ચુકે છે ત્યારે તે જે પસ્તાવો કરે છે અથવા દુઃખને માટે રડે છે તે તો પરિણામે સારું ફળ આપનાર થાય છે. પણ ઇરાદાપૂર્વક નઠારાં કર્મ કરનારા માણસો તેમાંથી ધારેલું ફળ મેળવતાં અને ખત્તા ખાતાં જે બળાપો કરે છે તે તો સર્વથા મિથ્યા જ કરે છે, કેમકે નિંદ્ય કર્મ ન કરાયાં, અને પોતાની દુષ્ટ ધારણા પાર ન પડી તેમાં તો નીતિ રીતિએ જોતાં હાનિ નથી પણ લાભ જ છે; તેથી તો ઉલટું સારું થયું કે તેટલાં

નહારાં કર્મોનો ભાર ઓછો બંધાયો. અનીતિથી ભરેલા દાંસલના દિવસો અને ચોરીના લાભના દિવસો જ ખરેખરી હાનિના અને પાપના દહાડા છે. વિષ પીને રળીયાત શું થવું? વિષપાન ન મળ્યું તો બળાપો શાને કરવો? એ તો સારૂં થયું કે દુષ્ટકૃત્ય જાણ્યે અજાણ્યે પણ ન થયું. એ તો સારૂં થયું કે એટલો દુષ્કર્મનો બોજો ઓછો થયો અને એટલો મમમાર ઓછો પડવાનો. આ પ્રમાણે સાચી સમજ રાખવાથી મનુષ્ય ધીમે ધીમે પાપવૃત્તિથી છુટતો જાય છે.

પુણ્યના રસ્તાઓ જેમ ઘણા છે તેમ પાપનાએ ઘણા છે. કેવા કેવા પ્રકારે મનુષ્ય પુણ્ય કર્મ કરી શકે, પુણ્યસંચય શું કરવાથી થઇ શકે એ બધું કહેવા સાથે આપણે એ પણ ઇચ્છીશું કે પ્રથમનો મનુષ્ય પાપાચરણના સ્વરૂપને જાણીને પાપથી દુર રહેવાને પૂર્ણ પ્રયત્ન કરે ને તેમાંથી છુટે, તો પાપ ન કર્યું તે કંઇક પુણ્ય કર્યા સરખું ગણાય એ લાભ તેને મળે, ને ત્યારપછી પુણ્યમાર્ગે ચડે તો દુધમાં સાકર ભળ્યા બરોબર થાય એટલે શુદ્ધ અંતઃકરણમાં દૈવીસંપત્તિઓ ભરાય તો કૃતકૃત્ય બનતાં તેને વાર લાગે નહિ.

નઠારા પુરુષો ઘણી ઘણી રીતે પાપના ભાર ભરે છે, પોતાનું અહિત કરે છે અને પૃથ્વીમાં દુઃખદાયક દેખાવ રજુ કરે છે. શાંત અને સરળ, નિખાલસ અને નિરપરાધી જનોના સુખમાં અનેક વિઘ્નો તેઓ નાખે છે. સૃષ્ટિના સતત્ ચાલતા વ્યવહારરૂપી પ્રવાહમાં અનેક સ્થાને પાણા અને આડો તેઓ નાખે છે. પોતે પાપ કરે છે અને બીજાઓને પીડા કરીને પછી પોતે પણ હેરાન થાય છે. આવા પુરુષો તે કાયર પુરુષો કહેવાય છે. પરિશ્રમ કરવાની દાનત ન હોવાને લીધે, સીધો અને સમજુ માણસોનો સરળ રસ્તો તેમને મનથી પસંદ ન હોવાને લીધે, અથવા તો પરપીડનમાં મગ્ન રહેવામાં વિઘ્નસંતોષી બનવા તરફ તેમનું દુર્ભાગ્યે નઠારૂં વલણ હોવાને લીધે તેઓ પાપાચરણ કરે છે અને નિંદ્ય કર્મ કરવામાં જરા પણ શરમ કે આચકો તેમના ઉરમાં લાવતા નથી.

આવા કનિષ્ટ પુરુષો જેને અનુભવીઓ નરપશુઓ કહે છે તેઓ સ્વસુખ

સાધવાને માટે અથવા હરકોઇ રીતે પોતાનાં મનને સંતોષવાને અર્થે સ્વચ્છંદ વર્તન કરે છે. તેમના મનમાં સારું ક્યાંથી જ સૂઝે? બીજાઓનું ગમે તે થાઓ પણ મારું તો સારું હું ગમે તે રીતે મેળવું એમ પ્રવૃત્તિ કરનારાને પાપ શું છે, તેથી શી હાનિ છે તેની શી ખબર પડે?

અનુભવી સાધુ પુરુષો પાપનું સ્વરૂપ યથાર્થ બાંધે છે કે "જે જે કૃત્ય કરવાથી આગળ માણસોને દુઃખો મળ્યાં હતાં અને જે કૃત્ય કરવાથી તેના કરનારની દુર્ગતિ થઇ હતી એમ શ્રીરામના રિપુ રાવણના, શ્રી કૃષ્ણના રિપુ કંસના અને પાંડવોના રિપુ દુર્યોધનના આખ્યાનોથી ઇતિહાસ પુરાણદ્વારા જણાયું છે, તથા આજ પણ જે જે કૃત્યો કરવાથી દુઃખ ઉદ્‌ભવે છે, પડતી આવે છે, અને શાંતિનો લોપ થાય છે એમ આધુનિક અનેક દ્રષ્ટાંતોથી નજરે જોવાય છે તથા જે જે કરવાથી હવે પછીના વખતમાં પણ તેવું જ અનિષ્ટ થવાનું એમ નક્કી સમજાય છે. તે તે કામ કરવાં તે ખોટું છે અને તેટલા માટે જેનું પરિણામ સદૌ ખરાબ છે તે પાપ છે" આવો સિદ્ધાન્ત બાંધીને સત્પુરુષો પાપથી વેગળા રહેવાને બહુ કાળજી ધરાવે છે. તેઓ સમજે છે કે અગ્નિ સ્પર્શ કરવાથી જેમ દાહ થાય છે તેમ પાપને વિચારવામાત્રથી અંતરમાં દાહ થાય છે.

કાયિક, વાચિક અને માનસિક એમ ત્રણ પ્રકારનાં કર્મ થાય છે. કાયાએ કરીને એટલે હાથ, પગ, મુખ, મલદ્વાર, મૂત્રદ્વાર, આંખ ચામડી, કાન, રસના અને નાકે કરીને કર્મ થાય તે કાયિક કર્મ કહેવાય છે. જીભવડે શબ્દઉચ્ચારનાં જે કર્મ તે ખાસ વાચિક કર્મ કહેવાય છે, અને મનવડે વિચારવાથી જે કર્મ થાય તે માનસિક કર્મ કહેવાય છે. આ ત્રણે પ્રકારનાં કર્મ સારાં તેમ જ નઠારાં ઉપજે છે. તે કર્મના કર્તાની સદ્‌બુદ્ધિ કે દુર્બુદ્ધિને લઇને થાય છે. દુર્બુદ્ધિથી નીપજતાં ત્રણે પ્રકારનાં અશુભ કર્મોનો હવે વિચાર કરીએ.

હસ્તપાદના અવયવોથી મનુષ્યો ચોરીનાં, લૂટફાટનાં, અને મારામારીનાં નિંદ્ય કર્મો કરે છે. પોતાનું અધિક બળ હોય તેનો દુરુપયોગ કરીને તથા પોતાનામાં ચતુરાઇ હોય તેને અવળે રસ્તે વાપરીને માણસ નિર્દયતા અને

નીચતાને યોગે ચોરી, લૂટફાટ કે મારામારી કરે છે તથા પશ્વાદિને પીડે છે. હવે ચોરી કે લૂટફાટથી પાપ થાય છે તેમાં કાંઇ શક નથી કેમકે જે વસ્તુ જેની મહેનતથી ઉત્પન્ન થઇ હોય કે જેના ધનના ઉપયોગથી ઉપજી હોય તે વસ્તુ તેની પોતાની છે, તે ઉપર તેનો પોતાનોજ કાયદેસર હક છે. જે વસ્તુને તેની જાણ વગર અથવા સંમતિ વગર આપણે બળજોરીથી, ધમકીથી, ચોરીથી કે ફોસલાવીને લઇ લઇએ તો તેથી મોટું પાપ થાય છે, કેમકે આપણા તે કૃત્યથી તેના માલીકની લાગણી દુઃખાય છે, તથા આપણું વર્તન કુદરતના સરળ અને પવિત્ર ધોરી રસ્તાને આડે આવી જનમંડળના વ્યવહારને મોટી હાનિ પહોંચાડે છે. જે વસ્તુ પોતાની મહેનતથી બનાવાય તે પોતાની જ ઠરીને પોતાની પાસે નિર્વિઘ્ને રહેશે જ અને કોઇથી તેના ઉપર હાથ લગાડાશે નહિ તેવી ખાત્રી જ્યાંસુધી થાય નહિ ત્યાંસુધી કોઇ માણસ એવી વસ્તુઓ બનાવવાને મહેનત કરશે નહિ. મિથ્યાશ્રમ કોણ કરે ? કરેલી મહેનતનું સાર્થક થાય અને ફલ પ્રાપ્તિમાં કોઇ વિઘ્ન ન પાડી શકે ત્યારે જ માણસને મહેનત કરવાનું ઉત્તેજન મળે છે, નહિ તો નહિ જેઓ ચોરી કરે છે, લૂટફાટ કરે છે કે ધાડ પાડી મારામારી કરે છે તેમને જ પૂછીએ કે તમારા માલની ચોરી થાય, તમને જ કોઇ લૂટી લે અને તમને જ કોઇ મારે કે કાપે તો તમને કેવી લાગણી થશે ? સર્વને આવાં કારણોથી દુઃખ થાય જ અને તેથી ચોરી કે લૂટ અથવા કોઇને માર મારવાનું કામ નિંદિત છે. એવાં બધાં કાર્યો પારકાને હાનિ પહોંચાડવાના હેતુથી જ થાય છે અને પરિણામ પણ પોતાની તેમ જ પરની હાનિમાં જ આવે છે. માટે એવાં નિંદિત કામો ન કરવાં અને એવા પાપોથી દૂર રહેવું એ માનવ માત્રને ઘટે છે.

પરનિંદા એક મોટું પાપ છે. તેને વિષે વિચાર કરીએ તો જણાશે કે જેમ અણહકથી પરવસ્તુને છીનવી લેવામાં પાપ છે તેમજ પરકીર્તિનો અપહિત રીતે નાશ કરવો અથવા તેને ખસેત પહોંચાડવી તેમાં પણ પાપ છે. સદાચરણથી માણસ જે સત્કીર્તિ પામે છે તે તેની પોતાની છે. જેમ સદુદ્યમથી માણસ ધન ધાન્ય કે પશ્વાદિ સમૃદ્ધિ મેળવે છે તે તેની પોતાની જ છે અને

કોઇનો તેના ઉપર હક નથી, કોઇથી તે છીનવી લેવાય નહિ તેવીજ રીતે શુભ કીર્તિ સંપાદન કરેલી હોય તે તે મેળવનારની જ છે અને તેનો વાજબી હક છીનવાય નહિ પરંતુ આવી સમજ ઘણા મનુષ્યમાં જોવામાં આવતી નથી એ બહુ ખેદજનક છે. પરધનને હાનિ પહોંચાડનાર કરતાં પરકીર્તિને હાનિ પહોંચાડનારની સંખ્યા વધારે જોવામાં આવે છે. સર્વ કોઇને સુયશ અને શુભ નામની ઇચ્છા હોય છે કોઇ પોતાને ખરાબ કહેવડાવવા રાજી હોતા નથી, છતાં ખરાબ કૃત્યોથી મુક્ત નથી એવા માણસો સહેજે ખરાબ કહેવાય છે જેઓ નિંદ્ય કર્મોથી દૂર રહી પોતાનું સારું નામ રાખી રહે છે તેવાઓની બીજા પાપાચરણી અને પોતાથી વધારે સારી સ્થિતિમાં બીજાને જોવાને ન સાખી શકનાર માણસો અદેખાઇ કરે છે અને અદેખાઇને યોગે પરનિંદા કરી અન્યને ઉતારી પાડવા મહેનત કરે છે. શિષ્ટ પુરુષોએ પરધન, પરદારા, અને પરનિંદા એ ત્રણેથી બચવાને માણસોને વારંવાર બોધ કરેલો છે પરનિંદા કરવાથી નિંદા કરનારનું હૃદય દગ્ધ થાય છે તેની કીર્તિને ધક્કો લાગવાનો સંયોગ થાય છે, તેથી પરસ્પર વેર ભાવ વધે છે, તથા પ્રીતિનો સમૂળો નાશ થાય છે. સરકાર પણ પરનિંદા કરનારને શિક્ષાપાત્ર ઠરાવે છે. સજ્જનોની સત્કીર્તિને ફોલીખાનારા આવા કીડાઓથી ત્રાસી કેટલાક દયુપચુ મનવાળા મનુષ્યો દુનિયાના બળવત્તર પ્રવાહમાં તણાઇને પોતાનો શુભ માર્ગ ખોઇ બેસે છે, પરંતુ વિરલ વીર સાધુ પુરુષો તો તેવાઓથી હાનિ પામ્યા છતા પોતાના સન્માર્ગથી તસુ પણ ચળતા નથી પરનિંદકો ખલ પુરુષો છે, તેઓ સજ્જનોની સત્કીર્તિને ખલેલ પહોચાડવા માટે એક ઉપાય ન ફાવે તો બીજો રચે છે, બીજામાં નિષ્ફળ જાય તો ત્રીજો રચે છે. તેઓ દુનિયાનાં માણસોને વાણીની મીઠાશથી, છટાથી અને દમામથી આંજી નાખે છે અને આડે રસ્તે દોરી જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે જો આપણે પરનિંદક હોઇએ તો આપણને પગલે પગલે જૂઠું બોલવું પડે છે અને જૂઠાણુ ઘટાડવા માટે વચનો વણવા મહા અને પરપીડક વિચાર રચવા પડે છે, અર્થાત પરનિંદા એટલે પર પુરુષ ઉપર મિથ્યા દોષારોપણ કરવામાં ખરા

રૂપે આપણને કેટલાં બધાં અસત્યો વદવાં પડે છે, કેટલા બધા અસત્ય વિચારો મનમાં આણવા પડે છે અને તે બધું કરતાં છતાં સજ્જન પુરુષોની સત્કીર્તિ એ અખંડિત રહે છે તો આપણે કેવા પાછા પડીએ છીએ અને વગોવાઇએ છીએ, એ બધો વિચાર કરતાં જણાય છે કે પરનિંદા કરવાના આરંભકાળમાં, મધ્ય કાળમાં ને પરિણામના ભાગમાં દુઃખ અને અનેક પાપ જ છે માટે પરનિંદા આપણ સર્વને વર્જ્ય છે

પરધનનો ગેર ઉપયોગ કરવામાં કેવું પાપ સમાયું છે તેનો જરા વિચાર કરીશું તો સહજ સમજાશે. આપણે ત્યાં કોઇને કામ કરવા રાખ્યા હોય—જેમકે કડીઆ, સુતાર વગેરે તો તેમને તેમની યોગ્યતાપ્રમાણે એટલે તેમના કામની કીમત પ્રમાણે આપણે રોજ આપીએ છીએ એટલે એક દિવસના અમુક કલાક સુધી કડીઓ, સુતાર, કે કોઇ બીજો હુનરવાળો અમુક ઠરાવ પ્રમાણે પૈસા લઇને કામ કરવા બંધાય છે. તે જો સત્યનિષ્ઠાથી એટલો વખત બરાબર કામ ન કરે તો તેમણે પોતાને કામગીરી ઉપર રોકનારના ધનનો ગેરકાયદે લાભ લીધો કહેવાય. આ તેની અનીતિ છે જે એ તેમનું પાપ છે. વળી જેવી નિષ્ઠાથી અને જેવી કાળજી અને શ્રમથી તે કામ સંગીન થવું ઉભય પક્ષની માન્યતામાં હોય છે તે પ્રમાણે તે કામ સરસ ન થાય તો કામગીરી ઉપર રાખનાર માલીકના ધનનો દુરુપયોગ થયો કહેવાય. પ્રત્યેક મનુષ્યે જેવું પોતાનું સારું ઇચ્છવું, સારું કરવું, તેને માટે સંપૂર્ણ કાળજી રાખવી અને બનતો શ્રમ કરવો તેમજ બીજાનું ધન લઇ જે કરવા માંડેલું કામ પોતાનું જ છે એવો જ ભાવ ધરીને સારું જ કરવું જોઇએ. જો એ પ્રમાણે ન કરાય તો તે માણસથી પાપ કરાય છે અને તેની પોતાની ઉન્નતિનો દરવાજો તે પોતે જ બંધ કરી દે છે એમ જ માનવું યથાર્થ છે. "સત્યનિષ્ઠા," "સત્યનિષ્ઠા," "સત્યનિષ્ઠા." એમ પુકારીને કહેવામાં આવે છે કે તે વગર માણસને સારી સ્થિતિમાં આવવા માટે બીજો ઉપાય જ નથી.

સરકાર અથવા રાજ્ય પોતાના ધનનો બહોળો ખર્ચ કરી મોટી મોટી શાળાઓ સ્થાપે છે, મોટા મોટા ખર્ચ કરી ભણેલા અને સમજુમાં લેખાય

કોઇનો તેના ઉપર હક નથી, કોઇથી તે છીનવી લેવાય નહિ તેવીજ રીતે શુભ કીર્તિ સંપાદન કરેલી હોય તે તે મેળવનારની જ છે અને તેનો વાજબી હક છીનવાય નહિ પરંતુ આવી સમજ ઘણા મનુષ્યમાં જોવામાં આવતી નથી એ બહુ ખેદજનક છે પરધનને હાનિ પહોચાડનાર કરતા પરકીર્તિને હાનિ પહોચાડનારની સંખ્યા વધારે જોવામા આવે છે સર્વ કોઇને સુયશ અને શુભ નામની ઇચ્છા હોય છે કોઇ પોતાને ખરાબ કહેવડાવવા રાજી હોતા નથી, છતા ખરાબ કૃત્યોથી મુકત નથી એવા માણસો સહેજે ખરાબ કહેવાય છે જેઓ નિંદ્ય કર્મથી દૂર રહી પોતાનુ સારૂ નામ રાખી રહે છે તેઓની બીજા પાપાચરણી અને પોતાથી વધારે સારી સ્થિતિમા બીજાને જોવાને ન સાંખી શકનાર માણસો અદેખાઇ કરે છે અને આ દેખાઇને યોગે પ નિંદા કરી અન્યને ઉતારી પાડવા મહેનત કરે છે શિષ્ટ પુરુષોએ પરધન પરદારા, અને પરનિંદા એ ત્રણેથી બચવાને માણસોને વારંવાર બોધ કરેલો છે પરનિંદા કરવાથી નિંદા કરનારનું હૃદય દગ્ધ થાય છે તેની કીર્તિને ધક્કો લાગવાનો સંયોગ થાય છે, તેથી પરસ્પર વૈરભાવ વધે છે, તથા પ્રીતિનો સમૂળ નાશ થાય છે સરકાર પણ પરનિંદા કરનારને શિક્ષાપાત્ર ઠરાવે છે સજ્જનોની સત્કીર્તિને કોતરી ખાનારા આવા કીડાઓથી ત્રાસી કેટલાક ઢચુપચુ મનવાળા મનુષ્યો દુનિયાના ગતાનુગતિક પ્રવાહમા તણાઇને પોતાનો શુભ માર્ગ ખોઇ બેસે છે, પરંતુ નિરક્ષ વીર સાધુ પુરુષો તો તેનાઓથી હાનિ પામ્યા છતા પોતાના સન્માર્ગથી તસુ પણ ચળતા નથી પરનિંદકો પ્રપંચ પુર હો છે, તેઓ સજ્જનોની સતકીર્તિને ખરેખર પહોચાડવા માટે એક ઉપાય ન ફાવે તો બીજો રચે છે, બીજામા નિષ્ફળ જાય તો ત્રીજો લે છે તેઓ દુનિયાના માણસોને વાણીની મીઠાશથી, છટાથી અને દમામથી આંજી નાખે છે અને આડે રસ્તે દોરી જાય છે આથી સ્પષ્ટ થાય છે કે જો આપણે પરનિંદક હોઇએ તો આપણને પગલે પગલે જુઠું બોલવું પડે છે અને જૂઠાણુ ઘટાડવા માટે રચનો વચન મહા અને પરપીડક વિચાર રચવા પડે છે અર્થાત પરનિંદા એટલે પર પુરુષ ઉપર મિથ્યા દોષારોપણ કરવામા ખરા

રૂપે આપણને કેટલાં બધાં અસત્યો વદવાં પડે છે, કેટલા બધા અસત્ય વિચારો મનમાં આણવા પડે છે અને તે બધું કરતાં છતાં સજ્જન પુરુષોની સત્કીર્તિ જો અખંડિત રહે છે તો આપણે કેવા પાછા પડીએ છીએ અને વગોવાઇએ છીએ, એ બધો વિચાર કરતાં જણાય છે કે પરનિંદા કરવાના આરંભકાળમાં, મધ્ય કાળમાં ને પરિણામના ભાગમાં દુઃખ અને અનેક પાપ જ છે માટે પરનિંદા આપણુ સર્વને વર્જ્ય છે

પરધનનો ગેર ઉપયોગ કરવામાં કેવું પાપ સમાયું છે તેનો જરા વિચાર કરીશું તો સહજ સમજાશે. આપણે ત્યાં કોઇને કામ કરવા રાખ્યા હોય—જેમકે કડીઆ, સુતાર વગેરે તો તેમને તેમની યોગ્યતાપ્રમાણે એટલે તેમના કામની કીમત પ્રમાણે આપણે રોજી આપીએ છીએ એટલે એક દિવસના અમુક કલાક સુધી કડીઓ, સુતાર, કે કોઇ બીજો હુન્નરવાળો અમુક ઠરાવ પ્રમાણે પૈસા લઇને કામ કરવા બંધાય છે. તે જો સત્યનિષ્ઠાથી એટલો વખત બરાબર કામ ન કરે તો તેમણે પોતાને કામગીરી ઉપર રોકનારના ધનનો ગેરફાયદે લાભ લીધો કહેવાય. આ તેની અનીતિ છે જે એ તેમનું પાપ છે. વળી જેવી નિષ્ઠાથી અને જેવી કાળજી અને શ્રમથી તે કામ સંગીન થવું ઉભય પક્ષની માન્યતામાં હોય છે તે પ્રમાણે તે કામ સરસ ન થાય તો કામગીરી ઉપર રાખનાર માલીકના ધનનો દુરુપયોગ થયો કહેવાય. પ્રત્યેક મનુષ્યે જેવું પોતાનું સારું ઇચ્છવું, સારું કરવું, તેને માટે સંપૂર્ણ કાળજી રાખવી અને બનતો શ્રમ કરવો તેમજ બીજાનું ધન લઇ જે કરવા માંડેલું કામ પોતાનું જ છે એવો જ ભાવ ધરીને સારું જ કરવું જોઇએ, જો એ પ્રમાણે ન કરાય તો તે માણસથી પાપ કરાય છે અને તેની પોતાની ઉન્નતિનો દરવાજો તે પોતે જ બંધ કરી દે છે એમ જ માનવું યથાર્થ છે. " સત્યનિષ્ઠા, " " સત્યનિષ્ઠા, " " સત્યનિષ્ઠા. " એમ પુકારીને કહેવામાં આવે છે કે તે વગર માણસને સારી સ્થિતિમાં આવવા માટે બીજો ઉપાય જ નથી.

સરકાર અથવા રાજ્ય પોતાના ધનનો બહોળો ખર્ચ કરી મોટી મોટી શાળાઓ સ્થાપે છે, મોટા મોટા ખર્ચ કરી ભણેલા અને સમાજમાં લેખાય

એવા શિક્ષકો નીમે છે. એ શું કરવા ! પોતાની પ્રજાના બાળવર્ગને
સારી રીતે ભણેલા, અક્કલવાન અને નીતિ તથા ધર્મને રસ્તે ચડેલા લોક
બને અર્થે. એમ થવાથી તે તે રાજ્ય પોતાની લાયક અને કેળ-
વાયલી પ્રજાને લીધે આબાદ થાય, અને રાજા તથા પ્રજા ઉભય સુખ-
શાંતિ ભોગવે. આવા ઉત્તમ હેતુભર શાળાઓનું સ્થાપન થાય છે, અને
મોટા ખર્ચ કરાય છે. માટે શિષ્યવર્ગનું ફરજ કર્તવ્ય છે કે તેમણે તન-
મનથી વિદ્યા સંપાદન કરવી જોઇએ, સદાચરણથી વર્તવું જોઇએ, વડીલ-
વર્ગની અને ગુરુજનની આજ્ઞા પાળવી જોઇએ, તથા ભણાવનારાએ
તેમને સારી રીતે તનમનથી ભણાવવા જોઇએ, સારી સારી શીખામણોથી
બાળકોનાં હૃદય શુદ્ધાચરણને માટે યોગ્ય કરવાં જોઇએ, તથા પોતે પણ
સત્યનિષ્ઠ, કર્મનિષ્ઠ, અને સર્વ પ્રકારે અનુકરણ કરવા યોગ્ય વર્તનવાળા
થવું જોઇએ. શિક્ષકનાં આચરણને શિષ્યો તરત શીખે છે, કેમકે જેનો જેને
સહવાસ તેનો તેને પાસ લાગે છે એ સિદ્ધ નિયમ છે તેટલા માટે જ ગુરુ-
જનોએ બહુ જ સંભાળથી બોલવું જોઇએ અને બહુ જ સંભાળથી વર્તવું
જોઇએ. તે પોતાનો સ્વાર્થ બગડે છે તેટલા જ માટે નહિ, પણ અનુકરણ
કરવા ઉપર મુખ્ય જેમનું લક્ષ છે એવા કાચા અને કોમળ હૃદયના શિશુ-
વર્ગના હિતને માટે શિક્ષકના શિર ઉપર આ પ્રકારની જવાબદારી કંઇ ઓછી
નથી. શિક્ષકોએ તો પોતાના નિત્ય કર્મમાં એટલે ભણાવવાની વૃત્તિમાં પોતા-
નો નિયમિત વખત સારી રીતે વપરાય તેને માટે કાળજી રાખવી પડે છે,
તથા આળસમાં કે બેદરકારીમાં રહીને છોકરાઓને તે દુર્ગુણો શીખવવા જેવું
ન કરવા ઉપર પણ પૂરી ખબર રાખવી જોઇએ છીએ. છોકરાઓને શિક્ષકોએ
પોતાના કર્તવ્ય ઉપરથી એટલે કાર્યદક્ષતા ઉપરથી બતાવી આપવું જોઇએ
જુઓ અમે અમુક કલાક જે ભણાવવાના છે તેનો સદુપયોગ કરીએ
અને આળસમાં, નિદ્રામાં, ગામગપાટામાં, કે આંટાફેરામાં કાઢતા
જેમ જ તમારે પણ તમારા ભણવાના ઉદ્યમમાં ખંત રાખવી જોઇએ છે.
વિદ્યાર્થીઓએ પણ સમજવાનું છે કે રાજ્યના પૈસાના ખર્ચે આવું મહદ્

શિક્ષણ મળે છે તો અમારૂં પણ કર્તવ્ય છે કે રાજ્યકર્તાના પૈસાનો સદુપયોગ થાય અને એમનો ઉત્તમ હેતુ સફળ થાય તેમ કરવું. એટલા માટે તેઓએ કોઇની સાથે લડવું નહિં કે કોઇની કુથલી કરવી નહિ. પરંતુ સર્વ સાથે ભ્રાતૃભાવ વધારી પોત પોતાની શક્તિ પ્રમાણે તન મનથી ભણવાના ઉદ્યમમાં મચ્યા રહી, શરીરનું સારી રીતે જતન કરી, મનનું સારી રીતે સમાધાન કરી ગુરુજનપતિ પૂજ્યભાવ દર્શાવી તથા તેમની આજ્ઞા પાળી, તેમને પોતાના સારા અભ્યાસથી તેમ જ સારા આચરણથી સંતોષ આપી પોતાનું શુભ કર્તવ્ય કરવાનું છે. એ પ્રમાણે શિષ્યવર્ગે અને શિક્ષકવર્ગે પોત પોતાનું રૂડું આચરણ ચલાવીને રાજ્યના ધનનો સારામાં સારો ઉપયોગ કરવો. સર્વ શાળા વિદ્યાર્થીઓ અને લાયક શિક્ષકોનું આ પ્રમાણે ઉજળું અને સ્વર્ગ લોકને પ્રાપ્ત કરાવનારૂં રૂડું પ્રશંસનીય કામ છે. તેથી વિરૂદ્ધ આચરણ ઉભયની દુર્દશા અને અધોગતિનું જ કારક છે, અને દેશની ઉન્નતિને આડે આવનારૂં છે એ વાત નક્કી છે.

વિશ્વાસઘાત અને પરધનહરણના દાખલા જે વખતો વખત દુનિયામાં ઠેકાણે ઠેકાણે બને છે અને જે બહુ હાનિકર નીવડે છે તેનો પણ વિચાર કરીએ. અમુક કામ કરી આપીશ, અમુક અમુક રીતે મારા કહ્યા પ્રમાણે કરશો તો આવા આવા લાભ થશે એવી એવી ખાત્રીવાળા વિશ્વાસ આપનારાં વચનો વાપરીને માનવબંધુઓનો વિશ્વાસ બેસાડીએ અને તે તે કામ પછી ન કરી આપીએ, તથા પરિણામે વિશ્વાસ ઉપર રહેનાર વિશ્વાસુને ભુલવણીમાં નાખી ખાડામાં ઉતારી પાડવા જેવું કરીએ તો તે શું ઓછું હીણપતનું કામ છે. આવાં તર્કો નાના ઘરથી માંડીને મોટા રાજ્યો સુધી રચાતાં જોવાય છે. સાચી ખોટી તો પ્રભુ જાણે પણ શિવાજીએ અફઝુલખાનને વિશ્વાસ આપી દગાથી માર્યો તે વાત જો સાચી મનાય તો પ્રથમ અરિના સરદારને મિત્રભાવ બતાવી અભયદાન આપીને વિશ્વાસઘાત કર્યો તે નિંદ્યકર્મ શિવાજી જેવા મહારાજાને માથે કાળું કલંક મૂકી ગયું કહેવાશે.

દગબાજીથી વિશ્વાસ આપી કોઇને પાછળથી ફાંસામાં નાખવો અને

પોતાનો નીચ સ્વાર્થ સાધી લેવો એ દરેક મનુષ્યને માટે ઘણું ખરાબ કામ છે. ઔરંગઝેબે મુરાદ સરખા ભાઇને વિશ્વાસ આપી રાજ્ય અપાવવાની આશા આપી તેના લસ્કરને બળે રાજ્ય મેળવી તેની અંતે ગાડી વગે કરી તે તો તેના જેવાને જ છાજે. પરંતુ તેણે છળ કરી દીલ્હીની બાદશાહીનો માલીક થતાં પણ શો સાર કાઢ્યો ? જેવું તેણે પોતાના પિતા શાહજહાનને બંધીખાને પુરી દુઃખ આપ્યું તેવું તેના છોકરાઓ રખેને કરેએવી તેને હમેશાં બીક રહેતી હતી. એક પાપ બીજાં અનેકને લાવે તેમ ભાઇઓને મારવાના અને બાપને પીડવાના પાપે તેનું હૃદય પાપયુક્ત કઠોર કર્યું હતું. તેણે હિંદુપ્રજા ઉપર જુલમ ગુજારવા માડ્યો. જજીયા વેરો ફરી શરૂ કર્યો, દેવસ્થાન તોડ્યાં વગેરે અપ્રિય કામો કરીને શૂરા રજપુતોનો પક્ષ ખોયો દિવસના તારાની પેઠે રજપુત રાજાઓ ધીમે ધીમે ખમતા ગયા, તેનો પોતાનો પુત્ર બંડ કરીને રજપુતોના પક્ષમાં ચાલ્યો ગયો. એક તરફથી રજપુતો સાથે યુદ્ધ માંડવાનું હતું ત્યારે બીજી તરફ બ્રાહ્મણધર્મને ડુબતો બચાવનાર શિવાજી મહારાજે પોતાની "ભવાની" નામની શક્તિ હાથમાં લઇ અનેક શૂરા મરાઠાઓના સરદારરૂપે ઘુમવા માડ્યું છેવટ મુસલમાની રાજ્ય નબળું પડવા માંડ્યું, અને મહાદુઃખના દિવસોમાં વૃદ્ધાવસ્થામાં અહમદનગર જેવા દૂર નગરમાં પોતાના કુટુંબીથી અને રાજ્યધાનીથી દૂર એ ઔરંગઝેબ બાદશાહે તીવ્ર પશ્ચાતાપના ઉદ્ગાર કાઢતાં કાઢતાં પ્રાણ ત્યાગ કર્યો, અને પરમ પ્રતાપી પરમ ન્યાયી પરમેશ્વરના ન્યાયાધીશ પાસે પોતાના ગજાતરીકેના પ્રજાપીડક કર્મના જવાબો આપવા ચાલી નીકળ્યો શુ કરે ? અવસાન સમય સર્વને આવે છે. તે સમય કોઇથી ક્ષણભર વધારે રહેવાતું નથી, અને નાનાથી મોટા દરેકને જવાબ આપવો પડે છે તથા દુષ્કર્મની શિક્ષા ભોગવવી જ પડે છે.

નઠારાં કર્મનાં ફળ તત્કાલ ન મળ્યાં તેથી રાજી થવાનું નથી, કેમકે અપથ્ય વસ્તુ ખાવામાં આવી તે તેનો વિકાર કર્યા વિના રહેવાની નહિ, પછી વહેલી કે મોડી. પાપ પણ તેમ છેવટ પોકારવાનું જ. એથી ઉલટું માનવ-

જંતુઓ પુણ્યકર્મ કર્યા કરે છે, અને ચેતી ચેતીને બોલે છે અને ચાલે છે છતાં શુભ ફળ મેળવતા વખતે નથીએ દેખાતા પણ શું થયું ? ઇશ્વરના રાજ્યમાં અંધેર નથી, બહુ ચોખ્ખું અજવાળું છે. પોતે જ સ્વયંપ્રકાશ છે, અને શુભ કર્મ કરનારને શુભ ફળ આપ્યાં જ કરવાના. ઇશ્વરી નિયમ અનાદિ કાળથી અખંડ પ્રવાહની પેઠે સતત ચાલ્યો આવે છે કોઇથી તે રોકાતો નથી. માટે પાપાચરણીઓએ દુષ્ટ આચરણ કરતાં ડરવું જોઇએ અને પુન્યવાન્ પુરુષોએ, ફળની તીવ્ર ઇચ્છા ન રાખતાં, અથવા તો ફળ નિશ્ચયપૂર્વક મળશે એવો વિશ્વાસ ધરતાં ધીરજ ધરી આનંદમાં રહેવું જોઇએ. કર્મ પ્રમાણે ફળ મળવાનાં એ તો નક્કી જ છે. શુભ કર્મનાં શુભ ફળો ગમે ત્યાં પણ મળે છે જ. તે બાબત કહ્યું છે કે:—

वने रणे शत्रुजलाग्निमध्ये
महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा
रक्षन्ति पुण्यानि पुरा कृतानि ॥

એટલે વનમાં, રણમાં, શત્રુની વચ્ચે, પાણીમાં, અગ્નિમાં, મહાસાગરમાં, પર્વતની ટોચ ઉપર, સુતા હોઇએ, બેદરકાર હોઇએ, કે દુઃખમાં વિંટાયા હોઇએ ત્યારે ત્યારે પણ આગળના ભવમાં કરાયલાં પુણ્યકર્મો આપણું રક્ષણ કરે છે. માટે સાચું સુખ અને સાચું રક્ષણ આપનારું શુભ કર્મ કરનારું છે. તેથી ઔરંગઝેબની પેઠે નીચ સ્વાર્થી બની કોઇને ગળે પડવું નહિ જોઇએ તથા વિશ્વાસઘાતી ન થતાં સદ્દુધર્મમાં મચી રહેવું અને કેવળ પ્રમાણિકપણું સાચવવું એ જ મનુષ્યને માટે કર્તવ્ય છે.

પુણ્યશ્લોક નળરાજાનું ચરિત જરા વિચારીએ, જેમના સ્મરણથી અ-
૨ નેક પાપો ધોવાય તેમ છે. દમયંતીને નળ સાથે પરણવાની ઇચ્છા હતી. દેવોને દમયંતી સાથે વરવાની મરજી થઇ, ત્યારે દેવોએ નળને જ કહ્યું કે તમે જઇ દમયંતીને સમજાવો. દેવોની આગળ વચને બંધાયા પછી શુદ્ધ બુદ્ધિથી પોતાનું વચન કેવું પાળ્યું ! અહા ! દૂતકર્મ કેવું ઉત્તમ રીતે બજાવ્યું. એક વ-

યનને ખાતર દેવોનું સુખ ઉપજાવવા માટે પોતાનું સુખ કેવું તજ્યું ! દમયંતીને પાસે જોગીના વેષમાં તે જાય છે અને પોતાની થનારી રાજપુત્રીને તે કહે છે, હે અણસમજુ ! તું નળને જ ખ નહિં. તું નળને વિસારી દે. તને દેવો વરવા ચાહે છે તારું ભાગ્ય કેવું મોટું છે તે તુ જો. જ્યારે દમયંતી માનતી નથી ત્યારે વધારીને કહે છે "નળ તો માનવીમાત્ર છે, અલ્પાયુ છે, મળમૂત્રથી ભરેલો અને અલ્પ શક્તિવાળો છે, દેવ તો અમર છે, પવિત્ર છે, અદ્ભુત શક્તિવાળા છે, નળ કુરૂપ છે ને દેવ તો કામદેવને લજાવે એવા ભવ્ય તેજોમય સુંદર છે. નળ તો ઘામ જેવો છે ને દેવ તો મીઠી શેરડીસમાન છે. એ પ્રમાણે પોતાની અને દેવની અયોગ્યતા તથા યોગ્યતા વચ્ચે મોટો તફાવત જતાવી દમયંતીની પ્રીતિ પોતા ઉપરથી ઉતારી દેવ ઉપર ચઢાવવામાં નળરાજાએ પોતાનું વચન બરાબર પાળ્યું છે અને દેવનું દૂતત્વ બરાબર બજાવ્યું છે. છેવટ સારાનું સદા સારું થાય છે તેમ દેવતાઓ નળ અને દમયંતી ઉપર પ્રસન્ન થઇ મોટાં મોટા વરદાન આપી એ દંપતીને પરણાવીને ચાલ્યા જાય છે. નળે જો સત્ય સાચવ્યું તો એનું સત્ય એને શુભ ફળ આપ્યા વગર રહ્યું નહિ. વળી અયોધ્યાપુરીના આર્યરત્ન રાજેન્દ્ર હરિશ્ચંદ્રના સત્ય વૃત્તને ભક્તિભાવથી નિહાળીએ. વિશ્વામિત્ર સરખા મહા તપસ્વી ઋષિએ અમુક પ્રમાણનું સુવર્ણદાનનું વચન માગ્યું ત્યારે આપવા કહેલા સોનાનું પુરેપુરું દાન કરવા માટે તેણે તો પોતાનું રાજ્યપાટ, પ્રજા વગેરે સર્વસ્વ ત્યાગ કર્યું. તેની પછવાડે પતિપરાયણ પતિવ્રતા રાણી તારામતીએ પોતાના સર્વ સુખને અર્પણ કર્યું અને ભક્તિમાન્ બાળક–પુત્ર રોહિતાશ્વે પણ બાળપણમાં પિતૃદુઃખમાં ભાગ લઇ પિતૃભક્તિ બહુ ઉત્તમ પ્રકારે દર્શાવી. વિશ્વામિત્રને તો માત્ર હરિશ્ચંદ્રનું સત્યશરણાપણું એક વખત મૂકાવવું હતું. પણ હરિશ્ચંદ્ર તે ઋષિની પ્રતિજ્ઞા છોડાવે એવા સમર્થ સત્યરક્ષક હતા. રાજ્ય ખોયું, સુખ ખોયું પણ સત્ય ન ખોયું. તેના મનથી તો સત્ય એ જ સાચું રાજ્ય અને સાચું બળ હતું. અને બળવાન્ ક્ષત્રિય રાજા હરિશ્ચંદ્રમાં તે બળ અદ્ભુત રીતે ટકી રહ્યું. અરે ! એ સત્યમાન ટકાવી રાખવા માટે છત્રપલંગમાં પોઢનારા

અને બત્રીશ જાતીના ભોજન જમનારા એ પવિત્ર રાજાએ ચાંડાલના ચાકર બની શ્મશાન સેવ્યું અને મડદાંના મુખમાં મૂકાતા ચોખાથી પોતાનું ઉદર પોષણ કર્યું. વળી વખત આવ્યો ત્યારે સત્ય જાળવવા દેવપાત્ર ઠરેલી રાણી તારામતીનો શિરચ્છેદ કરવા રાજ્યસત્તાને આધીન વર્તીને તેણે ખડ્ગ લીધું. પછી તો શંકરે સત્ય સાચવ્યું, વિશ્વામિત્રે ક્ષમા માગી રાજ્યવૈભવ પુનઃ પાછું કરી આપ્યા. અહો! ક્ષત્રિય રાજા હરિશ્ચંદ્રનું નામ સંભારી આપણું હૃદય-મન કેવું ધોવાઇ જાય છે. ઋષિઓએ પણ પૂજવાલાયક એ સત્યવક્તા નરવરને હજારો પ્રણામ ઘટે છે, કે જેની સત્ય વાણીની કથા લાખો મનુષ્યોને સત્ય તરફ પ્રીતિ ઉપજાવે છે અને અસત્ય વચન બોલતાં અટકાવે છે. આ આર્યભૂમિ આવા રાજાઓથી પ્રખ્યાતિ પામી છે એ વાત આવાં પ્રસંગો આપણે વાંચીએ છીએ ત્યારે નિર્વિવાદ રીતે સાચી ઠરે છે.

જે માણસો પરધનને ઉછીનું લઇ જાય છે અને પાછું આપતી વખતે દેવાળું કાઢે છે, તેવા મનુષ્યોના કાળાં કામ કેટલાં હાનિકારક નીવડે છે! જેના પૈસા પાછા ન મળ્યા તેમની તો મહા મહેનતનું ફળ લૂંટાયું એમ ઠરે છે. ઘણા માણસો કરજ કરી પારકા પૈસાને વાપરી નાખે છે, અથવા વેપારમાં વાપરી ખોટ ખાય છે, અગર ગમે તે પ્રકારે પૈસા પાછા આપવા જેવી શક્તિવાળા રહેતા નથી, અથવા તો દાનત ભ્રષ્ટ થઇ પૈસા આપવા વિચાર જ નથી લાવતા. આ કેવું દુઃખજનક છે. આ પ્રકારે ઠેકાણે ઠેકાણે થવા માંડે તો કોઇ કોઇનો વિશ્વાસ રાખે નહિ, દુનિયાનો વ્યવહાર અટકી પડે અને પાયમાલી થઇ જાય. સત્પુરુષ દેવાદાર થયો હોય અને અશક્તિમાં મરવા પડે છે ત્યારે પણ પોતાના દીકરાઓને બોલાવીને ભલામણ કરે છે કે ફલાણા ફલાણાનું આટલા આટલા રૂપિયાનું મારે કરજ છે તે તમે ભરી આપો તો હું શાંતિથી દેહત્યાગ કરી શકીશ. એમ કહે છે ત્યારે તેના ભક્તિમાન છોકરાઓ મરનાર પિતાને ઋણમુક્ત કરવા વચન આપે છે કે અમે તમારું દેવું તમામ ચુકતું વાળી આપશું. તમે ચિંતા છોડી દો. એમ કહે છે અને ગોળમાં જળ મૂકે છે. પછી સત્પુરુષ મરણબિછાનામાં શાંતિથી મરણશરણ થાય છે આ

દેખાવ કેવો ભવ્ય અને પવિત્ર છે.

પણ દુર્જન હોય છે તે તો પૈસાદાર મગારનેહી અથવા તો વિશ્વાસુ દીલના ધનિક પાસેથી હરકોઇ રીતે કરગરીને પૈસા ઉછીના લે છે અને પછી પાછા આપતા જ નથી એ કેવું શોચનીય છે! સગાની સગાઇ તજવી, સ્નેહીનો સ્નેહ ખોવો અને ધનવાન્ શેઠ પાસે પોતાની પ્રતિષ્ઠા ખોવી અને એમ કરી પાપી પેટ ભરવું તે માણસને તો છાજે નહિ. એ તો નરપશુને જ ઘટે. આવા દગાખોર માણસોને કાતો રાજ્યના દંડના ભયથી દેશ મૂકી નાશી જવું પડે છે અથવા તો દેશમા રહીને પણ પ્રતિષ્ઠાહીન થઇ દીન દશામાં દુઃખી જીવન ભોગવવું પડે છે. તેના કરતાં ઉચિત એ છે કે દેવું કરતાં પહેલાં પોતાની શક્તિ વિચારવી અને કરકસર કરીને પણ દેવામાંથી છુટી પોતાનું સત્ય સાચવવા અને પ્રતિષ્ઠા જાળવવા તત્પર રહેવું. માનવીનો ઉજળો વ્યવહાર આવા પ્રકારનો છે.

જેમ રસ્તામાં ગલીઓ હોય છે અને ગલીઓમાં પાછી અંતર ગલીઓ હોય છે તે પ્રમાણે પુણ્ય અને પાપના સ્થૂળ ભેદોમાં પાછા સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ ભેદો એવા એવા હોય છે કે તેમનું સંપૂર્ણ જ્ઞાન ધરાવવું અશક્યવત્ છે. અને એ જ્ઞાન સુધી આપણે પહોંચીએ તો સાભિમાન વ્યવહાર ચલાવવો અસંત કઠિન થઇ પડવાનો સંભવ છે. યોગીઓ, યતિઓ અને એવા એવા વીતરાગી પુરુષો જેઓ સંસારની દશામાંથી દૂર ખસી એકાંતવાસમાં અંતર્મુખ વૃત્તિનો તેમની દ્રષ્ટિમાં આપણે જેને સ્થૂળ પણે પુણ્ય કહીએ છીએ તેવાં શુભ કર્મ પણ અશુભ ઉપાધિરૂપ ભાસે છે. આપણે સંસારીએ તો ઉપર કહ્યા પ્રમાણે શુભ કર્મ તે પુણ્ય અને અશુભ તે પાપ સમજવાનું છે. ધર્મના ઉંડા તત્ત્વમા આપણે જરા પ્રવેશ કરીશું તો જણાશે કે વેદાંતીઓ અને જૈનીઓ જન્મમરણ આપનાર સર્વ કર્મને—પછી તે સારાં હોય કે માઠાં હોય. ઉપાધિરૂપ ગણે છે. શ્રી ગીતાજીમાં કહ્યું છે કેઃ—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

* અહિં ભગવાન શ્રી કૃષ્ણપરમાત્મા મુમુક્ષુ શ્રી અર્જુન પ્રતિ કહે છે કે મમતયુક્ત બધાં કર્મોને છોડી દઇને મારે જ શરણે આવીને રહે. હું તને સઘળા પાપથી છોડાવીશ. તું શોક નહિ કર. આ ઠેકાણે પાપનો અર્થ જ્ઞાની પુરુષો સંચિત અને ક્રીયમાણ કર્મમાં ઉત્તમ રીતે ઘટાવે છે.

પુણ્યપાપના આવા અતિ સૂક્ષ્મ સ્વરૂપ ઉપર વિશેષ ધ્યાન ખેંચવા કરતાં તેના સ્થૂલ સ્વરૂપને જ ધ્યાનમાં લેવું ઠીક છે. ચોરી, લૂટફાટ, વિશ્વાસઘાત, અસત્યભાષણ, પરનિંદા અને હિંસાઆદિ અનેક પાપો છે તેને ધીમે ધીમે આપણે તજી દેવા જોઇએ. પરદારા સેવનથી પણ કેટલી કેટલી હાનિ થાય છે તે અનેક દષ્ટાંતોથી આપણે જાણી લેવું જોઇએ અને એ અતિ દુષ્ટ વિકારથી દૂર ખસી જવું જોઇએ. વ્યભિચારની દુષ્ટ લતમાં પડવાથી ધંધાર્થીઓ ધંધા ચૂકી ગયા છે, ધનિકો ધન ખોઇ બેઠા છે અને રાજાઓ રાજ્યભ્રષ્ટ થઇ ચુક્યા છે, અને શરીરના ભયંકર નાશકારક રોગના ભોગ થઇ પડયા છે. એ ખરાબ લતના ગુન્હેગાર અસંખ્યાબંધ રોગી લોકો ઘણી ઘણી પીડા પામતા કંગાલની પેઠે દવાખાનામાં દવા લેવા આવતા જોવામાં આવે છે. પોતાનું સુંદર શરીર, પોતાનું સારૂં નામ અને પોતાનો માનવ અવતાર ગુમાવવો હોય તો એ ખરાબ લતનો સંસર્ગ અજ્ઞ પુરુષે કરવાનો છે. વાલી નામના વાનરની, લંકાપતિ રાવણની અને ગુજરાતના છેલ્લા રજપુત રાજા કરણની માઠી દશા થઇ. તેનું કારણ એ ખરાબ લત સિવાય બીજું ન હતું. માટે પરમ શાંતિ અને શરીરઆરોગ્યના સુખાભિલાષી સુજ્ઞ પુરુષે નિરંતર એ દોષથી મુક્ત રહેવા ચેતી ચાલવું જોઇએ. સ્વર્ગના દ્વાર બંધ કરી નરકનાં દ્વાર ઉઘાડી આપનાર પરસ્ત્રીસેવન નામનો આપણો મોટો રિપુ છે તેથી આપણે ચેતતા રહેવું જોઇએ. ગુન્હેગારોએ જ્યાં સુધી ફાંસીનું લાકડું, શૂળી અથવા તેમનું ભયંકર મુખ નજરેજોયું નથી ત્યાં સુધી ગુન્હો એ કેવું ભયંકરફલ આપનાર છે તેનું યથાર્થ ભાન-સંભવતું નથી, તેમ જ અનેક પ્રકારના પાપાચરણ કરનારાને જ્યાં સુધી બહુ તીવ્ર દુઃખો પડયાં નથી ત્યાં સુધી પાપનો તેમને ત્રાસ લાગતો નથી. શાસ્ત્રપુરાણમાં નરકનું વર્ણન જ્યારે આપણે સાંભળીએ છીએ અથવા વાંચી

એ છીએ ત્યારે આપણે યમદૂતોના મારના વિચારોથી કંપીએ છીએ. સ્વર્ગની નીસરણીની નાની સરખી પણ હૃદયને ચમકાવનારી કવિતાથી આપણને કેવી બીતિ ઉપજે છે અને પાપથી ડરવાને અને પુણ્ય તરફ વળવાને આપણને કેવું શિક્ષણ ક્ષણભર પણ મળે છે, તો સાક્ષાત્ યમપુરીના દર્શનના ત્રાસથી બચવા માટે આપણે આગળથી શા માટે ન ચેતવું? ચાલુ નરકની પ્રાપ્તિ કેટલી ત્રાસદાયક છે એ બાબત જેને શ્રદ્ધા હોય તેણે તો પરસ્ત્રીસેવન જેવી ખરાબ લતમાં કોઇ પણ દિવસ પડવું નહિ. નરકની વાત તો જરા દૂર રહી પણ વ્યભિચારી માણસની સાક્ષાત્ નરકસંપન્ન શરીરની રોગી હાલત અને મનની ગાંડા જેવી બહાવરી હાલતને જ નિહાળવાથી આપણને જણાશે કે પરસ્ત્રીસંગની લત એ માત્ર અશાંતિનું, અપકીર્તિનું અને અનારોગ્યનું આલય છે જેઓ તેમાં સપડાયા નથી તેઓ ભાગ્યવંત છે, જેઓ સપડાયા છે તેઓનો નિયત થયે જ છુટકો છે અને તેથી તેઓ દયાપાત્ર છે. કદાચ અનહદ પશ્ચાતાપથી, અસંખ્ય લાનોના પ્રહારથી અને સદ્દભાગ્યે સાધુજનની સંગતિથી તેઓ સુધરે અને સારા સમયો જુવે તો જુવે; નહિ તો અધોગતિ વિના બીજો રસ્તો એમને માટે નથી.

ખેડુનો ખેતરમાં હવાપાણીના પ્રમાણમાં જેટલું પાકી શકે તેટલું ન ઉત્પન્ન કરે, એટલે આળસ અને ઉપેક્ષા રાખે તો તેમાં તેને પણ પાપ છે કેમકે તેના સદુદ્યમ ઉપર દેશનું કલ્યાણ ટકયું રહે છે. માબાપો પોતાના બાળબચ્ચાંને નરરત્ન સરખાં ન બનાવે તથા મજબુત અને નીરોગ ન બનાવે તો દેશને નબળી હાલતમાં રાખવાનું અને દુરાચારી બનાવવાનું પાપ તેમને જ શિર છે. આમ પ્રત્યેક મનુષ્યે પોત પોતાનું કામ, પોત પોતાના જૂદા હિતને એક સામાન્ય સાધારણ હિતમાં યોજી દઇને એકી સાથે સારું કરવું જોઇએ કે જેથી કરીને બધાના સરવાળારૂપ દેશની આબાદી ઝળકી ઉઠે. જો આમ ન થાય તો આપણે શિર પાપો ચોટયાં છે. આપણી અવનતિ નક્કી છે અને આપણે ઇશ્વરના અનુગ્રહને પાત્ર નથી. ધન્ય છે, સાધુ પુરુષોને કે જેમનાં આચરણ સદૈવ સરળ અને સુપથદ હોય છે. જેઓનું સત્ય વ્રત જગતની

સેવા ઉઠાવવી અને તેમ કરી સુખ મેળવવું એ હોય છે; જેઓ પ્રભુના પ્રિય પુત્રો સરખા થઇ સૃષ્ટિમાં સુખેથી ફરે છે, અને સુખનું જ ભાન સદા કરે છે. સાધુ પુરુષો ક્રોધ કરતા નથી, તેઓ ક્ષમાશીલ હોય છે. સાધુ પુરુષો આળસુ બની જડ થતા નથી. તેઓ સદુદ્યમમાં રમ્યા રહી ઉગ્રપણે સચેત રહે છે. સાધુ પુરૂષો સત્ય જ બોલે છે, સત્ય જ કરે છે અને સત્ય વિચારો જ વિચારે છે. પરનિંદા, પરધન અને પરનારી ઉપર તેમનો અંતઃકરણથી અભાવ હોય છે. સત્સંગતિ, સંતોષ અને શીલગુણાવૃત્તિ તેમને પ્રાણથી પ્રિય હોય છે, એ જ એમનું સર્વસ્વ કહીએ તો ચાલે. તેઓ પુણ્યનો સંચય કરે છે અને સદાનંદમાં રમી રહે છે. સમૃદ્ધિ નહિ છતાં તેઓ ખરા સમૃદ્ધિવાળા છે; સામર્થ્ય નહિ છતાં તેમનામાં ખરૂં મનોબળ હોય છે. ઇશ્વરાભિમુખ તેઓ જ બેસે છે અને પરમાત્માનું સતત ચિંતન તેઓ જ કરે છે. દયા, આર્જવ, અને ધૈર્ય પણ સાધુ પુરુષો જ રાખી શકે છે. પરાર્થ સાધવામાં તેઓ સ્વાર્થ સાધવા જેટલો જ અભિલાષ ધરાવે છે; પરપીડન, અને અપશબ્દથી તેઓ કેવળ અજાણ્યા રહે છે. વાણી ઉપર સંપૂર્ણ નિગ્રહ તેઓ જ ધરાવી શકે છે. શાસ્ત્રનાં વિહિત કર્મો તેઓ જ કરી શકે છે. અવિહિત કર્મોથી તેઓ જ દૂર રહી શકે છે. દેશની દાઝ તેઓ જ રાખે છે અને દેશનું હિત તેઓ જ કરે છે. મિથ્યા બકવાદીઓ દેશાભિમાન, સત્યનિષ્ઠા અને પરદેશદર્શનનાં શંકાઓ મારી મારીને કુટાવાના પણ વાસ્તવ દેશકલ્યાણ તેમનાથી થવાનું જ નહિ કારણ કે તેઓ પોતેજ પાંગળા છે. માત્ર જીભશૂરો પાંગળો રણ શું જીતી આવશે ? તેની જીભ બંધ કરાવો એટલે તેમનું સર્વસ્વ કળાઇ ગયું.

જગદ્ગુરુ શ્રીમત્ શંકરાચાર્યે સર્વ દિશામાં વિજય કરી સદ્ધર્મ પુનઃ સ્થાપી આર્યાવર્તને અધમાવસ્થામાંથી ઉગારી તેનો પુનરૂદ્ધાર કર્યો, આત્મજ્ઞાનનું અદ્વૈત.મૃત આર્યજનોને પાયું તથા તેમને માટે નિરંતર ન ખૂટે તેવા વેદાંતશાસ્ત્રના અનેક ગ્રંથોના અમૃતાશય રચ્યા. ભક્તિમાન્ નૃસિંહ મહેતાએ, ભક્ત કવિ પ્રેમાનંદ વગેરે ગુજરાતના બીજા અનેક મહાપુરુષોએ સારાં સારાં કાવ્યો રચી અને પોતાનું આચરણ પવિત્ર રાખી ગુજરાતને ભજનરસ અને

તત્ત્વબોધવડે સારી ધર્મબુદ્ધિ આપી છે હમણા હમણામા પણ શ્રેય સાધક અધિકાર વગેના સદ્‌ગુરુવર શ્રીમન્નૃસિંહાચાર્યજી સરખા સદ્‌ગુરુઓએ તેમ જ અનેક વિદ્વાનોએ પોતાના શરણાગત અને પરિચિત લોકોને ધર્મબોધવડે અનાચારમાથી બચાવ્યા છે ધર્મનેત્ર તેમના હૃદયમા રોપીને તે તે સદ્‌ભાગી લોકોના જીવનને પુણ્યમય કરવા પૂર્ણ કૃપા કરી અનેક ઉત્તમોત્તમ ઉપદેશો આ પ્યા છે તથા શુદ્ધ ચરિત્ર અને ઉત્તમ જ્ઞાનથી ભરપૂર ઘણા ઉત્તમ ગ્રથો રચ્યા છે એ ઉપરથી જણાય છે કે ધર્મનુ સસ્થાપન એ જ પુણ્યનો ઉદય સૂચવે છે, અને પુણ્યનો ઉદય થતા જ સતમ ગતિના બળે અને સદ્‌ઉપદેશના યોગે પાપ-વૃત્તિ ઓછી થવા માડે છે પ્રત્યેક મનુષ્યે પોતાના મન ઉપર દઢતા ન રાખી શકાય તો પોતાથી વધારે સારા ગુણવાન્ વિદ્વાન્ અને જ્ઞાનવાનની ગતિ મેળવી. વાડની સહાયતાથી વેલાઓ બહુ વિસ્તારને પામે છે. તેમની સગતિમા હમેશાં ધર્મપરાયણ રહેવા અને પાપથી દૂર ખસવાને આગ્રહપૂર્વક સકલ્પ કરવો આમ કરતા કરતા અ તારણની યોગ્યતા એવી થઇ જાય છે કે પછી સહજ સદ્‌વર્તનમા કાયમ રહેવાય છે અને પાપવૃત્તિ સમૂળ ખસી જાય છે

સસારને વિદ્વાનો " ભવકૂપ " કહે છે જેઓ પાપાચરણ કરે છે તે ઓ તે ભવકૂપમા ડૂબ્યા સમજવા સાધારણ માણસો જેઓ પુણ્ય અને પાપ એ બન્નેમા છે તેઓ ભવકૂપના જળની સપાટી ઉપર કઇક બહાર અને કઇક અદર એમ અથડાય છે જેમ એક રસીએ બાધેલો ઘડો કુવાના પાણીમા પડ્યો પડ્યો તરે છે તેમ માણસ પણ ભવકૂપના અજ્ઞાન રૂપી જળમા તરે છે પ્રભુનો પ્રકાશ તેને કઇક સુખ ની આશા આપે છે અજ્ઞાન અને પાપની મોહજાળ તેને દુખમા ડૂબાવવા મહેનત કરે છે રસીરૂપી ઇશ્વરનુ અવલબન છે તે તેને ડૂબતા બચાવવા કરે છે તેમા જો મનુષ્ય પોતાની વિવેક બુદ્ધિથી સદસત્ પારખી શકે અને ઇશ્વર ઉપર નિષ્ઠા રાખી ઇશ્વરની જ જ ખના કરે, અના નરૂપી જળથી ડરે નો તથા અનેક વિકારરૂપ તરંગ અને મોતથી ખચે તો ઇશ્વ-રનિષ્ઠાની પરિપૂર્ણ અવસ્થાએ જેમ રસીદ્વારા મનુષ્ય ઘડાને કૂવા બહાર કાઢી આપે છે તેમ સાક્ષાત્ પરમ કૃપાળુ પરમેશ્વરનો હાથ જ આપો આપ બહાર

કાઢે છે.

પુણ્યના રસ્તાઓ અનુભવી વિદ્વાનોએ નીચે પ્રમાણે બતાવ્યા છે. સ્વધર્મપાલનથી મનુષ્ય તરીકે આપણી ફરજ બજાવાય છે, અને પોતે સુખી થઇ બીજાને સુખી કરવાને યોગ્ય થવાય છે. દુઃખને વિષે ધૈર્ય રાખવું એ પણ એક સ્વધર્મ છે. દુઃખને સમયે ધૈર્ય ખોઇ નાખીએ તો અનેક હાનિ થવા સંભવ છે, ધર્મથી પતિત થઇ જવાય તો બાકી શું અહિત થવું રહ્યું ! વિચારની પવિત્રતા, વાણીની પવિત્રતા, અને શરીરની પવિત્રતા એ પણ ધર્મનું અંગ છે. ઇંદ્રિયોને કબજે રાખવી, સહુ સહુને યોગ્ય રસ્તે ચલાવવી તે પણ ધર્મનું લક્ષણ છે. સંતોષરૂપી જળથી સદૈવ અંતઃકરણને શીતળ રાખવું અને તૃષ્ણા અને લોભને દૂર કરી નાખવા એ પણ ધર્મના સ્તંભસમાન છે દયા, ક્ષમા અને સત્ય બોલવું તે ધર્મના સહાયભૂત છે. સરળતા રાખવી, મદમાં છકી જવું નહિ, મિથ્યા ડોળ તજી દેવો, તન અને મનને હાનિ પહોંચે તેવા ઉદ્યમ અને ખળભળાટ ન કરવા એ પણ ધર્મ પાળનારને અવશ્ય સમજવાનું છે. જેથી મનને ક્ષોભ ન થાય અને શરીરનું સંરક્ષણ સચવાઇ રહે તેવું શાંત અને નિર્દોષ ચરિત્ર રાખવું એ સ્વધર્મનું કાર્ય છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ ભક્તિમાન્ અર્જુનને કહ્યું છે કે "ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । હે અર્જુન ! સર્વના હૃદયપ્રદેશમાં ઇશ્વર બિરાજવા છે. સર્વ ના કર્મના તે સાક્ષી છે અને સર્વના કર્મનાં ફળ ઇશ્વર જ આપે છે. જ્યાં દેવની પ્રતિષ્ઠા થઇ હોય ત્યાં હમેશાં ચોખ્ખાઇ અને પવિત્રતા રાખવી જોઇએ. મનુષ્યના હૃદયમંદિરમાં સાક્ષાત પરમાત્માનો વાસ હોવાથી તેને સદા પવિત્ર રાખવું એ સર્વનો મુખ્ય સ્વધર્મ છે. મનુષ્યે પોતાના હૃદયસ્થ પરમેશ્વરનું સદાચરણ વડે, વિનય વડે અભિમાનના વડે પૂજન કરવું જોઇએ, અને એ પરમાત્માની પ્રસન્નતા એ જ પોતાનો ધર્મ અને એ જ પોતાનું પુણ્ય એમ સમજીને સર્વ પ્રકારે હૃદયવાસી ઇશ્વરની શુદ્ધ આજ્ઞા પ્રમાણે તેણે વર્તવું જોઇએ. હૃદયને ભ્રષ્ટ કરી થવા દેવું નહિ. હૃદયને ભ્રષ્ટ કરી નાખવાથી તેમાં

બિરાજમાન પ્રભુની ઝાંખી સરખી આપણને થવાની નહિ અને પાસે છતાં અદૃશ્ય થયેલા અંતર્યામીથી વિમુખ થઇ આપણે હમેશાં અંધકારમાં ધસ્યા જઇશું, અને પાણામાં, ખાડામાં, કાંટામાં અને છવજંતુના નામમાં આપણે ચકડોળે ચઢીશુ તથા દિનપ્રતિદિન અધિકાધિક દુઃખને પામતા જઇશું.

શાસ્ત્રમા કહ્યું છે કે સારૂં અને નરતું, સુખ અને દુઃખ, બંધ અને મોક્ષ એ બધા દ્વંદ્વ ભાવો મનથી જ રચાયા છે. કહ્યું છે કે मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः । બંધ અને મોક્ષનું કારણ તે મનુષ્યનું મન જ છે માટે મનને સુધારવું અને શ્રેષ્ઠતાની ટોચે આણુવુ એ મનુષ્યોનું ઉત્તમ કર્તવ્ય છે, તેથી ઉલટું મનને ખરાબ કરવું, દુર્ગુણના વિષમાં પચવા દેવું, અને નરત્વમાં યે પશુત્વમાં પહોંચવું એ મનુષ્યોનુ નિંદ્ય દુરાચરણ છે.

ભર્તૃહરિએ મહાત્મા અને દુરાત્માઓનો વિવેક બે શ્લોકદ્વારા બહુ સારો જતાવ્યો છે. ત્યા દુરાત્મા વિષે તે આ પ્રમાણે કહે છે.

अकरुणत्वमकारणविग्रहः
परधने परयोषिति च स्पृहा ।
सुजनबन्धुजनेष्वसहिष्णुता
प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥

પ્રાણીમાત્ર ઉપર અકરુણા કહેતાં નિર્દયપણું અને તેને યોગે પર-પીડનમા આમેમર થવાપણું, તેમ જ હાલતાં ચાલતાં વિના કારણે કોઇની સાથે લડાલડી કરવી, કુસંપ રચવો, તથા પારકાને વિઘ્ન કરી સંતોષ માનવો, પારકાનું દ્રવ્ય ચોરી લેવું, છીનવી લેવુ કે ફોસલાવી લેવું, પરપત્ની ઉપર પાપી દૃષ્ટિથી વર્તવું, સારામાણસોની સત્કીર્તિને અને સગાંસંબધીને સારી સ્થિતિને સાંખી ન શકતાં તેમનો નિરંતર દ્વેષ કરવો, તેમની નિંદા કરવી, તેમનું અહિત વિચારવુ તથા કરવું, એવા એવા પાપના ઉંડાં મૂળવાળા દુર્ગુણો, ા અર્થાત્ દુષ્ટ પુરુષને વિષે સ્વભાવિક છે. પ્રાણુ અને પ્રકૃતિ સાથે જાય . નિયમ છે તેથી જન્મથી પ્રાપ્ત એવા દુર્ગુણોને જો દુષ્ટ પુરુષો સમર્થ ...ંધર્યથી નિવારે નહિ તો ભવે ભવે તે તેમના સંગી જ રહેવાના.

મહાત્માઓના ગુણો કવિવર મહાત્મા ભર્તૃહરિએ કેવા સુંદર વર્ણવ્યા છે!

विपदि धैर्यमथाऽभ्युदये क्षमा
सदसि वाक्पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम्॥

મહાત્માઓ આપત્તિ સમયે ધીરજ રાખે છે, અર્થાત્ અનિષ્ટ પ્રસંગ પ્રાપ્ત થતાં મહાદુકાળ જેમ પક્ષીઓ મૌનપણે કાઢી નાખે છે તથા પવિત્ર માણસો એકાંતમાં બેસી ઇષ્ટ સ્મરણમાં વ્યતીત કરે છે તેમ પોતાની સહનશીલતાથી તથા મનરૂપી એકાંત વાસમાં એટલે ચિત્તરૂપી એકાગ્રતામાં દુઃખનું ભાન ભૂલી જાય છે. ધર્મને કદી છોડતા નથી, સુખની પ્રાપ્તિ થાય છે ત્યારે દુઃખમાં જેમ દબાતા નથી તેમ સુખમાં છકી જતા નથી, અપરાધી ઉપર જરૂર ક્ષમા જણાતાં ક્ષમા કરે છે, પાંચ માણસ બેઠા હોય ત્યાં કે મોટી સભામાં વાણી પવિત્ર અને મનોહર બોલે છે, યુદ્ધને વિષે પરાક્રમ પણ મહાત્માઓને જ સંભવે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ષડ્રિપુ સાથે મનુષ્યને યુદ્ધ થયા જ કરે છે. એ છ રિપુઓ મનુષ્યને અવિદ્યાના ખાડામાં ઘસડી જવા મથે છે અને સત્પુરુષને સદ્ગતિની ઇચ્છા હોય છે તેથી છ રિપુના કબ્જામાં ન રહેતાં તેમની સાથે સદા યુદ્ધમાં મચ્યા રહે છે અને વિજયી નીવડે છે; સાચી કીર્તિ માટે અભિરુચિ મહાત્માઓને થાય છે કેમકે સદ્વર્તન જેઓ રાખી શકે છે તેઓનેજ સત્કીર્તિની ઇચ્છા રાખવી લાજમ છે, જેઓ ઉદ્યોગી છે તેમને જ સત્ ફળની પ્રાપ્તિની આશા રાખવી સંભવે છે, પણ દુર્ગુણીને સત્કીર્તિની આશા કે ઇચ્છા મિથ્યા છે, અને આળસુને સારા ફળની આશા ફોકટ છે; જ્ઞાન મેળવવામાં જ જેમની લગની લાગી રહી છે, આત્મા પરમાત્માના વિચારમાં જ જેમનાં મન નિમગ્ન હોય છે, વેદાદિક ધર્મગ્રંથોના શ્રવણમાં અને વાચન અને વિચારવામાં જ જેમનો સમય આનંદપૂર્વક વ્યતીત થાય છે તેવા મહાત્માઓ જ હોય શકે છે. કાંઈ ધનના બળથી, દેશના રાજત્વથી, કે શરીરના સૌન્દર્યથી,

મહાત્મ્ય મળતુ નથી, પણ આન્તર ઉચ્ચ સામગ્રીથી જ, મનોનિગ્રહથી જ, અને વિશુદ્ધાચરણથી જ મહાત્મપદ સંભવે છે.

સર્વ ધર્મજિજ્ઞાસુઓએ ધર્મ પાળવામા એક અનુભવી વિદ્વાનનુ નીચેનુ વાક્ય સ્મરણમાં રાખવું ઉચિત છે **गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्** એટલે જાણે કે મૃત્યુએ આવી આપણા કેસ પકડ્યા છે એવી મૃત્યુની બીક હૃદયમાં રાખીને ધર્મ પાળવો. ઇશ્વરની કૃપાથી એવી ધર્મ જિજ્ઞાસા આર્યબન્ધુઓમાં પ્રકટો એમ અંતઃકરણથી ઇચ્છીને હવે વિરમાય છે **इतिशिवम्.**

મણિશંકર પુરુષોત્તમ રાવળ-લીંબડી.

---

# પ્રેસિડંટ ગારફીલ્ડ,

અથવા

# રંકથી રાય.

---

ઉપોદ્‌ઘાત.

રેશમ જેવા સુંદર, સુંવાળા, ઉજ્જ્વલ અને અતિ ઉપયોગી પદાર્થને એક કીડાથી ઉત્પન્ન થવલો કોણ જાણે ? સુવર્ણજેવી મહા મૂલ્યવાન્ ધાતુનો પિતા ખોળવા ઇચ્છનાર કયો પુરુષ એક સાધારણ પાષાણ–દરરોજ પારવિનાની ઠોકર ખાનાર પાષણના પિતરાઇ ઉપર લક્ષ આપશે ? નીલકમલ અને શ્વેતકમલજેવા નેત્રહર અને મનોહર ફૂલની ઉત્પત્તિ કયો માણસ છાણ તથા કાદવથી ધારશે ! ગોરોચન જેવી સુખકરશકુર ચીજની પેદાશ ગાયના પિત્તથી છે એમ કોણ માનશે ? એક નાના સરખા સર્પનું કામ કરનાર દેદીપ્યમાન આકર્ષક મણિનો જન્મ ભયંકર સાપની ફેણથી કયો માણસ કલ્પી શકે ? લાકડાજેવા જડ પદાર્થને જોઇ કયો માણસ કહી શકે કે તેમાં સાક્ષાત્ અગ્નિદેવ–પોતાના પ્રકાશથી સૃષ્ટિના અસંખ્ય વ્યવહારોને નિભાવનાર અગ્નિદેવનો નિવાસ છે !

,મહાપુરુષોના સંબંધમાં પણ તેમ જ છે. જન્મ અને સહવાસ વગેરે કારણો જે પુરુષને બહુ મદદ કરનાર થઇ પડયાં છે એવા મહાપુરુષોની મહત્વા-

વિદે ભલે આપણને પરમ પ્રશંસાનો ભાવ થાય, પરંતુ તેમનાં ચરિતથી આપણા રૂવાડાં તો ખડાં થવાનાં નહિ. આપણાં રૂવાડાં ત્યારે જ ખડાં થવાનાં કે જ્યારે આપણે એવા કોઇ પ્રસિદ્ધ મહાપુરુષનું ચરિત્ર અવલોકીએ, વાંચીએ અથવા સાંભળીએ કે જેનાં માતાપિતા પ્રસિદ્ધ મહત્તાવાળાં ન હોય, અર્થાત્ જેને પોતાની મહત્તારૂપી દિવ્યસંપત્તિ મેળવવામાં ઉચ્ચ જન્મરૂપી થાપણે મદદ કરી ન હોય, જેનાં સંગતિઆદિ આવરણો કનિષ્ઠ કે મધ્યમ પ્રકારનાં હોય, અર્થાત્ ઉત્કૃષ્ટતાનાં પોષક હોય નહિ, જેણે અનિવાર્ય ભાસતા પ્રતિબંધરૂપ અનેક મહાપર્વતોનું ઉદ્યોગરૂપ ઉગ્ર વિદારકયંત્રથી ચૂર્ણ કરી નાખ્યું હોય, જેણે પ્રતિકૂલતારૂપ પાતાલભૂમિને ખોદી અમર યશરૂપ અખૂટ અમૃતઝરણ મેળવ્યું હોય, ટુંકાણમાં જેણે પોતાના બાહુબળથી, વિદ્યાબળથી, નીતિબળથી, ધર્મબળથી, કે એમાંના અનેક બળોથી ભારે પરાક્રમ કરી અનુકરણ કરવા યોગ્ય વર્તનનો અમૂલ્ય વારસો જનમંડલને આપ્યો હોય. રાજાના વીર્યથી રાણીને પેટે અવતરેલો અને બાદશાહી ઠાઠથી, બાદશાહી હાઠમાં, બાદશાહી સંજોગોમાં ઉછરેલો રાજકુમાર ઉત્તમ રાજા થાય તો આપણે તેનાં વખાણ કરીશું ખરા, પણ આપણને વિસ્મય થશે નહિ. આપણું અંતઃકરણ આપણને છૂપો સંદેશ કહેશે કે 'એમાં એણે શી મોટી ધાડ મારી? રાજાના છોકરા થાય એ સ્વાભાવિક છે' પરંતુ રંક માબાપને ત્યાં અવતરેલો, અને પૂરતું ખાવાનું પણ ન મળે તો બીજાં મોજસાધનોની શી વાત—એવી દરિદ્ર સ્થિતિમાં ઉછરેલો કોઇ યુવક પોતાના ભગીરથપ્રયાસથી પોતાની ભીખારીના ઝુંપડીનું રૂપાંતર રાજાના સિંહાસનમાં કરી દે, અને પોતાની ઉત્તમ રાજ્યકળાથી ભલ ભલા ભૂપાલોને પણ ભૂલાવી દે તો હર્ષ સાભાર સાથે વિસ્મયભાવથી ધબકતું આપણું અંતઃકરણ શું સાક્ષી નહિ પૂરે કે 'ધન્ય છે એવા પુરુષને કે જે પોતના પુરૂષાર્થથી મહાપુરુષત્વ રળ્યો ?

દુનિયાની વસતીનો જુજ જ ભાગ મોટા માણસનો છે; ઘણો મોટો ભાગ તો નાના માણસનો છે. આ કારણથી મોટા માણસને વધારે મોટા બનાવે એવા ચરિત્રો તથા એવા ઉપદેશોના અધિકારીઓ બહુ ઓછા

ય છે; પરંતુ જે ચરિત્ર અથવા જે ઉપદેશ મનુષ્યને નાનો ટાળી મોટો બનાવે છે તેના અધિકારીઓ અસંખ્ય હોઈ શકે. મોટાને વધારે મોટા બનાવનાર બોધ હિમાલય પર્વત જેવો છે, કે જ્યાં ન મળે પગથીયાં કે ન મળે સરળ માર્ગ, અને જેના દર્શનમાત્રથી પ્રેક્ષકનું અંતઃકરણ થડકી જાય છે; નાના માણસને મોટા બનાવનાર બોધ પાવાગઢ, સપ્તશૃંગી કે ગિરનાર પર્વત જેવો છે, જ્યાં પગથિયાંના સદ્ભાવે કે સરળ માર્ગના યોગથી નીચેની ભૂમિકામાં રહેલા મનુષ્યો ઉન્નત ભૂમિકા અધિક આયાસવિના પ્રાપ્ત કરી શકે છે. હિમાલયની યાત્રા કોઈક જ કરી શકે છે, અને પાવાગઢ, સપ્તશૃંગી તથા ગિરનારની યાત્રા લોકોનાં ટોળેટોળાં કરે છે એ સુવિદિત છે.

ઉપર કહેલા ચરિત્રના બે ભેદ આ દેશના પ્રાચીન ઋષિમુનિઓ સારી રીતે જાણતા હતા. જન્મથી જ ઈશ્વરી અંશસાથે અવતરેલા **શ્રીરામ, શ્રીકૃષ્ણાદિ** દિવ્ય વ્યક્તિઓનાં પાવન ચરિતો આપવા ઉપરાંત તેઓએ **શ્રીવાલ્મીકિ** આદિનાં ઉજ્જવલ ચરિતો વર્ણી સૂચવ્યું છે કે યોગ્ય પુરુષાર્થથી મનુષ્ય થોડા સમયમાં નાનો મટી મોટો થાય છે. પરમેશ્વરપ્રતિ શ્રદ્ધાભક્તિ દૃઢ કરવા અર્થે પ્રથમ પ્રકારના ચરિતોનું મનન આવશ્યક છે: મર્ત્યલોકરૂપ કર્મભૂમિમાં અવતરી ઉગ્ર પુરુષાર્થ કરવામાં બીજા પ્રકારનાં ચરિતો અત્યંત ઉપયોગી અને ઉત્તેજક છે.

આ લઘુલેખના નાયક નરવર પ્રેસિડંટ ગારફીલ્ડનું ચરિત નાનાથી મોટા થવા ઇચ્છનારને બહુ ઉપયોગી તથા ઉત્તેજક હોવાથી જનપ્રિય થવાનાં યોગ્યતા વાળું છે.



પોણોસો વર્ષ ઉપર અમેરિકાના કેટલાક પ્રદેશમાં, જ્યાં હાલ શહેરો વસેલાં છે ત્યાં ઘીચ જંગલ હતું. પૂર્વ તરફના ઘીચ વસ્તીવાળા ભાગો તરફથી લોકો ત્યાં ધીમે ધીમે આવી વસવા લાગ્યા અને તેઓએ જમીન વેચાતી લઈ તથા ઝાડો કાપી નાખી ત્યાં ખેતી કરવી શરૂ કરી. ત્યાંનું જીવન આરંભમાં કષ્ટકર હતું. ઘરો ઘણાં નાનાં અને લાકડાંઓનાં બાંધેલાં હતાં અને તેની વચમાના સાંધાઓ માટીથી પૂરી દેવામાં આવ્યા હતા તથા કાચને બદલે ચીણુકા-

પાઝેવા કાગળોથી બારીઓ ઢાંકવામાં આવતી હતી. મરસામાન જુજ અને હલિક પ્રકારનો હતો. કેટલેક સમયે નિકટનું ઘર કેટલાક ગાઉ દૂર હતું અને રાત્રે કોઇ કોઇ પ્રસંગે તો વરૂઓનું બસવું દ્વાર આગળ જ સાંભળવામાં આવતુ હતું.

સને ૧૮૨૧ માં અબ્રામ ગારફીલ્ડ નામનો જુવાન પોતાની તરતની પરણેલી સ્ત્રીસહિત આવી ઝુંપડીમા ખાવી વસ્યો. નવ વર્ષમાં એને ત્રણ પ્રજા થઇ અને તે સમયમાં એણે કેટલોક દ્રવ્યસંચય કર્યો હતો તેથી એણે પચાસ એકર જમીન વેચાતી લીધી અને ત્યાં વળીઓની ઝુંપડી બાંધ્યા પછી તેણે જમીન ચોખ્ખી કરવા માંડી. આ કાર્ય તેના સુદૃઢ શરીરને અનુકૂળ હતું તે સ્થળે ૧૮૩૧ ના નવેમ્બર માસમા એનું ચોથું સંતાન જેમ્સનો જન્મ થયો.

અઢાર માસ પછી એક સમયે જ્યારે અબ્રામ કામમાં ગુંથાયો હતો ત્યારે તેણે જંગલમાં આગ લાગ્યાની બૂમ સાંભળી. પોતાની સ્ત્રી, પુત્ર અને પુત્રીની મદદથી અબ્રામે આગને પોતાના ખેતરમાં પ્રસરતી અટકાવી.

શ્રમથી મુક્ત થવાને પવનની લહેર આવતી હતી એવે સ્થળે તે લાકડાના ઢીમચાં ઉપર બેઠો. શરીરમા જે સમયે ઉષ્ણતા હોય તેવે સમયે ઠંડો પવન ખાવો એ ભયભરેલું છે અને અબ્રામ રોગનો ભોગ થઇ પડયો જેથી તે થોડા વખતમાં મરણ પામ્યો

આસપાસના થોડા પડોશીઓ તેની વિધવા તથા પિતા વિનાનાં બાળકને આશ્વાસન આપવા આવ્યા અને તેઓની મદદથી મૃતશરીરને ખેતરના એક ખૂણામાં દાટવામા આવ્યુ.

એ વિધવાની સ્થિતિ ઘણી દયાજનક હતી. તેના ખેતરની પૂરી કીંમત ભરવામાં આવી ન હતી અને આ દેવું પતાવવાને તેની પાસે દ્રવ્ય ન હતુ. તેનો મોટો પુત્ર માત્ર અગીઆર વર્ષનો હતો અને તેનો નાનો છોકરો હજુ છેક બાળક હતો. તેના કેટલાક સ્નેહીઓએ તેનાથી ખેતર ખેડી શકાશે નહિ એમ જણાવી તે વેચી નાખવાની તેને સલાહ આપી. તે જો આ પ્રમાણે વર્તે તો આથી તે પોતાનું દેવું જ માત્ર વાળી શકે અને નિર્વાહને અર્થે તેને તેના

સંબંધીઓનો આશ્રય લેવો પડે. ઇષ્ટિસ્મરણ કરીને તેણે મોટા પુત્ર ટોમસની મદદથી ખેતર ખેડવાનો; અને ખેતરનો થોડો ભાગ વેચી નાખી દેવામાંથી મુક્ત થવાનો નિશ્ચય કર્યો. જ્યારે તેણે આ વિચાર ટોમસને કહ્યો ત્યારે તેણે કહ્યું કે "મા ! હું ખેતી અને વાવેતર કરીશ, હું ઘઉં પણ રોપીશ, લાકડાં કાપીશ અને ગાયને દોહીશ." તેની માએ કહ્યું "પુત્ર ! તું હજી બાળક છે તેથી આ સઘળું તારાથી થઇ શકશે નહિ, પરંતુ મારી મદદથી તું એ કરી શકીશ. ઈશ્વર આપણે આ કાર્યમાં સહાય થશે.

જે જમીન વેચવાની હતી તેને લેનાર મળવાથી ગારફીલ્ડની વિધવાએ તે વેચી દીધી અને તેના પૈસાવડે સઘળું દેવું પતાવી દીધું. અમેરિકામાં ખેતીના કામમાં બળદને ઠેકાણે ઘણુંખરું ઘોડાઓ વાપરવામાં આવે છે અને ટોમસે પાડોશી પાસે એક ઘોડો ઉછીનો લીધો અને તે વડે વાવેતરને માટે જમીન તૈયાર કરી. ઘઉંના ખેતરની આસપાસ વાડ બાંધવાની જરૂર હતી અને પાડોશીઓ એને બાંધવામાં મદદ કરવાને કહ્યું, પણ ત્યાંના પ્રચલિત રિવાજ પ્રમાણે ગારફીલ્ડની વિધવા તરફથી દારૂ પીવાનો ન મળ્યો ત્યારે તે લોકો એ કાર્ય છોડી જતા રહ્યા. તે સ્ત્રી પોતાના નિશ્ચયમાં અડગ રહી અને જાતે કુહાડો લઇ લાકડાં ફાડવા મંડી. ટોમસે પોતાની માને આપેલું વચન સંપૂર્ણ રીતે પાળ્યું. તે પ્રાતઃકાળમાં કામપર લાગતો અને સૂર્યાસ્ત થતા સુધી તે કામ કર્યા કરતો. કેટલાક સમય પછી ખેતર વાડથી ઘેરી લેવામાં આવ્યું અને અનાજ ઉગવા લાગ્યું.

પરંતુ ઘરમાં ભરેલા દાણા દિન પ્રતિદિન ઘટતા જતા હતા અને નવું અનાજ લેવાના પૈસા હતા નહિ. તે વિધવાએ વિચાર્યું કે આ સંબંધી કાંઇ પણ ઉપાય યોજવામાં નહિ આવે તો પાક થતા સુધીમાં ભરેલું અનાજ ખૂટી પડશે. આથી, પહેલાં કરતાં તેને આ વખતે વધારે મહેનત પડતી હતી તો પણ તેણે દિવસમાં *બેવાર ખાવા માંડ્યું. આમ છતાં પણ તેને જણાયું કે પાક થતા સુધી અનાજ પહોંચશે નહિ અને તેથી તેણે નિર્વાહ જેટલું જ

* ગોરા લોકો સામાન્ય રીતે દિવસમાં ચાર પાંચ વાર ખાય છે.

દિવસમા એક વાર ખાવા નિયમ રાખ્યો. આ મધળું તેના છોકરાંઓથી બન-
તા સુધી તે ગુપ્ત રાખતી. ટોમસ એક મોટા માણસ જેટલું કામ કરતો હતો
તેથી એને તો ખોરાકની જરૂર હતી

આખરેબાક પુષ્કળ થયો અને માતાએ તથા પુત્રે નિશ્ચિંતપણે તે
કાપવા માડ્યો અને તેને કોઠારમા ભર્યો. જ્યારે આ પાકમાથી પ્રથમ ભોજન
તૈયાર કરવામા આવ્યુ ત્યારે ઇશ્વરે કરેલા ઉપકારથી તે માતાનું હૃદય પીગ-
ળી ગયુ અને તેણે મોટેથી કહ્યુ કે "ઇશ્વર અન્નદાતા છે અને હવે અને તગી
પડશે નહિ" એ લોકોને ત્યાર પછી કોઇ દિવસ ભૂખ સહન કરવી પડી નહિ

અમેરિકાના ઘણા ભાગમા શિયાળામાં બરફથી જમીન ઢકાઇ જાય છે
અને શરદીથી રક્ષણ કરવાને અર્થે જોડા પહેરવાની અગત્ય હોય છે. દ્રવ્યની
અડચણને લીધે જેમ્સને શિયાળામાં પણ પહેરવાને જોડા હતા નહિ ધીમે
ધીમે ટોમસ કેટલુંક કમાયો અને તે કમાણી પોતાની મા આગળ મૂકી તે
બોલ્યો કે "હવે જેમ્સને માટે આપણે જોડા લઇ શકીશુ" જેમ્સ તે વખતે
માત્ર સાડા ત્રણ વર્ષનો હતો અને જોડા મળવાથી તેને મહા હર્ષ થયો.

જેમ્સ જ્યારે ચાર વર્ષનો થયો ત્યારે તેના ઘરથી દોઢ ગાઉ દૂર ગામ-
ડામાં એક શાળા ઉઘાડવામા આવી તેની માએ અને ટોમસે તેની બે બેન
સાથે તેને નિશાળે મોકલવા ધાર્યું પરતુ એનાથી એટલું બધુ ચાલી શકાય
એમ નહતું તેથી એની મોટી બ્હેને એને ઉચકી લઇ જવાનું કહ્યુ અને
બીજે દિવસે સવારે તેને ખભે બેસાડી નિશાળે જવા નીકળી જેમ્સને ખભે
બેસવું અને નિશાળે જવુ પસદ પડ્યું. તેઓ બપોરે ઘેર આવ્યાં ત્યારે
તેની સૌથી મોટી બ્હેને કહ્યુ કે "વાહ! અમે અમારો સમય કેવી સારી રીતે
ગાળ્યો!" તેની માએ કહ્યુ "છોકરાઓ! તમને નિશાળે જવું ગમે છે તેથી
મને ઘણો હર્ષ થયો છે તમારે એનો જેટલો લાભ લઇ શકાય તેટલો લેવો,
કારણ કે આ જંગલમા આપણને નિશાળથી મળતા ઘણા લાભ મળી શકશે
નહિ"

જેમ્સને અભ્યાસ પ્રિય હતો અને ચાર વર્ષની વયે એને પ્રથમ વાર

ઇનામ મળ્યું. એના શિક્ષકે પ્રસન્ન થઇ એને માથે હાથ મૂકીને કહ્યું કે "જો તું સારો અભ્યાસ કરીશ તો મોટી પદવીએ ચઢીશ અને જનરલ (લશ્કરી સરદાર) થઇશ. જનરલ કેવા પ્રકારનો માણસ હશે તેની જેમ્સને ખબર ન હોવાથી તેણે તેની માને એ સંબંધી પૂછ્યું. તેણે કહ્યું કે જનરલ સોનેરી કીનારીથી ઝળકતા કોટ પહેરે છે, ઘોડા ઉપર બેસે છે અને લડાઇ વખતે સિપાઇઓને દોરવે છે. અભ્યાસ અને વિદ્વત્તાથી મનુષ્યહત્યા કર્યા વગર તું જનરલના જેટલી મોટી પદવીનો માણસ થઇશ અને તેના જેટલું માન સંપાદન કરીશ.

જેમ્સ સમયનો કદાપિ દુરુપયોગ કરતો નહિ. એની માતા પાસે જેટલાં પુસ્તકો હતાં તે સઘળાં એ વાંચી ગયો. શાળાના સમય પછી રાત્રિને વખતે જમીન ઉપર સપાટ પડી તે અગ્નિના પ્રકાશથી વાંચતો. શિયાળામાં તે નિશાળે જઇ શકતો નહિ તેથી એની મા એને ઘેર શીખવતી. શિક્ષણ આપતી વખતે તે ધર્મસંબંધી જ્ઞાન પણ આપતી.

જેમ્સ અને એના કેટલાક મિત્રોએ જોડણી સુધારવા અર્થે એક વર્ગ સ્થાપ્યો. તેઓ પરસ્પર જોડણીની શરતો કરતા અને નિશાળના ઘણા છોકરાઓ એનાથી મોટા હતા તોપણ ઉત્તમ જોડણી કરનાર તરીકે જેમ્સની ખ્યાતિ થઈ.

જેમ્સની માને માલમ પડ્યું કે જો એ ચપલ છોકરાને વિદ્યાસંપાદન કરવાની તક મળશે તો એ મહાવિદ્વાન્ થશે. નિશાળ ઘણી દૂર હોવાથી એનાં છોકરાંઓ નિશાળે નિયમિત જઇ શકતાં નહિ. આથી એણે ખેતરના એક ખૂણામાં નવી શાળા બાંધવા માટે થોડી જમીન આપી. આ મકાન બાંધવાનો ખરચ પૂરો પાડવા સારૂ એણે આસપાસના પાડોશીઓની મદદ માગી અને તેઓએ સહાયતા આપવા સ્વીકાર્યું.

જેમ્સ વિદ્યાને માટે તેમ જ સત્યવક્તા તરીકે પ્રસિદ્ધ હતો. એક સમયે ઘરથી ત્રણ ગાઉ ઉપર એના કાકાને મળવાને તે ગયો. તેને પાછાં ફરતાં રાત્રિ પડી ગઇ અને વરસાદનું ઝાપટું પણ પડવા લાગ્યું તથા આકાશે ઉગ્ર સ્વરૂપ

પકડયું આસપાસ એટલું તો અંધારૂં છવાઈ ગયું કે તે બાળકને ભય થયો એની કાકીએ અને તેના છોકરાઓએ તેને ત્યાં રહેવા કહ્યું

જેમ્સ—નહિ મારે રહેવું ઠીક નથી મારી માને મારે વિષે ચિંતા થશે અને હું રહું તો મારા ઉપર ગુસ્સે થાય

કાકી—તારે જવું હોય તો તો એકદમ નીકળી પડ

"ઓહું એમ જ કરૂં છું" એમ કહીને જેમ્સ એકદમ નીકળી પડ્યો તેને નિર્જન પ્રદેશમાંથી અને બીચ જંગલમાંથી જવાનું હતું. રાત અંધારી હતી ટાઢ પણ પુષ્કળ હતી તે અર્ધે ગાઉ સુધી બહાદુરીથી ચાલ્યો પણ પછીથી તે ના હિમ્મત થઈ ગયો અને બનતી ત્વરાએ પોતાના કાકાને ઘેર જઈ પહોચવા પાછો ફર્યો તે હાંફતો હાંફતો અને ગભરાયલો ત્યાં આવી પહોચ્યો પણ ત્યાં આવતાં પોતાને થયલા ભય માટે એને ઘણી ગ્લાનિ થઈ

જેમ્સ—હું કેવો બીકણ છું!

કાકી—નાના રાત્રી બહુ ભયંકર છે અને તારે ઘેર જવું ઠીક નથી

જેમ્સ—પણ હું બીજી વાર યત્ન કરીશ નહિ પાછા આવવામાં મે મોટી મૂર્ખાઈ કરી છે આથી મારે એક માઇલ વધારે ચાલવો પડશે

કાકી—જેમ્સ! તું બીજીવાર જઈશ નહિ તું ભયથી પાછો આવ્યો એમ તારી માને કહેવાનું કાંઈ પ્રયોજન નથી તારે તો કહેવું કે ઠાર પુષ્કળ હતો તેથી હું પાછો આવી શક્યો નહિ

આવી રીતે વાતનો અંત આવ્યો જેમ્સનો ચેહેરો લાલચોળ થઇ ગયો અને તેણે કહ્યું કે "હું મારી મા આગળ કોઇ પણ દિવસ જુઠો શબ્દ ઉચ્ચારીશ નહિ અને મને ભય થયો એમ પણ તેને જણાવવું અને યોગ્ય લાગતું નથી હું ઘેર જઈશ જ એના જેવી સુમાતાને એના છોકરાઓએ અસત્ય વચન કહેવું જ જોઇએ નહિ

આમ બોલી તે પાછો ઘેર જવા નીકળ્યો અને હીંમત રાખી પોતાની માની પાસે આવી પહોચ્યો

જ્યારે રોમસનું વય ૭૧ વર્ષનું થયું અને જેમ્સ ૧૧ વર્ષનો થયો ત્યારે

ટોમ્સે ઘર છોડી ઉદ્યોગને માટે જવું અને જેમ્સે ખેતરની વ્યવસ્થા રાખવી એવી યોજના કરવામાં આવી. વળી એની ઝૂંપડીને સ્થાને પોતાની માને સારૂ સારૂં ઘર બંધાવવાની ટોમસની ઇચ્છા હતી અને આ હેતુથી છેલ્લાં પાંચ વર્ષથી તે સાગનાં લાકડાં કાપી તૈયાર કરતો હતો. પરંતુ સુથારને આપવાને તથા બારીઓ લાવવાને પૈસાની જરૂર હતી અને તે અર્થે દૂર પ્રદેશમાં આવેલા એક ખેડુતને ત્યાં જમીન ચોખ્ખી કરવાના કામપર ૧૨ ડોલરને * પગારે તે રહ્યો.

ઘર છોડતાં પહેલાં ટોમસે ખેતરસંબંધી જેમસને કેટલીક સૂચનાઓ આપી. ટોમસના વિયોગથી એની માને ઘણો ખેદ થયો. પણ તે જાણતી હતી કે માત્ર ખેતર ઉપર તેમનો નિર્વાહ થઇ શકે એમ નથી અને એને ઉદ્યોગ અર્થે જવું અવશ્યનું જ છે. પોતાના પિતાતુલ્ય બંધુના જવાથી જેમ્સને પણ ઘણી દિલગીરી થઇ પણ એના ગયા પછી તે તનમનથી કામ પર એવો મચી પડ્યો કે થોડા વખતમા સઉ એને ' બાળ ખેડુત ' કહેવા લાગ્યા.

જેમ્સ આવી સખત મજુરીના વખતમાં પૂર્ણ આનંદમાં રહેતો. તે પ્રાતઃકાળથી માંડી સર્વ દિશામાં અંધારૂં વ્યાપી રહે ત્યાં સુધી મહેનત કર્યા કરતો. એને આ કાર્ય પ્રિય થઇ પડયું અને તેમાં એ પ્રવીણ થયો. જેમ્સે પાડોશમાંના ખેડુતની સાથે પરસ્પર મદદ કરવાનો કરાર કર્યો જેથી તે ખેડુતનું કામ કરતો અને તેના બદલામાં તેને બળદ વાપરવા માટે મળતા. આથી બંનેને લાભ થયો કારણ કે જેમ્સ ખેતરનું હરકોઇ પ્રકારનું કામ કરી શકતો અને બળદથી તેને મોટી સહાયતા મળતી.

જેમ્સને જ્ઞાન વધારવાની તીવ્ર આકાંક્ષા હતી પરંતુ એને અભ્યાસને માટે અવકાશ રહેતો નહિ. માત્ર રાત્રિને સમયે કાર્યથી મુક્ત થઇ તે અગ્નિના પ્રકાશે વાંચી શકતો. તે પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનતો પણ એની આની લાગણીઓ જુદા પ્રકાર હતી.

---

* ચાર શિલિંગ અને બે પેનિનો એક ડોલર થાય છે દાસના વટાવ પ્રમાણે તેની કિંમત રૂ ૩-૩-૦ થવા જાય છે.

જેમ્સની મા–જેમ્સ ! હું ધારું છું કે તારે હમેશાં ખેતરમાં કામ કરવું પડશે નહિ અભ્યાસ કરીને વિદ્વાન્ થવું તને ગમે છે કે નહિ ?

જેમ્સ–વાહ ! એમાં વળી સંશય શો ! એથી મને કાંઈ પણ અધિક પ્રિય નથી પણ હું કેવી રીતે અભ્યાસ કરી શકું ?

જેમ્સની મા–મને પણ તેની સૂઝ પડતી નથી અને તેની મને હમેશાં ચિંતા થયા કરે છે મારો નિશ્ચય છે કે તારે માટે જો એ જ ઉત્તમ માર્ગ હશે તો ઈશ્વર સર્વ અનુકૂળતા કરી આપશે, અને મારે એમના ઉપર જ આધાર રાખવો જોઇએ.

ઈશ્વરે તેમને માટે શું નિર્માણ કર્યું છે તેથી અજ્ઞાત જેમ્સ અને તેની મા આ પ્રકારે દિવસો ગાળતા હતા આ અરસામાં જેમ્સ અડગ કર્તવ્યનિષ્ઠા રૂપી પોતાની ભવિષ્યની મહત્તાનાં બીજો રોપતો હતો જગત્‌માં ઉન્નતિનો માર્ગ એ છે કે મનુષ્યે પોતાનું કાર્ય ઉત્તમપણે કરવું પછી તે ગમે તેવું ક્ષુદ્ર હોય

સાત માસ પછી ટોમસ ઘર તરફ પાછો વળ્યો પ્રથમ જેમ્સની દૃષ્ટિએ તે પડયો ટોમસ આવે છે એવા એના પોકારથી એની મા પણ દ્વાર આગળ આવી અને જ્યારે એ ભાઇઓને એક બીજાના હાથ પકડી પોતાના પ્રતિ દોડતા આવતા તેણે જોયા ત્યારે તેના મુખ ઉપર આનંદ પ્રકાશી રહ્યો.

પરસ્પર આલિંગન કીધા પછી ટોમસે પોતે જેટલું દ્રવ્ય સંપાદન કર્યું હતું તે એની માના ખોળામાં મૂકયું અને કહ્યું કે હવે તું ઘર બંધાવી શકીશ તેની માને સારું ઘર મળશે એ વિચારથી તે યુવાનને અત્યંત સંતોષ થયો. માતાએ પોતાના જ્યેષ્ઠ પુત્રનો પ્રેમસૂચક ઉપહાર મૌનપણે સ્વીકાર્યો. તેનું અંતઃકરણ આનંદથી છલકાઈ જતું હતું અને તેનાથી એક શબ્દ પણ બોલી શકાય એમ નહતું. પરંતુ આંખમાંથી વહેતા હર્ષાશ્રુથી તેણે પોતાની લાગણી સ્પષ્ટ જણાવી.

ટોમસ કામપર પાછો જઇ તેની મા સારૂ અધિક દ્રવ્ય પ્રાપ્ત કરવા આતુર હતો, પરંતુ નવું ઘર બંધાવવાનું હતું અને કેટલોક સામાન તૈયાર

હતો તેથી સુથારને બોલાવવાનો હતો. સમીપમાં આવેલા શહેરમાં બારીઓ મિજાગરાં, ખીલા તથા બીજો ઉપયોગી સામાન લેવાને તે ગયો. જેમ્સે પણ તેની સાથે જવાની ઇચ્છા જણાવી. તેણે પહેલીવાર જ આ વખતે શહેર જોયું.

ઘર બાંધવાનું કામ ચાલતું હતું તે સમયે ખેતરમાં કામ કરતાં જે કાંઇ વખત મળતો તે સર્વ જેમ્સ ઘર બાંધવામાં મદદ કરવામાં ગાળતો. સુથારના કામ ઉપર નજર રાખવાથી તે સર્વ ઓજારો ત્વરાથી અને કુશળતાથી વાપરવા લાગ્યો.

જેમ્સે ખેતર ખેડીને કુટુંબને નિર્વાહ કરવામાં સહાય કરી હતી તો પણ તે દ્રવ્ય રળ્યો ન હતો. આથી ખેતરના કાર્યથી મુક્ત થઇ અવકાશના સમય આ અર્થ સિદ્ધ કરવા સારૂ સુથારકામ કરવામાં ગાળવાનો તેણે વિચાર કર્યો. એની બાજુ પર જે સુથારે બાંધ્યું હતું તેની પાસે તે ગયો અને તેને કહ્યું " તમે મને કંઇક કામ આપશો ?

સુથાર—હા, આ પાટીયાના કકડાને રંદો મારવાનો છે અને હું જાણું છું કે તું સારી રીતે રંદો મારી શકીશ.

જેમ્સ—તમે મને શું મજુરી આપશો ?

સુથાર—દર પાટીયા દીઠ એક સેન્ટ ( બે પૈસા ) આપીશ

બીજે દિવસે પ્રાતઃકાળમાં જેમ્સ સુથારને ઘેર ગયો અને સ્વસ્થતાથી કામ થઇ શકે તેથી તેણે કોટ અને કબજો કાઢી નાખ્યાં. દરેક પાટીયું ચાર ફૂટ લાંબુ હતું પરંતુ એણે પુષ્કળ મહેનત કરી અને સાંજે નીચે પ્રમાણે બનાવ બન્યો:—

જેમ્સ—સો પાટીયાં મેં રંદો મારી તૈયાર કર્યાં છે. તેને ગણી લો.

સુથાર—ના ના, સો નહિ હોય; તું ભૂલતો હશે.

જેમ્સ—તે ગણીને તપાસી જુઓ.

સુથાર—ત્યારે તો તેં એક દિવસમાં પુષ્કળ કામ કર્યું છે.

' સુથારે સઘળાં પાટીયાં ગણીને કહ્યું " ખરે ! આ તો સો જ છે " લે તારી આખા દિવસની મજુરી " એમ કહી 'તેણે તેને સો સેન્ટ ગણી આપ્યા

અને તેની તે બાળકના ગજવામાં ઢગલી થઇ રહી.

ઘેર આવીને જેમ્સે રુપેરું નાણું પોતાની માના ખોળામાં મૂક્યું અને કહ્યું. મા ! આ તારું છે.

જેમ્સની મા—શું આજે ડોલર કમાઇ આવ્યો

જેમ્સ—હા, મેં સો પાટીયા રંગે માર્યા.

ગાઢ આલિંગનથી માતાએ પોતાનો અવર્ણનીય પ્રેમ દર્શાવ્યો

શિયાળામાં જેમ્સ હમેશાં નિશાળે જતો અને એક પણ દિવસ પાડતો નહિ શાળા બંધ થતા વારને તે સુથારે જેમ્સને મોટો કોઠાર બાંધવામાં મદદ કરવા સારૂ કહ્યું અને રોજ ૪૦ થી ૫૦ સેન્ટ આપવાને કબુલ કર્યું. જેમ્સે તે કાર્ય સ્વીકાર્યું કારણ કે કોઠાર બાંધતા શીખવાની એની ઇચ્છા હતી તે આ કાર્યમાં એવો કુશળ નિવડ્યો કે સુથાર હમેશાં એને ૫૦ સેન્ટ આપતો અને જ્યારે કોઠારનું કામ પૂરું થયું ત્યારે જેમ્સે ૨૦ ડોલરની પૂંજી એકઠી કરી હતી. કોઠાર બાંધવાનું કામ લાભદાયક હતું તેથી બે વર્ષ સુધી ઘણો વખત તેણે એમાં ગાળ્યો.

પોતાના ઘરથી દશ માઈલ ઉપર "પોટાશ" નામનો ખાર બનાવવાના એક કારખાનાને આગે કેટલોક ભાગ ઉમેરવાનો હતો તે બાંધવામાં જેમ્સને રોકવામાં આવ્યો હતો તે કારખાનાના માલિકે જેમ્સના કામથી સંતુષ્ટ થઈ તેને મહિને ચૌદ ડોલરના પગારે એક કારકુનની જગ્યા આપવા કહ્યું. જેમ્સને પગાર ઘણો સારો લાગ્યો પરંતુ માની સંમતિ વિના તે સ્વીકારવાની તેણે ના પાડી કારખાનામાં દુર્જન હલકા મનુષ્યની સંગતિમાં જેમ્સને રહેવું પડે તેથી એની મા અનુમતિ આપતી ન હતી ત્યારે તેણે કહ્યું "હું કાંઇ એ મનુષ્યની સંગતિમાં રહેવા ઇચ્છતો નથી. હું તો મારૂ કામ જ કરીશ.

જેમ્સની મા—બેટા ! તે સબંધી મને શંકા નથી તારાં આશયો શુભ છે તોપણ દુર્જનો તને લાલચમાં ફસાવે

અંતે તેની માએ સંમતિ આપી અને જેમ્સે દુર્જનને ત્યજવાનું આ-

મેલું પોતાનું વચન પૂર્ણ અંશે પાળ્યું.

આ કારખાનામાં જેમ્સે નોકરી કરી તેટલો વખત એણે સાંજનો સમય તેના શેઠનાં પુસ્તકો વાંચવામાં ગાળ્યો. તેમાનાં ઘણાં પુસ્તકો લડાઇની અને દરિયાપરના સાહસ કૃત્યોની વાર્તાનાં હતાં. જેમ્સને ખલાસી થવાના વિચારો પ્રથમથી સ્ફુર્યા હતા તેમાં વળી આ પુસ્તકો વાંચવાથી બળતામાં ઘી હોમાયા જેવું થયું. પોતે વહાણમાં બેસી દૂર પ્રદેશમાં જતો હોય અને પુસ્તકોમાં વર્ણવેલાં અદ્ભુત પરાક્રમોમાં ભાગ લેતો હોય એવા સ્વપ્નો તેને ઉંઘમાં પણ આવતાં.

એક રાત્રે જેમ્સ બેઠકના ઓરડામાં વાંચતો હતો એવામાં એના શેઠની પુત્રીએ આવીને મોટેથી કહ્યું કે "હવે ભાડુતી નોકરોને ઉંઘી જવાનો સમય થયો છે." જેમ્સે એક ક્ષણ તેની તરફ ક્રૂરદૃષ્ટિથી જોયું પરંતુ એક પણ શબ્દ ઉચાર્યા વગર દીવો લઇને તે સુવાના ઓરડામાં ગયો. તિરસ્કારથી ઉચ્ચારેલા "ભાડુતી નોકરો" એ શબ્દોએ એનું હૃદય વીંધી નાખ્યું હતું. તેણે વિચાર કર્યો કે આથી ઉચ્ચ સ્થિતિ હું પ્રાપ્ત કરી શકું એવો છું અને કરીશ જ. જે થવાનું હોય તે થાઓ પરંતુ એક દિવસ પણ હવે હું અહિં રહેવાનો નથી. હું પણ નોકરો રાખું ત્યારે ખરો.

બીજે દિવસે જેમ્સે પોતાના શેઠને પોતાની પ્રયાણની ઇચ્છા જણાવી. તે આથી ઘણું આશ્ચર્ય પામ્યો. જેમ્સ બપોરે એની મા પાસે આવી પહોંચ્યો અને ૫૬ ડોલરનો તેણે સંચય કર્યો હતો તે તેને આપ્યો. તેણે એકાએક નોકરી મૂકી દીધી તેથી તેની માને ખેદ થયો અને તેણે કહ્યું કે નોકર થવામાં કાંઇ નાનમ નથી.જેમ્સે કહ્યું કે "એ શબ્દોથી મને લાગણી થઇ નથી પરંતુ તે એવા તો તિરસ્કારના ભાવમાં બોલવામાં આવ્યા હતા કે મારાથી સહન થઇ શક્યું નહિ. આથી મારું પુરુષત્વ પ્રકટાવવાને હું ઉશ્કેરાયો છું અને હું તેમ કરીશ." તેની માએ કહ્યું કે આ સર્વેનું પરિણામ સારું જ આવશે અને પરમેશ્વર પણ શુભ ફળ આપશે

તે સમયે જેમ્સે દરિયાઇ નોકરી લેવાનો વિચાર પ્રકટ કર્યો પણ એની

મા એટલી વિરુદ્ધ પડી કે તત્કાળ તો તેણે એ વિચાર માંડી વાળ્યો.

થોડા દિવસ પછી એનો કાકો જંગલ સાફ કરવા સારૂ માણસો રાખવાનો છે એમ તેના સાંભળવામાં આવવાથી તેની માને પૂછીને તે ત્યાં ગયો. ને જગા સરોવર આગળ હતી અને ઘણા વહાણો ત્યાં આવજા કરતાં જોવામાં આવતાં હતાં. જેમ્સ આ વહાણોને જોવા સારૂ ઘણીવાર કામ બંધ રાખતો અને આશાઓ બાંધતો કે એક દિવસ હું પણ આ તળાવમાં વહાણ હંકારીશ.

તેની સાથે એક જર્મન લાકડાં કાપનાર કામ કરતો હતો. તે માણસ કામ કરવામાં ઢીલો હતો પણ દિવસ પૂરો થવાની અંતે એણે જેમ્સ જેટલું જ કામ કર્યું. તેનું કારણ શોધવા અર્થે જેમ્સે તે માણસના કામ ઉપર નજર રાખી અને એને માલમ પડ્યું કે તે માણસ સવારથી સાંજ સુધી એક સરખી રીતે કામ કર્યા કરતો હતો ત્યારે એ પોતે વહાણો જોવા સારૂ વારંવાર કામ બંધ રાખતો હતો. આથી એને સારો બોધ મળ્યો અને તે પ્રમાણે તે વર્તવા લાગ્યો. પચાસ દિવસના પચાસ ડોલર મેળવીને તે પાછો ઘેર ગયો.

જેમ્સને ઘેર કાંઈ પણ ચેન પડ્યું નહિ અને એની માને ચિંતા થવા માંડી કે એ દરિયાની નોકરી કરવાનો વિચાર કર્યા કરે છે પરંતુ તે એ સબંધી કાંઈ પણ બોલી નહિ. આખરે જેમ્સે એની માને કહ્યું "હું મારી પ્રબળ ઇચ્છાને રોકી શકતો નથી" તેની મા જાણતી હતી કે આ નોકરીથી તે કંટાળી જશે અને ઘેર આવવાની ઇચ્છા કરશે તેથી જેમ્સે સમુદ્રપરની નોકરીની એને ઇચ્છા જણાવી ત્યારે તેણે એરી સરોવરપરનાં વહાણોમાં નોકરી મેળવવા એને કહ્યું.

બંદર ઉપર જઈને જે વહાણ પહેલું આવ્યું તેમાં જઈ જેમ્સે નોકરી માગી. એ ધારતો હતો કે પુસ્તકોમાં વર્ણવેલા વહાણના ઉપરી જેવા આ ઉપરી પણ સભ્ય પુરુષ હશે પરંતુ આ પુરુષ તો ક્રોધી અને પાપિષ્ઠ હતો અને તે આ નમ્ર યાચના સબંધે મશ્કરી ઠઠ્ઠા કરવા લાગ્યો. આ પ્રસંગથી તે ખસિયાણો થતો બચ્યો.

અલ્પ સમયમાં તેના કાકાના છોકરાની હોડીમાં ખચ્ચરો હાંકવાને માટે

૧૨ ડોલરને પગારે જેમ્સ રહ્યો. આ કામ ભયભરેલું હતું અને પહેલે દિવસે જ હોડીની હાર પૂલમાં ભરાઇ ગઇ અને એકદમ આચકો આવવાથી તે ખચ્ચરો સહિત પાણીમાં ઉથલી પડ્યો અને તેમને મહા મહેનતે બચાવી લેવામાં આવ્યા.

જેમ્સના કાકાનો છોકરો–જેમ્સ ! તું નહેરમાં શું કરે છે !

જેમ્સ–( મશ્કરીમાં ) હું પ્રાતઃકાળનું સ્નાન માત્ર કરું છું.

પ્રથમ પ્રવાસને અંતે જેમ્સને નહેરના અમુક ભાગમાં હોડીની વ્યવસ્થા રાખવાનું કામ સોંપવામાં આવ્યું. તે કામ એણે એવી સારી રીતે કર્યું કે દરેક માણસ એના પ્રતિ માનની દ્રષ્ટિથી જોવા લાગ્યા. તે દરેકનો કજીઓ પતાવતો અને હોડીવાળાઓ ઉપર એની સાત્વિક અસરો થવા માંડી.

આ કામ જેમ્સે ચૌદ માસ સુધી કર્યું અને આ અરસામાં તે ચૌદ વાર પાણીમાં પડ્યો અને છેલ્લે પ્રસંગે તો એ ડુબી જ જતો હતો. એક રાત્રિએ તોફાનને સમયે દોરડું ઉકેલતાં તે કાંઇ ભરાયું અને એકદમ આચકો આવવાથી તે પાણીમાં ઉથલી પડ્યો અને હોડી તો આગાડી ચાલી ગઇ. હોડી ઉપર કોઇને આ અકસ્માતની ખબર પડી નહિ અને મરણ જ નિર્માણ થવલું તેને ભાસ્યું. સુભાગ્યે તેના હાથમાં પાછું દોરડું આવ્યું અને તે હોડી ઉપર ચઢી ગયો. આ પ્રસંગનો જ્યારે એણે વિચાર કર્યો ત્યારે એનો નિશ્ચય થયો કે " ઇશ્વરે જ મને બચાવ્યો છે. એ ધારે છે કે મારી જીંદગી રક્ષણ કરવાને પાત્ર છે તેથી મારે આવા જીવનમાં તે ગાળવી જોઇએ નહિ. હવે તો ઘેર જઇને વિદ્યાભ્યાસ કરું." થોડા વખત પછી એને તાવ આવ્યો અને બિલકુલ કામ થઇ શકે એમ ન હોવાથી તે ઘેર ગયો.

જેમ્સે ઘેર આવીને એની માને સઘળો વૃત્તાંત કહ્યો ત્યારે તે બોલી કે "પરમ કૃપાળુ પરમેશ્વરે જ તારું રક્ષણ કરી તને અહિં પાછો આણ્યો છે. તાવની સખત બિમારીમાંથી જેમ્સ ઘણે મહિને સારો થયો. આ સમયમાં તેની પ્રેમાળ માએ તેની ઘણી સારવાર કરી પરંતુ જેમ્સનો સમુદ્ર પ્રતિનો મોહ નિવૃત્ત ન થયલો જોઇને તેને ઘણો ખેદ થયો. તેણે તેને નિશાળે જવા કહ્યું

જેથી કરીને તે આવતા શિયાળામા શિક્ષણ આપી શકે જેમ્સે કહ્યું—"હું મને વિદ્વાન્ કરવા તરફ મંડી છે પરંતુ મને શકા રહે છે કે તારી એ આશા ફળીભૂત થશે નહિ." તેની માના આ પ્રયત્નમા ત્યા રહેના એક સજ્જન શિક્ષકે ઘણી સહાયતા કરી તેણે કહ્યુ કે "ઉત્તમ મનુષ્ય અને અધમ મનુષ્ય વચ્ચે જેટલો ફેર તેટલો ફેર વિદ્વાન્ અને ગમારની વચ્ચે છે." તારી ઉમરના યુવાનો ઉદ્યોગ અને ખ તથી મહાન્ પુરુષ નીવડયા છે મારી સાથે નિશાળે ચાલ. જેમ્સે જાણે આ સ્વીકાર્યું હોય એવા સ્વરથી કહ્યુ "હુ આવીશ". તે શિક્ષકે કહ્યું કે તારો આ નિશ્ચય ભવિષ્યમા તારા ભવ્ય ચરિતનું દ્વાર થઈ પડશે

આ શબ્દોએ જેમ્સના અ ત કરણ ઉપર સારી છાપ પાડી તેણે પોતાના કાકાના બે છોકરાને તેની સાથે નિશાળે આવવા સમજાવ્યા તેઓ અન્ન, વસ્ત્ર, કેટલાક પુસ્તકો અને થોડા વાસણો લઈ ચાલતા નિશાળે જવા નીકળી પડયા નિશાળમા રહીને ત્યાની પદ્ધતિ પ્રમાણે ખાવાનો ખર્ચ આપવા તેઓ શક્તિમાન્ ન હતા તેથી સઘળી વ્યવસ્થા તેમને જ કરી લેવાની હતી

તેઓ નિશાળે આવ્યા ત્યારે તેના અધ્યક્ષે તેમનો સારો સત્કાર કર્યો અને નજીકમા એક વિધવાનુ જુનુ ઘર હતું ત્યા ઓરડી ભાડે રાખવા કહ્યુ તેમણે ત્યા એક ઓરડી ભાડે રાખી તેમા એક ચુલો, ત્રણ જુની ખુરશીઓ અને પથારીઓ—એટલી વસ્તુઓ હતી તે છોકરાઓએ સઘળુ કામ પરસ્પર વહેંચી લીધુ. તેઓ વાર ફરતી રાધતા અને ઘણી કરકસરથી રહેતા તેથી માણસ દીઠ મહીને માત્ર ચાર પાચ રૂપીયા ખરચ આવતો ધીરે ધીરે તેઓએ સમય બચાવવા સારૂ તે વિધવાને રાધવા રાખી, તે તેઓના કપડા પણ ધોતી

જેમ્સ માત્ર ૧૧ ડોલર લઈને નિશાળે આવ્યો હતો અને તે વપરાઈ જવા આવ્યા તેથી તે એક સુથારને ત્યા દરરોજ ત્રણ કલાક અને શનિવારે આખો દિવસ કામ કરવાની શરતે રહ્યો આ કારણથી નિશાળનુ સત્ર (ટર્મ) પૂરું થતા તેનો સઘળો ખરચ બાદ કરતા તેની પાસે કેટલાક ડોલર બચ્યા હતા.

જેમ્સ વ્યાકરણ, સિદ્ધપદાર્થશાસ્ત્ર, અંકગણિત અને બીજગણિત

ઉપર વિશેષ લક્ષ આપતો. શાળાને લગતો વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તકોનો આકર્ષક સંગ્રહ હતો. પોતાના નિત્યના પાઠ ઉત્કૃષ્ટ રીતે તૈયાર કરવા સારૂ અને બીજાં પુસ્તકો વાંચવા સમય મેળવવા માટે તે મોડી રાત સુધી વાંચતો.

શાળામાં સ્થાપેલા વિવાદમંડલ ( ડીબેટિંગ સોસાયટી ) માં એને મહોર રસ પડતો હતો. તેના નિત્ય પાઠની પેઠે દરેક વિષયનો તે અભ્યાસ કરતો. જે વિષયવિવાદ માટે ઠરાવવામાં આવતો તે સંબંધી પુસ્તકાલયમાંના સર્વ પુસ્તકો વાંચી તે તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવતો. તેની જે વિવાદશક્તિ માટે તે આગાડી ઉપર પ્રખ્યાત થયો તેનો આ સ્થળે પાયો નખાયો હતો.

શિયાળાની રજામાં શિક્ષકનું કાર્ય કરવાને તે નિશાળના અધ્યક્ષે જેમ્સને સૂચવ્યું અને કહ્યું "આથી તને પોતાને લાભ થશે એટલું જ નહિ પણ બીજાને ઉપયોગી થવાનો એ માર્ગ છે અને એ ઉદ્દેશ સર્વોત્તમ છે. આપણે આપણા સ્વાર્થ માટે જ જગતમાં રહેતા નથી તેમ રહેવું પણ જોઇએ નહિ. એવું જીવન તિરસ્કારને પાત્ર છે."

ઘેર આવી પહોંચ્યા પછી જેમ્સે શિક્ષકની જગા મેળવવા યત્ન કર્યો પરંતુ જે જે પુરુષોને એ મળ્યો તેમને એવું વય ઘણું નાનું લાગ્યું. આથી તે ઘણો નિરાશ થયો. પણ એની માએ બોધ આપ્યો કે આટલી નજીવી વિપત્તિ વેઠવા પછી તારે નિરાશ થવું જોઇએ નહિ. બીજે દિવસે સવારે તેણે એક પુરુષને એની માને બૂમ પાડતો સાંભળ્યો. તે ગામથી એક માઇલ ઉપર આવેલી શાળામાં જેમ્સ શિક્ષણ આપવા આવશે કે કેમ તે ખબર કાઢવા તે પુરુષ આવ્યો હતો. જેમ્સને બાર ડોલર પગાર આપવામાં આવ્યો હતો અને તે ઉપરાંત વારાફરતી વિદ્યાર્થીઓના કુટુંબમાં ખાવાનું ઠરાવવામાં આવ્યું હતું. છોકરાઓનું વર્તન ખરાબ હતું અને જેમ્સને આ જગા સ્વીકારવી કે કેમ એવો સંશય થયાં કરતો હતો પરંતુ એને બીજી કોઇ જગા મળે એમ નહોતું તેથી એણે તે સ્વીકારી. વિદ્યાર્થીઓએ તો વિચાર્યું કે પરિચયવાળા બાળશિક્ષક સાથે મરજીમાં આવે તે પ્રકારે વર્તી શકાશે પરંતુ તેઓના આ ભૂલ તેમને તરત સમજાઇ. જેમ્સના સ્નેહભાવથી અને દ્રઢતાથી તેઓ

જેથી કરીને તે આવતા શિયાળામાં શિક્ષણ આપી શકે. જેમ્સે કહ્યું—"તું મને વિદ્વાન્ કરવા તરફ મંડી છે પરંતુ મને શંકા રહે છે કે તારી એ આશા ફલીભૂત થશે નહિ." તેની માતા આ પ્રયત્નમાં ત્યાં રહેતા એક સજ્જન શિક્ષકે ઘણી સહાયતા કરી. તેણે કહ્યું કે "ઉત્તમ મનુષ્ય અને અધમ મનુષ્ય વચ્ચે જેટલો ફેર તેટલો ફેર વિદ્વાન્ અને ખલાસી વચ્ચે છે." તારી ઉમરના યુવાનો ઉદ્યોગ અને ખંતથી મહાન્ પુરુષ નીવડયા છે. મારી સાથે નિશાળે ચાલ. જેમ્સે જાણે આ સ્વીકાર્યું હોય એવા સ્વરથી કહ્યું "હું આવીશ". તે શિક્ષકે કહ્યું કે તારો આ નિશ્ચય ભવિષ્યમાં તારા ભવ્ય ચરિતનું દ્વાર થઈ પડશે.

આ શબ્દોએ જેમ્સના અંતઃકરણ ઉપર સારી છાપ પાડી. તેણે પોતાના કાકાના બે છોકરાને તેની સાથે નિશાળે આવવા સમજાવ્યા. તેઓ અન્ન, વસ્ત્ર, કેટલાંક પુસ્તકો અને થોડા વાસણો લઈ ચાલતા નિશાળે જવા નીકળી પડયા. નિશાળમાં રહીને ત્યાંની પદ્ધતિ પ્રમાણે ખાવાનો ખરચ આપવા તેઓ શક્તિમાન્ ન હતા તેથી સઘળી વ્યવસ્થા તેમને જ કરી લેવાની હતી.

તેઓ નિશાળે આવ્યા ત્યારે તેના અધ્યક્ષે તેમનો સારો સત્કાર કર્યો અને નજીકમાં એક વિધવાનું જુનું ઘર હતું ત્યાં ઓરડી ભાડે રાખવા કહ્યું. તેમણે ત્યાં એક ઓરડી ભાડે રાખી. તેમાં એક ચુલો, ત્રણ જુની ખુરશીઓ અને પથારીઓ—એટલી વસ્તુઓ હતી. તે લોકોએ સઘળું કામ પરસ્પર વહેંચી લીધું. તેઓ વાસ્તવતી રાખતા અને ઘણી કરકસરથી રહેતા તેથી માણસ દીઠ મહીને માત્ર ચાર પાંચ રૂપીઆ ખરચ આવતો. ધીરે ધીરે તેઓએ સમય બચાવવા સારૂ તે વિધવાને રાંધવા રાખી. તે તેઓનાં કપડાં પણ ધોતી.

જેમ્સ માત્ર ૧૧ ડોલર લઈને નિશાળે આવ્યો હતો અને તે વપરાઈ જવા આવ્યા તેથી તે એક સુથારને ત્યાં દરરોજ ત્રણ કલાક અને શનિવારે આખો દિવસ કામ કરવાની શરતે રહ્યો. આ કારણથી નિશાળનું સત્ર (ટર્મ) પૂરું થતાં તેનો સઘળો ખરચ બાદ કરતાં તેની પાસે કેટલાક ડોલરો બચ્યા હતા.

જેમ્સ વ્યાકરણ, ભિન્નપદાર્થશાસ્ત્ર, અંકગણિત ...

ઉપર વિશેષ લક્ષ આપતો. શાળાને લગતો વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તકોનો આકર્ષક સંગ્રહ હતો. પોતાના નિશાળના પાઠ ઉત્કૃષ્ટ રીતે તૈયાર કરવા સારૂ અને બીજાં પુસ્તકો વાંચવા સમય મેળવવા માટે તે મોડી રાત સુધી વાંચતો.

શાળામાં સ્થપાયેલા વિવાદમંડલ (ડીબેટિંગ સોસાયટી) માં એને ઘણો રસ પડતો હતો. તેના નિત્ય પાઠની પેઠે દરેક વિષયનો તે અભ્યાસ કરતો. જે વિષયવિનોદ માટે ઠરાવવામાં આવતો તે સંબંધી પુસ્તકાલયમાંના સર્વે પુસ્તકો વાંચી તે તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવતો. તેની જે વિવાદશક્તિ માટે તે આગાડી ઉપર પ્રખ્યાત થયો તેનો આ સ્થળે પાયો નખાયો હતો.

શિયાળાની રજામાં શિક્ષકનું કાર્ય કરવાને તે નિશાળના અધ્યક્ષે જેમ્સને સૂચવ્યું અને કહ્યું "આથી તને પોતાને લાભ થશે એટલું જ નહિ પણ બીજાને ઉપયોગી થવાનો એ માર્ગ છે અને એ ઉદ્દેશ સર્વોત્તમ છે. આપણે આપણા સ્વાર્થ માટે જ જગતમાં રહેતા નથી તેમ રહેવું પણ જોઇએ નહિ. એવું જીવન તિરસ્કારને પાત્ર છે."

ઘેર આવી પહોંચ્યા પછી જેમ્સે શિક્ષકની જગ્યા મેળવવા યત્ન કર્યો પરંતુ જે જે પુરુષોને એ મળ્યો તેમને એનું વય ઘણું નાનું લાગ્યું. આથી તે ઘણો નિરાશ થયો. પણ એની માએ બોધ આપ્યો કે આટલી બધી વિપત્તિ વેઠયા પછી તારે નિરાશ થવું જોઇએ નહિ. બીજે દિવસે સવારે તેણે એક પુરુષને એની માને બૂમ પાડતો સાંભળ્યો. તે ગામની એક માઇલ ઉપર આવેલી શાળામાં જેમ્સ શિક્ષણ આપવા આવશે કે કેમ તે ખબર કાઢવા તે પુરુષ આવ્યો હતો. જેમ્સને બાર ડોલર પગાર આપવામાં આવ્યો હતો અને તે ઉપરાંત વારાફરતી વિદ્યાર્થીઓના કુટુંબમાં ખાવાનું ઠરાવવામાં આવ્યું હતું. છોકરાઓનું વર્તન ખરાબ હતું અને જેમ્સને આ જગ્યા સ્વીકારવી કે કેમ એવો સંશય થયાં કરતો હતો પરંતુ એને બીજી કોઇ જગ્યા મળે એમ નહોતું તેથી એણે તે સ્વીકારી. વિદ્યાર્થીઓએ તો વિચાર્યું કે પરિચયવાળા બાળશિક્ષક સાથે મરજીમાં આવે તે પ્રકારે વર્તી શકાશે પરંતુ તેઓની આ ભૂલ તેમને તરત સમજાઇ. જેમ્સના સ્નેહભાવથી અને દૃઢતાથી તેઓ

ઉપર વિશેષ લક્ષ આપતો. શાળાને લગતો વિદ્યાર્થીઓને ઉપયોગી પુસ્તકોનો આકર્ષક સંગ્રહ હતો. પોતાના નિત્યના પાઠ ઉત્કૃષ્ટ રીતે તૈયાર કરવા સારૂ અને બીજાં પુસ્તકો વાંચવા સમય મેળવવા માટે તે મોડી રાત સુધી વાંચતો.

શાળામાં સ્થાપેલા વિવાદમંડલ ( ડીબેટિંગ સોસાયટી ) માં એને ઘણો રસ પડતો હતો. તેના નિત્ય પાઠની પેઠે દરેક વિષયનો તે અભ્યાસ કરતો. જે વિષયવિવાદ માટે ઠરાવવામાં આવતો તે સંબંધી પુસ્તકાલયમાંના સર્વ પુસ્તકો વાંચી તે તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવતો. તેની જે વિવાદશકિત માટે તે આગાડી ઉપર પ્રખ્યાત થયો તેનો આ સ્થળે પાયો નખાયો હતો.

શિયાળાની રજામાં શિક્ષકનું કાર્ય કરવાને તે નિશાળના અધ્યક્ષે જેમ્સને સૂચવ્યું અને કહ્યું "આથી તને પોતાને લાભ થશે એટલું જ નહિ પણ બીજાને ઉપયોગી થવાનો એ માર્ગ છે અને એ ઉદ્દેશ સર્વોત્તમ છે. આપણે આપણા સ્વાર્થ માટે જ જગતમાં રહેતા નથી તેમ રહેવું પણ જોઈએ નહિ. એવું જીવન તિરસ્કારને પાત્ર છે."

ઘેર આવી પહોંચ્યા પછી જેમ્સે દોરી પકડીને શિક્ષકોને અને વિદ્યાર્થીઓને સૂચવવા સારૂ ઘંટ વગાડવાને તૈયાર થઈ
પરંતુ જે જે પુરુષોને એ મળ્યો તે મારી આંખ આગળ રમ્યાં કરે છે. શાળાના
તે ઘણો નિરાશ થયો. પણ એ સારૂ, અમે એની પાસે થઈને જતા તે વખતે એ
વિપત્તિ વેઠયા પછી તારે નિ ...આવતો. આખી સંસ્થામાં એ સર્વથી વધારે જન-
એક પુરુષને એની માને ...સાં આનંદી સ્વભાવનો, સંભાષણમાં પ્રીતિવાળો,
ઉપર આવેલી શાળામાં અને હાજર જવાબીવાળો હતો અને એની મજાક
કાઢવા તે પુરુષ અભિનિવેષક હતી તોપણ તે હમેશાં નિર્દોષ હતી અને એ રાજી
હતો અને કોઈનું પણ અંતઃકરણ દુખવતો નહિ."

તે સંસ્થાના પુસ્તકાલયમાં ૨,૦૦૦ પુસ્તકો હતાં અને આ જ્ઞાનનાં ભંડારમાંથી જેટલું પ્રાપ્ત કરી શકાય તેટલું જેમ્સે પ્રાપ્ત કર્યું. અવકાશનો દરેક ક્ષણ તે પુસ્તકો વાંચવામાં ગાળતો. અગત્યનાં પુસ્તકોનો તે કાળજીથી અભ્યાસ કરતો અને તેની મુખ્ય બાબતો પાનાના અંક સાથે એક ચોપડીમાં તે નોંધી લેતો કે જેથી કરીને પ્રસંગ પડે તેના ઉપર દષ્ટિ નાખી જવાય.

પણ વિલિયમ્સ કાલેજના ડૉ. હોપકિન્સે લખ્યું કે તમે અહિં આવશો તો અમે બનતી મદદ કરીશું. બીજી સર્વ શરતો ત્રણે કોલેજની ઘણે અંશે સમાન હતી તેથી જેમ્સે વિલિયમ્સ કાલેજ પસંદ કરી.

ટોમસ—જેમ્સ ! તેં દ્રવ્ય સંબંધી શી વ્યવસ્થા કરી છે ? તેં કાલેજના અભ્યાસ માટે જોઇતું ધન એકઠું કર્યું હશે નહિ.

જેમ્સ—મારી પાસે તેનો અર્ધ ભાગ પણ નથી, પણ શિયાળામાં હું શિક્ષણ આપીશ અને સત્રના સમયમાં (ટર્મમાં) કોઇ પ્રકારની મજુરી કરીશ.

ટોમસ— પણ તું બે વર્ષ પહેલો દાખલ થાય છે ત્યારે કોલેજના વખતમાં મજુરીએ રહે એવી હું સલાહ આપતો નથી, તારે તો પુષ્કળ અભ્યાસ કરવાનો હશે.

જેમ્સ—આ પ્રમાણે હું ના કરૂં તો મારો ખરચ કેવી રીતે પૂરો પાડી શકું ?

ટોમસ—ખરચ જેટલા પૈસા હું તને ધીરીશ.

જેમ્સ—પણ કદાચ મારૂં મૃત્યુ થાય તો તમને પૈસા પાછા કેવી રીતે મળી શકે ?

ટોમસ—મારાં જોખમપર હું તને રૂપીઆ આપું છું.

જેમ્સ—( વિચાર કરીને ) આનો પણ ઉપાય મને સૂઝી આવ્યો છે. તમે મને પૈસા ધીરજો અને ૫૦૦ ડોલરનો હું મારી જીંદગીનો વીમો ઉતરાવીશ જેથી મારૂં મરણ થાય તો પણ તમને પૈસા મળશે.

ટોમસ—તારી એમ જ મરજી હોય તો મારે તેનો સ્વીકાર છે.

જેમ્સ—મને એ જ રૂચે છે. આથી મને સંતોષ થશે અને હું કેટલીક ચિંતાથી મુક્ત થઇશ.

કાલેજમાં દાખલ થતાંપહેલાંનો ચાર વર્ષનો અભ્યાસ તેમજ કાલેજનો બે વર્ષનો અભ્યાસ મળી છ વર્ષનો અભ્યાસ જેમ્સે ત્રણ વર્ષમાં તૈયાર કર્યો. તે હિરામ છોડીને ગયો તે વખતે ટ્રસ્ટીઓએ એને ૫૦ ડોલર બક્ષીસ કર્યા.

૧૮૫૪ માં જેમ્સ ગારફીલ્ડ ૨૩ વર્ષની વયે વિલિયમ્સ કાલેજમાં દા-

જેમ્સ ન્યાય દૃષ્ટિવાળો હતો. તે ક્રિકેટનો શોખીન હતો અને દરેક માણસ એનો આનંદ લે એવી તેની ઇચ્છા હતી. એક દિવસે એ રમતો હતો ત્યાં કેટલાક બાળક છોકરાઓ આતુર દૃષ્ટિથી તે તરફ જોતા એણે જોયા અને તેમની રમવાની ગરજ હોય એમ તે પરથી જણાતું હતું. જેમ્સે પોતાના સાથીઓને પૂછ્યુ ' આ છોકરાઓ રમવામાં નથી? "

સાથીઓ—આ પોટ્ટાઓ ! અવશ્ય નહિ જ. તે લોકો બાજી બગાડી નાખે.

જેમ્સ—પણ આપણે રમવાની ઇચ્છા છે તેવી એમને પણ છે, માટે એ લોકોને રમવા દો.

સાથીઓ—ના, ના, અમે રમત બગાડવા માગતા નથી એ લોકો રમી શકે એમ નથી.

જેમ્સ—( બેટ નાખી દઇને ) ત્યારે તો હું પણ નહિ રમું.

એક રમનાર બોલી ઉઠયો કે એમને ભલે આવવા દો. જેમ્સે બેટ પાછુ લઇને એ લોકોને રમવા બોલાવ્યા. તેણે કહ્યું કે આપણે નિયમસર રમત રમી શકીશું નહિ પરંતુ સૌને ગમત થશે અને રમતનો ઉદ્દેશ પણ એ જ છે.

હિરામમાં એક વર્ષ પૂરું થતા જેમ્સને ઘંટ વગાડવાના કામમાંથી મુક્ત કરવામાં આવ્યો. તે ઇંગ્લિશ ખાતામા અને પુરાતન ભાષાનો વિદ્યાર્થી તેમ જ ગહદર્શિ શિક્ષક હતો.

સુથારનું તથા ખેતીનું કામ કરવાથી પોતાના નિર્વાહના ખરચ ઉપરાંત કોલેજના અભ્યાસ માટે તે કેટલુંક દ્રવ્ય સંપાદન કરી શકયો. કેટલીક વખત નવાં બંધાયલા મકાનોનાં છાપરા ઉપર અથવા તો એવા પ્રકારનું કામ કરતો તે જોવામાં આવતો હતો. જેમ્સ તે સમયે હિરામ સંસ્થામા એક ઉત્તમ પંક્તિનો શિક્ષક અને ગ્રીક અને લેટીનનો ઉત્તમ વિદ્યાર્થી ગણાતો હતો. તે સાથે જ તે આ કાર્ય કરતો હતો.

કોલેજના અભ્યાસ માટે કેટલુ દ્રવ્ય તથા કેટલો કાળ અપેક્ષિત છે તે ... સાર તેણે ત્રણ કોલેજના પ્રમુખોને લખ્યું અને પોતે કેટલું જ્ઞાન ...દન કર્યું હતું તે પણ જણાવ્યું. તે લોકોએ એને ટુંકામાં જવાબ આપ્યો

પણ વિલિયમ્સ કૉલેજના ડૉ. હૉપકિન્સે લખ્યું કે તમે અહિં આવશો તો અમે બનતી મદદ કરીશું. બીજી સર્વ શરતો ત્રણે કૉલેજની ઘણે અંશે સમાન હતી તેથી જેમ્સે વિલિયમ્સ કૉલેજ પસંદ કરી.

ટૉમસ—જેમ્સ! તેં દ્રવ્ય સંબંધી શી વ્યવસ્થા કરી છે? તેં કૉલેજના અભ્યાસ માટે જોઇતું ધન એકઠું કર્યું હશે નહિ.

જેમ્સ—મારી પાસે તેનો અર્ધ ભાગ પણ નથી, પણ શિયાળામાં હું શિક્ષણ આપીશ અને સત્રના સમયમાં (ટર્મમાં) કોઇ પ્રકારની મજુરી કરીશ.

ટૉમસ— પણ તું બે વર્ષ પહેલો દાખલ થાય છે ત્યારે કૉલેજના વખતમાં મજુરીએ રહે એવી હું સલાહ આપતો નથી, ત્યારે તો પુષ્કળ અભ્યાસ કરવાનો હશે.

જેમ્સ—આ પ્રમાણે હું ના કરૂં તો મારો ખરચ કેવી રીતે પૂરો પાડી શકું?

ટૉમસ—ખરચ જેટલા પૈસા હું તને ધીરીશ.

જેમ્સ—પણ કદાચ મારૂં મૃત્યુ થાય તો તમને પૈસા પાછા કેવી રીતે મળી શકે?

ટૉમસ—મારાં જોખમપર હું તને રૂપીઆ આપું છું.

જેમ્સ—(વિચાર કરીને) આનો પણ ઉપાય મને સૂઝી આવ્યો છે. તમે મને પૈસા ધીરજો અને ૫૦૦ ડૉલરનો હું મારી જીંદગીનો વીમો ઉતરાવીશ જેથી મારૂં મરણ થાય તો પણ તમને પૈસા મળશે.

ટૉમસ—તારી એમ જ મરજી હોય તો મારે તેનો સ્વીકાર છે.

જેમ્સ—મને એ જ રૂચે છે. આથી મને સંતોષ થશે અને હું કેટલીક ચિંતાથી મુકત થઇશ.

કૉલેજમાં દાખલ થતાંપહેલાંનો ચાર વર્ષનો અભ્યાસ તેમજ કૉલેજનો બે વર્ષનો અભ્યાસ મળી છ વર્ષનો અભ્યાસ જેમ્સે ત્રણ વર્ષમાં તૈયાર કર્યો. તે હિરામ છોડીને ગયો તે વખતે ટ્રસ્ટીઓએ એને ૫૦ ડૉલર બક્ષીસ કર્યા.

૧૮૫૪ માં જેમ્સ ગારફીલ્ડ ૨૩ વર્ષની વયે વિલિયમ્સ કૉલેજમાં દા-

ખલ થવા સારૂ આવ્યો. ડાક્ટર હોપકિન્સે પ્રથમ એને ઓળખ્યો નહિ પરંતુ એણે જ્યારે પોતાનું નામ જણાવ્યું ત્યારે હોપકિન્સને જેમ્સે લખેલા પત્રનું સ્મરણ થયું અને તેનો સારો આદરસત્કાર કર્યો. તે યોગ્ય સ્થાને જ આવ્યો તેથી એને ઘણો સંતોષ થયો. તે સમયથી તે મરણ પર્યન્ત હોપકિન્સ અને એ બે પરમ મિત્ર રહ્યા.

આરંભમાં તો જેમ્સના સાદા પોશાકથી અને પશ્ચિમ તરફની બોલીથી વિદ્યાર્થીઓને ઘણું હાસ્ય થતું પણ એના ઉત્તમ ગુણો તરત એ લોકોની દૃષ્ટિએ આવ્યા અને તેઓ એની સાથે સંમાનથી વર્તવા લાગ્યા. તે હિરામમાં જેવો જનપ્રિય હતો તેવો અહિં પણ પ્રિય થઇ પડયો.

જેમ્સ મહેનતુ હતો તેપણ તે રમતનો પણ શોખી હતો અને કોલેજમાં તે ઉત્તમ ફુટ બોલ રમનાર હતો. તેનું શરીર સુદૃઢ હતું તેથી આ રમત માટે તે સંપૂર્ણ રીતે યોગ્ય હતો. તે વળી સૃષ્ટિસૌંદર્યનો પણ અનુરાગી હતો તેથી સમીપમાં આવેલા વનમાં પર્યટન કરતો અને ઉંચી ટેકરીઓ ઉપર ચઢતો.

જેમ્સ ગારફીલ્ડનો મધુર સ્વર એની વકતૃત્વ શક્તિમાં એને ઉત્તમ સાધન રૂપ થઇ પડયો. વાદવિવાદમાં આખી કોલેજમાં એની સાથે કોઇ ટક્કર લઇ શકતું નહિ. જેમના સમાગમમાં એ આવતો તેમના સંભાષણમાંથી તે બોધ ખેંચી કાઢતો અને પોતાના જ્ઞાનમાં વધારો કરતો. ડાક્ટર હોપકિન્સે જેમ્સને કહ્યું કે જો ઉનાળાની રજામાં તું અહિં રહીશ તો કોલેજના પુસ્તકાલયનો હું તને ઉપયોગ કરવા દઇશ. જેમ્સે કહ્યું " તમે પુસ્તકાલયનો ઉપયોગ કરવા દેશો તેથી હું ઘણો ઉપકૃત થયો છું. મારા નિર્વાહનો ખરચ પૂરો પાડવા સારૂ અભ્યાસ સાથે મારે શિક્ષણ આપવું પડતું હતું તેમજ મજુરી પણ કરવી પડતી હતી તેથી મારી ઇચ્છાનુસાર હું આજ સુધી વાંચી શકયો નથી. કાંઇ પણ કામ કર્યા શિવાય માત્ર વાચનમાં જ થોડા દિવસ ગાળવાથી મને વિનોદ થશે. "

ગારફીલ્ડે અનેક પ્રકારની સ્થિતિઓનો અનુભવ કર્યો હતો અને પોતાની

વિશાળ બુદ્ધિથી તે મુખ્ય પદવી ધરાવતો હતો તો પણ તે ધર્મનિષ્ઠ હતો. તેની ઉન્નતિનું આ પણ એક કારણ હતું. ધર્મનિષ્ઠ તરીકે પણ તે સર્વને દૃષ્ટાંતરૂપ હતો.

વિલિયમ્સ કૉલેજનો એક પ્રોફેસર તેનું આ પ્રમાણે વર્ણન કરે છેઃ—

"વિદ્યાર્થી તરીકે પોતાની મરદાઈથી અને ઉત્તમ વર્તનથી શિક્ષકોના સ્મરણમાં તે હરકોઈ પ્રસંગે રહે એવો હતો. અપ્રામાણિક અથવા અધમ કૃત્ય એ કરે એવો એના શિક્ષકોને એના ઉપર કદાચિત્ પણ વહેમ આવતો નહિ અને અપ્રામાણિક અથવા લુચ્ચો માણસ એની પાસે જઈ શકતો નહિ. પોતાની મરદાઈથી તેમજ પ્રામાણિકતાથી પોતાના હિતનાં અને કૉલેજની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરનારાં કૃત્યો કરવાનું તેને સુઝતું તથા વિદ્યાર્થી તરીકે એનું જીવન પવિત્ર અને ઉત્કૃષ્ટ હતું. એનું નીતિયુક્ત અને ધાર્મિક વર્તન તેમ જ એનો બુદ્ધિપ્રભાવ વ્યવહારમાં એનો વિજય સૂચવતાં હતાં. એણે જ્યારે સાર્વજનિક પ્રવૃત્તિ કરવા માંડી ત્યારે પણ કૉલેજમાં જે માર્ગે તે ચાલતો તે માર્ગ તેણે ધારણ કરી રાખ્યો હતો.

ગારફીલ્ડે કૉલેજની બે રજા શિક્ષણ આપવામાં ગાળી અને તે સમયમાં તેને ૧૦૦ ડૉલરના પગારની હાઇસ્કુલના શિક્ષકની સારી જગ્યા સામી આપવામાં આવી.

આ લાલચ ઘણી ભારે હતી કારણ કે ગારફીલ્ડ તે વખતે નિર્ધન અવસ્થામાં આવી ગયો હતો. એને નવાં વસ્ત્રની જરૂર હતી અને તે ખરીદવાને એની પાસે દ્રવ્ય નહતું. એના સદ્ગુણને જાણનાર એક દરજીએ એને વસ્ત્ર આપ્યાં અને તે અભ્યાસ સમાપ્ત કરી કમાતો થાય ત્યારે પૈસા લેવાને કહ્યું. તે આવી સ્થિતિમાં હતો તોપણ તેણે નીચેનાં બે કારણોથી તે જગ્યા સ્વીકારી નહિઃ—

૧. વિલિયમ્સ કૉલેજમાં ગ્રેજ્યુએટની પદવી મેળવવાનો વિચાર તેને માંડી વાળવો પડે. કેટલાક વર્ષથી આ એની પ્રબળ ઇચ્છા હતી અને પોતાનો ઇષ્ટાપ્રાપ્ત કરવાની સંધિમાં તે હતો એવામાં તે છોડી દેવું એને યોગ્ય લાગ્યું નહિ.

૨. હિરામ સંસ્થામાં કૉલેજ માટે એણે અભ્યાસ કર્યો હતો તેથી તેનો પણ એના પર ઉપકાર થયો હતો. ગારફીલ્ડ સાથે કોઇ પણ પ્રકારની શરત કરવામાં આવી નહતી પણ તે ત્યાં શિક્ષકનું કામ કરે એવી તેના ટ્રસ્ટીઓને આશા હતી.

કૉલેજના બીજા વર્ષમાં એને દેવું ઘણું થઇ ગયું અને એનો ભાઇ પણ એને મદદ કરવા અસમર્થ હતો. આ સમયે તેના એક મિત્રે તેને જોઇતી વસ્તુઓ આપી.

ગારફીલ્ડ ગુલામગીરી વિરૂદ્ધ હતો. આ વિષય ચર્ચવાને વિદ્યાર્થીઓ સભા ભરતા હતા, અને તેમાં ગારફીલ્ડ મુખ્ય વક્તા હતો. ગારફીલ્ડનાં ભાષણોથી લોકો આશ્ચર્ય પામતા તથા એની ઘણી પ્રશંસા કરતા અને આગળ ઉપર તે મહાન્ પુરુષ થશે એવું ભવિષ્ય ભાખતા હતા.

૧૮૫૬ માં ગારફીલ્ડ ગ્રેજ્યુએટની પદવીને પામ્યો અને સહુથી મોટું ઇનામ એને મળ્યું. એની કૉલેજની અવસ્થાનો આ પ્રમાણે અંત આવ્યો. એનું કૉલેજનું જીવન એને તેમ જ કૉલેજનાં અધ્યક્ષ અને અધ્યાપકોને યશ આપનાર હતું.

હિરામ પાછા ફરતી વખતે ગારફીલ્ડે તેના કેટલાક મિત્રોને કહ્યું કે મારો પરમ અર્થ મેં પ્રાપ્ત કર્યો છે. મે કૉલેજમાં પદવી મેળવી છે અને હિરામ સંસ્થામાં હુ શિક્ષક નિમાયો છું માર્ં એ કાર્ય હું મારી સર્વ શક્તિથી કરીશ.

એને આથી ભમણે પગારે નોકરી મળી શકે એમ હતું, પરંતુ વર્ષે ૮૦૦ ડૉલરે હિરામમાં શિક્ષણ આપવા તેણે સ્વીકાર્યું. નિર્ધન બાળક તરીકે એ ત્યાં આવ્યો હતો તે વખતે ટ્રસ્ટીઓએ એને આ સંસ્થાના શિક્ષણનો સંપૂર્ણ લાભ આપ્યો હતો અને શિક્ષણ આપનાર સંસ્થા તરીકે હિરામની પ્રતિષ્ઠા વધારવા મરૂ તેઓ ગારફીલ્ડ ઉપર આધાર રાખતા હતા.

પુરાતન ભાષાના અને સાહિત્યના વર્ગોમાં શિખવવાનું કામ જેમ્સને સોંપવામાં આવ્યું. પહેલું વર્ષ પૂરું થતાં એને અધ્યાપકમંડળનો પ્રમુખ નિમવામાં આવ્યો અને બીજે વર્ષે તે હિરામનો અધ્યક્ષ થયો. ત્યાં ૩૦૦

વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આવતા હતા અને તેમાંના કેટલાક ગારફીલ્ડની પેઠે રજાના વખતમાં મજુરી કરતા હતા અથવા શિક્ષણ આપતા હતા. આવા વિદ્યાર્થીઓ ઉપર તે ઘણું હેત રાખતો.

કોલેજમાં અભ્યાસ કરતી વખતે જે હેતુ થયું હતું તે ગારફીલ્ડે અહિં પતાવી દીધુ. ૧૮૫૮ ના નવેમ્બર માસમાં તેની સાથે અભ્યાસ કરનાર લુક્રીશીયા રૂડોલ્ફ નામની બાઈને તે પરણ્યો.

શિક્ષક તરીકે ગારફીલ્ડ વિજયી નિવડ્યો. એનું જીવન વિદ્યાર્થીઓને અનુકરણીય હતું. દરેક સ્થાને સમયપાલનમાં એ આગ્રહી રહેતો. ઘંટનો છેલ્લો ટકોરો વાગે કે વર્ગમાં તે દાખલ થવા ચૂકતો નહિ. વિદ્યાર્થીઓને કાળજીથી અને ચોકસ અવલોકન કરાવવા તે પ્રયાસ કરતો. એક સમયે "અભ્યાસ વખતે વર્ગમાં કેટલી બારી છે" એમ તેણે વિદ્યાર્થીઓને પૂછ્યું પણ કોઇ ખરો જવાબ આપી શક્યું નહિ.

દરેક વિદ્યાર્થી સાથે તે મિત્રભાવથી વર્તતો. તે વારંવાર તેઓની રમત ઉપર દેખરેખ રાખતો અને અંગકસરતોમાં જાતે પણ ભાગ લેતો. આમ છતાં પણ તેનું શાસન ઘણું સખત કહેવાતું. વિદ્યાર્થીઓ ઉપર સ્નેહ અને વિશ્વાસ રાખવા સાથે તે તેમને ઉત્તમ રીતે નિયમોમાં પ્રવર્તાવતો. કોઇ પણ વિદ્યાર્થીને ઠપકો અથવા ધન્યવાદ આપતી વખતે તે તેના ગળા ઉપર હાથ નાખીને વાત કરતો.

શિક્ષક તરીકે એનું ઉત્તમ ફલ એ હતું કે ઉચ્ચ બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને અભ્યાસ જારી રાખવા સારૂ તે સમજાવતો. અમેરિકાના કેટલાક મહાપુરુષો ગારફીલ્ડના પ્રતાપથી જ ઉત્તમ પદને પામ્યા છે.

ગુલામગીરીના સવાલ બાબત યુનાઇટેડસ્ટેટસના લોકોમાં મતભેદથી ભયંકર લડાઇનાં ચિન્હો પ્રકટ થયલાં જોવામાં આવતાં હતાં. ગારફીલ્ડે આ વિષયપર તેમ જ બીજી કેટલીક બાબતો પર ઘણીવાર ભાષણો આપ્યાં હતાં અને વક્તા તરીકે આખા દેશમાં તે સુવિદિત હતો.

૧૮૫૯ માં કાર્યપ્રસંગે તે વિલિયમ્સ કોલેજમાં ગયો હતો અને ત્યાંથી

પાછા ફરતાં ઓહીઓ નામના સ્ટેટના મુખ્ય માણસોના પ્રતિનિધિઓ તે મળવા આવ્યા અને તે સ્ટેટના મેમ્બર થવા ઉમેદવાર તરીકે બહાર પડ તેને વિનંતિ કરી. હિરામના ટ્રસ્ટીઓની અનુમતિ લીધા વિના તેમ કરવાનું તેણે ના પાડી. ટ્રસ્ટીઓએ તે સ્વીકારવાને એને આગ્રહથી કહ્યું. તે પછી અને પસંદ કરવામાં આવ્યો અને ૧૮૬૦ માં તેણે રાજ્યસભામાં બેઠક લીધી. વયમા તે સર્વેથી નાનો હતો છતાં તેણે તરત ઉચ્ચપદ મેળવ્યું.

ગુલામગીરી બાબતમાં સાર્વજનિક ઝગડો અટકાવવા સારૂ એણે રાત અને દિવસ પ્રયાસ કર્યો. અંતે એણે એના મિત્ર સેનેટર કોકસને કહ્યું "લડાઇ અનિવાર્ય છે અને આપણે લડવું પડશે."

કોકસ—આપણે તેમ નહિ કરીએ તો ખરેખર આપણે પોતાને બીકણજ ધારવા.

ગારફીલ્ડ—આ ભયના સમયમા આપણા દેશને માટે આપણું જીવન અર્પણ કરવાની આપણે પ્રતિજ્ઞા લઇએ.

તેમણે શાન્તિથી હાથ જોડાને પ્રતિજ્ઞા લીધી.

૧૮૦૬ ના નવેમ્બર માસમા અબ્રાહમ લિંકન પ્રેસિડન્ટ તરીકે ચુંટવામાં આવ્યો હતો તે ગુલામગીરી વિરુદ્ધ હતો તેથી દક્ષિણ તરફના ગુલામ રાખનારાઓએ યુનિયનમાથી (સમસ્ત રાજ્યમંડલમાંથી) છૂટા પડવાનો નિશ્ચય કર્યો. ૧૮૬૧ ના માર્ચની તા. ૪ થીને દિવસે લિંકને પ્રેસિડન્ટનું પદ ધારણ કર્યું તે દિવસે જ તે લોકોએ બળવો કર્યો લિંકને આ બળવો શમાવી દેવા સારૂ ૭૫,૦૦૦ માણસની માગણી કરી. જ્યારે આ સમાચાર ઓહીઓ પહોંચ્યા ત્યારે સ્વતંત્રતાના પક્ષને મદદ કરવા સારૂ ૨૦,૦૦૦ માણસ અને ૩૦ લાખ ડોલર આપવા સારૂ ગારફીલ્ડે દરખાસ્ત મૂકી.

થોડા વખતમાં આખા દેશમા વાત પ્રસરી રહી કે દક્ષિણ તરફનાં લશ્કરે ઉત્તર તરફનાં લશ્કર ઉપર બુલરનની લડાઇમાં વિજય મેળવ્યો. આ સમયે દરેક વર્ગના માણસો ધંધો રોજગાર છોડી દઇને લશ્કરમાં દાખલ થવા ત્યાર આવ્યા.

ગારફીલ્ડને લડાઇ પ્રિય ન હતી અને તે એમાં ભાગ લે તો પોતાનો શ્રામ માંધો તેમ જ સ્ત્રી છોકરાં અને માને છોડીને એને જવું પડે એમ હતું. તોપણ એના દેશને એની સેવાની જરૂર હતી. તેથી એણે પોતાના કુટુંબીજનોને કહ્યું કે દરેક સ્વદેશાનુરાગી પુરુષે પ્રેસિડન્ટ લિંકનનું વોલંટીઅર મારેનું આમંત્રણ સ્વીકારવું જોઇએ.

ગારફીલ્ડની મા—આ પ્રસંગની તો મને સ્વપ્ને પણ આશા ન હતી. મારી નિર્ધન અવસ્થામાં મારા પુત્રના ભવિષ્ય સંબંધી મને અનેક વિચારો આવતા હતા પરંતુ યોદ્ધા તરીકે એ મૃત્યુ પામશે એ વિચાર તો મને કોઇ દિવસ પણ આવ્યો નથી.

ગારફીલ્ડ—કદાચ હું મરણ તો નહિ પામું. અમે બધા મરવા જતા નથી પરંતુ આ પ્રસંગ ગમે તેવા માણસની જીંદગીના અર્પણને પાત્રછે.

ગારફીલ્ડની મા—જેમ્સ! તારી વૃત્તિ હવે મારા જાણવામાં આવી. તારી જીંદગી તારા દેશને માટે જ છે. મારા પુત્ર તું જા અને ઇશ્વર તારું રક્ષણ કરો.

બુલરનની લડાઇ પછી એક અઠવાડીયામાં એક નવી ટુકડી ઉભી કરવામાં આવી અને તેના લેફ્ટેનન્ટ કર્નલની જગ્યા ગારફીલ્ડને આપવામાં આવી. થોડા દિવસ પછી એક નવી ટુકડી રચી તેનું સૈનાપત્ય ધારણ કરવા તેને કહેવામાં આવ્યુ. હિરામના ૧૦૦ વિદ્યાર્થીઓ પણ તેમાં દાખલ થયા. આ ટુકડીમાં વકીલો, શિક્ષકો ઇજનેરો અને ખેડુતો પણ હતા. લશ્કરી સરદારને અપેક્ષિત જ્ઞાન સંપાદન કરવા ગારફીલ્ડે અત્યંત મહેનત કરી. ત્રણ માસમાં આ ટુકડી બરાબર કેળવાઇ લડાઇને માટે તૈયાર થઇ ગઈ. આમાંના કોઇપણ માણસે પ્રથમ યુદ્ધમાં ભાગ લીધો ન હતો પરંતુ આનાથી સારી ટુકડી ઓહીઓમાં ન હતી એમ સર્વ કહેવા લાગ્યા.

બળવાખોરના ૫,૦૦૦ માણસના લશ્કરે ઇસ્ટર્ન કેન્ટકી નામના સ્થળ ઉપર હલ્લો કર્યો, ત્યાં આગળ ગારફીલ્ડને પોતાની ટુકડી લઇ જવા ફરમાવવામાં આવ્યું. તે ત્યાં જઇ પહોંચ્યો ત્યારે ત્યાંના સરદારે એને કહ્યું કે આ સ્થાનનું સૈનાપત્ય તમને સોંપવામાં આવ્યું હોય તો દુશ્મનો પાછા હઠાવી કાઢવા

તમે જે પગલાં ભરો તે વિષે રાત્રે વિચાર કરી તમારી યોજના મને પ્રાતઃકાળમાં જણાવજો. ગારફીલ્ડે રાત્રિનો ઘણો સમય કેન્ટકીનો નકશો તથા રસ્તા વગેરે તપાસવામાં ગાળ્યો અને સવારમાં પોતાની યોજના તે સરદારને બતાવી તે સરદારે આ યોજના કાળજીપૂર્વક જોઇ અને એક મોટી ટુકડી લઇ એને જાવે તે પ્રમાણે દુશ્મનોને હાંકી કાઢવા ગારફીલ્ડને કહ્યું. પાંચ કલાક સુધી યુદ્ધ ચાલ્યું અને ગારફીલ્ડના થાકી ગયેલાં મનુષ્યો ઉપર બળવાખોરનું લશ્કર સામટો હલ્લો કરવા ધારતું હતું. તે વખતે મદદ માટે એણે ઈશ્વરની પ્રાર્થના કરી. તે જ વખતે એણે શેલ્ડનને ઉત્તર તરફથી લશ્કર સાથે આવતો જોયો ગારફીલ્ડનાં માણસોએ બીજીવાર એક હલ્લો કર્યો અને બળવાખોરોનું લશ્કર નાસી ગયું. યુનિયનમાં રહેલા રાજ્યોનો આ પ્રથમ જ વિજય હતો તેથી સર્વને મહા આનંદ થયો. આ પરાક્રમથી ગારફીલ્ડને બ્રીગેડીયર જનરલની પદવી આપવામાં આવી. પ્રેસિડન્ટ લિંકને આ સમાચાર સાંભળ્યા ત્યારે એણે સમીપ બેઠેલા એક અમલદારને પૂછ્યું કે કેળવાયેલા લશ્કરી અમલદારને જે કાર્ય કરતાં બે મહિના લાગે તે કાર્ય ગારફીલ્ડ બે અઠવાડીયામાં શાથી કરી શક્યો ? તેણે જવાબ આપ્યો કે લશ્કરી વિદ્યાલયમાં એણે અભ્યાસ કર્યો નથી એ એના વિજયનું કારણ છે પ્રેસિડન્ટ લિંકને કહ્યું. " નહિ, નહિ, એનું કારણ એ ન હતું. તે જ્યારે બાળક હતો ત્યારે નિર્વાહને માટે તેને મહેનત કરવી પડતી હતી તેથી તે આ કરી શક્યો." ગારફીલ્ડ ઘણી લડાઇ લડ્યો પણ ૧૮૬૨ માં એને પ્રથમના જેવો જ્વર આવ્યો અને એ રજા લઇ ઘેર ગયો. જાન્યુઆરી માસમાં એને જનરલ રોઝનક્રેન્ઝનો પ્રધાન અમલી પુરુષ ( ચીફ ઑફ ધી સ્ટાફ ) નિમવામાં આવ્યો અને લશ્કરમાં હાજર થવાનો તેને હુકમ કરવામાં આવ્યો.

શત્રુના બળના અજ્ઞાનને લીધે રોઝનક્રેન્ઝનું લશ્કર એક સ્થાને એટલો બધો વખત પડી રહ્યું કે લોકો તેની નિંદા કરવા લાગ્યા. દુશ્મનોની હિલચાલની ખબર મેળવવા માટે ગારફીલ્ડે પ્રથમ જ બાતમીદારોના મંડળની યોજના કરી. એને તરત માલુમ પડ્યું કે દુશ્મનના પ્રદેશમાં આગળ વધી શ-

મ એમ છે અને રોઝનક્રેન્ઝે પણ અનુમતિ આપી પરંતુ બીજા સરદારો પડયા.

૧૮૬૩ ના સપ્ટેમ્બર માસમાં ચીકામોગાની ખાડી આગળ ભયંકર લડાઇ થઇ. શત્રુનું લશ્કર ઘેરી લેવાને રોઝનક્રેન્ઝે જુદે જુદે માર્ગેથી લશ્કર મોકલ્યું પરંતુ એક સરદારની ગફલતથી ધીચ જંગલમાં લડાઇ શરૂ થઈ. પ્રથમ તો લડાઇનું પરિણામ રોઝનક્રેન્ઝને અનુકૂળ આવશે એમ જણાયું પરંતુ એનું લશ્કર હારી ગયું અને નાસવા લાગ્યું. ગારફીલ્ડે પહેલાં કોઇ પણ પ્રસંગે હાર ખાધી નહતી. દૂરથી બંદુકના ભડાકાઓથી એણે અનુમાન બાંધ્યું કે જનરલ ટોમસના હાથતળેનું લશ્કર દુશ્મનોને આગળ વધતા અટકાવવાને યત્ન કરે છે. આ સરદારની મદદ મેળવવાને માટે ત્યાં જવા તેણે નિશ્ચય કર્યો. રોઝનક્રેન્ઝે ધાર્યું કે ગારફીલ્ડ મૃત્યુના મુખમાં જ જાય છે. પ્રથમ એણે તેને જવા દેવાને માટે આનાકાની કરી પણ આ તે એણે રજા આપી.

ગારફીલ્ડ એક કેપ્ટનને અને માર્ગ બતાવવા સારૂ બે માણસોને લઇને નીકળ્યો. તેઓ થોડે સુધી ગયા એટલે તેમના ઉપર દુશ્મનો તરફથી બંદુકો ફોડવામાં આવી અને બે માણસો માર્યા ગયા. એના તરફ તાકીને ગોળી મારી ન શકાય તે સારૂ ગારફીલ્ડે વાંકો ચુંકો માર્ગ લીધો. ભયથી મુક્ત થવા એને ૪૦૦ વાર દૂર જવાનું હતું. એનો ઘોડો ઘાયલ થયો હતો પણ તે પ્રાણી એથી અધિક વેગથી કુદવા લાગ્યું. ટોમસના લશ્કરનાં કેટલાંક માણસો એને સામા મળવા આવ્યાં. તેના સરદારે કહ્યું "ગારફીલ્ડ! અમે તો ધાર્યું હતું કે તમે હણાયા હશો. તમે બચ્યા એ ખરેખર મોટો ચમત્કાર છે." ગારફીલ્ડનો ઘોડો બેવાર ઘાયલ થયો હતો તો પણ ખેતરોમાં અને ખડબચડી ખાડાઓમાં તે ચાર માઇલ સુધી ચાલી શક્યો. જ્યારે ટોમસ ગારફીલ્ડની દૃષ્ટિએ પડયો ત્યારે તેણે ઉદ્દગાર કાઢયા કે "પેલો રહ્યો ટોમસ. ઇશ્વર એને સુખી કરો એણે લશ્કરને બચાવ્યું છે." પાંચ મિનિટમાં એ ત્યાં જઇ પહોચ્યો, પરંતુ એનો ઘોડો તરત મરણ પામ્યો.

આ પરાક્રમને લીધે ગારફીલ્ડને મેજર જનરલનો ઓદ્દો આપવામાં

તમે જે પગલાં ભરો તે વિષે રાત્રે વિચાર કરી તમારી યોજના મને પ્રાતઃકાળમાં જણાવજો. ગારફીલ્ડે રાત્રિનો ઘણો સમય કેન્ટકીનો નકશો તથા રસ્તા વગેરે તપાસવામાં ગાળ્યો અને સવારમાં પોતાની યોજના તે સરદારને બતાવી તે સરદારે આ યોજના કાળજીપૂર્વક જોઈ અને એક મોટી ટુકડી લઈ એને ફાવે તે પ્રમાણે દુશ્મનોને હાંકી કાઢવા ગારફીલ્ડને કહ્યું. પાંચ કલાક સુધી યુદ્ધ ચાલ્યું અને ગારફીલ્ડના થાકી ગયલાં માણસો ઉપર બળવાખોરનું લશ્કર સામટો હલ્લો કરવા ધારતું હતું. તે વખતે મદદ માટે એણે પ્રભુની પ્રાર્થના કરી તે જ વખતે એણે શેલ્ડનને ઉત્તર તરફથી લશ્કર સાથે આવતો જોયો. ગારફીલ્ડનાં માણસોએ બીજીવાર એક હલ્લો કર્યો અને બળવાખોરોનું લશ્કર નાસી ગયું. યુનિયનમાં રહેલાં રાજ્યો આ પ્રથમ જ વિજય હતો તેથી સર્વને મહા આનંદ થયો. આ પ્રસંગમાં ગારફીલ્ડને બ્રીગેડીયર જનરલની પદવી આપવામાં આવી. પ્રેસિડન્ટ લિંકને આ સમાચાર સાંભળ્યા ત્યારે એણે સમીપ બેઠેલા એક અમલદારને પૂછ્યું કેળવાયલા લશ્કરી અમલદારને જે કાર્ય કરતાં બે મહિના લાગે તે કાર્ય ગારફીલ્ડ બે અઠવાડીયામાં શાથી કરી શક્યો? તેણે જવાબ આપ્યો કે, "એ વિદ્યાલયમાં એણે અભ્યાસ કર્યો નથી એ એના વિજયનું કારણ છે" પ્રેસિડન્ટ લિંકને કહ્યું: "નહિ. નહિ. એનું કારણ એ ન હતું. તે જ્યારે બાળક હતે

કાય એમ છે અને રોઝનક્રેન્ઝે પણ અનુમતિ આપી પરંતુ બીજા સરદારો વિરુદ્ધ પડયા.

૧૮૬૩ ના સપ્ટેમ્બર માસમાં ચીકામોગાની ખાડી આગળ ભયંકર લડાઇ થઇ. શત્રુનું લશ્કર ઘેરી લેવાને રોઝનક્રેન્ઝે જુદે જુદે માર્ગેથી લશ્કર મોકલ્યું પરંતુ એક સરદારની ગફલતથી ઘીચ જંગલમાં લડાઇ શરૂ થઇ. પ્રથમ તો લડાઇનું પરિણામ રોઝનક્રેન્ઝને અનુકૂળ આવશે એમ જણાયું પરંતુ એનું લશ્કર હારી ગયું અને નાસવા લાગ્યું. ગારફીલ્ડે પહેલાં કોઇ પણ પ્રસંગે હાર ખાધી નહતી. દૂરથી બંદુકના ભડાકાઓથી એણે અનુમાન બાંધ્યું કે જનરલ ટોમસના હાથતળેનું લશ્કર દુશ્મનોને આગળ વધતા અટકાવવાને યત્ન કરે છે. આ સરદારની મદદ મેળવવાને માટે ત્યાં જવા તેણે નિ-~~શ્ચય કર્યો~~ રોઝનક્રેન્ઝે ધાર્યું કે ગારફીલ્ડ મૃત્યુના મુખમાં જ જાય છે. પ્રથમ જવા દેવાને માટે આનાકાની કરી પણ અંતે એણે રજા આપી.

ગારફીલ્ડ એક કપ્ટનને અને માર્ગ બતાવવા સારૂ બે માણસોને લઇને નીકળ્યો. તેઓ થોડે સુધી ગયા એટલે તેમના ઉપર દુશ્મનો તરફથી બંદુકો ફોડવામાં આવી અને બે માણસો માર્યા ગયા. એના તરફ તાકીને ગોળી મારી ન શકાય તે સારૂ ગારફીલ્ડે વાંકો ચુંકો માર્ગ લીધો. ભયથી મુક્ત થવા એને ૪૦૦ વાર દુર જવાનું હતું. એનો ઘોડો ઘાયલ થયો હતો પણ તે પ્રાણી એથી અધિક વેગથી કુદવા લાગ્યું. ટોમસના લશ્કરનાં કેટલાંક માણસો એને સામા મળવા આવ્યાં. તેના સરદારે કહ્યું "ગારફીલ્ડ! અમે તો ધાર્યું હતું કે તમે હણાયા હશો. તમે બચ્યા એ ખરેખર મોટો ચમત્કાર છે." ગારફીલ્ડનો ઘોડો બેવાર ઘાયલ થયો હતો તો પણ ખેતરોમાં અને ખડબચડી ખાડાઓમાં તે ચાર માઇલ સુધી ચાલી શક્યો. જ્યારે ટોમસ ગારફીલ્ડની દૃષ્ટિએ પડ્યો ત્યારે તેણે ઉદ્‌ગાર કાઢ્યા કે "પેલો રહ્યો ટોમસ. ઇશ્વર એને સુખી કરો. એણે લશ્કરને બચાવ્યું છે." પાંચ મિનિટમાં એ ત્યાં જઇ પહોંચ્યો પરંતુ એનો ઘોડો તરત મરણ પામ્યો.

આ પરાક્રમને લીધે ગારફીલ્ડને મેજર જનરલનો હોદ્દો આપવામાં

આવ્યો. આ વખતથી તે જનરલ ગારફીલ્ડ તરીકે ઓળખાતો હતો.

રણસંગ્રામમાં ગારફીલ્ડના પરાક્રમોને લીધે વોશિંગટનની કોંગ્રેસના સભાસદ તરીકે એની સ્વદેશભૂમિના માણસોએ એને પસંદ કર્યો. ગારફીલ્ડને શું કરવું તે સુઝયું નહિ કારણ કે પોતાની જગ્યાનું રાજીનામું એનાથી આપી શકાય એમ ન હતું. પરંતુ કેટલાક કાગળો લઇ એને વોશિંગટન જવું પડયુ અને ત્યાં પ્રેસિડન્ટ લિંકને એને તે જગ્યા છોડી કોંગ્રેસમાં જગ્યા લેવા આગ્રહ કરી સમજાવ્યો.

કોંગ્રેસમાં પણ ગારફીલ્ડ મહાન્ વકતા ગણાતો અને વાદવિવાદમા મુખ્ય ભાગ લેતો. રાજ્યનો ખરચ તે વખતે પુષ્કળ હતો તે ઓછો કરવાને એણે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવા માડયો. લોકહિતાર્થે જે કાંઇ પગલું ભરવામા આવતુ તેને તે અનુમોદન આપતો. સ્વાનુભવથી કેળવણીનો પ્રભાવ તે જાણતો હતો તેથી તે બાબતપર તે હમેશા લક્ષ આપતો અને યુનાઇટેડસ્ટેટસમા દરેક બાળકને મફત કેળવણી આપવામાં આવે એવી ઇચ્છા તે ધરાવતો હતો.

આ સમયમા પણ તે અભ્યાસને ત્યજતો નહિ. કોંગ્રેસના પુસ્તકાલયમાં અસંખ્ય પુસ્તકો હતા તેનો તેણે પુષ્કળ લાભ લીધો.

ગારફીલ્ડ ઘણું સાદું જીવન ગાળતો. તેણે વોશિંગટનમાં નાનું મકાન રાખ્યુ હતુ અને કોંગ્રેસની બેઠક વખતે એના દેશના મહાપુરુષો પણ ત્યા વારંવાર આવતા. તે ધનાઢય ન હતો અને દુનિયાના તુચ્છ વિષય ભોગો ભોગવવાને તે યત્ન કરતો નહિ. તે ઘણી શાંત પ્રકૃતિનો હતો અને ખાવાપિવા વગેરે દરેક બાબતમા નિયમસર મધ્ય માર્ગે ચાલવાની તેને ટેવ હતી. કોંગ્રેસમાં જવું પડતું નહિ તે વખતે તેના બે છોકરા સાથે પોતે ખરીદેલા ખેતરમાં તે દિવસો ગાળતો.

તોફાન તેમ જ ભયના સમયમાં ગારફીલ્ડ જરા પણ ગભરાતો નહિ ૧૮૬૫ ની ચૌદમી એપ્રિલે પ્રેસિડન્ટ લિંકનનું ખુન કરવામા આવ્યું અને બીજે દિવસે સવારમાં ૫૦,૦૦૦ માણસો એનું વેર લેવાને ન્યુયોર્કમાં ભેગાં થયા; પરંતુ ગારફીલ્ડે તે લોકોને શાંત પાડી વીખેરી નાખ્યા.

સતત કામને લીધે ગારફીલ્ડનું આરોગ્ય બરાબર રહેતું નહિ તેથી પોતાની તબિયત સુધારવાના હેતુથી તેના કુટુંબ સાથે તે યુરોપનો પ્રવાસ કરવા નીકળ્યો. તેણે ઇંગ્લંડ, સ્કોટલેંડ, હોલેંડ અને ઇટાલીની મુલાકાત લીધી; રોમમાં ઘણો સમય ગાળ્યો, અને ત્યાંના ખંડીએરો અને સ્મરણસ્થંભો જોવાથી કોલેજમાં કરવામાં આવેલા અભ્યાસને લીધે તેને તે તે કાળોનું ભાન થયું.

ગારફીલ્ડ અમેરિકા પાછો ફર્યો ત્યારે એનું શરીર સુદૃઢ અને કામ કરવાને સશક્ત થયું હતું એની લોકપ્રિયતાને લીધે તેને રાજ્યસભાસદ્ (સેનેટર) પસંદ કરવાનો વિચાર ચાલતો હતો. તે અર્થે કોલમ્બસ નામના શહેરમાં જઈ પ્રવાસ કરવા સારૂ એને સૂચના કરવામાં આવી પરંતુ એણે જવાબ આપ્યો કે "આવી કોઈ યોજનાનો હું સ્વીકાર કરવાનો નથી. તે જગ્યા પ્રાપ્ત કરવા સારૂ હું તણખલું સરખું પણ હલાવીશ નહિ. હિરામ સંસ્થામાં મેં ઝાડુ કાઢનારની અને ઘંટ વગાડનારની નોકરી માગી હતી તે શિવાય કોઈ પણ સ્થળે મેં નોકરીની માગણી કરી નથી. લોકોને જરૂર હશે તો તેઓ મને ચુંટી કાઢશે" ગારફીલ્ડનું નામ જે વખતે બહાર પાડવામાં આવ્યું તે વખતે બીજા ઉમેદવારોએ પોતાનું નામ પાછું ખેંચી લીધું.

તેની ચુંટણી થયા પછી તેણે એક ભાષણમાં જણાવ્યું કે "વીશ વર્ષ મેં જનહિતાર્થે પ્રવૃત્તિ કરી છે, અને ૧૮ વર્ષ મેં કોંગ્રેસમાં ગાળ્યાં છે. આ સર્વ સમયમાં મેં એક જ માર્ગ ગ્રહણ કરી રાખ્યો છે. હું ભૂલ્યો હોઉં કે ના હોઉં પરંતુ ગમે તે પ્રકારની વિપત્તિ મારા ઉપર આવી પડે તોપણ મારા નિશ્ચયાનુસાર વર્તવાનો મેં સિદ્ધાન્ત રાખ્યો છે. મેં ઘણા વર્ષોસુધી એક મુલકના પ્રતિનિધિ તરીકે કોંગ્રેસમાં કામ કર્યું છે અને તેના લોકોની પ્રશંસાને હું ઇચ્છતો હતો. પરંતુ જો કે મને આત્મશ્લાઘાનો દોષ આવે તો પણ મારે કહેવું જોઇએ કે તે લોકોની પ્રશંસા કરતાં પણ મને એક પુરુષની પ્રશંસા વધારે પ્રિય લાગતી. તે પુરુષ ગારફીલ્ડ છે—હું પોતે જ છું. મારે એ પુરુષની સાથે જ સૂવું, બેસવું તથા ખાવું પીવું પડે છે અને તે મારૂં કાર્ય માન્ય ના કરે તો મારો સમાગમ વ્યર્થ નિવડે.

१८८० માં ગારફીલ્ડ ખેતરમાં જમીન ખેડવામાં તથા વાડ અને ઘર ઠીક કરવામાં રોકાયો હતો તે વખતે યુનાઇટેડસ્ટેટ્સનો પ્રેસિડેન્ટ નિમવા સારૂ નેશનલ રીપબ્લિકન કોનવેનશનનો સભાસદ એને ચુંટવામા આવ્યો હતો. એના કુટુંબી જનોને આ સમાચારથી ઘણો ખેદ થયો. તેઓએ કહ્યું કે આપણે સુખી જીવન ગાળવા ધારીએ છીએ તે વખતે નવી નવી ચિંતાઓમાં તારે પડવું ઠીક નથી. પરંતુ એના મિત્રોએ તે સ્વીકારવાને એને આગ્રહ કર્યો. ગારફીલ્ડે ટ્રેઝરીના સેક્રેટરી શેરમેનને નવા પ્રેસિડન્ટ તરીકે ચુંટી કાઢવા જણાવ્યું અને એના આ મિત્રને મદદ કરવા એણે બનતો પ્રયાસ કર્યો. પરંતુ પોતે જ પ્રેસિડન્ટ નીમાશે એ વાત તો ગારફીલ્ડના સ્વપ્નામાં પણ ન હતી. પ્રેસિડન્ટ થવાને તેણે જાતે કશો પ્રયાસ કર્યો નહિ. તેનું જાહેર જીવન તેના દેશીઓના હાથમાં હતું અને તેઓએ તેને પ્રેસિડન્ટની સર્વોત્કૃષ્ટ પદીએ સ્થાપવા વિલંબ કર્યો નહિ.

પોતે પ્રેસિડન્ટ નિમાયાની સત્તાવાર ખબર ગારફીલ્ડને પોતાના ખેતરમાં મળી. તેણે તેની માતો આ બાબત વિચાર પૂછ્યો ત્યારે તેણે કહ્યું કે "આ ઇશ્વરની કરણી છે અને આપણી નજરમા તે અદ્ભુત લાગે છે" એની સ્ત્રીએ કહ્યું કે "આપણા સાદા જીવનમા આપણે ઘણું સુખ પ્રાપ્ત થયું છે તેનું આ પદની કીર્તિ તેમ જ ચિંતાઓ સાથે હું સાટું કરવા માગતી નથી." આમ છતાં તે પોતાના પતિના માર્ગમાં આડે આવી નહિ.

ગારફીલ્ડે આ પદ સ્વીકારતી વખતે પોતાની રાજનીતિ જણાવતાં કહ્યું કે "લડાઇથી પ્રકટ થયલો વૈરભાવ બરાબર શમી ગયો હોય એમ માનવું અશક્ય છે અને ગરીબ તેમ જ તવંગર અને ગોરી તેમ જ કાળી પ્રજાને સ્વતંત્રતા તથા સમાન હક આપવામાં આવે નહિ ત્યાં સુધી આખી ભૂમીમાં ભ્રાતૃભાવની લાગણી પ્રકટ થઇ શકે નહિ.

સ્વતંત્રતા અને ન્યાયથી ઉતરતી બાબત કેળવણીની છે અને તે સિવાય ...ંત્રતા તેમ જ ન્યાય સ્થાયી રીતે જાળવી શકાય નહિ."

જે ગારફીલ્ડ એક દિવસ નહેરમાં ફરતી હોડીમાં કામ કરનાર તરીકે

ખચ્ચર હાંકતો હતો તે જ ગારફીલ્ડ સમય જતાં પાંચ કરોડ પ્રજાનો સ્વયંવરથી વરાયલો સ્વામી થયો.

ગારફીલ્ડનો આ પદ ઉપર ૧૮૮૧ ની ચોથી માર્ચે અભિષેક કરવામાં આવ્યો. તેણે તે વખતે સુંદર ભાષણ દર્યું અને અંતમાં હાથ ઉંચા કરી આ મહાન્ કાર્યમાં મદદ કરવા માટે ઇશ્વરની પ્રાર્થના કરી.

ગારફીલ્ડે હાથમાં ધર્મપુસ્તક લઇ પ્રતિજ્ઞા લીધી તે વખતે હર્ષનાદ ગાજી રહ્યો અને લોકો નવા પ્રેસિડન્ટનું દર્શન કરવાને ધક્કા મુક્કી કરવા લાગ્યા. ગારફીલ્ડે કોઇ સાથે પણ વાક્યોચ્ચારણ કરતા પહેલાં પોતાની માને નમન કર્યું. તે વૃદ્ધ ઓરતનું વય ૮૦ વર્ષનું હતું. પોતાના પુત્રના હિતમાં તેણે આખી જીંદગી ગાળી હતી. જેના પ્રેમ અને શિક્ષણને લીધે તે આ મહાન્ પદ પામ્યો હતો તેનો ગારફીલ્ડે આ પ્રકારે જાહેર રીતે ઉપકાર માન્યો.

પ્રેસિડન્ટની અતિ ઉચ્ચ પદ્વી ભોગવતાં છતાં તેની ધર્મનિષ્ઠા ન્યૂન થઇ નહિ. તે દેવાલયમાં જતો અને ત્યાં આગળ એક સામાન્ય ઉપાસક તરીકે એને પણ ગણવામાં આવે એમ તે ઇચ્છતો હતો.

ગારફીલ્ડ બહુ જ અનુકૂળ સમયે આ પદ પામ્યો હતો પણ એની કારકીર્દી થોડો વખત જ નિર્માણ થઇ હતી. તે હમેશાં યોગ્ય પુરુષને નોકરી આપતો તેથી તેના અનેક દુશ્મનો થયા અને એક નીચ બુદ્ધિના માણસે તો એનું ખુન કરવાનો નિશ્ચય કર્યો. એક સમયે સ્ટેટ સેક્રેટરીની સાથે તે રેલ્વે સ્ટેશન પર ગયો તે વખતે તે ખુનીએ એની પાછળ જઇ પીસ્તોલના બે બાર કર્યા. ગારફીલ્ડ તમ્મર ખાઇને પડયો અને એનો સાથી તે ખુનીને પકડવા દોડયો. એકદમ માણસોની મોટી ઠઠ ત્યાં મળી અને એને ઉપર ઓરડામાં લઇ જવામાં આવ્યો. ગારફીલ્ડ શુદ્ધિમાં આવ્યો ત્યારે એની સ્ત્રીને આથી કેટલું દુઃખ થશે એ વિચાર પ્રથમ એને આવ્યો. તેને અસંત વેદના થતી હતી તોપણ તેણે નીચે પ્રમાણે તાર કરાવ્યો.

" પ્રેસીડન્ટને ભયંકર ઇજા થઈ છે એવું તમને જણાવવાની તેઓએ મને ઇચ્છા બતાવી છે. ઇજા કેટલી ભયંકર છે તે કળી શકાતું નથી, પરંતુ

તેઓ હાલ શુદ્ધિમાં છે અને તમે સત્વર આવી પહોંચશો એવી આશા રાખે છે. તેઓ તમારું સપ્રેમ સ્મરણ કરે છે."

ગારફીલ્ડે પોતાની ખરી સ્થિતિ જણાવવા ડોકટરને સૂચના આપતાં કહ્યું "મારાથી કાંઇ પણ ગુપ્ત રાખશો નહિ, કારણ કે મૃત્યુનો મને ભય નથી." જ્યારે ડોકટરે એને જણાવ્યું કે "તમારી સ્થિતિ છેક અણી પર આવી રહી છે. હવે તમે વધારે વખત જીવી શકશો એમ હું ધારતો નથી." ગારફીલ્ડે શાંતિથી જવાબ આપ્યો કે "ઇશ્વરનું ધારેલું થશે. મારો મરવાનો વારો આવ્યો હશે તો હું તૈયાર છું."

ગારફીલ્ડની સ્ત્રી સ્પેશીયલ ટ્રેનમાં સાંજે આવી પહોંચી અને તેને સત્વર તેના પતિ સમીપ જવાને સૂચવવામાં આવ્યું કારણ કે તે શમવાના ક્રમ ઉપર હતો. એની સ્ત્રી તથા છોકરાઓ સાથે વાતચિત કરવાથી એને શકિત આવી અને એની સ્થિતિ શુભ આશાજનક થવા લાગી.

એટલામાં આ સમાચાર પૃથ્વીના સઘળા ભાગ ઉપર તારથી પહોંચી ગયા અને દરેક સ્થલેથી અનુશોચન ( દીલસોજી ) ના તાર આવ્યા. અમેરિકન ઇન્ડિયન્સના હિતમાં ગારફીલ્ડ ઘણું લક્ષ આપતો હતો તેમણે નીચે પ્રમાણે તાર કર્યો:—

"તે મહાપુરુષને જણાવો કે એના પ્રાણ લેવાને જે નીચ કૃત્ય કરવામાં આવ્યું છે તે સાંભળી અમારાં અંત:કરણ ચીરાઇ જાય છે."

લાંબા સમય સુધી એની સ્થિતિ અનિશ્ચિત રહી અને તે બચી જશે એમ ધારવામાં આવ્યું. વોશિંગટનની હવા બરાબર માફક ન આવવાથી એને દરિયા કીનારે લઈ ગયા. હવાફેરથી પ્રથમ એને લાભ જણાયો પરંતુ થોડા વખત પછી એણે પાછો ઉથલો ખાધો અને તેમાંથી એ બચ્યો નહિ. આ લાંબા મંદવાડમાં એણે દૃઢતાથી દુ:ખ સહન કર્યું. એની સ્ત્રી અને પુત્રી હમેશા એની પથારી પાસે રહેતાં અને ભકિતથી એની સારવાર કરતાં.

એક દિવસે ગારફીલ્ડે આસપાસનાં માણસોને પૂછ્યું. "ઇતિહાસમાં મારું નામ રહેશે"? તેઓએ કહ્યું "ઇતિહાસમાં રહેશે એટલું જ નહિ,

પરંતુ મનુષ્યોનાં હૃદયમાં પણ રહેશે.''

૧૯ મી સપ્ટેમ્બરે એને દિવસના ભાગમાં ઘણું દરદ ગયું પરંતુ સાંજે એની તબીયત જરા ઠીક થઇ. એને શાંતિથી નિદ્રા લેતો જોઇને એની સ્ત્રી પણ વિશ્રામ લેવા ગઇ. દશ વાગે તે દુઃખથી બુમ પાડી ઉઠયો અને હૃદય ઉપર હાથ મૂકી એણે કહ્યું કે અહિં મને અત્યંત વેદના થાય છે. અર્ધ કલાકમાં તે મરણ પામ્યો.

મધ્ય રાત્રે આ ખેદજનક સમાચાર વોશિંગટન પહોંચ્યા. રાત્રિના શાંત સમયમાં ઘંટનાદથી પ્રેસિડન્ટના મૃત્યુની લોકોને ખબર પડી.

દિલાસાના તાર પણ પૃથ્વીના સર્વ ભાગોમાંથી આવી વળ્યા. તેની વિધવાને મહારાણી વિક્ટોરીયા તરફથી પ્રથમ દિલાસાનો તાર કરવામાં આવ્યો. તેમણે જણાવ્યું કે "તમારી આ દુઃખમય સ્થિતિમાં તમારે માટે મને જે લાગણી થાય છે તે અવર્ણનીય છે. ઈશ્વર તમને આ દુઃખ સહન કરવાને સામર્થ્ય આપો."

ગારફીલ્ડની વિધવાને મદદ કરવા માટે દશ લાખ રૂપીઆ જેટલું ઉઘરાણું કરવામાં આવ્યું; ગારફીલ્ડના ખુનીને ફાંસીએ ચઢાવવામાં આવ્યો.

પ્રેસિડન્ટ ગારફીલ્ડનું મૃતશરીર સ્પેશીઅલ ટ્રેનમાં વોશિંગટન લઇ જવામાં આવ્યું. તેનાપર કાળા ચડલ નાખવામાં આવ્યા હતા. મોટાં શહેરો આગળથી ગાડી જતી વખતે લોકો મસ્તક ખુલ્લાં કરી શાંત ઉભા રહ્યા. રાજ્યનિયમ પ્રમાણે એનું શરીર બે દિવસ સુધી ત્યાં રાખવામાં આવ્યું અને પછી એની ઇચ્છાનુસાર તેને ઍરી સરોવરપર આવેલા ક્લીવલેન્ડના સ્મશાનમાં દાટવામાં આવ્યું.

ગારફીલ્ડની શબપેટી ઉપર નીચે પ્રમાણે લેખ મૂકવામાં આવ્યો:—

"Life's race well run,
Life's work well done;
Life's crown well won,
Now comes rest."

"( જીવન દોડ દોડયો રૂડી રીત,
જીવનકાર્ય કીધું રહી અભીત;
જીવન મુગટની કરી પ્રાપ્તિ,
મેળવી અવસાને વિશ્રાંતિ ")



ગારફીલ્ડના પરમ યશસ્વી પવિત્ર ચરિત્ર ઉપરથી નીચે પ્રમાણે અમૂલ્ય બોધ મળે છે:—

૧. ઉદ્યોગ—વિચાર ગમે તેવા ઉંચા હોય પણ તેને સિદ્ધ કરવા અર્થે જો તન તથા મનને રગડવામાં ન આવે તો તે નિરર્થક જ છે. ઉત્તમ વિચાર અને મંદ ઉદ્યોગવાળા પુરુષ કરતાં મધ્યમ વિચાર અને ઉત્તમ ઉદ્યોગવાળો પુરુષ નિ:સંશય શ્રેષ્ઠ છે. નરવર ગારફીલ્ડના ચરિત્રમાં તો વિચાર તેમ જ ઉદ્યોગની શ્રેષ્ઠતા હતી, તેથી તેનો ભવ્ય ઉત્કર્ષ થયલો આપણે જોયો. બાલ્યાવસ્થાથી તે મરણપર્યન્ત ગારફીલ્ડે સમયનો કોઇ દિવસ દુરુપયોગ કર્યો ન હતો એમ એના ચરિત્રકારો કહે છે આળસુ અને પ્રમાદી માણસને ચોવીશ કલાકનો દિવસ અત્યંત લાંબો લાગે છે, અને તેને ટુંકો કરવા તે રાજી હોય છે; ઉદ્યોગ અને ઉત્સાહી પુરુષને ચોવીશ કલાકનો દિવસ બહુ ટુંકો લાગે છે, અને તેને લાંબો કરવા ને રાજી હોય છે સામાન્ય રીતે પાશ્ચાત્ય પ્રજાઓ વખતની કીંમત સારી રીતે પીછાને છે. હિંદુસ્થાનના આધુનિક આર્યોને વખતની કીંમત નથી. વખત એ મોટામા મોટું ધન છે તેને ઉડાવી દેનાર પ્રજા શી રીતે ધનાઢ્ય થાય તે સમજાતું નથી.

૨. ઐક્ય અથવા સંપ—માણસ જાતે પુષ્કલ જ્ઞાનવાળો હોય અને ભારે શક્તિવાળો હોય તોપણ તે એકલો કેટલું કરી શકે ? ઘર બાંધવું, લોઢું ગાળવું, એન્જિન બનાવવું—એ વગેરે કાર્યો એકલદુકલ મનુષ્યથી થાય એવા નથી. તે પ્રમાણે મોટાં જનહિતકર કાર્યો

કે મારે પરાક્રમ કરવાં એમાં પણ સમુદાયબલની જરૂર છે. જે દેશમાં સમુદાયબલ વિશેષ હોય છે તે દેશનો દાતણની બારી પેઠે સહસા ભંગ થઇ શકતો નથી; જે દેશમાં સમુદાયબલ ન્યૂન હોય છે તે દેશનો છુટાં દાતણની પેઠે સહજ ભંગ થઇ જાય છે. આપણો પોતાનો દેશ આ સમૂહસામર્થ્યની ન્યૂનતાનો આબેહુબ દ્રષ્ટાન્ત છે. પાંચ માણસો કેમ ભેગા થવું તે વિદ્યા આપણને આવડતી નથી; પાંચે કેમ છૂટા થવું એમાં આપણી પ્રવીણતા પારવિનાની છે. આપણામાં ઇર્ષ્યા અને અસૂયારૂપી પિશાચણીઓ બીજી ઉત્તમ લાગણીઓને ગળી ગઇ હોય છે, પાશ્ચાત્ય પ્રજામાં તે દુષ્ટ લાગણીઓનો લય ઐકયમાં થયલો જોવામાં આવે છે. ગારફીલ્ડના ભવ્ય અભ્યુદયને પોષક અનેક વ્યક્તિઓ હતી; સ્થલે સ્થલે એને ઉત્તેજન મળ્યું છે, અને એની હિતકર સૂચનાઓ તથા આજ્ઞાઓ સર્વત્ર પળાવલી આપણે જોઇ છે. જોડણી સુધારવાના નિમિત્તથી એકત્ર થયલો ગારફીલ્ડ અને એના નાનકડા મિત્રોનો વર્ગ શું સૂચવે છે ! તે સૂચવે છે કે ગોરી પ્રજાની રૂંવાટી રૂંવાટીએ સંપના સંસ્કાર છે. સંપરૂપ ચૈતન્યથી જ્યાં સુધી આપણા ઇતર સદ્ગુણોરૂપી કાન, નાક, હાથ પગ વિગેરે અવયવો જોડાયા નથી ત્યાં સુધી તેઓ બિચારા શું પરાક્રમ કરી શકે એમ છે !

૨. હીંમત—અંધારી કોટડીમાં પૂરાઇ રહેવાથી ઉજ્જવલ કાર્ય થતાં નથી, અને અમર યશ મેળવાતો નથી. તે અર્થે તો દુનિયાના રણક્ષેત્રમાં ઝ્મ્પલાવવું પડે છે, અને અનેક વિકટ પ્રસંગો સાથે શૌર્ય તથા ધૈર્યપૂર્વક બાથ ભીડવી પડે છે. જે બહાદુર ગારફીલ્ડ નાનપણમાં અંધકારમય રાત્રિમાં એકલો પોતાના કાકાના ઘરથી પોતાને ઘેર ચાલી ગયો તે મોટી અવસ્થામાં પોતાના દેશને પોતાના પ્રાણ અર્પણ કરવા તૈયાર થયો. પરાક્રમ આપણને વ્હાલાં છે ખરાં, પરંતુ આપણે ઘેર આવી આપણને આપણી ગાઢ નિદ્રામાંથી

જગાડી દિગંત યશરૂપી પકવાન્ન જાને રાધી જમાડે તો જ. આપણે તે ધમધમાટ ઉપવાના તથા ગંરોગટ કેળિયા ઉતારવાના જ સગા છીએ.

૪. **સ્વદેશાનુરાગ**— આપણા પુરુષાર્થનો ઉપયોગ આપણાં છૈયાં છોકરાંને ઓળખવામાં થાય છે; દેશને ઓળખનાર, દેશની દાઝ જાણનાર, અને દેશને માટે મરનાર પુરુષોની સંખ્યા ધોળા હાથી જેટલી છે. આપણે સ્વર્ગે પહોચીએ એટલે ગંગા નાહ્યા, પછી દેશ બળેને.સાતમે પાતાળે ગરક થઈ જાય ! જ્યાં સુધી આપણી આવી બુદ્ધિ છે ત્યાં સુધી આપણે રાજા હોઇએ તોપણ આપણે આપણને રાજા ન માનતા ગુલામ ગણવા જોઇએ.

૫. **અનભિમાન**—સર્વે સદ્ગુણોને સ્વાહા કરનાર અભિમાનરૂપી પ્રચંડ રાક્ષસ છે. એ પ્રચંડ રાક્ષસ આપણી પ્રજામાં અનેક વેશે ધારણ કરી વસે છે તેમાના બે મુખ્ય વેશે જ્ઞાતિ અભિમાન અને કુલ અભિમાન છે. આપણા લોકો કહેતા જેવામાં આવે છે કે " અમે ઉત્તમ વર્ણના હોવાથી અમારાથી અમુક ધંધો કેમ થાય, અથવા અમારૂં કુલ ઉંચું હોવાથી અમારાથી અમુક કામ કેમ કરાય ? " કામ કે ધંધામાં કશું હલકાપણું કે મોટાપણું નથી. હલકાપણું કે મોટાપણું મનુષ્યમાં છે. ધૂળ ધોયો રાજા થાય તેથી તે મોટા થતો નથી રાજા ધૂળ ધોયો થાય તેથી તે હલકો થતો નથી ઉદ્યોગ નં કરાય અને ધંધો ન થાય, પરંતુ અધોગતિના ઉંડા કુવામાં પડાય એ જ્ઞાતિ અભિમાન તથા કુલાભિમાન કેવું !!! ધન્ય છે ગારફીલ્ડને કે જેણે ધંધામાં નાનમ ન માનતાં એક દિવસે સુતારનાં ૧૦૦ પાટિયાં રંદે માર્યાં, મજુરી કરી, અને નિશાળના ઓરડા વાળ્યા તથા ઘંટ વગાડયો !

૬. **તેજ**—જેથી અપમાન સહન ન થઈ શકે એ પ્રકારની ક્ષત્રિય પ્રકૃતિની અસહિષ્ણુતા સદ્ગુણરૂપ છે. ખુશામત અને હાજી હા

એ ગુણાગ્રાહીની બે પુત્રીઓ છે. પોતાના શેઠની છોકરીના કઠોર શબ્દને લીધે ગારફીલ્ડે સારી નોકરી પણ છોડી દીધી, ત્યારે આપણા ગુણાગ્રાહિયા સ્વભાવને લીધે આપણી બ્રિટિશ સલ્તનતના બે, સ્વતંત્ર મિત્રજનને પસંદ કરવાવાળી છે તેનો આપણા વિષે બહુ હલકો અભિપ્રાય બંધાયો છે.

૭. મૈત્રી—સમસ્ત જનમંડળ ઉપર મિત્રભાવે જોનાર પુરુષ ઉપર જનમંડળ પણ મિત્ર ભાવે જોય છે એ સિદ્ધાન્ત છે. જ્યાં જ્યાં ગારફીલ્ડ ગયો છે ત્યાં ત્યાં તેણે પોતાની આકર્ષકારક શક્તિઓને લીધે તથા તેના આકર્ષક સ્વભાવથી લોકોનું વશીકરણ કર્યું છે.

૮. કૃતજ્ઞતા તથા સ્વાર્પણ—આપણા ઉપર થયેલો ઉપકાર માનવો, તેને વાળવા પ્રયત્ન કરવો, તથા તે અર્થે પોતે પ્રતિકૂલતા વેઠવી એ કૃતજ્ઞતા તથા સ્વાર્પણરૂપ ઉત્તમ સદ્ગુણો ગારફીલ્ડમાં હતા. હિરામની સંસ્થામાં શિક્ષક તરીકે ઓળખાણથી તેનું દાખલ થવું એ તેના આ સદ્ગુણોના ઉદાહરણ રૂપ છે.

૯. કર્તવ્યપરાયણતા અને નિશ્ચય—ગારફીલ્ડની કર્તવ્યપરાયણતા અને તેનો નિશ્ચય બંને બહુ બળવાન હતાં. તે કહેતો કે "ખોટું કરતાં મારું શુભ થાય તેના કરતાં ખરું કરતાં મારું અશુભ થાય એ હું ચાહું છું." પોતાના જીવનમાં કર્તવ્યરૂપ જે નિશાન એણે સ્થાપ્યું હતું તેનાથી એ કદિ ડગ્યો ન હતો. આપણી પ્રજામાં કર્તવ્યભાન અને નિશ્ચયબળ બંને બહુ નિર્બલ છે.

૧૦. સર્વવિધ બલ—શરીરબલ, મનોબલ, નીતિબલ અને ધર્મબલ એ સર્વ બલ ગારફીલ્ડમાં ઉત્તમ પ્રકારનાં હતાં. શરીરબલને લીધે તે અનેક શારીરિક વિપત્તિઓ વેઠી શક્યો તથા મજુરી કરી શક્યો; મનોબલને લીધે તે એક ઉત્તમ વિદ્વાનોમાં ખપ્યો તથા સમર્થ વક્તા તરીકે પ્રસિદ્ધ પામ્યો; નીતિબલને લીધે તેણે પોતાની માતા, પોતાના ભ્રાતા, પોતાના મિત્ર, પોતાના અધ્યાપકો,

પોતાના ઉપરી, પોતાના તાબાના માણસો, તથા પોતાના દેશીઓ પ્રતિ પોતાની ફરજ નિષ્કલંક રીતે પાળી; અને સર્વોત્તમ ધર્મ બલને લીધે તેણે પોતાના જીવનમાં અનેક પ્રસંગોએ પરમાત્માની હિતકર રક્ષક સત્તાનો અનુભવ કર્યો, અને અંતે શાંતિથી તેમના ખોળામાં પોતાના પ્રાણ પાથર્યા.

૨૧. **સત્યનિષ્ઠા, પરોપકાર, સમયપાલન, ઉદારતા**—ઇત્યાદિ ગુણો ગારફીલ્ડના ચરિતને ઠેક ઠેકાણે પ્રકાશિત કરે છે તે આપણે જોયું છે. પરમ ઉદાર નરવર ગારફીલ્ડે પોતાના પરમ અનુકરણીય અને પરમ પાવન ચરિત્રરૂપ પેટીમાં જે અનેક ભવ્ય સદ્ગુણોરૂપી અમૂલ્ય રત્નોનો વારસો જનમંડળના ઉપભોગને માટે મૂક્યો છે તેનો લાભ લેવા આધુનિક આર્યપ્રજા શક્તિમાન્ થાય એ પરમાત્માપ્રતિ પ્રાર્થના છે.

મહાપુરુષોનો અનુરાગી.

---

## અલ્પ વિષયો અને મહાપુરુષો.

વ્યવહારની અલ્પતમ સ્થિતિઓને અને નાની બાબતોને પણ યથાર્થ રીતે સિદ્ધ કરીને સામાન્ય પુરુષો મહત્પદને પ્રાપ્ત થયા છે. એથી ઉલટી રીતે જે પુરુષોએ નાની બાબતોમાં પ્રમાદ કર્યો છે, તે પુરુષોએ પોતાની જાતને તથા ઇતર જનને હાનિ કરી છે મોટા મોટા રાજ્યસત્તાધારી પુરુષોએ નીતિના અલ્પ નિયમોનું સેવન કરીને રાજ્યસુધારનો મહદ્ભાર વહન કર્યો છે દ્રવ્યનો થોડો ભાગ સંચય કરવાથી ધનનો સમૂહ શનૈ શનૈઃ થવાનો સંભવ રહે છે. ગુજરાતીમાં કહેવત છે કે " ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય." એ જ તાત્પર્ય બતાવનારી અંગ્રેજીમાં કહેવત નીચે પ્રમાણે છે.

Take care of the pence and the pounds will take care of themselves.

રાજ્યના પ્રધાનો તથા સેનાધિપતિઓ નીતિ તેમ જ વ્યવહારના નાના નિયમોને સેવે નહિ, તો રાજ્યતંત્ર તેમ જ યુદ્ધરચનામાં ભારે હાનિ થવાના અનેક પ્રસંગો અવશ્ય આવે છે.

કોઇ પુરુષ વિશાળ અને ભવ્ય મંદિર રચવાની આકાંક્ષા રાખતો હોય તો તેણે તે મંદિરની રચનાનિમિત્ત અનેક નાના તેમ જ મોટા પદાર્થોનો સંગ્રહ કરવો જોઇએ; પરંતુ નાની વસ્તુઓ મહત્કાર્યમાં સહાયભૂત નથી, એમ ઉન્માદવડે નાની વસ્તુઓને ક્ષુદ્ર ગણી માત્ર મોટી મોટી વસ્તુઓની સામગ્રી તૈયાર રાખે, ત્યારે નાની વસ્તુઓના અભાવને લીધે તે પુરુષથી આરંભાયલું મહાકામ કદી પણ સિદ્ધ થતું નથી.

આ ટુંકા ઉદાહરણનો બોધ સ્પષ્ટ છે કે નાના પદાર્થો પણ મોટા પદાર્થો જેટલા જ ઉપયોગી છે. એ જ પ્રમાણે કોઇ પણ પુરુષ મહાન્ પદની પ્રાપ્તિ માટે અપેક્ષા રાખતો હોય તો તેણે નાના નિયમોને તુચ્છવત્ ન ગણતાં તેમને પ્રારંભમાં સંપૂર્ણ રીતે સેવવા જોઇએ; કારણ કે નીતિના મોટા નિયમો કોઇ પણ કાર્યની સિદ્ધિમાં જેટલે અંશે ઉપયોગી છે તેટલે જ અંશે નીતિના અલ્પ-મહત્ત્વ ભાસતા નિયમો પણ કાર્ય સાધવામાં સહાયકારી છે.

નાના નિયમોના પરિપાલનથી દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ પણ સુલભ છે. એવા મતને સમર્થન કરનારું ભાષણ બર્મિંગહામનિવાસી જનસમક્ષ સર જેમ્સ સોઅર (Sir James Sawyer) નામના ગૃહસ્થે આપ્યું હતું. તેમાં મુખ્યત્વે કરીને નીચેના નીતિનિયમોનું પરિસેવન શત વર્ષસુધીનું આયુષ્ પ્રાપ્ત કરવામાં સહાય કરે છે, એમ પણ વર્ણવવામાં આવ્યું હતું. નિમ્ન લિખિત સામાન્ય નિયમોપર વિશેષ લક્ષ રાખવું જોઇએ.

૧ આઠ કલાકની નિદ્રા.
૨ જમણે પડખે સુવું.
૩ શયનગૃહની બારી આખી રાત્રિ ઉઘાડી રાખવી.

પોતાના ઉપરી, પોતાના તાબાના માણસો, તથા પોતાના દેશીઓ પ્રતિ પોતાની ફરજ નિષ્કલંક રીતે પાળી, અને સર્વોત્તમ ધર્મબલને લીધે તેણે પોતાના જીવનમા અનેક પ્રસંગોએ પરમાત્માની હિતકર રક્ષક સત્તાનો અનુભવ કર્યો, અને અંતે શાંતિથી તેમના ખોળામાં પોતાના પ્રાણ પાથર્યા

૧૧. સત્યનિષ્ઠા, પરોપકાર, સમયપાલન, ઉદારતા—ઇત્યાદિ ગુણો ગારફીલ્ડના ચરિતને ઠેક ઠેકાણે પ્રકાશિત કરે છે તે આપણે જોયુ છે. પરમ ઉદાર નરવર ગારફીલ્ડે પોતાના પરમ અનુકરણીય અને પરમ પાવન ચરિત્રરૂપ પેટીમા જે અનેક ભવ્ય સદ્ગુણોરૂપી અમૂલ્ય રત્નોનો વારસો જનમંડળના ઉપયોગને માટે મૂક્યો છે તેનો લાભ લેવા આધુનિક આર્યપ્રજા શક્તિમાન્ થાય એ પરમાત્માપ્રતિ પ્રાર્થના છે

સદ્ગુ

---

## અલ્પ વિષયો અને

વ્યવહારની મધ્યમ સ્થિતિઓને =
સિદ્ધ કરીને સામાન્ય પુરુષો મહત્પદને પ્રાપ્ત થય
પુરુષોએ નાની બાબતોના પ્રમાદ કર્યો છે, તે પુરુષોએ પો
હતર જનને હાનિ કરી છે મોટા મોટા રાજ્યસત્તાધારી
અલ્પ નિયમોનું સેવન કરીને રાજ્યસુધાર નો મહત્વ
થે ડો ભાગ સંચય કરવાથી ધનનો સંગ્રહ થને
ગુજરાતીમા કહેવત છે કે " ટીપે ટીપે સરોવર ।
ભરાય " એ જ તાત્પર્ય બતાવનારી અંગ્રેજીમા

Take care of the pence and the pounds will take care of themselves.

રાજ્યના પ્રધાનો તથા સેનાધિપતિઓ નીતિ તેમ જ વ્યવહારના નાના નિયમોને સેવે નહિ, તો રાજ્યતંત્ર તેમ જ સુંદરરચનામાં ભારે હાનિ થવાના અનેક પ્રસંગો અવશ્ય આવે છે.

કોઇ પુરુષ વિશાળ અને ભવ્ય મંદિર રચવાની આકાંક્ષા રાખતો હોય તો તેણે તે મંદિરની રચનાનિમિત્ત અનેક નાના તેમ જ મોટા પદાર્થોનો સંગ્રહ કરવો જોઇએ; પરંતુ નાની વસ્તુઓ મહાકાર્યમાં સહાયભૂત નથી, એમ ઉન્માદવડે નાની વસ્તુઓને ક્ષુદ્ર ગણી માત્ર મોટી મોટી વસ્તુઓની સામગ્રી તૈયાર રાખે, ત્યારે નાની વસ્તુઓના અભાવને લીધે તે પુરુષથી આરંભાયલું મહાકામ કદી પણ સિદ્ધ થતું નથી.

આ ટુંકાં ઉદાહરણનો બોધ સ્પષ્ટ છે કે નાના પદાર્થો પણ મોટા પદાર્થો જેટલા જ ઉપયોગી છે. એ જ પ્રમાણે કોઇ પણ પુરુષ મહાન્ પદની પ્રાપ્તિ માટે અપેક્ષા રાખતો હોય તો તેણે નાના નિયમોને ~~તુચ્છ ગણી ન નાખતાં તેમને~~ પ્રારંભમાં સંપૂર્ણ રીતે સેવવા જોઇએ; કારણ કે નીતિના મોટા નિયમો કોઇ પણ કાર્યની સિદ્ધિમાં જેટલે અંશે ઉપયોગી છે તેટલે જ અંશે નીતિના અલ્પવત્ ભાસતા નિયમો પણ કાર્ય સાધવામાં સહાયકારી છે.

નાના નિયમોના પરિપાલનથી દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ પણ સુલભ છે. એવા મતને સમર્થન કરનારૂં ભાષણ બર્મિંગહામનિવાસી જનસમગ્ર સર જેમ્સ સોઅર ( Sir James Sawyer ) નામનાં ગૃહસ્થે આપ્યું હતું. તેમાં મુખ્યત્વે કરીને નીચેના નીતિનિયમોનું પરિસેવન શત વર્ષસુધીનું આયુષ્ય પ્રાપ્ત કરવામાં સહાય કરે છે, એમ પણ વર્ણવવામાં આવ્યું હતું. નિમ્નલિખિત સામાન્ય નિયમોપર વિશેષ લક્ષ રાખવું જોઇએ.

૧ આઠ કલાકની નિદ્રા.
૨ જમણે પડખે સુવું.
૩ શયનગૃહની બારી આખી રાત્રિ ખુલ્લી રાખવી.

/ અપૂર્ણ.
સૂર્યરામ, B. A.

રા. ભાઇચંદ ગોરધન.
રા. બાપદાસ ફકીરભાઇ.
રા. મકનજી કુંવરજી
રા. મગનલાલ ડુંગરદાસ.
રા. મગનલાલ ફકીરદાસ.
રા. મગનલાલ ગોકળદાસ.
રા. મગનલાલ પુરુષોત્તમ.
રા. મગનલાલ મનસુખ
Mr. M. V Yagnic.
રા. મણીલાલ ભાઇલાલ.
મિ. મનચેરશા પાલનજી.
રા. સા. મહારામ ભગવાનજી
ખા. સા. મહમદઅલી અબદુલઅલી.
રા. માણેકલાલ માણેકજીવનદાસ.
રા. માણેકચંદ હંસરાજ. ( મુંબઇ )
રા. માનજી ડુંગરશી.
રા. મુળશંકર અમથારામ.
રા. મોતીચંદ ગીરધર.
રા. મોતીલાલ જોગીલાલ.
રા. રણછોડજી ભીમભાઇ.
Mr. Ranchhoddas N.
રા. રણછોડજી નાગરજી.
રા. રણછોડભાઇ રામભાઇ.
રા. રતનશી મુળજી.
રા. રતનલાલ રણછોડદાસ B A;LL. B
રા. રંગીલદાસ ગિરધરલાલ.
રા. રંગીલદાસ જમનાદાસ.
રા. રવચંદ મોમચંદ.
રા. લખમશી વારજંગ.
રા. લખમીદાસ રામજી.
રા. વજેચંદ દેવચંદ.
રા. વલ્લભજી વિ. રામજી.
રા. વલ્લભદાસ કલ્યાણજી.
રા. વાઘજીભાઇ ત્રિકમભાઇ.
રા. વાડીલાલ બાળાભાઇ.
રા. વામન રઘુનાથ.
રા. વિધારામ કુબેરરામ B. SC.
રા. વિનોદરાય જેઠાભગત, B.A;
રા. સા. વેણીશંકર રેવાશંકર, LL.
રા. શંકરલાલ તાપીદાસ.
રા. શિવજી દેવશી.
રા. શિવલાલ ગણપતરામ.
રા. શિવલાલ ભીખાભાઇ.
રા. શિવશંકર મોરારજી.
રા. શિવસિંહજી ચંદ્રસિંહજી.
રા. સખારામ નારાયણ.
રા. સાકરલાલ ગુલાબદાસ.
રા. સાકરલાલ હીરાલાલ.
રા. શીગરશ શાળા માસ્તર.
રા. હરકીસનદાસ જગજીવનદાસ.
રા. હરખચંદ વેલજી.
રા. હરજીવન રાયમચંદ.

श्रीः।

धर्म नीति

# लोकप्रिय लेखमाला

(द्विमासिक)

विद्या कला

વર્ષ ૨.

# મારી મુલાકાતો.

અંક ૨૧-૨૨

નોંધ ૧—૨.

સં. ૧૯૫૮ આષાઢ-શ્રાવણ. | સ. ૧૯૦૨ ઑગસ્ટ-સપ્ટેમ્બર.

પ્રસિદ્ધ કરનાર
श्रेयःसाधक अधिकारिवर्ग.

પ્રયોજકો:—
છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, મહાકાળ.
કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

પત્ર વ્યવહારઃ—
વ્યવસ્થાપક, લોકપ્રિય લેખમાળા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ગણીને, અગાઉથીજ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકરૂપે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ ગણીને, અગાઉથી જ.. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

વડોદરા.
ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या।
કલ્પલતા જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ઇ૦

# સૂચના.

"લોકપ્રિય લેખમાલા" સંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેને શરનામે હવેથી કરવા વિનંતિ કરવામાં આવે છે.

"વ્યવસ્થાપક," "લોકપ્રિય લેખમાલા," ભુતડીનો ઝાંપો, વડોદરા."

## લવાજમ મોકલનાર સહૃદયસ્થોની નામાવલિ.

રા. અમૃતલાલ ગિરધરલાલ.
રા. અમૃતલાલ લાલભાઇ.
રા. ઇશ્વરલાલ જીવાભાઇ.
રા. ઇશ્વરભાઇ ડાહ્યાભાઇ.
રા. ઇશ્વરભાઇ વકીલ.
રા. ઉમેદભાઇ જીવાભાઇ.
રા. કેશવલાલ હીરાચંદ
રા. ગણપતરામ માણેકજી.
રા. ગિરજાશંકર નાથજી.
રા. સા. ગોરધનદાસ બિજભુખણદાસ.
રા. ઘેલાશંકર પૂંજાભાઈ.
રા. ચંદુલાલ અચરતલાલ.
રા. ચિમનલાલ શિવલાલ.
રા. ચુનિલાલ જદુરામ.
રા. છગનલાલ પ્રહ્લાદજી.
રા. છગનલાલ વિશ્વનાથ.
રા. જગજીવન દયાળજી.
રા. જટાશંકર પુરુષોત્તમ.
રા. જેઠીસનદાસ મોરારદાસ B. A.
રા. ઝવેરચંદ આદિતરામ.
રા. તેજશી ઠાકરશી.
રા. ત્રિકમલાલ ઘેલાભાઈ.
રા. ધરમચંદ કાલીદાસ.
રા. ધરમશી દામજી.
રા. સા. નગીનભાઈ સંતોકભાઈ.
રા. નરભેરામ કરમચંદ.
રા. નરભેરામ હરિકૃષ્ણ.
રા. પુરુષોત્તમ ડાહ્યાભાઈ.
રા. ફકીરભાઇ ત્રિકમભાઇ.
રા. બાળકૃષ્ણ ચુનિલાલ.
રા. ભગુભાઇ ફકીરભાઇ.
રા. સા. ભૂપતરાય માણેકલાલ.
Mr. M. U. Parekh.
રા. સા. મણિભાઇ બાલાજી.
રા. મણિશંકર જેતસી.
રા. માણેકલાલ નરોતમદાસ.
રા. મૂળજીભાઇ પરશુદાસ.
રા. મોતીલાલ માણેકલાલ.

# મારી મુલાકાતો.

નોંધ ૧—૨.



મારા શરીરના રૂંવાડે રૂંવાડે વ્યાપી રહેલા મુસાફરીના શોખને તાબે થઇ બંગાળા ઇલાકામાં ફરતો ફરતો એક વખત હું કાશી આવી પહોંચ્યો. શ્રીકાશીવિશ્વેશ્વરમહાદેવને ભકિતભાવથી પ્રણામ કરી ઘેર જવા અર્થે હું દેવાલયમાંથી બહાર નીકળતો હતો એટલે એક સાધુ, જે મંદિરના ઓટલા ઉપર બેઠો હતો, જેનું અર્ધું ચિત્ત માળા ફેરવવામાં હતું, અને બીજું અર્ધું ચિત્ત કોઇ બીજા વિષયમા લાગ્યુ હતું, તેણે મને નિકળતો જોઇ પોતાની અર્ધી ઉદાસીનતા આરોપી લઇ મને કહ્યું: " બચ્ચા, તુમેરા મસ્તક અચ્છા લગતા હે. તુમેરી મરજી હોવે સો તપાસે. " આ ઉપરથી મને લાગ્યુ કે એ પુરુષ મસ્તકશાસ્ત્રી હશે મુસાફરીની માતા જિજ્ઞાસાએ મારા અંતઃકરણમાંથી ઉત્તર આપ્યો કે, " વાહ! જગત્‌માં કેટલું કેટલું જોવાનું છે! " સાધુને મેં નમ્રતાથી કહ્યું; " મહારાજ! એસી મરજી કિનકી ન હોવે. આપતો કોઇ અદ્ભુત પુરુષ દીસતે હો. આપકી જો મરજી હોવે સો બોલો. હમ ખુશીસે દેવેગે " સાધુએ કહ્યું; હમ ફી બીકું સમજને નહિ હે. એ કખસ તુમારે જેસે ઇંગ્રેજી પઢનેવાલા લોક સબ ઘાલતે હે. હમ જેસે ઉપદેશ દેવે એસા કરના ઓ અમારી ફી હે. " આ વાકય સાંભળી સાધુનો મેં પરમ ઉપકાર માન્યો, અને તેમના ઉપદેશ પ્રમાણે કરવા કહ્યું. પછી તેઓ મને મંદિરના એક ગુપ્ત ભાગમાં લઇ ગયા, અને મને પાઘડી કાઢી નાખવા કહ્યું. મેં પાઘડી કાઢી નાંખી ત્

સાધુએ મારા માથાના જુદા જુદા ભાગો યથાયથ પોતાની આંગળીથી તપાસી, લઇ જાણે મારા મગજની છબિ પાડી હોય તેમ તેના ગુણદોષોનું અર્ધા કલાક સવિસ્તર વર્ણન કર્યું. છેવટે તેમણે કહ્યું કે " તુમેરેમેં દેશાભિમાન બહુત અચ્છા લગતા હૈ, કાર્યશક્તિ પુષ્કળ હૈ, ઔર જનસ્વભાવપરીક્ષાશક્તિકા વિકાસ ઉત્તમ હૈ. બચ્ચા, પરમાત્માકા ભજન કરના, ફિર તેરી કામનાકી સિદ્ધિ હોવેગી " મારા પ્રવાસમાં આ સાધુએ મારા ઉપર જેટલો ઉપકાર કર્યો તેટલો કોઇએ કર્યો ન હતો એ વાચકવર્ગને જણાવવાની જરૂર નથી.

દેશાભિમાનનું સ્ફુરણ કોઇ કોઇવાર મારા અંતઃકરણમાં થયાં કરતું મને લાગતું હતું, પણ અભિમાનથી ઉત્સાહ વધે છે એ નિયમે એ સાધુ પુરુષના કહેવાથી મારામાં દેશાભિમાનના અસ્તિત્વનું અભિમાન પ્રકટ થવાથી હું તે દેશાભિમાનને કૃતિમાં મૂકવા અર્થે મારી કાર્યશક્તિનો પ્રયોગ કેટલોક વખત થયાં કરું છું. દિવસના ઘણા ભાગમાં ' મારો દેશ, ' ' મારો દેશ ' એમ હું રટન કરું છું, અને જો કે હું જાણું છું કે એમ કરવાથી રાત્રિએ ઘણીવાર મારી મીઠી ઉંઘને દેશનાં સ્વપ્નાંથી વિક્ષેપ થાય છે તોપણ મારા પ્રાણપ્રિય દેશના અનુરાગને હું દબાવતો નથી. હું ખાણુમાં ખાવું, પિવું, ખેલવું અને સુવું એ ચાર ક્રિયાઓને મારા દેશાભિમાને શિથિલ કરી નાખી છે એમા કોઇ જાતનો સંશય નથી. ઇન્ડિયન નેશનલ કોંગ્રેસની હિલચાલમાં હું મૂળથી મુખ્ય ભાગ લેતો આવું છું. તે મંડળની કોઇ પણ વાર્ષિક બેઠક નહિ હોય કે જેમા મારા શહેરીઓના પ્રતિનિધિ તરીકે મેં ભાગ નહિ લીધો હોય. સોસ્યલ કોન્ફરન્સ ( સામાજિક સુધારણાસ-ભા ) ના કેટલાક સિદ્ધાન્તો જો કે મને રુચિકર નથી તોપણ તે સંસ્થાના અગ્રેસર પુરુષરત્ન મહાદેવ ગોવિંદ રાનાડે જેવાઓના બુદ્ધિવિભવના માનને માટે મેં તે મંડળીની પણ અનેક બેઠકોમાં ભાગ લીધો છે. હરકોઇ રીતે દેશનું કલ્યાણ કરવાના આશયવાળા તથા તે અર્થે ઉપાયોને સૂચવનારાં વર્તમાનપત્રો તથા માસિકોના ગ્રાહકોની ટીપ મારા વાંચનારાઓ જોશે તો તેમાં મારું નામ તેમને જણાયાવિના રહેશે નહિ. આમાંના 'સ્વદેશોદય' નામના

એક વર્તમાનપત્રના કોઇ અંકમાં નીચે પ્રમાણે ટીકા કરેલી મારા વાંચવામાં આવી "આપણા લોકોમાં સ્વદેશપ્રીતિ નથી એમ નથી; ઉત્સાહ પણ છેક નથી એમ નથી, એ બંને શક્તિઓના અંકુરો આપણા દેશમાં છે, પરંતુ તેના ઉપર મનુષ્યસ્વભાવની કઢંગી અને હાનિકારક ખાસિયતરૂપ માટીનો થર બાઝી ગયલો છે. યથાર્થ કેળવણીના પ્રતાપથી જ્યાંસુધી આ થરને ખસેડવામાં આવ્યો નથી ત્યાંસુધી આપણા દેશાભિમાનીઓ તથા આપણા દેશસુધારકો કઇ મહત્ત્વની બાબત સિદ્ધ કરી શકશે તે અમને સમજાતું નથી. અમારૂં માનવું એવું છે કે મનુષ્યસ્વભાવના ખાડખચડા ભાગોને જ્યાંસુધી સમારવામાં આવ્યા નથી, અને મનુષ્યસ્વભાવને જ્યાંસુધી સરલ અને એકમાર્ગી કરવામાં આવ્યો નથી ત્યાંસુધી આપણા દેશના ઉદયની આશા ઓછી છે. કદાપિ કોઇ કારણથી ઉદય થયા જેવું જણાશે તો તેવા ઉદય અને અસ્ત વચ્ચે બહુ અંતર રહેશે નહિ. દેશાનુરાગીઓ તથા દેશસુધારકોનું કર્તવ્ય આ ઠેકાણે છે." વર્તમાનપત્રના આ લખાણથી મારા મન ઉપર જે અસર થઇ તેનું હું વર્ણન કરી શકતો નથી. મારી આંખનાં પડળ વિલાઇ ગયાં હોય એવું મને ભાન થયું. અંધકારના સૃષ્ટિમાંથી અજવાળાની દુનિયામાં હું આવ્યો હોઉં એવું મને જણાયું. કેળવણીનો ખરો મહિમા મારા અંતઃકરણમાં પરિસ્ફુટ થયો અને "જનસ્વભાવના ખડબચડા ભાગો"ને દૂર કરવાની જરૂરિયાત મને પૂરી રીતે જણાઇ. પેલા સાધુપુરુષે મારામાં જનસ્વભાવપરીક્ષાશક્તિની હયાતી વિષે મને જે કહ્યું હતું તે આ વખતે મને સાંભરી આવ્યું અને મેં નિશ્ચય કર્યો કે નિશાળીઆઓ જેવા તનમનથી ચોપડીઓનો અભ્યાસ કરે છે તેમ મનુષ્યસ્વભાવનું મારે અધ્યયન કરવું. વિચાર અને વર્તનમાં કાર્યશક્તિ અર્થાત્ ઉત્સાહશક્તિ વધારે વખત જવા દેતી નથી એ નિયમે મેં તુરત જ ધોરણ ઘડી કાઢયું કે મારે દરરોજ અમુક વખત બીજાઓની મુલાકાત તેમને ઘેર લેવામાં કાઢવો. મારા મળતાવડા સ્વભાવને લીધે તથા પોતાની ઉદારતાને લીધે અનેક મનુષ્યોએ મને મુલાકાતનો લાભ આપ્યો છે. તેથી તે સ્વભાવનો તથા તે મનુષ્યોનો ઉપકાર આ સ્થળે જાહેર રીતે માનવાની હું

પરવાનગી માગું છું. મારા આ પ્રયાસથી વિવિધ જનસ્વભાવનાં ચિત્રો મારી દૈનિક નોંધ ( ડાયરી ) માં પાડવા હું શક્તિમાન્ થયો છું. પોતાની જાતને, પોતાના કુટુંબને તથા પોતાના દેશને સુધારવાનો જેમનો હેતુ છે એવા મારા જેવા કોઈને એ નોંધો ઉપયોગી થઇ પડવાનો સંભવ જાણી તે પ્રસિદ્ધિમાં મૂકવા હીંમત બીડું છું.

## નોંધ ૧.

" આજ સવારે અગિયાર વાગે કુટુંબદાસની મુલાકાત એમને ત્યાં જઇ લીધી, કુટુંબદાસ જાતે બ્રાહ્મણ છે, બ્રાહ્મણના આચારવિચારે પાળવામ પોતાને આગ્રહી માને છે, તેઓએ અંગ્રેજી છ ધોરણનો અભ્યાસ કર્યો છે, અને ત્યારપછી ગૃહસ્થાશ્રમમાં પ્રવીણતા મેળવવા અર્થે નિશાળમાંથી સંન્યાસ લીધો છે. તેઓ જન્મમરણની નોંધણીના ખાતામાં એક નાના સરખા કારકુનતરીકે નોકરી કરે છે. હું ગયો તે વખતે તેઓ પોતાના ચિરંજીવી કૃષ્ણદાસને ખોળામાં બેસાડી રમાડતા હતા. તેઓ-ભોંય ઉપર બેઠા હતા, અને તેમણે અબોટીઉં ધારણ કર્યું હતું. વાત કરતાં કરતા ભોગજોગે અમે કેળવણી ઉપર ઉતરી પડ્યા. મેં કહ્યું: કેળવણીનો સડો લોર્ડ કર્ઝને નીમેલું યુનિવર્સિટિ કમિશન કાઢશે ખરૂં એમ લાગે છે તેઓએ પૂછ્યું: લોર્ડ કર્ઝન કોણ છે? આ પ્રશ્નથી હું તો તાજુબ જ થઇ ગયો. દુનિયાની વસ્તીનો પાંચમો ભાગ ધારણ કરનાર હિંદુસ્તાનના લોકપ્રિય વાઇસરોય લોર્ડ કર્ઝનનું નામ જેણે સાંભળ્યું નથી તેણે જન્મ ધરી પોતાના જીવતરનો શેમાં ઉપયોગ કર્યો હશે તે જાણવાની અનિવાર્ય ઇચ્છા મારા અંતઃકરણમાં પ્રકટ થઇ. મેં કુટુંબદાસને કહ્યું: આપણા હાલના લોકપ્રિય ગવર્નર જનરલ લોર્ડ- કર્ઝનસાહેબનું નામ જાણવા જેટલી ફુરસદ તમને મળતી નથી તો કામ બધો વખત શેમાં જાય છે? કુટુંબદાસ બોલ્યા: ચારે આશ્રમમાં જે આશ્રમને આપણા ઋષિમુનિઓએ શ્રેષ્ઠતા આપી છે, તે આશ્રમનો આનંદ લેવામાં હું મારા વખતનો ઉપયોગ કરૂં છું. લોર્ડ કર્ઝનનું નામ મારા સાંભળવામાં આવ્યું નથી તેથી તમને આશ્ચર્ય થયલું જણાય છે, પરંતુ તેમ થવાનું કાંઇ કારણ નથી. આ મારા

ખોળામાં બેઠેલો કરશનિયો જ્યારથી જન્મ્યો છે ત્યારથી મારૂં શરીર, મારી વાણી તથા મારૂં અંતઃકરણ આકર્ષી બેઠો છે. એની મુખમુદ્રા તો જુઓ. ખુબસુરત બાળકોનું પ્રદર્શન ભરાય તો પહેલુ ઇનામ મારો કરશનિયો બેઞી જાય એમાં મને શક લાગતો નથી. એનાં કાલાં કાલાં બોલવુથી કોયલ તણાઇ આવે છે. મારો કરસનિયો દેખાય છે આટલો નાનો, પરંતુ એનું પરાક્રમ દશ વર્ષના છોકરા કરતાં ઉતરતું નથી. એકવાર એ ધાવતો હતો ત્યારે એણે એની માની છાતીમાં મુક્કી મારી મારીને તેને લાલચોળ કરી મૂકી હતી. થોડા દહાડા ઉપર મારા સજ્જના નિમાણાની મુટ્ઠી ભરી તેણે પચીસ પચાસને ઉખેડી કાઢ્યા. તે આજ સુધી મને દુઃખે છે. માત્ર દોઢ વર્ષનો, પણ એવો બહાદુર છે કે સાળાને પરમેશ્વરે ગર્ભમાં દાંત આપ્યા હોત તો એની માના આંતરડાં પણ ચાવી નાંખત. એના જન્મ્યા પછી મારા આનંદની હદ રહી નથી, અને નોકરીમાં પણ બરાબર ચિત્ત ચોંટતુ નથી. સાળાના નાકનો રસ પણ પરમેશ્વરે અવધિ કર્યો છે. એકવાર હું એને ચુમી લેતો હતો એટલામાં બાઇએ છીં છીં કરી મારો ચહેરો તે રસથી પીળો નાખ્યો, જેમાંનો કેટલોક ભાગ મોંમાં પણ ગયો. કવિઓને હું આજસુધી માનતો ન હતો પણ હવે મને ખાતરી થઇ છે કે તેઓ જે કહે છે કે પુત્રના નાકનો રસ અને અમૃત-એ બેમાં થોડો જ તફાવત-એ બેર છે. કરસનિયાને પ્રાણીઓ ઉપર બહુ શોખ છે. એને સારૂ મેં એક બિલાડો તથા કુતરો પાળ્યો છે, તેને જુદે જુદે ઠેકાણે બાંધ્યા છે. સવારે કરશનિયો કૂતરા સાથે ગેલ કરે છે, અને સાંજે બિલાડા સાથે રમે છે. આટલું છતાં એની માને એ મારા જેટલો વ્હાલો નથી. " સ્ત્રીની બુદ્ધિ પાનીએ " એ કહેવત ખરી છે. કરશનિયાને રમાડે નહિ, અને ઉલટી મને શિખામણ દે કે તમે કાંઇ કામધંધો કરતા નથી, અને છોકરાઘેલા થઇ ગયાછો. છોકરાં ન થતાં હોય ત્યારે પરમેશ્વર પાસે છોકરાં માંગવાં, અને થયા પછી તેનો લ્હાવો ન લેવો એ આપણા બૈરાંનું એક મોટું અપલક્ષણ છે. ગૃહસ્થાશ્રમરૂપ સોનાની થાળીમાં જો કોઇ લોઢાની મેખ હોય તો તે મારી આનો આવો સ્વભાવ જ છે. પરંતુ એનો નાદ થોડા દિવસ થયાં

ઉતારવા માંડ્યો છે, અને એના મગજમાંથી ખરો પવન નીકળી જતાં વાર નહિ લાગે એમ હું માનું છું. આજે સવારે જ કરશનિયો. રડતો હતો ત્યારે એની મા વરઘસમાં એને મારવા જતી હતી એટલામાં મેં તેનો ઉગામેલો હાથ જોરથી ઝાલી કહ્યું: આ પ્રમાણે જો તું કરશનિયાને અને મને દુઃખ દેશે તો મારા વિદ્વાન મિત્રો પાસે [illegible] ઠરાવ પસાર કરવાની જરૂરીઆતસંબંધી છાપાઓમાં મારે લખાણ કરાવવું પડશે. આવી રીતે બાળકને તરછોડવાની તે કાંઈ રીત છે? જા આજે તારા હાથનું રાંધેલું મારે ખાવું નથી હું જાતે જ લવેખુશા પેઠું છું અને મારું રાંધેલું જાતે ખાઈશ તથા તને તથા છોકરાંઓને ખવડાવીશ. ઓરડામાં કરશનિયાને રમાડી તારે રીઝવવો જ પડશે. એનો વાળ જો વાંકો થયો તો યાદ રાખજે. એકદમ પિયર જ ઠોકી દઈશ, અને છોકરાંને મારી પાસે રાખીશ. આ ધમકીથી એ ઠેકાણે આવી ગઈ છે, અને ખરેખર વહાલથી આજે જ એણે છોકરાને રમાડ્યો છે. રસોઈ કરી મેં તથા છોકરાંઓએ જમી લીધું છે, અને હવે એ જમવા ગઈ છે. નોકરી ઉપર જવાનો મને વખત થયો છે પણ આ છોકરાએ મારું મન અધીરું કરી નાંખ્યું છે. જુઓ, હજી મેં ઓળિયું પણ બદલ્યું નથી. તમે આવ્યા તેથી વધારે ખુશી થઈ. હવે હું થોડા વખતમાં બહાર જવાની તૈયારી કરું છું. મેં કહ્યું: હું પણ હવે રજા લઉં છું. પણ તમને જરા તસ્દી આપું છું. બીજાં છોકરાંઓ આજે કેમ જણાતાં નથી? કુકુંભદાસ બોલ્યા: તેઓ રમતાં હશે, ચાલો આપણે તેમની મુલાકાત લઈએ. મારો બીજો છોકરો બંદર જો કે મને આ કરશનિયા જેટલો વહાલો નથી તોપણ તે બડો ચાલાક છે. એની અનુકરણશક્તિ અદ્ભુત છે. જોઈ જોઈને કંઈ કંઈ નવું ને નવું કર્યાં જ કરે છે. હમણાં પણ કંઈ ઉદ્યોગ કરતો જ હશે. આટલું બોલી કપડાં બદલી કુકુંભદાસ મને બીજા ઓરડામાં લઈ ગયા. બારણામાં પેસતાવારને જ મને બંદરની અનુકરણશક્તિનું પ્રત્યક્ષ થયું, અને મારા હસવાનો પાર રહ્યો નહિ. તે ઓરડામાં નીચે પ્રમાણે દેખાવ મેં જોયો. બંદરના હાથમા ચપ્પુ હતો, તેની સામે તેનો નાનો દોસ્ત રાંકડો સરખો બેઠો હતો, વચ્ચે

એક રૂમાલ પાથર્યો હતો, તેના ઉપર-કાતર, સાબુ તથા પાણીની વાડકી એટલાં વાનાં હતાં. અમે પેઠા એટલે બંદરે પોતાના પરાક્રમનું પ્રદર્શન શુરૂ કર્યું. પોતાના નાના દોસ્તના માથા ઉપર પાણી, સાબુ તથા અપ્પુ ફેરવી કપાળ ઉપરના થોડા વાળ કાપી નાંખ્યા, અને થોડાક બીજા કાતરથી ઉડાવી દીધા. પછી એ પ્રમાણે ત્રિપિ બગલ ઉપર કર્યો, અને કહ્યું: પૈસા લાવો. કુટુંબદાસે બંદરને પૂછ્યું; અલ્યા બંદર આ શું કરે છે? બંદર બોલ્યો: બાપા તમે કામે એવું નહોતા કરાવતા! કુટુંબદાસે તેના ઉત્તરથી પ્રસન્ન થઇ પેલા છોકરાવતી પોતાના ગજવામાંથી બે પૈસા કાઢી તેને ભેટના આપ્યા અને મારી તરફ જોઇ બોલ્યા: આ સાળો છોકરો બારે હુન્નરી છે. કોઇ દહાડો દુનિયામાં નામ કાઢવાનો છે. મેં કહ્યું: બેશક કાઢશે જ. વિલાયતમાં સર રિચર્ડ આર્કરાઇટ કરીને મોટો હુન્નરી માણસ થઇ ગયો છે તેના જેવાં લક્ષણ એનાં મને લાગે છે. તે માણસ પણ પહેલાં આના જેવો જ ધંધો કરતો હતો. ન કરે નારાયણ ને નર્મદાનો પૂળ કોલ દિવસ તૂટ્યો તો એનું કામ પડશે. એટલામાં કુટુંબદાસની છોકરી ઓરડામાં આવી, તે તો મને જોઇને જ જાણે ગભરાઇ હોય તેમ નાસી ગઇ. કુટુંબદાસ બોલ્યા: સાળી મહા બ્હીકણ છે. કશું પણ ઉકાળવાની નથી. કુટુંબદાસનો તથા મારો વખત થઇ ગયો હતો તેથી અમારાથી વધારે વાર રોકાવાય એમ ન હતું તેથી અમે બંને હેઠે ઉતરી પડ્યા. કુટુંબદાસનો એક છોકરો બગલમાં દફ્તર મારી નિશાળથી હાંફતો હાંફતો આવતો અમને ઘરના બારણામાં મળ્યો. કુટુંબદાસ બોલ્યા: આ સાળો કશું ભણતો નથી. એના મહેતાજી તરફથી રોજ ફરિયાદ આવે છે. એમ કહી તે છોકરાને એક લપડાક મારી, મને સલામ કરતા કુટુંબદાસ એને રસ્તે પડ્યા અને હું મારે રસ્તે પડ્યો. જતાં જતાં કુટુંબદાસના ઘરના માળેથી કોમળ અવાજ મારે કાને પડ્યો. કુટુંબદાસની સ્ત્રી બંદરનું ચરિત્ર જાણી તેને ધમકાવતી હોય એમ મને લાગ્યું.

" પોતાના, પોતાની સ્ત્રીના, પોતાના કુટુંબના, તથા પોતાના દેશના ઉદ્ધારૂપ પ્રતાપમાં કુટુંબદાસ એ એક મોટો પાયો છે. પોતાનાં છોકરાં ઉપર

એનો જે પ્રેમ છે તે સંસ્કાર પામેલા અંતઃકરણના પવિત્ર ઉભરારૂપ નથી પરંતુ પશુસદૃશ આસક્તિરૂપ છે. પતિતરીકે તથા પિતાતરીકે પોતાના કર્તવ્યનો કકકો કુટુંબદાસને આવડતો નથી. તેને એક ઉત્તમ સ્ત્રી મળીછે. તે પોતાના પતિ તરફ તથા પોતાની પ્રજા તરફ પોતાનું કર્તવ્ય સારી રીતે સમજે છે. ગૃહસ્થાશ્રમની અધમ આસક્તિમાં પોતાના પતિને મગ્ન થયલા જોઈ ને સ્ત્રી તેને સ્ત્રીજાતિને યોગ્ય મૃદુવાણીથી બોધ આપી હિતચિંતક સલાહકાર તરીકે પોતાની પવિત્ર ફરજ બજાવે છે, પરંતુ પોતાની ફરજ ન બજાવનાર તેનો ધણી તે સ્ત્રીને તેની ફરજ બજાવતી જોવા ઇચ્છતો નથી. બાળકોને નીચ લાડ લડાવવાં એ કુટુંબદાસની સ્ત્રી મનુષ્યત્વનો એક બુગમા બુરો ઉપયોગ માને છે, ત્યારે કુટુંબદાસ પોતે તેમા મોટું પુરુષાતન માને છે. પોતાની શક્તિનો ગેરરસ્તે ઉપયોગ કરનાર પોતાના છોકરાને ધમકાવતો તે સ્ત્રીનો અવાજ સૂચવેછે કે તે દુર્ગુણને સાંખી શકતી નથી, પછી તે દુર્ગુણ પોતાની પ્રજામાં રહેલા હોય તો એ શું થયું ? પોતાની પ્રજામા કેવી કેવી શક્તિઓ તથા કઇ કઇ ખાસિયતો રહેલી છે તે કુટુંબદાસ સમજતો નથી એમ નથી, પરંતુ તેમને સારે રસ્તે ચઢાવવાનો તથા તેમને ઉન્માર્ગથી અટકાવવાનો તેનો બિલકુલ પ્રયાસ જોવામા આવતો નથી. સ્ત્રીજાતિને પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે સમજાવવું અને તે કર્તવ્ય તે યથાર્થ રીતે કરે ત્યારે તેને અંતઃકરણથી ઉત્તેજન આપવું એ પુરુષનુ કર્તવ્ય છે; તેમાં ભ્રષ્ટ થયલો કુટુંબદાસ વારે ઘડિએ સ્ત્રીકર્તવ્યના પાયનમાં આડા ખીલારૂપે નડે છે, અને પોતાની સ્ત્રીને સ્ત્રીત્વથી ભ્રષ્ટ કરવા મથે છે. મને જોઇને કુટુંબદાસની છોકરી ભડકી હોય એમ નાસી ગઇ એ શું બતાવે છે ? એ બતાવે છે કે સ્ત્રીને લાયક બીરુત્વ જેની કવિમાત્ર સ્તુતિ કરે છે તે તે છોકરીમા છે, પરંતુ કુટુંબદાસની વૃત્તિ જાણે તે છોકરીનું છોકરામા રૂપાંતર કરવાની ના હોય એમ જણાય છે ? આર્યજનમંડલના બંધારણપ્રમાણે કુટુંબદાસ પોતાના કુટુંબનું મુખ્ય માણસ હોવાથી રાજારૂપ છે અને તેની સ્ત્રી તથા તેના છોકરા એ ગૌણ વ્યક્તિરૂપ હોવાથી પ્રજા જેવાં છે. હૃદયના ઉમળકાથી નહિ પણ બળથી - રાજાને આધીન વર્તતી પ્રજાજેવો

કુટુંબદાસના કુટુંબનો ચિતાર છે. તેમને આટલી અવસ્થામાં ચાર પાંચ છોકરાં થયાં લાગે છે. તે સર્વેનું હાલ તો કુટુંબદાસ પોષણ કરી શકે છે, કારણ કે જો કે તેમનો પોતાનો પગાર ટુંકો છે તોપણ તેમના પિતાએ સંચય કરેલું અને તેમને વારસામાં મળેલું થોડુંક ધન તેમના કામમાં આવે છે. એ ધન કંઇ યાવચ્ચન્દ્રદિવાકરો ચાલે એમ નથી અને બીજે પક્ષે કુટુંબદાસનો કુટુંબકબીલો વખત જતાં વધવાનો સંભવ છે ઘટવાનો સંભવ નથી. તેથી મને લાગે છે કે થોડાં વર્ષમાં કુટુંબદાસના કુટુંબને હિમાલયની ઠંડીજેવી તંગીનો સ્વાદ ચાખવાનો વખત આવશે. પોતાનું તથા કુટુંબનું જ પોષણ કરવાના સાંસા પડશે તો પછી પોતાની પ્રજાને સારી કેળવણી આપવી, જે દરેક પિતાની એક મોટામાં મોટી અને પવિત્રમાં પવિત્ર ફરજ છે તેનું ધુસરૂં ઉપાડતાં તે ગળિયા બળદની પેઠે ધરણી ઉપર પડી જશે. પોતે સુધર્યા વિના કુટુંબ સુધરતું નથી અને કુટુંબ સુધર્યાવિના દેશ સુધરતો નથી. કુટુંબદાસ જેવા માણસો પોતે સડી દેશસુધી સડો પેસાડે છે. પોતાના કુટુંબના ધ્યાનમાં કુટુંબદાસ લોર્ડ કર્ઝન જેવી યશસ્વી વ્યક્તિના નામથી પણ વાકેફ નથી. કેટલું શોચનીય ! કુટુંબદાસનો આવો ને આવો સ્વભાવ રહે તો ભલભલા રાજ્યવિપ્લવ થયા છતાં તેઓ કુંભકર્ણની પેઠે પોતાની કુટુંબાસક્તિરૂપ નિદ્રામાંથી જાગે નહિ. આપણા દેશના પુરુષોને પોતાની પિતાતરીકેની તથા શહેરીતરીકેની ફરજ સમજાવવા કેમ કોઇ મંડળી ઉભી થતી નથી ? ખરાબ પિતાઓ તથા ખરાબ શહેરીઓનાં ઘરમાંથી અજ્ઞાનઅંધકાર કાઢવા અર્થે શા માટે ઠામ ઠામ એ વિષયસંબંધી વ્યાખ્યાનો થતાં નથી? દેશનો ઉદય કરવામાં જ્યાં સુધી મારે કુટુંબદાસ જેવા અજ્ઞાન વીર સામે લડવાનું છે ત્યાં સુધી હું તથા મારા દેશાભિમાની મિત્રો શું કરી શકીશું ?"

## નોંધ ૨.

"દશે દિશામાં પોતાની કીર્તિનો પ્રસાર કરવાનો પ્રયાસ કરી રહેલા કીર્તિદાસનો મેળાપ એમને ત્યાં ગઇ કાલ રાત્રિએ નવ વાગે જઇ કર્યો. કીર્તિદાસ પોતે નિશાકર નગરના ડેપ્યુટી કલેક્ટર છે. તેમને રૂ. ૬૦૦) નો પગાર

તો એક નાના સરખા એન્જિનનો દેખાવ મારી નજરે પડયો.

"પાંચ સાત મિનિટ આડી તેડી વાત ચાલ્યા પછી અમે બેઠા હતા તે ઓરડામાં કોમ એક વૃદ્ધ બ્રાહ્મણે પ્રવેશ કર્યો. ઘડપણને લીધે તેનો વાંસો બેવડ વળી ગયો હતો, તેનો એક વાળ કાળો ન હતો, તેને આંખે બહુ જ ઓછું સૂઝતું હોય એમ લાગતું હતું, અને લાકડીના ટેકાથી તે ચાલી શકતો હતો. કીર્તિદાસને આટકળથી ઓળખી તેણે "મહારાજ, સ્વસ્તિ" એમ કહી કેટલાક વેદમંત્રોનો ઉચ્ચાર કર્યો અને પછી આશીર્વાદનો કુકુંનો ચાંલ્લો તેમને કરવાની તૈયારી કરી. કીર્તિદાસનું એન્જીન આ વખતે પૂર જોસમાં ચાલતું હતું તે એન્જિનની ભઠ્ઠીમાં અડધા આંધળા વૃદ્ધ બ્રાહ્મણનું કાંઈ ચંપાઇ ગયું, તેનો હાથ ધ્રુજ્યો, અને જે કુંકુ કપાળ ઉપર ચોટવું જોઈતું હતું તેના અનેક ટીપાં થઈ કીર્તિદાસના મુખના અનેક ભાગો ઉપર પડયાં કીર્તિદાસના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમની કવિતાની ભાષામાં કહીએ તો તેમની આંખ તથા એમનું એન્જિન—એ બેમા વધારે શું રાતું હતું તે નક્કી કરવું મુશ્કેલ થઈ પડે એવી સ્થિતિ આવી પડી હતી. વાંકા વળેલા બ્રાહ્મણના માથા ઉપર થપ્પડ મારી કીર્તિદાસે તે ઉપરની પાઘડી એ છામાં ઓછાં દશ ડગલાં આઘી ઉડાવી દીધી, અને કહ્યુંઃ શું આનું નામ તે વિપ્રત્વ છે ? ન આવડે આશીર્વાદ ભણતાં કે ન આવડે યજમાનને ચાંલ્લો સુદ્ધા કરતાં. વેદમંત્રોના ઉચ્ચારમાં ગાડે ગાડાં ભૂલ કરી, હ્રસ્વ દીર્ઘનું અને સ્વરનું તો ઠેકાણું જ મળે નહિ, વળી ચાંલ્લો કરતાં પણ સત્તરસેં ટીપાં યજમાનની આંખ, નાક, ગાલ, હોઠ તથા હડપચી ઉપર પડવાં એ કયા વેદમા અને કઇ શિક્ષામાં લખ્યું છે ? વૃદ્ધ બ્રાહ્મણે કીર્તિદાસનો તથા પેલાં એન્જિનનો સંબંધ જાણ્યો ન હતો. તે કરગરીને બોલ્યોઃ મહારાજ, માફ કરજો, સેવકને. મારે કાંડે દેવતાની ચણુમારી ચોંટવાં જેવું મને લાગ્યું તેથી હાથ ધ્રુજ્યો, અને આપના સુકુમાર શરીરનું અપમાન અજાણતાં થઇ ગયું. કીર્તિદાસ અધિક ક્રોધાયમાન થઇ બોલ્યાઃ દેવતાની ચણુગારીથી ચમકનાર બ્રાહ્મણ અગ્નિહોત્રાદિ શું કરવાનો છે. વળી બામટો કહે છે કે અજાણતાં અપમાન થઇ ગયું. સાળો કોને સમજાવે છે ! એ મૂર્ખને

કંઇ ખબર છે કે ડેપ્યુટી કલેક્ટરની કેટલી સત્તા હોય છે. કમબખ્ત લાડુખાઉ ધરડો છે તેથી દયા આવે છે બાકી બતાવી આપું જેલજાત્રા જ કરાવું. કેમ તમે ચુપ બેસી રહ્યા છો ? એમ મારા સામું જોઇ કીર્તિદાસ બોલ્યા. મને જે ગુસ્સ લાગતું હતું તે બોલવાની હું તૈયારીમાં હતો, જો કે તેથી કીર્તિદાસનો ક્રોધ વધત કે કેમ એ શંકાસરખું હતું. પરંતુ એટલામાં બીજા બે માણસો દાદર ઉપર ચઢી આવ્યા, અને મારી પાસે આવી પોતાને ઘેર ચેનથી બેસતા હોય તેમ બેસી ગયા. તેમને જોઇ કીર્તિદાસ એકદમ હસી પડયા. પેલો વૃદ્ધ બ્રાહ્મણ કીર્તિદાસના અભયપ્રદ કરરૂપી તથા તેમની પ્રાસાદિક વાણીરૂપી મહામૂલ્યવાન દક્ષિણા પામી મૂગે મોઢે ચાલતો થઇ દાદરનાં પગથીયાં માપી ગયો.

પેલા બે પુરુષો સામા જોઇ કીર્તિદાસ બોલ્યાઃ કેમ ચકુભાઈ, છગુભાઇ ! તબીયત તો ઠીક છે કેની ? તે બંને બોલ્યાઃ આપની કૃપાથી તબીયત સારી છે. આપની જન્મગાંઠનિમિત્ત, સાહેબ, પરમેશ્વરને પ્રાર્થના છે કે આપનું સો વર્ષનું આયુષ્ય થાઓ. આપ સદા આબાદ રહો અને અમારા જેવા આશ્રિતોને નિભાવતા રહો. કીર્તિદાસે કહ્યુંઃ આયુષ્ તથા આબાદી વિષે તમે કહ્યું ને તો ઠીક છે, એમાં કંઇ મહત્તા નથી. ખરી મહત્તા તમે કહેલી ત્રીજી બાબત આશ્રિતોને નિભાવવાની તેમાં છે. સંસ્કૃતમાં થઇ ગયલો મોટો ક્ષેમેન્દ્ર કવિ પણ એમ જ કહે છે. ચકુભાઇએ છગુભાઇ સામું જોઇ કહ્યુંઃ હમણાં હમણાં તો સાહેબ અવધિ કરી નાંખે છે. કેવાં કેવાં કવિઓનાં સુંદર નામ આપણને સંભળાવે છે. સાલો આપણાથી તે નામનો ઉચ્ચાર પણ થઇ ન શકે. છગુભાઇ બોલ્યાઃ બેશક, પણ હવે મુરબ્બી-શેઠની પેઠે મેહેરબાની કરે તો સારૂં. આ વિનતિ સાંભળી કીર્તિદાસે પોતાનાં નવીન હસ્તલિખિત કાવ્યોની ચોપડી પોતાની પેટીમાંથી કાઢી અને શ્રીવિષ્ણુભગવાનની સ્તુતિ સંબંધી પોતે રચેલું નૂતન કાવ્ય ચકુભાઇ તથા છગુભાઇ આગળ વાંચવા માંડયું. કીર્તિદાસ બોલ્યા ! પહેલી કડીનો અર્થ એવો થાય છે કે હે વિષ્ણુભગવાન્ ! આપ ચાર ભુજવાળા છો અને ચાર પુરુષાર્થ આપવાવાળા છો. કેવી ખુબી ! કેવી ઘટના ! કેટલું શબ્દસૌંદર્ય. બોલો ચકુભાઇ, ચાર

પુરુષાર્થ તે કયા છે ? ચકુભાઈ બોલ્યા ! કયા સાળાની જગતમાં મગદૂર છે મુરબ્બી, કે આપના સવાલનો જવાબ આપી શકે ? હું તો આપની વિદ્વતા જોઇ દિંગજ થઇ જાઉંછું. આપની કવિતારૂપ જંગલમાં પેસવાને મારા જેવાની તો હિંમત જ ચાલે નહિ. આપ જાતે ટીકા કરી બોધીયો-આપો છો તેથી કંઇ ટટ્ટુ ચાલી શકે છે. કદાચ આપણા છગુભાઇ કહી શકશે. છગુભાઇ બોલ્યાઃ પુરુષાર્થનો અર્થ જ જે બરાબર જાણતો નથી, તે ચાર છે કે ચોવીસ છે તેની જ જેને સમજ નથી તે માણસને ચકુભાઇ ! તમારે પૂછવું કે ચાર પુરુષાર્થ કયા છે તે ગણાવો,.એ તો સાળાના અજ્ઞાનની રેવડી કરવા જેવું છે. સાહેબને બરાબર અર્થ સમજાવવા દો. આપણું કામ તો મુરબ્બીનું છટાદાર અને મધુર વિવેચન તલ્લીન થઇ સાંભળવું એ જ છે. સાહેબ પોતે સમજાવતા હતા, તેમાં તમે મને પૂછી રંગમાં ભંગ કર્યો. કાંતિદાસ બોલ્યા: રાખો હજી થોડી વાર છે. મારી સામું જોઇ મલકાતાં એમણે કહ્યું: આપ બોલીયે, સાહેબ ! ચાર પુરુષાર્થ કયા છે. તમે પણ સાહિત્યનો અભ્યાસ કરો છો એમ અમે સાંભળ્યું છે. તો આ ખરી કસોટીનો વખત આવ્યો છે. ચકુભાઇ તથા છગુભાઇ બોલ્યા: બેશક, સાહેબની કસોટી કાંઇ જેવી તેવી નથી. એમાં પસાર થયો તેનો બેડો પાર થઇ ગયલો જ સમજવો. બેદરકાર અને તિરસ્કાર એ બે લાગણીથી મેં જવાબ દીધો: ચાર પુરુષાર્થ તે ધર્મ વિગેરે હશે. કાંતિદાસ બોલ્યાઃ વગેરેબગેરે અને હશેબશેથી કંઇ ચાલવાનું નથી. અમારે જવાબ ચોખ્ખો ચટ અને ખણખણતા રૂપીઆ જેવો જોઇએ. તમારો સાહિત્યનો અભ્યાસ હજી બહુ કાચો છે, તોપણ ઇનસાફ ખાતર મારે કહેવું જોઇએ કે તમે ચાર આના-પ્રવીણતા મેળવી છે ખરી. વખત કાઢી આપણે ત્યાં દરરોજ આ વખતે આવતા રહેશો તો મહિના બે મહિનામાં તમારું ઠેકાણું પડી જશે, કેમ છગુભાઈ બોલ્યા નહિ. છગુભાઇ બોલ્યાઃ મુરબ્બી, એમાં મતભેદ છે, માટે માફ કીજીએ અમે કે જે બીલકુલ અભણ હતા તે આપની પાસે આવવાથી થોડા વખતમાં અમારા જ્ઞાનથી અમારા સોબતીઓને ડરાવી શકીએ છીએ તો આ ભાઇ કે જેનું જ્ઞાન

આપે ચાર આના સુધી અટકળ્યું છે તેનું તો શું કહેવું ? અને તો લાગે છે કે એ ભાઇ આપની પાસે અમારી પેઠે બરાબર ભક્તિભાવથી અભ્યાસ કરે તો એક અઠવાડિયામાં અથવા બહુમાં બહુ તો એક પખવાડિયામાં એટલું જ્ઞાન મેળવે કે ભેરપતિ લોકમાં પણ પુજાયા વિના રહે નહિ. હવે સાહેબ, આપનું વિવેચન ચાલવા દઇએ. ખામોશીનો ગુણ કેટલેક વખત થયાં હું પ્રયત્નથી કેળવું છું તેથી કીર્તિદાસ મારી ચુપકીને પોતાના વિજયરૂપે સમજયા, અને તેમાં છગુભાઇના ભાષણે તો મણાજ રાખી નહિ. પોતાનું વિવેચન ચાલુ રાખતાં કીર્તિદાસ બોલ્યાઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે. એ દરેક ઉપર સવિસ્તર વિવેચન કરતાં દિવસના દિવસ વહી જાય એમ છે. હજી તમે તેના અધિકારી થયા નથી, તેથી હાલ તો તમારે એ ચાર નામ જ યાદ રાખવાં. હવે દેખિયે મહેરબાન ! કવિતાની ખુબી. વિષ્ણુભગવાનના ચાર હાથ, અને દેવાની વસ્તુ પણ ચાર. એકેક હાથે પોતાના ભક્તોને એકેક વસ્તુ આપે છે. કેવી રચના ! આવો વિચાર હજી સુધી કોઇ પણ સંસ્કૃત કે ગુજરાતી કવિએ દર્શાવ્યો નથી, સમજ્યા ચકુભાઇ ? ચકુભાઇ બોલ્યાઃ સાહેબ ! આપણું ગણિતમાં મૂળથી મીંડું છે તેમાં આપની આજની કવિતામાં તો ગણિતની ખુબી નીકળી. એટલે મારા જેવાના મગજમાં પેસવી કઠન પડી ખરી, પણ મહા મહેનને હવે સમજ્યાથી અવધિ રસ પડે છે સાહેબ ! આપની આ કડી તો લગડી બની છે હો. બોલો છગુભાઇ ! એમાં ક્યો અલંકાર છે ? છગુભાઇ બોલ્યાઃ—સાહેબે આપણને ચાર પાંચ દહાડા ઉપર વિરોધાભાસ અલંકાર સમજાવ્યો હતો તે મને લાગે છે. કીર્તિદાસ બોલ્યાઃ ના, એમ નથી, તોપણ તમારૂં કહેવું છેક ખોટું નથી. આજે તો આપણે એ કવિતાનો સાદો અર્થ જ કરી જઇએ; રસ તથા અલંકારનું વિવેચન કાલ ઉપર રાખીશું. આ બીજી કડીનો અર્થ નીચે પ્રમાણે છે. હે વિષ્ણુભગવાન્ ! આપ કોઠી જેવા છો, આપની માયા જામગરી જેવી છે. અને આ જીવો કોઠી ફુટવાથી ઉંચે ઉડતા દેવતાના તણખા જેવા છે. સમજ્યા છગુભાઇ ! જેવી રીતે કોઠીમાં દારૂ ગઠ્ઠડાયલો છે તેમ આપણે ભગવાનના શરીરમાં

રહેલા છીએ. જેવી રીતે કોઠીમાં ગળબાયલો દારૂ કોઠીમાં હોય છે ત્યાં સુધી જુદો દેખાતો નથી તેમ ભગવાનના શરીરમાં રહેલા આપણે ભગવાનથી જુદા દેખાતા નથી જેવી રીતે જામગરી લગાડવાથી કોઠીમાંનો દારૂ ફૂટે છે, અને જુદો પડી દેવતાના તણખારૂપે ઊંચે ઊડે છે તેમ જીવો માયાની સત્તાથી ભગવાનથી જુદા પડે છે. એવો ગહેરવાનો કોઇ પણ ઠેકાણે આવો વિચાર તમારા વાચવામાં આવ્યો છે. માઘ નામનો મોટો સંસ્કૃત કવિ થઇ ગયો છે તેણે કહ્યું છે કે ક્ષણે ક્ષણે જે નવી નવી લાગે તેનું નામ તે કવિતાની ખુબી. ચકુભાઇ બોલ્યાઃ સાહેબ, આપની કવિતા વિષે કાંઇ પણ અભિપ્રાય આપવો એ અવિવેક કરવા સરખું છે. મેં જ્યારે થોડા વખત ઉપર કહેલું કે આપની પહેલી કડી સોનાની લગડી જેવી સરસ છે ત્યારે હું એમ ધારતો હતો કે બીજી કડીઓ એવી જ સરસ હશે. પરંતુ આપની બીજી કડી તો પહેલી કડી કરતા એટલી ચઢિયાતી છે કે તેનું કેવી ભાષામાં મારે વર્ણન કરવું તે સમજાતું નથી. છગુભાઇ બોલ્યાઃ ચકુભાઇ! તમે બરાબર કહ્યું. આપણે પહેલા એમ સમજેલા કે સાહેબની પહેલી કડી એ કોઇ ચક્રવર્તી રાજાની સ્વારી જેવી ભભકાદાર છે, પરંતુ હવે આપણને સમજાયું કે આનો હજી ઘોડીદલામા છે, સ્વારી તો ક્યાં ને ક્યાં દૂર છે.

"આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એટલામાં બીજું સાત માણસનું ટોળું દાદરેથી ચઢી આવ્યું, અને કીર્તિદાસના ચરણમાં ઢળી પડ્યું. કીર્તિદાસે તેમને આવકાર દીધો અને કહ્યું તમે સર્વ બહુ ભાગ્યશાળી છો; પૂર્ણ પ્રારબ્ધ જે કહેવાય છે તે આનું નામ. કવિતા પૂરી થઇ ગયા પછી તમે આવ્યા હોત તો તમને પૂરો પસ્તાવો થાત, પણ તમારાં કર્મ ઉજળાં એટલે તેમ કેમ થાય? ચકુભાઇ, છગુભાઇ! આ લોકોને ઓળખ્યા તમે? માસિકોમાં પ્રકટ થયેલાં મારાં કાવ્યો વાંચી તેઓ ઠેઠ ધ્વનિપુર નામના ગામથી અહિં આવ્યા છે આજે સવારે એક ગમ્મતનો પ્રસંગ એમના સંબંધમાં બન્યો હતો. તમે જાણો છો કે **નવીનકાંત** અમારા પંથના છે અને મારા મિત્ર છે. તેઓ પણ કવિતા કરી જાણે છે અને મારી પેઠે માસિકમાં લખે છે. વળી

તમે જાણો છો કે આત્મશ્લાઘા દોષથી હું દશ ગાઉ દૂર રહું છું, પરં તુમારે આપની ખાતર એટલું તો કહેવું જ પડશે કે એક તાજવામાં મારી કવિતાની એક કડી મૂકી હોય, અને બીજા તાજવામાં નવીનકાંતની કવિતાની દશ કડી મૂકી હોય તોપણ મારી કડીવાળું તાજવું નમી જશે. આજે સવારે અમારા પંથના સભાસદોનો મેળાવડો હતો તે પ્રસંગે આ ગૃહસ્થો સ્ટેશન ઉપરથી ત્યાં બહારો બહાર થાક ખાધા વિના આવી પહોંચ્યા. હું તથા નવીનકાંત સાથે બેઠા હતા. અમારા વિદ્યાતેજથી આકર્ષાઇ અમારી પાસે આવીને એઓ બોલ્યા કેઃ

આપની કીર્તિ સાંભળીને આપનું મહામાનવાળું શિષ્યપદ ધારણ કરવા અમે સ્વનિપુરથી આવ્યા છીએ. નવીનકાંતે પૂછ્યું: અહિં અમે બે બેઠા છીએ, તેમાં તમે કોની કીર્તિ સાંભળીને આવ્યા છો ? મેં કહ્યું: આ પ્રશ્નના બે ઉત્તર હોવા સંભવતા નથી, અલબત મારી કીર્તિને સાંભળીને જ એઓ આવેલા છે. એઓએ કહ્યું અમારા આગમનથી આપનામાં મતભેદ થયો એથી અમે દિલગીર છીએ, પરંતુ સત્યની ખાતર અમારે કહેવું જોઇએ કે અમને અમારા કેટલાક મિત્રોએ એવી ખબર આપી કે માસિકોમાં હાલ પ્રકટ થતાં નવીન શૈલીનાં અનુપમ કાવ્યો જેનાં નગારાં ગુજરાતના એક છેડાથી બીજા છેડા-સુધી વાગી રહ્યાં છે તેના.કર્તાનો અમુક નગરમાં અમુક પંથના મેળાવડામાં સમાગમ થશે. તેમનું નામ અમે આ ક્ષણે ભૂલી ગયા છીએ, પરંતુ માસિકો-મા પ્રસિદ્ધ થયલાં તેમનાં કાવ્યોનો અક્ષરેઅક્ષર અમને મ્હોડે છે. નવીનકાંત બોલ્યાઃ કાવ્યોનાં નામ દોને એટલે ઝટ નીવેડો આવે. પછી આ ગૃહસ્થો બોલ્યાઃ " ગાંજાને, " " કાંદાને, " " ચટનીને " ઇત્યાદિ. આગ કાવ્યોનાં મધુર નામ સાંભળી હું છાતી ઠોકી બોલી ઉઠ્યોઃ એ કાવ્યોનો કર્તા તો આ નરવર કીર્તિદાસ બેઠો છે. મગદુર છે નવીનકાંત ! હવે તમારી કહેવાની કે તમારી કીર્તિ સાંભળીને એઓ અહિં આવ્યા છે. આ મારા ભાષણથી આ ગૃહસ્થોએ મને તત્કાલ ત્યાંને ત્યાં સાષ્ટાંગ કરી ઓછામાં ઓછી પાંચ મિનિટ સુધી તાકી તાકીને ભક્તિભાવથી મારાં દર્શન કર્યાં, અને કહ્યુંઃ આ જનોને આપના શિષ્યતરીકે સ્વીકારો. મેં કહ્યું: તમારે એમ કહેવાની જરૂર નથી, તમે

અહિં પગ મૂકયો ત્યારનાજ મેં તમને સ્વીકારેલા છે. આજે રાત્રે આપણે ત્યાં આવજો. પ્રથમ ઉપદેશ તે વેળા કરીશું. સમજ્યા, ચકુભાઇ તથા છગુભાઇ ! આ પ્રમાણે જાણવાયોગ્ય પ્રસંગ આજે સવારે બન્યો. ચકુભાઇ બોલ્યાઃ સાહેબ આપની કીર્તિરૂપી સગડીના તેજનો પાર નથી. જો કાંઇ પણ ન્યૂનતા હશે તો આ સપ્તર્ષિજેવા દેખાતા ફજળા સદ્‌ગ્રહસ્થો તેમાં પડી તે ખામીને જરૂર દૂર કરશે. છગુભાઇ બોલ્યાઃ ચકુભાઇ પણ હાલાના ઇઇ કરે છે. વ્યતિરેક અલંકાર કેવી ખુબીથી વાપર્યો છે. કીર્તિદાસ બોલ્યાઃ હજી તમે બંને અલંકારના વિષયમાં થોડા કાચા છો; મારા વિવેચનરૂપ મરગથરનો વા વાયાથી થોડા વખતમાં પાકી જશો. પછી કીર્તિદાસે પોતાની નવી કવિતાની બાકી રહેલી ત્રણ ચાર કડીઓના વિવેચનનો પ્રકાશ પોતાના એન્જિનના પ્રકાશ અને ધૂમાડા સાથે દર્શનિપુરવાસીઓના મગજમાં દાખલ કરી દીધો. તે દાખલ થયા પછી કીર્તિદાસ બોલ્યાઃ કહો સદ્‌ગ્રહસ્થો ! પહેલાં મારા કયા કાવ્યથી તમારા ચિત્તનું હરણ થયું તે રોળું બોલ્યું "ગાંજાને" એ કાવ્યથી પ્રથમ અમારા શરીરની નાડી નાડીએ નિશો વ્યાપી ગયો, અને અમને થયું કે અમારા ચૈનની અવધિ થઇ છે; પરંતુ ત્યારપછી "દાદાને" અને "ચટનીને" એ જે કાવ્યો આપનાં પ્રકટ થયા તેથી તો અમારો નિશો નિમાજે નિમાજે અને રવાડે રવાડે પથરાઇ ગયો છે એ નિશામાં અને નિશામાં અમે નિશદિન ગુલતાન રહીએ છીએ. સંસારવહેવાર કરીએ છીએ, તે કેફી ઘેની માણસની પેઠે.અમને કશું સૂઝતું નથી જ્યાં જોઇએ છીએ ત્યાં આપને, ગાંજાને, દાદાને તથા ચટનીને દેખીએ છીએ. કીર્તિદાસ બોલ્યાઃ કેફી માણસને બીજા કેફી માણસ જોવાથી આનંદ થાયછે એ નિયમ છે. તેથી તમને જણાવતા મને સંતોષ ઉપજે છે કે મારા રસપાનથી તમારા જેવા નિશામાં રહેનાર હજારો વિદ્યાવિલાસી આ નગરમાં તથા બીજે સ્થળે છે, તેમની તમને મુલાકાત કરાવીશ. હાલ તો તમને, મારા કાવ્યોના સંગ્રહનું જુદું પુસ્તક જે મે થોડા વખત ઉપર જ છપાવ્યું છે તેની નકલ બેર આપુછું. એમ કહી કીર્તિદાસે પોતાના પુત્ર નર્મચંદ્રને બુમ પાડી, અને

" કીર્તિકાવ્યસંગ્રહ "ની આઠ નકલ લાવવા કહ્યું. નર્મચંદ્ર કીર્તિદાસનાં સર્વ પુસ્તકોની વ્યવસ્થા રાખે છે, અને તેઓ મારા મિત્ર થાય છે. તેમની મિત્રાચારી આ વખતે મને ખરેખર કામ લાગી. નર્મચંદ્ર રસિક પુરુષ છે, અને રોળ ટકોળની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થાય એવા છે.

" કીર્તિદાસની આજ્ઞાને ઉઠાવી તેમના પુત્ર નર્મચંદ્ર " કીર્તિકાવ્ય સંગ્રહ"નો આઠ નકલ લાવ્યા તે આઠ નકલો કીર્તિદાસે પેલા સાત ધ્વનિપુરવાસીઓને તથા મને વહેંચી આપી. ચકુભાઇ તથા છગુભાઇ તો પ્રથમથી જ એ પ્રસાદ પામ્યા હોય એમ મને લાગ્યું. પછી કીર્તિદાસ બોલ્યા: હમણાં જે " કીર્તિકાવ્ય સંગ્રહ " ની ગ્રાહક તરફથી માગણી આવે છે તેથી તો તોબા ભગવાન્. મારો છોકરો નર્મચંદ્ર મારાં પુસ્તકોની વ્યવસ્થા કરે છે; તે કેટલાક વખતથી બૂમ પાડે છે કે પિતાજી ! ચોપડી બીડતાં બીડતાં હું મરી જાઉં છું. ૫,૦૦૦ નકલો છપાવી હતી તે બધી ચટનીની મારક ઉડી ગઇ છે. હવે માત્ર ૧૦૦-૨૦૦ નકલ રહી હશે તો ભાગ્ય. સેંકડો ગ્રાહકો મારા ઉપર એવડાં પોસ્ટ કાર્ડ લખે છે અને જણાવે છે કે સાથેના કાર્ડમાં સ્વહસ્તે કાંઇ પણ જવાબ લખવા મહેરબાની કરશો. તેટલી પણ ફુરસદ ન હોય તો માત્ર આપની સહી કરી કાર્ડ પાછું રવાના કરવા તસ્દી લેશો. આપના અક્ષરને પૂજી અમે સંતોષ માનીશું. આ પ્રમાણે સહી કરતાં કરતાં મારા હાથ પણ દુઃખી જાય છે. હમણાંના કેટલાક કાગળો તો એવી મતલબના આવવા માંડયા છે કે: આપના પુસ્તકની પાણીની પેઠે રાહ જોતા અમે બેઠા છીએ. વળતી ટપાલે તે અમને મળે એ અમારી વિનંતિ છે. તે પ્રમાણે અમને નહિ મળે તો અમે ઉપવાસ કરી પ્રાણ કાઢીશું, અને તેનું પાપ આપને લાગશે, કારણ કે આપે એવું કાવ્ય લખ્યું ત્યારે અમારો જીવ આટલો ખેંચાય છે કેની. છગુભાઇ બોલ્યા: એમાં શો શક સાહેબ, કેમ ચકુભાઇ ! બોલ્યા નહિ. આપણને તીલાડે લબાડલાલ નહનો કહે તો કે એક ગ્રાહકને સાહેબનું પુસ્તક ટપાલ ખાતાની કસુરને લીધે એક દિવસ મોડું પહોંચ્યું તેથી તો બિચારાને એક દહાડામાં સુગાળીસ દસ્ત થઇ ગયા, અને તે હજીસુધી માંદગીથી સારો થયો

અહિં પગ મૂક્યો ત્યારનાજ મેં તમને સ્વીકારેલા છે. આજે રાત્રે આપણે ત્યાં આવજો. પ્રથમ ઉપદેશ તે વેળા કરીશું. સમજ્યા, 'ચકુભાઇ તથા છગુભાઇ ! આ પ્રમાણે જાણવાયોગ્ય પ્રસંગ. આજે સવારે બન્યો. ચકુભાઇ બોલ્યાઃ સાહેબ આપની કીર્તિરૂપી સગડીના તેજનો પાર નથી. જો કાંઇ પણ ન્યૂનતા હશે તો આ સપ્તર્ષિજેવા દેખાતા ઉજળા સદ્ગૃહસ્થો તેમા પડી તે ખામીને જરૂર દૂર કરશે. છગુભાઇ બોલ્યાઃ ચકુભાઇ પણ હાલાના હદ કરે છે. વ્યતિરેક અલંકાર કેવી ખુબીથી વાપર્યો છે. કીર્તિદાસ બોલ્યાઃ હજી તમે બંને અલંકારના વિષયમાં થોડા કાચા છો; મારા વિવેચનરૂપ મરગશરનો વા વાસાથી થોડા વખતમાં પાકી જશો પછી કીર્તિદાસે પોતાની નવી કવિતાની બાકી રહેલી ત્રણ ચાર કડીઓના વિવેચનનો પ્રકાશ પોતાના એન્જિનના પ્રકાશ અને ધૂમાડા સાથે દર્તનિપુરવાસીઓના મગજમાં દાખલ કરી દીધો. તે દાખલ થયા પછી કીર્તિદાસ બોલ્યાઃ કહો સદ્ગૃહસ્થો ! પહેલાં મારા કયા કાવ્યથી તમારા ચિત્તનું હરણ થયું તે રોજું બોલ્યું " ગાંજાને " એ કાવ્યથી પ્રથમ અમારા શરારની નાડી નાડીએ નિશો વ્યાપી ગયો, અને અમને થયું કે અમારા ધૈનની અવધિ થઇ છે; પરંતુ ત્યારપછી " કાંદાને " અને " ચટનીને " એ જે કાવ્યો બો[illegible]ના પ્રકટ થયા તેથી તો અમારો નિશો નિમાળે નિમાળે આ[illegible] ન હતો. એ [illegible]રાઇ ગયો છે. એ નિશાગા અને નિશામાં [illegible]ાનોના [illegible] છીએ. સંસારવહેવાર કરીએ

-૨૦૦ નકુચો ગેઠડી હતી, તે પાસે જઇ[illegible]

નાં વખાણતા મારા મનમા થયાવિના રહ્યું [illegible] સૂઝતુ નથી. જ્યા જોઇએ

નું તો કીર્તિદાસ જેવા જ થતું. બીજી વિદ્વત્તા [illegible] દેખીએ છીએ. કીર્તિદાસ

કુયા છે. આ પ્રમાણે હું વિચાર કરતો હતો એટ[illegible]આનંદ થાયછે એ નિયમ

રસ્તામાથી મારી દૃષ્ટિ એક કાગળના કટકા ઉપર [illegible] એ ગયું. તેથી તમારા

ઉપર ઉદર અને ઉધઇ એ બે શબ્દોએ મારું ધ્યાન [illegible]બીજે સ્થળે

ચદ્રના જેવા લાગ્યા. મને થયું કે ઉદર અને ઉધઇ દૂર કરવાનો [illegible] સંગઠ-

મચંદ્રે એ કાગળ ઉપર લખ્યો હશે. મારે ત્યાં ઉંદર અને ઉધાઇ [illegible] એટ

[illegible] હોવાથી એ કાગળના કટકાને હસ્તગત કરવાની પ્રબળ ઇચ્છાએ [illegible] અને

[illegible]માં વાસ કર્યો. કમાટનાં બારણાં સૂક્ષ્મદૃષ્ટિથી તપાસ્યાં તો

" કીર્તિકાવ્યસંગ્રહ "ની આઠ નકલ લાવવા કહ્યું. નર્મચંદ્ર કીર્તિદાસનાં સર્વ પુસ્તકોની વ્યવસ્થા રાખે છે, અને તેઓ મારા મિત્ર થાય છે. તેમની મિત્રાચારી આ વખતે મને ખરેખર કામ લાગી. નર્મચંદ્ર રસિક પુરુષ છે, અને રોળ ટકોળની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થાય એવા છે.

" કીર્તિદાસની આજ્ઞાને ઉઠાવી તેમના પુત્ર નર્મચંદ્ર " કીર્તિકાવ્ય સંગ્રહ "ની આઠ નકલ લાવ્યા તે આઠ નકલો કીર્તિદાસે પેલા સાત ધ્વનિપુરવાસીઓને તથા મને વહેંચી આપી. શકુભાઇ તથા છગુભાઇ તો પ્રથમથી જ એ પ્રસાદ પામ્યા હોય એમ મને લાગ્યું. પછી કીર્તિદાસ બોલ્યાઃ હમણાં જે " કીર્તિકાવ્ય સંગ્રહ " ની ગ્રાહક તરફથી માગણી આવે છે તેથી તો તોબા ભગવાન્. મારો છોકરો નર્મચંદ મારાં પુસ્તકોની વ્યવસ્થા કરે છે, તે કેટલાક વખતથી બૂમ પાડે છે કે પિતાજી ! ચોપડી બીડતાં બીડતાં હું મરી જાઉં છું. ૫,૦૦૦ નકલો છપાવી હતી તે બધી ચટનીની માફક ઉડી ગઇ છે. હવે માત્ર ૧૦૦–૨૦૦ નકલ રહી હશે તો ભાગ્ય. સેંકડો ગ્રાહકો મારા ઉપર એવડાં પોસ્ટ

"જ — ઉ

પુસ્તકાલયોમાં સંગ્રહ ખાતે, તથા છાપાઓમા અવલોકનખાતે મોકલી આપી.
૧૦૧) એક સો અને એક નકલ કોઈ અજાણ્યા શાહુકારો સુ ચીપાસેથી ઉપાડી ગયા જણાય છે માટે ખોટ ખાતે ઉધાર.
૧૫૧) એક સો અને એકાવન નકલ શ્રીઇંદરગામાની ચાંચખાતે ઉધાર.
૧૫૧) એક સો અને એકાવન નકલ શ્રી ઉધઈખાતે ઉધાર.
૪૦) ગ્રાહકોમા રોકડી કીંમતથી ખપી.
૧૫૧) એક સો અને એકાવન નકલ હાથપર શિલક.

---

કુલ ૫૦૦) પાંચ હજાર.

માત્ર એક સો અને એકાવન નકલ શિલક છે તેથી હવે બીજી આવૃત્તિ એકદમ કઢાવવાની પૂરી જરૂર છે "

"આતો ધાર્યું કંઇ અને નીકળ્યું કઇ ઉંદર તથા ઉધઈ દૂર કરવાનો ઉપાય મેળવવાને બદલે પ્રત્યક્ષ મારા જોવામા આવ્યું કે કાલિદાસના કાવ્યના વખાણ માત્ર મનુષ્યલોકમા થતા નથી, પરંતુ ઉંદરલોક અને ઉધઈલોકમા પણ તેમના કાવ્યરસના ગ્રાહક છે ખરી કીર્તિ તે આનું નામ.

"નર્મદના આ હિસાબ વાચ્યા પછી મને તરત ગાડું ઘર સાસરી આવ્યું તેવી નર્મદને ઉપર આવવાની રાહ ન જોતા હું અંદરના દાદરથી

હેઠે ઉતરી પડયો. ઓરડામાંથી જતાં જતાં પૂઠ ફેરવી જોયું તો કીર્તિદાસ તકિયે સુતા સુતા, એક હાથની મદદથી પોતાનું એન્જિન હાંકતા, અને બીજા હાથની મદદથી પોતાની કવિતા વાંચતા વાંચતા ધ્વનિપુરનિવાસીઓને ઝીણી ઝીણી બાબતનો ઉપદેશ કરતા હતા; તેમનો નોકર ગાડીમાં બેસવાથી દુખી ગયલા તેમના પગને ભક્તિભાવથી ચાંપતો હતો. ચકુભાઇ તથા છગુભાઇ પોતાના મુરબ્બીશ્રીનો પરસેવો તથા ગરમી પંખાથી હાંકી કાઢતા હતા. હેઠે ઉતરી નર્મચંદ્રને બોલાવી મેં કહ્યું: આજે રાત બહુ વીતી ગઇ છે, તેથી આવતી કાલે મળીશું ત્યાં સુધી જય જય, એમ કહી ઉતાવળે પગલે ઘેર પહોંચ્યો. પરંતુ કીર્તિદાસની અદ્દભુત કીર્તિના વિચારે મારા મનને કેટલાક કલાક સુધી નિદ્રાવશ થવા દીધું નહિ.

" કીર્તિદાસમાં ઉંચી માનસશક્તિઓનો સદ્દભાવ છે, પરંતુ તે પ્રમાણમાં તેનો બિલકુલ સારો ઉપયોગ નથી. દરેક કામ તેઓ લોકપ્રિય થવાના આશયથી કરે છે, પણ ખરેખરી લોકપ્રિયતા તેઓ સંપાદન કરી શકતા નથી. તેમનાં વખાણ કરનાર મુખ્યત્વે કરીને તેમના ખુશામતિયાનું મંડલ છે. એ મંડલ પોતાના સ્વાર્થને લઇ તેમની આસપાસ ભીંમરાય છે, ખરા પ્રશંસાભાવથી નહિ. પોતાની કીર્તિ સર્વત્ર સ્થાપવાની દુરાશાવાળા કીર્તિદાસ બીજાના સારા ગુણો અને કીર્તિને ખમી શકતા નથી, અધિકારના ઉન્માદમાં તેઓ અપાર વાણીહિંસા કરે છે. પેલા વૃદ્ધ બ્રાહ્મણનું એમણે જે અપમાન કર્યું તે એક મોટું પાપ જ થયું કહેવાય. કીર્તિની લાલસાથી તેઓ પોતાના મિત્રમંડલથી પણ થોડા વખતમાં વિખુટા થઇ પડશે એમ લાગે છે. તેઓની કવિત્વશક્તિ ઉંચા પ્રકારની છે, પરંતુ તેનો ઉપયોગ ક્ષણિક ખ્યાતિ મેળવવા સિવાય ઉંચી બાબતમાં તેઓએ કરેલો જણાતો નથી. ને ખ્યાતિ પણ તેમને સામી આવી વરી નથી, પરંતુ તેઓ ખ્યાતિના સામા ગયા છે એ તેમની ચોપડીના હીસાબથી સ્પષ્ટ જણાય છે. ગાંઠના પૈસા ખરચી તેમની કવિતાને વાંચનાર માત્ર ૪૦ નર તેમને મળ્યા છે. જે સમયમાં વાચનની રુચિના અભાવને લીધે ગ્રન્થકર્તાને જનમંડલ તરફથી ઉત્તેજન મળવાનો બહુ ઓછો સંભ-

વ છે તેવા સમયમાં—પોતાના પુસ્તકની પાંચ હજાર નકલો ખપ્યાસ'બંધી કીર્તિદાસનો શંકા પોતે પોતે નહિ તો શું ? તેમની ત્રણ હજાર ચોપડી તો પુસ્તક વેચનારાઓને ત્યાં ૬૦ સાઠ ટકાથી જાગડ પડી છે, તે બધીને તો કીર્તિદાસ ખપી ગયલીજ સમજે છે એ કેવી ભ્રાન્તિ છે ?

" લોકપ્રિય થવાની બેહદ લતને છોડી દઇ કીર્તિદાસ પોતાની વિદ્વત્તાનો, સત્તાનો તથા ઉદારતાનો પોતાના રંક દેશની સેવામાં ઉપયોગ કરે તો તેઓ પોતાના સ્વદેશીઓને ખરેખરા પ્રિય થઇ પડે એટલું જ નહિ, પણ ઘણા મહત્ત્વના સુધારામાં અગ્ર ભાગ લઈ શકે. હાલ સુધી તો તેઓ ચકુભાઇ તથા છગુભાઇ જેવા જનસમાજના કચરાની પૂજા સ્વીકારવામાં પોતાના વખતનો ઘણો ભાગ ગાળતા આવ્યા છે. એ ચકુભાઇ તથા છગુભાઇ કવિતાના ભુખ્ય નથી, નોકરીના ભુખ્યા છે. દેવનિપુરવાસીઓ પણ એવા જ કોઇ ગુપ્ત આશયથી આવેલા મને જણાયા. પોતાનો અર્થ સિદ્ધ કર્યા પછી એ જ ખુશામતખોરો કીર્તિદાસની કુથલી કરવામા ભાગ લેશે. પરમાત્મા કૃપા કરી કીર્તિદાસને શુભ મતિ આપો, અને તેમનામા સાચી દેશપ્રીતિ આદિ ગુણો પ્રેરો ! "

મારી બીજી મુલાકાતોની નોંધો " લોકપ્રિય લેખમાળા " ના પ્રયોજકોની પેટીમાં છે તે તેઓ અનુકૂળતાએ પ્રસિદ્ધ કરશે.

प्रसन्न.

## દેશસુધારાની દુર્ઘટતા તેમજ આવશ્યકતા.

આર્યપુત્રો પોતાની જ્ઞાતિના તથા આર્યભૂમિના અભ્યુદયરૂપ યજ્ઞમાં પોતાના પ્રાણ અર્પણ કરશે નહિ ત્યાંસુધી તેના પુનરૂદ્ધારનો સંભવ નથી. લોકોમાં અનેક પ્રકારના દુરાગ્રહો ( વહેમો ) પેસી ગયા છે અને આ અજ્ઞાનમય વહેમો તથા રૂઢિઓરૂપી કીલ્લાને તોડવાને શૂરવીર પુરુષોએ તેની સાથે અફળાવું જોઇએ. આ ભગીરથપ્રયત્નમાં કેટલાકના પ્રાણ જશે પરંતુ તેમ થતાં થતાં પણ હઠીલા હડહડતા વહેમોરૂપી કીલ્લાની દિવાલ ઉપર તેથી અસર થશે અને તે નિર્બલ થતી જશે. વાણી પ્રમાણે વર્તન કરનારા કહેણી પ્રમાણે કરણી રાખનારા કોઇ તમારામાં છે ? તમારા આજીવન દેશસુધારણાના પ્રયાસને બદલે તમે મને શું માત્રસોંઘી તાળીઓ જ આપશો ? આર્યભૂમિના પુનઃ સજીવનાર્થ કરવાયોગ્ય સુધારા સંબંધી આવેશમાં આવી તમે માત્ર આ મંડપમાં તડાકા જ મારશો ? અને વ્યવહારમાં જોડાઇને આ ઉગ્ર લક્ષ્ય તમારા સમીપ મૂકવામાં જ ન આવ્યું હોય તેમ સામાન્ય જનસમુદાયપ્રમાણે વર્તશો ? આર્યભૂમિના સંરક્ષણ સારૂ તમારી વ્યાવહારિક પદવિ તથા તમારી જીંદગી તો શું પરંતુ એથી પણ અધિક તમારી પ્રજાના પ્રાણ અર્પી દષ્ટાંતરૂપ થઇ પડવા તમારામાં દૃઢતા અને શૌર્ય નથી ? તમારામાંના થોડા પુરુષો પણ આ પ્રમાણે વર્તશે તો તો આર્યભૂમિનું ભવિષ્ય સુરક્ષિત છે. પરંતુ તમે સર્વે વીર્યહીન હો તો તેનું ભવિષ્ય નિર્માણ થઇ ચૂક્યું જ સમજવું. વિધાતા દેવી આર્યભૂમિના નામ ઉપર લીસોટો તાણશે અને ભરતભૂમિનું નામનિશાન પણ રહેશે નહિ.

Anne Beasant's Ancient Ideals in Modern life.

## સુધારાથી ભયંકર હાનિ.

હાલ ઘણા લોકોનું એમ માનવું છે કે આ સમયની આરોગ્યવિદ્યા તથા વૈદ્યવિદ્યાના સુધારાથી મનુષ્યના આયુષ્યની મર્યાદા પ્રથમ કરતાં વધી છે અને મરણની સંખ્યા ઘટી છે. પરંતુ એનાગની જીંદગીના વીમા કંપનીના ઉપપ્રમુખ ચેરમેન તથા સલાહકાર ડાક્ટર રગીએ તે કંપનીની વાર્ષિક બેઠક વખતે હાલના સુધારાથી જીંદગીને જે ભયંકર હાનિઓ થાય છે તે બતાવી આપ્યું છે. જન્મમરણ વગેરેના આંકડા ઉપરથી જણાઈ આવ્યું છે કે સને ૧૮૪૮ પછી ઇંગ્લાંડ દેશના આરોગ્યમાં તથા આયુષ્યમાં સુધારો થયો છે. પરંતુ આ હકીકત ઉલટી ભુલવનારી છે, કેમકે જો કે આખી વસ્તીઉપર એકંદરે મરણની સંખ્યાનો ઘટાડો છે, પરંતુ આ ઘટાડો માત્ર બાળકોમાં તથા તેથી પણ થોડે અંશે સ્ત્રીઓમાં જ છે. એથી ઉલટું ચાળીશ વર્ષથી ઉપરના વયના પુરુષોની મરણ સંખ્યામાં એક સરખો વધારો છે, અને નિઃસંશય તેનું કારણ એ જ છે કે આજના વખતમાં પેટ ભરવાને માટે નોકરીધંધામાં જે હરીફાઈ વધી પડી છે, તથા તેથી જે માથાકૂટ પડે છે તેથી આયુષ્યને હાનિ થાય છે. મરણના પત્રકોમાં મરણના કારણો બતાવવામાં આવે છે તેમાં ખાનતુઓ તથા મગજના વ્યાધિઓ પ્રધાનપણે જોવામાં આવે છે એ દેશમાં જેટલા પ્રમાણમાં વસ્તીનો વધારો થયો છે તે કરતાં વધારે પ્રમાણમાં આ મગજના અને માનસ વ્યાધિનો વધારો થયો છે. ઇનફ્લુએન્ઝા નામનો વ્યાધિ તો બહુ જ ઘાણ કાઢનારો થયો છે. આ વ્યાધિથી મધ્ય આફ્રિકાના જંગલી લોકોનો તેમ જ યૂરોપખંડના સુધારેલા લોકોનો એક સરખો ઘાણ નીકળે છે. આ છેલ્લા દશ વર્ષમાં માત્ર સામાન્ય અંદાજ ગણતાં પણ આ વ્યાધિથી ૩૦,૦૦,૦૦૦ ઉપર માણસો મરણને શરણ થયાં છે

The deadly results of Civilization (B. G. June 3-99)

श्रीः ।

धर्म नीति

# लोकप्रिय लेखमाला.

(द्विमासिक)

विद्या कला

वर्ष ३.

# પ્લેગથી બચવાનો કોઈ ઉપાય નથી શું ?

અંક २५

સં. ૧૯૫૯ કાર્તિક-માર્ગશીર્ષ. સ. ૧૯૦૨-૩ ડિસેમ્બર-જાન્યુઆરી.

પ્રસિદ્ધ કરનાર

श्रेयःसाधक अधिकारिवर्ग.

પ્રયોજકોઃ—

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

પત્ર વ્યવહારઃ—

વ્યવસ્થાપક, લોકપ્રિય લેખમાલા, વડોદરા.

વાર્ષિક લવાજમ—પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજે વર્ગ રૂ. ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી?

વાર્તા કથા, ૯૦

# सूचना.

અમારા સુજ્ઞ ગ્રાહકો ગયા વર્ષના ભેટના પુસ્તકની તથા નવીન વર્ષના અંકની રાહ જોતા હશે. મુખ્યત્વે કરીને અત્ર ચાલતા ઉપદ્રવના કારણથી તથા કંઇક અંશે કોંગ્રેસના નિમિત્તથી લેખક તથા વ્યવસ્થાપકનું વારંવાર સ્થાનાંતર થવાથી, તેમ જ મુદ્રણમાં ઢીલ થવાથી "લોકપ્રિય લેખમાલા" ના નવીન વર્ષના અંકને પ્રકટ કરતાં વિલંબ થયો છે તે પ્રતિ અમારા સુજ્ઞ ગ્રાહકો અલક્ષ કરશે એવી આશા છે. પૌષ—માઘનો અંક આ અંક સાથે પ્રકટ કરવા ધારણા છતાં તેના મુદ્રણમાં અધિક વિલંબ થાય એમ હોવાથી આ અંકને જુદો જ પ્રકટ કરવો ઉચિત ધાર્યો છે. પૌષ—માઘનો અંક નિયમિત સમયે પ્રકટ થશે.

ગયા વર્ષમાં "લોકપ્રિય લેખમાલા" ના કેટલાક અંકો ઘણા મોટા થવાથી કેટલાક અંકો નાના થયા હતા. છેવટના બે અંકો નાના હોવાથી કેટલાક ગ્રાહકોને એવી ભ્રાંતિ થઈ છે કે "લેખમાલાનું" કદ ઓછું કરી દેવામાં આવ્યું છે. "લેખમાલા" ના પ્રત્યેક અંકનું કદ એક સરખું ન હોવાથી આ ભ્રાંતિ સંભવિત છે, પરંતુ આખા વર્ષના અંકો અવલોકતાં તે ભ્રાંતિ દૂર થાય એમ છે. લેખમાલા" ના કદમા કોઇ પણ પ્રકારે ઘટાડો ન કરતાં તેમાં અનુકૂલતાએ વધારો કરવો એ અમારો મુખ્ય આશય છે. ભેટનું પુસ્તક અધિક મોટું કરવાની ઇચ્છા છતા અનેક અનિવાર્ય પ્રતિબંધોને લીધે તેમ થઇ શક્યું નથી.

વ્યવસ્થાપક "લોકપ્રિય લેખમાલા", વડોદરા.

---

# પ્લેગથી બચવાનો કોઈ ઉપાય નથી શું?

બ્યુબોનિક પ્લેગ અથવા ગાંઠીઓ તાવ આજ કેટલાંક વર્ષ થયાં આપણા દેશમાં ઘર કરી રહ્યો છે. આજે અમુક શહેર તો કાલે ફલાણું શહેર તેના સપાટામાં આવેલું સાંભળવામાં આવે છે. સારાં હવાપાણીવાળાં ગણાતાં સ્થાનો પણ આ વ્યાધિના પંજામાંથી બચ્યાં નથી. વડોદરા તથા મુંબઈ જેવાં ગંદકીવાળાં તથા નઠારાં હવાપાણીવાળાં ગણાતાં નગરોમાં તેનો પ્રસાર થયો છે, તે જ પ્રમાણે નવસારી, અને ડુમસ જેવાં ઓછી ગંદકીવાળાં તથા સારાં હવાપાણીવાળાં ગામોમાં પણ આ વ્યાધિ પ્રસરી ચુક્યો છે. ઓછી હવાની આવજાવવાળાં, સ્વચ્છતાવિનાનાં ગરીબ લોકોનાં ઘરમાં જેમ તેનો પ્રવેશ થાય છે, તે જ પ્રમાણે પુષ્કળ હવા તથા અજવાળાવાળાં, અને નિત્ય સાફસુફ રાખવામાં આવતા બંગલાઓમાં પણ તેનો પ્રવેશ થાય છે. ઘણે પ્રસંગે પુષ્કળ ગંદકીવાળાં ઘરો અને નગરો તેના ઉપદ્રવથી બચી જાય છે, ત્યારે સ્વચ્છતાને માટે પ્રસિદ્ધ જીલ્લાઓમાં તથા નગરોમાં તે ત્રાસ વર્તાવે છે. શરીરને સાચવવાની કાળજીવિનાના તથા આરોગ્યના જાણવામાં આવેલા અનેક નિયમોનો ભંગ કરનારા પુષ્કળ મનુષ્યોને આ વ્યાધિથી, ઘણે પ્રસંગે જ્યારે કંઈ જ થતું નથી, ત્યારે શરીરના સંરક્ષણમાં ભારે કાળજી રાખનારા તથા ખાનપાન વગેરેના નિયમો જાળવનારા તેના ભોગ થઇ પડે છે. પ્લેગવાળા મનુષ્યોના સંબંધમાં આવવાથી ઘણા મનુષ્યો જ્યારે મરણને પામતા જોવામાં આવે છે, ત્યારે પુનઃ પુનઃ સંબંધમાં આવતાં છતાં ઘણાને માથું સરખું પણ દુઃખેલું અનુભવમાં આવતું નથી. એક ઘરમાં ઉંદર નીકળવાથી તેમા રહેતાં મનુષ્યોને પ્લેગ થતો અનુભવમાં આવે છે ત્યારે બીજા ઘરમાં ઉંદર નીકળવા છતાં, અને તેમાં ને તેમાં પડી રહેવા છતાં પણ તેમાં રહેનારને પ્લેગ થતો અનુભવમાં આવતો નથી.

પ્લેગને અટકાવવાના તથા તે થયો હોય તો તેને મટાડવાના અનેક ઉપાયો સત્તાધીશોતરફથી તથા લોકોતરફથી લેવાયા છે તથા હજી લેવાય છે, તો પણ અમુક ઉપાય જ તેને માટે રામબાણ છે એમ હજી સિદ્ધ થયું નથી જે ભાગમા રોગ ફાટી નીકળ્યો હોય તે ભાગમા વસતા લોકોને તે સ્થળથી દૂર વસાવવા, એ ઉપાય કંઇક અંશે અકસીર જણાયો છે, તથાપિ તે ઉપાય કર્યા વિના રોગને દાબી દેવાના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા છે રોગ થયેલા ભાગમાથી દૂર જવાની સર્વેને સર્વ સ્થળે અનુકૂળતા હોતી નથી, અને તેથી ઘણે સ્થળે આ ઉપાય, સહેલો જેવો ગણાતો છતા, લોકો અમલમા મૂકી શકવા અસમર્થ રહે છે આથી વૈદો અને ડોકટરોના ઔષધોઉપર લોકોને આધાર રાખવો પડે છે, પણ ઔષધો આ વ્યાધિને મારી હઠાવવામા વિજયી નિવડ્યા હોય, એવું અનુભવાતું જણાયું નથી આ વ્યાધિ તો શું પણ કોઇ પણ વ્યાધિનો સર્વત્ર જય કરવા ઔષધો આજ સુધી સમર્થ થયા નથી, એ અપ્રસિદ્ધ નથી આમ હોવાથી પ્લેગના નામથી સ્ત્રી તથા પુરુષો, નાના તથા મોટા સર્વ કમતા દૃષ્ટિએ પડે છે

શું પ્લેગ આજે જેમ સર્વત્ર ઘણું કરીને મનાય છે તેમ ન મટી શકે એવો વ્યાધિ છે ? શું તેના ઉપર મનુષ્યની સત્તા નથી ? અગ્નિ, જળ, વાયુ, વિદ્યુત્ વગેરે તત્ત્વોઉપર અધિપતિપણું ભોગવનાર મનુષ્ય, શું પ્લેગજેવા વ્યાધિઆગળ ગરીબ ગાય જેવો કશું પણ ન કરી શકે એવો લાચાર રહેવાને સરજાયો છે ? આખા વિશ્વઉપર સામ્રાજ્ય ભોગવવાને યોગ્ય મનુષ્ય, શું પ્લેગ ઉપર સામ્રાજ્ય ભોગવવા સમર્થ નથી ? પ્લેગને જોઇને તેના હાંજા ગગડી જાય, તેને આવેલું જોઇ જેમ વાઘને જોઈ હરણ છલંગો મારી નાસી જાય, તેમ ગામડા પોટલા બાંધી પોતાના રહેવાના સ્થળથી મનુષ્ય ભાગી જાય, એ શું ઈશ્વરની પ્રતિમારૂપ મનુષ્યો સ્વાભાવિક છે ? પ્લેગઆગળ આપણું ચાલતું નથી ઈશ્વર ! કોપઆગળ આપણો શો ઉપાય, આવા આવા વચનો મનુષ્ય મુખમાથી જવા ઘટે છે ?, એ શું કુદરતી છે ?

ઉત્તરમા સ્પષ્ટપણે કહીએ છીએ કે શોક જેમ મટે છે, તેમ પ્લેગ

જ મટી શકે એવો વ્યાધિ નથી. મનુષ્યની તેના ઉપર પૂર્ણ સત્તા છે. પ્લેગના આગળ મનુષ્યે ગરીબ ગાયજેવા થવાનું લેશ પણ પ્રયોજન નથી. પ્લેગ એ ઇશ્વિરનો કોપ નથી, પણ મનુષ્યના પોતાના જ અજ્ઞાનનો પરિણામ છે, અને તેથી તેના ઉપર મનુષ્યનું સ્વામિત્વ છે. મનુષ્યજેવા, ઈશ્વિરની પ્રતિમારૂપ સર્વોત્કૃષ્ટ પ્રાણીએ, પ્લેગના ભયથી થથરવાનું, અને ગાંસડાંપોટલાં બાંધી પરગામ કે નગરબહાર ભાગી જવાનું કંઇજ કારણ નથી. સિંહ જેમ બકરીને જોઇને ડરવાને સરજાયલો નથી, પણ વનનાં પશુમાત્રનો રાજા થવાને સરજાયલો છે, તેમ મનુષ્ય વ્યાધિઓને, પ્લેગને કે સાક્ષાત્ મૃત્યુને જોઇને પણ ડરવાને સરજાયલો નથી, પણ આ બ્રહ્માંડની અને બ્રહ્માંડની પારની, દેખાતી અને ન દેખાતી સર્વ વસ્તુઓઉપર સામ્રાજ્ય ભોગવવાને સરજાયલો છે. અને આથી જ મનુષ્યશરીરનો મહિમા શાસ્ત્રો એક સ્વરે ગાય છે, અને દેવો પણ મનુષ્ય શરીરને ઇચ્છે છે.

પ્રિય વાંચનાર ! તમે મનુષ્ય છો, અને તેથી રોગ, મૃત્યુ વગેરે સર્વ ઉપર તમારી સત્તા છે; તમને તેઓ કંઇ પણ કરી શકવા સમર્થ નથી, એવાં કોઇ દિવસ ન સાંભળેલાં અપૂર્વ વચનો સાંભળી ચમકશો નહિ. લખનારનું મગજ ઠેકાણે નથી, એવા ઉતાવળા અનુમાનો બાંધશો નહિ, અસંખ્ય જન્મોથી, તમારા મનુષ્યપણાના મહિમાને તમે અજ્ઞાનથી,–અયોગ્ય વિચારોથી-વિસરી ગયા છો. તમે નિરાધાર છો, લાચાર છો, પરતંત્ર છો, એવું કંઈ કાળથી તમને દૃઢ થઇ ગયું છે, અને તેથી જેમ જન્મથી બકરીઓના ટોળામાં રહેલા સિંહના બચ્ચાને મોટપણે હું સિંહછું, એમ માનવામાં આવતું નથી, તેમ તમને તમારા મનુષ્યત્વમાં કેટલું સામર્થ્ય છે, તમે સર્વ ઉપર સામ્રાજ્ય ભોગવવાને કેવા સમર્થ છો, એ માનવામાં આવતું નથી. અશ્રદ્ધા કર્યાવિના, સ્થિર ચિત્તથી, આ લેખને વાંચો, અને તમને ઉપરનાં વાક્યોમાં જે મોટામાં મોટું સત્ય રહ્યું છે, તેનો કંઇક આભાસ થશે.

કોઇ મહાપુરુષે એક સ્થળે કહ્યું છે કે, 'બાળકોને મારી પાસે આવવા દો, કારણ કે સ્વર્ગનું રાજ્ય તેમનું છે,' એ વચનમાં બહુ ઉંડો અર્થ રહ્યો છે.

સ્વર્ગ અર્થાત્ ઉત્તમોત્તમ સુખની પ્રાપ્તિ બાળકોને જ પ્રાપ્ત થાય છે, એ વાક્યમાં રહેલા મર્મને તમે સમજો છો? સ્વર્ગનું રાજ્ય રહેલું નથી, અર્થાત્ જેઓ એક પ્રકારના વિચારો બાંધી બેઠા છે, જેઓ સુખ ન મળ્યા છતાં પણ જુની ઘરેડજેવા પોતાના અયોગ્ય વિચારોમાં પોતાનું ગાડું હાંક્યા કરે છે, જેઓ નવા વિચારને સ્વીકારતા નથી, તેમને ઉત્તમોત્તમ સુખ મળતું નથી. જેઓ પોતાના દીર્ઘ કાળથી બાંધી બેઠેલા અજ્ઞાનતાવાળા જુના વિચારોને છોડી દે છે, જેઓ બાળકના જેવું, કોઇ પણ પ્રકારના બાંધી બેઠેલા વિચારવિનાનું કોરા કાગળજેવું અંતઃકરણ રાખે છે, અને તેથી કરીને જેમના અંતઃકરણમાં શુદ્ધ સુખદ વૃત્તિ તત્કાળ સ્થપાય છે, એવા બાળકો સ્વર્ગના અધિકારી છે.

તમે બાળકના જેવું અંતઃકરણ કરી શકો એમ છે? તમારા બાંધી બેઠેલા જુના વિચારો તમે છોડી શકશો? તમે બાળક બની શકશો? જો હા, તો સ્વર્ગનાં દ્વાર તમારે અર્થે ઉઘાડાં છે.

તમારા જુના વિચારોને વિસરી તમે આ નવા વિચારો (તમારા મનથી નવા, કારણ તમે તેમને આજે જાણોછો, બાકી વસ્તુતઃ તેઓ અનાદિ છે) ગ્રહણ કરવા આ ક્ષણથી બાળકજેવા થાઓ. તમને તે ખરા ભાસતા હોય, પૂર્વે થઇ ગયેલા મોટા મોટા વિદ્વાનોએ તે પ્રબોધ્યા હોય તો પણ તેને સજી દો. તેમાં સત્ય નથી. જો સત્ય હોત તો તમારૂં વ્યાધિથી, દુઃખથી રક્ષણ થાત. અસત્યનો પરિણામ શું દુઃખ હોય છે? સત્યનો પરિણામ સુખ જ હોય છે, તથાપિ તમે દુઃખી છો, તેથી સિદ્ધ થાય છે કે તમારા વિચારોમાં સત્ય નથી. તેમણે તમને દુઃખથી અને વ્યાધિથી, તથા દુઃખ અને વ્યાધિના ભયથી મુક્ત કર્યા નથી. આમ છે, તો પછી હજી પણ તેમને સત્ય માનીને, પકડયું પુછડું છોડવું જ નહિ એવો દુરાગ્રહ ધારણ કરીને શો લાભ પામવાના છો? તમારા આજ સુધીના તમે બાંધી બેઠેલા સર્વ વિચારોને તથા નિશ્ચયોને છોડી દો, અને બાળકના જેવા અંતઃકરણવાળા થાઓ. બાળક થશો તો જ આ સુખદ નિશ્ચય તમારા હૃદયમાં ઠરશે, અને ત્યારે જ તમે તેને અનુસરી વ્યાધિથી મુક્ત થઇ સુખના તથા આરોગ્યના ભોગી થશો.

જ્યારે વેદાંતશાસ્ત્રના શુદ્ધ અને સત્ય સિદ્ધાંતો આપણી પ્રજામાં પૂરે સુદૃઢ સ્થપાયા હતા, અને તે સિદ્ધાંતોપ્રમાણે લોકો વર્તતા હતા ત્યારે આપણા લોકો સર્વ પ્રકારે સુખી હતા. તેઓ અપાર ધન, વૈભવ વગેરેથી યુક્ત હતા. શરીરનું અસાધારણ બળ, આરોગ્ય તથા આયુષ્ તેમને પ્રાપ્ત હતું. તેમની માનસિક શક્તિઓ પૂર્ણ વિકાસને પામતી હતી. આધ્યાત્મિક શક્તિઓ ખીલવાથી ઇશ્વરના જેવા અલૌકિક દૈવી સામર્થ્યને તેઓ પોતાનામાં પ્રકટ થયેલું અનુભવતા. તેઓ વ્યાધિ, જરા, અને મરણથી નિર્ભય રહેતા. આજના જેવા વ્યાધિઓ તેમનામાં કદી પ્રકટતા ન હતા. તેમનામાં અકાળમૃત્યુ થતાં નહિ. તેઓ ઇચ્છાનુકૂળ કાર્યો સાધી શકતા. આ પૃથ્વીઉપર સામ્રાજ્ય તેઓ ભોગવતા એટલું જ નહિ, પણ સ્વર્ગ વગેરે ઉંચેના લોકોમાં તથા પાતાળ વગેરે નીચેના લોકોમાં પણ તેઓ પોતાનો પ્રતાપ પાડતા. તેઓનો વૈભવ, બળ, ઐશ્વર્ય, બુદ્ધિ, દૈવી સામર્થ્ય વગેરે એવાં અલૌકિક હતાં કે આજના સમયના ઘણા ટુંકી બુદ્ધિવાળા મનુષ્યોના મગજમાં તેનું સ્વરૂપ ઉતરી ન શકવાથી તેઓ તેને ઢોંગ, ગપ, અતિશયોક્તિ વગેરે વચનોવડે હસી કાઢે છે.

જેમ જેમ વેદાંતશાસ્ત્રના શુદ્ધ નિશ્ચયો પ્રજામાં યથાર્થ સ્વરૂપે સમજાવા નું લાગ્યા, અને તેથી કરીને તે નિશ્ચયોને અનુકૂળ વર્તનથી જેમ જેમ તેઓ વેગળા જતા ગયા તેમ તેમ દુઃખ, વ્યાધિ, નિર્ધનતા, અકાળ મૃત્યુ, વગેરેનો પ્રસાર મનુષ્યજાતિમાં થવા લાગ્યો. વેદાંતના શુદ્ધ નિશ્ચયોનું વિસ્મરણ, અને વેદાંતથી પ્રતિકૂળ નિશ્ચયોનું ગ્રહણ અને તે પ્રમાણે અનુસરણ સર્વ પ્રકારનાં દુઃખ, વ્યાધિ વગેરેનું કારણ છે, અને આજે પ્રજાનો મોટો ભાગ આ નિશ્ચયોને વિસરી, તેથી પ્રતિકૂળ નિશ્ચયોને પ્રીતિથી ધારણ કરી રહ્યો છે, તથા તે પ્રતિકૂળ નિશ્ચયોને અનુસરી રહ્યો છે. તેથી જ ન જોયેલા અને ન સાંભળેલા નવા નવા વ્યાધિઓ પ્રજામાં પ્રકટતા જોવામાં આવે છે, મનુષ્યોનાં અકાળે મૃત્યુ થાય છે, નિર્ધનતાથી પ્રજા પીડાય છે, સ્વલ્પમાં ત્રિવિધ દુઃખોનો મનુષ્યજાતિનો મોટો ભાગ ભોગ થઇ પડયો છે.

વેદાંતશાસ્ત્રના જે શુદ્ધ નિશ્ચયો પ્રજાને સર્વ પ્રકારનાં સુખમાં સ્થા-

પનાર છે, તે શુદ્ધ નિશ્ચયોને આ લઘુ લેખમાં યથાર્થ રૂપમાં વર્ણવવા અશક્ય છે. સર્વે નિશ્ચયોનું સંક્ષેપમાં વર્ણન કરી જવા જેટલો આ સ્થળે અવકાશ પણ નથી, તોપણુ જે નિશ્ચયો ધારણ કરવાથી તથા જે નિશ્ચયોને અનુકૂળ વર્તન કરવાથી, આ પ્લેગ વગેરે વ્યાધિઓનો અટકાવ કરી શકાય છે, તથા તેને પ્રજામાંથી નિર્મૂળ કરવા સામર્થ્ય મેળવાય છે, તેવા એક બે નિશ્ચયોને તથા તે નિશ્ચયોના સંબંધવાળા વિષયોનું અત્ર વર્ણન કરવા પ્રયત્ન થશે.

પ્રાણીમાત્ર આ જગતમાં સુખ અને દુઃખ એ બે સ્થિતિઓનો અનુભવ કરે છે. કોઇ સમયે તે મુખ્યત્વે કરીને સુખ નામની સ્થિતિનો અનુભવ કરે છે અને કોઇ સમયે તે મુખ્યત્વે કરીને દુઃખ નામની સ્થિતિનો અનુભવ કરે છે. દુઃખ અને સુખ એ બને સ્થિતિનો એકે કાળે મનુષ્ય અનુભવ કરી શકતો નથી. જે સમયે તે દુઃખનો અનુભવ કરતો હોય છે તે સમયે તે સુખનો અનુભવ કરી શકતો નથી, અને જે સમયે તે સુખનો અનુભવ કરે છે તે સમયે દુઃખનો અનુભવ કરી શકતો નથી.

સુખ અને દુઃખ એ બે સ્થિતિવિના મનુષ્યને અનુભવમાં આવતી ત્રીજી સ્થિતિ કોઇ છે નહિ. મૂર્છાવગેરે સ્થિતિઓ, જેમાં સુખ અથવા દુઃખમાંથી એકેનું મનુષ્યને ભાન થતું નથી, તે સ્થિતિ ત્રીજી સ્થિતિ છે એમ કોઇ ગણે તો તે યોગ્ય નથી, કારણ કે આવી સ્થિતિની કોઇ મનુષ્ય ઇચ્છા કરતું નથી, અને ઇચ્છા ન કરતું હોવાથી તે સ્થિતિ સુખવાળી નથી પણ દુઃખવાળી છે, એ સિદ્ધ થાય છે, કારણ મનુષ્યો સુખને જ ઇચ્છે છે.

સુખવાળી સ્થિતિને શાસ્ત્ર મોક્ષ કહે છે; અને દુઃખવાળી સ્થિતિને બંધ કહે છે. જ્યાં જ્યાં કોઇ પણ પ્રકારનું થોડું અથવા ઘણું સુખ અનુભવમાં આવે છે, ત્યાં ત્યાં મોક્ષના થોડા અથવા અધિક અંશનો અનુભવ થાય છે; અને જ્યાં જ્યાં કોઇ પણ પ્રકારનું થોડું અથવા ઘણું દુઃખ અનુભવમાં આવે છે, ત્યાં ત્યાં બંધના થોડા અથવા અધિક અંશનો અનુભવ થાય છે.

વ્યાધિ એ દુઃખનો એક પ્રકાર હોવાથી બંધ છે, અને આરોગ્ય એ સુખનો એક પ્રકાર હોવાથી મોક્ષ છે.

દુઃખ અથવા બંધ અને સુખ અથવા મોક્ષ એ બંનેનું કારણ કોણ છે? અમુક મનુષ્યની દુઃખી અવસ્થા હોવામાં અને અમુક મનુષ્યની સુખી અવસ્થા હોવામાં શું ઈશ્વરની ઈચ્છા કારણ છે? શું દેશ કારણ છે? શું કાલ કારણ છે? શું રાજા કારણ છે? શું તેના મિત્રો કે શત્રુઓ કારણ છે? શું સંજોગ કારણ છે? શું કુદરત કારણ છે? અને આ વિનાનાં અનેક કારણો જે પ્રસંગોપાત્ત મનુષ્યો આપે છે, તે છે? વેદાંત શાસ્ત્ર શું કહે છે? શાસ્ત્ર ડિંડિમ વગાડીને કહે છે, કે સુખ અથવા દુઃખનું કારણ અન્ય કોઈ નથી, પણ મનુષ્યનું પોતાનું મન જ છે. (**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः** મનુષ્યોનાં સુખદુઃખનું કારણ મન જ છે.)

શાસ્ત્રના આ વચનના રહસ્યની મનુષ્યોએ જ્યારથી ઉપેક્ષા કરી, અને દુઃખનું કારણ પોતાના મનવિના અન્ય કોઈ બહારની વસ્તુ છે, એમ જ્યારથી માનવા લાગ્યા, ત્યારથી તેઓ અનેક દુઃખોના ભોગ થઈ પડ્યા છે. પ્લેગનું કારણ વસ્તુતઃ મનુષ્યોનું પોતાનું મન જ છે, અને તેથી કરીને પ્લેગને ટાળવાને માટે, તેનું મૂળ કારણ જે મન તેનું ઔષધ કરવાને બદલે, તેને થયેલો વ્યાધિ ટાળવાને બદલે, તેને સુધારવાને બદલે બહારનાં કારણોનું અનુમાન કરી તેને ટાળવાને મનુષ્યોએ આજ સુધી યત્ન કર્યો છે, અને હજી કરે છે, અને તેનો પરિણામ એ આવ્યો છે કે પુનઃ પુનઃ ઉપાયો કરવા છતાં હજી પ્લેગ આ પ્રજામાંથી નિવૃત્ત થયો નથી. એક જગાએ થોડો વખત શમે છે, તો અન્ય સ્થળે પાછો ઉઠે છે. તેને મટાડવાના જે જે ઉપાયો અજમાવે છે, તે ઘણે ભાગે નિષ્ફળ જાય છે. ઔષધો અસર કરતાં નથી. રસીનો પ્રયોગ સંશયવાળો જણાયો છે. દૂર વસવાથી થોડો વખત બંધ રહે છે, અને વળી પાછો ઉભળે છે. ઉનાળામાં બંધ રહેવાનાં કરેલાં અનુમાનો ખોટાં પડે છે. શિયાળામાં બહુ વધવાનો સંભવ માનતાં છતાં, કોઈ કોઈ સ્થળે શિયાળામાં તેનું જોર જણાતું નથી. ક્વૉરંટાઇન વગેરે લોકોને ત્રાસજનક ઉપાયો લીધા છતાં પણ તેનો વિવિધ સ્થળે થતો પ્રસાર અટકતો નથી. કારણ કે, 'પાડાને રોગ અને પખાલીને ડામ' દેવાનો પ્રયોગ અમલમાં મૂકાય છે. વૃક્ષનાં સડેલાં મૂળનું ઔષધ

કરવાને બદલે ટાળવાંફાંને મચમપટા કરવાનાં આવે છે. કેન્સર (cancer- ચાંદી) ના રોગમાં જેમ કેન્સરનું મૂળ કારણ જે શરીરમાં રહેલું વિષ તેને ટાળવાને બદલે રોગીના જે અવયવપર કેન્સર નીકળી હોય તેને કાપી નાંખી, કેન્સર ટાળવાનો પ્રયત્ન કરાય છે, તેમ પ્લેગના કારણને ટાળવાને બદલે, જ્યાં જ્યાં તેની અસર જણાય છે, તે અસરપર ઉપાયોનું શસ્ત્ર ચલાવવામા આવે છે, અને તેથી જેમ અવયવ કાપવામાં આવતાં છતાં પણ કેન્સરનું મૂળ કારણ જે વિષ, તે શરીરમાં રહેવાથો, પુન: અન્ય સ્થળે અથવા ત્યાંને ત્યાં જ કેન્સર પાછી દેખા દે છે, તેમ આ પ્લેગ પણ મૂળ કારણનું નિકંદન થયાવિના, તેની અસરોને ટાળવાના ઉપાયો લીધા છતાં, અને અસરોને ટાળવા છતાં પણ અલ્પ સમય પછી તે ને તે સ્થળે અથવા અન્ય સ્થળે વેગથી ફાટી નીકળે છે.

પ્લેગ થવાનું કારણ કોઇ સૂક્ષ્મ જંતુ (germs) માને છે, કોઇ હવા માને છે, કોઇ વિષ માને છે, કોઇ ઇશ્વરી કોપ માને છે, અને કોઇ પોતાની નજરમા આવે તેવુ અનુમાન સ્થાપે છે. આ સર્વ કારણોને, કારણોમાં ગણી શકવા વાધો નથી. તેઓ કેટલેક અંશે કારણ છે, પરંતુ સાક્ષાત્ કારણ નથી. લાવા નામના રસથી પોમ્પીઆઇનેઁ મોટું નગર નાશ થઇ જવામા લાવાનો રસ એ કારણ ખરું, પણ તે સાક્ષાત કારણ નથી. સાક્ષાત્ કારણ તેની પાડોશમા આવેલો જ્વાળામુખી પર્વત છે. લાવાના રસથી નગરનો નાશ ન થાય માટે લાવાના રસસામે ઉપાયો યોજવા એ યથાર્થ ઉપાય નથી. એથી નગરનો નાશ થવાનો ભય હમેશને માટે મટતો નથી જ્વાળામુખી પર્વતસામે ઉપાય યોજવો, મૂળ કારણનો જ ઉચ્છેદ કરવો, એ જ ખરો ઉપાય છે. પ્લેગથી પણ પ્રજાનો થતો નાશ અટકાવવા માટે, જંતુઓ, વિષ, હવા વગેરે સામે ઉપાયો યોજવા, એ હમેશની નિરાત કરે એવા સફળ ઉપાય નથી. એ ઉપાયો કામચલાઉ છે. એ ધુળઉપર લીંપણ કરી, ધુળને ન દેખાતી કરવા જેવા ઉપાયો છે. લીંપણ ઘસાઇ જતા પુન: ધુળ દેખાવાની. પ્લેગના મૂળ કારણની હયાતી રહેવાથી, આ ઉપાયોવડે પ્લેગ થોડો વખત અટકતા છતા પણ પુન પાછો દેખાવાનો.

આ આખું દેખાતું સ્થૂલ જગત્ મનવડે ઉત્પન્ન થયું છે. મન ન હોય તો કોઇ પણ પદાર્થની ઉત્પત્તિ થાય નહિ. મનને આ જગત્‌ના પ્રાણીપદાર્થોમાંથી કાઢી લો, અને તમે આખું જગત્ શૂન્યરૂપે અનુભવશો. વસ્તુની રચના થતાં પહેલાં મનમાં તે વસ્તુનું સૂક્ષ્મ સ્વરૂપ રચાય છે. અને પછી તે સૂક્ષ્મ સ્વરૂપપ્રમાણે આ બહારના જગત્‌માં સ્થૂલ રૂપ બંધાય છે. નર્મદા નદીનો મોટો જબરો પુલ પ્રથમ મનમાં રચાયા પછી જ તે નદીઉપર આજે આપણે સ્થૂલ રૂપમાં બંધાયેલો જોઇએ છીએ. આ આખું જગત્ આજે આપણે જે રૂપમાં જોઇએ છીએ, તે તેવા રૂપમાં આવ્યા પહેલાં અસંખ્ય મનમાં સૂક્ષ્મ રૂપે રચાયું હતું. પર્વતો, નદીઓ, જંગલો, વૃક્ષો, પ્રાણીઓ, મનુષ્યો, સૂર્ય, ચંદ્ર, તારા, ટુંકામાં આખું બ્રહ્માંડ મનમાં પ્રથમ રચાયું છે, અને પછી તેનું આવું સ્થૂલ રૂપ થયું છે. મનમાં પ્રથમ રચાયાવિના કોઇ પણ વસ્તુ કદી ઉત્પન્ન થઇ નથી અને થતી નથી જ, અર્થાત્ મન જ આખા જગત્‌નું સર્જનાર છે.

જેમ આ સ્થૂલ જગત્‌ને સર્જનાર મન છે, તેમ રોગ વગેરેની, નજરે નં દેખાય એવી, પણ અનુભવમાં આવતી સૂક્ષ્મ સ્થિતિઓને સર્જનાર પણ મન છે. જેટલા જેટલા વ્યાધિઓ જગત્‌માં ઉત્પન્ન થયા છે, અને હવે પછી થશે, તે સર્વ આ મનમાંથી જ પેદા થયા છે, અને થશે. વ્યાધિને ઉત્પન્ન કરનાર મનવિના અન્ય કોઇ પણ કારણ નથી.

જેમ વ્યાધિ વગેરે દુઃખની વિવિધ સ્થિતિઓને ઉત્પન્ન કરનાર મનવિના અન્ય કોઇ પણ કારણ નથી તેમ આરોગ્ય વગેરે સુખની વિવિધ સ્થિતિઓને ઉત્પન્ન કરનાર પણ મનવિના અન્ય કોઇ પણ કારણ નથી.

મન જેવું માને છે, તેવું જ તે આ જગત્‌માં થયેલું જુએ છે. મનના માનવાની દ્રઢતાઉપર, પદાર્થોને ઉત્પન્ન થવાનો આધાર રહેલો છે. જો તેનું માનવું સંશયવાળું હોય છે, તો કશું જ ઉત્પન્ન થતું નથી, પણ જો તે દ્રઢપણે અમુક વસ્તુ ઉત્પન્ન થઇ છે, અથવા થાય છે, અથવા થશે, એમ માને છે, તો તે વસ્તુ ઉત્પન્ન થયાવિના રહેતી જ નથી.

સુરતપાસે આવેલાં કરોડ ગામમાં એક ગામઠી નિશાળમાં એક દિવસે છોકરાઓને છૂટી મેળવવાની ઇચ્છા થઇ, અને તેથી તેમણે સંપ કરી નીચેની યુક્તિ રચી. મહેતાજી સવારમાં નિત્ય નિયમપ્રમાણે નિશાળે આવ્યા, અને પછી છોકરાઓ વારા ફરતી પોતાનો મજરો બતાવવા ગયા. બે ચાર છોકરા પોતાની પાટીઓ બતાવી ગયા પછી એક છોકરો જે મહેતાજીસાથે વધારે છૂટથી વર્તતો હતો, તેનો વારો આવ્યો તેણે પાટી બતાવતાં, મહેતાજીના મોં સામું જોઇ ગંભીરતાથી પૂછ્યું, આજે કેમ તમારૂં મો સેવાઇ ગયું છે ? કંઇ તબીયત સારી નથી કે શું ? આમ બોલી તેણે મહેતાજીને માથે તથા પેટે હાથ મૂક્યો, અને બોલ્યો કે આજ શરીર કંઇક તપેલું જણાય છે ખરૂં. પાસે ઉભેલો બીજો છોકરો દોમ મો કરી તરત બોલ્યો, હેં શું મહેતાજીને તાવ આવ્યો છે, અને એમ બોલતા તેણે પણ માથે તથા પેટે હાથ મૂકી કહ્યું, હા અરરર ! ખરેખર તાવ જ ચઢયો છે. ત્રીજો બોલ્યો, મહેતાજી ! આ પાટઉપર જરા સુઇ જાઓ, લો હું ગોદડી નાખી આપું. ચોથો બોલ્યો, જરા ઓઢીને સુઇ જાઓ, એટલે હમણાં પરસેવો વળી ઉતરી જશે. આ પ્રમાણે એક પછી એક વચનો સાભળી મહેતાજી નક્કી મને તાવ આવ્યો છે, એમ માનીને પાટઉપર લાબા થઇને સુઇ ગયા, અને પરિણામમા તેમને 'તાવ આવ્યો છે,' એવુ દૃઢપણે માનવાથી થોડી જ વારમા તાવ ચઢી આવ્યો, અને છોકરાઓને ધાર્યાપ્રમાણે છૂટી મળી

મનનું દૃઢપણે માનવું, શરીરમા તે માનેલાપ્રમાણે ફેરફાર કરવા કેટલું સમર્થ છે, તે જોવા વિલાયતમા એક ડાક્ટરે એક રોગી પર નીચે પ્રમાણે અજમાયશ કરી. આ ડાક્ટરપાસે એક રોગી જ્યારે જ્યારે ઝાડાનો ખુલાસો તેને થતો નહોતો ત્યારે એક ગોળી લેઇ જતો, અને તે ગોળીથી તેને સાફ દસ્ત થતો એક પ્રસંગે આ રોગીને તેણે દવાવાળી ગોળી ન આપતા, નાના છોકરાને ખાવા માટે ઘઉંના લોટની કરેલી ગોળીઓ આપી. આ ગોળીઓ રૂપે તથા રંગે, પેલો રોગી, દસ્ત સાફ લાવવાને જે ગોળીઓ પ્રથમ ખાતો હતો, તેના જેવી જ હતી રોગીએ તે ઘઉના લોટની ગોળી ખાધી, અને આથી

અને અવશ્ય એ ત્રણ સારા દસ્ત થશે એવું તેનું. દઢપણે માનવું હોવાથી તેને તે લોટની ગોળી ખાવાથી એ ત્રણ દસ્ત થયા.

ઘણા માણસોએ જમતાં માખી ગળી હોતી નથી, પણ જમવામાં માખી આવી ગઈ છે, એવી જો તેઓને ભ્રાંતિ પડે છે, અને તે પ્રમાણે જો તેઓ દઢપણે માને છે તો થોડી વારમાં તેમને ઉલટી થયા વિના રહેતી નથી. આવો અનેક મનુષ્યોને અનેક પ્રસંગે અનુભવ થયો હોય છે.

મનનું દઢ માનવું, આ પ્રમાણે શરીરમાં રોગ વગેરે પ્રકટાવે છે. એકનું એક જ ઔષધ જ્યારે એક રોગીને ગુણ કરે છે, ત્યારે તેવા જ રોગવાળા બીજાને તેથી નુકસાન થાય છે, કારણ પ્રથમ રોગવાળાએ આ "ઔષધથી મને મટશે જ, એવું દઢપણે માન્યું હોય છે, અને બીજાને તેમાં સંશય હોય છે.

મનનો દઢ વિચાર સર્વ કરવા સમર્થ છે. મૃત્યુ જેવી સ્થિતિ પણ મનના માનવાથી તત્કાળ પ્રાપ્ત થાય છે. સતી સ્ત્રીઓના પ્રાણ પોતાના પતિનું મરણ સાંભળતાં તત્કાળ છૂટી જવામાં એ જ હેતુ હોય છે કે તેઓએ દઢપણે માન્યું હોય છે કે પતિના મરણના સમાચાર શ્રવણે પડતાં સતી સ્ત્રીઓનું અવશ્ય મૃત્યુ થાય જ છે. અત્યંત પ્રેમથી ગુંથાએલાં મનુષ્યો પણ એ પ્રકારે જ માનતાં હોવાથી એકના મૃત્યુથી બીજાનું અવશ્ય મૃત્યુ થાય જ છે. અમેરિકાના ઇંડિયનોની એક જાતના લોકો જ્યારે પોતાની મરવાની ઇચ્છા થાય છે ત્યારે લાંબા થઈને ભોંયપર સુઇ જાય છે, અને ત્રણ ચાર મિનિટમાં મરી જાય છે.

આ સર્વ શું બતાવે છે? એ જ કે મન આ શરીરમાં પોતે જેવું માને તેવા વિકારો ઉત્પન્ન કરવા સમર્થ છે.

દઢપણે માનવાથી મૃત્યુ થાય છે કે કેમ, એ જોવા વિલાયતના ચારપાંચ ડોકટરોએ એક પ્રસંગે સરકારની પરવાનગી મેળવીને એક જન્મટીપવાળા કેદીઉપર નીચેનો પ્રયોગ કરી જોયો. તેમણે તે કેદીને પોતાની પ્રયોગશાળામાં આણ્યો. કેદીને જણાવ્યું કે તારા હાથની ધોરી નસ કાપી તેમાંથી લોહી કાઢવાનું છે, અને મરણ થતા સુધી નાડીની ગતિ, સમયે સમયે કેવી થતી જાય છે, તેનો પ્રયોગ કરવાનો છે. આ વગેરે કહી તેમણે પોતાનાં વાઢકુપ કર-

પોનાં હથીયાર કાઢયાં. રોગીની આંખે પાટા બાંધી તેને એક ખાટલામાં સુવાડયો. તેની બાજુએ રોગીના શરીરમાંથી વહેતા લોહીને પડવા માટે એક વાસણ મૂક્યું. આ વિના વાઢકુપ કરવા માટે જે જે તૈયારીઓ કરવામાં આવે છે તે સઘળી તેઓએ કેદીના દેખતાં કરી. પછી કેદીની ધોરી નસ કાપતા હોય તેમ તેઓએ તેના હાથપર શસ્ત્ર મૂક્યું, પણ ખરી રીતે ધોરી નસ કાપવાને બદલે તેઓએ બીજી નસઉપર જ સહજ ટચકો મૂક્યો, પણ ધોરી નસ જ કાપી છે, એમ રોગીને ભાન થાય એવો ડોળ કર્યો! તેઓએ લોહીની ગરમીજેટલા ગરમ પાણીને બીજા ઓરડામાં તૈયાર રાખ્યું હતું, તે ગુપચુપપણે આણ્યું, અને કાચની નળીઓની મદદવડે કેદીની ધોરી નસ આગળથી તેનો પ્રવાહ નીચેના પાત્રમાં એવી રીતે વહેવડાવવા માંડયો કે કેદીને એમ જ ભાન થયું કે મારી ધોરી નસમાંથી લોહીની ધારા પડે છે. નીચેના વાસણમાં આ પાણી પડવાથી લોહી પડવાથી પાત્રમાં જેવો અવાજ થાય તેવો અવાજ થતો. માંહોમાંહી ડાક્ટરો 'આટલું લોહી વહી ગયું, આટલું બીજું વહેશે, એટલે કેદી મૂર્છિત થશે, આટલું વહી ગયા પછી હૃદયના ધબકારા ઓછા થઈ જશે, હવે કેદીના મુખ ઉપરની રતાશ ઓછી, થઇ હવે લોહી આટલું વહ્યું,' એવી એવી વાતો અત્યંત ગંભીરતાથી કર્યા કરતા. એક ડાક્ટર કેદીની બીજા હાથની નાડીના ઉપર હાથ રાખી તેના ધબકારા ગણ્યા કરતો હતો. બીજો તેના હૃદયપર હાથ રાખી તેની ગતિ માપતો હતો. વળી માહોમાંહે ધીરા અવાજમાં કેદીને કોઇ પણ જાતનો સંશય ન રહે, એવી વાતો કર્યા કરતા હતા. પરિણામ એ આવ્યો કે કેદીએ દઢપણે માન્યું કે મારી ધોરી નસ કાપી છે, તેમાંથી પુષ્કળ લોહી વહેછે, અને હવે અલ્પ સમયમાં મારું મૃત્યુ થશે. ખરું જોતાં કેદીની ધોરી નસમાંથી લોહીનું એક ટીપું સરખું પણ પડ્યું નહોતું, પણ રોગીએ દઢપણે પુષ્કળ લોહી વહે છે, એમ માન્યું હતું, અને તેથી છેવટે ખરેખરું લોહી વહેનાર માણસની નાડી જેમ પુષ્કળ લોહી વહેવાથી મંદ પડી જાય, તેમ આ કેદીની નાડી ધીમી પડી ગઇ, હૃદયનો વેગ ઓછો થતો ગયો, અને છેવટે તે એક પણ લોહીનું ટીપું શરીરમાંથી વહ્યાવિના મરણ પામ્યો.

પ્રિય વાંચનાર ! આવાં આવાં અનેક ઉદાહરણો તમને પોતાને પણ, જો તમે બારીકીથી અવલોકન કર્યું હશે, તો મનના શરીરઉપર ચાલતા સામર્થ્યવિષે અનુભવમાં આવ્યા હશે. તમે પોતે પણ આજે તમારૂં શરીર જે સ્થિતિમાં જુઓ છો, તે સ્થિતિ તમારા મનના વિચારવડે જ પ્રાપ્ત કરી છે. તમને અમુક વસ્તુ ન સદતી હોય, અમુક વસ્તુ ન ભાવતી હોય, અમુક વસ્તુથી ઝાડા થઇ જતા હોય, અને અમુક વસ્તુથી ઝાડો કબજ થઇ જતો હોય, તો એ સઘળી તમારી શરીરની સ્થિતિ તમારા મનના માનેલા દઢ વિચારનું ફળ છે, એ નિઃસંશય માનજો. કેટલાક વિચારો તમે પોતે તમારા મનથી દઢ કરેલા છે, કેટલાક તમારાં માબાપથી, સંબંધીઓથી, મિત્રોથી, શિક્ષકોથી અને પુસ્તકોથી તમે દઢ કરી બેઠેલા છો; જેથી તમારૂં શરીર એ બીજું કાંઇ નથી પણ તમારા મનના જ વિચારોની બહાર પ્રકટ જામેલી મૂર્તિ છે.

ઉપરનાં ઉદાહરણોથી, જો તમે બુદ્ધિમાન્ હશો તો અધ્યાત્મ શાસ્ત્રનો એ નિયમ તમને સમજાયો જ હશે કે મનુષ્ય જે વિચાર દઢપણે માને છે, તે વિચારપ્રમાણે જ પોતાના શરીરમાં અસર પ્રકટ થયેલી તે અનુભવે છે.

આ સર્વ કહેવાનું તાત્પર્ય શું એવું છે કે આ પ્લેગ વગેરે પ્રજામાં ચાલતા વ્યાધિઓ મનુષ્યના મને ઉભા કરેલા છે ? હા, એવું સ્પષ્ટપણે કહેવું છે. સર્વ પ્રકારના વ્યાધિઓ, સર્વ પ્રકારનાં દુઃખો મનના તેવા પ્રકારના વિચારથી જ ઉભાં થયાં છે.

પણ નાનું બાળક કોઇ પણ વિચાર કરતું નથી. તે પ્લેગ શું છે, એ પણ જાણતું નથી. છતાં તેવાં બાળકોને તાવ આવે છે, પ્લેગ થાય છે, બીજા પણ, વિવિધ વ્યાધિઓ થાય છે. જો મનના માનવાથી જ વ્યાધિઓ પ્રકટતા હોય તો, પ્લેગ શું છે, એનો જેને સ્વપ્ને પણ ખ્યાલ નથી, એવા નાના બાળકને પ્લેગ વગેરે વ્યાધિઓ શાથી થાય છે ?

આ શંકાનું સમાધાન મનના સામર્થ્યનું યથાર્થ જ્ઞાન થાય છે, ત્યારે તરત થાય છે. જેમ આપણે તળાવમાં કાંકરો નાંખીએ છીએ ત્યારે પાણીમાં કુંડાળાં થાય છે, તેમ મનુષ્ય જ્યારે શબ્દો બોલે છે ત્યારે હવામાં કુંડાળાં થાય

છે. આ કુંડાળાંને શબ્દનાં આંદોલનો કહે છે. બાર ગાઉ ઉપર થયેલા તોપનો અવાજ, એ હવામાં થતા શબ્દનાં આંદોલનો અથવા મોજાં આપણા કાનને અથડાય છે તેથી આપણે જાણીએ છીએ. વીજળીના કડાકાજેવા શબ્દથી ઉત્પન્ન થતાં આંદોલનો નિર્બળ મનુષ્યોને બહુ ભય ઉપજાવે છે, અને થોડા અંતઃકરણવાળી ગર્ભિણી સ્ત્રીઓના ગર્ભ પણ પ્રસંગે તેથી છૂટી જાય છે. શબ્દનાં આંદોલનોમાં આ પ્રમાણે આકર્ષકારક બળ હોય છે, એ આપણે જાણીએછીએ.

શબ્દ બે પ્રકારના હોય છે, એક અર્થવાળા, અને એક અર્થવિનાના. તોપનો અવાજ, વીજળીનો કડાકો, વગેરે વડે થતા શબ્દો અર્થવિનાના છે, અને મનુષ્ય પ્રાણીના શબ્દો અર્થવાળા છે. અર્થ વિનાના શબ્દોનાં આંદોલનોમાં જેટલું બળ હોય છે તેના કરતા અર્થવાળા શબ્દોનાં આંદોલનોમાં વધારે બળ હોય છે. એકલી વાગતી સારંગી મનુષ્યને જેટલી અસર કરે છે, તેના કરતા અર્થવાળા શબ્દોનો મનુષ્યના કંઠમાંથી ગવાતો રાગ અતિશે અધિક અસર કરે છે, એ સર્વને અનુભવસિદ્ધ છે

અર્થવાળા શબ્દો મુખની બહાર નીકળે છે તે પહેલાં તેઓ મનમાં વિચારરૂપે હોય છે અર્થાત્ શબ્દોની સાથે સરખાવતા શબ્દ એ સ્થૂલ છે, અને વિચાર એ સૂક્ષ્મ છે. સૂક્ષ્મની સત્તા સ્થૂલકરતાં હમેશા વધારે હોય છે પાણીમાં જેટલું બળ હોય છે તેના કરતા વરાળમાં ઘણું જ વધારે બળ હોય છે, તેનું કારણ એ જ કે વરાળ પાણીકરતા સૂક્ષ્મ છે આ નિયમથી શબ્દના આંદોલનો કરતા વિચારના આંદોલનો વધારે બળવાન્ હોય છે.

શબ્દના આંદોલનો જેમ આ વાતાવરણમા વહીને દશે દિશામા ગતિ કરે છે, તેમ વિચારના આંદોલનો 'ઇથર' નામનું તત્ત્વ જે વાયુથી અનંત સૂક્ષ્મ છે તેમા વહીને દશે દિશામા ગતિ કરે છે આ વાત હાલની વિદ્યા (Science) થી સિદ્ધ થયેલી છે 'ટેલીપથી' એટલે હજારો ગાઉ દૂર રહેલા બીજા માણસને કોઇ પણ યંત્રની મદદવિના પોતાના વિચાર જણાવી શકવાની જે વિદ્યા હાલ યુરોપ તથા અમેરિકામાં સારી પેઠે ખેડાય છે, અને જે વિદ્યા આપણા આર્ય ઋષિમુનિઓએ પૂર્વે પૂર્ણપણે સિદ્ધ કરી હતી,

અને જે આજે પણ આપણા દેશના યોગસાધકો જાણે છે, તે વિદ્યાથી હાલ સારી રીતે સિદ્ધ થઇ ચુક્યું છે કે વિચારનાં મોજાં હોય છે અને તે મોજાં હજારો અને લાખો ગાઉ જવાને સમર્થ હોય છે.

વિચારનાં આ પ્રમાણે ઇથર અથવા આકાશ નામના તત્ત્વમાં આંદોલનો થાય છે. આપણે એક વિચાર કર્યો કે તેનાં આંદોલનો આ આકાશમાં વહેવા માંડે છે. એ વિચાર સારો હોય છે તો તે શુભ અસર કરવાને સમર્થ હોય છે, ને નઠારો હોય છે તો નઠારી અસર કરવાને સમર્થ હોય છે.

પ્રત્યેક મનુષ્ય વિચાર કરે છે, અને તેથી પ્રત્યેક મનુષ્યની આજુબાજુ તેના વિચારનાં મોજાં વહેતાં હોય છે જેઓના વિચાર બહુ બળવાન્ હોય છે, તેઓના વિચારનાં મોજાં બહુ બળવાળાં હોય છે. અને જેઓના વિચાર નિર્બળ હોય છે, તેઓનાં વિચારનાં મોજાં ઓછાં બળવાળાં હોય છે.

કોઇ મનુષ્ય બીકણ હોય અને તે નિત્ય ભયના વિચાર કર્યા કરતું હોય તો તેની આજુબાજુ ભયના વિચારનાં આંદોલનોનું વાતાવરણ બંધાય છે. કોઇ મનુષ્ય નિર્ભય હોય, અને નિડરપણાના વિચારમાં જ મસ્ત રહેતું હોય તો તેની આજુબાજુ નિર્ભયતાના વિચારનાં આંદોલનોનું વાતાવરણ બંધાય છે. કોઇ મનુષ્ય વિષયી હોય અને વિષયના વિચારોમાં જ મગ્ન રહેતું હોય તો તેની આજુબાજુ વિષયના વિચારોનાં મોજાંનું વાતાવરણ બંધાય છે, અને કોઇ મનુષ્ય વિરાગવાન્ તથા ઇશ્વરભક્ત હોય અને તત્ત્વવિચારમાં જ નિરંતર રમણ કરતું હોય તો તેની આજુબાજુ વિરાગના ભક્તિના, અને તત્ત્વના વિચારોનાં મોજાંનું વાતાવરણ બંધાય છે.

આ પ્રકારના વિચારના મોજાંના બંધાયલા વાતાવરણની મર્યાદામાં જે કોઇ આવે છે, તેમના અંતઃકરણમાં તે મોજાં સર્વદા અસર કરે છે. આથી જ બીકણ મનુષ્યો જ્યાં વસતા હોય તે પ્રદેશમાં રહેનાર મનુષ્ય થોડો કાળ જતાં બીકણ થાય છે, શૂરવીરના સમાગમમાં રહેનાર શૂરવીર થાય છે, વિષયીના સમાગમમાં રહેનાર વિષયી થાય છે, અને ભક્ત તથા જ્ઞાનીના સમાગમમાં રહેનાર ભક્ત તથા જ્ઞાની થાય છે.

વસતિવાળાં નગરો કે જ્યાં હજારો જાદી જાદી પ્રકૃતિનાં મનુષ્યો વસતાં હોય છે, અને તેથી જ્યાં હજારો પ્રકારના વિચારોનાં મોજાં વાતાવરણમાં વહેતાં હોય છે, તેવા સ્થળમાં મનુષ્યને ઓછી શાન્તિ ભાસે છે, અને નિર્જન પ્રદેશમાં, વનમાં, નદીના એકાંત તટઉપર, અને એવાં જ બીજા સ્થળોમાં જ્યાં મનુષ્યોનો નિવાસ ન હોવાથી, વાતાવરણ અયોગ્ય વિચારનાં અયોગ્ય મોજાંથી વિકારી થયેલું હોતું નથી, તેવા સ્થળમાં મનુષ્યને સ્વાભાવિક શાંતિ ભાસે છે મહા પુરુષોના આશ્રમમાં, સજ્જનો તથા મહાત્માની સમીપમાં, નિર્ભયતા, પ્રસન્નતા, શાંતિ, નિર્વિકારતા વગેરેનું ભાન થવામાં આ જ હેતુ છે.

મુંબઇજેવાં અત્યંત પ્રવૃત્તિનાં નગરોમાં અસંખ્ય યોગ્યાયોગ્ય પ્રવૃત્તિના વિચારોનાં અસંખ્ય આંદોલનો વાતાવરણમાં વહેતાં હોવાથી; તેવા સ્થળમાં શાંત ચિત્તવાળા પુરુષનો પ્રવેશ થતાં તેની વૃત્તિમાં વિલક્ષણ ફેરફાર થઇ જાય છે, એનો અનેક મનુષ્યોને અનુભવ થયો છે; અને તે જ પ્રમાણે વિલાયત તથા અમેરિકા, જ્યાં સ્વતંત્ર પ્રજા વસતી હોવાથી જેઓ નિરંતર સ્વતંત્રતાના જ વિચારો કરનાર છે અને તેથી કરીને જે દેશના વાતાવરણમાં સ્વતંત્રતાના વિચારનાં આંદોલનો અનંત બળમાં વહ્યા કરે છે, તેમાં પ્રવાસ કરનાર આપણા દેશના લોકોના મગજમાં વિલક્ષણ સ્વતંત્રતાના વિચારો રમી રહે છે, એ પણ ઘણાને અનુભવસિદ્ધ છે.

વાતાવરણમાં વહેતાં આ વિચારનાં આંદોલનોની અસર સર્વને સરખી રીતે થતી નથી. ફોનોગ્રાફ નામના યંત્રમાં જેમ શબ્દનાં મોજાંની છાપ મીણજેવા નરમ પદાર્થની બનાવેલી લાટઉપર પડે છે, તેમ આ વિચારનાં મોજાંની અસર પણ મીણજેવા નરમ અંતઃકરણઉપર ઝટ પડે છે. ફોનોગ્રાફમાં લોઢાની અથવા પથ્થરની લાટ મૂકી હોય તો તેના ઉપર શબ્દની છાપ પડતી નથી, તેમ કઠણ અંતઃકરણઉપર વિચારનાં મોજાંની અસર થતી નથી. એમ હોવાથી અંતઃકરણની કોમળતા અથવા કઠણતાઉપર વિચારનાં મોજાંની અસર થવાનો આધાર છે. કોઇ મનુષ્યનું મન એક બાબતમાં કઠણ હોય છે, તો અન્ય બાબતમાં કોમળ હોય છે, અને તેથી કરીને એક બાબતમાં જ્યારે

તેને જરા પણ અસર થતી નથી, ત્યારે અન્ય બાબતમાં તેને પુષ્કળ અસર થાય છે. શૃંગારનાં વિચારનાં મોજાં એક વિષયી મનુષ્યને જ્યારે તત્કાળ અસર કરે છે ત્યારે ભક્તિરસના વિચારનાં મોજાં તેના હૃદયને અથડાતાં છતાં તેને જરા પણ અસર થતી નથી. તેનું અંતઃકરણ શૃંગારના વિચારનાં મોજાં ગ્રહણ કરવામાં કોમળ છે, અને ભક્તિરસના વિચારનાં મોજાં ગ્રહણ કરવામાં કઠિન છે. તત્ત્વવિચારનાં મોજાંથી જ્યારે એક વિવેકવિચારવાળા સજ્જનના અંતઃકરણમાં વર્ણન ન કરી શકાય એટલી પ્રસન્નતા તથા શાંતિ ઉત્પન્ન થાય છે, ત્યારે તે જ મોજાં સંસારના વિચારમાં રચીપચી રહેલા સંસારી મનુષ્યને કંઇ જ અસર કરી શકતાં નથી. વિચારનાં મોજાંની અસર થવાનો આધાર આ પ્રમાણે અંતઃકરણની યોગ્યાયોગ્યતાઉપર આધાર રાખે છે.

આમ છતાં કોઇ પણ એકનો એક વિચાર જ્યારે હજારો મનુષ્ય કરે છે, અને તેથી તે વિચારનાં મોજાં, તેનો તે વિચાર વારંવાર થવાથી અત્યંત બળવાન્ થયાં હોય છે, ત્યારે તેની મર્યાદામાં, જે કોઇ આવે છે તેને, તે કઠિન અંતઃકરણનો હોય છે તોપણ અસર કર્યા વિનાં રહેતાં નથી. જેમ એક પાણીના રેલામાં ઘાસનાં તણખલાં તણાઇ જાય છે, પણ પથરના કકડા તણાતા નથી, પરંતુ જ્યારે આવા પાણીના અસંખ્ય રેલા એકઠા થઇ એક મોટી નદી થાય છે અને તેનો મોટો પ્રવાહ જામે છે ત્યારે તે પ્રવાહમાં મોટા પથરના કકડા નાંખ્યા હોય તો તે પણ ઘસડાઇ જાય છે તેમ અસંખ્ય મનુષ્યો એકનો એક વિચાર નિરંતર કરી તેનાં અસંખ્ય મોજાં ઉપજાવી તેનો જબરો પ્રવાહ જમાવે છે ત્યારે તે પ્રવાહની મર્યાદામાં, નાના, મોટા, નિર્બળ તથા બળવાન્ મનવાળા સર્વે તણાયા વિના રહેતા નથી.

વિચારનાં મોજાંના બળવિષે આટલો વિચાર કરી હવે પ્લેગનો જેને જરા પણ વિચાર નથી એવા બાળકને પ્લેગ શાથી થાય છે, એ શંકાનો વિચાર કરીએ.

મોટા માણસના અંતઃકરણકરતાં બાળકનું અંતઃકરણ કોઇ પણ પ્રકા-

રના વિચારોને ગ્રહણ કરે એવું વધારે નરમ હોય છે જેમ મીણની તકતીરૂપ
કાઇ ચિત્ર બોર્યું હોય તો તરત ભૂંસી શકાય છે પણ લોખંડની તકતીઉપર
તેમ થઇ શકતુ નથી, તેમ બાળકના અંતઃકરણઉપર કોઇ વિચારની અસર
થી હોય તો તરત થાય છે પણ મોટી ઉમરના માણસઉપર તેમ થતુ નથી
અને તેથી કોઇને જ કોઇ વિદ્વાને કહ્યુ છે કે બાળક ચાર પાંચ વર્ષની
ઉમરમા જેટલુ શીખે છે તેટલુ તેની આખી ઉમરમા શીખતુ નથી આમ
હોવાથી કોઈ પણ વિચારના મોજાની અસર બાળકના કોમળ અંતઃકરણ
ઉપર જેટલી થવાના સંભવ હોય છે તેટલી મોટી ઉમરના મનુષ્યોઉપર
થવાનો સંભવ હોતો નથી

હવે જે બાળકને રોગ થાય છે તે બાળકની સ્થિતિ કેવા પ્રદેશમા
હોય છે તે આપણ વિચારીએ

બાળક જે ભાગમા રહેતુ હોય છે તે ભાગમા અથવા તેની આજુ,
બાજુ રોગ ચાલતો હોય છે આ સંબંધનુ બાળકને કશુ જ્ઞાન હોતુ નથી
પણ તેના માબાપ તથા સંબંધીઓને જ્ઞાન હોય છે બાળકમા પ્રીતિવાળા
માબાપ તથા તેના સંબંધીઓ આ બાળકને વખતે રોગ થશે એવો
ભય વારંવાર ધરતા હોય છે જ્યારે જ્યારે તેઓની બાળકપ્રતિ વૃત્તિ જાય છે
ત્યારે ત્યારે તેના સંબંધની ચિંતા તેમને વેગથી થયા કરે છે આથી ભય અને
ચિંતાના વિચારોનુ વાતાવરણ જે ઘરમા તે બાળક રહેતુ હોય છે ત્યા બંધાવા
માંડે છે આ વાતાવરણમા આખા નગરના વાતાવરણમા રોગના જે વિચારો
ચાલતા હોય છે તે વિચારો પણ મળે છે કારણ કે વિચારનો એવો નિયમ છે
કે જે વાતાવરણમા એક જાતના વિચારોના મોજાં ઉત્પન્ન થતા હોય ત્યા તેવી
જ જાતના વિચારોના મોજાં તે વાતાવરણમા ખેંચાઇ આવતા આમ થતા
વાથી રોગના ભયના તથા ચિંતાના વિચારોના મોજાંથી બાળક જે પ્રદેશમાં
રહેતુ હોય છે તે વાતાવરણ પુષ્ટ થતુ હોય છે આ પ્રસંગમા કોઇ નિમિત્તથી
બાળકનુ સહજ શરીર બગડે છે—જરા અજીર્ણ જેવુ થવાથી શરીર સહજ
નરમી આવે છે તો એકદમ માતાપિતા તથા સંબંધીઓની ચિંતા તથા ભય

વધી જાય છે, અને આ સ્થિતિમાં જે વિચારનાં આંદોલનો બાળકના તરફ બાળકનાં માતાપિતા વગેરે વહેવડાવે છે, તે એટલાં તો પ્લેગને ઉત્પન્ન કરનાર હોય છે કે બાળકને અવશ્ય પ્લેગ થાય છે. કારણ કે બાળકનું અંતઃકરણ અત્યંત કોમળ હોવાથી તે આવા રોગનાં આંદોલનોને અટકાવી શકવા સમર્થ હોતું નથી. તે આંદોલનો પ્રતિક્ષણે તેના હૃદયને અસર કરે છે, અને તેથી તે મૃત્યુનો ભોગ થઇ પડે છે.

ચિંતાના, શોકના, ભયના, ક્રોધના, દ્વેષના, અમર્યાદ મોહના, વગેરે વિવિધ વિકારોના વિચારોવડે સર્વ પ્રકારના રોગ ઉભા થાય છે. ચિંતા ચિતા-સમાન છે, એ લોકોમાં ચાલતું વાક્ય કોણ નથી જાણતું ? પરંતુ આ જ્ઞાનનો ઉપયોગ કરીને રોગથી મુક્ત થોડા જ રહે છે. નિરંતર ચિંતા કરવાથી અસંખ્ય મનુષ્યોને અન્ન પચતું નથી, તથા શરીરમાં લોહી થતું નથી. શોક ઉત્પન્ન થતાં જ્હેર દુર્બળ પડી જાય છે. ભયથી શરીરની શક્તિ માત્ર હણાઇ જાય છે. ક્રોધથી ઘણાના પ્રાણ છૂટી ગયાનાં ઉદાહરણો બન્યાં છે, અને દ્વેષથી પણ શરીરની તેવી જ હાનિ થવાના દાખલા શોધનારને જડે એમ છે. આ વિકારોના વિચાર જ્યારે મગજમાં ચાલે છે, ત્યારે તત્કાળ લોહીમાં ફેરફાર થાય છે. વિચારના જ્ઞાનતંતુઓ અને લોહી ફરવાની નસોને અત્યંત નિકટનો સંબંધ છે, અને તેથી કરીને વિકારવાળા વિચારો મગજમાં ચાલતાં તેની અસર તત્કાળ લોહીઉપર થાય છે, અને તેથી લોહી બગડી વિષમય થાય છે. આ કલ્પના અથવા તર્ક નથી પણ હાલના શારીરશાસ્ત્રથી સિદ્ધ થયેલી વાર્તા છે. * શારીરશાસ્ત્રીઓએ આ વિકારો લોહીમાં જૂદાં જૂદાં વિષ ઉત્પન્ન કરે છે, એ અનેક

---

* અમેરિકાના વોશિંગટનની સ્મિથસોનીયન ઇન્સ્ટીટ્યુટ જે આજે દુનિયાની વિદ્યાસંબંધી સંસ્થામાં ( Scientific institution ) એક સર્વોત્તમ સંસ્થા ગણાય છે તેની પ્રયોગશાળામાં વિદ્યાસંબંધી-શોધોમાં અગ્રગણ્ય ગણાતા પ્રોફેસર ગેટ્સે આ સંબંધમાં અનેક પ્રયોગો કરીને સિદ્ધ કર્યું છે કે ક્રોધથી, દ્વેષથી અને એવા જ બીજા વિકારોથી શરીરમાં હાનિકારક વિષ ઉત્પન્ન થાય છે, જેમાંનાં કેટલાંક તો અત્યંત ઝેરી હોય છે. વળી તેમને જણાયું છે કે શુભ વિચારો તથા આનંદના વિચારોથી શરીર પુષ્ટ તથા બળવાન્ થાય એવાં રાસાયણિક દ્રવ્યો

પ્રયોગો કરી સિદ્ધ કર્યું છે ચિંતા કરનાર મનુષ્યના પરસેવામાં જે પ્રકારનું વિષ હોય છે, તેથી જૂદા પ્રકારનું વિષ શોક કરનારના પરસેવામાં હોય છે, અને ભય, ક્રોધ, દ્વેષ વગેરેમાં સ્વાપના રહેનારના પરસેવામાંથી નીકળતું વિષ વળી તેથી જૂદા જ પ્રકારનું હોય છે

આથી બુદ્ધિમાન મનુષ્યોને તરત સ્પષ્ટ થાય એમ છે કે વિકારી વિચારો એ જાતે અત્યંત સૂક્ષ્મરૂપમાં ઝેર જેવા છે, અને તેઓ વારંવાર સેવાતા લોહીમાં વિષને જન્માવે છે અને આ વિષ અધિક પ્રમાણમાં થતાં શરીરમાં જાત જાતના રોગો ઉત્પન્ન થાય છે

પ્લેગના સમયમાં મનુષ્યોનો મોટો ભાગ ભય અને ચિંતામાં જ ઘણો વખત ગાળે છે, અને તેનો પરિણામ એ આવે છે કે અનેક મનુષ્યોના લોહી વિકારી થાય છે અને તેમ છતાં જઠર મંદ પડી જાય છે જઠર મંદ પડવાથી અજીર્ણ થાય છે, અજીર્ણ થતાં જ્વર આવે છે, અને જ્વર આવતાં જ, નિરંતર પ્લેગનું ચિંતન કરનાર રોગી, અને તેના સંબંધીઓ ભય ધરે છે કે આ જ્વર પ્લેગનો તો નહિ હોય !

---

શરીરમાં ઉત્પન્ન થાય છે તેઓ કહે છે કે Bad and unpleasant feelings create harmful chemical products in the body which are physically injurious. Good pleasant benevolent feelings create beneficial chemical products which are physically healthful. These products *may be detected by chemical analysis* in the perspiration and secretions of the individual. More than forty of the good and as many of the bad have been detected. Suppose half a dozen men in a room. One feels depressed another remorseful another ill tempered another jealous another cheerful another benevolent. Samples of their perspiration are placed in the hands of the psycho-physicist. Under his examination they reveal all these emotional conditions distinctly and unmistakably.

આ સમયમાં રોગી મને પ્લેગનો જ જ્વર આવ્યો છે એમ દ્દઢપણે માને છે, અને સંબંધીઓ પણ તેવા જ વિચારને સેવ્યા કરે છે, તો જોતજોતામાં વ્યાધિ પ્લેગનું સ્વરૂપ ધરે છે, અને રોગીને શરીરના કોઇએક ભાગમાં ગાંઠ નીકળે છે.

સાદો જ્વર હોય, અને આમ વિચાર કરવાથી પ્લેગનો જ્વર થઈ જાય, અને ગાંઠ નીકળે, એ વાત તમારે ગળે ઉતરતી નહિ હોય. આ વાત તમારા માનવામાં ન આવે, એ સ્વાભાવિક છે. કારણ તમને વિચારના સામર્થ્યનો અનુભવ નથી. વિચાર માત્ર કરવાથી સાફ ચામડીઉપર ગમે તે જગાએ ફોલ્લા ઉઠાડનાર મનુષ્યોના દાખલા શરીરશાસ્ત્રમાં છે, અને વધસ્તંભે ખીલાથી જડેલા ઇશુખ્રીસ્તના શરીરનું વારંવાર ચિંતન કરવાથી યુરોપની ખ્રિસ્તી ધર્મની સાધ્વીઓને ( nuns ) શરીરે વધસ્તંભનાં રાતાં ચામઠાં નીકળી આવ્યાનાં પુષ્કળ દૃષ્ટાંતો તે દેશમાં પ્રસિદ્ધ છે. કલ્પના—જ્વલંત ( vivid ) કલ્પના, યથાર્થ કલ્પના—સર્વ કરી શકે છે. મને પ્લેગ થયો છે જ એ પ્રકારનું દ્દઢ માનવું, પ્લેગનાં સર્વ ચિહ્નોને પ્રકટ કરી ગાંઠ ઉપજાવે છે. કારણ મનનું દ્દઢ માનવું સર્વ કરવાને સમર્થ છે.

---

અર્થ:—" નઠારા અને દુ:ખના વિચારો શરીરમાં હાનિકારક રાસાયણિક દ્રવ્યો ઉત્પન્ન કરે છે, જે શરીરને નુકસાન કરનાર હોય છે. સારા, સુખના, અને પરોપકારના વિચારો લાભકારક રાસાયણિક દ્રવ્યો ઉત્પન્ન કરે છે, જે શરીરનું આરોગ્ય વધારનારા હોય છે. આ દ્રવ્યો રાસાયણિક પૃથક્કરણથી મનુષ્યના પરસેવામાં અને મળમાં જણાઇ આવે છે. ચાળીશ કરતાં વધારે સારા વિચારવાળા માણસોના તથા તેટલા જ નઠારા વિચારવાળા માણસોના શરીરમાં ઉત્પન્ન થયેલાં આ દ્રવ્યો જોવામાં આવ્યાં છે. ધારો કે એક ઓરડામાં છ માણસ છે. તેમાંના એકને ઉદાસી જણાય છે, બીજો પશ્ચાત્તાપ કરે છે, ત્રીજો ક્રોધમાં છે, ચોથો દ્વેષ કરે છે, પાંચમો આનંદી છે, અને છઠ્ઠો પરોપકારી છે. આ લોકોનો પરસેવો જુદો જુદો મનોવૃત્તિની ચિકિત્સા કરનારને આપવામાં આવે છે, અને તે ચિકિત્સા કરનારને આ સર્વની મનોવૃત્તિઓનું સ્વરૂપ સ્પષ્ટ અને નિર્ભ્રાંતપણે આ પરસેવા ઉપરથી જણાઇ આવે છે."

વિચારવડે શરીરમાં રાસાયણિક ફેરફારો થાય છે. માખી નહિ ગળ્યા છતાં મેં માખી ગળી છે, એવું માનતાં જ્હરમાંથી તત્કાળ ઉલટી કરાવે એવો રસ ઝરે છે, અને તે ઝરતાં મનુષ્યને ઉલટી થાય છે. અમુક અન્ન મને વાયડું પડશે, એવું માનતાં જ્હરમાંથી તેવો રસ ઉત્પન્ન થઇ, તે અન્ન વાયડું પડવાનો તેને અનુભવ કરાવે છે. અમુક દવા ખાવાથી મને ગુણ થશે એવું દૃઢપણે માનવાથી તે દવા ખાતાં શરીરમાંથી તેવું રાસાયણિક તત્ત્વ ઉત્પન્ન થઇ રોગ ટળે છે. જે દવાથી સેંકડો મનુષ્યોને ગુણ જણાયો હોય છે, તે દવા જે મનુષ્ય એમ માનતો હોય છે કે આનાથી મને કંઇ જ ગુણ થવાનો નથી, તેને કંઇ જ અસર કરતી નથી. કારણ તેના શરીરમાંથી તેના તેવા વિચારથી પ્રતિકૂળ રસ ઉત્પન્ન થાય છે, અને તેથી તેને કંઇજ લાભ થતો નથી. આમ હોવાથી ડોક્ટરો તથા વૈદ્યોનું ઔષધશાસ્ત્ર પૂર્ણતાને પહોંચ્યું નથી. જે દવાએ આજે એક મનુષ્યને ગુણ કર્યો હોય છે, તે કાલે બીજાને નુકસાન કરે છે, કારણ કે રોગ મટવાનો આધાર દવાઉપર નથી, પણ રોગીના મનની સ્થિતિઉપર છે. રોગીના મનની સ્થિતિ જ્યારે રોગ નહિ મટે એવા નિરાશાના વિચારવાળી, ભયવાળી, તથા ઉત્સાહરહિત થઇ જાય છે ત્યારે વિદ્વાનૂમાં ગણાતા ડોક્ટરોનાં પંકાયલાં ઓસડો પણ ધૂળમાટીજેવાં થઇ જાય છે, અને 'આયુષ્યની દોરી આવી રહી ત્યાં કોઇનો ઉપાય નથી,' એવાં વચનો તેમને બોલવાની ફરજ પાડે છે. રોગ મટવામાં અને થવામાં મનની સ્થિતિ જ કારણ છે, એ સત્ય સિદ્ધાંતને ડોક્ટરો તથા વૈદ્યો જ્યારે પૂર્ણપણે માનતા થશે ત્યારે દવાથી રોગ ટાળવાના અનિશ્ચિત ઉપાયોનો સર્વદા ઉપયોગ કરવાને બદલે તેઓ મનની સ્થિતિ ટાળવાના ખરા અને શાસ્ત્રીય ઉપાયોનો જ અધિક ઉપયોગ કરશે. કેટલાક વિચારવાન્ ડોક્ટરો આ વાતને જાણે છે, અને તેથી તેઓ દવા આપતાં રોગીને ઉત્સાહ તથા આશા વધે એવાં વચનો તેને કહે છે, અને જે ડોક્ટરો રોગીને ઉત્સાહ, આશા, તથા વિશ્વાસ ઉત્પન્ન કરવામાં વધારે ફતેહમંદ નીવડે છે, તે ઘણા રોગીઓને સારા કરે છે. બીજા ડોક્ટરો આપતા હોય તેની તે જ દવા તેઓ આપતા છતાં પણ લોકમાં તેમનો હલકો હાથ છે, તેમને હાથે જશ છે,

એ પ્રકારની તેમની કીર્તિ વધે છે.

મનુષ્યના શરીરમાં મન એ આરોગ્યનાં તથા રોગનાં દ્રવ્યોને ઉત્પન્ન કરનાર અત્યંત સમર્થ પ્રયોગશાળા છે. આરોગ્ય તથા રોગ બહાર નથી પણ મનુષ્યના મનમાં જ છે. શુદ્ધ વિચાર આરોગ્યને ઉત્પન્ન કરે છે, અશુદ્ધ વિચાર રોગને ઉત્પન્ન કરે છે. ભય, ચિંતા, દ્વેષ, ઉદાસી, શરીરમાં રોગનાં દ્રવ્યો રચે છે; વિશ્વાસ, શ્રદ્ધા, આશા, ઉત્સાહ, નિર્ભયતા, આનંદ, પ્રસન્નતા, શરીરમાં આરોગ્યનાં દ્રવ્ય ઉપજાવી શરીરને પૂર્ણ આરોગ્યવાળું કરે છે.

પ્લેગનું વિષ અથવા જંતુઓ—જે કહો તે–ઉત્પન્ન કરનાર મનુષ્યના વિચારો જ છે. આ પ્લેગના વિચારો આ વાતાવરણમાં હાલ જ્યાં સાં ટોળે-ટોળાં થઈને ફરે છે, અને જેઓ નિર્બળ હૃદયના હોય તેને પોતાના હૃદયમાં પેસવા અવકાશ આપે છે, તેમનાં હૃદયમાં તેઓ ઘર કરી રહે છે, અને ત્યાં ધીમે ધીમે વધી અલ્પ સમયમાં તેને પ્લેગનો ભોગ કરી મૂકે છે.

જો પ્લેગના જંતુ ઉત્પન્ન થતા હોય તો તે ઉત્પન્ન કરનાર, મનુષ્યના આરોગ્ય વિચારો જ છે. વિચારવડે આ સમગ્ર જગત્ રચાયું છે, અને વિચાર-વડે જ પ્લેગના જંતુઓ રચાય છે. આ સિદ્ધ વાર્તા છે. હાલની પાશ્ચાત્ય વિદ્યાની શોધથી પણ એ જ સિદ્ધ થયું છે, અને સમય જતાં અધિક સિદ્ધ થતું જશે. લુઇસ વેઇસ પ્રૂફર લખે છે કેઃ—I shall never forget my emotions when I first learned that the character of the vibrations of the tones of the voice could be photographed. This is done by speaking into a tube, over the other end of which is stretched a delicate, sensitive film especially prepared for the purpose, It has been demonstrated in the experiments made in this line that tones of anger, envy, selfishness, &c, give the forms of bugs, worms and other repulsive things such as represent cruelty and

disgust. But loving tones, tones that are expressive of kindness, benevolence and other desirable qualities vibrate in the form of flowers, and I once saw the likeness of a perfect rose taken in this way. I often wonder why the significance of this demonstrated fact is not more widely considered and acted upon.

અર્થ—" મનુષ્યના અવાજમાં જે ભાવ રહ્યો હોય છે તે ભાવથી ઉત્પન્ન થતાં આંદોલનો ( મોજાં ) ના સ્વભાવની છબી લેઇ શકાય છે, એ વાત જ્યારે મેં પહેલવહેલી જાણી ત્યારે મને જે લાગણીઓ થઇ તે હું કદી ભૂલી જઇશ નહિ. એક નળી જેને બીજે છેડે આંદોલનોને ગ્રહણ કરે એવી, નરમ પદાર્થ ચોપડેલી તથા તે કામ માટે ખાસ તૈયાર કરેલી તક્તી રાખવામાં આવી હોય છે, તે નળીમાં મોં રાખી બોલવાથી અવાજના આંદોલનોનાં ચિત્રો પડે છે. આ કામમાં કરેલા પ્રયોગોથી એ વાત સિદ્ધ થઇ છે કે ક્રોધના, ઇર્ષાના, અને સ્વાર્થ વગેરેના અવાજોથી માકણ, કીડા, અને બીજાં અપ્રિય પ્રાણિઓ જેઓ નિર્દયતા અને કંટાળાની મૂર્તિ હોય છે, તેમની આકૃતિઓ પડે છે, પણ પ્રેમથી ભરેલા અવાજોથી, માયા, પરોપકાર અને એવા જ બીજા પ્રિય ગુણોવાળા અવાજોથી પુષ્પોની આકૃતિઓ પડે છે અને આ રીતે એક ખરેખરા ગુલાબના ફુલની આકૃતિ પડેલી મેં જોઇ છે. આ સિદ્ધ થયેલી વાતમાં રહેલા તાત્પર્યનો શા માટે લોકોનો મોટો ભાગ અધિક વિચાર કરતો નથી, અને તે પ્રમાણે વર્તતો નથી, તેથી મને આશ્ચર્ય થાય છે."

આ ઉપરથી ક્યા તાત્પર્યનો લોકોએ વિચાર કરવાનો છે? એ જ કે માકણ, કીડા, અને એવા જ અપ્રિય જંતુઓની આકૃતિ એક જ વારના ઉચ્ચારેલા ક્રોધના, દ્વેષના વગેરે વિકારવાળા શબ્દોથી જ્યારે પડે છે, ત્યારે એ શબ્દો જ્યાં નિત્ય ઉચ્ચારવામાં આવતા હોય, તે સ્થળમાં તેવા જંતુઓ ઉત્પન્ન થાય, તથા જે શરીરમાં તેવા વિકારોના વિચારો વારંવાર કરવામાં આવે તે શરીરમાં તેવા જંતુઓ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હોવાથી રોગના જંતુ-

ત્યારે તેમની આંખો ઉઘડશે. મિ. શેલ્ટન નામનો એક બીજો પાશ્ચાત્ય વિદ્વાન્ લખે છે કેઃ—There is a disease of the lungs called pulmonary consumption. It is pronounced incurable. The doctors have been trying all kinds of experiments and every once in a while, they discover a cure, but it dose not cure. Why? Because *all disease is in the mind*, and as long as this adversary is in the mind it will hold forth in the body. This is true of all other so-called moral and *physical diseases*. (અર્થ)— "ક્ષય રોગ એ નામનો ફેફસાંનો એક વ્યાધિ છે, આ રોગ મટાડવાને ડોક્ટરો સર્વે જાતના પ્રયોગો કર્યા કરેછે અને પ્રત્યેક પ્રસંગે તેઓએ કોઈ ઉપાય શોધી કાઢ્યો છે, એમ તેઓ જાહેર કરે છે; પણ તે ઉપાયથી રોગ મટતો નથી.—શાથી? કારણ **રોગ માત્ર મનમાં રહ્યા છે**; અને જ્યાં સુધી મનમાં તે શત્રુ રહેશે ત્યાં સુધી શરીરમાં તે જણાયા કરશે. નીતિસંબંધી અને **શરીરસંબંધી બીજા કહેવાતા સઘળા રોગોનું કારણ પણ આ જ છે.**"

આવાં આવાં અનેક પ્રમાણો અત્ર ટાંકવાં હોય તો ટાંકી શકાય, પણ આ લઘુ લેખમાં તેમ કરવા અવકાશ નથી. વિચારવાન્ મનુષ્યને આટલાથી જ ખાતરી થશે કે જેમ 'સો શાણે એક મતિ હોય છે' તેમ આ દેશના તથા પરદેશના વિચારવાન્ વિદ્વાનોનો 'દુઃખ માત્રનું કારણ મન જ છે,' એવો એક જ નિશ્ચય છે.

આ પ્રમાણે લોકો પ્લેગના સમયમાં નિરંતર પ્લેગના જ અશુદ્ધ વિચારો કર્યા કરતા હોવાથી વાતાવરણમાં તે વિચારો ભમ્યા કરે છે. આમાં અસંખ્ય મનુષ્યોના ભયના, ક્રોધના, દ્વેષના, શોકના વગેરે અગણિત અયોગ્ય [illegible] ચારે બાજુએથી વધે છે. વર્તમાનપત્રો, તેમાં નિરંતર વધારો કરતાં રહે છે. મુંબઈમાં રોજના બસેં કેસ થાય છે, ને સુરતમાં દોઢસો થાય છે–આવી આવી ખબરોથી કોમળ હૃદયના મનુષ્યો છળી મરે છે. તેઓ પ્લેગના ભયના વિચારોને

આખંડ સેવ્યા કરે છે. મારા જીલ્લામાં પ્લેગ થશે તો હું શું કરીશ, ક્યાં જઇશ, એવા એવા વિચારોથી તેમનું હૃદય ધડકતું રહે છે. મારાં વહાલાં માણસોને પ્લેગ ન થાય તો સારૂ, ભલે બીજા મહેલ્લામાં નખોદ વાળી નાંખે, પણ પરમેશ્વર મને તથા મારા સંબંધીઓને બચાવે, એવા સ્વાર્થના તથા દ્વેષના વિચારોમાં તેઓ રચ્યાપચ્યા રહે છે. અને આ સર્વેનો પરિણામ શો આવ્યો છે? એજ કે રોગના અસંખ્ય જંતુઓ વાતાવરણમાં ઉત્પન્ન થયા છે અને થાય છે. તે અન્નમાં, જળમાં, ઘરમાં, મહેલ્લાઓમાં જ્યાં ત્યાં વ્યાપે છે, અને અલ્પ સમયમાં ત્રાસ વર્તાવે છે. Men, women and children are *afraid* they will get hurt. Therefore, the thought atmosphere is filled full of the germs of danger. The water we drink, the air we breathe, is full of infinitesimal demons who are bent on destroying this body. ' મનુષ્યો, સ્ત્રીઓ અને બાળકો, અમે માંદા પડીશું એ ભયથી બ્હીતાં હોય છે. તેથી કરીને વિચારનું વાતાવરણ ભયના જંતુઓથી ભરાઇ જાય છે. જે જળ આપણે પીએ છીએ, જે હવા આપણે શ્વાસમાં લેઇએ છીએ, તે આ શરીરનો નાશ કરવા ખાઇપીને મચેલા અત્યંત સૂક્ષ્મ પિશાચો ( જંતુઓ ) થી ભરાઇ જાય છે. "

વિચારમાં આકર્ષણ કરવાની એટલે ખેંચવાની શક્તિ રહેલી છે, એ વાતને બહુ થોડા જ મનુષ્યો જાણે છે. પરમાણુમાં આકર્ષણ કરવાની શક્તિ રહેલી છે, એ વાત કંઇ નવી નથી. હાલની વિદ્યા તેને સ્વીકારે છે. અને વિચાર એ પણ એક પ્રકારના અત્યંત સૂક્ષ્મ પરમાણુ હોવાથી તેમાં આકર્ષણ શક્તિ અત્યંત બળવાન્ પ્રકારની હોય એમાં આશ્ચર્ય નથી, ( *Thought goes in waves* ) વિચાર મોજાના રૂપમાં ગતિ કરે છે, એ પ્રકારનું પ્રોફેસર ક્રુક્સ જેવા વિશ્વપ્રસિદ્ધ વિદ્વાનનું વચન પણ એ જ સિદ્ધ કરે છે, અને આર્યશાસ્ત્રપ્રમાણે તો ચૈતન્યવિનાનું સર્વ દૃષ્ટ અદૃષ્ટ જગત્ પ્રકૃતિનું કાર્ય હોવાથી અને પ્રકૃતિ એ અત્યંત સૂક્ષ્મ દ્રવ્યરૂપ હોવાથી વિચાર પણ દ્રવ્યરૂપ જ છે. આ

પ્રમાણે વિચાર દ્રવ્યરૂપ હોવાથી અને તેના પ્રત્યેક પરમાણુમાં આકર્ષક શક્તિ રહેલી હોવાથી વિચારમાં પણ ખેંચવાની શક્તિ રહેલી છે, એ સિદ્ધ થાય છે.

એક જગાએ કોઇએ કચરો નાંખ્યો હોય છે અને તે ત્યાં થોડો વખત પડ્યો રહે છે, તો પછી બીજો માણસ પણ ત્યાં કચરો નાંખે છે, અને એમ કરતાં થોડા વખતમાં ત્યાં કચરો વધવા માંડે છે. એક ખુણામાં કોઇ લઘુશંકા કરે છે તો પછી ધીરે ધીરે એ ખુણામાં અનેક મનુષ્યો તેવી જ કૃતિ કરે છે. પથરાના એક કકડાપર કોઇ તેલ ને સિંદુર ચઢાવે છે તો ધીરે ધીરે અનેક મનુષ્યો ત્યાં તેલસિંદુર ચઢાવે છે. આમ થવાનું કારણ શું ? એ જ કે આ જગતમાં સજાતીય વસ્તુ એટલે એક જાતની વસ્તુ બીજી સજાતીય એટલે પોતાની જાતની વસ્તુને પોતાના તરફ ખેંચે છે. આ પ્રમાણે સજાતીયને સજાતીય ખેંચવાનો નિયમ હોવાથી એક અંતઃકરણમાં એક પ્રકારનો વિચાર દ્દઢપણે સ્થપાય છે કે તે જ જાતના વિચારો જ્યાં ત્યાંથી તેના તરફ ખેંચાઇ આવી તે વિચારને અત્યંત બળવાન્ કરે છે. જેમ પાણીનો એક પ્રવાહ દ્દઢપણે વહેવા માંડતાં બીજા અનેક પ્રવાહો તેને આવી મળે છે અને તેમ થતાં પ્રથમનો પ્રવાહ નદીરૂપ થાય છે, તે જ પ્રમાણે એક અંતઃકરણમાં એક વિચાર દ્દઢપણે વહેવા માડતાં તેવા જ વિચારો જ્યાં ત્યાંથી એકઠા થાય છે, અને તે વિચારોનું એક અત્યંત બળવાન્ વાતાવરણ બંધાય છે. અને જેમ નદીનો જામેલો મોટો પ્રવાહ જ્યાં જ્યાં તે નદી વહે છે ત્યાં ત્યાંના પ્રદેશને પોતાના જળથી પોષે છે તેમ વિચારનું આ બળવાન્ વાતાવરણ પણ જે જે મનુષ્યો તેની મર્યાદામાં આવે છે, તેમના ઉપર તેની અસર કર્યાવિના રહેતું નથી.

આ પ્રમાણે નિયમ હોવાથી આજે કોઇ પણ ગામમાં એકાદ ઘરમાં પ્રથમ જ્યારે પ્લેગ થાય છે ત્યારે ન્યુસપેપરોથી તે વાત ગામના સર્વેના જાણવામાં આવે છે. આમ થતાં તે ભાગમાં રહેનારા મનુષ્યોના અંતઃકરણમાં ભય પેસે છે. તેઓ પ્લેગ હવે વધશે એવો ભય ધર્યા કરે છે. જેની તેની સાથે પ્લેગસંબંધી વાતો કરે છે. પાસે રહેનારા માણસો રાત્રે નિરાંતે ઉંઘ લેતા પણ પ્લેગના વિચારો કર્યા કરે છે. મત્તાવાળાઓ સાવચેતી લેવાનો કલ્પા-

ખુકારક હેતુવાળો પ્રયત્ન કરે છે, પરંતુ તે પ્રયત્નથી આ ભયનો વિચાર અનેક મનુષ્યોનાં અંતઃકરણમાં બળવાન્ મૂળ ઘાલે છે. પોતાના ઘરમાં ઉંદર નીકળવાની અનેક ભયભીત મનુષ્યો ફિકર રાખ્યા કરે છે. ઉંદરોને ફરવા હરવાની જગાએ નિત્ય તપાસતા રહે છે. ગજવામાં ફેનાઇલની ગોળીઓ રાખે છે, ઘરમાં લીમડાની ધુણી કરે છે, અને આવા વિવિધ સાવચેતીના ઉપાયોવડે પ્લેગનું સ્મરણ અંતઃકરણમાં જાગ્રત્ રાખે છે. આ સર્વ ઉપાયો કરતાં છતાં પણ પ્લેગ હવે નહિ થાય, એવો વિશ્વાસ કોઇને હોતો નથી, પણ મોટો ભાગ મનના ઉંડા ભાગમાં દૃઢપણે માનતો હોય છે કે હવે આ ટાઢની ઋતુ છે માટે પ્લેગ વધ્યા વિના રહેવાનો નથી. સાધારણ તાવને પણ કેટલાક ઘણા સાવધાન ગણાતા મનુષ્યો પ્લેગમાં ગણી કાઢે છે. પૈસાની સગવડવાળા માણસો દોડભાગ કરી મૂકે છે, અને ગામબહાર ઘર કરી રહે છે. તેઓ જેને મળે છે તેને ગામમાં હવે કેમ છે, તેના પ્રશ્નો કર્યા કરે છે. ગામ બહાર ન નીકળનારને અત્યંત કાળજી બતાવી ગામ બહાર નીકળવા જ્યારે ત્યારે આગ્રહથી સલાહ આપે છે. ' આગળથી ચેતો, ચેતતા નર સદા સુખી, નહિ તો પાછળથી પસ્તાશો ' એવાં એવાં અનેક વચનો વદી જે મળે છે તેને ભડકાવે છે. આ પ્રમાણે નિત્ય થવાથી જેઓના અંતઃકરણ સહજ અસર ન થાય એવાં હોય છે તેઓ પણ ભડકે છે તેમને પણ ભય થવા માંડે છે. આમ સર્વત્ર ભય ફેલાતાં, નાનાં મોટાં સર્વે પ્લેગની જ વાતો કરવા માંડતાં, અને વાતાવરણમાંથી આ જાતના જ વિચારો જ્યાં ત્યાંથી તણાઇ આવી એકઠાં થતાં મનુષ્યસમુદાયનાં મગજરૂપી પ્રયોગશાળામાં ભય વગેરેના વિચારનાં સાધનોથી પ્લેગનું વિષ તૈયાર થઇ થઇને ચારે બાજુએ ફેલાવા માંડે છે, અને તેના સપાટામાં અનેક નિર્બળ અંતઃકરણવાળા આવી જાય છે.

સ્વચ્છ હવાવાળાં ઘરોમાં, અને જ્યાં નિત્ય સાફસુફ રહેતી હોય છે એવા બંગલાઓમાં પણ પ્રસંગે ઉંદર શાથી નીકળે છે, તેનું કારણ હવે તમારા લક્ષમાં આવે છે? તે ઘરમાં રહેતા મનુષ્યોએ પોતાના અયોગ્ય વિચા-

ગેનુ વિષ ઉત્પન્ન કરી ઘરમા તથા બગીચામા પ્રસરેલું હોય અગે, ને ઉંદરો ઉપર તેની અસર પ્રથમ થાય છે, એ પ્રકારનો વિચાર ગ્રહન મનાયનો હોવા થી એ ઉત્પન્ન થયેલા વિષના તથા વિચારના પ્રભાવથી ઉંદર તેનો ભોગ થઈ પડે છે

તમને અનેક શકાઓ આ ઉંદર મરવાના કારણમા લખેલા ખુલાસા વિષે થાય છે, અને થાય તેમા નવાઈ નથી કારણ તમારા મનમા પ્લેગ થવા ના કારણો જુદા જ હોવા છે તમે સ્વતંત્ર વિચાર કરી પ્લેગના કારણો નિર્ણય કર્યા નથી બીજાના કારણો તમે સાંભળી તેને માની બેસ છો તે બીજા ઓને પણ પોતાના આપેલા કારણોવિષે સશય છે જો તેમના કારણો ખરા જ હોય તો તે મરણો સામે તેઓ લે ૫ા ૪ તેટલા ઉપાય લે છે, તથાપિ પણ પ્લેગ નિર્મૂળ થતો નથી તેથી ખરૂ પ્રગટ મરણુ કોઈ જુદુ જ છે, અને તે બીજુ કોઈ નથી પણ આર્ય શાસ્ત્રકારોએ સ્થાપેલુ मन एव मनुष्याणां कारण बन्धमोक्षयो । બંધ અને મોક્ષનુ અર્થાત્ દુ ખ અને સુખનુ કારણ મનુષ્યોનુ પોતાનુ મન જ છે એ જ છે આ કારણ કેવળ સત્ય છે, તે અનુભવથી સિદ્ધ થયેલુ છે અને આ કારણુનો જ્યા સુધી ઉપાય કરવામા નહિ આવે ત્યા સુધી પ્લેગ અથવા અન્ય કોઈ વ્યાધિ અથવા કોઈ પણ પ્રકારનુ દુ ખ મટવા ટળવા લેશ પણ સભવ નથી એ જેમ જેમ તમે અધિક વિચાર કરશો તેમ તેમ અધિક સ્પષ્ટ થતુ જશે

તમને શકા થશે કે જ્યારે પ્લેગના જતુઓ અથવા વિષ મનમા જ ઉપજ થાય છે, બહાર ઉપજ થતા નથી તો પછી પ્લેગના ભાગમાથી દૂર જઈને વસવાથી પ્લેગ ઓછો થતો કેમ જણાય છે ? બહાર પણ તેના તે જ માણસો હોવાથી પ્લેગ બહાર પણ ચાલવો જોઈએ તો આ સમાધાન એ છે કે બહાર રહેવા જવાથી મનુષ્યો પોતાને નિર્ભય માને છે તેઓ જાણે છે કે હવે આપણે પ્લેગના ભાગમાથી દૂર આવ્યા હવે આપણને તેનો ચેપ લાગ વાનો નથી, માટે હવે આપણુ કશી ધાસ્તી નથી આ પ્રકારની તેઓને દૃઢ ખાતરી થવાથી તેમના મનના વિચારનુ સ્વરૂપ ફરી જાય છે પ્લેગ ના સબધ મા તેમના અંતઃકરણમા એક પ્રકારની નિર્ભયતા રહે છે, અને આમ થવા

તેમના પોતાના હૃદયમાં જેમ રોગજનક વિષ ઉત્પન્ન થતું નથી, તેમ તેમના નિર્ભયતાના વિચારો થવાથી પ્લેગના બીજા માણસોના વિચારોનું વિષ પણ તેમના તરફ તણાઇ આવતું નથી. પણ આવા શુદ્ધ સ્થાનમાં રહેતા, એક અત્યંત નિર્બળ મનવાળા મનુષ્યના હૃદયમાં તમે કોઇ પણ ઉપાયથી એવી ખાતરી કરો કે તને પ્લેગના રોગીનો સ્પર્શ થયો છે અને તેના જંતુઓનો તારા શરીરમાં પ્રવેશ થયો છે ( જો કે આમાંનું કંઇ જ ન બન્યું હોય ) અને આ વાતને જો તે દૃઢપણે માનશે, અને તે વાતનો વિચાર કર્યા કરશે તો તેનો શીમલામાં વાઇસરોયના અત્યંત વિશુદ્ધ મહાલયમાં નિવાસ હશે તો પણ ત્યાં તેને પ્લેગ થશે, અને તેના મનની સ્થિતિ ફરે એવો જો ઉપાય નહિ થયો હોય તો અવશ્ય તેનું મૃત્યુ થશે.

'પ્લેગથી અમને શું થવાનું છે, અમે કંઇ ચેપના બાપથી ડરતા નથી, આવખું આવી રહ્યું હશે તો ઘરમાં કે જંગલમાં સર્વ જગાએ મોત છોડવાનું નથી.' આવું બોલનારા ઘણા માણસો પણ પ્લેગના સપાટામાં સપડાઇ ગયેલા અમે જોયા છે. વળી ઘરમાં ઉંદર નીકળ્યા છતાં પણ નિર્ભય રહી ઘરમાંથી ન નીકળનાર પણ પ્લેગથી પછડાયા છે. જો ભય જ પ્લેગમાં કારણ હોય અને નિર્ભયતા ધરવાથી પ્લેગથી બચાવ થતો હોય તો આવા માણસો મરે છે તેનું શું કારણ ? આ સિદ્ધાંત જો ખરો હોય તો આવા માણસો ઉલટા ન મરવા જોઇએ, પણ મરે છે, તેથી ભયવાળા વિચારોથી જ પ્લેગ વ્યાપે છે, એ સિદ્ધાંત કેવળ સાચો નથી,' એવી શંકા તમારામાંથી કોઇ કોઇને ઉઠતી, પ્રિય વાચક ! અમને જણાય છે. પરંતુ આ શંકા મનુષ્યનું અંતઃકરણ પડદામાં રહેલું હોવાથી જ ઉઠે છે. જો મનુષ્યનું અંતઃકરણ કેવું છે, તે સર્વને સ્પષ્ટ જોવાની શક્તિ હોય તો આવા નિર્ભયતાનો ફાંકો રાખનાર મનુષ્યો જેવું બોલતા હોય છે, તેના કરતાં તેમનું અંતઃકરણ જુદા જ પ્રકારનું છે, એવું સર્વને જણાઇ આવ્યા વિના રહે નહિ. તેઓ ઉપરથી વાઘ જેવા હોય છે, પણ મહીંથી પોચકીદાસ હોય છે. તેઓ નિર્ભય હોવાનું ખોટું ડોળ માત્ર કરતા હોય છે. સામા માણસોને, હું કશાથી ડરતો

નથી, એવુ બતાવવાનો તેમનો આશય હોય છે, અને આવી મિથ્યા કીર્તિની આશાથી, તે આશાના વેગમા, તેઓ ઉદરવાળા ઘરમા, અદરથી અંત કર ણ લથુ લથુ થતુ હોય છે તોપણ પડયા રહે છે અને આવા ભયભીત અત કરણથી પ્લેગના સ્થાનમા પડયા રહેવાથી અથવા પ્લેગના રોગીનો સ્પર્શ કરવાથી, અથવા મરેના ઉદર ઘરમા નીકળવા છતાં તે સ્થળથી વેગળા ન જવાથી ભયવડે તેમના શરીર પ્લેગને માટે લાયક થવાથી તેઓ પ્લેગના ભોગ થઇ પડે છે યથાર્થ નિર્ભય અત કરણવાળાને પ્લેગના સ્થાનમા પડી ર હેવાથી કઇ જ થતુ નથી યથાર્થ નિર્ભયતાઆગળ પ્લેગના જતુઓનુ કે કાઇ પણ વ્યાધિનુ કઇ જ ચાલતુ નથી પ્લેગના રોગીની સારવારમા રાત્રિ-દિવસ રહેનાર અનેક મનુષ્યોને પ્લેગના જતુઓ નિરતર શ્વાસમાં લીધા છતા પણ કઇ જ થયેલુ ન હોવાના પુષ્કળ દાખલાઓ જડી આવે એમ છે એથી ઉલટુ સર્વ પ્રકારે શરીરે નીરોગ મનુષ્યો, રોગીને માત્ર મહજ જોવા આવ વાથી રોગના ભોગ થઇ પડયા છે

પ્લેગના વખતમા પ્લેગનો અધિક વિસ્તાર ભયવડે જેટલો થાય છે, તેટલો બીજા કશાથી થતો નથી ભયવડે મનુષ્યો એક રા ત્રિમા જુવાનના ઘરડા થઇ ગયા છે, ઘણા ગાંડા થઇ ગયા છે, ઘણાને મહા ભયકર રોગ થયા છે, અને ઘણાના પ્રાણ છૂટી ગયા છે દરેક દેશમા મનુષ્યોના ઇતિહાસમાથી આવા પુષ્કળ દાખલા મળી આવે છે

જે જે પ્લેગના કેસોમા રોગીનો ભય પ્રતિક્ષણ વધતો ગયો છે, ત્યા ગમે તેવા કુશળ ડોક્ટરોની તથા વૈદ્યોની મદદ લીધા છતા તથા સફળ ગણાતા ઉપચારો કરતા છતા પણ રોગીનો મૃત્યુથી બચાવ થયો નથી, અને જ્યા જ્યા રોગીનો ભય બહારના ગમે તેવા નિમિત્તોથી ઓછો કરવામા આવ્યો છે, ત્યા રોગીનો બચાવ થયો છે

પ્લેગના ચિહ્નોનુ ચિતન, પ્લેગના વારવાર વિચાર, અને તેનો ભય, એ પ્લેગને ઉત્પન્ન કરનાર સમર્થ કારણ આજે થયુ છે અયોગ્ય આહાર અ યોગ્ય વિહાર, અયોગ્ય હવા, અયોગ્ય પાણી વગેરે આરોગ્યને બગાડના

હેતુઓ, તેમાં મદદ કરનાર હેતુઓ થઇ પડયા છે, પણ મુખ્ય કારણ તો ઉપર કહ્યું તે જ અર્થાત્ મનના વિકારો છે. આ મુખ્ય કારણ ન હોય તો આરોગ્યને બગાડનારા આ પાછળથી કહ્યા તે હેતુઓ, પ્લેગનો આટલો બધો વિસ્તાર કરવામાં કદી પણ સમર્થ ન થાય એ નક્કી છે.

પણ અયોગ્ય આહાર, અયોગ્ય હવા વગેરે હેતુઓ જો પ્લેગને કરનાર ન હોય તો નઠારી હવામાં રહેનાર લોકોમાં પ્લેગ વધારે ચાલે છે, અને સારી હવામાં રહેનારા તથા આરોગ્યના નિયમો પાળનાર યુરોપીયનોમાં પ્લેગ ઓછો અથવા નહિ જેવો ચાલે છે તેનું શું કારણ? તેનું કારણ એ જ કે સારી હવામાં રહેનાર મનુષ્યો જાણે છે અને માને છે કે અમે સારી હવામાં રહીએ છીએ માટે અમારે ત્યાં પ્લેગના જંતુઓ ઉત્પન્ન થવાનો સંભવ નથી, અને તેથી તેઓ મોટે ભાગે પ્લેગના ભયથી નિર્ભય રહેતા હોવાથી ત્યાં પ્લેગના જંતુઓ ઉત્પન્ન થવા સંભવ આવતો નથી. એથી ઉલટું ખરાબ હવાવાળાં સ્થળોમાં પ્લેગ ઉત્પન્ન થવાનો સર્વે ભય રાખે છે. જો તે ત્યાં પ્લેગ ફાટી નીકળવાનાં અનુમાનો બાંધે છે, સત્તાવાળાઓ તેવા સ્થળોમાં નિત્ય દોડધામ કરી મૂકી, લોકોમાં પ્લેગનો ભય વધારી મૂકે છે, વગેરે કારણોથી તેવાં સ્થળોમાં ભયના વિચારનાં મોજાં નિત્ય એકઠા થતાં ત્યાં જંતુ અથવા વિષ જામવાનો સંભવ થાય છે

પ્રતિપક્ષી કહેશે કે ભયથી અને તેના ચિંતનથી પ્લેગ થાય છે, એમ સ્વીકારીએ, પણ પ્રથમ જે મનુષ્યને પ્લેગ થયો તેને તો ભય ન હોતો? તે તો પ્લેગનું ચિંતન કરતો ન હોતો? પ્રથમ માણસમાં પ્લેગનાં જંતુ શાથી થયાં?

બુદ્ધિમાન્ મનુષ્ય પોતે વિચાર કરે તો આ શંકાનું સમાધાન જડી આવે એમ છે. આજે પ્લેગ જે રૂપમા દેખાયો છે, તેવું તેનું રૂપ એક દિવસમાં રચાયું નથી. પ્લેગનું આ પ્રકારનાં ચિહ્નવાળું સ્વરૂપ ક્રમથી રચાયું છે. જેમ નાની ઉધરસ ધીમે ધીમે મોટી થઇ વધી, આખરે ક્ષયજેવું મોટું રૂપ ધરે છે, તેમ આ પ્લેગનું સ્વરૂપ વિવિધ મનુષ્યોના અંતઃકરણમાં થોડું થોડું

રચાઈ આજે તેનું આ પ્રકારનું રૂપ થયું છે. વરાળયંત્ર પહેલવહેલું નીકળ્યું ત્યારે તેનું અત્યંત સાદું સ્વરૂપ હતું. તેમાં પ્રત્યેક શોધક સમયે સમયે નવો નવો સુધારો કરતો ગયો, અને આજે તે આવું અટપટી કારીગરીવાળું અદ્ભુત યંત્ર થયું છે. રોગો પણ એ જ પ્રમાણે મનુષ્યોનાં મન ક્રમે ક્રમે રચે છે. વરાળયંત્રના પ્રથમ શોધનારની રચના ઉપર જેમ અનેક શોધકો સુધારા કરતા ગયા છે તેમ પ્રથમ કોઈ મનુષ્યના મનના અયોગ્ય વિચારના પરિણામમાં તેના શરીરમાં પ્લેગના રોગનું સાધારણ સ્વરૂપ બંધાયું, પછી તેના જેવા જ મનની સ્થિતિવાળા બીજા તેના સંબંધીઓમાં તેવું, પણ સહજ વધારાવાળું સ્વરૂપ બંધાયનું અને એમ ધીરે ધીરે અમુક પ્રકારના ચિહ્નવાળા રોગના નિશ્ચયો મનુષ્યોમાં બંધાતાં જતાં આજે તેનું આવું સ્વરૂપ થયું છે. પ્રથમ રોગ થવામાં મનના પાસ કોઈ વિકાર કારણ હતા, આજે ભય નામનો મહા વિકાર તેને સર્વત્ર ફેલાવનાર થયો છે. જેમ કોઈ મોટી લાગેલી આગમાં, પ્રથમ કારણ કોઈના ઘરમાં પડેલું સળગતું બીડીનું ઠુંઠું હોય છે, પણ પછી તે ઘરની પાસે આવેલી ઘાસલેટના વેપારીની દુકાનો હોય છે તેમ પ્રથમ પ્લેગવાળાને મનના બીજા વિકારો કારણ હોય છે. પણ ત્યાર પછીના અસંખ્ય લોકોને ભય તથા પ્લેગનું ચિંતન મુખ્ય કારણ હોય છે હવે પછી પણ લોકો આ પ્લેગના વિચારોને પોષણ આપ્યા કરશે, તો એ રોગના સ્વરૂપમાં ક્રમે ક્રમે વધારો થતો જશે, અને આથી પણ તેનું વધારે વિલક્ષણ ભયંકર સ્વરૂપ થશે. તાત્પર્ય એ છે કે પ્લેગના રોગનું આજે આપણે જે આ સ્વરૂપ જોઈએ છીએ તે એક દિવસના એકાદ મનુષ્યના વિચારોનો પરિણામ નથી. પણ ઘણા કાળથી ચાલતા આવેલા મનુષ્યોના વિકારવાળા વિચારોનો પરિણામ છે.

પ્રત્યેક સુખ અથવા દુઃખ મનુષ્યોનાં કર્મ અથવા ક્રિયાવડે જ ઉત્પન્ન થાય છે, અને ક્રિયાના પૂર્વે તે ક્રિયાને કરાવનાર યોગ્ય અથવા અયોગ્ય વિચાર હોય છે, અને વિચાર મનમાંથી ઉત્પન્ન થાય છે, માટે મન એ જ સર્વ પ્રકારના સુખદુઃખનું મૂળ કારણ છે, એમાં બુદ્ધિમાન્ મનુષ્યને શંકા કરવા સરખું ઇ જ નથી.

પ્લેગ વગેરે મોટા રોગો ઇશ્વરના કોપથી થાય છે, એમ જેઓ માનેછે તેઓ પણ સર્વે રોગો મનુષ્યના અયોગ્ય વિચારથી આવે છે, એ સિદ્ધાંતને જ સ્વીકારે છે, એમ વિચાર કરતાં સ્પષ્ટ થાય છે. કારણ કે જ્યાં સુધી મનુષ્યો યોગ્ય કૃતિ કરે છે ત્યાં સુધી ઇશ્વર કદી કોપ કરતા નથી, પણ જ્યારે તેઓ અયોગ્ય કૃતિ કરે છે ત્યારે જ તેમનો કોપ થાય છે. અને અયોગ્ય કૃતિ અયોગ્ય મન હોય છે તો જ થાય છે, જેથી અયોગ્ય મન જ ઇશ્વરના કોપમાં કારણ રૂપ થવાથી મરકી વગેરેમાં અયોગ્ય મનવિના સાક્ષાત્ કારણ અન્ય કોઇ પણ નિશ્ચય કરી શકાય એમ નથી. અયોગ્ય કૃતિવિના ઇશ્વર પોતાની નજરમાં આવે તેમ મનુષ્યોને દુઃખો આપતા હોય તો ઇશ્વર કોઇ મોટા જુલમગાર રાજા જેવા જ હોવા જોઇએ; અને એમ હોય તો ઇશ્વરમાં ઇશ્વરપણું રહેતું નથી. અન્યાયથી નજરમાં આવે તેને ગમે તેવું દુઃખ આપનારને કોઇ ઇશ્વર કહેતું નથી પણ યોગ્ય કર્મનુ યોગ્ય ફળ આપનારમાં જ ઇશ્વરપણું હોય છે; અને એમ હોવાથી પ્લેગ એ જો ઇશ્વરના કોપનું જ ફળ હોય તો પણ લોકોએ તે પોતે પોતાના અયોગ્ય મન વડે જ મેળવી લીધું છે એમ સર્વ સ્પષ્ટ થાય છે.

તમને શંકા થતી હશે કે જ્યારે અયોગ્ય મન અથવા વિચાર વડે જ પ્લેગ જેવા ભયંકર વ્યાધિઓ થાય છે ત્યારે, તેવા અયોગ્ય વિચાર કરનારા જ ...પ્લેગના સપાટામાં આવવા જોઇએ. પણ આપણે જોઇએ છીએ કે પ્લેગમાં તો જેમ ઘણા પાપીઓ મરે છે, તેમ સારા પુણ્યવાન મનુષ્યો પણ મરી જાય ...ઘણા નીતિએ તથા સદ્‌ગુણે ચાલનારા, ઇશ્વરની ભક્તિ કરનારા પુણ્યવાનો ...શું આ પ્લેગમાં મરી જાય છે. જો અયોગ્ય વિચાર કરનારને જ આ દુઃખ ...વવું હોય તો આવા સારે માર્ગે ચાલનારને શા માટે પ્લેગ થવો જોઇએ? ...શ્વરના ન્યાયી રાજ્યમાં શા માટે પાપડી ભેગી ઇયળ બફાઇ જવી જોઇએ? ...લોકો બેઓ પુણ્યવાનો પણ શા માટે બોરકુટા થઇ જવા જોઇએ?

...આ શંકા તમને યોગ્ય વિચાર કોને કહેવો તથા અયોગ્ય વિચાર ...કોને, તેનું સ્વરૂપ ન સમજવાપણું હોવાથી જ ઉઠી છે. યોગ્ય વિચારનું

ખરેખરૂં સ્વરૂપ જો તમારા લક્ષમાં હોત તો આ શંકા તમને ઉઠત જ નહિ. તમ જેને નીતિએ ચાલનારા કહો છો તે કેટલેક અંશે નીતિએ ચાલનાર ખરા, પણ આ પ્લેગથી બચાવ કરે એવી તે નીતિ હોતી નથી. તેઓ ઇશ્વરભક્ત કંઇક અંશે ખરા, પણ તેમની ઇશ્વરભક્તિ પ્લેગથી બચાવનારી ઇશ્વરભક્તિ નથી. મહુવામાં લાકડાનાં બોર, કેરી, બદામ. સીતાફળ, વગેરે પદાર્થો થાય છે. તેઓ દેખાવમાં સર્વ રીતે બોરને, કેરીને, બદામને કે સીતાફળને મળતા હોય છે. જોનારને દૂરથી તે ખરાં બોર, કેરી કે બદામજેવા લાગે છે. હાથમાં તેને લીધાં ન હોય ત્યાં સુધી તે કૃત્રિમ છે એમ ભાન થતું નથી, પણ આવા કૃત્રિમ પદાર્થનો સ્વાદ કશો હોતો નથી. તેથી ભુખ ભાગતી નથી. મુખમાં સ્વાદ જ આવે અને ભુખ ભાગે ને જ આહારનો પદાર્થ ગણાય. જે નીતિથી, જે સદાચારથી, જે ભક્તિથી, જે જ્ઞાનથી દુઃખ ભાગ્યું નહિ, વ્યાધિના ભયથી છુટ્યા નહિ, નિર્ભયતા આવી નહિ, શાંતિ મળી નહિ, તે નીતિ નીતિ નથી, તે સદાચાર સદાચાર નથી, તે ભક્તિ ભક્તિ નથી, તે જ્ઞાન જ્ઞાન નથી. નીતિ, ભક્તિ જ્ઞાન દુઃખથી, વ્યાધિથી, મૃત્યુથી છોડાવનાર હોય છે. નીતિમાન્ પણ અનીતિમાનના જેવો જ દુઃખને પામે, ભક્ત પણ અભક્તની પેઠે જ વ્યાધિઓથી રીબાય, જ્ઞાનીઉપર પણ અજ્ઞાનીના ઉપર ચાલતી હોય તેવી જ મરણની સત્તા ચાલે તો તે નીતિ, તે ભક્તિ, તે જ્ઞાન, મહુવાના લાકડાંનાં બોર જેવું દેખવા માત્ર છે. અજાણ્યા લોકોને જોઇને માત્ર રાજી થવા જેવું છે. ખાન બહાદુર દીવાન બહાદુર, કે. સી. આઇ. ઇ. વગેરે ઇલકાબોનાજેવું સત્તાવિનાનું ઢમઢોલ ને માંહે પોલ જેવું છે. દુઃખ ઉપર સત્તા મળી, એનું જ નામ ખરી નીતિ છે, એનું જ નામ ખરી ભક્તિ છે, અને એ જ ખરૂં જ્ઞાન છે.

આ લખીને શું તમે, આજે જેને જેને દુઃખ છે તે સર્વને અનીતિમાન, અભક્ત અને અજ્ઞાની કહો છો? અને તમને એકલાને જ નીતિમાન્ ભક્ત અને જ્ઞાની ગણો છો! હા, જેટલું જેટલું જેને દુઃખ છે, તેટલા અંશમાં તેમને અનીતિમાન, અભક્ત, અને અજ્ઞાની કહીએ છીએ: અને લેખક પોતે પણ જેટલા અંશમાં પોતાને દુઃખી જોતો હોય તો તે તે અંશમાં તે અજ્ઞાની અભ-

વા અભક્ત છે જ, એમાં કશો સંશય નથી. જે સત્ય છે તે સ્પષ્ટ થવું જ જોઇએ. આ કસોટીથી અમુક અજ્ઞાની ગણાઇ જાય છે, અથવા અમુક અભક્ત ગણાઇ જાય છે, એવા ભયથી સત્ય સિદ્ધાંતને સ્થાપિત કરતાં શા માટે સંકોચાવું જોઇએ?

આવી પૂર્ણતાવાળી સ્થિતિ તો ઇશ્વરવિના કોઇની હોઇ જ શકે નહિ. સર્વ કોઇ કોઇ બાબતમાં અપૂર્ણ હોવાના; અને તેથી સર્વને દુઃખ રહેવાનું, અને તેથી આ વિષય લખવાની મહેનત નકામી છે. આવી શંકા વળી તમને ફુરણ થએલી જણાય છે.

ઇશ્વર વિના આવી સ્થિતિ કોઇની હોઇ શકે જ નહિ, એ વાર્તા સાચી છે. અને આ વાર્તા સાચી હોવાથી જ દુઃખ માત્ર ટળવાનો સર્વને સંભવ છે, અને તેથી જ આ વિષય લખવાની મહેનત સાર્થક છે.

શી રીતે? ધૈર્યથી બડક્યાવિના આગળ શાંત ચિત્તથી અવલોકો.

દુઃખ માત્રથી ઉગરવાનો વેદાંતશાસ્ત્ર એક જ ઉપાય મેઘથી પણ અધિક ગંભીર નાદવડે વદે છે, અને તે એ છે કે ज्ञानादेव हि मुक्तिस्यात् नान्यथा... કેવળ જ્ઞાનથી જ મુક્તિ અર્થાત્ સર્વ દુઃખનો નાશ અને સર્વ સુખ મળે છે, આવિના અન્ય કોઇ જ ઉપાય નથી. અને આ દુઃખ માત્રનો નાશ કરનારું જ્ઞાન કયું છે? પોતાના સ્વસ્વરૂપનું જ્ઞાન. तत्त्वमसि તે ઇશ્વર જેને તું કેવળ સુખસ્વરૂપ માને છે, જેને દુઃખનો સ્પર્શ નથી એમ તું સ્વીકારે છે, જેનું સર્વઉપર અધિપતિપણું તું ગણે છે, તે તું જ છે તે તારૂં પોતાનું આત્મસ્વરૂપ છે. તે અને તું એકજ છે. जीवो ब्रह्मैव ना परः જીવ અને બ્રહ્મ જૂદા નથી. ઉભય એક જ છે. તું જે પોતાને જીવ માને છે તે તેવો નથી, પણ ઇશ્વર છે. અપૂર્ણ નથી, પણ પૂર્ણ છે, અને પૂર્ણ હોવાથી સર્વ દુઃખથી તું રહિત છે.

આમાં શું નવું કહ્યું? આ તો અમે જાણતા જ હતા. પર્વતમાંથી પ્રસવની વેદનાના મોટા મોટા બરાડા પાડવાજેવું કરીને આખરે આ ઉંદર જ કાઢ્યો! હા, એ ઉંદર તો છે, પણ જે અજ્ઞાનની જબરી અને બીજા કોઇ પણ ઉપાયે ન છેદાય એવી મોટી જાળમાં તમે અનાદિ કાળથી ગુંચવાયા

છો, તેના મર્મ તંતુઓને કાતરી નાખીને તમને તત્કાળ મુક્ત કરનાર એ ઉદાર છે

તત્ત્વમસિ તે તું છે, અથવા જીવો બ્રહ્મૈવ નાપર જીવ અને બ્રહ્મ જુદા નથી, આ વેદાંતશાસ્ત્રના સમગ્ર કલ્યાણને આપનાર તથા દુઃખ માત્રથી છોડાવનાર સર્વોપરી નિશ્ચયનો જ્યારથી મનુષ્યોએ અભ્યાસ છોડી દીધો છે, અને હું જીવ છું, હું દુઃખી છું, એવા એવા અયોગ્ય નિશ્ચયોનો જ્યારથી અભ્યાસ કરતા થયા છે ત્યારથી તેઓ સર્વ દુઃખના ભોગ થઇ પડ્યા છે વેદાંતશાસ્ત્રના આ શુદ્ધ નિશ્ચયનો અભ્યાસ જ મનુષ્યોને આ પ્લેગ અને પ્લેગના જેવા અસંખ્ય વ્યાધિઓથી તથા સાક્ષાત્ મૃત્યુથી પણ મુક્ત કરનાર છે જેને લોકો જીવ કહે છે તે જીવ નથી વ્યાધિનો પ્લેગનો કે મૃત્યુનો ભોગ થઇ પડે એવો તે અલ્પશક્ત નથી, દુર્બળ નથી, પરંતુ વ્યાધિઉપર અને પ્લેગઉપર અધિપતિપણું ભોગવનાર તે ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ છે, એવો આ વેદાંતનો સર્વોપરિ નિશ્ચય મનુષ્યોની અસંખ્ય વિપત્તિઓને ટાળનાર છે, એટલું જ નહિ પરંતુ તેમને સર્વ સંપત્તિઓને આપનાર છે, એમાં સંશય કરવા સરખું લેશ પણ નથી એમાં જેઓને સંશય ઉઠે છે તેઓ વેદાંતના આ શુદ્ધ નિશ્ચયના સ્વરૂપને અલ્પ અંશે પણ સમજતા નથી

જેઓ વેદાંતના આ નિશ્ચયને જાણે છે અર્થાત્ જેમને આ નિશ્ચયનું જ્ઞાન દીર્ઘ સમયથી થયું છે, તથાપિ પણ જેઓને વ્યાધિઉપર, મૃત્યુઉપર અને વિપત્તિઉપર અધિપતિપણું મળ્યું નથી, જેઓ વ્યાધિથી પ્રસંગોપાત્ત પીડાય છે, મૃત્યુ જેમને ભય ઉત્પન્ન કરે છે અને જેઓ વિપત્તિ આવવાથી વારંવાર દુઃખના નિઃશ્વાસ નાખ્યા કરે છે, તેઓએ આ વેદાંતના નિશ્ચયને જાણ્યો નથી તેઓનું જ્ઞાન શાસ્ત્ર જેને જ્ઞાન કહે છે, તે નથી તે માત્ર બુદ્ધિનો વિલાસ છે તે એક પ્રકારની પંડિતાઇ છે ધઉંના દાણાની પાડેલી છબીને વાવવાથી જેમ ધઉં ઉગતા નથી, પણ સાચા દાણા વાવવાથી જ ધઉં ઉગે છે, તેવું આ ધઉંની છબી જેવું જ્ઞાન છે

વેદાંતના આ શુદ્ધ નિશ્ચયનું જ્ઞાન, મનુષ્યોને પોતાના ઇશ્વરત્વનો

ત્યારે જ અનુભવ કરાવે છે કે જ્યારે મનુષ્યો આ જ્ઞાનમાં મન, વાણી અને શરીરથી ડુબેલા રહે છે; જ્યારે તેઓ જાગ્રત, સ્વપ્ન વગેરે સર્વ અવસ્થામાં, તથા સર્વ કાળમાં આ જ્ઞાનને જ જાગ્રત્ રાખે છે. પરંતુ હાલના વેદાંતીઓનો મોટો ભાગ શાસ્ત્રના ગ્રંથો પોતે વાંચતી વખતે અથવા બીજા આગળ તેની કથા કરતી વખતે જ માત્ર મુખેથી આ નિશ્ચયોને બોલે છે, પણ હૃદયમાં આ નિશ્ચયોનો તેમને સ્પર્શ સરખો હોતો નથી. સળગતી શગડીથી પંદર ગજ દૂરે ટાંગેલી તપેલીમાં ઓરેલી ખીચડી રંધાઇને તૈયાર થયેલી કોઇએ કદી સાંભળી છે? પાત્રને અગ્નિનો સ્પર્શ થયાવિના રસોઇ થતી નથી તેમ શુદ્ધ જ્ઞાનના નિશ્ચયો હૃદયમાં ઓતપ્રોત થયાવિના, મન, વાણી અને કાયા તેમાં તન્મય થયાવિના જ્ઞાનનું ફળ જે પૂર્ણતા, નિર્ભયતા, અને દુઃખનો સમૂળ નાશ તે થતો નથી.

હું આ મરણ પામવાના તથા રોગ થવાના સ્વભાવવાળું શરીર નથી, પણ જેને કોઇ પણ રોગ થવાનો કોઇ કાળે સંભવ નથી એવો ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ છું, એવો નિશ્ચય મનુષ્ય જે ક્ષણે કરે છે અને તે નિશ્ચયને સર્વ પ્રસંગે સ્મરણમાં રાખે છે, તે જ ક્ષણથી તે સર્વ પ્રકારના વ્યાધિના ભયના વિચારથી છુટે છે.

પ્લેગનો ભય મનુષ્યને શાથી થાય છે? કારણ તે માને છે કે હું મરી જાઉં એવા સ્વભાવવાળો છું. મને વ્યાધિ થાય એવા લક્ષણવાળો હું છું. વ્યાધિની મારા કરતાં બળવાન્ સત્તા છે. મનુષ્યનો આ નિશ્ચય તેના અંતઃકરણમાં પ્લેગનો ભય ઉપજાવે છે. પ્લેગની વાત સાંભળી તેને કંપાવે છે. હું ચૈતન્યસ્વરૂપ હોવાથી મારાઉપર વ્યાધિની કે પ્લેગની કાંઇ જ સત્તા નથી એવો નિશ્ચય મનુષ્ય કરે અને આ નિશ્ચયને સર્વદા સ્મરણમાં રાખે તો પ્લેગ કે કોઇ પણ વ્યાધિ તેને ભય ઉપજાવવાને કિંચિત્ પણ સમર્થ નથી.

મનુષ્ય એક કાનખજુરાથી કે એક વીંછીથી કેટલો બળવાન્ છે? તેને એક પથરો મારી પૂરો કરવા મનુષ્ય શક્તિવાળો છે. તથાપિ આ જગતમાં કેટલા બધા મનુષ્યો કાનખજુરાને કે વીંછીને દશ હાથથી દેખી હાળી મરે.

તેને વેગળેથી દેખીને કેટલાક તો એ બાપરે એવી બુમો પાડે છો! શું વીંછી મનુષ્યથી બળવાન છે! છતાં આ મનુષ્યોની આવી સ્થિતિ કોણ કરે છે!' તેઓના મનનો વીંછીને પોતાથી અધિક બળવાન માનવાનો નિશ્ચય.

શું એક માખી બાળકથી બળવાન છે! મોં ઉપર ઉડની માખીને ઉડાડવા બાળક શું શક્તિવાન નથી હોતું ? તો પણ કેટલાં બધાં બાળકો મોં ઉપર ઉડતી માંખીથી બીહે છે અને તેને ઉડાડવાને પોતાનામાં સંપૂર્ણ બળ છતાં પોતાની માને તે ઉડાડવા બુમો પાડે છે.

પ્રિય વાચક ! તમે બળવાન છો. વ્યાધિને મચ્છરની પેઠે કે માખીની પેઠે મસળી નાંખવા સમર્થ છો. પ્લેગને તમે તમારાથી સર્વદા દૂર રાખવા સમર્થ છો. તમારા વિચારમાં તેવું બળ છે, કારણ તમે ચૈતન્યસ્વરૂપ છો. તમે ચૈતન્ય હોવાથી તમને વ્યાધિ કંઇ જ કરી શકનાર નથી. પણ તમે તમારા પોતાના બળને, વ્યાધિને તમારાથી બળવાન્ માની ઓછું કરી નાંખ્યું છે, અને તેથી વ્યાધિ આજે સર્વોપરિ થઈ બેઠો છે.

'શું માનવાથી આમ બળ ઓછું થઈ જતું હશે કે ! માન્યું કે અમે ગરીબ છીએ તેથી શું ગળામાં નાંખેલો નવ લાખ રૂપીયાનો હીરાનો હાર કોડીનો થઈ જતો હશે કે ? કેવી બુદ્ધિમાં ન ઉતરે એવી આ ગાંડી વાત કરો છો!'

- પ્રિય વાચક ! તમારા જુના, બાંધી બેઠેલા વિચારો આ વાત તમને માનવા દેતા નથી. ભાઈ ! માનવાથી બળ ઓછું થઈ જાય છે, અને માનવા માત્રથી જ નવ લાખનો હીરાનો હાર કોડીનો થઈ જાય છે. આવો પેલા હાથીને જુઓ. એના માથા ઉપર બેઠેલા આ માવતનું બળ શું એના કરતાં વધારે છે ? જો હાથીને આ ક્ષણે જ્ઞાન થાય કે આવા સેંકડો માવતોને મારા પગતળે કચરી નાંખવાનું મારામાં બળ છે, તો શું એક પળવાર પણ તે માવતના તીક્ષ્ણ અંકુશના ઘાને સહન કરે ? આ પરતંત્રતા એને કોણ વેઠાવે છે ? અને માવતનાં કરતાં એનું હજારગણું વધારે બળ શાથી હણાઈ ગયું છે ? એનું અજ્ઞાન, એનો અયોગ્ય નિશ્ચય, એ વિના બીજું કોઈ કારણ નથી. અને તમારા ગળામાં નવ લાખનો હાર હોય, પણ તમે તે વાત ન જાણતા હો, તો તમને

ગરીબ માનતા હો, તો એ નવ લાખનો હાર શું તમારે મન કોડીનો નથી ? મનનો નિશ્ચય આ જગતમાં સર્વ પ્રકારનાં ફળનો અનુભવ કરાવે છે. તમે વ્યાધિને, તમારા ચૈતન્યસ્વરૂપથી બળવાન્ માની બેઠા છો. તમે સાચી જનાં વ્યાધિરૂપ દુર્બળ અને ક્ષણમાં મસળી નંખાય એવા માવતને તમારાથી અત્યંત બળવાન્ આજસુધી ગણ્યો છે, અને તેથી તે તમને આ કલ્પનામાં પણ ન આવી શકે એવાં દુઃખો ભોગવાવે છે.

ઉઠો, જાગ્રત્ થાઓ, તમારાં જુના દુઃખ આપનાર નિશ્ચયોનો પરિત્યાગ અને આ વેદાંતશાસ્ત્રના શુદ્ધ નવા નિશ્ચયને ધારણ કરો. પોપટની પેઠે હું શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છું, હું વ્યાધિથી રહિત છું, મારે મરણ નથી, એવા અર્થવાળા શ્લોકોના રાગડા તાણી રાજી થાઓ નહિ; પણ શાંત થઈ, અન્તરમાં ઉંડા ઉતરી તમારા ચૈતન્યસ્વરૂપનો વિચાર કરી, તેનો અભ્યાસ સેવી રૂંવે રૂંવે આ નિશ્ચયને આરૂઢ કરો. જુના વિચાર સ્ફુરે તો તેને લાત મારીને હાંકી કાઢો. મારાથી આ થાય એવું નથી, એમ બોલી શ્વાનની પેઠે બે પગ વચ્ચે પુંછડી ન ઘાલો. કેમ થાય એવું નથી ? એમાં શું કઠિન છે ? આ વિચારને વારંવાર હૃદયમાં સ્ફુરાવ્યા કરવો, એમાં ક્યાં અધરામણ હળાહળ છે ? કે ક્યાં બે ગાડાં લાકડાં ચીરવાં છે ? બીજા વિચારો કર્યા કરો છો, તે ન કરતાં આ વિચાર કરો. અમદાવાદમાં એ પ્લેગ થયો, ને દિલ્હીમાં એ આમ થયું, એવી એવી, ઇશ્વરની પ્રતિમારૂપ મનુષ્યશરીરને* ન ઘટે એવી વાતોમાં ને એવા વિચારમાં શો રસ પડે છે ? એથી શું તમારૂં દુઃખ મટવું કે 'ગધેડાનું પકડેલું પુછડું' છોડતા નથી ? પ્રિયતમ ! પ્રિયતમ ! સાવધાન થાઓ. સાવધાન થાઓ. દુઃખનો ઉપાય

---

* અંતરમાં ઉંડા ઉતરવાનું જેમને કઠિન જણાતું હોય તેમ જ આ સંબંધી અધિક વિચારમાં જેમને પ્રવેશ કરવો હોય તેમણે 'શ્રીમત્સાયકબાલિકાધિરાજ' સ્થાપેલા 'અધ્યાત્મજ્ઞાનપ્રવર્તકમંડળ' માં તત્કાળ દાખલ થવું. 'અધ્યાત્મજ્ઞાન પ્રેરક મંડળનો પ્રથમ ગ્રંથ' ( મૂલ્ય રૂ. ૧—૦—૦ ) એ નામનો આ વિચારોથી ભરપુર ગ્રંથ, બાવરપાડ, મહાકાલ વડોદરા એ સ્થળે પત્ર લખવાથી મળે છે, તે ખરીદવા માત્રથી આ મંડળમાં પ્રવેશ કરી શકાય છે.

તમારા જ હાથમાં છે વ્યાધિથી, પ્લેગથી, સર્વ વિપત્તિથી. બચવાનું સાધન તમારા મનમાં જ છે. અને તે એ જ કે હું જીવ છું, હું મરણધર્મવાળો તથા વ્યાધિધર્મવાળો છું, એ વિચારને આજથી જ અંત કરણમાંથી રજા આપો, અને જે નીરોગતાને અને આરોગ્યને તમે ઇચ્છો છો, જે અજરત્વને અને અમરત્વને તમે ચાહો છો, તે તમારૂં પોતાનું સ્વરૂપ છે, . તે તમે પોતે જ છો, એવો શુદ્ધ વિચાર હૃદયમાં સર્વદા આરૂઢ રાખો આ વિચાર અધિક અધિક હૃદયમાં આરૂઢ રાખતાં, અને તમારા જુના વિચાર સામુ જોવાનું ધીરે ધીરે ઓછું થતાં, તમને જણાશે કે જેમ સૂર્યનો ઉદય થતાં ધૂમસ અળપાઇ જાય છે, જેમ દોરડીમાં જણાતો સાપ દીવો આવતાં લોપ થઇ જાય છે, જેમ લાકડાના ઠુંઠામાં જણાયલો ચોર પ્રાત કાળ થતાં લાકડું જ જણાય છે, તેમ વ્યાધિઓ તથા પ્લેગ તમારી સમીપથી અળપાઇ જશે. અને તમારી આ નિશ્ચયમાં વધારે વૃદ્ધિ પામેલી સ્થિતિ થતા જેમ શ્રીકૃષ્ણ જ્યાં જ્યા જતા, ત્યાં ત્યાંથી વ્યાધિઓ નષ્ટ પામતા, તેમ જ્યા જ્યા તમારૂં જવુ થશે ત્યાં ત્યાંથી તમારા મહા બળવાન્ નિશ્ચયના પ્રભવાથી વ્યાધિઓ અળપાઇ જશે. કારણ કે તમે ભાગેલા દેવતાના જેવા શ્રીકૃષ્ણ જ છો અયોગ્ય નિશ્ચયોની રાખ ઉડાડી મૂકો, અને સાક્ષાત્ શ્રીકૃષ્ણરૂપે ઝગઝગો.

તમને શ્રીકૃષ્ણ કહ્યા માટે હડહડતો નાસ્તિકવાદ લાગ્યો કે ? લાગે જ, કારનુ તમે જુના વિચારમા જ રમ્યા કર્યું છે. ગીતા જુઓ, અને શ્રીકૃષ્ણે પોતે જ, જ્ઞાનીઓ મારૂં સ્વરૂપ છે, હુ તે તે જ છું, એવું જે વચન કહ્યું છે તે વિચાર કરો. ब्रह्मविद्ब्रह्मैव भवति । પોતાના ચૈતન્યસ્વરૂપને જાણનાર બ્રહ્મ જ થાય છે એ શ્રુતિવચનતરફ નજર નાખો, અને કુસરપપ્પુની પેઠે ભડકો નહિ

હું બ્રહ્મ છુ, હું ઇશ્વરસ્વરૂપ છું, એવું કહેનારા અનેક મનુષ્યો દુ ખી રહે છે, તથા તેમનામાં બ્રહ્મપણાના—ઇશ્વરપણાના ધર્મો પ્રકટ થતા નથી, એનું કારણ તમે જાણો છો ? તેઓનું આ બોલવું માત્ર હોઠમાં, તાળવામાં, દાંતમાં, જીભમાં, અને કંઠમાં જ રહ્યુ હોય છે. ત્યાંથી એક તસુ પણ નીચે ઉતરતુ નથી. તેઓ મુખથી બ્રહ્મ છું એમ બોલે છે, અને મનમાં પોતાને જીવ જાણે છે.

તેઓ આત્માના સ્વરૂપનું ચિંતન કરતા હોતા જ નથી. તેઓ વેદાંતની મહિમાની વાતો કરતાં પ્રભાકરસ માગ છે, અને મેરુ પર્વતની ગુફાઓમાંથી કોઈ સિદ્ધ મહાત્મા હમણાં જ ઉતરી આવ્યા હોય એવી ગંભીર મુખમુદ્રાથી વાતો કરે છે, પણ આ વાતનો સ્પર્શ તેમના મનોમય કોશમાં ( મનમાં ) હોતો નથી. મનમાં તેઓ પોતાના ઘરનું, પોતાની સ્ત્રીછોકરાંનું અને પોતાના વ્યવહારનું ચિંતન કરતા હોય છે; અને તેમના આવા ચિંતનથી, તેઓમાં ઈશ્વરત્વનો એક અંશ પ્રકટ થતો નથી.

એકાંતમાં અને બહાર, વ્યવહાર કરતી વખતે કે નિવૃત્તિ લેવાની વખતે સર્વ સમય તમે ઈશ્વર સ્વરૂપ છો, એ ભાન વગર રાખો. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, તમારા અલ્પ સામર્થ્યવાળા જીવપણાનું સ્મરણ કરો નહિ, પણ અખિલ જડ પદાર્થોપર સામ્રાજ્ય ભોગવનાર તમારા ઈશ્વરપણાનું સ્મરણ વગર રાખો. માંદા હો તો લમણે હાથ મૂકીને, ગરીબડા જેવું મોં કરીને બેસો નહિ તથા મનથી માનો નહિ કે હું માંદો પડયો છું, અને મારું શરીર સુકાઈ ગયું છે. તમારા આ રોગના વિચારને જરા પણ તમારા અંતઃકરણમાં જનાવરની પેઠે વાગોળો નહિ. ને વિચારના સામું પણ જુઓ નહિ. પણ તેને બદલે તમારું આનંદસ્વરૂપ, જેમાં રોગનો ત્રિકાળે સંભવ નથી, તેનું જ ચિંતન કરો, તેનો જ વિચાર કરો. પુનઃ પુનઃ બોલો, ધારો, કલ્પનામાં આરૂઢ કરો કે મારા ચૈતન્યસ્વરૂપમાં પૂર્ણ આરોગ્યવિના બીજું કાંઇ જ નથી. આવું આ જ ચિંતન કરો. રોગના તરફ મોં ન કરતાં આરોગ્યસ્વરૂપ ચૈતન્ય તરફ જ મોં કરો. અંધારા ભોંયરાના મોં આગળ ઉભેલા માણસે અંધારાની જરૂર ન હોય તો શા માટે ભોંયરામાં જોવું જોઈએ ? પ્રકાશ તો પૂંઠે જ છે, અને તે પૂંઠે જોવાથી મળે છે. માટે રોગને ન જુઓ, પણ આરોગ્ય સ્વરૂપ ચૈતન્યને જ જુઓ. કારણ ચૈતન્યને જોનાર માણસ જ, ચૈતન્યના વિચાર કરનાર માણસ જ, ચૈતન્યનું અખંડ ચિંતન કરનાર માણસ જ ચૈતન્યના ચૈતન્યમય પ્રવાહને પોતાના તરફ આણે છે. ચૈતન્યનો આરોગ્યમય પ્રકાશ તો સર્વત્ર છે જ, તે તમારા હૃદયકમળમાં છે જ. તેમાંથી તમારા શરીરમાં આવવાને તૈયાર છે જ.

પણ તમે હૃદયકમળ ખીડી દો તો તે તમારા પ્રતિ શી રીતે આવે? ચૈતન્યનો વિચાર ન કરવો, અને રોગનો વિચાર કરવો, એ હૃદયકમળ બીડી દીધા બરાબર છે.

આ પ્લેગના દિવસોમાં મનુષ્યોનો મોટો ભાગ શું કરે છે? રોગનું ને રોગનું જ ચિંતન કરે છે. ઘરમાં ઘરના માણસો સાથે તેની તે વાતો કરે છે, અને બહાર જ્યાં જાય છે, ત્યાં પણ તેની તે જ વાતો કરે છે. ખાતાં પણ તેની તે વાત, અને નહાતાં પણ તેની તે વાત. નવરા બેઠા હોય તો પણ તેનો જ વિચાર અને કામ કરતા હોય તો પણ તેનો જ વિચાર. પ્લેગની વાતોવિના તેમને વાત કરવાનો કે વિચાર કરવાનો બીજો કશો વિષય મળતો નથી. પ્લેગ કોઇ મોટો દેવ હોય તેમ તેનું જ ચિંતન કરે છે. અને લોકોની આવી અખંડ ભક્તિથી આ પ્લેગ દેવતા પ્રસન્ન થઇ ગયા છે, અને લોકોને હવે હાજરાહજુર થયા છે! જ્યાં ત્યાં પોતાનાં પનોતા પગલાં કરે છે! પ્રેમથી ભજો કે દ્વેષથી ભજો, ભક્તિનો ફળ આપવાનો નિયમ સરખો છે. ગોપિકાએ પ્રેમથી ભજ્યા તો તેમને પણ જ્યાં ત્યાં શ્રીકૃષ્ણ દેખાયા, અને રાવણે અને કંસે દ્વેષથી ભજ્યા તો તેમને પણ જ્યાં ત્યાં શ્રી વિષ્ણુ જણાયા. પ્લેગનું પ્રીતિથી ચિંતન કરો, કે ભયથી-દ્વેષથી-ચિંતન કરો, બંને પ્રકારે પ્લેગ દેવ તો પ્રસન્ન જ થવાના.

છાપાઓમાં જ્યાં ત્યાં પ્લેગની વાતો છપાયા કરે, મ્હાધીશો પ્લેગનું જ લોકોને વારંવર સ્મરણ જાગ્રત્ રહે, એવાં અસંખ્ય પગલાં ભર્યાં કરે, લોકો પણ તેની જ વાતો અને તેના જ વિચારોથી છલેલા રહે, ત્યાં સદ્વસ્તુના ચિંતનની શી આશા? આવી રીતે અયોગ્ય વિચારોનું નિત્ય મંથન થતાં મનુષ્યોના મગજરૂપી મહાસમુદ્રમાંથી પ્લેગરૂપી હાલાહલ વિષ નીકળે અને તેની જ્વાળાથી આ પ્રજાનો સમુદાય દહન થાય એમા શું આશ્ચર્ય? ગામોમાં અને શહેરોમાં, પોળોમાં અને મહોલ્લાઓમા આવા અયોગ્ય વિચારોના કોટયવધિ મોજા રાત્રિદિવસ વહેતાં તેની હવા વિકારી થાય, તેમાં ઉંદરો મરે, અને પરિણામે માણસો ટપોટપ પડે, એમા શી નવાઇ?

પ્લેગને સમૂળ નિર્મૂળ કરવાનો એક જ ઉપાય છે, અને તે એ જ કે

મનુષ્યોએ આ સર્વ માલવિનાનાં ચિંતનો છોડી દઇ સદ્વસ્તુનું નિરંતર ચિંતન કરવું. શુદ્ધ વિચાર એ રોગ માત્રથી ઉગારનાર મહા સમર્થ રસાયણ છે. શુદ્ધ વિચાર–શુદ્ધ વસ્તુનું ચિંતન–એ વ્યાધિ અને મૃત્યુને ટાળનાર અમૃત છે. જે મનુષ્ય એનું પાન કરે છે, તે વ્યાધિના ભયથી મુક્ત થઈ અજરામર થાય છે.

કેવળ શુદ્ધ વિચાર સર્વ મનુષ્યો તત્કાળ કરી શકવા સમર્થ નથી. તથાપિ તેઓ આ પ્લેગનું ચિંતન ન કરવા, તેની વાતો ન કરવા તો સમર્થ છે જ. પ્લેગની વાતો કરી પોતે પણ ન ભડકે અને બીજાઓને પણ ભડકાવ ભડકાવ ન કરે તોપણ આ વ્યાધિની વૃદ્ધિ થતી અટકે. વળી પ્રત્યેક મનુષ્ય પોતે નિર્ભય રહેવાનો પ્રયત્ન સેવી ભય વડે તેનું ચિંતન કરતો અટકે તો પણ નવું વિષ થતું અટકે.

પણ આમ શી રીતે બને ? નજરે જ્યાં ત્યાં પ્લેગના કેસો થતા જોઇએ અને તેનો વિચાર ન આવે એ તે કેમ બને ?

એ બનવું કઠિન જણાય છે એનું કારણ તમે પોતે જ છો. તમે પોતે જ આ કામને કઠિન કરી બેઠા છો; છતાં તમારા પોતાનામાં એટલું સામર્થ્ય છે કે આ ક્ષણે આ મડાગાંઠ જેવી સખત ગાંઠને તમે તત્કાળ છોડી શકો એમ છે. તમારા હાથમાં એવું દૈવી બળ છે કે હાથ અડતાં જ તે મડાગાંઠ છુટી જાય એમ છે. પણ તમે પોતે જ ગાંઠને હાથ અડાડવાના શ્રમ ખાઇ બેઠા હો ત્યાં કોઇ શું કરે ? તમે આ કામ બને એવું જ નથી એમ ધારી બેઠા એટલે હવે બ્રહ્માનું પણ તમારા આગળ ચાલે એમ નથી. બાધાનાં ઓસડ હોય છે પણ એક કિંતુનું ઓસડ નથી.

પ્રિય વાચક ! સદ્વિચાર સેવવો એ કામ જરા પણ કઠિન નથી. તમને એ કામ કઠણ છે એમ કહી કોઇએ બાહીવડાવી માર્યા હોય તો તમે ખોટા જ બીન્યા છો. અજ્ઞાન, માન્યા કરવાથી જ પુષ્ટ થાય છે. અજ્ઞાનમાં વસ્તુતઃ કશું જ બળ નથી. તેની પોતાની કોઇ સત્તા જ નથી. તમે પોતાના વિચારથી તેને પુષ્ટ ન કરો તો તેનામાં અસ્તિત્વમાં રહેવાનું પણ કશું સામર્થ્ય નથી. લાકડાંના ઢુંસામાં તમે ચોરની કલ્પના કરીને ચોરને જોયા ન કરો તો શું એ ચોરનામાં

પોતાનામાં પોતાની હયાતી રાખવાનું જરા પણ ગમે છે ? ખોટી વાતમાં કે જાતી હોવાનું બળ ક્યાંથી હોય ? લાકડાના ઠુંઠામાં ચોરનું માથું છે જ નહિ, પણ તમે માથાની કલ્પના કરો તો માથું ને દેખાય ને મોટા મોગરડોઓ દેખાય હાથની કલ્પના કરો તો હાથ દેખાય અને એક ડાંગ પકડેલી છે એવું ધારો તો ડાંગ દેખાય તમે ધારો એટલું સઘળું દેખાય આ ખોટી વાત તમોં ખરી જણાવી ન જોઇએ પણ ખરી દેખાય છે એનું કારણ એટલું જ કે તમે પોતે ખરા છો તમે ચૈતન્યસ્વરૂપ છો તમારી સત્તા સાચી છે અને તેથી તમારી કલ્પનામાં રહેલી સાચી સત્તાવડે આ ખોટી વાત સાચી થઇ પડી છે બાકી એ તો છે જ નહિ તમે તેના ઈશ્વર છો તેના બનાવનાર છો તમે તમારી સત્તા લેઇ લીધી કે તે ખોટી વાતને ત્રિભુવનમાં ઉભા રહેવાની જગા નથી તે ખરેખર હતી નહિ તમોને દેખાય છે તે વખતના પણ નથી વિચાર કરવાનું જ તમારે કામ છે અજ્ઞાનના વિચાર ફેરવી જ્ઞાનનો વિચાર કર્યા કે તુરત અજ્ઞાન જેમ દીવો આવતાં અંધારૂં નાશી જાય છે તેમ જતું રહે છે ક્યાં ગયું તે જણાતું નથી એનું જણાય? અવિચારની સત્તા હોય ત્યારે જણાય એની ? અજ્ઞાનની–અયોગ્ય વિચારની–સત્તા જ નથી શુદ્ધ વિચારની જ્ઞાનની જ સત્તા છે જ્ઞાનાગ્નિ સર્વ કર્માણિ ભસ્મસાત્ કુરુતે તથા જ્ઞાનનો અગ્નિ પ્રગટતાં કર્મના ડુંગરના ડુંગર, જેમ ઘાસની ગંજીમાં એક ચણગારી જેટલો દેવતા મૂકતાં તે ગંજી ભસ્મ થઇ જાય છે તેમ બળી ભસ્મ થઇ જાય છે અજ્ઞાનના હિમાલય જેવડા મોટા પર્વતોને બાળવા અન્ય કોઇ સાધનની જરૂર નથી જ્ઞાનની શુદ્ધ વિચારની જ જરૂર છે

રોગનો ભય વસ્તુના અજ્ઞાનથી ઉભો થયો છે જ્યારે વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે સર્વ રોગના ભયનો એકદમ લય થાય છે જ્ઞાન સર્વ સુખનું કારણ છે અને અજ્ઞાન સર્વ દુખનું કારણ છે જ્ઞાન અત્યંત નિર્ભયતા આપનાર છે, અને અજ્ઞાન સેંકડો પ્રકારના ભયને જન્મ આપે છે અને તેમને પોતાનું આપી પુષ્ટ કરે છે, એટલું જ નહિ પણ તેમને અજરામર કરે છે

જેમ જેમ મનુષ્ય ભયને ઓછો કરે છે, તેમ તેમ તે દુખને ઓછું કરે

છે, અને જેમ જેમ તે ભયને વધારતો જાય છે, તેમ તેમ તે દુઃખને વધારતો જાય છે, ભય વિના દુઃખ ઉત્પન્ન થતું નથી, કારણ ભય એ દુઃખનો પિતા છે.

ભય ક્યા કારણથી ઉત્પન્ન થાય છે ? વેદાંતશાસ્ત્ર કહે છે કે દ્વૈતાદ્વૈ ભયં ભવતિ દ્વૈતથી જ, બે વસ્તુ માનવાથી જ ભય ઉત્પન્ન થાય છે. અદ્વૈત અર્થાત્ એક વસ્તુ માનવી એ જ્ઞાન છે. દ્વૈત અર્થાત્ બે વસ્તુ માનવી એ અજ્ઞાન છે. આ દ્વૈતને માનવાના અજ્ઞાનથી સર્વ પ્રકારના ભય પ્રકટે છે.

દ્વૈત અને અદ્વૈતના અનેક મનુષ્યો ઝગડા કરે છે. કોઇ દ્વૈત સાચું કહે છે, કોઇ અદ્વૈત સાચું કહે છે. અદ્વૈત એ ઝગડાનો વિષય નથી અદ્વૈતનો સિદ્ધાંત ઝગડા માટે નથી, પણ સુખ લેવા માટે છે. ભય માત્રથી છૂટી નિર્ભય થવા માટે છે. દુઃખના થયેલા ખોટા ભાનથી મુક્ત થઈ સુખમાં સ્થપાવા માટે છે. આજના વેદાંતીઓનો મોટો ભાગ, તથા દ્વૈતનો પક્ષ માનનારાઓ, સુખને પ્રાપ્ત કરવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય બાજુએ રાખી અદ્વૈત અને દ્વૈતના ઝગડામાં શરીરનો-વાણીનો અને બુદ્ધિનો દુરુપયોગ કરે છે, અને દુઃખનો નાશ કરવાના અત્યંત સરળ ઉપાયનો અનાદર કરી દુઃખમાં નિરંતર સડયા કરે છે.

પ્રિય વાચક ! કદાચ તમે દ્વૈતના સિદ્ધાંતને માનનારા હો તો આ અદ્વૈતની વાત સાંભળી ભડકશો નહિ. અને આ લેખને ફેંકી દેઈ દુઃખમાત્રથી છૂટવાના આ સરળ ઉપાયથી કમનસીબ રહેશો નહિ આ શાસ્ત્રના શબ્દો સાથે તમારે દ્વેષ છે, પણ કંઇ સત્ય સાથે તમારે દ્વેષ નથી જ. અને સત્ય એવું સરળ છે કે તમારા જેવા બુદ્ધિમાનને તે લક્ષમાં ઉતરતા વિલંબ થાય એમ નથી.

પ્રલ્હાદ જેવા મહાભક્તનું ચરિત્ર તમે જાણતા તો હશો જ. એમને જળમાં, સ્થળમાં, વૃક્ષમાં, માણસમાં, પશુમાં સર્પમાં શું જણાતું હતું? સર્વ ચર-અચર પદાર્થોમાં એ મહા ભક્તને વિષ્ણુનું જ દર્શન થતું હતું. એવી એક પણ વસ્તુ ન હોતી કે જેમાં એમને વિષ્ણુનું ભાન ન થાય. ટુંકામાં એમને પોતાની અંદર તથા બહાર, ઉંચે નીચે અને દશે દિશામાં વિષ્ણુ, વિષ્ણુ, અને વિષ્ણુ જ જણાતા. વિષ્ણુવિના એમને બીજો કોઈ પદાર્થ જ જણાતો નહોતો. એકલા એમને જ નહિ, પણ જેટલા જેટલા મહાભક્તો થઇ ગયા છે, જેટલા જેટલા

અને પોપટની પેઠે ન બબડતાં તેના અર્થનો વિચાર કરીએ. પરમેશ્વર એટલે એક એવું તત્ત્વ જે કેવળ આનંદસ્વરૂપ છે, જે કેવળ જ્ઞાનસ્વરૂપ છે, જે કેવળ સુખસ્વરૂપ છે, જેનો કોઇ કાળે કોઈ ઉપાયથી નાશ થતો નથી, જે જીવનનું જીવન છે, જે કેવળ ચૈતન્યસ્વરૂપ છે, જેમાં દુઃખનો સ્પર્શ નથી, જેમાં રોગ કે વેકાર જેવું કશું રહી શકતું નથી, અને આ વિના જે અસંખ્ય ગુણથી પૂર્ણ છે, એવું તત્ત્વ. તે ક્યાં છે? સર્વત્ર એટલે બધી જગાએ. ઉંચે, નીચે, આઠે દિશાઓમાં, જ્યાં જગા છે ત્યાં ત્યાં સઘળે. આ તત્ત્વ આ સઘળી જગાએ શું કરે છે? તે સઘળી જગાએ વ્યાપી રહ્યું છે. આ સઘળી જગાએ તે સદા કાળ કાયમ રહ્યું છે. ગઇ કાલે હતું, અને આજે નથી એમ નથી. આજે છે, અને કાલે નહિ હોય એમ નથી. ભૂત કાળમાં, વર્તમાન કાળમાં અને ભવિષ્ય કાળમાં તે તો છે, છે ને છે જ.

ધારો કે તમે એક મહાસાગરની મધ્યમાં પાણીની અંદર બેઠા છો. તમે તમારીઉપર તથા નીચે અને ચારે બાજુએ શું જુઓ છો? જળ જળ અને જળ જ તમે જુઓ છો. જળવિના તમને બીજું કશું જણાતું નથી. જળને બદલે હવે પરમતત્ત્વની કલ્પના કરો, અને દશે દિશાએ પરમેશ્વર કેવી રીતે વ્યાપી રહ્યા છે, તેના અર્થની અટકળ તમે સહેલથી કરી શકશો.

જો તમે આ વર્ણનસાથે તમારી વૃત્તિને ધ્યાન દઇ જોડી હશે તો દશે દિશાએ આ તત્ત્વ વ્યાપી રહ્યું છે, એ વિચાર તમારી બુદ્ધિમાં આરૂઢ થયો હશે. હવે આ વિચાર જેમ મહા ભક્તો અને તત્ત્વજ્ઞાનીઓ ખરો માને છે અને અનુભવે છે તેમ તમે પણ થોડી વાર ખરો માનો અને અનુભવો. એને એ વિચારમાં પા એક કલાક ટકી રહો. જુઓ! તમારા અંતઃકરણની કેવી સ્થિતિ થઈ છે. તમે પરમતત્ત્વાકાર થયા છો? તમને આ વખતે પરમતત્વ વિના બીજું કશું જણાતું નથી. પ્લેગ કે બીજા રોગો કે અસંખ્ય દુઃખો એમાંનું કશું, આ વિચાર જ્યાં સુધી તમારી વૃત્તિમાં કાયમ રહ્યો છે ત્યાં સુધી તમને જણાતું નથી. સર્વત્ર પરમતત્ત્વ વ્યાપી રહ્યું છે, ત્યાં પ્લેગને રહેવાની જગા ક્યાં છે કે તમને જણાય? પ્લેગ ન હોવાથી આ ક્ષણે તેનો વિચાર પણ ન આવવાથી તમને પ્લેગનો

તેનો પ્રાણ લેવાના અનેક ઉપાયો કર્યા તે સર્વ નિષ્ફળ ગયા, કારણ પરમતત્ત્વ વિના તેમની વૃત્તિ બીજા કશાની હયાતી જોતી જ નહોતી, તેમ તમે પ્લેગના મધ્યમાં રહેતા હશો, તમારી આજુબાજુ અને તમારા ઘરમાં માણસો ઉપરા ઉપરી મરતાં હશે, તમારા શ્વાસમાં, અને ખાનપાનમાં પ્લેગના જંતુઓ તથા વિષ પુષ્કળ પ્રમાણમાં આવતાં હશે, તો પણ તમને કંઇ જ થવાનું નહિ. કારણ તમે આ વસ્તુઓને જોતા જ નથી અને તેમની સત્તા માનતા નથી. તમે સર્વત્ર પરમતત્ત્વને જ વ્યાપી રહેલું વિચારો છો અને તે જ ચિંતન કરો છો; અને જેમ અંધારામાં પડેલી દોરડીને દોરડી ન જાણનાર સાપ જાણીને છળી મરે છે પણ આ દોરડી છે એમ જાણનારને કશું જ થતું નથી, તેમ બીજાઓને તેઓની કલ્પનાનુસાર પ્લેગ વગેરે દુઃખદાયક અસંખ્ય પ્રસંગો જણાતાં છતાં, અને તેથી તેઓ છળી મરતા છતાં તમને તેવો કશો જ અનુભવ થવાનો નહિ.

પણ આમ પરમતત્ત્વ સઘળે જોવું, તેનો જ વિચાર વૃત્તિમાં કાયમ રાખવો, તેથી પ્લેગ અટકવામાં, અને આપણને ન થવામાં કારણ શું ?

કારણ જે મનુષ્ય જેનું ચિંતન કરે છે, જેનો વિચાર કરે છે, જેનું ધ્યાન ધરે છે, તે મનુષ્ય તે વસ્તુના જેવો જ થાય છે, એ અધ્યાત્મશાસ્ત્રનો ખંડન ન કરી શકાય એવો અચલ સિદ્ધાંત છે. પરમતત્ત્વ રોગરહિત છે, તેથી તેનું ચિંતન કરનાર રોગરહિત થાય છે. પરમતત્ત્વમાં મરણ નથી, તેથી તેનું ચિંતન કરનાર મરણને જીતે છે. પરમતત્ત્વમાં ભય નથી તેથી ચિંતન કરનાર નિર્ભય થાય છે. પરમતત્ત્વ સુખસ્વરૂપ છે તેથી તેનું ચિંતન કરનાર સુખમય થાય છે. પરમતત્ત્વ ઐશ્વર્યનો અનંત મહાસાગર છે તેથી તેનું ચિંતન કરનાર ઐશ્વર્યમાત્રનો પતિ થાય છે. સ્વરૂપમાં પરમતત્ત્વ સર્વ પ્રકારનાં શુભથી પરિપૂર્ણ છે, તેથી તેનું ચિંતન કરનાર સર્વ પ્રકારનાં શુભને પામે છે.

પ્લેગ એ મનની કલ્પનાથી જ ઉભો થયો છે, અને તેથી મનની કલ્પના ફેરવતાં અર્થાત્ સર્વત્ર પરમેશ્વર જ વ્યાપક છે, પ્લેગ વસ્તુતઃ છે જ નહિ, એવો મનન વિચાર વૃત્તિમાં આરૂઢ કરતાં તે ઓગળવા માંડે છે એવું માનુ

આપણે અત્યંત પ્રીતિપાત્ર માનતા હોઇએ છીએ ત્યાં સુધી તે આપણને તેવો જણાય છે. તેના અવયવો આપણને સુંદર ભાસે છે. તેના બોલવા ચાલવા વગેરે દરેક કામમાં આપણને ગુણનું જ ભાન થાય છે. તેના વિયોગે આપણાં નેત્રમાંથી આંસુ પડે છે. તેના સમાગમમાં અત્યંત સુખ ભાસે છે. પણ તે જ મનુષ્યવિષે આપણું મન બદલાતાં, જામેલો દૃઢ પ્રેમ ક્ષણમાં નાશ થઈ જાય છે. મિત્રતા શત્રુતારૂપ થાય છે. ગુણમાં અવગુણ જણાય છે અને તેના પ્રતિના આપણા સર્વ ભાવ ફરી જાય છે. મનુષ્ય તેનો તે છતાં તેની સુંદરતા ક્યાં ગઈ તે આપણે જાણતા નથી. આ પ્રકારે એકની એક જ વસ્તુને સુંદર અને કુરૂપ દેખાડનાર મન જ છે.

એ જ પ્રમાણે વસ્તુતઃ પરમેશ્વર જ સઘળે વ્યાપી રહ્યા છે પણ તેમાં આ આખા જગતની કલ્પના મને કરેલી હોવાથી એ સુખસ્વરૂપ પરમેશ્વર આજે સર્વને જગતરૂપ થઇ રહ્યા છે. એ રોગરહિત નિર્વિકાર પરમતત્ત્વમાં મનુષ્યોને રોગ, દુઃખ, નિર્ધનતા, અને એ વિનાનાં હજારો દુઃખો નજરે પડે છે અને ઘણા દહાડાના, ઘણાં વર્ષોના, અને ઘણા યુગોના આ ઉંધું માનવાના મનના અભ્યાસથી આજે આ દુઃખો અને રોગો, એટલા તો બળવાન્ થઈ ગયેલા ભાસે છે કે તેમની વાસ્તવે કશી જ સત્તા ન છતાં આપણને તે અત્યંત સત્ય હોય એમ થઈ ગયું છે, અને પરમાત્મા જે અત્યંત સત્ય છે તે અત્યંત અસત્ય હોય એવા થઈ રહ્યા છે.

વિચારને ફેરવો. ફરી ફરીને પ્રયત્ન કરીને વિચારને ફેરવો. જ્યાં જ્યાં રોગ જણાય, જ્યાં જ્યાં દુઃખ જણાય, જ્યાં જ્યાં વિકાર જણાય ત્યાં ત્યાં પુંઠ ફેરવો. તેના સામું ન જુઓ. તેનો વિચાર મનમાં પેસવા ન દો; અને સર્વ સ્થળે સર્વ કાળે, અયોગ્ય જણાતી વસ્તુઓમાં, અયોગ્ય જણાતાં સ્થાનોમાં, અયોગ્ય જણાતી સ્થિતિઓમાં પરમતત્ત્વની ભાવના કરો. આવો પુનઃ પુનઃ અભ્યાસ સેવાતાં જ આ ઘણા કાળનું જામેલું અજ્ઞાનનું જાળું તમારા હૃદયમાંથી નાશ થવાનો સંભવ આવશે.

શાસ્ત્રના શુદ્ધ નિશ્ચયોની વાતો કરવાથી કંઇ વળવાનું નથી. હરિશ્ચંદ્ર

जगत् जगदेव हरिः । પરમેશ્વર જ આ જગત્‌રૂપે થઈ રહ્યા છે, અને જગત્ જ પરમેશ્વરરૂપ છે, એવું એવું મુખથી બોલવાથી દુઃખ ટળવાનું નથી. પણ જગત્‌ની સર્વ વસ્તુઓને, રોગને, દુઃખને, અને આ પ્લેગને સ્થાને પરમેશ્વરનો જ વિચાર કરવાથી, પરમેશ્વરની જ ભાવના કરવાથી રોગ, દુઃખ અને પ્લેગ ટળવાનો સંભવ આવવાનો છે. શા માટે સાચી વસ્તુનું ચિંતન ન કરતાં ખોટી વસ્તુનું ચિંતન કરો છો? શાસ્ત્રના નિશ્ચયો આજ દુઃખની વખતે, ભયની વખતે, અનુભવમાં ઉતારતાં આમ કાઢીને પાટલી નીકળી જાય છે, અને એ તો મોટા સમર્થ પુરુષોનાં કામ છે, એમ બોલી પોતાની મેળે જ અસમર્થ કાયર બનવા તૈયાર થાઓ છો, ત્યારે આ નિશ્ચયોનો, શું મનુષ્ય શરીર છોડી પશુશરીર આવશે, ત્યારે ઉપયોગ કરવો ધાર્યો છે? પ્લેગના જંતુઓનું અને પ્લેગના ઝેરનું રાતદહાડો ચિંતન કરીને તમે પોતાના શરીરમાં પ્લેગના જંતુઓ ઉત્પન્ન કરો છો, અને આખરે પ્લેગના જંતુરૂપ જ થાઓ છો. દીવેલનો જેણે જુલાબ લીધો હોય છે, તે મનુષ્ય દીવેલના સ્વાદનો જ્યારે જ્યારે વિચાર કરે છે, ત્યારે ત્યારે શું તેને કમકમી નથી આવતી? તેનાં રૂંવાડાં ઉભાં થતાં નથી? દીવેલનો વિચાર કરીને અમૃતના સ્વાદના વિચારથી થતું પ્રસન્નતાનું ભાન કોને થયું છે? તમે પ્લેગના વિચાર કરીને નિર્ભય રહેવા ધારો છો, તે શી રીતે બનશે? નિર્ભય તત્ત્વનો જ વિચાર કરો. એ જ નિર્ભય થવાનો અમોઘ ઉપાય છે.

सर्वं खल्विदं ब्रह्म । પરમાત્મા જ આ સર્વ છે; नेह नानास्ति किंच न । આ જુદા જુદા જણાતા પદાર્થો છે જ નહિ; એક જ તત્ત્વ સઘળે ભર્યું છે, અને અંતે જ્યારે એક જ તત્ત્વ ભર્યું છે ત્યારે તમે પોતે પણ તે તત્ત્વરૂપ હોવાથી તે તત્ત્વ જ છો, તાત્પર્ય તમે તે ઈશ્વર જ છો—આ વિચારોને વારંવાર સેવી તે વડે વૃત્તિમાં પ્રકટતા દૃઢ જ્ઞાનવડે अहं ब्रह्मास्मि હું બ્રહ્મ જ છું, અને તેથી મને પ્લેગ વગેરેથી કંઈ જ થનાર નથી, એવા વિચારમાં રમી રહી રોગ, દુઃખ અને ભય માત્રથી મુક્ત થાઓ.

પરમતત્ત્વ કલ્પવૃક્ષ છે. તેમાં રહીને જે મનુષ્ય જેવું ચિંતન કરે છે,

તેનુ જ તેને તે દેખાડે છે. તેમાં રહીને રોગનુ ચિંતન કરશો, તો તમને રોગ જ દેખાશે. તેમા રહીને સર્વત્ર આરોગ્યનુ ચિંતન કરશો, તો તમને આરોગ્ય જ દેખાશે

તમને શંકા થાય છે કે આમ પરમતત્ત્વનુ ચિંતન કર્યુ એટલે આ વ્યવહાર શી રીતે સધાશે ? આખો દહાડો ને રાત જ્યાં નજર નાખી ત્યાં પરમ તત્ત્વ જ જોયુ એટલે પછી આ વ્યવહાર સાધી રહ્યા ! ભુખ્યા થયા ને પરમ તત્ત્વનો વિચાર કર્યો, એટલે પછી ખાવાનુ કામ શી રીતે થશે ? આ તો બાવા થઈ જવાની વાત છે ગુફામાં રહેવુ હોય, સંસારનો ખપ ન હોય, ત્યારે આમ કરવુ ફાવે. બધો વહેવાર સાધવો હોય તેને તે આ કર્યુ કેમ પાલવે ?

પ્રિય ભાઈ ! વ્યવહાર સાધવાનો તમારો હેતુ સુખ સાધવા માટે છે, કંઈ દુ ખ સાધવા માટે નથી તમારો વ્યવહાર સાધતાં તમને સુખને બદલે દુ ખ મળવા કરે તો પણ તમારે તેનો તે જ વ્યવહાર કરવો છે ? ભુખ લાગી હોય અને થાળીમા ખાવાને માટે હાથ નાખતા અન્નને બદલે તમારા કોળીયામા ઝેર આવે તો પણ તમારે તે ખાવુ છે, અને ભુખ ટાળવી છે ? નદીમા નહાવા માટે પગ મૂકતા તત્કાળ લપસીને ચાર માથોડા પાણીમા જવાનુ હોય અને ડુબી મરાતુ હોય તો એ તમારે નદીમા નહાવા જવુ છે ? તમને વ્યવહાર સાધવાની કોણુ ના કહે છે ? ખાતા પીતા અને વિવિધ સુખો ભોગવતા કોણુ રોકે છે ? જે વ્યવહાર તમને દુ ખનો આપનાર છે તે વ્યવહાર છોડવવા તમને આટલો આ ગ્રહ આ સ્થળે કર્યો છે ? રોટલી ખાતા કે લાડુ ખાતા કોઈ વારતુ નથી, પણ જેમા ગરોળીનો ગળ પડયો છે એવુ અન્ન ખાતા તમને વારવામા આવે છે સ્નાન કરતા તમને કોઈ રોકતુ નથી, પણ ડુબીને મરી જવાય એવી નદીમા ન્હાન કરતા રોકવા યત્ન થાય છે

વ્યવહારમા તમને સુખ જણાતુ હોય તો નિ શકપણે અને નિડરપણે સારી પેઠે વ્યવહાર કરો સઘળે સ્થળે વ્યાપી રહેલા પરમેશ્વરમા ઉત્તમ વ્યવહારની કલ્પના કરો, તેમા તમારી ઇચ્છામાં આવે એવા સુખો કલ્પો, અને પ્રયત્ન કરી તેવડે પ્રાપ્ત થતા સુખોને અનુભવો પરમેશ્વરમા સઘળુ શુભ છે, અને

તમારા વિશ્વાસપ્રમાણે, તમારી ભાવનાપ્રમાણે તે તમને મળશે. પણ શા માટે તેમાં અયોગ્ય કલ્પના કરો છો? શા માટે તેમાં પ્લેગ વગેરે ન ઘટે એવા રોગોની કલ્પના કરો છો? તેવી અયોગ્ય કલ્પનાઓ છોડો, અને યોગ્ય, તમને પ્રિય લાગે એવી કલ્પનાઓ કરો, એ જ આ સ્થળે કહેવું છે. બાવા થઇને ગુફામાં પેસવાનું કોઈ કહેતું જ નથી. અને જે દિવસે બાવા થઇને ગુફામાં પેસવાથી સુખ મળે છે, એવું તમારૂં મન દૃઢપણે માનશે તે દહાડે લેખકના કે કોઇના રોક્યા તમે રહેવાના નથી.

સર્વ સ્થળે પરમતત્ત્વ વ્યાપી રહ્યું છે એ શાસ્ત્રનો સત્ય સિદ્ધાંત આ જગાએ લખીને જે નિશ્ચય તમારી બુદ્ધિમાં ઉતારવા પ્રયત્ન કર્યો છે તે એ જ છે કે જે પ્લેગને આજે તમારા મનવડે તમે સાચો માનીને બેઠા છો, જેનાથી આટલા બધા કંપો છો, અને નિરાંતે ઉંઘતા નથી, તથા ખાતા પીતા નથી, તે પ્લેગ તમારા પોતાના મને જ ઉભો કર્યો છે, તે વસ્તુતઃ છે જ નહિ. જે ક્ષણે તમારૂં મન આ શાસ્ત્રના નિશ્ચયને અનુસરીને, તે નથી, એવું દૃઢ માનશે અને જ્યારે જ્યારે તે છે એવું જણાય, ત્યારે ત્યારે આ શાસ્ત્રના ઉત્તમ નિશ્ચયવડે વિચાર કરીને તે ખોટો માનીને ત્યજશે ત્યારે તમને ભયથી મુક્ત થવાનો સંભવ આવશે એ જ આ સર્વ કહીને કહેવાનું તાત્પર્ય છે.

પોતે ઉત્પન્ન કરેલા છોકરાને જે બાપ વશમાં રાખતો નથી પણ તેને મોઢે ચઢાવી મુકે છે તે બાપને તે મોઢે ચઢાવી મુકેલો છોકરો લાકડીથી મારે અને ઘરમાંથી કાઢી મુકી સર્વ મિલ્કતનો પોતે ધણી થઈ બેસે તો તેમાં દોષ બાપનો પોતાનો જ છે. પ્લેગના વિચારને ઉત્પન્ન કરનાર તમે પોતે છો. તમારા અંતઃકરણમાં તેને રોજ પાણી પોશીને મોટો કરનાર તથા લાડ લડાવનાર તમે પોતે જ છો, હવે તે તમને ભય નામની લાકડીઓના સપાટા મારે, તમારા પોતાના શાંતિ નામના ઘરમાંથી કાઢી મુકી તમને ક્લેશના અને દુઃખના વગડામાં ધકેલી મુકે અને આખરે તમારો પ્રાણ પણ લે તો તેમાં તમારો પોતાનો જ દોષ છે.

ઝેરી સાપને દુધ પાઇ ઉછેરનાર માણસને તે સાપ કરડી તેનો પ્રાણ

સે તો તે માણસે જેમ પોતાના અજ્ઞાનવિના અન્ય કોઇને દોષ દેવો ઘટતો નથી તેમ અયોગ્ય અશુદ્ધ વિચાર સેવવાના આપણા પોતાના કૃત્યના ફળરૂપે આ મહા રોગ સર્વત્ર ફેલાયો છે તેમાં આપણે આપણા અજ્ઞાનને જ દોષ દેવો ઘટે છે, પણ પરમેશ્વરને કે કોઇને દોષ દેવો ઘટતો નથી.

ત્યારે હવે શું કરવું ? શુદ્ધ સત્ય વિચારને જ સેવવો.

તમે પોતે ચૈતન્યસ્વરૂપ છો, અને એમ હોવાથી તમારી સર્વ જડ પ્રપંચઉપર સત્તા છે. માટે તમને કોઇથી કશી હાનિ થવાનો સંભવ નથી. રોગ તમને કંઇ જ કરી શકનાર નથી. એ વિચારને શ્રદ્ધાપૂર્વક માનો, અંતઃકરણમાં તેને રમાડો, રૂંવે રૂંવે તે વિચારના દૃઢ સંસ્કાર પાડી દો.

જ્યાં જ્યાં રોગ ચાલતો હોય એવું તમારાં નેત્રથી તમને જણાય, કાને તેની વાતો આવે, અને તેથી તમારૂં મન તેના વિચારમાં જોડાવા જાય અને ભયભીત થવા જાય કે તત્કાળસ્મરણ કરો કે સર્વત્ર પરમેશ્વર જ છે, પ્લેગ એ પરમતત્ત્વમાં ઉભી કરેલી અજ્ઞાનીઓની કલ્પના છે, લાકડાના ઠુંઠામાં અંધારાને લીધે અજાણ્યા માણસને જણાતો ચોર છે, વસ્તુતઃ લાકડું છે, તેથી ભય કરવો નકામો છે, આ વિચારવડે તમારા મનને શાંત સ્વસ્થ અને નિર્ભય રાખો.

તમે પોતે ચૈતન્યસ્વરૂપ છો, તેથી રોગ તમને કંઇ જ કરી શકનાર નથી, એ વિચાર તથા સર્વત્ર ચૈતન્ય વ્યાપી રહેલું હોવાથી રોગને ન જોતાં તેને જોવા માંડતાં રોગની ભ્રાંતિ ટળતી હોવાથી મિથ્યા વસ્તુની તમારા ઉપર કંઇ જ સત્તા ચાલવાનો સંભવ નથી એ વિચાર યથાર્થ રીતે સેવાતાં તમે રો- ભયથી તથા રોગથી સર્વ પ્રકારે મુક્ત રહી શકવાના બળને પ્રાપ્ત કરો છો, એમાં કશો જ સંશય નથી.

પરંતુ આ વિચાર જેમણે નવો જાણ્યો હોય છે, તથા જેમણે તેનો અભ્યાસ કર્યો હોતો નથી, તે મનુષ્યોને તે દૃઢ થતો નથી. રોગની મનુષ્યો ઉપર સત્તા છે, તે ચેપી હોવાથી ચેપવાળા સ્થાનમાં રહેતાં અવશ્ય વળગે છે, આ વગેરે વિચારો લાંબા કાળના અભ્યાસથી તેમને દૃઢ થયેલા હોય છે અને તેથી તેમને રોમે રોમ તે વિચારો વ્યાપી રહેલા હોય છે. આથી કરીને એક

વાર આ લેખ વાંચવાથી અથવા આ વિચારો ખરા છે એમ એક વાર માનવાથી, એ જુના વિચારોની આખા શરીરમાં અને હૃદયના છેક ઉંડા ભાગમાં પડેલી છાપ ભુંસાવાની નહિ. અને જ્યાં સુધી એ જુના વિચારની છાપ ભુંસાઇને આ સત્ય વિચારની છાપ અંતઃકરણમાં દૃઢ થાય નહિ, ત્યાં સુધી આટલું વાંચવા માત્રથી કે જાણવા માત્રથી પ્લેગથી કે કોઇ પણ રોગથી મુક્ત થવાનો સંભવ આવવાનો નહિ. માટે રોગનો સમૂલ ક્ષય કરવા માટે આ વિચારોનો પુનઃ પુનઃ દૃઢ અભ્યાસ કરવાની બહુ અગત્ય છે. દૃઢ અભ્યાસ થયે તો રોગનો, પ્લેગનો કે કશાનો ભય રહેવાનો સંભવ નથી. પણ તે દૃઢ અભ્યાસ ન થયો હોય ત્યાં સુધી મનુષ્યોએ આ વ્યાપી રહેલા પ્લેગથી ઉગરવાને શું કરવું ?

પ્રથમ તો મનુષ્યે કોઇ પણ સ્થળે પ્લેગ ચાલતાં, ભય થતો હોય કે ન થતો હોય તો પણ જ્યાં પ્લેગ ન ચાલતો હોય તેવા સ્થળમાં જતા રહેવું. ગામ બહાર ખુલ્લી હવામાં રહેવાનું બને તો અધિક સારૂં. તેના તે સ્થળમાં રહેવાથી ત્યાંના વાતાવરણમાં પ્લેગના વિચારોના મોજાં વહેતાં હોવાથી સદ્વિચારના અભ્યાસવિનાના મનુષ્યને તે વિચારોની ધીરે ધીરે અસર થાય છે, અને તેથી તે નિર્ભય હોય છે તો પણ ધીરે ધીરે ભય ધરવા માંડે છે. અને એમ થતાં તે પ્લેગનો ભોગ થવાને લાયક થાય છે. વળી ઉંઘમાં મનુષ્યના મનની સ્થિતિ નિર્બળ હોય છે. જાગ્રત્ અવસ્થામાં તેનું મન સબળ હોય છે. જે વિચારોને જાગ્રતમાં તે રોકી શકે છે, તેવા વિચારોને નિદ્રામાં તે રોકી શકતો નથી. દિવસે સારા વિચારોને સાવધાનતાથી સેવનાર ઘણા મનુષ્યો સ્વપ્નમાં નઠારા વિચારોને ખાળી શકતા નથી. કારણ કે રાત્રિએ નિદ્રામાં મનુષ્યનું મન અસાવધ તથા નિર્બળ હોય છે. આવી અસાવધ નિર્બળ સ્થિતિમાં, પ્લેગના સ્થાનના વાતાવરણમાં જે પ્લેગના વિચારોનાં અસંખ્ય મોજાં ચાલતાં હોય છે, તે તેના મન ઉપર અસર કરે છે, અને દિવસે તે નિર્ભય રહેતો હોય તો પણ તેના મનને રાત્રિએ તેના અજાણપણામાં ભયભીત કરે છે; અને આમ ધીરે ધીરે થતાં, અને ભય વધતાં તેને પ્લેગ થવાનો સંભવ આવે છે. આથી કરીને પ્લેગના સ્થાનમાં દિવસે રહેવું બહુ ભય ભરેલું ન ગણાય તો પણ રાત્રિના સમયે તો

નુકસાન કરનાર થાય જ છે પ્લેગ જે રાત્રિએ બહુ વધે છે, એવું સર્વ સ્થળે મનાય છે તેનું આધ્યાત્મિક કારણ આ છે વળી જેમ નિદ્રામા મનની નિર્મળ સ્થિતિ એટલે ગમે તેવી બહારની અસરો ઝટ ગ્રહણ કરે એવી સ્થિતિ થયક છે, તેમ રાત્રિના સમયમા પણ મનની તેવી જ સ્થિતિ થાય છે અને રા પ્રમા મનની આવી સ્થિતિ થતી હોવાથી જ, જે પ્રસંગો મનુષ્યોને દિવસે જ સરે ક્રિયા ભય ઉપજાવી શકતા નથી તેના તે જ પ્રસંગો રાત્રિ પડતા મનુષ્યોને સવારે તે છે પોતાના ઘરમા દિવસે એકલા રહી શકનાર ઘણા મનુષ્યો રાત્રિએ, વૈદને બારણા બંધ કરેલા છતા અને કશા પણ ભયનો સંભવ ન છતા પણ, કોઈ રહેતા છળી મરે છે, કારણ કે પ્રકાશ મનને સબળ કરનાર છે, અને અં નુ કહે મનનો દુર્બળ કરનાર છે આથી રાત્રિએ થનાર મનની આવી દુર્બળ સ્થિ શાંતિને પ્લેગના સ્થાનમા રહેવુ, એ નિર્ભયતા ભરેલું ન હોવાથી દૂર જવુ, ગભરા ભયકારક છે

વસતિવાળા સ્થાનમા દૂર જવા કરતા ગામ બહાર વસતિવિનાન અને તરોમા કે મેદાનોમા જવુ એ વધારે લાભકારક છે કારણ કે વસતિવાળા આવી નોનુ વાતાવરણ મનુષ્યોના વિવિધ પ્રકારના સારા નઠારા વિચારોથી દૂષિત અધિક થેલુ હોય છે અને વસતિવિનાના ખેતરોના વાતાવરણના તેવુ થતુ ન હ વાથી તે વાતાવરણ ઘણે અંશે શુદ્ધ હોય છે વળી તે સ્થળે રહેનાર આનન વિકારો જરે મને પ્લેગ વળગવાનુ નથી, એવો નિશ્ચય વૃત્તિમા દૃઢ થયેલો હોવાથ સર્વ ભયરહિત રહે છે અને અંતઃકરણની ભયવાળી સ્થિતિ એ પ્લેગના બીજ સા ચોતરની જમીન હોવાથી, તથા નિર્ભય સ્થિતિ એ મારવાનુ રેતીનુ રક્ષ ળાઓ ગામ બહારની ખુલ્લી જગામા પ્લેગના વખતે રહેવુ એ બહુ રહિત ક છે વાના

પ્લેગના સમયમા જે તે રીતે અંતઃકરણ પ્લેગના ભયથી તથા વિચારોથી રહિત રહે તેમ કરવાની બહુ જરૂર છે આથી વિચારવાન મનુષ્ય સા જ્યા જ્યા પ્લેગ સબંધી વાતો ચાલતી હોય ત્યા ત્યાથી વેગળા રહેવુ અં તેની વાતો સાભળવાનો પ્રસંગ આવે તો રસથી ધ્યાન દઈને કદી સાભળવી નહિ

અને રાંભળાઇ જાય તો સદ્વિચારને સેવીને તેને અંતઃકરણમાં ટરવા અવકાશ
આપવો નહિ. પોતાના અંતઃકરણમાંથી પ્લેગનો ભય ટાળવા જોગ પ્રયત્ન
તો તેમ જે જે પોતાના સંબંધમાં આવે તેમનો ભય ઓછો કરવા
કરવો.

ાવી મ
રહેવાની ઘણા અજ્ઞાન મનુષ્યો આવા વખતમાં બીજાઓને બહુ જ બકડાવી
જીરણ / સહજ તાવ આવ્યો કે તરત તે તાવવાળા માણસ આગળ એવી
વિચારવંદાનો કરે છે કે તે રોગી બહુ જ ભયભીત થઇ જાય છે. તેના સાંભળતાં
ન હોય ત્યાં કરે છે કે અમુક માણસને આમ જરા તાવ આવ્યો હતો અને જોત
બધે ન ત્યાં તો તે વધી ગયો, એક મોટી ગાંઠ બગલમાં નીકળી અને રાતમાં તો
ને રંમકરાઇ ગયો. આવાં અને આ વિનાનાં હજારો વચનોથી રોગીની કલ્પના
છાનામાં જાગૃત કરી મુકે છે તેથી તે બિચારો પ્રત્યેક ક્ષણે હમણાં તાવ વધશે,
ગાંઠો ત્યાં ગાંઠ નીકળશે, એના એ જ વિચારો કર્યા કરે છે અને આના પરિણામ-
બીજે બહુ પોચું અંતઃકરણ હોય છે તો સાધારણ તાવમાંથી પ્લેગ થયાવિના
થાય છે નથી. માટે ડાહ્યા માણસોએ કોઇ પણ રોગી આગળ આવાં અજ્ઞાન મૂર્ખ
વિચારોને આવવા દેવાં નહિ. ઘણાં બૈરાં તથા ઘણી ડોશીઓ સહજ તાવ હોય
પણ રોગી આગળ વાતો કરે છે, ' હાય હાય બાપા! શો તાવ ચઢ્યો છો
ના દેઘડા ને દેઘડા ઉના થઇ જાય એવો તાવ સસડે છે! આમાંથી તો મુ-
સૂચવી થઇ જાય! શું બહુનું મોઢું લેવાઇ ગયું છે! બચારાની ૭ મહિનાની શક્તિ
લખાણું નાંખી! વળી કેટલાંક તો વાતો કરે છે, કે ' પરમેસર પરમેસર કરો! આ-
ચાર તો ભગવાન હવે બચાવે સારે ખરો! જમજેવો રોગ આવ્યો છે તે જીવ
નથી વિના છોડવાનો નથી! આ અને આના જેવાં એવાં સેંકડો વચન બોલે છે કે
અનુભ તારા રોગીના હાંજા ગગડી જાય છે. તેનું મન નિરાશ થઇ જાય છે. તે હવે હું
તેથી જઇશ એમ માને છે. પોતના સારા થવાની આશા છોડતો જાય
છે, અને છેક નિરુત્સાહ થઇ જાય છે. રોગ મટવામાં જે આશા, જે
વિશ્વાસ, જે શ્રદ્ધા, જે ઉત્સાહ જે પ્રસન્નતા, જે શુભ વિચાર વગે-
રેની જરૂર છે, તે સર્વનો આવાં લોકો રોગીમાંથી નિત્ય આવી આવી

घातो करी नाश करी नाखे छे अने रोगीने मृत्युनो कोळीयो करी मूके छे आमा घरना माणसो उमेरो करे छे स्त्री होय छे तो धारे छे हवे मारो पति मरी जशे अने तेथी तेना खाटलाआगळ बेसी धुसकं धुसकं आसु पाडे छे मा होय छे तो ते बहेन होय छे तो ते, अने आमा वळी जूदा जूदा सगाओ रोगी आगळ आवीने रडे छे अने आवी क्रियाओ करीने रोगीनी खातरी ज करी आपे छे के आज रात्रे के काल सवारे ते मरनानो ज छे आवी गभराटनी अने भयनी स्थितिमा कोई दुवाणुं बतावे बोलाववानी सलाह आपे छे तो कोइ दुवाणा होकरने बोलावबा कहे छे कोई दुवाणुं कराववा कहे छे तो कोइ टीलडुं कराववा कहे छे, कोइ आम करवं कहे छे तो कोइ तेम करवानुं कहे छे अने आवी अनेक क्रिया करीने अंते अने रोगीना भयने अत्यंत वधारी मूके छे घरना मनुष्यो गाभरा बनी जाय छे डाह्या डाह्या जेवा आगेवानो अत्यंत उदास मो करीने तेवा ज उदासीना तथा भयना वचनो बोलीने बळताभा घी होमे छे स्थितिमा विचारनुं वातावरणुं विषमी भराई जाय रोगीनी स्थिति अधिक बगडी जाय, अने ते मरे तेमा शी नवाई?

आ सर्व अयोग्य विचारो करवाथी भय निराशा शोक वगेरे प्रकटाववाथी केटली हानि थाय छे तेनुं ज्ञान न होवाना परिणाम छे अने आ बाबतनुं ज्ञान मनुष्योने कोण आपे? अने कोइ आपे तो तेनुं कोण माने छे अने माने छे! अज्ञान सगाओ मित्रो अने ओळखाणुओ रोगीनुं हित करवा आवता पोताना अयोग्य विचारथी रोगीनुं भारे अहित करी जाय छे दुश्मनउपर वापरवानी तरवार अज्ञानथी पोताना वहाला सगा उपर मूके छे!

प्रिय वाचनार! तमे आज सुधी आवी कृति करी होय तो हवेथी बंध थजो रोगीने जोवा जाओ तो तेने बीहीवडावशो नहि पण तेने ते रीते उत्साह वधे पोतानो रोग सारो थवानी आशा बंधाय एवा ज वचनो वदजो, अने एवी ज कृति करजो तेना सगावहाला तमारुं माने तो होय

તો તેમને આ શુદ્ધ વિચારના લાભ અને અશુદ્ધ વિચારથી થતાં નુકસાનો સમજાવજો, અને આ અજ્ઞાનથી થતી અસંખ્ય હાનિઓને તમારાથી થાય તેટલી ટાળવાને પ્રયત્ન કરજો.

જેમ મનુષ્યો એક બીજાને જ્યાં જાય છે ત્યાં પ્લેગની વાતો કરી ભડકાવી મારે છે, અને તેથી બુદ્ધિમાન્ મનુષ્યે તેવી વાતો થતી હોય ત્યાં ઉભા રહેવાની જરૂર નથી, તેમ વર્તમાનપત્રો પણ આ પ્લેગની વાતો છાપી છાપીને બ્હીકણ હૃદયવાળાને બહુ જ ભડકાવે છે, માટે વર્તમાનપત્રોમાંના તેવા વિષયો વિચારવાન્ મનુષ્યે ઝેરી સાપ જેવા જાણીને તજી દેવા. હજી તો પ્લેગ આવ્યો ન હોય તે પહેલાં છાપાવાળાઓ ફલાણી જગાએ પ્લેગ થયો છે, ત્યાંથી હવે બધે ન ફેલાય માટે સરકારે સાવધ રહેવું, આવા ઉપાયો કરવા, ઢીકલું કરવું ને ઢમકડું કરવું, વગેરે લખી લખીને લોકોને ભયભીત કરી મૂકે છે. લોકો છાનામાના પોતાના વ્યવહાર નિર્ભયપણે કરતા હોય છે તેમાં ઓચિંતો ગેબી ગોળો ફેંકે છે કે એ બાગાછપરામાં એક પ્લેગનો કેસ થયો ! એકે છાપ્યું, બીજે છાપ્યું, ત્રીજે છાપ્યું, એમ જ્યાં ત્યાં છપાતાં અને વંચાતાં કાગનો વાઘ થાય છે. પોચાં હૃદયોવાળા હાય હાય ! હવે શું થશે, શી વલે થશે, વગેરે વિચારો સેવવા માંડે છે, અને આ પ્રમાણે વિચારોનું વાતાવરણ બગડવા માંડે છે.

છાપાંએ આવી વાતો છાપી, સર્વને તથા સરકારને સાવધાન રહેવા સૂચવી પ્રજાનું એક પ્રકારનું હિત સાધે છે, એવું માનનારા લોકો, આ ઉપરના લખાણમાં સત્ય નથી, એવું ગણશે, અને તેઓ ગણે તેમાં નવાઈ નથી. વિચાર આ જગતમાં શું શું કરવા સમર્થ છે, તે પ્રજાના મોટા ભાગને ખબર નથી, અધ્યાત્મશાસ્ત્રનો તેઓને અભ્યાસ નથી, વિચારના બળનો તેમને નિત્ય અનુભવ છતાં, તેઓએ સૂક્ષ્મ વિચારથી કાર્યકારણનો નિર્ણય કર્યો નથી, અને તેથી તેમને આ ગપાટક લાગે એ સંભવિત છે. આ લઘુ લેખમાં વિચારના અગાધ સામર્થ્યની, તેવા સર્વને ખાતરી કરી શકાય એટલું લખવા અવકાશ નથી. વિચારવાનોને માત્ર અત્ર ઇશારો કર્યો છે. આવું છાપાવાળાએ ન જ છાપવું, એવું કહેવાનો આશય નથી પણ આવા વિષયો પોચા હૃદયવાળાને

ભડકાવનારા અને ભયભીત કરનારા છે, માટે અંતઃકરણની નિર્ભયતા રાખવા ઇચ્છનારે તેમને ન વાંચવા, એ જ કહેવાનું તાત્પર્ય છે.*

ગુન્હાઓની વાતો વર્તમાનપત્રોમાં છાપવાથી અને લોકોને તે વાંચવામાં આવવાથી, તેવા વિચારો પ્રજામાં થતાં ગુન્હાઓ વધવાનો સંભવ આવે છે, એવી પાશ્ચાત્ય પ્રજાના એક વર્તમાનપત્રના અધિપતિની ખાતરી થવાથી તેણે પોતાના પત્રમાં, કોઇ પણ ખુનની, ચોરીની અને એવા જ પ્રકારના બીજા ગુન્હાઓની હકીકત ન છાપવી, એવી પ્રતિજ્ઞા કરી હતી, અને તે પ્રમાણે તેનું પત્ર તેવી હકીકતવિનાનું છપાતું હતું તથા હજી છપાય છે એવું આ લેખકના વાંચવામાં કેટલાક સમય પૂર્વે આવ્યું હતું; અને તેથી પ્લેગનો વિસ્તાર થવામાં છાપાં કેટલેક અંશે અજાણતાં સહાયક થાય છે, એવો અભિપ્રાય લેખકે આર્ય શાસ્ત્રોમાંથી જ ઉપજાવી કાઢયો છે એમ નથી. પરંતુ પાશ્ચાત્ય પ્રજાના વિચારવાન્ પુરુષો પણ તેને અનુમોદન આપે છે, એ વિચારવાન્‌ને સહજ સ્પષ્ટ થશે.

આ પ્રમાણે પ્લેગના વિચારોનું વારંવાર સ્મરણ કરાવનાર છાપાંઓ વાંચવાથી જેમ મનુષ્યોએ દૂર રહેવું અગત્યનું છે તેજ પ્રમાણે પ્લેગનું સ્મરણ કરાવનાર અને ભયને ઉપજાવનાર બીજાં જે જે કારણો જાણવામાં આવે તે તે સર્વથી તેમણે બનતા પ્રયત્ને દૂર રહેવું.

જે જે મનુષ્યોએ પ્લેગથી ઉગરવાના જે જે ઉપાયો પોતાની વૃત્તિથી દઢ માન્યા હોય તે તે ઉપાયોનું તેમણે મર્યાદાથી સેવન કરવું, એ પણ ઘણે પ્રસંગે લાભકારક નીવડે છે. કોઇએ ફેનાઇલને ઘરમાં છાંટવાથી લાભ માન્યો હોય છે, કોઇએ જંતુઓનો નાશ કરનાર ગોળીઓને કે કપુરને સુંઘવાથી નિર્ભય થવાનું માન્યું હોય છે, કોઇએ કપુર સુંઘવાથી પ્લેગ થતો નથી એવું માન્યું હોય છે, કોઇએ રોજ થોડું થોડું કરીનાઇન ખાવાથી પ્લેગથી બચાય એવું માન્યું હોય છે, કોઇએ આ સંબંધની નીકળેલી વિવિધ દવાઓને ..ર સેવવાથી પ્લેગથી ઉગરવાનો સંભવ માન્યો હોય છે, અને આ પ્રમાણે વિવિધ પ્રકૃતિના તથા વિવિધ જ્ઞાનવાળાં મનુષ્યોએ જુદું જુદું માન્યું હોય

છે. આ પ્રમાણે જેમણે જેમણે જે જે પ્રકારનું દૃઢ માન્યું હોય તેમણે તે તે ઉપાયને દૃઢ વિશ્વાસથી સેવવા. કારણ કે રોગને ઉત્પન્ન થવામાં તથા મટવામાં અને અટકાવવામાં મન જ કારણ હોવાથી જેમાં જેમાં જેને દૃઢ વિશ્વાસ હોય છે, તે તે સેવવાથી અવશ્ય લાભ થાય છે. ઉપાયોમાં ગુણ કે અવગુણ નથી, પણ મનના માનવામાં જ છે, માટે રોગને અટકાવવામાં તથા મટવામાં મને જે વાત દૃઢ માની હોય તેની અવગણના કરવી નહિ. મનના જ માનવાથી રોગ થાય છે, મટે છે, અથવા અટકે છે, એવી જેની પાકી ખાતરી થઇ હોય તેઓ તો કોઇ પણ ઉપાયને નહિ સેવે, અને માત્ર મનને સેવવાના અગાઉ કહી આપેલા નિશ્ચયો સેવશે તો રોગથી મુક્ત રહેશે જ, પણ જેમનુ મન એ નિશ્ચયોના લાભમાં સંશયવાળું હોય તેમણે આ નિશ્ચયો સાથે પોતે માનેલા ઉપાયોને સેવવા, અને તે વડે નિર્ભયતાને અધિક દૃઢ કરવી. મને રોગ થવાનો સંભવ જ નથી, એ નિશ્ચય જે રીતે મનમાં અખંડ કાયમ રહે તેમ કરવું, એ જ આ ઉપાયોને સેવન કરવાનું કહીને કહેવાનું તાત્પર્ય છે. ઉપાયો પોતે લાભ કરે છે માટે જ તેમને સેવવા એમ કહેવાનું લેશ પણ તાત્પર્ય નથી.

રોગ થવાનું મન જ કારણ છે, અન્ય કોઇ નથી, એવો સાચો નિશ્ચય મનુષ્ય પ્રજામાં ફેલેલો ન હોવાથી તેઓએ રોગ થવાનાં અસંખ્ય કારણો માન્યાં હોય છે અને આ કારણો મનુષ્ય પ્રજાના મનમાં અસંખ્ય વર્ષોથી દૃઢ થઈ રહ્યાં છે તેથી સાચો નિશ્ચય સ્વીકાર્યા છતાં પણ આ મન અનેક વાર અસાવધ થઇ જઇ પોતાના પૂર્વના અયોગ્ય નિશ્ચયોને સેવ્યા વિના રહેતું નથી. મનુષ્યનું મન જાગતાં અને ઉંઘતાં વિચારને અખંડ કર્યા જ કરે છે. આપણે ઉંઘીએ છીએ ત્યારે આપણે જાણીએ છીએ કે આપણું મન કંઇ પણ વિચાર કરતું નથી પણ વસ્તુતઃ તેમ નથી. ઉંઘમાં આપણા શરીરમાં અનેક ક્રિયાઓ થતી હોય છે. જઠર પચનક્રિયાનું કામ કરે છે. ફેફસાં શ્વાસ લેવા મુકવાનું કામ કરે છે અને આ પ્રમાણે શરીરના વિવિધ અવયવો પોતપોતાનું કામ કર્યા કરે છે. હવે ક્રિયા કોઇ પણ ક્રિયાનો કરનાર સાથે હોયાવિના નિયમિત રીતે ચાલતી નથી અને શરીરમાં નિયમિત ક્રિયા ચાલે છે માટે તે તે

ક્રિયાઓને તે પ્રમાણે નિયમિત રીતે ચલાવનાર કોઇ હોવું જોઈએ અને તેવું આપણું મન છે. જાગ્રતમાં જે મન આપણા જાણપણામાં ક્રિયા કરે છે તે મનથી આ મન જુદું છે. ખરી રીતે મન જુદું નથી પણ મન બે જાતની ક્રિયા કરે છે. એક જાગ્રત્ વખતે આપણા જાણપણામાં જે ક્રિયા ચાલે છે તે, તથા બીજી ઉંઘમાં, આ જઠર વગેરે અવયવોને નિયમિત ચલાવવાની ક્રિયા જે આપણા અજાણપણામાં તે સાધે છે તે આ ઉંઘમાં ક્રિયા કરના મનના જે નિશ્ચયો હોય છે તે જાગ્રત્ સમયમાં ક્રિયા કરનાર મનના નિશ્ચયોથી બહુ દૃઢ હોય છે. જાગ્રત્ મનના નિશ્ચયો ર્ક્યા પછી અને જાગ્રત્ સમયમાં પાકા દૃઢ થયા પછી ઘણે કાળે ઉંઘમાં ક્રિયા કરનાર મનના નિશ્ચયો કરે છે. જાગ્રત્ સમયનું મન નિત્ય ધારે તો પોતાના નિશ્ચયો બદલેછે, પણ ઉંઘમાં ક્રિયા કરતું મન એમ સહેલાઇથી પોતાના નિશ્ચયો બદલતું નથી. આથી જાગ્રતમાં શુદ્ધ નિશ્ચયો સેવ્યા છતા પણ, ઉંઘમાં ક્રિયા કરતાં મનમાં જે અપથ્ય નિશ્ચયો પૂર્વના દૃઢ હોય છે, તો તે તત્કાળ ટળતા નથી અને તેથી તેઓ આ શરીરમાં પોતાની અસર જણાવે છે. આમ હોવાથી આ શુદ્ધ નિશ્ચયોને જાગ્રતમાં સેવનાર મનુષ્યે તે પોતાના શુદ્ધ નિશ્ચયો દીર્ઘ અભ્યાસી અત્યંત દૃઢ થઇ નિદ્રામાં કામ કરનાર મનમા ઠરે નહિ ત્યાં સુધી તેણે આરોગ્યના જે જે નિયમો દીર્ઘ કાળથી પ્રજામાં ચાલતા આવે છે, તેનો ભંગ કરવો નહિ મન જ સર્વ રોગને કરનાર છે તો પછી, હું આજે પાંચ લાડુ ખાઉંછું અને હું માનું છું કે તેથી મને કંઇ જ થનાર નથી, એમ માની કોઈ પાંચ લાડુ પોતાની પચાવવાની શક્તિ ન છતા ખાઈબેસે, અને પછી- રોગ ન થવાની દુરાશા બાંધે તો તે સિદ્ધ થાય એમ નથી. કારણ પૂર્વે કહ્યું તેમ જઠરને ઉંઘમાં ક્રિયા કરાવનાર મન તો એવું જ માનતું હોય છે કે જગ વધારે ખાવામાં આવશે તો અપચો થવાનો જ. અને આ મનનો આવો નિશ્ચય જાગ્રતમાં કરેલા એકાદ ક્ષણના કે હજાર ક્ષણના કરેલા નિશ્ચયથી બદલાનો નથી, અને તેથી એ મન તો પોતાના નિશ્ચયપ્રમાણે તેને ઉંઘમાં અજીર્ણ કર્યા વિના રહેતું જ નથી. આમ હોવાથી આ શુદ્ધ નિશ્ચયને સેવનાર પુરુષોએ આરોગ્યના કોઈ પણ નિયમોનો

ભંગ કરવો નહિ. પ્લેગના સમયમાં તેમણે આહારવિહારમાં સાવધાનતાનો પરિત્યાગ કરવો નહિ. મિતાહારી રહેવું અથવા એક જ વાર જમવું. એકવાર જમવાથી અનેક રોગો મટવાના સંભવ આવે છે. એકવાર જમનારે પણ સાંજે ખાવું નથી માટે બે વારનું સામટું હાંસી હાંસીને પેટ ન ભરવું, પણ મિતાહારી રહેવુ. આથી પ્લેગ થવાનો કદી પણ સંભવ આવશે નહિ. ખાવામાં અમિતાહારી થવાથી સર્વ પ્રકારના રોગો થવાનો સંભવ ઉભો થાય છે, એ સ્પષ્ટ કરીને આ સ્થળે કહેવાની અગત્ય નથી. કારણ તે આ લેખમાળાના ગયા વર્ષના પ્રથમ અંકમાં કહેવાઈ ગયું છે. તે અંકમાં આરોગ્યના જે જે નિયમો વર્ણવાયા છે, તેને પાળવામાં ગાફલ થવું નહિ. એ નિયમોના પાલનસાથે, આ અંકમાં જે નિશ્ચયો સેવવાનું કહ્યું છે, તેનું સેવન થાય છે ત્યારે મનુષ્ય એવા આરોગ્યને ભોગવે છે કે જે આરોગ્ય સર્વ પ્રકારના રોગના સખતમાં સખત હુમલા સામે ટકી રહેવાને માટે વજ્રના બખતરથી રક્ષાયલું છે, એમ તેને અનુભવમાં આવે છે. આ આરોગ્યના નિયમોનું જેમને વિસ્મરણ થયું હોય તેમણે પુનઃ તે અંક વાંચી જવો.

પ્લેગના દિવસોમાં સર્વ મનુષ્યોએ અખંડ બ્રહ્મચર્ય પાળવાની અસંત અગત્ય છે. બ્રહ્મચર્યનો ભંગ, શરીરને રોગના હુમલાનો ઝટ ભોગ કરે છે અને બ્રહ્મચર્યનું પાલન તેનું રોગના હુમલાથી રક્ષણ કરે છે, માટે બ્રહ્મચર્યના પાલનને પણ અસંત અગત્યનું જાણી, રોગથી ઉગરવા ઇચ્છનારે તેનું આગ્રહથી સર્વ પ્રકારે પાલન કરવું. એ આગ્રહ જેમનો ઢીલો પડી ગયો હોય તેમણે આ લેખમાળાના પ્રથમ વર્ષનો પ્રથમ અંક ફરીને અવલોકી જવો.

જેમને ઉપર કહેલા નિશ્ચયો તથા નિયમોનો ભંગ થઈ જવાથી પ્લેગ થવાનો સંભવ આવે તેમણે તાવનું પ્રથમ ચિહ્ન જણાતાં તત્કાળ ખાવાનું બંધ કરવું. સગાંવહાલાંઓ ગમે તેટલું કહે કે નહિ ખાવાથી શરીર નંખાઈ જશે, હરું નહિ થવાય, તાવ મટશે નહિ, અને ડાક્ટરો તથા વૈદ્યો પણ થોડું થોડું ખાવાની સલાહ આપે તો પણ અન્નનો એક ગ્રાસ પણ ખાતા નહિ. એક, બે, ત્રણ ચાર કે તેથી પણ વધારે લંઘન ખેંચવી પડે તો જરા પણ અકળાવું

નહિ. ઉપવાસ કરવાથી મૃત્યુ થવાનું નથી, પણ આ પ્લેગના જ્વરમાં ખાવાથી મૃત્યુ થવાનો સંભવ આવે છે. જ્વર આવતાં જ જણાય છે કે રોગીને અન્નની રુચિ લેશ પણ નથી. અને આવું સ્પષ્ટભાન થયાં છતાં, નિદ્રામાં કામ કરનાર મનના આવી સ્પષ્ટ ચેતવણી છતાં, જેઓ તેને ન માની, જાગ્રત્ કામ કરનાર મનની ઇચ્છા પ્રમાણે ખાય છે, તેઓ રોગને વધવાના સર્વ સંભવો આણે છે. જેઓ જ્વર ઉતરી ગયા વિના, અને જઠરમાં સ્વાભાવિક ક્ષુધા જણાયા વિના જરાપણ ખાતા નથી તેઓ બહુ જ થોડા વખતમાં સારા થઈ જાય છે. એથી ઉલટું જેઓ જ્વરમાં ખાય છે, વહેલા સારા થવાની લાલચે પેટમાં મટરપટર નાંખ નાંખ કરે છે, તેઓ પોતાનો વ્યાધિ સત્વર મટવાના સર્વ સંભવોનો નાશ કરી નાંખે છે. માટે અન્નનો એક દાણો મરખો ન ખાવો, કાંજી કે દુધ કે રાબડી કે કશું જ ન પીવું, એ સર્વોત્તમ નિર્ભય માર્ગ છે.

તાવમાં તમારે કંઇ ખાવું જ હોય કે પીવું જ હોય તો એક બે નારંગી ખાઓ, અથવા એકાદ ખાટા લીંબુના રસમાં પાશેર પાણી મેળવી તે પીઓ. એથી જઠર શુદ્ધ થાય છે. તેમાં જામેલું વિષ નાશ પામે છે, પણ એ સિવાય જે જે ખાશો અથવા પીશો તે સર્વ હાનિને કરનાર છે. લીંબુના રસમાં ખાંડ કે સાકર નાંખવાની નથી જ. પાણી–ચોખ્ખું પાણી જ–ઇચ્છાનુકૂળ પીવામાં અડચણ નથી. વધારે પાણી પીવાથી શરીરમાં જામેલું વિષ ઓગળી જાય છે, માટે તાવમાં અને ભુખે પેટે તેને પીવાથી લાભ જ છે.

જ્વરવાળા મનુષ્યે પોતાના સુવાના ઓરડાનાં બારીબારણાં દિવસે કે રાત્રે કદી પણ બંધ કરવાં નહિ. તેમ માથે મોઢે ઓઢીને કદી સુવુ નહિ. શિયાળામાં ઠંડી ઋતુમાં પ્લેગ અત્યંત વધવાનાં કારણોમાં એ પણ એક કારણ છે કે લોકો આ દિવસોમાં ટાઢ ન વાય માટે માથે મોંઢે ઓઢીને તથા બારીબારણાં બંધ કરીને સુએ છે. આથી ઘરમાં પ્રશ્વાસનું સર્વ વિષ ભરાઈ રહે છે અને તે વિષ પુનઃ પુનઃ શ્વાસમાં લેવાતાં મનુષ્યોનાં શરીર પ્લેગને માટે લાયક થઈ રહે છે.

---

* દીર્ઘ શ્વાસપ્રશ્વાસ લેવાની ક્રિયા માટે 'વિદ્યાર્થીનો સાચો મિત્ર' જુઓ.

સ્વચ્છ હવાના સુદીર્ઘ શ્વાસ લેવાનો અભ્યાસ પણ પ્રત્યેક મનુષ્યે આરોગ્યના સંરક્ષણ માટે સત્વર પાડવો ઘટે છે. તેમ જ ‡ પચન ક્રિયા સારી થવા માટે, તેમ જ બંધકોશ હોય તો તે નિવૃત્ત થવા માટે પણ આરોગ્યના નિયમો પાળવા અગત્ય છે.

હવે આ બહુ વધી ગયેલા વિષયની સમાપ્તિ કરીએ છીએ. પ્રિય વાચક ! આ લેખના સર્વ નિશ્ચયો કદાચ તમને માન્ય નહિ હોય, તો પણ તે ખરા છે કે કેમ તેનો અનુભવ કરી જોવા થોડા દિવસ તમે તેમને પાળી જોજો તો તેમાં કંઇ તમને હાનિ થવાની નથી. એનું ખરાપણું પાળી જોયા વિના તમને સમજાવાનું નથી. એ નિશ્ચયો તમને સાચા ન જણાયા હોય તો તેમાં તે નિશ્ચયોનો દોષ નથી, પણ લેખકની તેને વર્ણન કરવાની રીતમાં દોષ છે, એમ નિઃસંશય માનજો. તમારા અંતઃકરણમાં તેનું ખરૂં સ્વરૂપ ઉતારવા તેણે આ નાના સરખા લેખમાં પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો છે, તોપણ આ વિષય એટલો બધો મોટો છે કે તમારી સર્વાંશે ખાતરી થાય એવું આટલી થોડી જગામાં તે કરવા સમર્થ થયો નથી. તમારામાંથી ઘણાને આ નિશ્ચયોની સત્યતા સંબંધમાં અનેક શંકાઓ રહી ગઈ છે, એ વાત તે પોતે સારી રીતે સમજે છે. તથાપિ વિસ્તાર હવે થઇ શકે એમ નથી. આટલો વિસ્તાર પણ ધારવા કરતાં વધારે થયો છે.

* અધ્યાત્મશાસ્ત્ર એ જ સર્વ મનુષ્યોને દુઃખમાત્રથી ઉગરવાનો ધોરી માર્ગ દર્શાવે છે. અને તેથી એ શાસ્ત્રનો વિચાર તથા અભ્યાસ એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે એ સ્પષ્ટ થાય છે. મન કે જે દુઃખમાત્રનું તથા સુખમા-

---

‡ પચનક્રિયા સારી થવા માટે ચાલતા વર્ષના શ્રીમહાકાલના માર્ગશીર્ષ તથા પૌષના અંકમાં "સર્વ પ્રકારના રોગ મટાડવાના વગર પૈસાના ઉપાયો" એ વિષય વાંચો.

* અધ્યાત્મવિદ્યાનો અધિક અભ્યાસ કરવાની ઇચ્છાવાળાને "અધ્યાત્મબલ પોષક ગ્રંથ-માલાનો પ્રથમ ગ્રંથ.' ( મૂલ્ય રૂ. ૧—૦—૦ ) ખરીદી ', અધ્યાત્મબલ-પોષક મંડળમાં સત્વર પ્રેરણા સૂચવવામાં આવે છે.

ત્રનું કારણ છે, તેની જ ચિકિત્સા અધ્યાત્મશાસ્ત્ર કરતુ હોવાથી સર્વે શાસ્ત્રો માં તે શિરોમણિ છે અધ્યાત્મ શાસ્ત્રનો અભ્યાસ એ જ આપણી અવનતિને ટાળનાર છે.

ઇશ્વરકૃપાથી આ અધ્યાત્મશાસ્ત્રના નિશ્ચયો પ્રાણિમાત્રના અંતઃકરણમાં ઠરો, અને તેનો અભ્યાસ કરી સર્વ દુઃખમાત્રથી છુટી, આરોગ્ય, સંપત્તિ, શાંતિ તથા અખંડ સુખને અનુભવો, ઇતિ.

છોટાલાલ જીવનલાલ.

# શ્રી महाकाल.

જ્યાં સુધી શ્રીમહાકાલ તમારા વાંચવામાં નથી આવ્યુ ત્યાં સુધી ગુજરાતી ભાષામાં સર્વોત્તમ માસિક કેવું હોય છે, તેનો તમને અનુભવ થયો નથી. આ માસિક પંદર વર્ષથી પ્રકટ થાય છે, અને તેમાં મનુષ્યની શારીરિક, માનસિક, તથા આધ્યાત્મિક ઉન્નતિ થવાના ઉપાયો એટલા તો પ્રશસ્ય પ્રકારે વર્ણવવામાં આવે છે કે વિદ્વાન્ વર્ગમાં **શ્રીમહાકાલ** આજે પ્રથમ પંક્તિનું લેખાય છે. જ્ઞાનમા આગળ વધેલી પાશ્ચાત્ય પ્રજામાં જે જે નવા વિચારો પ્રવર્ત્તે છે, તે સર્વનુ તથા આ દેશના આર્ય ઋષિમુનિઓના તત્વજ્ઞાનના વેદાન્તનુ તત્ત્વ અનેક યુક્તિથી તેમા વર્ણવવામાં આવે છે. ચાર આનાની ટિકિટો મોકલવાથી નમુનાનો અંક મોકલવામાં આવશે. વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સહિત રૂ. ૨-૦-૦.

व्यवस्थापक, महाकाल, वडोदरा.

શ્રી [illegible] નિર્મળ [illegible] આધાર, ગૃહસ્થાશ્રમના દુઃખરૂપ દારિદ્ર્યને દૂર કરનાર, અનેક બોધક તથા [illegible] આખ્યાનોવડે સુશોભિત [illegible]નાર, દરેક કુટુંબના શણગારરૂપ, અને સ્ત્રીઓને વિશેષે કરીને અનિવાર્ય ઉપયોગના [illegible] ગ્રન્થો —

| | | |
|---|---|---|
| શ્રીભામિનીભૂષણ | ( [illegible] ) | રૂ. ૦-૧૨—૦ |
| શ્રીભામિનીભૂષણ | ( અલંકાર ૨ ) | રૂ. ૧—૦—૦ |
| શ્રીભામિનીભૂષણ | ( અલંકાર ૩ ) | રૂ. ૧—૦—૦ |
| શ્રીભામિનીભૂષણ | ( અલંકાર ૪ ) | રૂ. ૧—૦—૦ |
| શ્રીભામિનીભૂષણ | ( અલંકાર ૫ ) | રૂ. ૧—૪—૦ |

વ્યવસ્થાપક, "મહાકાલ", વડોદરા

श्रीः ।

धर्म नीति

# लोकप्रिय लेखमाला.

(દ્વિમાસિક)

વિદ્યા કલા

વર્ષ ૩.

# દાન.

અંક ૨૬

સં. ૧૯૫૯ પૌષ-માઘ. | સ. ૧૯૦૩ ફેબ્રુઆરી-માર્ચ.

પ્રસિદ્ધ કરનાર

श्रेयःसाधक अधिकारिवर्ग.

પ્રયોજકોઃ—

છોટાલાલ જીવનલાલ, વ્યવસ્થાપક, महाकाल.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.

પત્ર વ્યવહારઃ—

વ્યવસ્થાપક, "લોકપ્રિય લેખમાલા", વડોદરા.

વાર્ષિક લવાજમ-પ્રથમ વર્ગ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને વર્ષઆખરે પુસ્તકવગેરે ભેટનો લાભ મળશે; બીજો વર્ગ રૂ ૦-૧૨-૦ પોસ્ટેજ મળીને, અગાઉથી જ. આ વર્ગને ભેટનો લાભ મળશે નહિ. એજન્ટોને કમિશન.

વડોદરા.

ધી "નૂતન વિલાસ પ્રિંટિંગ પ્રેસ" કંપની લિમિટેડ.

ઉદ્યોગ સંસાર

किं किं न साधयति कल्पलतेव विद्या ।

કલ્પવૃક્ષ જેવી વિદ્યા શું સિદ્ધ કરતી નથી!

વાર્તા કથા, ૯૦

## લવાજમ મોકલનાર સદ્ગૃહસ્થોની નામાવલિ.

રા. અંટોળદાસ હરગોવિંદદાસ,
B. A., LL. B.
રા. સા. અમૃતલાલ દામોદર.
આનંદભવન ક્લબના સેક્રેટરી.
રા. આનંદરાવ ખંડેરાવ.
ઉજ્જન જનરલ નેટીવ લાયબ્રેરિ.
રા. સા. કર્પૂરરામ મન્મથરામ.
રા. કરૂણાશંકર હરજીવન-
રા. કાનજી વરધમાન.
રા. કાલીદાસ ભગવાનદાસ.
ગા. કાલીદાસ લાલભાઈ.
રા. કાશીભાઈ ઝવેરભાઇ.
રા. કેશવલાલ ગિરધરભાઇ.
ડૉ. કેશવલાલ દોલતરામ.
રા. કેશવલાલ ફકીરભાઇ માસ્તર.
રા. બ. કેશવલાલ હીરાલાલ.
રા. સા. ખંડુભાઇ ઇન્દ્રજી.
રા. સા. ગણપતરામ અનુપરામ.
રા. ગાંડાભાઇ પ્રાગજી.
રા ગિરજાશંકર વિ. રતનજી.
રા. ગિરજાશંકર વજેશંકર.
રા. ગિરધરલાલ કેશવલાલ.
ડૉ ગિરધરલાલ નારણદાસ.
રા. ગિરધલાલ માધવરાય.
રા. ગુલાબચંદ આણંદજી.
રા ગુલાબરાય ધીરજરામ.

રા. ગુલાબશંકર ખારાશંકર
B. A., LL. B.
રા. ગોકળદાસ દ્વારકાદાસ.
B. A , LL. B.
રા. બ. ગોરધનદાસ નો. કાજી.
રા. સા. ગોરધનદાસ બિજભૂખણદાસ.
રા. ઘેલાશંકર પૂંજાભાઈ.
રા. ચતુર્ભુજ કરસનદાસ.
રા. ચિમનલાલ કૃપાશંકર.
રા. ચિમનલાલ શિવદાસ.
રા. બ. ચુનીલાલ દલપતરામ.
રા. ચુનીલાલ ફુલચંદ.
રા. ચુનીલાલ મગનલાલ.
રા. ચુનીલાલ માણેકલાલ.
B A., LL. B.
રા. ચુનીલાલ વનમાળીદાસ.
રા. છગનલાલ હીરાલાલ.
રા. સા. છબિલારામ દોલતરામ.
રા. છોટાલાલ મથુરાદાસ.
B. A., LL. B.
રા. બ. જગન્નાથ ઇચ્છારામ.
રા. જમનાદાસ માધવદાસ.
રા. જશવંતરાય કૃપાશંકર.
રા. જીવણદાસ નારણદાસ.
રા. જેઠાભાઇ પ્રાણવલ્લભદાસ.
રા. જેઠાલાલ રવિશંકર.

# દાન.

શ્રીપરમાત્મામાંથી સઘળું જગત્ જન્મ પામ્યું છે, તેમાં જ સ્થિતિ કરીને રહ્યું છે અને પરિણામે એ રૂપને જ પામે છે; અર્થાત્ શ્રીપરમાત્મતત્ત્વ જ સમગ્ર વિશ્વનો આધાર છે. એ તત્ત્વને શાસ્ત્ર બ્રહ્મજેવા બે અક્ષરના શબ્દથી જ ઓળખાવે છે, અને એથી પણ ટુંકો શબ્દ જે પ્રણવ ( ॐ ) તેને જ શાસ્ત્રકારો પરમાત્માનો વાચક શબ્દ ગણે છે. એ જેમ તત્ત્વજ્ઞ પુરુષને આશ્ચર્ય ઉત્પન્ન કરતું નથી તે જ પ્રમાણે મનુષ્યોનાં સર્વ સુખદુઃખરૂપ ફ્લો અને તેને અનુકૂલ સ્થિતિનો આધાર બે અક્ષરના બનેલા દાન શબ્દથી પ્રતિપાદન કરાતા અર્થઉપર છે એ સાંભળી વિવેકીએ આશ્ચર્ય પામવા જેવું નથી.

દાનનું સામાન્ય લક્ષણ **શ્રીભવિષ્યોત્તર**માં નીચે પ્રમાણે કહ્યું છે—

**यद्यदिष्टं विशिष्टं च न्यायप्राप्तं च यद् भवेत् ।**
**तत्तद् गुणवते देयमित्येतद् दानलक्षणम् ॥**

"જે જે પદાર્થ ઇષ્ટ હોય, તથા કંઇ વિશેષતાવાળો હોય, તથા ધર્મથી પ્રાપ્ત કરેલો હોય તે તે ગુણવાનને આપવો એ દાનનું લક્ષણ છે." અહિં દાન શબ્દનો અર્થ દેય એટલે દાનમાં આપવાયોગ્ય પદાર્થ એમ લઇએ, અને આ શ્લોકથી તે પદાર્થનું લક્ષણ સમજીએ તો પણ તેપરથી દાનનું લક્ષણ સમજી જવાય છે.

આ સામાન્ય લક્ષણ જોતાં દરેક મનુષ્યને પોતાનું શરીર ઇષ્ટ છે, અને વિશેષતાવાળું પણ છે, તથા પૂર્વકર્માનુસાર પરમેશ્વરના સિદ્ધ નિયમ પ્રમાણે પ્રાપ્ત થયલું છે તેથી એ દાનમાં આપવાયોગ્ય પદાર્થ પણ ઠરે છે. તે જ પ્રમાણે અંતઃકરણનો પણ દેય પદાર્થોમાં સમાવેશ થઇ શકે છે. એ બેના સંબંધી ધન, ક્ષેત્રવગેરે પદાર્થો તો રૂઢિપ્રમાણે પણ દાનમાં આપવા

લાયક મનાય છે. તેથી, સામાન્ય રીતે જોતાં, જે જે વિષયોઉપર આપણું મમત્વ બંધાયનું છે તે તે સર્વ દાનમાં અર્પવા યોગ્ય સિદ્ધ થાય છે હવે એ પદાર્થો જો, આ શ્લોકમાં કહ્યા પ્રમાણે, ગુણવાનને અર્પવામા આવે છે તો તો એ દાન સુખજનક થઈ રહે છે. શ્રીપરમાત્મા અર્થાત્ શ્રીઇષ્ટ સર્વોત્તમ અને અમર્યાદ ગુણવાળા છે તેથી એ સર્વ ઇષ્ટરૂપે મનાતા પદાર્થોનું તેમને સમર્પણ કરવામા આવે તો એ દાન સર્વોત્તમ અને અમર્યાદ આનંદને આપનાર થાય છે શ્રીઇષ્ટ મનસાંતર્વ્યાપક છે વ્યાપક છે તથા કોઇ વસ્તુને હાથવગેરે ઇંદ્રિયોવડે ગ્રહણ કરતા નથી તેથી દાતાએ પોતાના મમત્વની મર્યાદામા માનેલા શરીર, મનઆદિ પદાર્થોપરનું પોતાનું મમત્વ ત્યજી દેવું અને શ્રીઇષ્ટના જ એ સર્વ પદાર્થો છે એવી ભાવના દૃઢ કરી તેને સિદ્ધ કરી લેવી એ જ આ પદાર્થોનું દાન છે. આ રીતે શરીર શ્રીઇષ્ટનું જ છે અને મારૂ નથી એવી ભાવના જ્યારે દાતાને સિદ્ધ થાય છે ત્યારે શરીરના સુખદુઃખોથી પોતાને સુખી કે દુઃખી એ પુરૂષ અનુભવતો નથી, અને શરીર પોતાનું નહિ હોવાથી પણ શ્રીઇષ્ટનું હોવાથી શ્રીઇષ્ટની પ્રસન્નતા નિમિત્ત એ પુરૂષ શાસ્ત્રમા વિધાન કરેલી શુભ ક્રિયાઓને આચરવામા જ એ શરીરનો ઉપયોગ કરે છે, અર્થાત્ અન્ય કોઇ પણ જાતની પ્રવૃત્તિ એ શરીરને તે કરાવતો નથી. તે જ પ્રમાણે મન વા અંતઃકરણરૂપરથી મમત્વને ત્યજી દેવામા આવે છે ત્યારે એ મનઉપર પોતાની માલિકી નહિ રહેવાથી શ્રીઇષ્ટના સ્મરણ, ચિંતન શિવાય કોઇ પણ વ્યાપારમા એ મનને જોડવાનો અધિકાર એ પુરૂષને રહેતો નથી, તાત્પર્ય કે આઠે પ્રહર શ્રીઇષ્ટમા જ મન સલગ્ન થઇ રહે છે આ જ પ્રમાણે શરીર અને મનના સંબંધવાળા પદાર્થોઉપરથી મમત્વને ત્યજી દેવામાં આવે છે ત્યારે તે પદાર્થોના આગમઅપગમ ( આવવું જવું ), ક્ષય, વૃદ્ધિ તથા વિનાશથી પણ એ દાતા પુરૂષ અલિપ્ત રહે છે સંક્ષેપમાં કહીએ તો આ મુખ્ય દેય પદાર્થોનું જેણે શ્રીઇષ્ટને સમર્પણ કર્યું હોય છે તે પુરૂષ હર્ષશોકથી રહિત, સુખદુઃખની વેદના વિનાનો અને નિરંતર પરમાત્મતત્ત્વમા રમણ કરનારો થઇ રહે છે આ જ

-સ્થિતિરૂ શાસ્ત્રમાં **આત્મનિવેદન** નામની ઉત્તમ ભક્તિરૂપે વર્ણવેલી છે.

તે જ પ્રમાણે આ પદાર્થોનું જો ઇતરને દાન કરવામાં આવે છે તો તે દાતા અધોગતિસુધીનો અધિકારી પણ થઇ જાય છે. જે પુરુષે કોઇ નીચને પોતાનું શરીર વેચ્યું હોય છે અર્થાત્ તેનો દાસ થઇ રહ્યો છે તે પુરુષને નિરંતર કષ્ટ વેઠવું પડે છે અને પરિણામે તે નીચ સંસ્કારથી અનેક દુઃખ આપનાર જન્મનો અધિકારી થાય છે. વારાંગના પોતાના શરીરને ધનરૂપ પદાર્થને અર્થે દાનમાં અર્પે છે તેથી આ લોકમાં નિંદાપાત્ર થઇ રહે છે અને અંતે નાનાવિધ નરકની અધિકારી થાય છે. જે પુરુષ એ વારાંગનાને પોતાનું ધન આદિ અર્પે છે તે પણ આના સમાન અવસ્થાને જ પામે છે. આ જ પ્રમાણે મદ્યપાન, પરહિંસા, પરદ્રોહ આદિ દુર્ગુણોને જે પુરુષ પોતાનું શરીર, મન આદિ સમર્પે છે તે પુરુષ પણ આ જન્મમાં વિવિધ દુઃખને સહન કરી અંતે અધોગતિને પામે છે. આ આદિ અનેક સ્થલે દૃષ્ટિ કરવાથી સ્પષ્ટ જણાઇ આવે એમ છે કે દાન એ પદાર્થ મોક્ષથી માંડી છેક અધોગતિસુધીની સ્થિતિનો હેતુ છે તેથી દરેક પુરુષે દાન માટે અત્યંત સાવધાન રહેવાની જરૂર છે અને અત્યંત વિવેકથી દાનનો આદર કરવો ઘટે છે

આ સાથે એ જણાવવું જોઇએ કે મનુષ્યમાત્રની બુદ્ધિ તથા વિચારપૂર્વક કરાતી સર્વ ક્રિયા દાનમાં ન્યૂનાધિક અંશે આવી જાય છે. અન્ન ગ્રહણ કરનાર મનુષ્ય જો વિધિપ્રમાણે પ્રાણાગ્નિહોત્રપૂર્વક, શરીરના નિર્વાહને અર્થે એ ક્રિયા કરે છે તો એ પ્રાણાદિ પંચ દેવોને અન્નનું દાન કરે છે અને જો જીભના સ્વાદને વશ થઇ કરે છે તો રસવૃત્તિને વા રસનાને એ અન્નનું દાન કરે છે; ક્રોધવશ થઇ વર્તન કરનાર મનુષ્ય અંતઃકરણના વિકારને ક્રોધથી ક્ષય થતા સત્ત્વબલનું દાન કરે છે; હિંસા આદિમા પ્રવૃત્ત થનાર મનુષ્ય તમોગુણને પોતાના સત્ત્વનું દાન કરે છે. સંક્ષેપમાં એ જ કે પ્રત્યેક ક્રિયાથી શરીર તથા અંતઃકરણનું સત્ત્વ ન્યૂનાધિક અંશે ક્ષય પામે છે એ ક્રિયા જે જે આશયથી કરી હોય છે તેને તેને એ સત્ત્વ અર્પણ કરવારૂપ દાન થાય છે. તેથી પ્રત્યેક કર્મમાં દાન રહેલું છે.

આ પ્રમાણે હોવાથી દાનના સંબંધમાં પ્રતિક્ષણે મનુષ્યે સાવધાનતા સેવવી ઘટે છે, કારણ કે પ્રતિક્ષણે દાન થતું હોવાથી એ શુભ વા અશુભના હેતુરૂપ થાય છે તેથી સુખેચ્છાવાન્ સર્વ મનુષ્યોએ શુભના હેતુરૂપ દાન જ પોતાથી થતુ રહે છે અને અશુભના હેતુરૂપ દાન એક પણ પોતાથી થતુ નથી એ શાન્ત મનથી વિચારી વિવેકથી પ્રવૃત્ત થવું ઉચિત છે

જેમ દાનથી મનુષ્યને પોતાને સુખ અથવા દુઃખ થાય છે તે જ પ્રમાણે સામાજિક લાભહાનિ પણ આ દાનથી થતી રહે છે જે સમાજના વા પ્રજાના અંગરૂપ મનુષ્યો બહુ કરીને શુભના હેતુરૂપ દાનમાં પ્રવૃત્ત થતા રહે છે તે સમાજ તથા પ્રજા ક્રમે ક્રમે ઉન્નતિને પામે છે અને આથી વિપરીત સ્થિતિ તથા પ્રવૃત્તિવાળા મનુષ્યોનો સમાજ તથા પ્રજા ક્રમે ક્રમે અવનતિને પામે છે અને એ જ સ્થિતિ અને પ્રવૃત્તિથી કાળ જતા પોતે નહિ વત્ થઇ અન્તે લોપ પામે છે તેથી પોતાના સંબંધીમાથી કોઇ પણ અશુભના હેતુરૂપ દાનમા પ્રવૃત્ત થતો હોય તો તેને પણ સાવધાનતા સેવી શુભના હેતુરૂપ દાનમા જોડવા પ્રયત્ન કરવો એ પણ સમાજસ્થિતિ ભોગવનાર વિવેકીનુ કર્તવ્ય ઠરે છે સંક્ષેપમા એ જ કે સર્વ નીતિશાસ્ત્ર તથા સાધનશાસ્ત્ર આ દાનવિધિનું જ પ્રતિપાદન કરનાર ઠરે છે તેથી દાનની પરિશુદ્ધિવિના સુખની સ્વપ્ને પણ કોઇ આશા બાંધવી એ વ્યર્થ છે આ રીતે દાનનું સર્વત્ર સામ્રાજ્ય હોવાથી દાનસંબંધનો વિચાર સર્વ માટે એક સરખી રીતે જરૂરનો છે

સૌ સૌથી ઇષ્ટરૂપે અને સૌથી વધારે કિંમતવાળુ પ્રત્યેક મનુષ્યનું પોતાનુ સ્વરૂપ છે અર્થાત્ જીવાત્મા છે તેથી એ આત્મતુ શ્રીઇષ્ટને દાન કરવું એ સૌથી ઉત્તમ દાન છે એ દાન જ મોક્ષનો સાક્ષાત્ હેતુ છે એ દાન તત્ત્વરૂપ દાન છે અને જીવાત્માથી ઉતરતા સર્વ પદાર્થના દાન તે સાધનરૂપ દાન છે સાધનરૂપ દાનોમા પણ પ્રથમ પદ મન વા અંતઃકરણનું દાન ધરાવે છે કેમકે જીવને જો સાગરરૂપ લઇએ તો મન પ્રધાનરૂપ છે અર્થાત્ જીવાત્મા મન એ ઉતરતી પંક્તિનો પદાર્થ છે અને ઇતર સર્વેન્દ્રિયો મન ચઢતી પંક્તિનો પદાર્થ છે કેમકે ઇતર સર્વેનો વ્યવહાર મનઉપર આધાર રાખે છે જે

મનુષ્યનું મન અષ્ટ પ્રહર શ્રીઇષ્ટને અર્થે જ પ્રવૃત્તિ કરે છે, શ્રીઇષ્ટમાં જ લીન થયેલું રહે છે અને ઇતર કોઇ પણ પ્રકારના સંકલ્પ વિકલ્પને વશ થતું નથી તે મનુષ્યે મનનું શ્રીઇષ્ટને દાનકર્યું છે. આ મનનું દાન કરનારની સ્થિતિ સંપ્રજ્ઞાતયોગ વા પ્રેમલક્ષણાવાળા ભક્તની સ્થિતિરૂપ છે તેથી ફલદાનના સાક્ષાત્ સાધનરૂપ આ દાન છે. એ દાનથી ઉતરતી પંક્તિનું દાન તે શરીર દાન છે. જે પુરૂષનું શરીર પ્રત્યેક વ્યવહાર શ્રીઇષ્ટને અર્થે જ કરે છે અને અન્ય વ્યવહારમાત્રથી રહિત રહે છે, તથા જેના રોગઆરોગ્યથી પુરૂષ હર્ષશોકને પામતો નથી તેમ તેથી ઉત્પન્ન થતી વેદનાને હું સુખી, હું દુઃખી એ રૂપે અનુભવતો નથી તે પુરૂષે યથાર્થ રૂપે શરીરનું દાન શ્રીઇષ્ટને કર્યું છે એમ કહેતાં બાધ નથી. આ દાન પણ જીવત્વના દનરૂપ ફલદાનનો હેતુ છે તેથી આ દાન પણ સાધનરૂપ દાન છે. સર્વ દાનોમાં આ ત્રણ દાનો મુખ્ય છે તથા અનુક્રમે એક બીજાથી શ્રેષ્ઠ છે.

આ પ્રસંગમાં જણાવવું જોઇએ કે અત્ર " શ્રીઇષ્ટ " શબ્દ જે વાપર્યો છે તે જેના જે ઇષ્ટ હોય તેનું બોધન કરનારરૂપે એને લેવો એ અર્થમાં વાપર્યો નથી. કેમકે એમ લેતાં તો કોઇના ભૂત, પ્રેત, કીર્તિ ધનઆદિ પદાર્થો ઇષ્ટ હોય તો તેને તેને અર્થે કરાતો જીવના, મનના અને શરીરના સત્વનો ક્ષય કંઇ આ ફલદાનરૂપ કે સાધનદાનરૂપ નથી કેમકે એ દાનો અધોગતિસુધીની નીચ સ્થિતિના હેતુ પણ થઇ રહે છે. અત્ર વાપરેલો " શ્રીઇષ્ટ " શબ્દ શ્રીપરમાત્માને ઉદ્દેશીને જ વાપર્યો છે અને એ અર્થમાં આ ત્રણ પ્રકારનાં મુખ્ય દાનો સમજવાનાં છે. એ પ્રકારે લેવાથી અત્ર પ્રતિપાદન કરેલાં ફલો શાસ્ત્રસંમત છે એ સહજ વિચારથી પ્રત્યેકને સમજાય એમ છે.

આ મુખ્ય ત્રણ દાનો સંબંધી વિચાર સર્વને કરવો આવશ્યક છે છતાં અત્ર એ દાનોનો વિચાર વિસ્તારથી કરવાનો ઉદ્દેશ નથી પણ એ ત્રણ દાનોથી ઉતરતાં જે દાનો છે અને જેને રૂઢિમાં દાન શબ્દથી ગ્રહણ કરાય છે તે દાનનો જ મુખ્યત્વે કરીને વિચાર કરવો ધાર્યો છે. લોકમાં પણ એ સંકુચિત અર્થમાં જ દાન શબ્દનો પ્રયોગ ઘણું કરીને જોવામાં આવે છે. જે મનુષ્ય પોતાનું સર્વસ્વ

શુભ કાર્યમાં ખર્ચે છે તે મહાદાની કહેવાય છે જે મનુષ્ય પોતાનું શરીર શ્રીકૃષ્ણની સેવામાં ખર્ચે છે તે તપનું આચરણ કરે છે અથવા દાસ્યત્વભક્તિ સાધે છે એમ કહેવાય છે શાસ્ત્રમાં પણ તપદાનનો પૃથક્ નિર્દેશ કર્યો છે. શ્રીપરાશર સ્મૃતિમાં કહ્યું છે કે,

तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ।
द्वापरे यज्ञमेवाहुर्दानमेव कलौ युगे ॥

" કૃતયુગમાં તપનું પ્રધાનપણે અનુષ્ઠાન કરવામાં આવે છે અને તે શ્રેષ્ઠ ફલ આપે છે, ત્રેતાયુગમાં જ્ઞાન શ્રેષ્ઠ છે, દ્વાપરયુગમાં યજ્ઞ શ્રેષ્ઠ છે અને કલિયુગમાં દાન શ્રેષ્ઠ છે." यज्ञेन दानेन तपसा-યજ્ઞવડે, દાનવડે અને તપવડે એ શ્રુતિ પણ યજ્ઞ તપથી દાનનો પૃથક્ નિર્દેશ કરે છે. યોગનાં આઠ અંગમાં જે દ્વિતીય અંગરૂપ નિયમ છે તેના વિભાગમાં શાસ્ત્રકારે તપ, સંતોષ, આસ્તિક્ય, દાન, ઈશ્વરપૂજનઆદિનું ગ્રહણ કર્યું છે ત્યાં પણ તપ અને ઈશ્વરપૂજનઆદિથી દાનનો પૃથક્રૂપે નિર્દેશ છે તેથી લોક અને શાસ્ત્રમાં રૂઢિથી જેનું દાનરૂપે ગ્રહણ ઘણું કરીને કરાય છે તે દાનનો અર્થ અત્ર પણ મુખ્યપણે પ્રતિપાદન કરવો ધાર્યો છે. છતાં જે અસંકુચિત અર્થ અત્ર પ્રથમ દાનસામાન્યના લક્ષણથી લીધો છે તે એટલા માટે કે આ રૂઢ અર્થમાંનું દાન સાધનરૂપ છે અને અત્ર કહેલાં ત્રણ દાનો એ મુખ્ય દાન છે અને તેમાં જીવત્વનું દાન એ ફલરૂપ દાન છે એ સદા વિવેકીએ લક્ષમાં રાખવું ઘટે છે. એ લક્ષમાં રાખવાથી જ દાનનું રહસ્ય યથાર્થરૂપે સમજાય છે એટલુંજ નહિ પણ દાનની ન્યૂનાધિકતાનો આધાર પણ આનાપર ઘણે અંશે છે. દાનનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં શ્રીદેવલ ઋષિ જણાવે છે કે " યોગ્ય પાત્રની પ્રાપ્તિ થયે શ્રદ્ધાવડે ધનનું તેને અર્પણ કરવું તે દાન કહેવાય છે અને તેનું વિશેષ પ્રતિપાદન આગળ કહેવાશે " આ, સ્વરૂપ સરલ છે અને લોકમાં પણ એ જ અર્થમાં દાન શબ્દ પ્રચલિત છે. યદ્યપિ આ દાન જીવત્વના દાન કરતાં ઉતરતી પંક્તિનું છે તથાપિ જીવત્વના દાનનું એક સાધન છે અને યથાશક્તિ સર્વે અવશ્ય કરવું ઘટે છે. શ્રુતિવચન જણાવે છે दानमिति सर्वाणि भूतानि

प्रशंसन्ति, दानान्नातिदुष्करं तस्माद् दाने रमन्ते । " સર્વ પ્રાણીઓ દાનના ગુણ-ગણ ગાય છે, દાનથી અધિક દુષ્કર અન્ય નથી તેથી સુજ્ઞ વિવેકીઓ દાનમાં રમણ કરે છે." આ શ્રુતિમાં रमन्ते પદથી એક એવો અર્થ પણ સૂચન કર્યો છે કે દાન આપી સુજ્ઞ પુરૂષો આનંદ માને છે, સંતોષને પામે છે તથા સુખ-નિમગ્ન થઇ રહે છે. આ અર્થ આગળ ઉપયોગમાં આવશે તેથી એનું અત્ર સૂચન કરાવવું યોગ્ય છે. અન્ય શ્રુતિ કહે છે કે दानेनारातीरपानुदन्त दानेन द्विषन्तो मित्रा भवन्ति, दाने सर्वं प्रतिष्ठितं तस्माद्दानं परमं वदन्ति " દાનવડે શત્રુઓ મિત્રરૂપ થઇ રહે છે, દાનમાં સર્વ અર્થ પ્રતિષ્ઠાને પામેલા છે માટે દાન એ અતી શ્રેષ્ઠ ક્રિયા કહેવાય છે." અન્ય શ્રુતિ કહે છે श्रद्धया देयम्, अश्रद्धया देयम्, श्रिया देयम्, ह्रिया देयम्, भिया देयम्–" શ્રદ્ધાવડે દાન કરવું, તેમ ન થઇ શકે તો શ્રદ્ધાવિના પણ દાન તો કરવું જ, લક્ષ્મીવડે પ્રીતિથી દાન કરવું, તેમ નહિ તો શરમને લીધે પણ દાન કરવું, તેમ જ ભયને લીધે પણ દાન તો કરવું જ "–તાત્પર્ય કે સર્વેએ પોતપોતાના અધિકાર પ્રમાણે દાન સદા કરવું, જેનો અધિકાર ઉત્કૃષ્ટ દાનનો નહિ હોય તેણે નિકૃષ્ટ દાન પણ કરવું પણ દાન કર્યાવિના રહેવું નહિ.

શાસ્ત્રો તો સ્પષ્ટ રીતે દાનને યમનિયમરૂપ ગણીઆમાં જ દાનનું ગ્રહણ કરવાથી દાનની સ્તુતિ કરે છે તથા દાનની આવશ્યકતા જણાવે છે.

સ્મૃતિઓ પણ દાનની આવશ્યકતાને સ્થાપન કરે છે. શ્રીયાજ્ઞવલ્ક્ય કહે છે કેઃ—

> दातव्यं प्रत्यहं पात्रे निमित्तेषु विशेषतः ।
> याचितेनाऽपि दातव्यं श्रद्धापूर्वं तु शक्तितः ॥
> गोभूतिलहिरण्यादि पात्रे दातव्यमर्चितम् ।
> नापात्रे विदुषा किंचिदात्मनः श्रेय इच्छता ॥

"પ્રત્યેક મનુષ્યે દિવસ ઉગ્યે કે હમેશાં દાન કરવું ઘટે છે અને કોઇ નિમિત્ત ખાસ પ્રાપ્ત થાય છે તો તે નિમિત્તવશાત્ અધિક દાન કરવું ઘટે છે; પોતે યાચી લાવેલો પદાર્થ હોય તો તે વડે પણ દાનસંપત્તિ અવશ્ય કરવી ઘટે

છે, પ્રત્યેક શ્રદ્ધાપૂર્વક યથાશક્તિ દાન કરવું; જે વિવેકી પુરૂષ પોતાનું શ્રેય ઇચ્છે છે તેણે ગાયવગેરે પશુઓ, ભૂમિ એટલે ક્ષેત્રાદિ સ્થાવર પદાર્થો, તલ વગેરે ધાન્ય, અને સુવર્ણ વગેરે ધાતુઓ વગેરેનું સદા પાત્રને પૂજનપૂર્વક દાન કરવું, પણ અપાત્રને કંઇ પણ આપવું નહિ " શ્રીમનુ પણ દાનમબંધમાં જણાવે છે કે:—

दान धर्मं निषेवेत नित्यनैमित्तसंज्ञकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥

" પ્રત્યેક યોગ્ય પાત્ર પ્રાપ્ત કરી અત્યંત પ્રસન્ન અંતઃકરણવડે યથાશક્તિ નિત્ય દાન અને નૈમિત્તિક દાનરૂપ દાનધર્મનું આગ્રહથી સેવન કરવું." શ્રીશાતાતપ ઋષિ પણ જણાવે છે કે:—

मा ददस्वेति यो ब्रूयाद् गव्यग्नौ ब्राह्मणेषु च ।
तिर्यग् योनिशतं गत्वा चाण्डालेष्वपि जायते ॥

" ગાય, અગ્નિ અને બ્રાહ્મણસંબંધમાં " એમને નહિ આપો " એવું કહેનાર શતશઃ પશુપક્ષિવગેરે નીચ યોનિને પામ્યાં પછી પણ ચાંડાલ યોનિમાં જન્મ પામે છે. " આ આદિ અન્ય અનેક સ્મૃતિવચનો આ સંબંધમાં એકમતથી પોતાનો અભિપ્રાય દર્શાવે છે.

પુરાણો જોતાં પણ આજ સિદ્ધાંત સુદૃઢ થાય છે. શ્રીઆદિત્ય પુરાણમાં કહ્યું છે કે:—

न दानादधिकं किंचिद् दृश्यते भुवनत्रये ।
दानेन प्राप्यते स्वर्गः श्रीर्दानेनैव लभ्यते ॥
दानेन शत्रून् जयति व्याधिर्दानेन नश्यति ।
दानेन लभ्यते विद्या दानेन युवतीजनः ।
धर्मार्थकाममोक्षाणां साधनं परमं स्मृतम् ॥

" ત્રણે ભુવનમાં અર્થાત્ વિશ્વમાં દાનથી અધિક કોઇ પદાર્થ જોવામાં આવતો નથી; દાનવડે સ્વર્ગ પ્રાપ્ત થાય છે, દાનવડે જ લક્ષ્મી મળે છે; દાનવડે શત્રુઓ જિતાય છે, દાનવડે વ્યાધિનું શમન થાય છે, દાનવડે વિદ્યાની પ્રાપ્તિ કરી

શકાય છે, દાનવડે સ્ત્રી મળે છે, દાન એ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનું ઉત્કૃષ્ટ સાધન છે." શ્રીઅગ્નિપુરાણમાં પણ દાનવિધિસંબંધમાં કહ્યું છે કેઃ—

> यस्य वित्तं न दानाय नोपभोगाय देहिनाम् ।
> नाऽपि कीर्त्यै न धर्माय तस्य वित्तं निरर्थकम् ॥
> तस्माद् वित्तं समासाद्य दैवाद्वा पौरुषादथ ।
> दद्यात् सम्यग् द्विजातिभ्यः कीर्तनानि न कारयेत् ॥

"જે પુરુષનું ધન દાનમાં ખરચાતું નથી અને શરીરના ઉપભોગમાં આવતું નથી તેનું ધન કીર્તિ કે ધર્મ બંનેમાંથી કોઇ અર્થને સાધનાર થતું નથી અર્થાત્ નિરર્થક છે; માટે કાં તો પ્રારબ્ધયોગે અથવા પુરુષાર્થવડે પણ ધનની સંપત્તિ પ્રાપ્ત થઇ તો તે ધનને વિધિપ્રમાણે યોગ્ય પાત્રરૂપ બ્રાહ્મણાદિને અર્પવું અને તે દાનનું કથન કરવું નહિ." શ્રી બ્રહ્મપુરાણમાં પણ આ જ બાબતનું કથન છે કેઃ—

> सदाचाराः कुलीनाश्च रूपवन्तः प्रियंवदाः ।
> बहुश्रुताश्च धर्मज्ञा याचमाना परान् गृहान् ॥
> दृश्यन्ते दुःखिनः सर्वे प्राणिनः सर्वदा मुने ।
> अदत्तदाना जायन्ते परभाग्योपजीविनः ॥

"ઉત્તમ આચારવાળા, ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા, શરીરે સુંદરતાવાળા અને વાણીની માધુર્યથી સંપન્ન, તેમ જ ઘણી વિદ્યામાં પ્રવીણ અને ધર્મને જાણનારા છતાં જે પુરુષો અન્યને ગૃહે ભિક્ષા માગતા દુઃખી દેખાય છે તેનું કારણ કે તેમણે દાન આપ્યું નથી; દાન જેમણે નથી આપ્યું તે જ અન્યના ભાગ્યપર જીવનારા થઇ રહે છે." શ્રીસ્કંદપુરાણમાં પણ—

> देहीत्येवं ब्रुवन्नर्थी जनं बोधयतीव सः ।
> यदिदं कष्टमर्थित्वं प्रागदानफलं हि तत् ॥
> एकेन तिष्ठताऽधस्तादन्येनोपरितिष्ठता ।
> दातृयाचकयोर्भेदः कराभ्यामेव सूचितः ॥

दीयमानं तु यो मोहाद् गोविप्राग्निसुरेषु च ।
निवारयति पापात्मा तिर्यग्योनिं व्रजेत्तु सः ॥

"'આપો' એ પ્રમાણે કહેનાર ભિક્ષુક જાણે મનુષ્યોને બોધ આપે છે કે આ દુઃખદાયક જે ભિક્ષુકની સ્થિતિ છે તે પૂર્વે દાન નહિ આપેલું તેનું ફળ છે અર્થાત્ તેનો પરિણામ છે, યાચક નીચે ઉભો રહે છે અને જેની તે યાચના કરે છે તે ઉપર ઉભો રહે છે—તેથી આ સ્થિતિ જ દાતા અને યાચકનો ભેદ હસ્તવડે સૂચવે છે; જે પાપાત્મા મનુષ્ય ગાય, વિપ્ર, અગ્નિ અને દેવતાને અપાતા દાનને પોતાના અજ્ઞાનવશ થઇ અટકાવે છે તે નીચયોનિને પામે છે" ઇત્યાદિ વચનોથી દાનના માહાત્મ્યને સૂચવ્યું છે.

શ્રીરામાયણ, શ્રીમહાભારતઆદિ ઐતિહાસિક ગ્રંથો તો સ્થલે સ્થલે દાનના માહાત્મ્યની ગર્જના કરે છે અને અનેક શ્લોકવડે દાનની ન્યૂનાધિકતા પણ સૂચવે છે.

આર્ય નીતિશાસ્ત્રમાં સ્મૃતિઓનો સિદ્ધાન્ત લીધેલો હોય છે તેથી તેમાં તો દાનની પ્રશંસા આવે એ સ્વાભાવિક છે. પણ પાશ્ચાત્ય નીતિશાસ્ત્રમાં ન્યાય અને પરોપકાર ( Justice અને Benevolence ) એ બેને જ પ્રધાન સદ્ગુણો લીધા છે—આમાં જે બીજો સદ્ગુણ છે તેમાં મુખ્ય પ્રમાણે શુભેચ્છાનો સમાવેશ થાય છે એ શુભેચ્છા અંતઃકરણની વૃત્તિરૂપ છે અને આ દાન તે તેનું બાહ્ય સ્વરૂપ છે.

આ પ્રમાણે લોકસ્થિતિ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ, નીતિશાસ્ત્રવગેરે સર્વત્ર માન્ય કરેલો તથા પ્રશંસાપાત્ર થયેલો સિદ્ધાન્ત દાનવિધિનો છે. અને આ પ્રકારની સર્વત્ર થતી દાનની પ્રશંસા સત્ય છે. દાન એ વિવેકથી કરવામાં આવે છે તો દાતાને સર્વ પુરુષાર્થની સિદ્ધિ કરી આપે છે એટલું જ નહિ પણ જે સમાજ કે પ્રજામાં એ દાતાની સ્થિતિ હોય છે તેની પરમ ઉન્નતિને પણ સાધે છે ઉપર આપવામાં આવેલાં વચનોથી જણાય છે કે દાનથી સ્વર્ગ, લક્ષ્મી, વિદ્યા, સ્ત્રી, તથા મોક્ષની પ્રાપ્તિરૂપ ફલોની પ્રતિજ્ઞા કરી છે તથા શત્રુને મિત્ર કરનાર પણ દાનને ગણ્યું [illegible]

આ ફલકથનમાં અતિશયોક્તિ છે પણ વિશેષ વિચારથી એ ભ્રમ દૂર થાય છે.

ધનથી સ્વર્ગની પ્રાપ્તિ પ્રથમ કહી છે તેમાં વિશેષ વિચારની અપેક્ષા નથી કારણ કે એ ફલ શાસ્ત્રીય છે અને એનું જ્ઞાન તર્કથી નહિ પણ શાસ્ત્રથી જ થાય છે. કયું કર્મ શું પરિફલને કેવી રીતે કરવાથી ઉત્પન્ન કરે છે એ વેદશાસ્ત્રનો વિષય છે, લૈકિક પ્રમાણનો વિષય નથી. લૈકિક પ્રમાણથી સ્વર્ગ છે એ જ જણાતું નથી તો તે સ્વર્ગની પ્રાપ્તિ કયા કર્મના અનુષ્ઠાનથી થાય તે જાણી ન શકાય એ તો સ્વાભાવિક છે. આ જ કારણથી શ્રીજૈમિનિઆચાર્યે જણાવ્યું છે કે વેદના વિધિવાક્યથી જે અર્થનું પ્રતિપાદન કરાય છે તે ધર્મ છે, તાત્પર્ય કે ધર્મના યથાર્થ જ્ઞાનમાટે લૈકિક પ્રમાણનો આશ્રય કરવો એ બહુધા નિરર્થક છે માટે તે માટે વેદનો જ આશ્રય કરવો ઘટે છે. સ્મૃતિ પણ જણાવે છે કે अचिंत्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् " જે પદાર્થો અચિંત્ય છે તેના જ્ઞાનમાટે તર્કનો આશ્રય કરવો વૃથા છે. " ધર્મજિજ્ઞાસા અને બ્રહ્મજિજ્ઞાસાનો ભેદ પ્રતિપાદન કરતાં શ્રીશંકરાચાર્ય પણ ધર્મને કેવલ આગમગમ્ય જ સ્વીકારે છે. તેથી દાનથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એ શાસ્ત્રગમ્ય વિષયને શાસ્ત્રાનુસાર જ સ્વીકારવો ઘટે છે અને એની સિદ્ધિનાં ઉદાહરણો પુરાણોમાં અનેકશઃ પ્રસિદ્ધ છે

અન્ય ફલ ધનનું એ જણાવ્યું છે કે દાનથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. ઉપરથી આ ફલમાં વિરોધ દેખાય એમ છે કારણ કે દાનમાં પોતાની લક્ષ્મી અન્યને અર્પવામાં આવે છે તે દેખાતો લક્ષ્મીનો વ્યય છે અને પ્રાપ્તિ નથી. પણ આ વિરોધ વિશ્વના નિયમો જોતાં શમી જાય છે. દરેક મનુષ્યે એ લક્ષમાં રાખવું ઘટે છે કે જે જે સંબંધો આ વિશ્વમાં પ્રાણીપદાર્થસાથે થાય છે તે ઘણું કરીને પૂર્વકર્મસંચિત હોય છે. તેથી પ્રારબ્ધથી કે દેખાતા પુરુષાર્થથી જે લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે તે કેવલ પોતાના સંસ્કારની જ છે એ પ્રકારનું અભિમાન ધારણ કરવું વૃથા હોય છે. પ્રત્યેક મનુષ્ય પાસે જે લક્ષ્મી પ્રાપ્ત થયેલી હોય છે તેમાં અનેકના સંસ્કાર હોય છે અને તેથી તે તે સંસ્કારવાળાની લક્ષ્મી તેને તેને અવશ્ય આપવાની હોય છે, સાં જો એ લક્ષ્મીનો માલિક

મનુષ્ય પોતે તેને આપે છે તો તો ઠીક છે, નહિ તો શ્રીવિશ્વપતિ પોતાની સત્તાદ્વારા અનેક નિમિત્તોદ્વારા તેને તેને તે તે લક્ષ્મી પહોંચાડે છે. શ્રીભામિનીભૂષણમાં આપેલા એકલશુરા રાજાનો વૃત્તાન્ત વાંચવાથી આ સિદ્ધાન્ત પ્રત્યેકને સારી રીતે અંતરમાં દૃઢ થશે. તેથી પ્રથમ તો લક્ષ્મીનું દાન કરવામાં શ્રીવિશ્વપતિએ તે લક્ષ્મીવાનને આપેલો અધિકાર માત્ર મચવાય છે, અને લક્ષ્મીવાન્ મનુષ્ય તે તે ઋણથી મુક્ત થાય છે. અન્ય રીતે જોઇએ અને એમ સ્વીકારીએ કે એ દાતા પુરૂષને યાચકનું ઋણ નહોતું અને આ દાન આપવાથી એણે ઋણને માત્ર દૂર કર્યું નથી, તો એ રીતે જોતાં એ યાચક ઋણી થાય છે અને એ યાચકને પોતે આ જન્મમાં અથવા અન્ય જન્મમાં એ ઋણ આપી દેવુંજ પડવાનું છે અને તે પણ જેટલું લીધું છે તેથી અધિક દેવાનું એને પ્રાપ્ત થાય છે, તેથી આ રીતે જોતાં લક્ષ્મીનું દાન એ વ્યય નથી પણ એક રીતનો સંચય કરે છે. તેમજ જો એ યાચક પુરૂષ પોતે એ ઋણ આપતો નથી તો વિશ્વના સિદ્ધ નિયમાનુસાર એ દાનનું ફલ જે લક્ષ્મી તે દાતાને અર્પે છે, તેથી આ પક્ષે પણ દાન એ સંચય છે એટલું જ જ નહિ પણ ઉત્તમોત્તમ સંચય છે. આ ભાવનાં વચનોનો ઉલ્લેખ આપણાં શાસ્ત્રોમાં તો સ્થળે સ્થળે છે જ એટલું જ નહિ પણ પાશ્ચાત્ય લેખકોના ગ્રંથોમાં પણ મળે છે. રાલ્ફ વાલ્ડો ટ્રાઇન નામનો ગ્રંથકાર પોતાના એક ગ્રંથમાં કહે છે કેઃ—

Cast your bread upon the waters,
Far and wide your treasures strew,
Scatter it with willing fingers,
Shout for joy to see it go!
You may think it lost for ever;
But, as sure as God is true,
In this life and in the other,
It will yet return to you.

" તમારા દેવ પદાર્થોને પાણી જેવા સ્થલમાં નાંખો, તમારી લક્ષ્મીને સર્વત્ર દાનમાં આપો, હર્ષને લીધે જેનાઉપર રોમાંચ થયું છે એવા હાથથી દાનના પદાર્થો ચારે દિશામાં ફેંકો અને એ પદાર્થોને અપાતા જોઇ હર્ષના પોકારો કરો. તમને કદાચ લાગશે કે એપદાર્થો ગયા, તમે ખોયા, પણ તેમ નથી. જેમ ઈશ્વર સત્ય છે તેમ જ આ સિદ્ધાન્ત સત્ય છે કે એ પદાર્થો આ જન્મમાં અને ઉત્તર જન્મમાં તમને જ પાછા પ્રાપ્ત થશે."

તેથી ઉભય સ્થલના ગ્રંથકારોના વિચારાથી આ ફલ સત્ય ઠરે છે.

વળી અન્ય રીતે વિચારીએ છીએ તો વિશ્વમાં આ સિદ્ધાન્ત સર્વના અનુભવમાં આવેલો હશે કે જે પદાર્થની આતુર ઇચ્છાનો ત્યાગ કરવામાં આવે છે તે પદાર્થ અનાયાસે પ્રાપ્ત થાય છે. " માગે તે આઘે અને ત્યાગે તે આગે " એ પ્રચલિત વાક્ય પણ એ જ બાબત સૂચવે છે. એ નિયમથી જોતાં જે મનુષ્ય યથાર્થ રીતે લક્ષ્મીનું દાન કરે છે તે મનુષ્ય લક્ષ્મીની ઇચ્છાથી ક્રમે ક્રમે રહિત થાય છે તેથી તે તે પ્રમાણમાં અધિક અધિક લક્ષ્મી એની પાસે આવી ઉભી રહે છે.

શ્રી વિશ્વપતિ મનુષ્યોને જે જે અર્પે છે તેમાં સાક્ષાત્ અર્પણ કરવાના પ્રસંગો તો કવચિત્ હોય છે પણ સાધારણ નિયમ એ છે કે કોઇ કોઇ દ્વારે તે તે અર્પવામાં આવે છે. હવે જ્યારે પૂર્વકર્મવશાત્ લક્ષ્મીની પ્રાપ્તિ શ્રીવિશ્વપતિએ કોઇને કરાવવાની હોય છે ત્યારે દાતા અને અદાતા એ બેમાંથી કોણ દ્વારરૂપ થઇ શકે એ વિચારથી બહાર નથી. જે કૃપણ અદાતા હોય છે તેનાદ્વારા કોઇને કંઇ પ્રાપ્ત થતું નથી તેથી એ લક્ષ્મીની પ્રાપ્તિ કરાવવામાં દ્વારરૂપ થઇ શકે એમ નથી જ. તેથી દાતા પુરુષ જ દ્વારરૂપ થઇ શકે છે. આ હેતુથી દાતા પુરુષના સંબંધમાં આવનાર સર્વના વા વિવિધના સંસ્કારની લક્ષ્મી આ દાતા પુરુષને જ શ્રીવિશ્વપતિ પ્રાપ્ત કરાવે છે અને એના દ્વારા યોગ્ય સમયે તે તે સસ્કારવાળાને પહોંચાડાવે છે. તેથી આ રીતે જોતાં પણ દાતા પુરુષને લક્ષ્મીની પ્રાપ્તિ દાનના ફલરૂપે થવી ઉચિત છે.

વળી જે યથાર્થ ઉત્તમ દાતા છે તે આગળ કહેવામાં આવશે તેમ શુભ

સંકલ્પદ્વારા જ દાન અર્પે છે. યાચકપર તેને તિરસ્કારબુદ્ધિ ઉપજતી નથી પણ પ્રેમ, દયાવગેરે સાત્વિક ભાવ ઉપજે છે. એ ભાવના હૃદયપૂર્વક એ દાન કરે છે તે સાથે એ દાતા પુરૂષ એમ સારી રીતે સમજે છે કે એક જ પરમતત્વ પોતામાં, યાચકમાં તથા વિશ્વમાં સમસર્વત્ર સ્થિત છે, તેથી દાન, દાતા, દેય અને યાચક સર્વ વસ્તુતઃ એક જ છે. સંક્ષેપમાં એ કે એ દાતા પુરૂષ બ્રહ્માર્પણ કરે છે. તેથી પ્રતિદાનના સમયે બ્રહ્મભાવના તથા તદંગભૂત મૈત્રીની ભાવના એ દાતા પુરૂષને સિદ્ધ થાય છે. એ ઉભય ભાવનાની યથાર્થ સિદ્ધિ થયે એ પુરૂષને પ્રકૃતિદ્રવ્યપર વિશ્વના સિદ્ધ નિયમાનુસાર વિલક્ષણ સત્તા પ્રાપ્ત થાય છે. એ સત્તાદ્વારા પૃથિવીમાંનું દ્રવ્ય પોતાની મેળે આકર્ષાઇ એની સમીપ આવી સ્થિત થાય છે. ગુપ્તદાન કરનારને ભૂમિસ્થ - નિધિની અથવા વારસાની પ્રાપ્તિ થાય છે એ શાસ્ત્રસ્થ ફલકથનની સત્યતા આ નિયમથી સારી રીતે સમજી શકાય છે, તેથી આ પ્રમાણે જોતાં દાતા પુરૂષને લક્ષ્મીની પ્રાપ્તિ થાય એ ઉચિત ઠરે છે.

યદ્યપિ દાતા પુરૂષ—ઉત્તમ દાતા પુરૂષ—પ્રત્યુપકારની ઇચ્છા રાખ્યા વિના જ દાન કરે છે તથાપિ વિશ્વની ગતિ અચિંત્ય અને અકલ છે તેથી જે એક સમયે યાચક હોય છે તે અન્ય પ્રસંગે દાતાની સ્થિતિમાં આવી જાય છે, તો એવા પ્રસંગે એને પૂર્વના ઉપકારનું સ્મરણ હોવાથી પૂર્વના દાતાને એ લક્ષ્મી આદિ અર્પે એ ઘણી વાર દૃષ્ટ છે તેથી આ રીતે થતી લક્ષ્મીને પ્રાપ્તિ કરાવનારરૂપે દાન લૌકિક નિયમ પ્રમાણે થઇ રહે છે એની પણ આ પ્રસંગમાં વિસ્મૃતિ કરવી ઉચિત નથી

આ પ્રમાણે વિવિધ રીતે તપાસતાં દાનાને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે એ સિદ્ધ થાય છે. હવે દાનનું અન્ય ફલ વિદ્યાપ્રાપ્તિ તથા સ્ત્રીઆદિની પ્રાપ્તિ છે. આ સ્પષ્ટ છે લૈકિક વિદ્યાકલાની પ્રાપ્તિનાં સાધનો લોકમાં સુપ્રસિદ્ધ છે કે વિદ્યાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે, વિદ્યાના જાણનાર પુરૂષની સેવા કરવાથી પ્રાપ્તિ થાય છે અને પુષ્કળ ધન એ પુરૂષને અર્પવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. આ ત્રણ ઉપાયો વિદ્યાની પ્રાપ્તિના પ્રસિદ્ધ છે. હાલ ધનવડે વિદ્યાની પ્રાપ્તિ

થતી સ્થલે સ્થલે જોવામાં આવે છે તેથી સર્વને સુસિદ્ધ હોવાથી વિસ્તારની અપેક્ષા નથી. તેમ જ કન્યાનાં માતાપિતાને અથવા કન્યાને ધન આપી સ્ત્રીની પ્રાપ્તિ પણ સર્વત્ર દૃષ્ટ છે તેથી એ સંબંધમાં અધિક કહેવા જેવું રહેતું નથી.

હવે દાનનું ફલ મોક્ષની પ્રાપ્તિ કહી છે, એ ફલ વિચારવા જેવું છે કારણ કે એ વિચારથી દાનના વિધિનું તથા ઉત્તમ દાનનું પણ જ્ઞાન થાય છે ત્યાં મોક્ષનું સાક્ષાત્ કારણ તો દાન નથી એ સર્વ સ્વીકારે એમ છે. મોક્ષ બંધની નિવૃત્તિથી થાય છે અને બંધ જીવબ્રહ્મના ભેદજ્ઞાનથી અર્થાત અજ્ઞાનથી થાય છે. તેથી મોક્ષનું સાક્ષાત્ કારણ વિદ્યા અથવા તત્ત્વજ્ઞાન છે. नान्यः पंथा विद्यतेऽयनाय "મોક્ષ માટે અન્ય કોઇ માર્ગ નથી" એ શ્રુતિ તત્ત્વજ્ઞાનથી ભિન્ન માર્ગનો નિષેધ કરે છે. તેથી મોક્ષનું તત્ત્વજ્ઞાન એ સાક્ષાત સાધન છે અને દાન પરંપરાસાધન છે. દાન પરંપરાસાધન હોવાથી "દાનનું ફલ મોક્ષ છે" એ કથનને બાધ આવતો નથી કેમકે એ વચનમાં દાનનું સાક્ષાત ફલ મોક્ષ છે એવું કહ્યું જ નથી. આમ જો બાધ થતો હોત તો પછી ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગ, વિરાગ, ભક્તિઆદિ મોક્ષનાં સાધન છે એમ પણ નહિ કહેવાત. આ રીતે દાનને મોક્ષનું પરંપરાસાધન લેવાથી દાનનું માહાત્મ્ય ન્યૂન થાય છે એમ નથી. દાન મોક્ષનું પરંપરાસાધન વિવિધ પ્રકારે થઇ શકે છે. પ્રથમ તો પોતાની માનેલી લક્ષ્મીનો અથવા એવા જ પદાર્થનો ભોગ અન્યને અર્પણ કરવો એ ક્યારે બને છે ? એ પદાર્થપ્રતિનો દાતાનો રાગ શિથિલ થાય છે ત્યારે. જ્યાં સુધી મત્સ્યના ગ્રહની માફક પુરૂષને પદાર્થોપર દૃઢ મમત્વ તથા રાગ હોય છે તે પદાર્થો ત્યાં સુધી તે પોતાથી વિયુક્ત કરવા ઇચ્છા ધરતો નથી. તેથી પ્રથમ દાન એ લક્ષ્મીઆદિ પદાર્થોપ્રતિના રાગને શિથિલ કરે છે અને તેટલે નેટલે અંશે વિરાગને પોષે છે. આ સાથે વિશ્વના આ નિયમનું વિસ્મરણ કરવું ઘટતું નથી કે પ્રત્યેક પદાર્થ પોતાના અનુકૂલ વાતાવરણમાં અને બાહ્ય ઉપાધિના સંવેષ્ટનમાં જ રહી શકે છે. મત્સ્ય પોતાને અનુકૂલ જલરૂપ ઉપાધિમાં જ જીવનવાળો રહી શકે છે, એથી

બહાર કાઢી અન્ય સ્થલાદિરૂપ પ્રતિકૂલ ઉપાધિના સંસર્ગમાં એને રાખવામાં આવે છે કે, તરત એ વિનાશ ક્રમમા વહેવા માડે છે. મનુષ્યશરીર પૃથ્વીતત્ત્વનું બનેલુ હોવાથી પોતાને અનુકૂલ વાતાવરણ તથા ઉપાધિના સંવેષ્ટનમા જ રહી શકે છે, એથી બહાર કાઢી જલ, અગ્નિઆદિના સંવેષ્ટનમા રાખવામાં આવે છે કે તરત વિનાશક્રમમા વહેવા માંડે છે અને અંતે પોતાના સ્વરૂપથી રહિત થાય છે. વનસ્પતિ તેજના સદ્ભાવરૂપ અનુકૂલ ઉપાધિના સંસર્ગમા રહે છે ત્યારે જ વૃદ્ધિ તથા સ્થિતિને પામે છે અને તેથી પોતાની મેળે સ્વભાવથી જ જ્યા એ સંસર્ગ પ્રાપ્ત થઈ શકે તેવા સ્થળપ્રતિ પોતાને વાળે છે તથા તેવી રીતે જ ઉગે છે. અનુકૂલ ઉપાધિથી વિયુક્ત કરી અંધકાર વગેરેના પ્રતિકૂલ સંસર્ગમા રાખવામા આવે તો વૃદ્ધિ તથા સ્થિતિથી ક્રમે ક્રમે રહિત થઇ વિનાશક્રમમા વહેવા માડે છે અર્થાત્ અંતે સ્વરૂપથી રહિત થાય છે જ્યાં જ્યા દૃષ્ટિ નાખી વિચાર કરવામા આવશે ત્યા સર્વત્ર આ નિયમ જણાશે કે અનુકૂલ વાતાવરણ તથા ઉપાધિના સંસર્ગમા હોય છે ત્યાં સુધી જ પદાર્થોની વૃદ્ધિ તથા સ્થિતિ થાય છે આ નિયમ આપણા ચાલુ વિષયમાં લગાડવાથી સ્પષ્ટ જણાય છે કે જે અંતઃકરણમા અસુયા રાજ્ય કરે છે, દ્રોહબુદ્ધિ પ્રધાનતા ભોગવે છે, લોભની સત્તા જામેલી હોય છે, પદાર્થપ્રતિ દૃઢ મોહ બંધાયેલો હોય છે, પુરૂષ મદમાં લીન થઇ ગયો છે ત્યાં યથાર્થ દાનની સ્થિતિ થતી નથી કેમકે ત્યા દોષવાળુ અંતર વિરાગને ધારણ કરવામા પ્રતિકૂલ ભૂમિ છે તેમ જ એવુ પણ બનતું કઠિન છે કે પુરૂષને ધનપ્રતિ વિરાગ થાય છે અને એથી બિજા પદાર્થમાત્ર પ્રતિ દૃઢ રાગ બન્યો રહે, કારણ કે જે જે પદાર્થોની પ્રાપ્તિ વા મરક્ષણ ધનદ્વારા થતુ હોય તથા જે જે વ્યવહારમા ધનનો ઉપયોગ આવતો હોય તે સર્વ પ્રતિનો રાગ તેટલે અંશે શિથિલ થાય તો જ ધનનો દાનમા ઉપયોગ કરી શકાય છે આ રીતે વિરાગના સાધનરૂપ દાન થાય છે અને વિરાગ એ મોક્ષનુ અત્યંત આવશ્યક સાધન છે તેથી દાન પરંપરાથી મોક્ષનું સાધન કહે છે આ સ્થળે જણાવવું જોઇએ કે જે દાન વિરાગજનક થાય એવું હોતુ નથી તે દાનથી અન્ય લાભો હોય છે તેથી શાસ્ત્રમા તે કરવાનો વિધિ છે

ભર્યાં દાતાના પક્ષથી એ દાન ઉતરતી પંક્તિનું ગણવું ઘટે છે.

અન્ય રીતે વિચારીએ તો ઉત્તમ દાનમાં બ્રહ્મભાવના કરવાની હોય છે તેથી પ્રત્યેક દાને એ ભાવના થવાથી એ ભાવના દૃઢ થાય છે અને ક્રમે ક્રમે દાતાને ભાવનાબલ પ્રાપ્ત કરી નિદિધ્યાસન તથા ધ્યાનનો યથાર્થ અધિકાર પ્રાપ્ત કરાવે છે. નિદિધ્યાસન તથા ધ્યાન એ ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગનું સાક્ષાત સાધન છે અને એ યોગ દૃઢ અપરોક્ષ તત્ત્વાનુભવનું સાધન છે તેથી આ રીતે જોતાં અભ્યાસરૂપ મોક્ષસાધનનું ઉપકારક દાન હોવાથી એ મોક્ષનું પરંપરા સાધન ઠરે છે.

વળી ઉત્તમ દાતાનાં દાનો દયાપ્રયુક્ત તથા ધર્મપ્રયુક્ત હોય છે. અપંગ, દુઃખીઆદિને દયાપૂર્વક જે દાનો આપવાનાં હોય છે અને ઉત્તમ બ્રહ્મવિદ મહાત્માને આપવાનાં દાનો ધર્મપ્રયુક્ત હોય છે તેથી પ્રત્યેક દાને દાતાને દયાબુદ્ધિ તથા ધર્મબુદ્ધિની દૃઢતા થતી રહેવાથી મૈત્રી તથા શ્રદ્ધારૂપ બે મુખ્ય યોગનાં ઉપકારક સાધનોની સિદ્ધિ થતી રહે છે. તેથી આ દ્વારા પણ દાન મોક્ષના પરંપરા સાધનરૂપ ઠરે છે. સંક્ષેપમાં એ જે કે દૈવીસંપત્તિમાત્રથી ઉત્તમ દાતા સંયુક્ત થાય છે અને તેથી મોક્ષમાર્ગમાં સત્વર પ્રવેશે છે, વૃદ્ધિ કરતો જાય છે અને અંતે મોક્ષનો અધિકારી થઇ રહે છે. તેથી દાનનું ફળ મોક્ષ છે એ અનેક વિચારથી યુક્ત ઠરે છે.

દાનથી શત્રુઓ મટે છે અને શત્રુઓ મિત્રરૂપ થઇ રહે છે એ ફલ સર્વેને સમજાય એવું છે, કેમકે જ્યારે દાન કરવામાં આવે છે ત્યારે શત્રુ પોતે યાચકની અથવા પાત્રની સ્થિતિમાં આવે છે તેથી એનું અંતઃકરણ સ્વભાવથી દાતાનાપ્રતિ પ્રેમવાળું થાય છે અને તેમ નહિ તોપણ વૈરબુદ્ધિથી રહિત થાય છે. જે પુરુષ અપકાર કરે તે અનિષ્ટ સાધનાર હોવાથી તેનાપ્રતિ અંતઃકરણ વૈર વા ક્રોધ ધરે છે પણ જે પુરુષ ઉપકાર કરનાર હોય છે તે તો હિતહેતુ થઈ રહે છે તેથી તેનાપ્રતિ ક્રોધ વા વૈર થવાનો અસંભવ છે. ઉલટો રાગ અથવા પ્રીતિ થાય છે. તેથી સામાન્ય નિયમોપ્રમાણે વિચારતાં આ ફલની સત્યતા સિદ્ધ થાય છે પણ એ સાથે બિમ્બનો આ સિદ્ધ નિયમ લક્ષમાં

રાખવો ઘટે છે કે પ્રત્યેક પદાર્થ પોતામાં રહેલા સત્ત્વના સમાન જાતિવાળા સત્ત્વને આકર્ષે છે અને પોતાની મર્યાદામા આવનાર પદાર્થમાત્રપર પોતાની ન્યૂનાધિક અંશે છાપ પાડે છે આ નિયમપ્રમાણે જ હિંગની સમીપમા આવનાર પદાર્થને હિંગનો, કર્પૂરની સમીપમા રાખેલા પદાર્થને કર્પૂરનો અને કસ્તુરીની સમીપમા રાખેલા પદાર્થને કસ્તુરીનો વાસ બેસે છે આ જ નિયમપ્રમાણે અહિંસાની જેમણે સિદ્ધિ કરી છે તેમનુ સત્ત્વ અહિંસ્ર સ્વભાવવાળું થયેલું હોવાથી બિલાડી અને ઉદર એ બને જાતિ વૈરી છતા, તેમની સમીપમા આવે છે ત્યારે પોતામા રહેલું જે અહિંસ્ર સ્વભાવવાળુ સત્ત્વ તેને જ બહાર પ્રકટ કરે છે અર્થાત્ પરસ્પરને હણવાની ઇચ્છાથી તેટલો સમય તો રહિત જ રહે છે આ જ નિયમપ્રમાણે સત્યની પ્રતિષ્ઠા જેમણે સાધી છે અર્થાત્ વસ્તુને અનુસરીને જ જેમણે વાણીનો પ્રયોગ કરવાની ક્રિયા સિદ્ધ કરી છે તેમના શબ્દોને પછી વસ્તુ અનુસરે છે અર્થાત્ તેમના વચનો પ્રમાણે સૃષ્ટિના બનાવો બને છે તેથી આ નિયમની સત્તા સર્વત્ર છે એ નિયમપ્રમાણે જોતા જે દાતા પુરુષ થાય છે તેના અંતઃકરણમા દયા તથા પ્રાણીપતિ પ્રેમ એ વૃત્તિનો વારવાર ઉદય થતો રહે છે, ક્રમે ક્રમે એ વૃત્તિ સ્વાભાવિક જેવી થઇ જાય છે અર્થાત્ એ પ્રેમપોષક સત્ત્વ વ્યાપારવાળું થતુ રહે છે અને કાલ જતા એ સત્ત્વ પ્રતિષ્ઠાને પામે છે આ સ્થિતિ યથાર્થ દાન કરનાર સર્વ પુરુષોને પ્રાપ્ત થાય છે તેથી એ દાતા પુરુષની સમીપ એના પ્રતિ ગમે તે મિથ્યા કારણથી વા અજ્ઞાનથી વૈરબુદ્ધિ ધરનાર મનુષ્ય આવે છે કે તરત જ એ દાતા પુરુષનું સત્ત્વ એ મનુષ્યના અંતરમા રહેલા અવૈર સ્વભાવના સત્ત્વને જાગ્રત્ કરે છે તેથી એ મનુષ્યના ઉપર સાક્ષાત્ ઉપકાર નહિ કર્યો હોય તોપણ અર્થાત્ એ દાતાને એ શત્રુને દાન આપવાનો પ્રસંગ નહિ આવ્યો હોય તોપણ એ પુરુષ શત્રુત્વથી રહિત થઇ રહે છે સંક્ષેપમા એ જ કે ઉત્તમ દાતા આ વિશ્વમાં અજાતશત્રુ હોય છે તેથી દાનથી શત્રુઓ મિત્ર થઇ રહે છે એ સર્વ રીતે સંભવિત છે

આ રીતે દાનાના સંબંધમા તથા તેના સંબંધમા આ નાગના મ

જંધમાં દાનની વિવિધ અસરો થાય છે એટલું જ નહિ, પણ દાન એ સમાજ તથા પ્રજાની ઉન્નતિનો પણ હેતુ છે. જે જનસમાજમાં ધનાઢ્ય મનુષ્યો કૃપણ હોય છે તેમાં ધનવિનાના મનુષ્યો દુઃખમાં સીજાય છે અને નાનાવિધ કષ્ટને ભોગવી વિનાશને પામે છે તેથી તે ધનવાન્ મનુષ્યો પણ અન્યની સહાયથી રહિત થવાથી નાનાવિધ વિપત્તિ ભોગવે છે અને એ જ પરિણામને પામે છે તેથી એ જનસમાજ અલ્પ સમયમાં નહિવત્ થઇ રહે છે. આ ઉપરાંત ધનવાન્ને વ્યર્થ ધનની ચિંતા રહે છે અને તેથી પણ તે નિર્બલ થાય છે. વળી નિર્ધન મનુષ્યો ક્ષુધાતૃષાથી પીડિત થતાં ધનવાન્ની સેવા કરવાને બદલે તેને જ પીડે છે. આ આદિ અનેક રીતે આવા જનસમાજમાં અંદર અંદર ભેદ થવાથી વિનાશ સત્વર આવે છે. આથી ઉલટું જે જનસમાજમાં દાતા પુરૂષો વસે છે તે જનસમાજ નિરંતર ઉન્નતિને પામે છે, કારણ કે લક્ષ્મીનો વિભાગ થઇ જવાથી વિવિધ રીતે સર્વને સુખની પ્રાપ્તિ થાય છે, નાનાવિધ વિદ્યાકલાઓ જન્મ પામે છે તથા વૃદ્ધિ પામે છે, અંદર અંદર સંપની વૃદ્ધિ થાય છે અને આ સર્વને લીધે એ જનસમાજ અન્ય સમાજપ્રતિ પોતાનું સ્વરૂપ જાળવી રાખી શકે છે અને તેથી ઇતર જનસમાજો કરતાં ચિરસ્થાયી થાય છે. જનસમાજપ્રતિ દાનની અસર એટલી તો પ્રસિદ્ધ છે કે એ સંબંધી આટલું સ્વલ્પ વિવેચન જ પુરતું છે.

આ વગેરે વિવિધ ફલોવાળો દાનનો વિધિ છે. દાન એ સ્વાર્થ, પરાર્થ અને પરમાર્થ ત્રણેનું સાધન છે, તેથી એ ત્રણે અર્થ માટે એ અવશ્ય નિરંતર વિધિપ્રમાણે કરવું ઘટે છે. આમ હોવાથી જ જનમત એવું ચાલે છે કે પ્રાતઃકાલે દાતા મનુષ્યનું મુખ જોવું પણ કૃપણનું કે સુમનું જોવું નહિ. તાત્પર્ય કે લોકમાં કૃપણ માટેનો તિરસ્કાર વિવિધ આકારમાં પ્રદર્શિત કરવામાં આવે છે તે ઉચિત છે કેમકે દાન એ મહાફલનો વિધિ છે. તેથી પ્રત્યેક મનુષ્યે ઉત્તમ દાન કરવાનો અભ્યાસ પાડવો ઘટે છે. હવે આ દાન કે જેનાં. આવાં મહાફલો થાય છે તેના ભેદ તથા સ્વરૂપ સંક્ષેપમાં વિચારીએ. ત્યાં આ સંબંધમાં વિશેષ વિચારવું કષ્ટ આપણને પડે એવું શાસ્ત્રકારોએ રાખ્યું નથી. દાનવિધિ

સમર્થ હોવાથી એનું પ્રતિપાદન શાસ્ત્રે જ વિસ્તારથી કર્યું છે તેથી તેને જોઈ જાણી લેવું તથા દાનોથી જે ફ્લો કહ્યાં છે તે ફ્લો કેવા નિયમથી થાય છે તે નિયમોપ્રતિ લક્ષ રાખવો અને દાનની ન્યૂનાધિકતા નિશ્ચય કરવી એ જ શેષ રહે છે.

આં દાનવિચારમાં છ વિષયનો વિચાર કરવાનો હોય છે કેમકે જેમ વેદ ષડંગ છે તેમ દાન પણ ષડંગ છે. શ્રીદેવલઋષિ કહે છે કેઃ—

द्वे हेतुः षडधिष्ठानं षडंगं षड्विपाकयुक् ।
चतुष्प्रकारं त्रिविधं त्रिनाशं दानमुच्यते ॥

" શ્રદ્ધા અને ભક્તિ એ દાનના બે હેતુ છે, છ અધિષ્ઠાન છે, તથા દાનનાં ફ્લરૂપ વિપાક પણ છ છે; દાનના ચાર પ્રકાર છે અને ત્રણ જાતિ છે તથા દાનમાં અર્પણ કરવા યોગ્ય સાત પદાર્થોના ભેદથી દાન ત્રણ રીતનાં છે." વળી આગળ કહ્યું છે કેઃ—

दाता प्रतिग्रहीता च श्रद्धा देयं च धर्मयुक् ।
देशकालौ च दानानामङ्गान्येतानि षड्विदुः ॥

"દાતા, પ્રતિગ્રહ કરનાર ( દાન સ્વીકારનાર ), શ્રદ્ધા, ધર્મયુક્ત દાનના પદાર્થો, દેશ અને કાલ એ છ દાનનાં અંગ ગણાય છે." તેથી દાનના વિચારમાં આ છનો વિચાર અવશ્ય કર્તવ્ય છે કેમકે એ છ અંગથી પૂર્ણ હોય તે દાન ઉત્તમ છે અને એ છમાંથી એક વા અધિક અંગે કરીને ન્યૂન હોય તે દાન તે તે પ્રમાણમાં ન્યૂન છે. આ છ અંગમાં પ્રથમ અંગ દાતા છે. ઉપર ઉપરથી વિચાર કરતાં એમ લાગશે કે ગમે તે મનુષ્ય જે દાન કરે તે દાતા થઈ શકે, પણ તેમ નથી કેમકે દાનની ઇચ્છાસાથે બીજા કેટલાક ધર્મો જેનામાં હોય તે જ યથાર્થ દાતા થઈ શકે છે. એ સંબંધમાં શ્રીદેવલઋષિ જણાવે છે કે.—

अपापरोगी धर्मात्मा दित्सुरव्यसनः शुचिः ।
अनिन्द्यजीवकर्मा च षड्भिर्दाता प्रशस्यते ॥

" જે પાપ અને રોગથી રહિત છે, જે ધાર્મિક છે, જે વ્યસનવિનાનો છે અને પવિત્ર છે તથા જેનું જીવન અને કર્મ આચાર-અપવાદ રહિત છે તે દાતા

ઉત્તમ પંક્તિનો છે." તેથી દાન કરવાની ઇચ્છાવાળા પ્રત્યેકે આ સર્વ લક્ષણો પોતામાં સિદ્ધ કરવા પ્રયત્નવાળા થવું. આનો અર્થ એવો નથી કે એ છ લક્ષણોમાંથી કોઇ કોઇ પોતામાં ન હોય તેણે દાન ન કરવું અને સદા કૃપણ રહેવું પણ માત્ર એટલો જ ભાવ દેખાય છે કે એ લક્ષણોવાળો દાતા પુરૂષ ઉત્તમ દાતા છે; અને એ યોગ્ય છે કેમકે જે પાપી છે તથા ધર્મિષ્ઠ નથી તેનું દાન ઉત્તમ પાત્ર ગ્રહણ કરતો નથી કારણ કે દાન એ સાંસર્ગિક દોષને પ્રસરાવનાર કારણ થઇ રહે છે. જે પુરૂષ રોગી હોય છે તે વસ્ત્ર વગેરેનું દાન કરે છે તો એ વસ્ત્રદ્વારા પ્રસંગે તેનો રોગ પ્રતિગ્રહ કરનારને પણ થાય છે. તેમ જ જે પાપી છે તેણે દેય પદાર્થની ધર્મથી પ્રાપ્તિ કરી હોય એવું ક્વચિત્ જ હોય છે તેથી આગળ કહેવામાં આવશે તેમ યથાર્થ દેયથી એ રહિત હોય છે. વળી એના દેય પદાર્થો પાપના સંસ્કારવાળા હોય છે તેથી પ્રતિગ્રહ કરનારને એ દેય પદાર્થદ્વારા રોગની માફક પાપની સંક્રાન્તિ થાય છે. આ જ પ્રમાણે વ્યસન, અપવિત્રપણું, નિંદ્ય જીવન તથા નિંદ્ય કર્મ જેનામાં હોય છે તેના એ દોષો દેય પદાર્થદ્વારા દાન સ્વીકારનારને અસર કરે છે. તેથી આ દોષોથી જે લિપ્ત હોય છે તેવા દાતાને ઉત્તમ પ્રતિગ્રહ કરનાર મનુષ્ય મળી શકતો નથી માટે પ્રથમ તો એ દાતાથી ઉત્તમ દાનો થઇ શકતાં નથી એટલું જ નહિ પણ કેટલેક પ્રસંગે તો એ દાતા પાપ અને રોગની અન્યમાં સંક્રાંતિ કરવામાં હેતુરૂપ થઇ રહે છે તેથી પાપનો ભાગી થાય છે. માટે જ આ શાસ્ત્રવચન આગ્રહથી પ્રબોધે છે કે દાતાએ આ છ લક્ષણો પોતામાં સાવધાનતાથી પ્રયત્નવડે પ્રાપ્ત કરવાં ઘટે છે અને તેમ થાય છે ત્યારે જ એ ઉત્તમ દાતા થઇ શકે છે. નહિ તો મધ્યમ વા કનિષ્ઠ દાતાની પંક્તિનું ઉલ્લંઘન કરવા એ સમર્થ થઇ શકતો નથી.

દાનનું દ્વિતીય અંગ પ્રતિગ્રહીતા-દાન સ્વીકારનાર-છે. એ સંબંધમાં સામાન્ય વિચારથી એમ લાગે છે કે વિષયની ઇચ્છાવાળો પ્રત્યેક મનુષ્ય પ્રતિગ્રહનું પાત્ર થઇ શકે, પણ તેમ નથી. પાત્ર શબ્દની વ્યુત્પત્તિ જ એ ભ્રમને નાશ કરી શકે એમ છે. વિષ્ણુધર્મોત્તર ગ્રંથમાં જણાવ્યું છે કે **પતનાત્**

त्रायते यस्मात् तस्मात् पात्रं प्रकीर्तितम् । "અધ પતનથી પાત્ર દાતાનું રક્ષણ કરે છે માટે જ એ પાત્ર કહેવાય છે" આ પ્રકારના પાત્ર, અપાત્રની પરીક્ષા કરીને જ, દાનમાં પ્રવૃત્ત થવું ઘટે છે કેમકે પાત્રની ઉપેક્ષા કરવી અને અપાત્રને દાન આપવું એ પાપ છે શ્રીમનુ કહે છે કે —

अनर्हते यद् ददाति न ददाति यदर्हते ।
अर्हानर्हापरिज्ञानाद् दानाद् धर्माच्च हीयते ॥

"જે પુરૂષ અપાત્રને દાન આપે છે અને પાત્રને આપતો નથી અર્થાત્ તેની ઉપેક્ષા કરે છે તે પુરૂષ પાત્રાપાત્રના યથાર્થ જ્ઞાનથી રહિત હોવાને લીધે દાન તથા ધર્મથી હીન થાય છે" તેથી પાત્રાપાત્રનો વિવેક પ્રત્યેક મનુષ્યે ધ્યાનમાં રાખવો ઘટે છે પાત્રાપાત્રસંબંધમાં શાસ્ત્રકારો શું કહે છે તે અવશ્ય જોવું યોગ્ય છે કેમકે એ સંબંધમાં જનસમાજમાં વિશેષ ભ્રમ દેખાય છે સાંપ્રત શ્રીદેવલ ઋષિ કહે છે કે —

त्रिशुद्धः शुक्लवृत्तिश्च घृणालुः संयतेन्द्रियः ।
विमुक्तो योनिदोषेभ्यो ब्राह्मणः पात्रमुच्यते ॥

"જે માતા, પિતા અને આચાર્યવડે સુશિક્ષિત હોવાથી ત્રિશુદ્ધ છે, જેની વૃત્તિ મલરહિત અર્થાત્ પાપરહિત છે, જે દયાવાન્ છે, જેણે પોતાની ઇન્દ્રિયોનો સંયમ સારી રીતે સાધ્યો છે, તથા જે ગર્ભના દોષથી રહિત થયેલો છે એવો બ્રાહ્મણ તે દાનનું પાત્ર છે" શ્રીયાજ્ઞવલ્ક્ય ઋષિ જણાવે છે કે —

न विद्यया केवलया तपसा वाऽपि पात्रता ।
यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रचक्षते ॥

"કેવલ વિદ્યાવડે અથવા કેવલ તપવડે દાનપાત્રતા પ્રાપ્ત થતી નથી પણ જેનું આચારાદિ વૃત્ત શુદ્ધ છે, જે વિદ્યાવાન્ તથા તપસ્વી છે તેને જ મહાપુરૂષો પાત્ર જાણે છે" શ્રીયમ પણ જણાવે છે કે —

विद्यायुक्तो धर्मशील प्रशान्तः क्षान्तो दान्तः सत्यवादी कृतज्ञः ।
स्वाध्यायवान् धृतिमान् गोशरण्यो दाता यज्वा ब्राह्मणः पात्रमाहुः ॥

"જે વિદ્યાસંપન્ન છે, ધર્મશીલ છે, જેણે અંતર્ ઇન્દ્રિયરૂપ મન તથા

બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ કરી એ સર્વેને પોતાને આધીન કરી રાખ્યાં છે, જે ક્ષમાયુક્ત છે, સત્યને વદનાર છે તથા કૃતજ્ઞ છે, જે સ્વાધ્યાયસંપન્ન છે તથા ધૃતિવાળો છે; જે ગાય વગેરે પ્રાણીઓ પ્રતિ દયાયુક્તભાવે વર્તનાર છે તથા જે યજ્ઞયાગાદિ કરનાર છે તેવો બ્રાહ્મણ તે દાનનું પાત્ર ગણાય છે." શ્રીવસિષ્ઠ ઋષિ કહે છે કે:—

किंचिद् वेदमयं पात्रं किंचित्पात्रं तपोमयम् ।
पात्राणामपि तत्पात्रं शूद्रान्नं यस्य नोदरे ॥

"વેદાદિ સંપન્ન બ્રાહ્મણ દાનપાત્ર છે, તપોનિષ્ઠ બ્રાહ્મણ દાનપાત્ર છે પણ ઉત્તમ પાત્ર તો તે જ છે કે જેના ઉદરમાં શૂદ્રના અન્નો સ્પર્શ કર્યો નથી." શ્રી સ્કંદપુરાણમાં જણાવ્યું છે કે:—

प्रथमं तु गुरोर्दानं दद्याच्छ्रेष्ठमनुक्रमात् ।
ततोऽन्येषां च विप्राणां दद्यात्पात्रानुसारतः ॥
गुरोरभावे तत्पुत्रं तद्भार्यां तत्सुतांस्तथा ।
पौत्रं प्रपौत्रं दौहित्रमन्यं वा तत्कुलोद्भवम् ॥
संस्थानातिक्रमे दानं प्रत्युताधोगतिप्रदम् ॥

"સૌથી પ્રથમ જે ઉત્તમ દાન હોય તે શ્રી ગુરુને અર્પવું અને પછી પાત્રાનુસાર અનુક્રમ પ્રમાણે અન્ય વિપ્રોને દાન આપવાં. શ્રીગુરુ નહિ વિદ્યમાન હોય તો તેમના જ્યેષ્ઠ પુત્રને ઉત્તમ દાન આપવું, તેમ નહિ હોય તો ગુરુપત્નીને અથવા તેમના અન્ય પુત્રોને, પછી પુત્રના પુત્રને, તેમ નહિ બને તેમ હોય તો પ્રપૌત્રને, ગુરુપુત્રીના પુત્રને અને તેમના કુલમાં જે હોય તેને અનુક્રમે આપવું. આ દાનક્રમનું અતિક્રમણ કરી અપાતું દાન ઇષ્ટ ફલનું સાધક થતું નથી પણ એથી ઉલટું અધોગતિનું સાધક થાય છે." શ્રીયમ પણ પાત્ર વિશેષસંબંધમાં કહે છે કે:—

समम ब्राह्मणे दानं द्विगुणं ब्राह्मणब्रुवे ।
प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥

"બ્રાહ્મણભિન્નને જે દાન આપવામાં આવે છે તેનું ફલ સાધારણ

છે, તેથી બમણું ફલ જે જાતી બ્રાહ્મણ માત્ર છે તેને આપવાથી થાય છે તેથી લક્ષગણું ફલ વેદાદિને સારી રીતે સમજીને અધ્યયન કરવાનું આરંભ્યું છે તથા જે તે પ્રમાણે વૃત્તિ રાખનાર બ્રાહ્મણ છે તે બ્રાહ્મણને આપવાથી થાય છે અને જે વેદપારંગત બ્રાહ્મણ છે તેમને આપેલું દાન અનંત ફલવાળું છે

અત્ર "વેદપારંગત" એ શબ્દથી વેદનું અધ્યયન કરી રહેલો એટલો જ માત્ર અર્થ સમજવાનો નથી. "વેદપારંગત કોણ ગણાય તે સબંધમાં શ્રી-સંવર્ત જણાવે છે કે —

उत्पत्तिप्रलयौ चैव भूतानामागतिं गतिम् ।
वेत्ति विद्यामविद्यां च स भवेद् वेदपारगः ॥

"જે સર્વ ભૂતોની ઉત્પત્તિ તથા પ્રલયને તથા જવા આવવાને સારી રીતે જાણે છે, જે કર્મ, ઉપાસના અને તત્ત્વજ્ઞાન એ ત્રણેને પ્રાપ્ત થયા છે તે વેદપારગત કહેવાય છે." તાત્પર્ય કે જે ભગવાન્ શબ્દવાચ્ય થાય છે તે જીવન્મુક્ત મહાત્મા જ વેદપારગત કહેવાય છે આ અર્થ જ અત્ર લેવો ઉચિત છે કેમકે એ અર્થ લઇએ તો જ અનન્ત ફલરૂપ શબ્દ પૂર્ણ અર્થમાં લઇ શકાય છે શ્રી સંવર્ત કહે છે કે —

शूद्रे समगुणं दानं वैश्ये तद् द्विगुणं स्मृतम् ।
क्षत्रिये त्रिगुणं प्राहुः षड्गुणं ब्राह्मणे स्मृतम् ॥

શૂદ્રને આપેલું દાન એકગુણ ફળવાળું છે, વૈશ્યને આપેલું દ્વિગુણ ફળવાળું છે, ક્ષત્રિયને આપેલું ત્રિગુણ ફળવાળું છે અને બ્રાહ્મણને આપેલું ષડ્ગુણ ફલવાળું છે શ્રીવ્યાસ ભગવાન્ જણાવે છે કે —

मातापित्रोश्च यद्दत्तं भ्रातृस्वसृसुतासु च ।
जायात्मजेषु यद्दत्तं सोऽनन्तः स्वर्गसंक्रमः ॥
पितुः शतगुणं दानं सहस्रं मातुरुच्यते ।
अनन्तं दुहितुर्दानं सोदर्ये दत्तमक्षयम् ॥—

"જે દાન માતા, પિતા, ભાઈ, બહેન, પુત્રી, સ્ત્રી તથા પુત્રોને આપવામાં આવે છે તે સ્વર્ગપ્રાપ્તિનું સાધન થાય છે તથા પિતાને આપેલું દાન શ

તગુણ ફલવાળું છે, માતાને આપેલું સહસ્ત્રગુણ ફલવાળું છે, પુત્રીને આપેલું અનન્તગુણ ફલવાળું છે અને ભાઈઓને આપેલું અક્ષય છે." શ્રીભવિષ્યોત્તર પુરાણમાં કહ્યું છે કેઃ—

न केवलं ब्राह्मणानां दानं सर्वत्र शस्यते ।
भगिनिभागिनेयानां मातुलानां पितुः स्वसुः ॥
दरिद्राणां च बन्धूनां दानं कोटिगुणं भवेत् ॥

"બ્રાહ્મણોને આપેલું દાન જ માત્ર સર્વત્ર પ્રશંસાપાત્ર છે એમ નથી પણ બહેન, ભાણેજો, મોસાળીઆં, પિતાની બહેન અને દરિદ્ર અર્થાત્ ધનહીન સગાંઓને આપેલું દાન કોટિગુણ ફલવાળું થાય છે." શ્રી મહાભારતમાં જણાવ્યું છે કે

पंग्वन्धबधिरा मूका व्याधिनोपहताश्चये ।
भर्तव्यास्ते महाराज न तु देयः प्रतिग्रहः ॥

"પાંગળાં, અંધ બહેરાં મૂગાં તથા વ્યાધિગ્રસ્ત જે મનુષ્યો છે તેમનું પોષણ કરવું ઘટે છે પણ તેમને અન્નવસ્ત્રથી જુદાં દાનો આપવાનાં નથી." શ્રી મહાભારતમાં કહ્યું છે કેઃ—

हृतस्वा हृतदाराश्च ये विप्रा देशविप्लवे ।
अर्थार्थमभिगच्छन्ति तेभ्यो दानं महाफलम् ॥

"દેશના વિપ્લવના સમયમાં જે વેદવિત્ બ્રાહ્મણોનું ધન તથા સ્ત્રી હરણ થઈ ગયાં છે તેવા બ્રાહ્મણો ધનને માટે આવે તો તેમને આપેલું દાન મહાફલ આપનાર છે." શ્રી શાતાતપ ઋષિ જણાવે છે કેઃ—

सन्निकृष्टमधीयानमतिक्रामति यो द्विजम् ।
भोजने चैव दाने च दहत्यासप्तमं कुलम् ॥

"વેદાધ્યયન કરનાર, સમીપમાં આવેલા બ્રાહ્મણને જે ભોજન તથા દાનમાં અતિક્રમણ કરે છે તે પોતાની સાત પેઢીને બાળે છે."

આ વગેરે વચનોથી શાસ્ત્રકારોએ દાનપાત્રોના સંબંધમાં જે નિર્ણય કર્યો છે તે સ્પષ્ટ થાય છે. એથી એ પણ સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રકારો પોતે બ્રા-

ક્ષિણુ રહ્યા એટલે કેવલ બ્રાહ્મણોને જ દાનપાત્ર એમણે ગણ્યા છે અર્થાત્ પ્રતિગ્રહનો અધિકાર કેવલ બ્રાહ્મણોને જ આપ્યો છે એવો જે કેટલાકનો ભ્રમ છે તે પાયા વગરનો છે ઉપર આપેલા પ્રમાણવાક્યોથી સ્પષ્ટ સમજાય એમ છે કે ચારે વર્ણને દાન આપી શકાય છે એટલું જ નહિ પણ જે અપંગ હોય છે તેમના સંબંધમા જાતિ જોવાની નથી કેમકે તેમને સર્વને અન્નવસ્ત્રાદિ આપવાનાં જ છે તેથી બ્રાહ્મણ તથા અબ્રાહ્મણ સર્વને દાન આપવાનું શાસ્ત્રસંમત છે એ તો સિદ્ધ છે કે બ્રાહ્મણોને આપેલુ દાન શાસ્ત્રકારોએ ઇતર દાન કરતા પાત્રસંબંધે શ્રેષ્ઠ ગણ્યું છે પણ તેમાં લેશ પણ જાતિના પક્ષપાતનું અનુમાન કરવું એ બ્રાન્તિમાત્ર છે કારણ કે દાનના સંબંધમા દાતાનું સર્વોત્તમ હિત તથા સમાજનું હિત એ વિચારો જ શાસ્ત્રકારના અંતઃકરણમાં પ્રધાનપણે દેખાય છે. જો બ્રાહ્મણમાત્રને માટે પક્ષપાત હોત તો સર્વ બ્રાહ્મણોને દાન આપવાનુ શાસ્ત્રકારો વિધાન કરત પણ તેમ એમણે કર્યું નથી બ્રાહ્મણોમાટે નાનાવિધ વિશેષણો યોજ્યા છે જે બ્રાહ્મણ ધર્મશીલ છે, વિદ્યાસંપન્ન છે, ઇન્દ્રિયનિગ્રહવાળો, ઇત્યાદિ વિશેષણો શાસ્ત્રમા યોજેલા છે તે શું બતાવે છે ? એ જ બતાવે છે કે એ દૈવીસંપત્તિઓ માટે સર્વ લોકોએ અધિકાર પ્રમાણે પ્રયાસ કરવા યોગ્ય છે એ દૈવીસંપત્તિઓની પ્રાપ્તિ તથા વિદ્યા એ બેને ઉત્તેજન આપવુ એ જ સમાજના પક્ષે શાસ્ત્રના વિચાર હોય એ સંભવે છે કેમકે આવાં વિશેષણોવાળા પુરુષોને શ્રેષ્ઠ દાનના અધિકારી ગણવાથી ઇતર પ્રજા પણ એ સ્થિતિએ પહોંચવા પ્રયત્નવાળી થાય વળી આ દાનવિધિ જે કહ્યો છે તે ધર્મદાનના સંબંધમા છે એ પણ વિસ્મરણ કરવું ઘટતું નથી કોઇએ આપણી સેવા બજાવી અને તેને તેના બદલામાં દાન આપવું, કોઈ રાજાને અથવા તેના પ્રધાનને મોટા લાભની આગળપર આશા રાખી દાન આપવું, લૌકિક વિદ્યાકલાના ઉત્તેજન માટે તે તે વિદ્યાકલાસંપન્ન પુરુષોને તે વિદ્યાકલાનો પોતે આનંદ લઇ દાન આપવું ઇત્યાદિ વિવિધ પ્રકારના દાનો ધર્મદાનથી ઇતરતી પ્રકૃતિના છે અને તે દાનો સંબંધી આ પ્રતિપાદન નથી આ તો માત્ર ધર્મદાન કે જેનુ લક્ષણ આગળ આપવામાં આવશે તે.

સંબંધમાં જ વિધિ છે. આ દાનના અધિકારી પુરુષો ગૃહસ્થો બ્રાહ્મણશિવાય કોણ બની શકે એમ છે ? જેઓ જન્મથી જ વિશુદ્ધ માતાપિતાથી અભિજનને પામેલા છે, પછી તેમનાથી તથા ઉત્તમ આચાર્યોદ્વારા શિક્ષણને પામ્યા છે, જેને એક પણ પાપાચરણથી રહિત છે તથા ધર્માચરણમાં પોતાનું આયુષ્ય ગાળે છે, વેદાદિ વિદ્યાનું અનેક વખતે જેઓ સ્મરણ કરે છે તથા નાનાવિધ કષ્ટ સહન કરીને જેઓ તપશ્ચરણ કરી અવિદ્યાદિ ક્લેશોને શિથિલ કરે છે, જેઓ પોતે નાના કષ્ટ સહન કરી વિષયસુખનો ત્યાગ કરી વિદ્યાભ્યાસ થયા ઇતર મનુષ્યોને લેશ પણ બદલાની આશા રાખ્યાવિના તે તે વિદ્યા શિખવે છે, જેઓ નિરંતર જનકલ્યાણના ઉપાયોને શોધવામાં તથા તેમને સરળ કરવામાં પોતાની બુદ્ધિને શ્રમ આપતા રહે છે, જેઓ દાન ગ્રહણ કરીને તેનો સંગ્રહ નહિ કરતાં જનહિતાર્થે યજ્ઞયાગાદિ કરવામાં તેનો ઉપયોગ કરે છે અને જેઓ અધિકારપ્રાપ્ત થયે અધ્યાત્મવિદ્યાનો બોધ કરી લોકોને અમર્યાદ આનંદના અધિકારી કરે છે તથા પોતાના સિદ્ધ વિશુદ્ધ સંકલ્પોદ્વારા પ્રતિક્ષણે વિશ્વનું હિત સાધે છે એવા અતિપવિત્ર, અપૂર્વ મહાત્મ્યસંપન્ન, શ્રીઈશ્વરના વિભૂતિરૂપ બ્રાહ્મણોશિવાય ઇતર કોણ ઉત્તમ દાનનો અધિકારી થઇ શકે એમ છે ? તેથી ઉત્તમ દાનનો અધિકાર સ્વભાવથી જ બ્રાહ્મણોને છે, કંઇ શાસ્ત્રકારોએ નવો આપ્યો નથી. વળી દાન લેવું સહેલ દેખાય છે પણ તે જેરવવું અત્યંત કઠિન છે. વિષનો પ્યાલો મરતાથી વા આવેશમાં પીનાર મનુષ્યો મળે છે પણ તેને જેરવવા તો શ્રીનીલકંઠ સદાશિવ જ સમર્થ થાય છે. જે પુરુષ દાન ગ્રહણ કરે છે તે દાતાનાં પાતક દાન મિષથી ગ્રહણ કરે છે. દાતાનું હિત સાધી આપવું એ ધર્મ દાન લેનારનો છે. દાનના બદલામાં આ સત્પુરુષે જ પ્રાપ્ત થાય છે. આ મહાભારતકારે યથાર્થ બ્રાહ્મણવિના કોણ કરી શકે એમ છે ? જે જાતે કાયર પુરુષ છે તથા ધર્મવિદ્યાથી તથા તપોબળથી રહિત છે, જે જાતે પોતાનું કલ્યાણ સાધવા અસમર્થ છે તે શું બીજાનું દારિદ્ર દૂર કરનાર છે ? તેથી સર્વરીતે ઉત્તમ દાનોનો અધિકાર બ્રાહ્મણોમાં વિશ્વનિયમદ્વારા સિદ્ધ છે તેથી એ સંબંધમાં શાસ્ત્રોએ નવો અધિકાર આપ્યો

નથી પણ માત્ર સત્ય સિદ્ધાન્તનું સ્થાપન જ કર્યું છે યથાસ્થિત વસ્તુને જણાવવી એમા પક્ષપાતને અવકાશ જ નથી. અગ્નિથી દાહ થાય છે એમ કહેવામા કહેનારનો અગ્નિપ્રતિ દ્વેષ છે એમ માનનાર મંદબુદ્ધિ જ ગણાય છે શીવ આરોગ્યકર છે એમ કહેનારનો શીવ પ્રતિ રાગ છે એમ માનનારની મતિ પ્રશંસાપાત્ર ગણાતી નથી. ફલાહાર દીર્ઘ આયુષ્ આપનાર છે એમ લખનારે ફલોનો ખુંઊ લીધો છે એવુ કહેનાર જગતમા હાસ્યપાત્ર ગણાય છે. વિષ સત્વર મૃત્યુને આણનાર છે એવું જણાવનારને વિષઉપર વૈર છે એવું ધારનાર મંદ ગણાય છે. તો બ્રાહ્મણ ઉત્તમ દાનોના અધિકારી છે એ યથાસ્થિત વસ્તુને જનહિતાર્થે પ્રકટ કરનાર વિરક્ત મહાત્માઓમાં પક્ષપાતનો આરોપ કરનાર વિવેકીને નિંદ્ય જણાય એમા શું આશ્ચર્ય છે ? તાત્પર્ય કે ઉત્તમ ધર્મદાનનો અધિકાર બ્રાહ્મણોને વિશ્વનિયંતાએ જ આપ્યો છે અને શાસ્ત્રકારોએ આપ્યો નથી પણ માત્ર પ્રકાશ્યો છે તેથી એ અર્થને સહન ન કરનારે પોતાનો રણ સંગ્રામ શ્રીવિશ્વવતિસાથે જમાવવો ઘટે છે. શાસ્ત્રકારોમાટે એક અક્ષર પણ કહેવાનો અધિકાર એમને નથી જ.

આ પ્રમાણે પક્ષપાત નહિ હોવાથી જ દાનને અપાત્ર એવા બ્રાહ્મણોની ગણના કરવા પણ શાસ્ત્રકારોએ ઉપેક્ષા કરી નથી. શ્રીમનુ જણાવે છે કે

न वार्यपि प्रयच्छेत्तु वैडालव्रतिके द्विजे ।
न बकव्रतिके पापे नावेदविदि धर्मवित् ॥
त्रिष्वप्येतेषु दत्तं हि विधिनार्जितं धनम् ।
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥

" જે બિડાલવ્રતિ[1] અથવા બકવ્રતિ[2] બ્રાહ્મણ છે તથા જે વેદને જાણ-

---

[1] य कारण पुरस्कृत्य व्रतचर्यां निषेवते ।
पापं व्रतेन सञ्छाद्य वैडालं नाम तद् व्रतम् ॥
" જે કોઇ કારણને લીધે વ્રતાદિ આચરે છે તે પાપને વ્રતની છાયાથી ઢાંકે છે આ આચરણ તે બિડાલ વ્રત કહેવાય છે "

[2] अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसंधानतत्परः ।

તો નથી એવા બ્રાહ્મણને ધર્મ જાણનાર મનુષ્યે અધિક તો શું પણ પાણી સરખુંએ આપવું નહિ. કેમકે વિધિપ્રમાણે પ્રાપ્ત કરેલા ધનનું આ ત્રણમાંથી કોઇને અર્પણ કરવામાં આવે છે તો તે દાનઆપનાર અને દાન લેનાર એ બંનેના અનર્થને જ સાધનાર થઇ રહે છે. "

શ્રી શાતાતપ ઋષિ કહે છે કેઃ—

नष्टेदेवलके दत्तमप्रतिष्ठं चयद्भवेत् ।
यच्च वाणिज्यके दत्तं न च तत्प्रेत्य नो इह ॥

" જે બ્રાહ્મણે ધન ગ્રહણ કરી ત્રણ વર્ષ દેવતાનું અર્ચન કર્યું છે તેવા પૂજારીને આપેલું દાન, તથા વ્યાજ ઉપજાવનાર તથા વ્યાપાર કરનાર બ્રાહ્મણને આપેલું દાન તે આ લોક તથા પરલોકમાં નષ્ટ થાય છે. "

શ્રીવૃદ્ધમનુ પણ કહે છે કેઃ—

पात्रभूतोऽपि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् ।
असत्सु विनयुंजीत तस्मै देयं न किंचन ॥
संचयं कुरुते यश्चप्रतिगृह्य समन्ततः ।
धर्मार्थं नोपयुङ्क्ते च न तं तस्करमर्चयेत् ॥

" જે બ્રાહ્મણ બીજી કોઇ રીતે પાત્રની ગણનામાં આવતો હોય પણ જે તે પ્રતિગ્રહ ગ્રહણ કરીને તેનો અસદ્વ્યય કરે એમ હોય તો તેને કંઇ પણ આપવું નહિ. જે બ્રાહ્મણ ચારે તરફથી પ્રતિગ્રહ ગ્રહણ કરીને તેનો સંચય માત્ર કર્યા કરે છે અને ધર્મક્રિયામાં તેનો ઉપયોગ કરતો નથી તે ચોરવૃત્તિ બ્રાહ્મણનો દાનાદિક કશાથી સતકાર કરવો નહિ. "

શ્રીવિષ્ણુધર્મોત્તર ગ્રંથમાં પણ વૃથાદાનો આ પ્રમાણે ગણાવ્યાં છે કે -

परस्थाने वृथा दानमशेषं परीकीर्तितम् ।

---

शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥

" જે પોતાની દષ્ટિ નીચી રાખે છે તથા કૃતઘ્ન છે અને પોતાના સ્વાર્થને આના દંભથી સાધી લેવામાં તત્પર એવો મિથ્યા વિનયવાળો શઠ છે તે દ્વિજ બકવ્રતને આચરનાર કહેવાય છે. "

आरूढे पतिते चैव अन्यथाप्तैर्धनैश्च यत् ॥
व्यर्थमब्राह्मणे दानं पतिते तस्करे तथा ।
गुरोश्चाप्रीतिजनके कृतघ्ने ग्रामयाजके ॥
वेदविक्रयके चैव यस्य चोपपतिर्गृहे ।
स्त्रीभिर्जितेषु यद्दत्तं व्यालग्राहे तथैव च ॥
ब्रह्मबन्धौ च यद्दत्त यद्दत्त वृषलीपतौ ।
पारचारेषु यद्दत्तं वृथादानानि षोडश ॥

" જે દાન અન્નના સ્થાનથી આપવામાં આવ્યું છે અર્થાત્ દાતા તથા પ્રતિગ્રહીતા એ બન્નેના સ્થાપનથી અન્યત્ર તેના સ્વામિની અનુમતિવિના આપવામાં આવ્યું છે તે સર્વ વ્યર્થ ગણાય છે તેમ જ જે બ્રાહ્મણ નૈષ્ઠિક બ્રહ્મચર્યનું વ્રત ગ્રહણ કરી તેનાથી ભ્રષ્ટ થયો છે તેને આપેલું તથા અધર્મથી પ્રાપ્ત કરેલા ધનાદિ પદાર્થોનાડે કરેલું દાન એ પણ વ્યર્થ છે વળી બ્રાહ્મણભિન્નને, પતિત તથા તસ્કર બ્રાહ્મણને, ગુરુની અપ્રીતિના પાત્રને, કૃતઘ્નને, ગામગોરને, વેદનો વિક્રય કરનારને, જેના ગૃહમાં ઉપપતિ હોય છે તેને, જે સ્ત્રીવડે છતાએલો છે, જે સાપને ગ્રહણ કરનાર છે તેને, જે મિથ્યા બ્રાહ્મણ છે તેને, જે સંકર સ્ત્રીનો પતિ છે તથા જે પરિચરણ-સેવા-કરનાર છે તે બ્રાહ્મણને આપેલું દાન વૃથાદાન છે આ સોળ વૃથાદાનો ગણાય છે "

આ આદિ અનેક વચનોથી વિવેકી પુરુષને સ્પષ્ટ જણાશે છે કે શાસ્ત્રકારોએ આ સંબંધમાં બ્રાહ્મણોપ્રતિ લેશ પણ પક્ષપાત કર્યો નથી જ, પણ જેને જે અધિકાર વિશ્વનિયમથી સિદ્ધ છે તે જ માત્ર પ્રકટ કર્યો છે, અને આ ઉપદેશમાં દાતાનું હિત તથા સમાજનું હિત એ જ બે મુખ્ય આશયો છે,

આ પ્રમાણો આદિથી એ પણ અધિક સિદ્ધ થાય છે કે જે કેટલાક એવું માને છે કે બ્રાહ્મણોને આપ્યાથી શું થાય છે, એ કરતાં ભુખ્યા પારાળા આદિને જ આપવું, ભીખારી જમાડવા, દુકાળીઆને જ દાન આપવું, એમાં જ દાનનું સર્વસ્વ આવી રહ્યું છે, અથવા વાવ કુવા વગેરે બંધાવવા, નિશાળો સ્થાપવી, દવાખાનાઓ ઉઘાડવા, રોગીને મફત દવા આપવી ઇત્યાદિમાં જ દાનનું રહસ્ય

સમાયું છે તેમનું આ મત પણ ભ્રાંતિનો જ વિભાગમાત્ર છે. આ લોકો ધારે છે તે સંપૂર્ણ અંશે ખોટું છે એ કહેવાનું તાત્પર્ય નથી પણ એ જ બાબ છે કે એમનું મત સર્વે અંશે સત્ય નથી. ભિક્ષુકોને ન આપવું, લોકોને દુષ્કાળથી પીડાતા તથા વટલતા જોઇ તેમને બનતી સાહાય્ય ન આપવી, લોકોપયોગી કામો ન કરવાં એવો કોઇ પણ બાબ નથી. એ સર્વ કરવાં, પણ એ ઉપરાંત કર્તવ્ય રહે છે, એમાં જ સર્વ દાન કર્તવ્યનો અંત આવતો નથી, એમાં દાનની પરિસીમા થઇ રહી નથી એટલી અધિક વિચારણા જ આ સંબંધમાં છે. દાનની અસર દાતાપર થાય છે એટલું જ નહિ પણ આખા સમાજપર થાય છે એ વાતનો લક્ષ સારી રીતે રાખવો જરૂરનો છે. તેથી એક પ્રશ્ન જણાય કે તદનુસાર આ વિષયમાં પ્રવૃત્તિ કર્યાથી મોટા અનર્થ થવાનો સંભવ છે. ભિક્ષુકોને અન્નવસ્ત્રાદિ આપવાં એ શાસ્ત્રસંમત છે તથા વિવેકપ્રાપ્ત પણ છે. પણ તે એવી રીતે નહિ કરવું જોઇએ કે જેથી એ સદા ભિક્ષુકો જ રહે. હાથપગ ભાંગીને ખાવાની ટેવ પડી જાય એવી સ્થિતિમાં ભિક્ષુકોને લાવી મુકવા એ એમને મોટી હાનિ કર્યા બરાબર છે અને જે સમાજમાં અંતઃકરણની દૃઢતા નહિ હોવાથી ભિક્ષુકને જોતાં લોકના અંતઃકરણ દ્રવીભૂત થઇ ભિક્ષુકની પરીક્ષા કર્યાવિના તેને અન્નવસ્ત્ર આપવા પ્રવૃત્ત થાય છે તે સમાજમાં ભિક્ષુકની સંખ્યાની સદા વૃદ્ધિ થતી રહે છે અને અંતે એ સમાજ ભિક્ષુકમય થઈ રહે છે અર્થાત્ અવનતિને પામે છે. તેથી ભિક્ષુકને અન્નવસ્ત્ર આપવાની ના નથી પણ જે ભિક્ષુકો સશક્ત હોય તો તેમની પાસે કરાવી જ આપવાનો અભ્યાસ રાખવો ઘટે છે, જેથી આલસ્યાદિ દોષોને ઉત્તેજન આપવારૂપ પાતકથી દાતા બચે છે અને ભિક્ષુકને પણ એ દોષો ત્યજતાથકી ક્રમે ક્રમે ઉંચી પંક્તિએ જવાનો યોગ આવે છે. જે ભિક્ષુકો અશક્ત છે તેમને અન્નવસ્ત્ર આપી તેમનું રક્ષણ કરવું એ પણ દયાપ્રાપ્ત કર્તવ્ય છે. પણ કોઈપણ પ્રકારનું ઉંચું દાન એને આપવાનું હોતું નથી. દાન આપીને સમાજને ભિક્ષુકમય કરી દેવો એ દુષ્ટ આચરણ સેવનાર મનુષ્ય દુષ્ટ જ હોવો ઘટે છે. પરંતુ જોતાં આ ભિક્ષુકોના હિમાયતીઓ મુખેથી જ માત્ર આ લવારો કરે છે. એવો કોઇ ધીમાગતી પોતાની દીકરી કે

બહેનને ભિક્ષુકને દાનમાં આપવા જેવો ઉદાર જણાયો નથી. નહિ તો એમની હીમાયતી પ્રમાણે તો ઉત્તમ દાન પણ ભિક્ષુકને જ આપવાનું છે તો કન્યાદાન એ ઉત્તમ દાન હોવાથી ભિક્ષુકને આપવાનું એમને પ્રાપ્ત થાય છે. પણ જ્યારે કન્યા આપવાની હોય છે ત્યારે તો એ હીમાયતીઓ પોતાની જ્ઞાતિપ્રતિ જ અર્થાત્ પોતાના સમાન સ્થિતિવાળા પૂર્વથી મનાતા ચાલતા આવેલા સમાજપ્રતિ જ દૃષ્ટિ નાંખે છે અને વળી તેમાં પણ જે પોતાના સમાન અથવા પોતાથી અધિક કુળવાળો હોય છે, જે વિશ્વાસપાત્ર હોય છે, જે ધનાઢ્ય હોય છે, જે સદાચારવાળો અને પવિત્ર હોય છે તેને જ કન્યાનું દાન આપવા પ્રયત્ન કરે છે, તો પછી આ ભિક્ષુકની હીમાયતી એમની ક્યાં રહી ? એમના નિયમથી તો બ્રાહ્મણને કંઇ આપવાનું નથી. અને ઉત્તમ દાનો પણ ભિક્ષુકને જ આપવાનાં છે તો એમણે પોતાની જ્ઞાતિમાં પણ જે અતિ દરિદ્રી હોય, શરીરે અશક્ત હોય, અપંગ હોય, વિદ્યા તથા ગુણથી રહિત કેવલ કંગાલ હોય તેને જ શોધીને પોતાની પુત્રીનું દાન કરવું જોઇએ. 'સંક્ષેપમાં એ જ કે આ ભિક્ષુકોમાટે એમણે લીધેલી બાગીસ્ટરની ધીક્ કહેવામાત્ર જ હોય છે. આ પ્રકારનો લવારો કરી બ્રાહ્મણોને કંઇ નહિ આપવું અને પોતે દાતા છે એમ ગણાવવું એ નારેની એમની આ ધૂર્તતા જ છે.

જનહિતકર કામો જેવાં કે શાળા, દવાખાનાં ઇત્યાદિ જેમ જનહિતકર કેવાથી કર્તવ્ય છે તે જ પ્રમાણે બ્રાહ્મણોનું અસ્તિત્વ સમાજની પરમ ઉન્નતિને સાધનાર છે. શાળાઓ સ્થાપીને કંઇ ઇંટની ભીંતો વિદ્યા આપનારી થતી નથી પણ વિદ્યાગુરુઓ જ વિદ્યાના આપનાર થાય છે તેથી વિદ્યાગુરુની અવગણના કરવી અને વિદ્યામંદિરમાં વ્યય કરવો એ મતિની મંદતા જ છે દવાખાનાઓ સમાજના હિતકર છે કે અહિતકર છે એ હાલ વિદ્વાન્ વર્ગમાં સંશયગ્રસ્ત વાત થઇ છે. કેટલાક વિદ્વાનોનું તો એવું દઢ મત થયું છે કે દવાખાનાંઓથી જેટલાં મરણો નીપજ્યાં છે તથા જે જે રોગોનો પ્રસાર થયો છે તેટલાં મરણો દવાવિના ભાગ્યે જ નીપજતા હશે, અને તે રોગનો પ્રસાર દવાવિના ભાગ્યે જ થાત—ખરાં એ નિર્ણય કાર્ય અપ્રસ્તુત હોવાથી 'બહુજનસ-

મંત મત આપણે સ્વીકારતાં અડચણ નથી અને દવાખાનાંઓ જનહિતકરકાર્ય છે એમ ગણતાં વાંધો નથી. તેથી દવાખાનાઓમાં ધનવ્યય કરવો એ ઠીક છે. પણ જેઓ દવાવિના જ રોગોને દૂર કરવા સમર્થ છે, એટલું જ નહિ પણ તે રોગના બીજ દૂરીને ન થવા દે તેવાં સાધનો પોતાની સત્તાદ્વારા કેળવી મેળવે છે તેમની અવગણના કરવી એ મતિની કઇ પ્રૌઢતા સૂચવે છે? વળી લૌકિક વિદ્યા તથા કલાને ઉત્તેજન આપવું અને જેના વડે એ લૌકિક વિદ્યાકલા હિતસાધક થાય છે અને જેના વિના એ સર્વ અનર્થકર થઇ રહે છે તે અધ્યાત્મ વિદ્યાના નિધિની અવગણના કરવી એ શું ડહાપણ બતાવે છે? લૌકિક વિપત્તિને દૂર કરનાર સાધનો ને માટે પોતે દરિદ્રી થવું અને જે આધિદૈવિક તથા આધિભૌતિક વિપત્તિને દૂર કરનાર છે તેવી મંત્રવિદ્યા તથા યોગવિદ્યાના સાગર સત્પુરુષોનો તિરસ્કાર કરવો એ મતિની કઇ કક્ષાને સિદ્ધ કરી આપે છે? જેમ રેતીના જગાપર બાંધેલું મકાન જેમ જેમ ધરાશો આવે છે તેમ તેમ વિશીર્ણ થઇ જાય છે તે જ પ્રમાણે જેમ જેમ અધિક વિચાર કરવામાં પ્રવૃત્ત થઇએ છીએ તેમ તેમ આ મત પાયાવિનાનું અને અહિતકર જણાય છે અર્થાત્ વિશીર્ણ થતું જાય છે, તેથી વિવેકીએ આવાં મિથ્યામતોથી સાવધાન રહેવું ઘટે છે અને જે સ્વભાવથી જ જગદ્ગુરુરૂપે રચાયા છે તેવા બ્રાહ્મણોની મિથ્યાનિંદા કરી પોતે દોષપાત્ર થવું ઉચિત નથી.

આ સર્વનું તાત્પર્ય એ જ સિદ્ધ થાય છે કે ઉત્તમ દાનનો અધિકાર બ્રાહ્મણો જ છે અને એ પ્રમાણે દાન આપવાથી જ જનહિત ઉત્તમ પ્રકારે સધાય છે. એમાં વિપર્યય થવાથી દાતા તથા સમાજને મોટો અનર્થ થાય છે. દાતાના પોતાના પક્ષથી તો વળી ઉત્તમ બ્રાહ્મણોને જ દાન આપવું શ્રેયસ્કર છે. કેમકે એ દાન પાત્ર સંબંધે ઉત્તમ થાય છે તેથી એનું ફલ ઉત્તમ છે. અને પછી એ દાનમાં આપેલા ધનદ્વારા ભલે એ બ્રાહ્મણો લોકોપયોગી કાર્ય કરે. આ રીતની વ્યવસ્થાથી બન્ને અર્થ સિદ્ધ થાય છે. એક તો ઉત્તમ પાત્રને દાન આપવાથી ઉત્તમ ધર્મનું ઉપાર્જન દાતાને થાય છે અને તે સાથે લોકોપયોગી કાર્યો પણ થાય છે. એ વાત સાચી છે કે આમ કરવાથી છાપામાં નામ આવે તો

તે લોકોપયોગી દૃષ્ટ કાર્ય કરનાર બ્રાહ્મણનું આવે અને પ્રથમ દાતાનું નહિ આ-વશે. તેથી છાપામાં નામ આણવા ખાતર દાન આપનારને આ એક મોટો કંટક થઇ પડશે. પણ તેમણે પણ વિચારવું જોઇએ કે કીર્તિદાનકરતાં ધર્મદાન શ્રેષ્ઠ છે. તેથી કેવલ મિથ્યા કીર્તિથી લોભાઇ નહિ જતાં જે ઉત્તમ પુણ્યના ઉપાર્જનથી અચલ કીર્તિ વિશ્વમાં સ્થાપાય છે તે પુણ્યની પ્રાપ્તિના સાધનની અવગણના કરવી યોગ્ય નથી.

કોઇને આ સંબંધમાં શંકા થશે કે જે બ્રાહ્મણોનું અત્ર શાસ્ત્રકારે વર્ણન કર્યું છે તથા જેના માહાત્મ્યપરથી શ્રેષ્ઠ દાનોનો અધિકાર અત્ર બ્રાહ્મણોને યુક્તિથી સ્થાપિત કર્યો છે તેવા બ્રાહ્મણો હાલ મળવા કઠિન છે, તો પછી શું ઉત્તમ દાન ન કરવું ? એનો ઉત્તર એ કે ના, ઉત્તમ દાન તો કરવું જ. જે ઉત્તમમાં ઉત્તમ અધિકારી પ્રાપ્ત થાય તેને આપવું એટલું જ નહિ પણ શુભસ્ય શીઘ્રમ્ એ નિયમ પ્રમાણે દાનની વૃત્તિનો ઉદય થાય કે તરત આપવું કેમકે દાનની વૃત્તિ એવી છે કે કાળ જતાં શિથિલ થઇ જાય છે એટલું જ નહિ પણ રહે છે તો દાનના પદાર્થનું અલ્પત્વ વૃત્તિ કરી નાંખે છે. માટે દાન કરવું અને સત્વર કરવું. પણ એ લોકોએ યાદ રાખવું કે એવા ઉત્તમ બ્રાહ્મણોની પોતાના સુભાગ્યના યોગે પ્રાપ્તિ થઇ હોય અને તેથી તેઓ ઉત્તમોત્તમ દાન તેમના ચરણમાં ધરતા હોય તો તેમને માટે એવું મત બાંધવું,કે પ્રકટ કરવું કે " આ લોક તો દાન કરતા નથી લોકોપયોગી કાંઇ કાર્ય કરતા નથી, દેખી દેખીને બ્રાહ્મણોને જ દેખી રહ્યા છે ઇત્યાદિ " એ કેવલ ભૂલભરેલું છે અને એ મતને બાંધનારની નિકૃષ્ટતા વા અસૂયામાત્ર પ્રકટ કરે છે. તેથી પ્રત્યેક મનુષ્યે ઉત્તમ બ્રાહ્મણોની તપાસ કાઢવી એ પ્રથમ કર્તવ્ય છે, એ ન થાય ત્યાંસુધી એની પ્રાપ્તિમાટે સત્કર્મ કરવાં ઘટે છે અને ત્યાંસુધી એમનાથી ઉતરતા જે પોતાના ભાગ્યવશાત્ પ્રાપ્ત થાય તેમને દાન આપી સંતોષ પામવો ઘટે છે.

વળી એ પણ અત્ર કહેવું જોઇએ કે ઉત્તમ બ્રાહ્મણોનો યદ્યપિ હાલ દુકાલ નહિ હોય તોપણ કદાપિ છેક અભાવ તો છે જ નહિ. ઉત્તમ અધિકારીઓ પ્રતિક્ષણે આ પૃથ્વીપર ધર્મના સંરક્ષણઅર્થે વિદ્યમાન હોય છે જ,

એ શ્રીજગત્પતિની કરૂણાનો પ્રભાવ છે તેથી ખાસ એવાની શોધ કરતાં પ્રાપ્તિ નહિ થાય એ અસંભવ છે. એવું બનવા સંભવ છે કે જેમને સાચા હીરાની પરિક્ષા નથી તેઓ પ્રસંગે સાચા હીરાની સમીપ આવે તોપણ તેને વિષે પોતાની મલિન મતિથી કાચબુદ્ધિ કરી તેની ઉપેક્ષા કરે. પણ એમાં દોષ પોતાની મતિનો છે, કંઇ હીરાનો નથી. તે જ પ્રમાણે પ્રયત્ન કરતાં છતાં ઉત્તમ બ્રાહ્મણોની પ્રાપ્તિ થઇ નથી એમ કહેનાર માત્ર એ જ સમજે છે કે કાં તો એણે યથાર્થ પ્રયત્ન કીધો નથી અને કીધો છે તો ઉત્તમ બ્રાહ્મણોને પોતાની મતિની મંદતાથી એ ઓળખી શક્યો નથી.

પ્રસંગ પ્રાપ્ત થતાં એ પણ જણાવવું જોઇએ કે આવા ઉત્તમ બ્રાહ્મણોનો સુકાળ હાલ નથી જણાતો તેનું કારણ જેમ કાળબળ સામાન્ય રૂપે છે તે જ પ્રમાણે કંઇક અંશે એનો દોષ ઇતર વર્ણોપર પણ છે. ઇતર વર્ણની પ્રજા પોતાના અજ્ઞાનથી ગમે તેવા નિકૃષ્ટને દાનપાત્ર ગણે છે તેથી જો દાન કંઇ પણ અંશે ઉત્તેજક છે તો તેથી મળતું ઉત્તેજન જતું રહે છે અર્થાત્ બ્રાહ્મણોને ઉત્તમતા પ્રાપ્ત થતાં અટકાવે છે. જે રાજાની નગરીમાં ગુણવાન અને દોષવાનોનો દરજ્જો સરખો ગણાય છે તથા ગુણવાનકરતાં દોષવાનનો દરજ્જો અધિક ગણાય છે તેના રાજ્યમાં સદ્ગુણી મનુષ્યો ઓછા મળે છે અને હોય છે તો તે કંગાલ સ્થિતિમાં હોવાથી બહાર જણાય તેવા હોતા નથી એ પ્રસિદ્ધ છે. તે જ પ્રમાણે જ્યાં વિદ્યાહીન અને દુર્ગુણીઓને દાન અપાય છે તથા અર્ચનપાત્ર ગણવામાં આવે છે ત્યાં વિદ્વાન તથા સદ્ગુણીની સંખ્યા ન્યૂન થઇ જાય છે. તેથી ઇતર પ્રજાનું પોતાનું અજ્ઞાન તથા પોતાની મિથ્યાપ્રવૃત્તિ એ પણ ઉત્તમ બ્રાહ્મણોનો સુકાળ નહિ હોવામાં એક હેતુરૂપ છે. તેથી આ સંબંધમાં કેવલ બ્રાહ્મણોપર જ દંડા સહ દોષારોપ કરવા ઉતરી પડવું એ અકાંડતાંડવ છે.

આ સ્થલે એ પણ કહેવું જોઇએ કે જે ઉત્તમ બ્રાહ્મણો અત્ર શાસ્ત્રકારોએ જણાવ્યા છે તે ગૃહસ્થ બ્રાહ્મણો અર્થાત્ ગૃહસ્થિઓ જ છે, બ્રહ્મચારી, વાનપ્રસ્થ કે સંન્યાસી નહિ જ. બ્રહ્મચારીને તેના ગુરૂને દક્ષિણા આપવા અર્થે દાન આપવું એમાં પ્રતિબંધ નથી પણ વાનપ્રસ્થ કે સંન્યાસીને તો પ્રતિગ્રહનો

અધિકાર જ નથી. બહુ કરીને વાનપ્રસ્થાશ્રમ હાલ લુપ્ત જેવો થયો છે તેથી સં-ન્યાસીસંબંધી જ ધ્યાન સમજવું રાખવું ઘટે છે, કે એમને અન્ન, જલ અને કૌપીન તથા કમંડલુ શિવાય કંઈ પણ અધિક તો શું પણ ગૃહમાં વાસ સર ગોએ આપવો ઘટતો નથી એમને આ શિવાય અન્ય કંઈ પણ આપવું એ એમને અતીતને બદલે પતિત કરવાનું અને દાતાનું મોટામાં મોટું અકલ્યાણ કરવાનું પ્રથમ પંક્તિનું સાધન છે તેથી દાનપાત્ર ગૃહસ્થ ઉત્તમ બ્રાહ્મણો જ છે

આ દાનચર્ચાથી એ સિદ્ધ થયું કે ઉત્તમ દાન ગ્રહણ કરવાનો અધિકાર જીવન્મુક્ત ગૃહસ્થ મહાત્માઓ તથા તેમના વંશજોનો છે કેમકે દાન જીરવવાનું સામર્થ્ય એઓ જ ધરાવે છે વળી જેમને આવા ઉત્તમ પાત્રોની પોતાના અગાધ પુણ્યથી પ્રાપ્તિ થાય છે તેમણે દેશકાળનો વિચાર પણ અધિક કર્તવ્ય રહેતો નથી કેમકે જે ભૂમિમાં આ ઋષિ તુલ્ય પુરુષોના ચરણો ફરે તે કાશી કે ગયાથી પણ અધિક પવિત્ર દેશ છે અને જે સમયે એવા મહાપુરુષોના દર્શનનો લાભ પ્રાપ્ત થઈ દાનવૃત્તિનો ઉદય થાય છે તે સમય તે સંક્રાન્તિ, અષ્ટકાદિ પવિત્ર કાલકરતાં ઉત્તમ કાલ છે, તેથી જે ઉત્તમ દાનો આવા મહાપુરુષોને આપી શકાય તેવાં ઉત્તમ દાનો એમને આપવાં. અને જેમના પુણ્યસંસ્કાર આવા મહાત્માઓની પ્રાપ્તિ કરાવવા જેટલા ઉજ્જ્વલ નથી તેમણે વેદવિદ્યા, યોગવિદ્યા, આદિને જાણનાર તથા તદનુસાર બનતા પ્રયાસથી પ્રયત્ન કરનાર ધર્મશીલને આપવાં અને જે ભિક્ષુકઆદિ ઇતર પ્રાણીઓ છે તેમને અન્નવસ્ત્રાદિ આપી તેમના જીવનનું રક્ષણ કરવું તથા તેમનું ભિક્ષુકત્વ મટે એવી વ્યવસ્થા કરવા સાવધાન રહેવું માતા પિતાઆદિ સગાંઓ પણ દાન પાત્ર છે એ વિસ્મૃતિ કરવી ઘટતી નથી તેથી તેમને અર્થે જે દાનો યોગ્ય હોય તે તેમને જ આપવાં ઘટે છે અને આ સર્વ પ્રસંગે કીર્તિના લોભી છાપામાં નામ આણવા ખાતર બહાર મિથ્યા ઉદાર થઈ ખેંચવાનો આડંબર કરી પાતકી થતાં બચવું ઘટે છે

હવે દાનનું તૃતીય અંગ શ્રદ્ધા છે એ શ્રદ્ધાનું સ્વરૂપ જણાવવા માટે વર્ણન કરે છે કે,

शौच शुद्धिर्महामौनिरार्यिनो दर्शने तथा ।

सत्कृतिश्चानसूया च दाने श्रद्धेत्युदाहृता ॥

"શૌચ, શુદ્ધિ, દાનપાત્ર વ્યક્તિનું દર્શન થતાં અત્યંત પ્રીતિ, તેનો સત્કાર તથા અસૂયાનો અભાવ એ દાનના અંગરૂપ શ્રદ્ધા છે." આ શ્રદ્ધા તથા ભક્તિ એ બે મળીને દાનનો મુખ્ય હેતુ થાય છે માટે જ સ્મૃતિ કહે છે કે,

नाल्पत्वं वा बहुत्वं वा दानस्याभ्युदयावहम् ।
श्रद्धा भक्तिश्च दानानां वृद्धिश्रेयस्करे हि ते ॥

"દાનનું અલ્પત્વ અથવા બહુત્વ એ અભ્યુદય સાધનાર નથી પણ તે માટે તો શ્રદ્ધા અને ભક્તિની આવશ્યકતા છે; એ બે જ વૃદ્ધિ તથા શ્રેયસને સાધનાર છે." આ શ્રદ્ધાભક્તિરૂપ અંગની પ્રધાનપણે દાતાના હિતને માટે આવશ્યકતા છે. શ્રદ્ધાવિના દાન આપવામાં આવે અર્થાત્ શૌચ, શુદ્ધિ આદિ વિના દાન આપવામાં આવે તો જે દેય પદાર્થ હોય તેની પ્રાપ્તિ પ્રતિગ્રહીતાને થશે એમાં સંશય નથી તેથી એ દેય પદાર્થદ્વારા જે અર્થ એ પ્રતિગ્રહીતાનો સિદ્ધ થનાર છે તે તો થશે જ. જેમ જે લૌકિક વિહિત ધર્મને માટે દાન આપવામાં આવ્યું હોય છે અર્થાત્ આરામ, શાલા, ઔષધાલયાદિ રચાવવામાં ધનવ્યય કરવામાં આવ્યો હોય છે તો શ્રદ્ધાના અભાવથી એ શાલાઆદિની રચનામાં બહુ કરીને વાંધો આવતો નથી. પણ સર્વથા દાતાને દાનનું ફલ ન્યૂન થાય છે. અપ્રીતિથી આપેલું દાન દાતાના ચિત્તમાં દાહ કરે છે તથા તામસ દાનની પંક્તિમાં આવે છે. સત્કારવિનાનું તથા તિરસ્કારપૂર્વક કરેલું દાન પણ એ જ પંક્તિમાં આવે છે, એટલું જ નહિ પણ એ દાતાને ઉત્તમ પ્રતિગ્રહીતાની પ્રાપ્તિ થતી નથી. ઉત્તમ પ્રતિગ્રહીતા બહુ કરીને વિરાગવાન્ છે તેથી અયાચક વૃત્તિને સેવનાર પણ હોય છે તેથી તિરસ્કારપૂર્વક દાન કરનારને માથેથી વેઠ ઉતારવા માફક દાન કરવાનું રહ્યું તેથી આવા પ્રતિગ્રહીતાને દાન આપવાનો વારો એને આવતો નથી કેમકે એ તો જે પોતાની પાસે યાચનો આવે તેને તિરસ્કાર કરી દાન આપવાવાળો છે તેથી શ્રદ્ધારૂપ અંગ દાતાના શ્રેયસ્માટે ખાસ આવશ્યક છે. વળી દાતાએ વિચારવું ઘટે છે કે જ્યારે પદાર્થ આપી જ દેવો છે ત્યારે ચિત્તમાં બળાપો શેનો આપવો અને દાનના

ફલથી અથવા તેના અંશથી રહિત થવું અને દાન લેનારને ગ્લાનિમાં આણવો એ વધારે સારૂં છે કે પોતે પ્રસન્નતાથી આપી, પોતાને દાન આપવાનો અર્થાત્ દાનદ્વારા અન્યની સેવા કરવાનો સુયોગ શ્રીઇશ્વરકૃપાથી પ્રાપ્ત થયો તેથી ધન્યભાગ્ય માની દાનલેનારની પ્રસન્નતાદ્વારા તેના ખરા અંતઃકરણનો આશીર્વાદ પ્રાપ્ત કરવો અને દાનના પૂર્ણ ફલના અધિકારી થવું એ વધારે સારૂં છે આમ છતાં કેટલાકને પોતાના મંદપુણ્યવશાત્ એવો સ્વભાવ જ પડી ગયો હોય છે કે તેઓ સત્કારપૂર્વક તથા પ્રસન્નતાથી દાન કરી શકતા જ નથી. તો પછી એવા મનુષ્યોમાટે શ્રુતિ જણાવે છે તેમ अश्रद्धया देयम् શ્રદ્ધાવિના પણ એમણે દાન આપવું. કેમકે એ પ્રકારે દાન આપવાનો અભ્યાસ પડતા, દાનવશાત્ થયેલા પુણ્યના યોગે ઉત્તમ દાનનો અધિકાર એમને શ્રીઇશ્વિરકૃપાથી પ્રાપ્ત થાય છે. જેમ નિષ્કામ ઉપાસના જે કરી શકતો નથી તે પુરૂષે સકામ ઉપાસના કરવી કેમકે સકામ ઉપાસના પોતાના બલદ્વારા કાલ ક્રમે નિષ્કામ ઉપાસનાનો હેતુ થાય છે, તથા જેમ શુદ્ધ પ્રેમ જેનામાં ઉદય પામેલો નથી તેણે પોતાના પૂજ્ય પ્રતિ મલિન પ્રેમ પણ રાખવો ઉચિત ઠરે છે કેમકે એ મલિન પ્રેમ ક્રમવડે મલિનતાથી રહિત થઇ પ્રેમમાત્રમા પર્યવસાન પામે છે, તે જ પ્રમાણે દાનના સંબંધમાં પણ છે કે ઉત્તમ દાનનો અધિકાર જેને પ્રાપ્ત નથી તેણે પોતાના અધિકારાનુસાર ઉતરતું દાન કરવું, પણ આપણો અધિકાર ઉત્તમ દાન કરવાનો નથી એમ વિમાસી ઉદ્વેગ ધરી દાનથી રહિત થવું ઘટતું નથી, કેમકે એમ કરનારને ઉચ્ચ અધિકારની પ્રાપ્તિ થવાનો યોગ આવતો જ નથી પણ ઉલટો પોતાનો પ્રાપ્ત અધિકાર પણ ક્રિયાદ્વારા પુષ્ટ નહિ થવાથી નિર્બલ થઇ જાય છે અને એ પુરૂષ એથી ઉતરતા અધિકારમા આવી જાય છે. તેથી બને ત્યા સુધી શ્રદ્ધાથી દાન કરવુ એ દાતાના પોતાના શ્રેયસ્‌ની વાત છે અને તેમ નહિ જ બને તો શ્રદ્ધાવિના પણ દાન કરવું.

ઉપર આપવામાં આવેલાં સ્મૃતિવચનનું પણ એ જ તાત્પર્ય છે. એ સ્મૃતિવચન સ્પષ્ટ કહે છે કે વૃદ્ધિ અને શ્રેયસ્‌ને માટે અલ્પત્વ તથા બહુત્વ

કારણરૂપ નથી પણ એના હેતુરૂપ શ્રદ્ધા છે. સમાજના હિતપ્રતિ જોતાં અલ્પત્વ અને બહુત્વને એ સાથે ઘણો સબંધ છે. જો પાત્રને દાન અપાયું હોય છે અને તે તે બહુત્વવાળું હોય છે તો તે ઘણું હિતસાધક થાય છે અને કુપાત્રને બહુત્વવાળું દાન અપાયું હોય છે તો તે મોટા અનર્થ કરનાર થઇ પડે છે કેમકે એથી કુપાત્રના હસ્તમાં અન્યને હાનિ કરવાનું એક મોટું શસ્ત્ર પ્રાપ્ત થાય છે. તેથી દાતાના અભ્યુદય તથા શ્રેયસરૂપ અર્થના સંબંધે જ શ્રદ્ધાની આવશ્યકતા સ્મૃતિ ગણે છે એ સિદ્ધ થાય છે.

હવે દાનનું ચતુર્થ અંગ દેય છે તેપ્રતિ જોઇએ. ત્યાં દેય એટલે દાનમાં આપવાના પદાર્થના સંબંધમાં સામાન્ય વિચારો તો પૂર્વે કરી ગયા છીએ તેથી બાકી ઓછું રહે છે. દાતાનો જીવ, મન અને શરીર એ સર્વ દેયરૂપ થઇ શકે છે એ પૂર્વે સૂચવ્યું છે. એ શિવાય દાતાનું જેનાપર સ્વામિત્વ હોય છે તે દેયરૂપ થઇ શકે છે અને એ દેય જ પ્રસ્તુત દાનનો વિષય છે. દેય સામાન્યનું લક્ષણ કરતાં શ્રીદેવલઋષિ કહે છે કે,

आचाराबाधमक्लेशं स्वयत्नेनार्जितं धनम् ।
स्वल्पं वा विपुलं वाऽपि देयमित्यभिधीयते ॥

" પોતાના આચારને બાધ કરનાર નહિ હોય તથા જે ક્લેશ કરનાર નહિ હોય તથા પોતે પરાક્રમ કરી સંપાદન કર્યું હોય એવું અલ્પ કે વધારે જે ધન તે દેય કહેવાય છે. " અત્ર ધન શબ્દ અન્ય દેયનો સમાવેશ કરનાર છે. એ જ ઋષિ કહે છે કે,

यद्यत्र दुर्लभं द्रव्यं यस्मिन्कालेऽपि वा पुनः ।

" જે પદાર્થ જે સ્થલે દુર્લભ હોય તથા જે કાલમાં દુર્લભ હોય તે પદાર્થ તે સ્થલે તથા તે કાલે દેય ગણાય છે. " શ્રીભવિષ્યોત્તરમાં દેયનું સ્વરૂપ જણાવ્યું છે કે,

यद्यदिष्टं विशिष्टं च न्यायप्राप्तं च यद्भवेत् ।
तत्तद्गुणवते देयमित्येतद्दानलक्षणम् ॥

" જે જે પદાર્થ ઇષ્ટરૂપ હોય તથા કંઇ વિશેષતાવાળો હોય તથા ન્યાય-

પુરઃસર ઉપાર્જન કરેલો હોય તે સર્વ ગુણવાનને આપી શકાય છે—એ દેયનું લક્ષણ છે. " શ્રીવિષ્ણુધર્મોત્તર ગ્રંથમાં કહ્યું છે કે

यस्योपयोगि यद्द्रव्यं देयं तस्यैव तद् भवेत् ॥

" જે પદાર્થનો જેનો ઉપયોગ છે તેને તે પદાર્થ દેય છે. " શ્રીભવિષ્યોત્તરમાં આ જ રીતે પાત્રવિશેષથી દેયવિશેષનું કથન છે. ત્યાં કહ્યું છે કે,

तथा द्रव्यविशेषांश्च दद्यात्पात्र विशेषतः ।
आर्तानामन्नदानं च गोदानं च कुटुम्बिने ॥
तथा प्रतिष्ठाहीनानां क्षेत्रदानं विशिष्यते ।
सुवर्णं याजकानां च विद्यां चोर्ध्वरेतसाम् ॥
कन्यां चैवानपत्यानां ददतां गतिरुत्तमा ॥

" પાત્રવિશેષને દ્રવ્યવિશેષ આપવું ઘટે છે. જે પુરુષો ક્ષુધાર્તને અન્ન આપે છે, કુટુંબી બ્રાહ્મણને ગાયો આપે છે, પ્રતિષ્ઠારહિત થયેલાને ગૃહક્ષેત્રાદિ આપે છે, યજન કરાવનારને સુવર્ણ આપે છે, બ્રહ્મચર્ય પાળનારને વિદ્યા આપે છે અને સંતાનરહિતને કન્યા આપે છે તેઓ ઉત્તમ ગતિને પામે છે. " શ્રીસ્કંદપુરાણમાં પણ

श्रान्तस्य यानं तृषितस्य पानमन्नं क्षुधातस्य नरो नरेन्द्र ।
दद्याद् विमानेन सुरांगनाभिः संस्तूयमानं त्रिदिवं नयन्ति ॥

" જે શ્રમથી પીડિત થયેલો છે તેને હે રાજન્ ! માણસે વાહન આપવું, જે તૃષાથી પીડિત થયો છે તેને જળ અને ક્ષુધાર્તને અન્ન આપવું. આ પ્રમાણે અપાયેલાં દાનો દાતાને દિવ્યાંગનાથી સ્તવન થતા સ્વર્ગને પ્રાપ્ત કરે છે. "

આ સર્વ પ્રમાણોથી એ સ્પષ્ટ થાય છે કે દેય પદાર્થમાં ધન વિદ્યા, કન્યા, ગાય, અશ્વઆદિ વ્યવહારોપયોગી પશુઓ, અન્ન, જળ, ક્ષેત્ર, સુવર્ણ રજત આદિ ધાતુઓ–વગેરે સર્વ પદાર્થોનું ગ્રહણ થાય છે તથા એ દેય પદાર્થની ઉત્તમતા પાત્રપરત્વે, દેશપરત્વે તથા કાલપરત્વે નિર્ણય કરવામાં આવે છે તથાપિ એટલું સહજ વિચારથી સિદ્ધ થાય છે કે બ્રહ્મવિદ્યાનું દાન એ અત્યંત શ્રેષ્ઠ છે કેમકે એનાથી મોટે ભુવનમાં કોઇ પણ શ્રેષ્ઠ પદાર્થ નથી. જેને બ્રહ્મવિ-

ધાનું દાન કરવામાં આવે તે કદાપિ પુનઃ ભિક્ષુક થતો નથી તથા જન્મમરણ તથા સર્વ દુઃખોથી સદા માટે રહિત થઇ રહે છે. તેથી તત્ત્વવિદ્યાનું દાન શ્રેષ્ઠ છે છતાં એ દાન પ્રાપ્ત કરનાર અધિકારીઓ સ્થલે સ્થલે હોતા નથી. પણ દેય પદાર્થપ્રતિ જોતાં એ સૌથી શ્રેષ્ઠ છે તેથી તત્ત્વવિદ્યાને આપનાર મહાત્મા અનુપમ દાતા છે. એ દાનની તુલના કરે એવું વિશ્વમાં કોઇ પણ નથી તેથી એ દાતાનો પ્રત્યુપકાર કોઇ પણ સાધનથી કોઇ કાલે પણ દાન લેનાર ધારે તોપણ વાળી શકે એમ નથી.

એથી ઉતરતું દાન તે કન્યાનું દાન છે. કન્યા એ સચેત પદાર્થ છે અને સચેત પદાર્થની તુલના જડ પદાર્થ કરી શકે એમ નથી તેથી કન્યાદાનને શાસ્ત્રમાં મોટી પદવી આપી છે. પણ એ કન્યાનું તે દાન જ હોવું જોઇએ અર્થાત્ ધર્મદાન જ હોવું જોઇએ; તાત્પર્ય કે સર્વ અંગોથી વિશિષ્ટ એ દાન હોવું જોઇએ નહિ તો દાતાને તથા સમાજને અનર્થકર થઇ રહે છે. હાલ જે કન્યાઓ પરણાવવામાં આવે છે તે કન્યાદાનમાં ગણાય કે નહિ એ સહજ વિચારથી અત્યારસુધી કરેલી દાનના સંબંધી ચર્ચાથી સ્પષ્ટ થાય એમ છે તથા અધિક વિચાર અપ્રસ્તુત છે તેથી વિસ્તારમાં ઉતરતા નથી. છતાં એટલુ જણાવવું જોઇએ કે લોકો પોતાની અજ્ઞાનતાથી ભલે કન્યાદાન એને સમજે, પણ શાસ્ત્રદૃષ્ટિથી તથા વિચારથી ઘણે ખરે સ્થળે કન્યાદાન થતું નથી પણ કાં તો માતાપિતા પોતાને માથેથી ભાર ઉતારે છે અથવા તો પોતે દાન આપનારને બદલે દાન લેનાર થઇ બેસે છે અથવા શાસ્ત્રીય દાનના અંશવિનાનો લોકવ્યવહાર માત્ર સાધે છે.

કન્યાદાનની પંક્તિનું જ અથવા એથી ઉતરતું તે વિદ્યાદાન છે. વિદ્યાદાનમાં મુખ્ય વેદવિદ્યાનું દાન છે અને તેથી ઉતરતું તે અન્ય વિદ્યાનું દાન છે. અન્ય વિદ્યાઓમાં જે વિદ્યા દાન લેનારનું તથા સમાજનું જેટલે અંશે હિત સાધનાર હોય છે તેટલે અંશે તે ઉત્તમ છે અને જે વિદ્યાઓ દાન લેનારનું તથા જનસમાજનું કેવળ અહિત જ સાધનાર થઇ પડે એમ હોય છે તે વિદ્યાનું દાન અધર્મ દાન છે અર્થાત્ નિષિદ્ધ છે. હાલ જે પાઠશાળામાં માસિક ....

ફી લઈ ભણાવવાની પદ્ધતિ ચાલે છે એમાં દાનના અંશ છે પણ તે ઘણે અંશે ન્યૂન છે. યથાર્થ વિદ્યાદાન હાલ ક્વચિત્ ક્વચિત્ જ દૃષ્ટિએ પડે છે. છતાં જ્યાં એ દાન અપાય છે ત્યાં એ શ્રેષ્ઠ છે કેમકે વિદ્યાવશાત્ વિશ્વમાં સર્વ પદાર્થની પ્રાપ્તિ થઈ શકે છે. તેથી વિદ્યાનું દાન આપનાર અમુક પદાર્થ વિશેષ આપતો નથી પણ તે તે વિદ્યાથી સધાતા સર્વ પદાર્થો આપે છે. માટે ઇતર દાનો કરતા વિદ્યાદાન શ્રેષ્ઠ છે.

અન્ય પદાર્થો ઘણું કરીને એકબીજાના રૂપમાં દર્શાવી શકાય એવા છે તેમાં તેમાં જે પદાર્થ અધિક મૂલ્યવાળો હોય તે સામાન્ય રીતે અધિક ગણાય છે અને અન્ય તેની તુલનાથી હીન ગણાય છે. આ જ કારણથી શ્રીદેવલઋષિ કહે છે કે

अन्नविद्यावधूवस्त्रगोभूरुक्माश्वहस्तिनाम् ।
दानान्युत्तमदानानि उत्तमद्रव्यदानतः ॥
विद्याच्छादनं वासः परिभोगौषधानि च ।
दानानि मध्यमानीति मध्यमद्रव्यदानतः ॥
उपानत्प्रेष्ययानानि छत्रपात्रासनानि च ।
दीपकाष्ठफलादीनि चरमं बहुवार्षिकम् ॥

"અન્ન, વિદ્યા, કન્યા, વસ્ત્ર, ગાય, ભૂમિ, સુવર્ણ, અશ્વ અને હસ્તિ ઇત્યાદિ શ્રેષ્ઠ પદાર્થોનાં દાન તે ઉત્તમ દાન છે, વસ્ત્ર, આચ્છાદન, પરિભોગ, ઔષધ આદિ મધ્યમ પદાર્થનાં દાન તે મધ્યમ દાનો છે અને ઉપાનહ્, પ્રેષ્ય, યાન, છત્ર, પાત્ર, આસન, દીપ, કાષ્ઠ, ફલાદિ નિકૃષ્ટ પંક્તિના પદાર્થોનાં દાન તે તેથી ઉતરતાં દાનો છે અને ફલાદિનું દાન જે કરવું તે ઘણા વર્ષપર્યન્ત કરવું ઘટે છે." શ્રીમનુ કહે છે કે

वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षयमन्नदः ।
तिलप्रदः प्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥
भूमिदो भूमिमाप्नोति दीर्घमायुर्हिरण्यदः ।
गृहदोऽग्र्याणि वेश्मानि रूप्यदो रूपमुत्तमम् ॥

वासोदश्चन्द्रसालोक्यमश्विसालोक्यमश्वदः ।
अनडुहः श्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् ॥
यानशय्याप्रदो भार्यामैश्वर्यमभयप्रदः ।
धान्यदः शाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्मसार्ष्टिताम् ॥
सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥

" જલદાન કરનાર તૃપ્તિને પામે છે, અન્નદાન કરનાર અક્ષય સુખને પામે છે, તિલ આપનાર ઇચ્છિત પ્રજાને તથા દીપદાન કરનાર ઉત્તમ ચક્ષુને પામે છે. ભૂમિદાન કરનારને ભૂમિ, હિરણ્યદાન કરનારને દીર્ઘ આયુષ્ય, ગૃહદાન કરનારને ઉત્તમ ગૃહ અને રૂપાનું દાન કરનારને ઉત્તમ રૂપ પ્રાપ્ત થાય છે. વસ્ત્રદાન કરનાર ચંદ્રસાલોક્યને અને અશ્વદાન કરનાર અશ્વિનના સાલોક્યને પામે છે, બળદનું દાન કરનાર પુષ્કળ લક્ષ્મીને અને ગોદાન કરનાર બ્રહ્મના સ્વર્ગને પામે છે. વાહન તથા શય્યા આપનાર સ્ત્રીને, અભય આપનાર ઐશ્વર્યને, ધાન્ય આપનાર શાશ્વત સુખને અને બ્રહ્મદાન કરનાર શાશ્વત બ્રહ્મને પામે છે. સર્વ દાનો માત્રમાં બ્રહ્મદાન એ સર્વોત્તમ દાન છે. " આ જે શ્લોક કહ્યાં છે તે ઉપરના અર્થ તો બહુ કરીને કામ્ય દાનોના છે તેથી એ રૂપમાં જ ગ્રહણ કરવાના છે અને તે સાથે એ પણ સ્મરણ રાખવાનું છે કે એ દાનોને યથાવિધિ તથા યથાપ્રમાણ કરવાં જોઇએ તો જ આ શ્લોકો ઉત્તમ કરે છે. તેથી પાંચ ટીપાં પાણી આપીને તૃપ્તિરૂપ ફલની આશા રાખવી, શેર અન્ન આપી અક્ષય સુખની આશા રાખવી, તિલના બે કણ આપી ઉત્તમ પુત્રોની પ્રાપ્તિની આશા રાખવી, એક રતિ સુવર્ણ આપી શતવર્ષના આયુષ્યની આશા રાખવી ઇત્યાદિ સર્વ હાસ્યાસ્પદ છે. અત્ર વચનોથી એ જ અર્થ જણાવવા માગ્યો છે કે દેયની ન્યૂનાધિકતાથી ફલની ન્યૂનાધિકતા થાય છે. તેથી દેયના વર્ગીકરણમાં એ પણ લક્ષમાં રાખવું પડે છે.

આ પ્રસ્તુત દેય પદાર્થોમાં યદ્યપિ ગો, અન્નઆદિ પદાર્થો ઉત્તમ હોવાથી એને ઉત્તમ દેયમાં ગણ્યા છે પણ એ નિયમ સામાન્ય નિયમ છે. દેશ, કાલ તથા પાત્રપરત્વે, જે ઉત્તમ હોય છે તે અધમ થઇ રહે છે, અને અધમ દાન

ગેય છે તે ઉત્તમ થઇ રહે છે, કેમકે દેયની ન્યૂનાધિક્યતા હિત કરવાની તેની શક્તિ ઉપર આધાર રાખે છે વળી દાતાની સંપત્તિઉપર પણ દેયની ન્યૂનાધિક્યતાનો આધાર રહે છે, અર્થાત્ જે દાન દાતાને જેટલે અંશે વિરાગ કરનાર થઇ રહે છે તેટલે અંશે તે દાન ઉત્તમ છે આ કારણથી એક લક્ષાધિપતિ એક સહસ્ર રૂપીઆનુ દાન કરે તે કરતા એક ભિક્ષુક પોતાનુ પેટ ભરાય એટલા રોટલામાથી એક કકડો અન્યને આપે તો આ દ્વિતીયદાન દાતાના પક્ષે ઉત્તમ છે, કારણ કે લક્ષાધિપતિને પોતાના આવશ્યક વ્યવહારમા લક્ષ રૂપીઆની જરૂર નથી અને તેથી એ પોતાને નકામા પડી રહેલા રૂપીઆમાથી અન્યને આપે છે તેથી એ લક્ષાધિપતિને એ દાન આપવામા વિરાગ વૃત્તિ હોવાની જરૂર રહેતી નથી અને પેલા ભિક્ષુકને હોય છે પૂર્વે એ વિસ્તારથી દર્શાવી ગયા છીએ કે દાન વિરાગ દ્વારા મોક્ષનો હેતુ છે તેથી વિરાગજનક દાન દાતાના શ્રેયને માટે ઉત્તમ છે આ નિયમના અનેક ઉદાહરણો રહેલાથી પ્રાપ્ત થઇ શકે એવા છે તેથી એ સબંધમા અધિક કહેવાની જરૂર નથી વિરાગ ઉત્પન્ન કરનાપણુ એ હેતુનુ સ્મરણ રાખી દાતાએ પોતે જ દાનની ન્યૂનાધિક્યતાનો નિશ્ચય કરવો એટલે તકોન અમુક દાન કરી શકાતુ છે તે સમજાશે દાન તો ખરૂ તે જ છે કે જે શ્રવણ કરી શ્રોતાના રોમાંચ ખડા થાય છે ઇતર દાનો આની તુલનાથી દાનનામ માત્રને ધારણ કરનાર છે આવા ખરા દાનના કરનાર દાનવીર પુરુષોના પુણ્ય ચરિતો શાસ્ત્રમા પ્રસિદ્ધ છે કર્ણે પ્રતિદિવસે દાનનો નિયમ રાખ્યો હતો અને પોતાની સાથે જન્મેલા કવચ અને કુંડલ કે જે પોતાનુ રક્ષણ કરનાર હતા તે પણ જ્યારે ઇન્દ્ર બ્રાહ્મણના વેશમા યાચના આવ્યા ત્યારે એમણે ઉતારી આપી પોતાનુ મરણ સ્વીકાર્યું છે પણ દાનના નિયમનો ભંગ કીધો નથી શ્રીપરશુરામે મહાપરાક્રમે પોતાના બાહુબળથી જીતી આખી પૃથ્વીનુ દાન બ્રાહ્મણને ક્ષણમાત્રમા આપી દીધુ છે માઘ કવિમાટે પણ એવુ કહેવાય છે કે એક સમયે એની પાસે ખાવાને અન્નસરખુ પણ નહોતુ તે સમયે એની પત્નીના આગ્રહથી એણે એક શ્લોક લખી શ્રીભોજ રાજાપાસે મોકલ્યો અને કહ્યુ કે હુ જાતે તો યાચના જતુ કિંચિત માગતો નથી પણ આ શ્લોક તારી ઇચ્છા છે તો ભોજરાજા

ને બતાવજે એટલે તને કંઇ પણ આપશે. એ શ્લોક લઇ બ્રાહ્મણી સ્ત્રી ભોજ રાજા પાસે ગઇ અને એ શ્લોક વાંચી ઉદારચરિત ભોજ રાજાએ એક લક્ષ મુદ્રા એ બાઇને દાનમાં આપી છે. પાછા વળતાં એ સ્ત્રીની સાથે એટલે તો ભિક્ષુક થયાં કે તેમને દાન આપતાં એ સ્ત્રીપાસે કંઇ પણ શેષ રહ્યું નહિ અને ગઇ હતી શ્લોક સાથે અને આવી સાવ શૂન્ય હાથે. આ પ્રકારની સ્થિતિ જોઇ ભોજે પૂછ્યું અને સ્ત્રીએ યથાસ્થિત વૃત્તાન્ત કહ્યો તેથી ભોજ અત્યંત પ્રસન્ન થયો છે. આ આખ્યાયિકામાં સ્ત્રીનું ઔદાર્ય જોવાનું છે કે પોતે ઉપવાસ કરવાનો સમય વેઠ્યો છે અને પાછું તરત ધન મળે એવો યોગ નથી એ જાણવા છતાં, એક બે નહિ, દશ સહસ્ર નહિ પણ લક્ષ મુદ્રા દાનમાં આપી દીધી છે. કદાચ કવિની આમાં અતિશયોક્તિ હશે તોપણ દાનવીરનું સ્વરૂપ એથી સ્પષ્ટ થાય છે એ નિર્વિવાદ છે. આ વગેરે અન્ય અનેક દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે. આવા દાતા થવાનું જ સત્પુરુષો સૂચવે છે અને એવાને ઉદ્દેશીને જ “ જન્મ આપ તો આપજે, દાતા ભક્ત કે શૂર, નહિ તો રહેજે વાંઝણી, મત ગમાવે નૂર” એ પ્રચલિતવાક્ય આવેલું છે.

કદાચ કોઇને શંકા થશે કે આ પ્રમાણે દાતા થવામાં તો પોતાને માટે ઘરબાર કે ખાવાપીવાનું પણ નહિ રહે તેમ પોતાના કુટુંબને ભરણપોષણ કરવાના ધર્મથી ભ્રષ્ટ થવાય. શાસ્ત્રમાં પણ કુટુંબને પીડીને આપવાનું ના કહ્યું છે. યાજ્ઞવલ્ક્ય કહે છે કે.

स्वकुटुंबाविरोधेन देयं दारसुतादृते ।
नान्वये सति सर्वस्वं यच्चान्यस्मै प्रतिश्रुतम् ॥

“સ્ત્રી અને પુત્રસિવાય, પોતાના કુટુંબને જેથી વિરોધ-પીડા-નહિ થાય તેવી રીતે અન્ય દાનમાં આપવું; જેનો વંશ ચાલે છે તેણે સર્વસ્વ નહિ આપવું તથા જે બીજાને મનથી વા વાણીથી અર્પણ કરાયું છે તે અન્યને નહિ આપવું.” શ્રીબૃહસ્પતિ પણ કહે છે કે પોતાના કુટુંબનેમાટે અન્નવસ્ત્ર રાખી અન્ય જે કંઇ રહે તે દાનમાં આપવું. તેથી આ સર્વસ્વદાનનો વિધિ શાસ્ત્રવિરુદ્ધ છે.”

આ પ્રમાણે જો કોઈને શંકા થાય તો તે યોગ્ય નથી. કારણ કે સાધારણ રીતે તો પોતાના માનેલા એક પદાર્થનો પણ અન્યને માટે ત્યાગ કરવો એ કઠિણ કાર્ય છે. પોતાનું રક્ષણ, પોતાના માનેલા સ્ત્રીપુત્રાદિનું રક્ષણ એ તો સર્વ જ કરે છે. અર્થાત્ એ રાગપ્રાપ્ત કાર્ય છે. જે રાગપ્રાપ્ત કાર્ય છે તેનો વિધિ શાસ્ત્રમાં હોતો નથી. પોતાને દુઃખ થાય તો કલ્પાંત કરવું એવું વિધાન શાસ્ત્રમાં હોવા જ અસંભવ છે કેમકે એ તો રાગપ્રાપ્ત થાય છે. દુઃખ થાય એટલે તે દુઃખને મટાડવા ઇચ્છા કરવી એવું વિધાન શાસ્ત્રમાં મળશે નહિ કેમકે એ રાગપ્રાપ્ત છે. તે જ પ્રમાણે સર્વસ્વ દાનને ન કરવું એ તો રાગપ્રાપ્ત છે તેથી એવો વિધિનિષેધ શાસ્ત્રમાં હોવા જ સંભવ નથી. માટે ઉપર ઉદાહરણમાં આપેલાં શાસ્ત્રવચનો છે તેનું સર્વસ્વદાનના નિષેધમાં તાત્પર્ય લેવું કેવલ અનુચિત છે કેમકે પ્રાપ્તિપૂર્વક જ નિષેધ થાય છે. તેથી એનો અર્થ એ જ છે કે ગમે તેને સર્વસ્વ દાન ન કરવું અથવા કુટુંબપ્રતિ દ્વેષથી સર્વસ્વ દાન ન કરવું. આ જ હેતુથી શ્રીવ્યાસ ભગવાન્ સ્પષ્ટ કહે છે કેઃ—

कुटुंबं पीडयित्वाऽपि ब्राह्मणाय महात्मने ।
दातव्यं भिक्षवे चान्नमात्मनो मूतिमिच्छता ॥

"જે પુરુષ પોતાનું શ્રેયસ્ ઇચ્છે છે તેણે કુટુંબને પીડા થતીહોય તોપણ મહાત્મા બ્રાહ્મણને દાન આપવું અને ભિક્ષુકને અન્ન આપવું." તેથી સર્વસ્વદાનનો નિષેધ બાધકરૂપે રહેતો નથી. વળી આવું યથાર્થ દાન કરનાર પુરુષ આરૂઢ વિરાગવાળો જ હોવો ઘટે છે. અન્યથી એ દાન થઇ શકે એમ જ નથી તેથી વિરાગના સામર્થ્યથી એને સર્વ પદાર્થો પુનઃ પ્રાપ્ત કરવાની સત્તા હોય છે તેથી ખરું જોતાં તો કુટુંબને પીડા થવાનો યોગ જ આવતો નથી. જે શ્રીઈશ્વરના ખરા ભક્તો છે તેના યોગક્ષેમનું નિર્વહણ સમર્થ શ્રીઇષ્ટ જ કરે છે તેથી આવું દાન કરવાનું સામર્થ્ય જેનામાં છે તેને કુટુંબમાટે લેશ પણ ચિન્તા રહેતી જ નથી, અને તેનું કુટુંબ ક્ષુધારૂપાથી ,મરણ,પણ પામતું નથી કે જેથી કોઇ રીતે એને પાપની છાયા પણ પ્રાપ્ત થાય. માટે જે દાનવીર પુરુષને આવું દાન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું છે તેણે પોતાના ઉપર શ્રીઇષ્ટનો પરમ અ-

નુમંદ થયો છે એ નિશ્ચય જાણી મહાત્મા જીવન્મુક્ત બ્રાહ્મણોને આવું દાન આપવામાં લેશ પણ શંકાશીલ થઈ સંકોચ કરવા જેવું રહેતું નથી. જેમને આવું સામર્થ્ય પ્રાપ્ત થયું નથી તેમણે તો આ પુરુષની પ્રવૃત્તિ સદોષ છે કે નિર્દોષ છે એ અભિપ્રાય આપવાનો જ અધિકાર નથી, કારણ કે જે કોટિવિષે એ વિચારે છે તે એના અનુભવની બહાર છે.

હવે પંચમ અને ષષ્ઠ અંગરૂપે દેશ અને કાલ છે. એ સંબંધમાં સામાન્ય રૂપે તો પૂર્વે પ્રતિપાદન થઈ ગયું છે કે દેશકાલપરત્વે ઉત્તમ દાન હીન થઈ રહે છે અને હીન ઉત્તમતાને પામે છે. શ્રીદેવલઋષિ કહે છે કે "અવસ્થા, દેશ, કાલ, પાત્ર અને દાતાની સંપત્તિને અનુસરીને, જે દાન અન્યથા શ્રેષ્ઠ છે તે પ્રસંગે હીન પંક્તિમાં આવે છે અને જે હીન છે તે શ્રેષ્ઠ પણ થઈ રહે છે." તેથી સ્પષ્ટ રીતે દેશ અને કાલ એ પણ દાનવિષયમાં વિચારણીય અંગ છે. સામાન્ય રીતે તો પવિત્ર દેશ અને સુમુહૂર્તરૂપ કાલ જે પ્રશંસાપાત્ર છે, રાત્રિનો સમય નૈમિત્તિક દાનશિવાય અન્ય દાન માટે નિષિદ્ધ છે, છતાં આ નિયમ સાધારણ છે એ લક્ષની બહાર જવા દેવું ઉચિત નથી. જે સ્થલે મહાત્મા બ્રાહ્મણરૂપ ઋષિમુનિનાં ચરણો ફરેલાં છે એ દેશને તથા જે સમયે એમનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય તે સમયને પવિત્ર ગણવામાં પ્રતિબંધ લેશ પણ નથી. કેમકે દાનવૃત્તિને શમી જતાં વિલંબ થતો નથી તેથી દેશ યોગ્ય નથી, સમય બહુ અનુકૂલ નથી એવા મિથ્યા ભ્રમને વશ થઈ દાનવૃત્તિને લંબાવ લંબાવ કરવી એ અંતઃકરણનું સ્વરૂપ ન જાણનારનું કામ છે. વળી જેમણે નિષ્કામપણે ધર્મદાન જ પોતાના વાસ્તવ શ્રેયસ્‌ને અર્થે કરવું છે તેમને માટે દેશકાલનો પ્રતિબંધ લેશ પણ આવતો જ નથી. દેશકાલની ખાસ વ્યવસ્થા આ દાનથી ભિન્ન કામ્ય આદિ દાનોમાં જ ખાસ કરીને જેવાની હોય છે. તેથી એ સંબંધમાં અધિક વિસ્તાર કરવા જરૂર નથી.

આ પ્રમાણે આ છએ અંગમાં જે પૂર્ણ દાન છે તે ઉત્તમ દાન છે અને બને ત્યાં સુધી એ પૂર્ણ દાન કરવાનો અભ્યાસ સર્વએ પાડવો પડે છે. જેમનાથી તે ન બની શકે તેણે ભલે એક વા અધિક અંગમાં ન્યૂન દાન દાનના

આ પ્રમાણે જો કોઇને શંકા થાય તો તે યોગ્ય નથી. કારણ કે સાધારણ રીતે તો પોતાના માનેલા એક પદાર્થનો પણ અન્યને માટે ત્યાગ કરવો એ કઠિણ કાર્ય છે પોતાનું રક્ષણ, પોતાના માનેલા સ્ત્રીપુત્રાદિનુ રક્ષણ એ તો સર્વે જ કરે છે અર્થાત્ એ રાગપ્રાપ્ત કાર્ય છે જે રાગપ્રાપ્ત કાર્ય છે તેનો વિધિ શાસ્ત્રમા હોતો નથી પોતાને દુ ખ થાય તો કરપાત કરવુ એવુ વિધાન શાસ્ત્રમા હોવા જ અસંભવ છે કેમકે એ તો રાગપ્રાપ્ત થાય છે દુ ખ થાય એટલે તે દુ ખને મટાડવા ઇચ્છા કરવી એવું વિધાન શાસ્ત્રમા મળશે નહિ કેમકે એ રાગપ્રાપ્ત છે તે જ પ્રમાણે સર્વસ્વ દાનને ન કરવુ એ તો રાગપ્રાપ્ત છે તેથી એવો વિધિનિષેધ શાસ્ત્રમા હોના જ સભવ નથી માટે ઉપર ઉદાહરણમા આપેલા શાસ્ત્રવચનો છે તેનુ સર્વસ્વદાનના નિષેધમા તાત્પર્ય લેવુ કેવલ અનુચિત છે કેમકે પ્રાપ્તિપૂર્વક જ નિષેધ થાય છે તેથી એનો અર્થ એ જ છે કે ગમે તેને સર્વસ્વ દાન ન કરવુ અથવા કુટુબપ્રતિ દ્વેષથી સર્વસ્વ દાન ન કરવુ આ જ હેતુથી શ્રીવ્યાસ ભગવાન્ સ્પષ્ટ કહે છે કે —

कुटुंब पीडयित्वाऽपि ब्राह्मणाय महात्मने ।
दातव्य भिक्षवे चान्नमात्मनो भूतिमिच्छता ॥

'જે પુરૂષ પોતાનુ શ્રેયસ્ ઇચ્છે છે તેણે કુટુબને પીડા થતીહોય તોપણ મહાત્મા બ્રાહ્મણને દાન આપવુ અને ભિક્ષુકને અન્ન આપવુ તેથી સર્વસ્વદાનનો નિષેધ બાધકરૂપે રહેતો નથી વળી આવુ યથાર્થ દાન કરનાર પુરુષ આરૂઢ વિરાગવાળો જ હોવો ઘટે છે અન્યથી એ દાન થઇ શકે એમ જ નથી તેથી વિરાગના સામર્થ્યથી એને સર્વ પદાર્થો પુન પ્રાપ્ત કરવાની સત્તા હોય છે તેથી ખરૂ જોતા તો કુટુબને પીડા થવાનો યોગ જ આવતો નથી જે શ્રીઇશ્વરના ખરા ભક્તો છે તેના યોગક્ષેમનુ નિર્વહણ સમર્થ શ્રીઇષ્ટ જ કરે છે તેથી આવુ દાન કરવાનુ સામર્થ્ય જેનામા છે તેને કુટુબમાટે લેશ પણ ચિન્તા રહેતી જ નથી અને તેનુ કુટુબ ક્ષુધાતૃષાથી મરણ પણ પામતુ નથી કે જેથી કોઇ રીતે એને પાપની છાયા પણ પ્રાપ્ત થાય માટે જે દાનવીર પુરૂષને આવુ દાન કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત થયુ છે તેણે પોતાના ઉપર શ્રીઇષ્ટનો પ્રેમ અ

`

તુમેહ થયો છે એ નિશ્ચય જાણી મહાત્મા જીવન્મુક્ત બ્રાહ્મણોને આવું દાન આપવામાં લેશ પણ શંકાશીલ થઇ સંકોચ કરવા જેવું રહેતું નથી. જેમને આવું સામર્થ્ય પ્રાપ્ત થયું નથી તેમણે તો આ પુરુષની પ્રવૃત્તિ સદોષ છે કે નિર્દોષ છે એ અભિપ્રાય આપવાનો જ અધિકાર નથી, કારણ કે જે કોટિવિષે એ વિચારે છે તે એના અનુભવની બહાર છે.

હવે પંચમ્ અને ષષ્ઠ અંગરૂપે દેશ અને કાલ છે. એ સંબંધમાં સામાન્ય રૂપે તો પૂર્વે પ્રતિપાદન થઇ ગયું છે કે દેશકાલપરત્વે ઉત્તમ દાન હીન થઇ રહે છે અને હીન ઉત્તમતાને પામે છે. શ્રીદેવલઋષિ કહે છે કે "અવસ્થા, દેશ, કાલ, પાત્ર અને દાતાની સંપત્તિને અનુસરીને, જે દાન અન્યથા શ્રેષ્ઠ છે તે પ્રસંગે હીન પંક્તિમાં આવે છે અને જે હીન છે તે શ્રેષ્ઠ પણ થઇ રહે છે." તેથી સ્પષ્ટ રીતે દેશ અને કાલ એ પણ દાનવિષયમાં વિચારણીય અંગ છે. સામાન્ય રીતે તો પવિત્ર દેશ અને સુમુહૂર્તરૂપ કાલ જે પ્રશંસાપાત્ર છે, રાત્રિનો સમય નૈમિત્તિક દાનશિવાય અન્ય દાન માટે નિષિદ્ધ છે, છતાં આ નિયમ સાધારણ છે એ લક્ષની બહાર જવા દેવું ઉચિત નથી. જે સ્થલે મહાત્મા બ્રાહ્મણરૂપ ઋષિમુનિનાં ચરણો ફરેલાં છે એ દેશને તથા જે સમયે એમનું સાન્નિધ્ય પ્રાપ્ત થાય તે સમયને પવિત્ર ગણવામાં પ્રતિબંધ લેશ પણ નથી. કેમકે દાનવૃત્તિને શમી જતાં વિલંબ થતો નથી તેથી દેશ યોગ્ય નથી, સમય બહુ અનુકૂલ નથી એવા મિથ્યા ભ્રમને વશ થઇ દાનવૃત્તિને લંબાવ લંબાવ કરવી એ અંતઃકરણનું સ્વરૂપ ન જાણનારનું કામ છે. વળી જેમણે નિષ્કામપણે ધર્મદાન જ પોતાના વાસ્તવ શ્રેયસ્‌ને અર્થે કરવું છે તેમને માટે દેશકાલનો પ્રતિબંધ લેશ પણ આવતો જ નથી. દેશકાલની ખાસ વ્યવસ્થા આ દાનથી ભિન્ન કામ્ય આદિ દાનોમાં જ ખાસ કરીને જોવાની હોય છે. તેથી એ સંબંધમાં અધિક વિસ્તાર કરવા જરૂર નથી.

આ પ્રમાણે આ છએ અંગમાં જે પૂર્ણ દાન છે તે ઉત્તમ દાન છે અને બને ત્યાં સુધી એ પૂર્ણ દાન કરવાનો અભ્યાસ સર્વેએ પાડવો ઘટે છે. જેમનાથી તે ન બની શકે તેણે ભલે એક વા અધિક અંગમાં ન્યૂન દાન દાનના

મુખ્ય આશયપ્રતિ લક્ષ રાખી કરવું અને ઉત્તમ દાનને પોતાના લક્ષ્યસ્થાને રાખવું.

હવે સામાન્યપણે જે દાનો કહેવાય છે તેના વિભાગપ્રતિ જોઇએ જેથી દાતાને પોતાનું દાન કઇ પંક્તિમાં આવે છે એ જ્ઞાન થતાં ઉત્તમ દાનપ્રતિ તેની વૃત્તિ આકર્ષાય. ત્યાં સૌથી પ્રથમ તો દાનના સાત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ વિભાગો પાડવામાં આવે છે. શ્રીમદ્ ભગવદ્ગીતામા કહ્યું છે કે

> दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
> देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥
> यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
> दीयते परिक्लिष्टं तद्राजसमुदाहृतम् ॥
> अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
> असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ।

" દાતવ્યબુદ્ધિથી જે દાન, પોતાના પર ઉપકાર કરનાર નથી એવાને, દેશ, કાલ તથા પાત્રની વ્યવસ્થા સંભાળીને આપવામાં આવે છે તે દાન સાત્વિક કહેવાય છે જે પ્રત્યુપકારને અર્થે અથવા દાનના ફલની ઇચ્છા રાખીને તથા પરિક્લેશસહ આપવામાં આવે છે તે રાજસ દાન કહેવાય છે. અને જે દાન અયોગ્ય દેશમાં, અયોગ્ય કાળે તથા અયોગ્ય પાત્રોને, સત્કારરહિતપણે, તથા અવજ્ઞાપૂર્વક આપવામા આવે છે તે દાન તામસ દાન કહેવાય છે. " આ ત્રિવિધ દાનોનાં ફલો પણ શ્રીવિષ્ણુધર્મોત્તરમાં આ પ્રમાણે પ્રતિપાદન કર્યાં છે કેઃ—

> तामसानां फलं भुङ्क्ते तिर्यक्त्वे मानवः सदा ।
> वर्णसंकरभावेन वार्धके यदि वा पुनः ॥
> बाल्ये वा दासभावेन नात्र कार्या विचारणा ॥
> अतोऽन्यथा तु मानुष्ये राजसानां फलं भवेत् ।
> सात्त्विकानां फलं भुङ्क्ते देवत्वे नाऽत्र संशयः ॥

" જે તામસ દાન છે તેનું ફલ કેવલ અહિતકર છે ( કેમકે એ અપાત્ર ને અદેશ તથા અકાલે શ્રદ્ધાવિના આપેલું છે ) તેથી તેના ફલરૂપે નિયગ્યોનિ પ્રાપ્ત થાય છે, વૃદ્ધાવસ્થામાં વર્ણસંકરતા પ્રાપ્ત થાય છે અને બાલ્યમાં દાસત્વ પ્રાપ્ત થાય છે. તેથી આ દાન સર્વથા ત્યજવા યોગ્ય છે ( અને આ ઉચિત જ છે કેમકે અપાત્રને જે જે આપવામાં આવે છે તે તે સર્વ સમાજને અનર્થકર થઇ પડે છે. ) જે રાજસ દાન છે તેનું ફલ મનુષ્યયોનિની પ્રાપ્તિમાં થાય છે અને સાત્ત્વિક દાનોનું ફલ દેવત્વની પ્રાપ્તિમાં થાય છે. "

આ ત્રિવિધ દાનોમાં તામસ દાન હોય છે તેથી તે ત્યજી રાજસ અને સાત્ત્વિક દાનો માત્ર કરવાં, તેમાં સાત્ત્વિકનો અધિકાર ન પ્રાપ્ત થાય ત્યાં સુધી જ રાજસ દાનો કરવાં. સાત્ત્વિકનો અધિકાર પ્રાપ્ત થયે કેવળ સાત્ત્વિક દાનો કરવાં, અને તે પણ વિરાગ અને ભક્તિ વધે એ પ્રકારે કરવાં.

ફલના નિયમથી દાનના દુષ્ફલ, નિષ્ફલ, હીન, તુલ્ય, વિપુલ અને અક્ષય એવા છ ભેદ પાડવામાં આવે છે. તેનાં સ્વરૂપો શ્રીદેવલઋષિ આ પ્રમાણે જણાવે છે:—

नास्तिकस्तेन हिंस्रेभ्यो जाराय पतिताय च ।
पिशुनभ्रूणहन्तृभ्यां प्रदत्तं दुष्फलं भवेत् ॥
महदप्यफलं दानं श्रद्धया परिवर्जितम् ।
परबाधाकरं दानं कृतमप्यूनतां व्रजेत् ॥
यथोक्तमपि यद् दानं चित्तेन कलुषेण तु ।
तत्तु संकल्पदोषेण दानं तुल्यफलं भवेत् ॥
युक्ताङ्गैः सकलैः षड्भिर्दानं स्याद् विपुलोदयम् ।
अनुक्रोशवशाद् दत्तं दानमक्षयतां व्रजेत् ॥

" નાસ્તિક ( એટલે વેદ તથા ઇશ્વરને ન માનનાર ), ચોર, હિંસ કરનાર, જાર તથા પતિતને અને પિશુન તથા બાલહત્યા કરનારને જે આપવામાં આવે છે તે અનિષ્ટ ફલ કરનાર હોવાથી દુષ્ફલ છે. જે દાન મોટું હોય ત્યાપિ તે શ્રદ્ધાથી રહિત હોય તો તે અલ્પફલને ઉત્પન્ન કરનાર હોવાથી ...

સુખનાં સાધનો કરાવવામાં કરેલું દાન તે ધ્રુવ કહેવાય છે. જે દાન પ્રતિદિવસે કરવામાં આવે છે તે આજસ્રિક કહેવાય છે. અપત્ય, જય, સત્તા, સ્ત્રી, બાલ આદિને અર્થે જે ઇચ્છાયુક્ત દાન આપવામાં આવે છે તે કામ્ય કહેવાય છે. જે દાન કાલવિશેષપરત્વે અથવા ક્રિયાવિશેષપરત્વે અથવા અન્ય કોઇ નિમિત્તવશાત્ કરવામાં આવે છે તે ત્રણે જાતિનું નૈમિત્તિક દાન કહેવાય છે અને તે હોમસહિત અથવા હોમરહિત એમ બે પ્રકારનું હોય છે.''

આ દાનોમાં નિત્યનૈમિત્તિક દાનો અવશ્ય કર્તવ્ય છે તેમાં નૈમિત્તિક દાન ખાસ કરીને એ પંક્તિમાં છે. ધ્રુવ અને કામ્ય એ બેમાં નિષ્કામપણે કરાતુ ધ્રુવ શ્રેષ્ઠ છે. ધ્રુવ દાન પણ કીર્તિ આદિને માટે કરવામાં આવે છે તો કામ્યની પંક્તિમાં આવી જાય છે. નિષ્કામ દાનનો અધિકાર ન પ્રાપ્ત થાય ત્યાંસુધી જ માત્ર કામ્ય દાનોનું સેવન કરી નિષ્કામ દાનને લક્ષ્યસ્થાને સ્થાપવું ઘટે છે.

અન્ય નિયમથી દાનના ધર્મદાન, અર્થદાન, કામદાન, વ્રીડાદાન હર્ષદાન અને ભયદાન એમ ૭ વિભાગ પાડવામા આવે છે. એનાં સ્વરૂપ શ્રીદેવલઋષિએ આ પ્રમાણે વર્ણ્યા છે:—

पात्रेभ्यो दीयते नित्यमनपेक्ष्य प्रयोजनम् ।
केवलं धर्मबुद्ध्या यद् धर्मदानं तदुच्यते ॥
प्रयोजनमुपेक्ष्यैव प्रसंगाद् यत्प्रदीयते ।
तदर्थदानमित्याहुरैहिकं फलहेतुकम् ॥
स्त्रीपानमृगयाक्षाणां प्रसंगाद् यत्प्रदीयते ।
अनर्हेषु च रागेण कामदानं तदुच्यते ॥
संसदि व्रीडया स्तुत्या चार्थिभ्यो यत्प्रयाचितम् ।
प्रदीयते च यद् दानं व्रीडादानमिति स्मृतम् ॥
दृष्ट्वा प्रियाणि श्रुत्वा वा हर्षाद् यद्यत् प्रयच्छति ।
हर्षदानमिति प्राहुर्दानं धर्मविचिन्तकाः ॥
आक्रोशानृतहिंसानां प्रतीकाराय यद्भवेत् ।
दीयते चापकर्तृभ्यो भयदानं तदुच्यते ॥

" જે દાન નિરંતર સુપાત્રને કંઈ પણ સ્વાર્થબુદ્ધિવિના કેવલ ધર્મ બુદ્ધિથી આપવામાં આવે છે તે ધર્મદાન કહેવાય છે. પ્રયોજનવિશેષની સિદ્ધિ અર્થે જે પ્રસંગવશાત્ આપવામાં આવે છે તે અર્થદાન કહેવાય છે અને એનું ઐહિક ફલ હોય છે. વેશ્યાદિ સ્ત્રી, મદ્યાદિ પાન, મૃગયા અને દ્યુત ઇત્યાદિના પ્રસંગથી જે કેવલ રાગવડે અનુચિત પાત્રોને આપવામાં આવે છે તે કામદાન કહેવાય છે. સભામાં શરમને લીધે અથવા પોતાની સ્તુતિને લીધે અર્થી પુરુષોને તેમનું યાચેલું આપવામાં આવે છે તે વ્રીડાદાન ગણાય છે. પ્રિયપદાર્થના દર્શન અથવા શ્રવણને લીધે થયેલા હર્ષવશાત્ જે જે પુરુષ આપે છે તે સર્વ હર્ષદાન ગણાય છે. અને નિંદા, અનર્થ, હિંસા આદિને થતી અટકાવવામાં તથા જે અપકર્તા પુરુષોને લાંચરૂપે ભયવશાત્ આપવામાં આવે છે તે ભયદાન ગણાય છે."

આ સર્વ દાનોમાં જે કામદાન છે તે પૂર્વે કહેલા દુષ્ફલ દાનમાં આવે છે તેથી સુખેચ્છકે કેવલ ત્યાજ્ય છે. વ્રીડાદાન, ભયદાન, હર્ષદાન અને અર્થદાન એ રાગપ્રાપ્ત છે તથા તુચ્છફલવાળાં છે. ખરૂં જોતાં શાસ્ત્રીય દાનમાં એમાં-થી કોઇની ગણતરી કરવા જેવી નથી. તેથી સુખેચ્છુ સાધકે આ દાનોમાંથી નિષ્કામપણે ધર્મદાન જ શ્રેષ્ઠ હોવાથી તથા યથાર્થ દાનરૂપ હોવાથી કર્તવ્ય છે.

આ શિવાય પણ નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને વિમલ ઇત્યાદિ વિભાગો શાસ્ત્રકારોએ દાનનું સ્વરૂપ સ્પષ્ટ થવા અર્થે પાડ્યા છે, છતાં અત્ર આપેલા વિભાગોમાં એ સર્વનો અંતર્ભાવ થઇ જાય છે તેથી અત્ર તે દર્શાવ્યા નથી.

આ સર્વ દાનચર્ચાનું સુખેચ્છક માટે મુખ્ય તાત્પર્ય એ જ છે કે એણે નિત્યનૈમિત્તિક ધર્મદાનને નિષ્કામ પણે સેવવાં અને પોતાને જે પ્રમાણના દાન-થી આરૂઢ વિરાગ થાય તે પ્રમાણનું વિમલોદય તથા અક્ષય ધર્મ દાન કરવું તથા तस्माद्दात्मकृतं पुण्यं न वृथा परिकीर्तयेत् ॥ યજન, દાન અને અધ્યયન એ ત્રણ કરીને દંભનો અર્થે તેનો પ્રકાશ કરવામાં આવે છે તો એ નષ્ટ ફલ થાય છે. તેથી પોતે કરેલું પુણ્ય વિનાકારણ બહાર પ્રકટ ન કરવું. આ પ્રમાણે અભ્યદાન કરવાનો વિધિ શાસ્ત્રમાં હોવાથી એ દાનો ઉત્તમ પ્રકારે કરી નેત

પ્રકટ કરતાં વિરમવું. આ પ્રમાણે આદરવડે કર્યા કરવાથી આરંભમાં નનું માહાત્મ્ય જણાવ્યું છે તે પ્રમાણે દાતા છેક મોક્ષપર્યન્તનો અધિકાર રૂપ ઉત્તમ ધર્મકર્મથી પ્રાપ્ત કરે છે. અને અંતે શ્રીઇષ્ટસ્વરૂપમાં અભેદસ્થિત થઇ પરમાનંદરૂપ થઇ રહે છે.

પ્રોફેસર જેઠીનદાસ જેઠાભાઇ કણિયા બી. એ.



રા. ડાહ્યાભાઇ દયાળજી.
રા. ત્રિકમદાસ રવજી તેરશી.
રા. ત્રિભુવન ભાણજી શાહ.
રા. બ. દામુભાઇ ડાહ્યાભાઇ.
શેઠ દ્વારકાદાસ ગોરધનદાસ.
ધરમજી નેટીવ લાયબ્રરી.
રા બ. નંદકૃષ્ણલાલ રતનલાલ.
રા. નરસિંહપ્રસાદ અનંતરાય
રા. નરોતમ દોલતરામ.
રા નવલશંકર ન. શુકલ.

B. A., LL. B.
Mr. N. P. MEHTA.
રા. નગીનદાસ ભાઇદાસ.
રા. નાનુભાઇ રતનજી દેસાઇ.
રા. પ્રાગજી લલ્લુભાઇ
રા. પોપટ નથુરામ.
રા. પ્રાણલાલ જોઇતારામ.
સ. બ. બહેચરદાસ વિહારિદાસ.
રા. બળવંતરાય નરભેરામ.
મેસર્સ. બી. મગનભાઇની કુંપની.
રા. ભવાનીદાસ નારણદાસ.

B. A , LL. B.
રા ભાઇદાસ ફકીરભાઇ.
રા. મકનજી કુંવરજી.
રા. મણીલાલ મગનલાલ.
રા. મણિશંકર વિશ્વનાથ.
રા. મંગળદાસ દેવીદાસ.
રા. મનસુખભાઇ દલપતભાઇ
ખા. સા. મહમદઅલી અબદુલઅ
રા. સા. માણુભાઇ ભવાનીલાલ.
રા. માણેકલાલ અમૃતલાલ.
રા. સા માણેકભાઇ જશભાઇ.
રા. માણેકલાલ ડાહ્યાભાઇ.
ગ. મૂળશંકર દયારામ.
રા. મેઘજી પ્રેમજી.
રા. મોતીલાલ અંબાલાલ.
રા. મોતીલાલ ગંગાદાસ.
રા. મોતીચંદ ગિરધર કાપડીયા
રા. મોતીલાલ ભોગીલાલ
રા. રણછોડભાઇ ભોગીલાલ.
રા. રણછોડભાઇ રામભાઇ.
શેઠ. રતનજી વીરજી.
રા. રતનસી મુરારજી.
ગ. રંગીલદાસ ગિરધરલાલ.
રા. રામજી ઇશ્વર.
રા. લલ્લુભાઇ આશારામ M A.
રા. લક્ષ્મીચંદ હેમશી
રા. વનમાળીદાસ નાગરદાસ.
રા. વલ્લભજી વિ. રામજી.
રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ,
રા વિદ્યાશંકર કરૂણાશંકર.
વ્યારા સ. ગુ. શાળાના હેડમાસ્તર
રા. શિવલાલ ભીખાભાઇ.
રા. સખારામ નારાયણ કર્વે.